


ગુજરાતી જૈન સાહિત્યમાં કંઇક ઉદાસીનતા આવી ગઇ હોય એમ લાગ્યા કરે છે. છેલ્લા પાંચ–દસ વર્ષ ઉપર પ્રાચીન જૈન સાહિત્યના પુનરૂદ્ધાર અને પ્રકાશનને માટે જે ઉત્સાહ જોવામાં આવતો તે આજે ક્યાં છે ? પ્રાચીન સંસ્કૃત–પ્રાકૃત જૈન ગ્રંથોની નામાવલીઓ તૈયાર કરવા, તે ગ્રંથોને સંશોધિત કરાવી તેના ભાષાંતરો દેશભાષામાં બહાર પાડવા પાછળ જે લગની જોવામાં આવતી તે હવે કવચિત્ જ ક્યાંઇ ક્યાંઇ દૃષ્ટિગોચર થાય છે. પ્રસ્તુત પુસ્તક–જૈન મહાભારત કિંવા પાંડવ-ચરિત્ર એ પુરાણા પ્રયત્નની માત્ર પુનરાવૃત્તિ રૂપ છે. પાલીતાણા-ની **"જૈન ધર્મ વિદ્યા પ્રસારક સંસ્થા તરફથી શ્રીયુત્ શિવજીભાઇ દેવશીએ"** આજથી લગભગ ચૌદ વર્ષ ઉપર જે ભાષાંતર પ્રકટ કર્યું હતું તે આજે ફરીથી નવા જ લેબાસમાં અમારા વાચકોના કરકમળમાં ધરીએ છીએ અને એ રીતે જૈન સમા-જમાં થોડે ઘણે અંશે ખીલવા પામેલી વાંચનઅભિરૂચીને સંતોષવા તથા ઉત્તેજવા માગીએ છીએ. વાચકો જોઇ શકશે કે આ પુસ્તકને સચિત્ર બ-નાવવા અર્થે અમે ખર્ચના ખાડામાં ઉતરવામાં તેમજ બીજી પરચુરણ

હાડમારીઓ વેઠવામાં કાયરતા નથી દર્શાવી. એ ખર્ચ અને હાડમારીનો ખ્યાલ સૌને સરખો નહીં આવી શકે. ભાઇ ટી. જે. પટેલના સ્વર્ગવાસ પછી જૈન સાહિત્યના પાત્રોની બરાબર કલ્પના કરી યથોચિત રૂપમાં આળેખી શકે એવા ચિત્રકારોની અમને તો ભારે ખોટ આવી પડી છે. સ્વ. પટેલની પીંછીના અભાવે બીજી ઘણી પીંછીઓ અમે ચિત્રોની પાછળ અજમાવી જોઇ, પણ અમને એથી સંપૂર્ણ સંતોષ ન થયો, ઉલટું ખર્ચ તેમજ મહેનત વધતાં જ ગયા અને તે સર્વને પરિણામે કેવળ નિરાશા, એટલામા સદ્ભાગ્યે શ્રીયુત ગોરધનભાઈ પટેલ–ચિત્રકારની મદદ અણધાર્યા આવી મળી. પાંચ પાંચ, ૭ ૭ વાર તૈયાર કરાવેલા ચિત્રોથી અમને જે સંતોષ ન થયો તે ભાઇ ગોરધનભાઇએ અમને આપ્યો. આ પુસ્તકમાંના ચિત્રો માટે અમે તેમજ અમારો વાચકવર્ગ ભાઇ ગોરધનભાઇનો ઋણી રહેશે.

કળા અને સાહિત્યની કદર કરવામાં જૈન વિદ્વાનોએ તેમજ જૈન મુનિરાજોએ કદી શિથિલતા નથી દર્શાવી. ગુજરાતી સાહિત્યમાં જ્યારે સાવ શુષ્કતા આવી ગઇ હતી, ત્યારે પણ જૈનમુનિઓ જ કાવ્યકળા અને રસ સાહિત્યનો છંટકાવ કરી કચ્છ–કાઠિયાડ અને ગુજરાતને રસભીનું રાખી શક્યા હતા. આજે પણ એના એજ મુનિરાજો છે, એની એજ સંસ્થાઓ છે. જો તેઓ સાહિત્યપ્રચાર–જ્ઞાનપ્રચારના ફરીથી ઉગ્ર વ્રત આદરે તો કચ્છ–કાઠિયાવાડ અને ગુજરાતની વાડીમાં ફરીથી વસંતને ઉતારી શકે. તેઓમાં શક્તિ છે, અવકાશ છે અને સાધન પણ છે. વધુ તો દૂર રહ્યું, પણ લ્હાણામાં અથવા તો પ્રભાવનામાં વસ્ત્ર, વાસણ જેવી ભોગોપભોગની સાંસારિક વસ્તુઓને બદલે આવા ધર્મ ગ્રંથો ઘેર ઘેર ફેલાવવાનું તેઓ મન ઉપર લે તો પણ એ રીતે જૈન સાહિત્ય ઉપર મહદ્ ઉપકાર કરી શકે એમ મને લાગે છે.

હું એક અંગત વાત પણ આ સ્થળે કહી દેવા માગું છું. સંવત્ ૧૯૭૭થી મારી તબીયત લથડવા માંડી તે હજી પણ ઠેકાણે નથી આવી. આવી દુર્બળ અવસ્થામાં પણ (૧) મલયા સુંદરી ચરિત્ર (૨) ગજકુમારી સુદર્શના (૩) શ્રી વિવેક વિલાસ (૪) સચિત્ર સ્તવનાવળી (૫) પંચપ્રતિક્રમણ વિધિ સહિત (૬) શ્રાવક ફરજ (૭) શ્રી મહાવીરજીવન વિસ્તાર (૮) શ્રી મહાવીરભક્ત મણિભદ્ર (૯) શ્રી અમરાદિત્ય કેવલી ચરિત્ર અને (૧૦) પુણ્ય પ્રભાવ જેવા ગ્રંથો બ્હાર પાડી શકયો તે માટે મારે તો શ્રી શાસન દેવનો ઉપકાર માનવાનુ અને પરમાર્હત્ પ્રભુના સ્તવ-ગાન કરવાનુ રહે છે.

અમારા પુસ્તકોને સચિત્ર બનાવવા અને ઉંચા કાગળ ઉપર બ્હાર પાડવા સતત્ પ્રયત્નશીલ છીએ હાલમાં તૈયાર થતા પુસ્તકોનું સૂચીપત્ર આ ગ્રંથમાં બીજે સ્થાને આપ્યું છે, તે જોઇ લેવા અને અગાઉથીજ ગ્રાહક તરીકે નામો નોંધાવવા અમારી સવિનય વિજ્ઞપ્તિ છે. ઉંચા કાગળો, સુંદર છપાઇ, મનોરંજક ચિત્રો અને રસમય સાહિત્ય એજ અમારો મુદ્રાલેખ છે.



# પ્રસ્તાવના.

जनायुर्जलमादाय निशादिनघटीचयैः ।
अर्केंदुधुर्यौ कालारघट्टं भ्रमयतः सदा ॥ १ ॥

श्री प्रद्युम्नाचार्य.

"સૂર્ય ચંદ્ર રૂપી બળદો રાત્રિ દિવસ રૂપ ઘડાઓના સમૂહથી લોકોનું આયુષ્ય રૂપ જળ લઈ કાળરૂપી અરઘટ્ટ ( રેંટ ) ને સદા કાળ ફેરવ્યા કરે છે."

આ સુબોધક પદ્યનો વિચાર કરતાં જણાશે કે 'આ જગત્ અનિત્ય છે.' આવા અનિત્ય જગતમાં જન્મ લઈ નિત્ય વસ્તુ મેળવવાને દરેક મનુષ્યે પ્રયત્ન કરવો જોઇએ. એ નિત્યવસ્તુના બે પ્રકાર પાડી શકાય છે. એક લૌકિકનિત્ય અને બીજું પારલૌકિકનિત્ય. આ જગતમાં પર્યાયરૂપે ચાલતા જનસમૂહના કલ્યાણને માટે જે કાંઇ પારમાર્થિક અથવા પરોપકારી કામ કરવું, તે લૌકિકનિત્ય કહેવાય છે અને ધર્મસાધન પ્રાપ્ત કરી આત્મકલ્યાણને માટે જે યત્ન કરવો તે પારલૌકિકનિત્ય કહેવાય છે. એ પારલૌકિકનિત્ય, નિત્ય સ્વર્ગીય સુખ પ્રાપ્ત કરાવી મોક્ષ માર્ગમાં લઈ જાય છે. લૌકિકનિત્ય પણ પરંપરાએ મોક્ષનું સાધક થાય છે. ઉભય નિત્યનો ઉદ્દેશ એકજ છે. પણ તેઓ માત્ર પ્રવર્ત્તનના ભેદથી જુદાં પાડી શકાય છે.

જે પુરૂષો લૌકિકનિત્ય અને પારલૌકિકનિત્ય કરવાને તત્પર રહે છે; તેઓ આ લોકમાં સતકીર્ત્તિને પ્રસરાવી પરલોકની ઉન્નતિને મેળવી શકે છે.

આ ઉભય પ્રકારના નિત્ય દરેક ભવિઆત્માએ આચરણીય અને આદરણીય છે. તેને માટે પ્રયત્ન કરવાના સાધનરૂપે ચરિતાનુયોગના ઉત્તમ પુસ્તકો પ્રણીત થયેલા છે, જેમાં આ પાંડવચરિત્ર જેવા પુસ્તકોની ગણના મુખ્ય રીતે કરવામાં આવે છે.

• ચૈતન્ય પદાર્થમાં જ્ઞાનશક્તિ સહજ જણાય છે. ભિન્ન ભિન્ન પ્રકારે જણાતા ચૈતન્યોપાધિક પદાર્થોમાં રહેલી જ્ઞાનશક્તિમાં પણ ભિન્નતા, જણાય છે. કેટલાકમાં કેવળ સુખ દુઃખનુંજ ભાન હોય છે, તથા કેટલાકમાં સુખનું પણ ભાન ન હોતાં દુઃખ અને દુઃખભાવની ઇચ્છાના દર્શનથી જ્ઞાનનો ભાસ પ્રદર્શિત થાય છે. આવી રીતે વિવિધ પ્રકારનાં પ્રાણીઓમાં તેમને યોગ્ય એવી જ્ઞાનવૃત્તિનું પ્રદર્શન થાય છે. તે સર્વની અંદર મનુષ્યોમાં આવૃત્તિ કાંઇક વિશેષ છે. ભિન્ન ભિન્નરૂપે ઉપલબ્ધ થતાં જ્ઞાનને સરખાવી ઉત્તમને ગ્રહણ કરી કનિષ્ટનો ત્યાગ કરવો એવી શક્તિ મનુષ્યનેજ મળેલી છે. ઇચ્છિત વસ્તુ ગ્રહણ કરી અનિષ્ટનો ત્યાગ કરવો એ ભાવ કોઇ અન્ય પ્રાણીમાં પણ દેખાય છે, પરંતુ તેનામાં વિવેકવૃત્તિ હોતી નથી. મનુષ્ય આત્મા વિવેચકવૃત્તિનો ધારક હોઇ સારાસારને સારીરીતે સમજી શકે છે. બીજામાં ‘ અમુક વસ્તુનું ગ્રહણ કરતાં દુઃખ થશે,’ એવી વૃત્તિનોજ ભાવ રહેલો હોય છે.

બીજા પ્રાણીમાત્રથી મનુષ્ય આત્માને આટલી શક્તિ વિશેષ છે, ત્યારે તેને પ્રદર્શિત કરવાનું દ્વાર પણ તે શક્તિને અનુરૂપ જોઇએ અને તે દ્વાર તે સુબોધક ગ્રંથોનું વાંચન છે. મનુષ્ય આત્મા વિવેચક છે. પોતાના વિકાસ પામેલા અંતઃકરણમાં અમુક વસ્તુનો સારાસાર વિચાર થઇ શું વિવેક થયો છે ? એ પ્રદર્શિત કરવું, એ કાર્ય પણ સરલ નથી. હૃદયથી એ વિચાર પ્રદર્શિત કરવા માટે વાંચનમાં આવેલા સુબોધક

પ્રસંગો એ વિચારને અને સુબુદ્ધિના વિકાસને યથાયોગ્ય પોષણ આપે છે કે નહિ ? એ જોવું પણ આવશ્યક છે. આ રીતે બુદ્ધિને વાંચનથી કેળવવાની જરૂર છે. તે છતાં તે કેળવાએલી બુદ્ધિનો ક્યા પ્રકારે ઉપયોગ કરવો, એ સમજવું પણ આવશ્યક છે, તેથી આવા સુબોધક પુસ્તકોના વાંચનથી વાચકે તેમાં આવતા સત્પુરૂષોના ચરિત્રોમાંથી સાર લઇ પોતાના ચરિત્ર ઉપર તેનો પ્રકાશ પાડવા પ્રયત્ન કરવો જોઇએ. **ધર્મ, નીતિ, વિનય, વિવેક, ચાતુર્ય** વિગેરે સારા ગુણોને ગ્રહણ કરવા અને અધર્મ, અનીતિ, અવિનય, અવિવેક અને મૂર્ખતા વિગેરે દુર્ગુણોને દૂર કરવા શીખવું જોઇએ. એવા શુભહેતુની ધારણાથીજ આ પાંડવચરિત્રને પ્રબોધ રૂપે મૂકેલું છે. ઉદાર ચરિત પાંડવોના ચરિત્રમાંથી શો શો પ્રબોધ લેવા યોગ્ય છે, એ દર્શાવી એ મહાન્ ગ્રંથને સર્વ રીતે ચરિતાર્થ કરેલો છે.

મનુષ્યજીવનના સૂક્ષ્મ અવલોકનમાંથી ધાર્મિક વૃત્તિના અંતઃકરણો સુબોધને શોધે છે. અને તેનું નિરૂપણ કરે છે. આ અનાદિ અનંત જગત્‌માં મનુષ્ય એ વિશેષ લક્ષ્ય ખેંચે એવી વસ્તુ છે. અનેક પ્રકારની લાગણીઓથી માનવહૃદય ભરપૂર છે. પળે પળે નવા નવા તરંગો અને નવી નવી વૃત્તિઓ તેના હૃદયમાં ઉત્પન્ન થાય છે અને તેની અસર તેની ક્રિયાના પ્રવર્તન ઉપર થયા વિના રહેતી નથી. તેથી માનવ હૃદયમાં સારા સારા તરંગો અને સારી સારી વૃત્તિઓ ઉત્પન્ન થાય તેવા વાંચનની જરૂર છે, તે જરૂરીયાત આ પાંડવચરિત્રનો ગ્રંથ સર્વ રીતે પૂરી પાડે છે. આ ઉપયોગી ગ્રંથમાંથી જે આનંદ ઉત્પન્ન થાય છે તે અપૂર્વ છે. તેની અંદર સંચિત કરેલો પ્રબોધ નિર્મળ અંતઃકરણોમાં અદ્‌ભૂત આનંદનો પ્રવાહ રેડે છે અને પૂર્વના પવિત્ર ઉદાર ધર્મવીરોના ચરિત્રનું સ્મરણ કરાવી વાંચકોના હૃદયમાં ઉન્નત ભાવના જાગ્રત કરે છે. આ પાંડવચરિ-

ના ગ્રંથનું અવતરણ મલધારી શ્રી દેવપ્રભસૂરિના રચેલા [1]પાંડવ ચરિત્ર ઉપરથી થયેલું છે. તે મહાનુભાવ દેવપ્રભસૂરિ જૈન સંસ્કૃત કવિઓમાં પ્રથમ પંક્તિના કવિ હતા. તેમની આલંકારિક અને રસિક કવિતા ભારતવર્ષના કવિઓમાં પ્રશંસનીય થયેલી છે. તેમણે પોતાના જીવનમાં એ ઉત્તમ કાવ્યો રચી પોતાની પ્રતિભાશાળી શક્તિને પલ્લવિત કરી ભારતીય પંડિતોને પ્રસન્ન કરેલા છે. તે બંને કાવ્યો **પાંડવચરિત્ર** અને **મૃગાવતીચરિત્ર** એવા નામથી ઓળખાય છે. તે મહાનુભાવ દેવપ્રભસૂરિ શ્રી મુનિચંદ્રસૂરિના શિષ્ય હતા તેમને **યશોભદ્રસૂરિ** અને **નારચંદ્ર** નામે બે વિદ્વાન્ શિષ્યો હતા, તેમણે તેમના બંને કાવ્યોને શોધ્યા હતા.

પાંડવ ચરિત્ર અને આ ગ્રંથનો કથા ભાગ એકજ છે, પણ તેને નવીન પદ્ધતિમાં ગોઠવી રસિક બનાવવામાં આવેલ છે. ચરિત્રના જુદા જુદા પ્રસંગમાંથી ગ્રહણ કરવા યોગ્ય બોધને પૃથક્ દર્શાવી ચરિતાનુયોગની ઉપયોગિતા સિદ્ધ કરવામાં આવી છે. તે સાથે મૂળકર્ત્તાની આલંકારિક ચમત્કૃતિને અખંડિત ગણી તેનું સુબોધક અવતરણ કરી રસમાં વધારો કર્યો છે.

મૂળ ગ્રંથકારે એ ચરિત્રને પોતાની પ્રતિભાના પ્રભાવથી પલ્લવિત કરેલ છે. ગ્રંથનું ગ્રથન કરનાર તે યોગીકવિએ પોતાની કવિત્વ શક્તિનું પૂર્ણ દર્શન કરાવ્યું છે. ચરિત્રના પ્રસંગમાં આવેલ ધર્મ, નીતિ, વ્યવહાર, ઉત્સાહ, શૌર્ય, યુદ્ધ, સાદૃશ્ય, સૌંદર્ય શક્તિ, ભક્તિ, વૈરાગ્ય અને માધુર્યવાળા તત્ત્વોના વર્ત્તનની પ્રતિમાઓ કલ્પનાશક્તિથી પુષ્ટ કરી સારારૂપમાં દર્શાવી ગ્રંથને રમણીય બનાવ્યો છે.

---

૧ આ મહાન્ ગ્રંથ તૈયાર કરાવીને પ્રથમાવૃત્તિ શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગના સ્થાપક શ્રીયુત શિવજી દેવસિંહે એ વર્ગ તરફથી સં. ૧૯૬૫ માં માર્ગશીર્ષમાં પ્રગટ કરી હતી.

પ્રથમ પ્રકરણમાં રાજકન્યાના સાંસારિક અભિગ્રહનો પ્રસંગ લઇ પ્રાચીન વિવાહ પદ્ધતિનું દિગ્દર્શન કરાવી વર્ત્તમાન કાળે ચાલતા તે સંબંધી હાનિકારક રિવાજનો ધિક્કાર દર્શાવ્યો છે. જે વાંચનારને સુબોધક થઇ પડે તેવો છે.

બીજા પ્રકરણમાં શીકારી શાંતનુના દુર્વ્યસનરૂપ મૃગયાનો ચીતાર આપી તેવા વ્યસનથી દૂર રહેવાનો અને માનવ જીવનરૂપી અમૂલ્ય રત્નને સદ્‌ગુણોના ડાબડામાં રાખી યતના કરવાનો ઉત્તમ બોધ આપેલો છે.

ત્રીજા પ્રકરણમાં શાંતનુ રાજાની સાથે ગંગાસુંદરીનું પાણીગ્રહણ થાય છે. તે પ્રસંગે ગંગાસુંદરીએ લીધેલી કેળવણી અને તેથી પ્રાપ્ત થયેલા જ્ઞાન, હિંમત વિગેરે સદ્‌ગુણો આર્ય જૈનસ્ત્રીઓને અનુકરણ કરવા યોગ્ય છે. ગંગાસુંદરી પોતાના નિયમમાં કેવી દઢ રહી હતી—એ પ્રસંગ ખરેખર આર્ય બાળાઓને બોધ લેવા યોગ્ય છે.

ચોથા પ્રકરણમાં ગાંગેયના જન્મનો પ્રસંગ આવે છે અને શાંતનુ-રાજા પોતાના શીકારના દુર્વ્યસનમાંથી મુક્ત થયો નથી, તેથી દઢ નિય-ગામવાળી ગંગાસુંદરી પોતાના પતિનો ત્યાગ કરી પિતૃગૃહ તરફ ચાંલી જાય છે. તે છતાં તેણી પોતાના પતિ ઉપર વિરક્ત થઇ નથી. આ પ્રસંગ સ્ત્રીઓને ઘણો સુબોધક છે. " પતિના જીવનની સુધારણા સ્ત્રીએ કરવી જોઇએ અને સ્ત્રીના જીવનની સુધારણા પતિએ કરવી જોઈએ." આ નીતિસૂત્રનો બોધ આ પ્રસંગે સારો પ્રાપ્ત થાય છે.

પાંચમા પ્રકરણમાં સત્યવતીના ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે. સદ્‌ગુણી સ્ત્રીનું વર્ત્તન કેવું હોય ? અને તેના વર્ત્તનથી જનસમાજમાં કેવી અસર થાય તેનો આબેહૂબ સંક્ષિપ્ત ચિતાર આ પ્રસંગે દર્શાવવામાં આવ્યો છે

છઠ્ઠા પ્રકરણમાં રાજા શાંતનુને શીકારને પ્રસંગે તેના પુત્ર ગાંગેયનો સમાગમ થાય છે, અને ત્યાં પિતા પુત્રની વચ્ચે યુદ્ધ કરવાનો યોગ થઈ આવે છે. પુત્રનું પરાક્રમ જોઈ પ્રસન્ન થયેલી ગંગાદેવીના હૃદયનો હર્ષ. અને પતિભક્તિનું અહિં સારૂં દર્શન થાય છે. વીર્યવતી ગંગાદેવીએ પોતાના પતિ અને પુત્ર વચ્ચેનું યુદ્ધ અટકાવવાની જે હિંમત દર્શાવી છે, તે આ પ્રસંગમાં વીરરસનું સારૂં પોષણ કરે છે અને પ્રાચીન વીરાંગનાઓના ગૌરવને દર્શાવે છે. આ શિવાય ગાંગેયની માતૃભક્તિ અને આજ્ઞાંકિતપણું અપૂર્વરૂપે બતાવવામાં આવેલું છે, જે આર્યબાળકોને હૃદયથી શિક્ષણીય છે.

સાતમા પ્રકરણમાં ગાંગેયની પિતૃભક્તિ દિવ્યતાનું દર્શન કરાવે છે. આર્યપુત્ર ગાંગેય પોતાના પિતાની મનઃકામના પૂર્ણ કરવાને નાવિકની પાસે જતાં તે પ્રસંગે તે મહાનુભાવે જે વાર્તાલાપ કર્યો છે, તે સત્પુત્રના ધર્મની પરાકાષ્ઠા છે. ધર્મવીર અને પિતૃભક્ત ગાંગેયે યાવજ્જીવિત બ્રહ્મચર્ય ધારણ કરી જે સત્પુત્રતા દર્શાવી છે, તે અદ્વિતીય અને અલૌકિક છે. પોતાના જન્મદાયક, પાલક અને અધ્યાપક તરીકે ઉપકારી પિતાના મોટા ઋણમાંથી અલ્પ અંશે પણ મુક્ત થવાની ઈચ્છા રાખનારા કોઇ પણ આર્યપુત્રને આ પ્રસંગ મનન કરવા જેવો છે.

આઠમા પ્રકરણમાં મહાબળવાન્ શાંતનુએ સંસારનો ત્યાગ કરી પોતાના આત્માના ઉદ્ધારનો માર્ગ ગ્રહણ કરેલો છે. દરેક મનુષ્યો અનેક વસ્તુઓને ઇચ્છે છે અને પૂર્વના સુકૃતથી તે સર્વ તેમને મળવાનો પૂર્ણ સંભવ હોય છે; પરંતુ તે વસ્તુ પ્રાપ્ત થવા પર્યંત મનુષ્યો પોતાની ઇચ્છાને સ્થિર રાખતા નથી. આવા વિચારને અવલંબી શાંતનુએ પોતાનું મહાવીર્ય સંસારનો ત્યાગ કરવામાં ફેરવ્યું હતું. તે વિચારને અંતે એ મહારાજાએ ચિંતવ્યું હતું કે, " આરોગ્ય, ધન, વ્યવહાર-

સુખ, જ્ઞાન, વિદ્યા, કળા અથવા કોઇ પણ પ્રકારનું ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે મેં મારા મનને ઘણીવાર અથડાવ્યું છે. હવે તે મનને તેમાંથી આકર્ષી પરમ તત્ત્વમાંહિ લઇ જવું જોઇએ." આવા વિરક્ત વિચાર દર્શાવી શાંતનુએ પોતાની પશ્ચિમ વયની સાર્થકતા કરવાનો તે પ્રસંગ વાચકોને સંવેગના રંગમાં મગ્ન કરે છે.

નવમા પ્રકરણમાં અંબા, અંબિકા અને અંબાલિકા—એ ત્રણ રાજકન્યાના હરણનો મુખ્ય પ્રસંગ લઈ તેમાં વિવિધ જીવનના બોધક પ્રસંગો દર્શાવ્યા છે. તે પછી—

દશમા પ્રકરણમાં વિષયી વિચિત્રવીર્યની નઠારી સ્થિતિનો પ્રસંગ ઘણો વૈરાગ્યપોષક છે. વિષયોના અતિ સેવનથી વિષયી આત્માની કેવી નઠારી સ્થિતિ થાય છે, તે ઉપર વિચિત્રવીર્યનું પૂર્ણ દૃષ્ટાંત આ સ્થળે મનન કરવા જેવું છે. વિચિત્રવીર્યની નઠારી સ્થિતિ જોઇ તેના વીરબંધુ ગાંગેયે જે વચનો ઉદ્ગાર્યા છે, તે સર્વદા સ્મરણીય અને આદરણીય છે.

અગીયારમા પ્રકરણમાં પાંડુ અને કુંતીના પ્રસંગે જે ચમત્કારી મુદ્રિકાનો યોગ થઇ આવ્યો છે, તે ઉપર વિદ્યાધરપતિઓનું રમણીય કથાનક છે. તે ચાલતા પ્રસંગને અદ્ભુત રસનું સારૂં દર્શન કરાવે છે.

બારમા પ્રકરણમાં રાજા પાંડુ અને મહારાણી કુંતીનું પોતાના કુટુંબ પ્રત્યે જે પ્રવર્ત્તન બતાવ્યું છે, તે દરેક આર્યકુટુંબે ગ્રહણ કરવા યોગ્ય છે. 'સંપથી વર્ત્તવામાં કેટલું સુખ છે અને કુસંપથી વર્ત્તવામાં કેટલું દુઃખ છે,' એ નૈતિક સૂત્રનો પ્રભાવ આ સ્થળે બોધનીય છે.

તેરમા પ્રકરણમાં કંસ અને તેની સ્ત્રી જીવયશાની અવાંતર કથા દર્શાવવામાં આવી છે. તે પ્રસંગે વસુદેવના સહવાસમાં રહેલા કંસના સદ્વિચાર અને જરાસંધની દુરાચારી પુત્રી જીવયશાના સમાગમમાં રહેલા

કંસના કુવિચાર ઉપર સત્સંગ અને કુસંગનું સ્વરૂપ આબેહુબ દર્શાવવામાં આવ્યું છે. કેળવણી વગરની સ્ત્રી કેવી નઠારા વિચાર અને આચારવાળી થાય છે, તે ઉપર જીવયશાનું ચરિત્ર દૃષ્ટાંતરૂપ છે. તે ઉપરથી આર્યગૃહપતિ અને ગૃહિણીને ધડો લેવા યોગ્ય શિક્ષણ મળે છે.

ચૌદમા પ્રકરણમાં કૃષ્ણના ચરિત્રનો આરંભ કરવામાં આવ્યો છે. કંદિ માણસ કુસંગને લઇને દુરાચારમાં પડી જાય, પણ જો તે સારા સંગના પ્રભાવથી સદાચારનો સેવક બની જાય તો તેની પશ્ચિમ અવસ્થા સુખ તથા સત્કીર્તિની સંપાદક થાય છે. એ નીતિબોધ આ સ્થળે આપ્યો છે.

પંદરમા પ્રકરણમાં પાંડવોની ઉત્પત્તિનો પ્રસંગ છે અને તે પછી સોળમા પ્રકરણમાં પાંડવો અને કૌરવોની વચ્ચેના વૈરબીજની સ્થાપના દર્શાવવામાં આવી છે. આ સ્થળે પાંડુના ચરિત્રમાં નીતિનો પ્રકાશ ઘણો ઉત્તમ પ્રકારે દર્શાવવામાં આવ્યો છે. ધૃતરાષ્ટ્રે રાજ્યલોભથી પોતાના પુત્ર કૌરવો અને પાંડવોની વચ્ચે ભેદબુદ્ધિ રાખી પણ સમદૃષ્ટિ પાંડુના હૃદયમાં એવી ભેદબુદ્ધિ પ્રગટ થઈ નહિ. એ ખ્યાન આ સ્થળે ઘણુંજ મનન કરવા યોગ્ય છે અને પ્રમાણિક પુરૂષોને આનંદદાયક થઇ પડે તેવું છે.

સત્તરમા પ્રકરણમાં ગુરૂલાભને પ્રસંગે વિદ્યાભ્યાસ કરવામાં કેવા સાધનો જોઇએ, તેને માટે દશ સાધનોની જે ગણના કરવામાં આવી છે, તે અભ્યાસીઓને અને અભ્યાસમાં સહાયભૂત થનારા માબાપોએ મનન કરવા જેવી છે. ગુરૂ, પુસ્તક, નિવાસ, સહાય, અને ભોજન—એ પાંચ બાહ્યસાધન અને આરોગ્ય, બુદ્ધિ, વિનય, ઉદ્યમ અને શાસ્ત્રપ્રીતિ—એ પાંચ અંતરંગ સાધન—એ દશ પ્રકારના સાધનોની ઉત્તમ પદ્ધતિ દર્શાવી એ પ્રસંગને રમણીય બનાવ્યો છે. મહાવીર અર્જુને પોતાના અભ્યાસમાં એ સાધનો કેવી રીતે મેળવ્યા હતા. તે વિષય વાંચનાર અભ્યાસીઓને ઘણોજ આનંદ આપે છે.

અઢારમા પ્રકરણમા ગુરૂભક્તિનો મહિમા એટલો બધો ચિત્તાકર્ષક છે, કે જે વાંચવાથી વાચકનું હૃદય ભક્તિના પ્રવાહમાં તર્યા કરે છે. દ્રોણાચાર્યની મૃત્તિકાની પ્રતિમા સ્થાપી તેની સમક્ષ કિરાતપુત્ર એકલવ્યે કરેલા ધનુર્વિદ્યાનો અભ્યાસ, અને તે અભ્યાસમા તેનું સાફલ્ય એ પ્રસંગ આસ્તિક ગુરૂ ભક્ત પુરૂષોને ઉમંગદાયક થઇ પડે છે. એ ઉપરથી ભાવનાનો મહિમા સિદ્ધ થાય છે, અરિહંત પ્રભુની પ્રતિમા સન્મુખ ઉત્તમ ભાવના ભાવનાર ભાવિક ભક્તો ઉત્તમ ફળ મેળવી શકે—એ વાતને સારી પુષ્ટિ મળે છે અને શુદ્ધ ભાવથી જે જે ક્રિયા કરવામાં આવે તે સફળ થયા વિના રહેતી નથી એ સાત્વિક સિદ્ધાંત પણ સિદ્ધ થાય છે.

ઓગણીશમા પ્રકરણમાં કુમારપરીક્ષાનો પ્રસંગ છે. તેમાં અર્જુન, કર્ણ અને દુર્યોધનના વીરત્વની પરીક્ષાની વાર્ત્તા વીરરસનો આવિર્ભાવ કરી પ્રાચીન પદ્ધતિનુ ઉત્તમ દર્શન કરાવે છે. પ્રાચીન આર્યજનો પોતાના પુત્રોને વિદ્યા–કળાની ઉન્નતિ સંપાદન કરવાને કેવો પ્રયત્ન કરતો હતા એ વાતનું પણ પૂર્ણ નિરીક્ષણ આ પ્રસંગે થાય છે.

વીશમા પ્રકરણમાં રાધાવેધનો પ્રસંગ આવે છે. તેની અંદર અર્જુનની ધનુર્વિદ્યાની પ્રવીણતાની પરાકાષ્ટા દર્શાવી છે. મહાવીર અર્જુને રાધાવેધ કરી ભારતની વીર પ્રજાને ચકિત કરી નાખી હતી. તે વખતે પોતાના પ્રિય શિષ્યની ફત્તેહ જોઈ ગુરૂ દ્રોણાચાર્યના હૃદયમાં જે આનંદ ઉદ્ભવ્યો હતો, તે આનંદ પૂર્વના ગુરૂશિષ્યનો અપૂર્વ નમુનો છે. " सर्वत्र जयमन्विच्छेत् शिष्यात्पुत्रात्पराजयम् " આ મહાવાક્ય આ સ્થળે અક્ષરે અક્ષર સત્ય થાય છે.

એકવીશમા પ્રકરણમાં દ્રૌપદીના પૂર્વભવની વાર્ત્તાનો પ્રસંગ આવે છે, જે પ્રસ્તુત પ્રસંગને ઘણી સારી પુષ્ટિ આપે છે. " દ્રૌપદી પૂર્વભવમાં શુકમાલિકા હતી. શુકમાલિકા સાધ્વીઓના સહવાસમાં રહી ધર્મ "

ધારિણી બની હતી અને આતાપના જેવો ઉગ્રતપ કરવાને તે સમર્થ થઇ હતી, પણ તેણીએ પાંચ પુરૂષોએ મેવેલી કોઈ ગણિકાને જોઇ સકામ બુદ્ધિ કરી, તેથી તેણીને દ્રૌપદીના ભવમાં પાંચ પુરૂષોની પત્ની થવુ પડયુ " એ પ્રસંગ સકામબુદ્ધિથી ધર્મ કાર્ય કરનારને સાર્ શિક્ષણ આપે છે.

બાવીશમા પ્રકરણમા નારદમુનિના ઉપદેશનો પ્રસગ છે. આ ઉપદેશ સાંસારિક નીતિને લગતો હોવાથી ગૃહસ્થોને ઘણો ઉપયોગી છે તેમા ખાસ કરીને સ્ત્રીજાતિને ઉદ્દેશીને તેનુ કથન ખરેખર મનન કરવા જેવુ છે. સ્ત્રીજાતિના રાગમાં રક્ત થયેલા પુરૂષો નીચકૃત્ય કરનારા, દુરાચારને સેવનારા અને પાપબુદ્ધિને ધરનારા થાય છે, તે ઉપર નારદે આપેલુ શ્રીષેણુ રાજા અને તેના બંને પુત્રોનુ દષ્ટાંત અતિ સુબોધક અને સ્મરણીય છે. ' વગર કેળવાએલી સ્ત્રી કેવી અધમ થાય છે, અને કેળવાએલી સ્ત્રી કેવી ઉત્તમ થાય છે ! ' તે ઉપયોગી સાર નારદના ઉપદેશમાથી નવનીતરૂપે નીકળે છે. આ પ્રસંગે નારદનો ઉપદેશ જો કે પાંડવોના હિતની ખાતર છે, તથાપિ તે ઉપરથી તે સર્વનુ હિત સાધ્ય કરી શકાય તેવો વાચકોને બોધ મળી શકે છે.

ત્રેવીશમા પ્રકરણમાં સ્ત્રીઓને અનુકરણ કરવા યોગ્ય પ્રભાવતીનુ ચરિત્ર વાચકોના હૃદયને સતીધર્મનો પ્રબોધ આપે છે તે પછી ચોવીશ અને પચીશમા પ્રકરણમા યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક તથા શકુનિ અને દુર્યોધનની પ્રપચવાર્તાનો પ્રસગ વાચકોના હૃદયને વ્યવહારોપયોગી વિવિધ શિક્ષા આપી તૃપ્ત કરે છે. તે પછી વિદુર અને ધૃતરાષ્ટ્રનો મેળાપ થાય છે અને જુગારની વાર્તાનો પ્રસગ નીકળતાં મહાન્ વિદુરજી ધૃતરાષ્ટ્રને નળાખ્યાન કહી સંભળાવે છે અને તે પ્રસંગ છવીશમાં પ્રકરણમાં પૂર્ણ થાય છે. નળાખ્યાનમાથી વાચકો ધાર્મિક અને નૈતિક શિક્ષણ સારી રીતે મેળવી શકે છે. સર્વસ્વહરણ, વનવાસ, કપટસદેહ,

વનવાસની વિટંબણા, અભયદાન અને જીવિતદાન, દુર્યોધનનો બળાપો, ચેતવણી, વનવાસમાં વિજય, કમળનું ફુલ અને અપકાર પ્રત્યે ઉપકાર—એ સત્યાવીશથી, છત્રીશ પ્રકરણ સુધીના પ્રસંગો વિવિધ બોધને પ્રકાશ કરનારા અને હૃદયમા રસને પુરનારા છે. તેમાં ખાસ કરીને અપકારનો બદલો ઉપકાર કરવાનો મહાગુણ ધર્મવીર યુધિષ્ઠિરના ચરિત્રમાંથી પ્રકાશિત થવાનો પ્રસંગ અતિ સુબોધક અને નીતિપોષક છે. તેની સાથે વચમાં વચમાં અર્જુન અને ભીમસેનની ભ્રાતૃભક્તિનું પૂર્ણ દર્શન થાય છે. લઘુજન ગુરુજનનુ કેવું માન રાખતા, એ પ્રાચીન પ્રવર્ત્તનનો દેખાવ તે સ્થળે ઘણો હૃદયવેધક ચીતર્યો છે.

સાડત્રીશમા પ્રકરણમાં ધર્મારાધનના પ્રભાવનો ચમત્કારીક પ્રસંગ છે. પાંડવો જ્યારે દુર્યોધનના ઉપદ્રવોથી મુંઝાયા, ત્યારે તેમણે ધર્મનું શરણુ લીધું હતું અને તેથી સૌધર્મ દેવલોકવાસી એક દેવતાએ આવી તેમનું રક્ષણુ કર્યું હતું, આ પ્રસગ આર્હતધર્મના આસ્તિકોને મનોરંજક થઇ પડે તેવો છે. તે પછી આડત્રીશમા પ્રકરણમાં વિરાટરાજાના સાળા કીચકના દુષ્ટ ઇરાદાના દુષ્ટ ફળનો પ્રસગ આવે છે. શીળવતી દ્રૌપદીના શીલનું સંરક્ષણુ અને કુશીલ કીચકને પ્રાપ્ત થયેલ કડુફળ ઉત્તમ પ્રકારના નૈતિક બોધને દર્શાવે છે. પરસ્ત્રીને કુદૃષ્ટિથી અવલોકન કરનારાં ઉન્મત્ત યુવાનોને આ પ્રસંગ ખરેખર શિક્ષણીય છે. ત્યારબાદ ઓગણચાળીશમા પ્રકરણમાં વિરાટપુરમાં વસતા પાંડવોનો પ્રકાશ જાહેર થાય છે. અને તે છીના ચાળીશમા પ્રકરણમાં વિદુરના વૈરાગ્યનું સુબોધક વર્ણન આપ- ।માં આવેલું છે. આ અસાર સંસારના સ્વરૂપ ઉપર વિવેકી વિદુરે પો- ।ના જે વિરક્ત વિચારો, દર્શાવ્યા છે, તે ભવાટવીમાં ભમનારા જીવોને ।રેખર વિચારણીય છે, દુરાગ્રહી દુર્યોધને જ્યારે વિદુરના વચનો માન્ય ર્યા નહિ, ત્યારે વિદુરના પ્રબુદ્ધ હૃદયમાં ખરેખરો નિર્વેદ પ્રગટ થઇ આવ્યો હતો. તે વખતે તે મહાનુભાવે જે હૃદયનાં નિર્વેદમય ઉદ્‌ગારે

પ્રગટ કરેલા છે, તે યથાર્થ રીતે શાંતરસના પોષક છે. તે સાથે દુર્યોધનના દુરાગ્રહ ઉપરથી ગ્રહણ કરી મનુષ્યો તે પ્રસંગે ઘણો બોધ મેળવી શકે તેમ છે.

એકતાળીશમા પ્રકરણથી કુરૂક્ષેત્રના મહાયુદ્ધનો આરંભ થાય છે. તે પ્રસંગ વર્ત્તમાનકાળે દેશાભિમાન અને ધર્માભિમાનમાં નિર્માલ્ય ગણાતિ જૈનપ્રજાને સારી રીતે મનન કરવા જેવો છે. એજ પ્રસંગ વીર-રસનો ઉત્તેજક હોવાથી વાચકોના હૃદય વીરરસમાં મગ્ન થઇ જાય છે. ભારતભૂમિ ઉપર આ મહાયુદ્ધના જેવો બીજો યુદ્ધ પ્રસંગ થયેલો નથી. ભારતના સેંકડો શૂરવીરોએ એ મહાયુદ્ધમાં પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા. છેવટે પ્રતાપી પાંડવોનો વિજય થયો હતો. સત્કર્મ અને નીતિનું ફળ પાંડવોને મળ્યું અને પાપી દુર્યોધન આખરે તેના દુષ્ટકર્મનું ફળ પામ્યો હતો. નીતિ અને અનીતિનો બોધ આ સ્થળે સારો મળે છે. તે પછી ચુમાળીશમા પ્રકરણમાં જરાસંધ અને કૃષ્ણનો પ્રસંગ આવે છે. આ સ્થળે કૃષ્ણે બતાવેલો પાંડવોનો અપૂર્વ સ્નેહ સારૂં દર્શન આપે છે. અર્જુનના સારથિ થઇ તેમણે યુદ્ધના વિકટ પ્રસંગે પાંડવોને જે હૃદયથી સહાય આપેલી એ સ્નેહ-સંબંધનો દિવ્ય પ્રભાવ સંબંધ ધરાવનારાઓને ઉત્તમ શિક્ષણ લેવા યોગ્ય છે. પૂર્વકાળે આર્યપ્રજામાં કેવો સ્નેહ સંબંધ હતો, તે પૂર્ણ રીતે બોધનીય છે.

પીસ્તાળીશમા પ્રકરણમાં નીતિમાન્ યુધિષ્ઠિર વિજયવાન્ થઇ હસ્તિનાપુરના મહારાજા બને છે. તે સમયે યુધિષ્ઠિરના ધર્મરાજ્યનો પ્રસંગ વાચકોના હૃદયને અપૂર્વ આનંદ આપે તેવો છે. ધર્મ, નીતિ અને પ્રમાણિકતાથી વર્ત્તનાર પુરૂષનો પરિણામે જય થયા વિના રહેતો નથી, એ વાત યુધિષ્ઠિરના ચારિત્ર ઉપરથી સિદ્ધ થાય છે. પૂર્વકર્મના યોગથી યુધિષ્ઠિર અનેક આપત્તિઓનો ભોક્તા થયો હતો, પણ આખરે તેની પવિત્ર મનોવૃત્તિ અને સદાચારમાં પ્રવૃત્તિ સફળ થયા વિના રહી

નહિ. તેની સત્પ્રવૃત્તિએ યુધિષ્ઠિરને મુખ્ય વિજય આપી ભરતવર્ષની રાજધાની ઉપર આરૂઢ કર્યો અને તેની ધર્મકીર્ત્તિને ચંદ્રિકાની જેમ દશે દિશામાં પ્રકાશિત કરી હતી. તે પછી છેંતાળીશમા પ્રકરણમાં રાજર્ષિ ભીષ્મના ચરિત્રનો છેલ્લો પ્રકાશ આવે છે. મહાત્મા ભીષ્મપિતામહના જીવન ઉપરથી ઘણું શિક્ષણ મેળવી શકાય છે. તે સર્વમાં તેનું યાવજ્જીવિત બ્રહ્મચર્ય પુરૂષજીવનની ઉત્તમતાની પરાકાષ્ટા સૂચવે છે. મહાનુભાવ ભીષ્મપિતામહે પોતાના વીર જીવનને દીપાવી ધાર્મિક જીવનની ઉન્નતિ કેવી રીતે કરી છે, તે દરેક ભવિ મનુષ્યે મનન કરવા જેવી છે. આ લોક અને પરલોકના ભયને પણ ભય આપનાર ભીષ્મના જીવનની ભાવના ભાવવાથી ભવીઆત્માને તેના ભવિજીવનની ઉન્નતિનો માર્ગ સુગમતાથી પ્રાપ્ત થાય છે. તેના જીવનમાંથી સત્ય, દઢતા, ટેક, સાહસ, હિંમત અને ધૈર્ય વિગેરે ઘણાં ઉત્તમ ગુણો દર્શન આપે છે. તે સાથે પાલણ પોષણના મહાન્ ઉપકારને માન આપવાનો ઉત્તમ ગુણ ભીષ્મના જીવનનું ઉદય શિખર છે. ભીષ્મને પાંડવો અતિપ્રિય હતા, તે છતાં પોતે જેનું અન્ન ખાય છે, એવા દુર્યોધનની તેણે તન, મન અને ધનથી શુદ્ધ રીતે સહાય કરી હતી. એ તેની કૃતજ્ઞતાનો મહાન્ ગુણ તે સ્થળે સર્વને શિક્ષણીય છે.

તે પછી સુડતાળીશ અને અડતાલીશમા પ્રકરણમાં શ્રીનેમિ પ્રભુના નિર્મળ ચરિત્રનું ખ્યાન આપેલું છે, જેમાંથી સતી રાજીમતિનું ચારિત્ર વાંચનારી બ્હેનોને બોધદાયક છે. મહાન્ રાજકુળમાં ઉછરેલી રાજિમતિ પોતાના નિર્ધારિત પતિ નેમિકુમારની સાથે વિવાહિત થવાની ઇચ્છા રાખી રહેલી, પણ કર્મયોગે એ લાભમાં અંતરાય આવ્યો, તોપણ એ સતીએ વિષય ભોગને માટે બીજા પતિની સાથે વિવાહિત થવા ઇચ્છા કરી નહિ અને માત્ર મન અને વચનથી વરેલા એ પતિને ભજી આ અસાર સંસારનો ત્યાગ કરવા તે તત્પર થઇ હતી. આખરે તે મહાત્ની

તેજ પ્રભુને હાથે દીક્ષિત થઇ વિશ્વોપકારિણી થઇ હતી અને તેણીએ પોતાના આત્માનો ઉદ્ધાર કર્યો હતો. આ તેણીનું જીવન આર્ય શ્રાવિકા બ્હેનોને કેવું બોધનીય છે ?

તે પછી ઓગણપચાસમા પ્રકરણમાં દ્રૌપદી હરણ અને કૃષ્ણના કોપનો પ્રસંગ આવે છે. કોઇપણ પોતાના આત્માજનના સ્વભાવની કે બળની ઉપહાસ્યરૂપે પરીક્ષા કરવાથી કેવું પરિણામ આવે છે એ આ પ્રસંગે ખરેખર દષ્ટાંત રૂપ છે. પાંડવો કૃષ્ણના બળની પરીક્ષા કરવા જતાં કૃષ્ણના કોપના ભોગ થઇ પડ્યા હતા. તે ઉપરથી 'કોઇની ઉપહાસ્યરૂપે પરીક્ષા કરવી નહીં.' એ નીતિબોધ પ્રાપ્ત થાય છે અને એ બોધને પ્રકાશ કરનાર આ પ્રસંગ ખરેખર વિચારવા જેવો છે.

પચાસમા પ્રકરણમાં સુવર્ણમય દ્વારિકા નગરીનો નાશ અને કૃષ્ણ જેવા સમર્થ વાસુદેવનું જંગલમાં પારધિને હાથે મરણ–એ બનાવ કર્મની અદ્ભુત શક્તિને પ્રદર્શિત કરે છે. અને તે ઉપરથી 'કર્મની શક્તિ જોઇ કોઇએ અભિમાન કે ગુમાન રાખવું ન જોઇએ.' એ પ્રબોધ ગ્રહણ કરવા યોગ્ય છે. સુવર્ણમય દ્વારિકા નગરીનો દાહ અને સમર્થ મહાવીર કૃષ્ણનો જંગલમાં કાલ–એ ઉદયાસ્તના પ્રભાવનું દર્શન આ પ્રસંગે સારી રીતે થાય છે અને તે જનસમાજને ઉત્તમ બોધ આપે છે.

છેવટના એકાવન અને બાવનમા પ્રકરણમાં ધર્મઘોષ મુનિનો સમાગમ, તેમણે આપેલો પાંડવોને પ્રતિબોધ અને પાંડવોનું નિર્વાણ એવા બોધનીય પ્રસંગો આવે છે. મહા મુનિ ધર્મઘોષે બળભદ્રનો વૃત્તાંત કહી પાંડવોના હૃદયમાં પ્રતિબોધનો પ્રવાહ રેડ્યો હતો. તે મહાનુભાવે પશ્ચિમવયમાં આવેલા પાંડવોને જે વચનો કહ્યાં હતાં, તે દરેક સંસારસાગરના કાંઠા ઉપર આવેલા વૃદ્ધોને વિચારીને મનન કરવા યોગ્ય છે. મહાત્મા ધર્મઘોષે પાંડવોને જણાવ્યું હતુ કે, "હવે તમારે તમારા બંધુ

બળભદ્રને અનુસરવું જોઇએ. રામ અને કૃષ્ણે સ્વીકારેલા માર્ગને અનુસરી તમે તમારું પશ્ચિમ જીવન સાર્થક કરો. તમે યુદ્ધ કરી શત્રુઓનો સંહાર કરી રાજ્ય મેળવ્યું અને રાજ્યના નિરૂપમ સુખનો ઉપભોગ કર્યો. હવે તમારે આ સંસારમાં ઉપભોગ કરવા યોગ્ય કોઇપણ વસ્તુ અવશેષ રહી નથી. કેવળ તમારે અદ્વૈત સુખ ભોગવવાનું રહેલું છે. માટે હવે ત્યાગ કરો. વૃથા કાલક્ષેપ કરવો યોગ્ય નથી. કારણ કે, કાળનો વિશ્વાસ કરવો નહી. તે તમને અચાનક આવી આક્રાંત કરી લેશે. કૃષ્ણ જેવા સમર્થ પુરૂષને પણ તેણે અચાનક પકડ્યા હતા." આ ઉપદેશ વચનો સાંભળી પાંડવોના હૃદયમાં જે ભાવના પ્રગટ થઇ હતી, તે ભાવનાનું દર્શન તે સ્થળે સારી રીતે પ્રકાશિત કરવામાં આવ્યું છે. તે પછી પાંડવોના નિર્વાણનું વર્ણન વાચકોને શાંતરસના પ્રવાહમાં મગ્ન કરે છે. અને ત્યાં આ પ્રબોધક ગ્રંથ પરિપૂર્ણ થાય છે.

ભારતવર્ષના યુદ્ધવીર અને ધર્મવીર પ્રતાપી પાંડવોના ચરિત્રથી અંકિત થયેલો આ ગ્રંથ સર્વ જૈનપ્રજાને આદ્યંત વાંચવા યોગ્ય છે. ગ્રંથના વિવિધ પ્રસંગોમાંથી વ્યવહાર કુશલતા, વિનયાદિક ગુણ, ચાતુર્ય, ધર્મ અને નીતિના તત્વો મેળવી શકાય છે. ધર્મ તથા નીતિબોધથી ભરપૂર અને વીરરસનું તાદશ્ય ચિત્ર આપનારા આ ગ્રંથમાં પ્રાચીન અને અર્વાચીન વિચારોની તુલના કરી તેમનું હેયોપાદેય રૂપે સારી રીતે સમર્થન કર્યું છે. દરેક પ્રસંગને રસિક બનાવવા પ્રયત્ન કર્યો છે. અને વાચકોના હૃદયપટ ઉપર સદ્ગુણના સંસ્કાર મુદ્રિત થઇ રહે તેવી યોજના કરવામાં



## પ્રાતઃ સ્મરણીય–ચિરવંદનીય માતુશ્રી–જેવલીબાઇ.

જે માતાએ પોતે ભીનામાં સૂઇ મને સૂકામાં સૂવાડયો હોય, જે વંદનીય માતાએ મારા હજારો દોષો અને વાંકોની ઉપેક્ષા કરી સતત સ્નેહામૃતનું પાન કરાવ્યું હોય તેમના ઉપકારોનો બદલો મારા જેવા પામર પુત્ર શી રીતે વાળી શકે? ઉપકારનો બદલો તો દૂર રહ્યો, એ ઉપકારોની સંખ્યા અને સ્વરૂપ વિચારતાં પણ આત્મા ગદ્‌ગદ્ થઇ જાય છે!

હજી પણ જેઓ મારા દુઃખમાં શાંતિ–હિમ્મત–ધૈર્ય અને દૃઢતાના ધ્રુવ તારા સમાન પ્રકાશી રહ્યાં છે; તેમનાં કરકમળમાં સંપૂર્ણ ભક્તિ અને શ્રદ્ધા પૂર્વક આ ગ્રંથ અર્પણ કરવામાં હું કાંઇ વિશેષ, નથી કરતો.

ઋણી છોરૂ મેઘજી.

# મારાં પૂજ્ય માતુશ્રીનું ઉજમણું.

શ્રી કચ્છી જૈન બાળાશ્રમના વ્યવસ્થાપકો જોગ
મુ૦ નળીઆ.

મહાશય !

મારાં પરમપૂજ્ય માતુશ્રી જેવલીબાઇએ નવપદની તપશ્ચર્યા કરી અને તે નિર્વિઘ્ન સમાપ્ત થઇ ત્યારે તે ક્રિયાની ઉદ્યાપના અર્થે મારે કંઇક શાસનસેવા કરવી એમ મારાં માતુશ્રી તરફથી સૂચવવામાં આવ્યું. જૈનશાસન અથવા જૈનધર્મની ઉદ્યાપના તે થવીજ જોઇએ, પણ તે વર્તમાનકાળે શી રીતે કરવી ? એ પ્રશ્ન મારા અંતરમાં ઉદ્‌ભવ્યો. અત્યારની ઘણીખરી ક્રિયાઓમાં મેં જોયું છે કે મ્હોટે ભાગે આડંબર કે બાહ્ય દેખાવ સિવાય ભાગ્યેજ કંઇ સાત્ત્વિકતા કે ધાર્મિકતા હોય છે. ઉજમણા નિમિત્તે જમણવારો કરવા, માત્ર નામના મેળવવા દેશના હજારો રૂપીયા બરબાદ કરવા એમાં મને ઉપયોગિતા કે ધાર્મિકતા ન લાગી. ખરૂં જોતાં નવપદની ક્રિયા એ એક રીતે જ્ઞાનવૃદ્ધિની જ ક્રિયા છે. મેં આ વાત મારાં પૂજ્ય માતુશ્રી પાસે વિનયપૂર્વક રજુ કરી. વિશેષમાં મેં એ નિમિત્તે રૂા. એકહજાર ખર્ચવાની તત્પરતા દર્શાવી.

મારાં માતુશ્રી એકદમ સમ્મત થયાં તેમણે જમણવારો પાછળ રૂપીયા ખર્ચી નાંખવા તરફ અભાવ બતાવ્યો. છેવટે એમ ઠર્યું કે તે રકમ અમારે કચ્છી જૈન બાળાશ્રમના વ્યવસ્થાપકોને અર્પણ કરવી અને તેની સરતો નીચે પ્રમાણે રાખવી—

# મારાં પૂજ્ય માતુશ્રીનું ઉજમણું.

શ્રી કચ્છી જૈન બાળાશ્રમના વ્યવસ્થાપકો જોગ

મુ૦ નળીઆ.

મહાશય !

મારાં પરમપૂજ્ય માતુશ્રી જેવલીબાઇએ નવપદની તપશ્ચર્યા કરી અને તે નિર્વિઘ્ન સમાપ્ત થઇ ત્યારે તે ક્રિયાની ઉદ્યાપના અર્થે મારે કંઇક શાસનસેવા કરવી એમ મારાં માતુશ્રી તરફથી સૂચવવામાં આવ્યું. જૈનશાસન અથવા જૈનધર્મની ઉદ્યાપના તો થવીજ જોઇએ, પણ તે વર્તમાનકાળે શી રીતે કરવી ? એ પ્રશ્ન મારા અંતરમાં ઉદ્ભવ્યો. અત્યારની ઘણીખરી ક્રિયાઓમાં મેં જોયું છે કે મ્હોટે ભાગે આડંબર કે બાહ્ય દેખાવ સિવાય ભાગ્યેજ કંઇ સાત્વિકતા કે ધાર્મિકતા હોય છે. ઉજમણા નિમિત્તે જમણવારો કરવા, માત્ર નામના મેળવવા દેશના હજારો રૂપીયા બરબાદ કરવા એમાં મને ઉપયોગિતા કે ધાર્મિકતા ન લાગી. ખરૂં જોતાં નવપદની ક્રિયા એ એક રીતે જ્ઞાનવૃદ્ધિની જ ક્રિયા છે. મેં આ વાત મારાં પૂજ્ય માતુશ્રી પાસે વિનયપૂર્વક રજુ કરી. વિશેષમાં મેં એ નિમિત્તે રૂા. એકહજાર ખર્ચવાની તત્પરતા દર્શાવી.

મારાં માતુશ્રી એકદમ સમ્મત થયાં તેમણે જમણવારો પાછળ રૂપીયા ખર્ચી નાંખવા તરફ અભાવ બતાવ્યો. છેવટે એમ ઠર્યું કે તે રકમ અમારે કચ્છી જૈન બાળાશ્રમના વ્યવસ્થાપકોને અર્પણ કરવી અને તેની સરતો નીચે પ્રમાણે રાખવી—

# વિષયાનુક્રમ.

# જૈન ધર્મનાં ઉત્તમોત્તમ ચુંટી કાઢેલાં પુસ્તકોનું સૂચિપત્ર.

(સિલકમાં નકલો ઘણીજ થોડી છે.)

| નામ. | કીંમત. |
|---|---|
| ૧ આ તે વીરધર્મ કે વણીકધર્મ? | ૧-૮-૦ |
| ૨ આત્મસિદ્ધિ શાસ્ત્ર | ૧-૪-૦ |
| ૩ અધ્યાત્મ તત્ત્વ લોક પ્રકાશ | ૪-૦-૦ |
| ૪ ઉત્તમ કુમાર ( નોવેલ ) સચિત્ર | ૨-૦-૦ |
| ૫ ઉપમિતિ ભવ પ્રપંચ કથા ભાષાંતર | ૩-૮-૦ |
| ૬ કાન્હડ કઠીયારો અથવા સાચી ટેકની ગેબીફતેહ. | ૦-૧૨-૦ |
| ૭ ગિરનાર માહાત્મ્ય | ૧-૮-૦ |
| ૮ ચંદરાજાનો રાસ અર્થ સહિત | ૨-૮-૦ |
| ૯ જૈન રામાયણ સચિત્ર | ૪-૦-૦ |
| ૧૦ જૈન મહાભારત સચિત્ર | ૫-૦-૦ |
| ૧૧ જૈનધર્મ પ્ર. પો. ભા. ૧-૨-૩-૪. | ૧-૪-૦ |
| ૧૨ જૈનધર્મ પ્ર. પો. ભા. ૧-૨-૩-૪ ના અર્થ | ૦-૭-૦ |
| ૧૩ જૈન સિદ્ધાંત સાગર | ૩-૦-૦ |
| ૧૪ જૈનશાળા ઉપયોગી ગરબાવળી સ. | ૦-૪-૦ |
| ૧૫ જૈન માર્ગ પ્રારંભ પોથી ભા. ૧-૨. | ૦-૪-૦ |
| ૧૬ જૈન માર્ગ પ્રવેશિકા ભા. ૧-૨-૩ | ૦-૧૨-૦ |
| ૧૭ જૈન માર્ગ પહેલી ચોપડી, બીજી ચોપડી. | ૦-૪-૦ |
| ૧૮ જૈન સતિ આદર્શ જીવનમાળા સચિત્ર | ૧-૮-૦ |

| | | |
|---|---|---|
| ૪૫ | રત્નસેન રત્નમંજરીનો રાસ ... ... ... | ૦-૪-૦ |
| ૪૬ | રાજ પ્રશ્ન ... ... ... ... ... | ૧-૪-૦ |
| ૪૭ | લાલન જૈન આત્મ વાટિકા ... ... ... | ૦-૧૨-૦ |
| ૪૮ | રાજકુમારી સુદર્શના યાને સમળીવિહાર સચિત્ર ... | ૩-૦-૦ |
| ૪૯ | રસિક સુધારસ સ્તવન સંગ્રહ ... ... ... | ૦-૧૦-૦ |
| ૫૦ | વ્યાખ્યાન સંગ્રહ ... ... ... ... | ૧-૮-૦ |
| ૫૧ | વિવિધ પૂજા સંગ્રહ ભા. ૧-૨-૩-૪ ... ... | ૨-૮-૦ |
| ૫૨ | વર્ધમાન દેશના ભાષાંતર ... ... ... | ૨-૮-૦ |
| ૫૩ | વચનામૃત ... ... ... ... ... | ૧-૮-૦ |
| ૫૪ | શત્રુંજય માહાત્મ્ય (સંપૂર્ણ) ભાષાંતર સહિત .. ... | ૨-૮-૦ |
| ૫૫ | શાસન દેવીનો પ્રવાસ અને ગૃહસ્થ ધર્મ નિરૂપણ ... | ૧-૮-૦ |
| ૫૬ | શુદ્ધપયોગ (પંડિત લાલન કૃત) ... ... ... | ૦-૪-૦ |
| ૫૭ | સમાધી શતક અને મમતા શતક ... ... ... | ૦-૮-૦ |
| ૫૮ | શ્રીપાલ રાજાનો સચિત્ર રાસ અર્થ સહિત ... ... | ૩-૮-૦ |
| ૫૯ | સજ્ઝાયમાલા ભા. ૧-૨-૩-૪ દરેક ભાગના ... ... | ૨-૦-૦ |
| ૬૦ | સૂરીશ્વર અને સમ્રાટ અકબર ... ... ... | ૨-૧૨-૦ |
| ૬૧ | સતિધર્મ પતિસેવા અને સતિ સમાજ ... ... | ૨-૮-૦ |
| ૬૨ | સરસ સચિત્ર સ્તવનાવળી ... ... ... | ૩-૦-૦ |
| ૬૩ | સમરાદિત્ય કેવલી યાને પુણ્ય પ્રભાવ સચિત્ર ... ... | ૫-૦-૦ |
| ૬૪ | હરિ વિક્રમ ચરિત્ર ... ... ... ... | ૨-૦-૦ |
| ૬૫ | શ્રાવક ફરજ સચિત્ર ... ... ... ... | ૧-૮-૦ |
| ૬૬ | આચાર્ય સૂરિ બુદ્ધિસાગરજી કૃત કર્મયોગ ... ... | ૩-૦-૦ |
| ૬૭ | આચાર્ય સૂરિ બુ. આત્મ પ્રદિપ ... ... ... | ૦-૧૨-૦ |
| ૬૮ | " યોગ દિપક ... ... ... ... | ૧-૦-૦ |
| ૬૯ | " ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ ... ... | ૧-૦-૦ |

**રાયચંદ્ર જૈન શાસ્ત્રમાલાદ્વારા પ્રકાશિત ગ્રંથોની સૂચિ**



૮૬ **વિવેકવિલાસ યાને સ્ત્રી પુરૂષનો સાચો સલાહકાર**—શ્રી પુરૂષોમાં લાક્ષણિક ભેદો દર્શાવનાર શશક, મૃગ, વૃષભ અને અશ્વ એ ચાર પુરૂષોના તથા પદ્મિની, હસ્તિની ચિત્રિણી અને શંખિની એ ચાર સ્ત્રીઓની સુંદર બોધક અને સુચક આઠ ચિત્રો સાથે મુળકર્ત્તા—( શ્રી આચાર્ય શ્રી જીનદત્તસૂરિ મહારાજ. )

**ગ્રંથની લોકપ્રિયતા**—ટુંક મુદતમાંજ આ અતિ ઉપયોગી ગ્રંથની ત્રણ ત્રણ આવૃત્તિઓ હાથોહાથ ઉપડી ગઇ છે, અને એટલું છતાં લોકોની

માગણી ચાલુજ રહી છે, અમોએ લોક લાગણીને માન આપી આ વખતે ખાસ આવૃત્તિ તૈયાર કરાવી છે અને જમાનાને અનુકૂળ ચિત્રો સાથે એક બાળક પણ વાંચી અને વિચારી શકે એવી શૈલી પૂર્વક-સંવાદના રૂપમાં આ ચતુર્થ આવૃત્તિની યોજના કરી છે. ગ્રંથ છપાઇને બહાર પડી ચુકયો છે, અને અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે એકાદ પખવાડીઆમાં તેની સમસ્ત નકલો ખપી જવી જોઇએ.

**ગ્રંથકર્ત્તા અને અને દેશકાળ**—શ્રીમાન્ આચાર્ય શ્રી જીનદત્તસૂરિ ગુજરાતના સાહિત્ય ઇતિહાસમાં પ્રસિદ્ધ છે, તેમણે લગભગ તેરમા સૈકામાં-કે જે વખતે સાહિત્યનો અભ્યાસ પ્રાયઃ લુપ્ત અને શુષ્ક પ્રાયઃ થઈ ગયો હતો, તે વખતે કેવળ ઉપકાર કરવાની બુદ્ધિથી એકજ ગ્રંથમાં સકળ શાસ્ત્રના સારભૂત તત્ત્વો, સિદ્ધાંતો અને વ્યવહારો સમજાવવા માટે વિવેક વિલાસની રચના કરી હતી. આચાર્ય શ્રી તત્વજ્ઞાનથી લઇ વાસ્તુ શાસ્ત્ર અને સામુદ્રિક શાસ્ત્ર આદિ લગભગ સઘળા વિષયોનું અદ્ભુત જ્ઞાન ધરાવતા હતા, અને એ જ્ઞાનનો નિષ્કર્ષજ આ ગ્રંથમાં તેમણે નીચોવી નાંખ્યો છે.

**વિષયોની વાનગી**—પરમ પારંગત આચાર્યશ્રીએ સંસારનો અને ધર્મનો કોઇપણ વિષય એવો નથી રહેવા દીધો કે જે ગ્રંથમાં પોતાના અસાધારણ બુદ્ધિ બળથી ન ચર્ચ્યો હોય ! શુકનશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, ઋતુચર્યા, રતિશાસ્ત્ર, જ્યોતિષ શાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, નીતિ-શાસ્ત્ર આદિ અનેકાનેક વિષયોનો આ ગ્રંથમાં અતિ નિપુણતા પૂર્વક સમાવેશ થઇ જાય છે. દાખલા તરીકે એકજ વાનગી બસ થશે.

**સ્ત્રી કેવી પરણવી ?**—કન્યાનાં લક્ષણો અને પરીક્ષા, કેવી સ્ત્રીનો ત્યાગ કરવો ? સ્ત્રીઓની પ્રસન્નતા શી રીતે પ્રાપ્ત કરવી ? સ્ત્રીની પ્રીતિ રાખવાનું પ્રયોજન, ગંધ અને કેશ ઉપરથી નારી પરીક્ષા, સ્ત્રીઓ સાથે ચુંબન કરવું, સ્ત્રીનો પ્રેમ કયારે છુટે ? રાગ વિનાના સ્ત્રીના લક્ષણ, મકટ

સમાન મન, કામાતુર લક્ષણ, કામપ્રિય સ્ત્રીઓ પાસે દુર્ગ રચ્છા કરવાનુ પરિણામ, પતિ પરદેશ હોય ત્યારે કુલીન સ્ત્રીએ કેવી રીતે વર્તવું ? રજસ્વલા વખતની ફરજો, ગર્ભાધાન વિધિ, ઉદરમાં ગર્ભવૃદ્ધિના નિયમો, જન્મ સમયના નક્ષત્રોની અસર તેનીજ રીતે પુરૂષના લક્ષણો તથા કર્તવ્યો વિષે પણ એજ પ્રમાણે અનેક પ્રમાણો આપી વિવેચન કરવામાં આવ્યું છે.

**ગ્રંથની નવી શૈલી**—આ ચતુર્થ આવૃત્તિ અમે સંવાદના રૂપમાં તૈયાર કરાવી છે. અને તેથી દરેક વાચનાર જાણે કે આ મહારાજની પાસે ઉભી પોતાના મનની ગુપ્ત શકાઓનુ સમાધાન કરતો હોય એવો ભાસ થયા કરે છે, વિવેક વિલાસ એ એક ગુર્જર સાહિત્યનુ મ્હોટું ગૌરવ છે; સાહિત્ય ભંડારનુ એક અણમોલુ રત્ન છે. વ્યક્તિ માત્રનો સજ્જનમિત્ર છે. સ્ત્રી પુરૂષનો સલાહકાર છે. ગ્રંથની નકલો ખલાસ થવા આવી છે માટે વહેલો તેજ પહેલો, ચિત્રો અને બીજા આકર્ષણોના પ્રમાણમાં રૂ. ૨-૮-૦ ની કીમત કંઈ બીસાતમાં નથી.

**ટીકીટ વગર જવાબ આપવામાં આવતો નથી.**

## લખોઃ—મેઘજી હીરજી બુકસેલર,

પબ્લીસર, કમીશન એજન્ટ, એન્ડ કાર્ડ કંકોત્રી મરચંટ,

પાયધુની—મુંબઈ.

---

ચૌદ સ્વપ્ન

# જૈન મહાભારત

યાને

# પાંડવ ચરિત્ર (સચિત્ર.)

—※(◎)※—

## પ્રકરણ ૧ લું.




### રાજકન્યાનો સાંસારિક અભિગ્રહ.

એક સુંદર રાજબાળા મહેલનાં એક ભાગમાં પોતાની સમાન વયની સખીઓ સાથે રમતી હતી. તેણીનું વય બાલ્ય

અને યૌવનની સંધિમાં હતું. તેણીએ લઘુવયમાંજ સ્ત્રીકેળવણી સંપાદન કરી હતી. જે સખીઓ તેની સાથે રમતી હતી, તે પણ તેની સહાધ્યાયિની હતી. કેટલીએક દાસીઓ છતાં સદ્ગુણને લઈ તે રાજબાળાની સખીપદને યોગ્ય થઇ ગઇ હતી. સર્વમાં **મનોરમા** નામે એક દાસી તેણીની વિશેષ પ્રીતિપાત્ર સખી થઇ હતી. સુશીલ અને સદ્ગુણને લઇને મનોરમા એ રાજકુમારીની આપ્ત અને રહસ્ય સખી બની હતી. વિવિધ જાતની વાર્ત્તાઓ અને ક્રીડાઓ કરી પોતાને સમય પસાર કરતી હતી. તે સાથે તેઓ ધાર્મિક, સાંસારિક અને નૈતિક વિષયો ઉપર વિવેચનપૂર્વક સારી સારી ચર્ચાઓ કરતી, અને તેથી આત્માને અનુપમ આનંદ આપતી હતી.

આ સમયે એક બીજાએ પરસ્પર પુછવા માંડયું કે, આપણે કેવા વરને વરવું જોઇએ ? તેઓ માંહેથી કેટલીએકે વિદ્વાન, કોઇએ બળવાન, કોઇએ સ્વરૂપવાન, કોઇએ ઉદાર, કોઇએ ધાર્મિક અને કોઇએ સર્વગુણસંપન્ન એમ જુદા જુદા ગુણવાળા પતિને પસંદ કરવા માંડ્યા. છેવટે ચતુરમતિ મનોરમાએ રાજપુત્રીને પુછયું કે, ' સખી, તને કેવા પતિ પસંદ છે ? ' રાજબાળા મંદમંદ હસતી બોલી—"બ્હેન, મને સર્વગુણસંપન્ન પતિ પસંદ છે, પણ જે મારી આજ્ઞાને તાબે રહે તેવા પતિને વરવા મારી ઇચ્છા છે. " તે સાંભળી મનોરમા હસી પડી. અને તે હસતી હસતી બોલી—પ્રિય બ્હેન, એ વાત અસંભવિત છે. કારણકે, તું રાજકન્યા છે અને તને

જે વરશે તે રાજપુત્ર હશે. કયો રાજપુત્ર તારી આવી ઇચ્છાને તાબે થશે ? એક સામાન્ય પુરૂષ પણ સ્ત્રીની આજ્ઞાને આધીન રહેતો નથી, તો સત્તાધીશ થયેલો રાજપુત્ર તારી આજ્ઞા પ્રમાણે વર્ત્તવાનું શી રીતે કબુલ કરશે ? બ્હેન, આવો આગ્રહ રાખીશ નહીં. જો તું એવો આગ્રહ રાખીશ તો તારે યાવજ્જીવિત કુંવારાજ રહેવું પડશે.

" યાવજ્જીવિત કુંવારા રહેવું પડે તે વધારે શ્રેષ્ટ છે, પણ સ્વચ્છંદી સ્વામીને અનુસરી ચાલવું પડે તે શ્રેષ્ઠ નથી." રાજબાળાએ આક્ષેપ કરી કહ્યું.

" તારી આજ્ઞાને ઉલ્લંઘન નહીં કરનારો અને સર્વદા તારીજ આજ્ઞાને આધીન રહેનારો કયો અવનીપતિનો પુત્ર તને પ્રાપ્ત થશે ? " **મનોરમાએ** મરોડમાં અને મશ્કરીમાં કહ્યું.

" સદા સ્વતંત્ર રહી સ્ત્રીને તૃણવત્ ગણનાર અને સ્વચ્છંદે વર્ત્તી અનેક દુરાચાર સેવનાર પતિ, કદિ સ્વરૂપમાં કામદેવ સમાન હોય કે, મહાન્ સમૃદ્ધિ અને સત્તાનો માલિક હોય તોપણ તે શા કામનો ? તેવા પતિની પત્ની થવા કરતાં યાવજ્જીવિત કુમારીવ્રત પાળવું વધારે ઉત્તમ છે. " રાજપુત્રીએ ઉંચે સ્વરે આક્ષેપ સહિત જણાવ્યું.

આ પ્રમાણે તેમનો વાર્ત્તાલાપ થતો હતો, તેવામાં એક દાસીએ આવી ખબર આપ્યા કે, ' મહારાજા આ તરફ પધારે છે. ' આ ખબર સાંભળતાંજ બીજી દાસીઓ સખીઓ

મહેલના બીજા ભાગમાં ચાલી ગઈ અને રાજકુમારી એકાકિની ત્યાંજ ઉભી રહી.

પિતાને આવતાં સાંભળી રાજકુમારી સામી આવી અને વિનયથી પિતાને પ્રણામ કરી ઉભી રહી. વિનીત અને પ્રણત પુત્રીને જોઈ હૃદયમાં આનંદ પામતો પુત્રીવત્સલ મહારાજા રાજબાળાને ભેટી ઉત્સંગમાં લઇ એક સુશોભિત આસન ઉપર બેઠો. પવિત્ર પ્રેમને ધારણ કરનારો મહારાજા મંદહાસ્ય કરતો બોલ્યો—બેટા ! આજે તને કાંઈ પુછવાનું છે. જો કે, તારા જેવી કુલીન કન્યાને મારા એ પ્રશ્નનો ઉત્તર આપતાં સ્વાભાવિક રીતે લજ્જા ઉત્પન્ન થાય તેવું છે, તથાપિ તારે મારા પ્રશ્નનો યોગ્ય ખુલાસો આપવો પડશે. કારણકે, તારા સ્ત્રીજીવનનો બધો આધાર એ ખુલાસા ઉપર છે. વળી નીતિશાસ્ત્ર લખે છે કે, " આહાર અને વ્યવહારમાં લજ્જા છોડે તે સુખી થાય છે. "

"પૂજ્ય અને ઉપકારી પિતાજી, આપના જેવા સંતાનશુભેચ્છક પિતા પોતાની સંતતિના શ્રેયને માટે સર્વદા તત્પર હોય, એમાં કાંઇ આશ્ચર્ય નથી. પોતાની સંતતિનું કેવી રીતે શ્રેય થાય ? એ સદ્‌વિચાર આપના હૃદયમાં સદા સ્ફુર્યા કરે છે અને તેવીજ ધારણાથી આપનો પ્રશ્ન ઉત્પન્ન થયેલો હશે. હે પૂજ્ય પિતા, ખુશીથી પુછો, હું યથાશક્તિ તેનો ઉત્તર આપીશ. " રાજબાળાએ લજ્જા અને નમ્રતાથી જણાવ્યું. પુત્રીનાં આવાં વિનીત વચનો સાંભળી હૃદ-

યમાં પ્રસન્ન થયેલા મહારાજાએ કહ્યું " વત્સે, તારૂં અનુપમ રૂપ અને સર્વોત્તમ જ્ઞાન જોઈને તારે માટે કેવો પતિ શોધવો ? તે વિષે મને વિચાર થઇ પડ્યો છે. છેવટે હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, જેવા પતિને તું ઈચ્છતી હો, તેવા પતિની સાથે તારો વિવાહ કરવો. માટે તારી જેવી ઇચ્છા હોય, તે પ્રદર્શિત કર."

પિતાના આ વચનોએ રાજકુમારીના હૃદયમાં વિશેષ લજ્જા ઉત્પન્ન કરી હતી, તથાપિ તે ચતુર કન્યા ક્ષણવાર વિચાર કરી બોલી—" પૂજ્ય પિતા, એ પ્રશ્નના ઉત્તરમાં એટલુંજ કહેવાનું છે કે, કેળવણી પામેલી કન્યાઓના વિચારો કેવા હોય તે આપ સારી રીતે જાણો છો. કદિ પતિ સ્વરૂપવાન્, સમૃદ્ધિવાન્ અને અતિશય વિદ્વાન્ હોય, છતાં તે પોતાની વિવાહિત સ્ત્રીને તૃણવત્ ગણી તેણીના વચનનું ઉલ્લંઘન કરે અને પોતે અકાર્ય કરવાં તત્પર થાય, અને વિદુષી વનિતા તેને અટકાવવા પ્રયત્ન કરે, તે વખતે પણ તે તેનો અનાદર કરે તો તેવો પતિ સ્ત્રીને શા કામનો છે ? આટલા ઉપરથી આપ મારા હૃદયની ઇચ્છા જાણી શકશો. "

રાજપુત્રીનાં આ વચન ઉપરથી મહારાજાએ નિશ્ચય કર્યો કે, " આ રાજપુત્રી તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરે નહીં તેવા પતિને વરવાની ઇચ્છા રાખે છે." રાજકન્યાનો આવો સાંસારિક અભિગ્રહ જોઇ મહારાજા પોતાના હૃદયમાં અતિશય પ્રસન્ન થયો અને તેણે પોતાની પુત્રીનાં હૃદયથી વખાણ કર્યાં.

પ્રિય વાચકવૃંદ, આ રાજપુત્રી અને રાજા કોણ છે ? તેની જિજ્ઞાસા તમારા હૃદયમાં ઉત્પન્ન થઈ હશે. વાચકની જિજ્ઞાસા પૂર્ણ કરવી એ લેખકનો મુખ્ય ધર્મ છે. જે રાજબાળા છે, તે ગંધર્વોની રાજધાની **રત્નપુર** નગરના રાજા જન્હુની પુત્રી છે. રાજા જન્હુ વિદ્યાધરોનો મહારાજા છે. તે રાજકુમારીનું નામ **ગંગાકુમારી** છે. ગંગા એ ખરેખર ગંગાજ છે. તેણીની જ્ઞાન તથા ધર્મની કીર્તિ ગંગાનદીના જેવી ઉજ્વળ છે. તેણી બાલ્યવયથી સારી કેળવણી લઈ એક વિદુષી રાજકન્યા થઈ છે. જેવી તે કેળવણી પામેલી છે, તેવી તે ધર્મને પણ પામેલી છે. **ગંગાકુમારી** પોતાની સમાનવયની સખીઓ સાથે વિવિધ પ્રકારનો વાર્ત્તાવિનોદ કરતી હતી, તેવામાં જે મહારાજા આવ્યો, તે તેણીનો પિતા જન્હુ રાજા હતો. જન્હુ રાજાને ગંગા એકની એક પુત્રી હતી. તેણે પોતાની પુત્રી ગંગાને સારી કેળવણી આપી એક વિદુષી બાળા બનાવી હતી. ગંગાકુમારીની યોગ્યવય જોઈ તેણીના પતિને માટે ચિંતાતુર રહેતો જન્હુ રાજા પોતાની પુત્રીની પતિ વિષેની ઇચ્છા જાણવાને માટે ત્યાં આવ્યો હતો. પ્રિય વાંચનાર, આ પ્રસંગ તારે ઘણો બોધનીય છે. પૂર્વકાળે આર્યભૂમિ ઉપર કેવું પ્રવર્ત્તન ચાલતું હતું ? તેનું આ સંપૂર્ણ દષ્ટાંત છે. પવિત્ર અને પોતાની પ્રજાના શુભેચ્છક પિતાઓ પોતાના સંતાનોનો વિવાહ સંબંધ ઘટિત રીતે કરતા હતા. આર્યકન્યા યોગ્ય વરને આપતા અને આર્યવરનો સંબંધ યોગ્ય કન્યાની સાથે કરતા હતા. તેથી જૈન પ્રજા સજોડાના મહાસુ

અને પ્રાપ્ત કરી પોતાના શ્રાવકસંસારને શોભાવતી હતી. ખાસ કરીને કન્યાનો સંબંધ ઘણા દીર્ઘ વિચારથી કરવામાં આવતો હતો. ધાર્મિક અને સાંસારિક કેળવણી પામેલી કન્યા પોતાની ઈચ્છાનુસાર પતિને પ્રાપ્ત કરી સર્વ પ્રકારનાં સાંસારિક સુખ સંપાદન કરતી હતી. ગંધર્વપતિ જન્હુ રાજાની જેમ દરેક જૈનજનક પોતાની પુત્રીની સંમતિ લઈ સ્વયંવર આચરતો અને તેજ પોતાનો ખરો પિતૃધર્મ સમજતો હતો.

પ્રિય વાંચનાર, આ ઉત્તમ પ્રકારની પ્રાચીન પદ્ધતીનો વિચાર કરી તારી મનોવૃત્તિને તેવી સુધારણા તરફ લઈ જજે અને વર્ત્તમાનકાળે જે વિવાહ સંબંધનો હાનિકારક રિવાજ પ્રચલિત છે તેને ધિક્કારજે. પોતાના લાડકવાયા સંતાનને લાકડે માંકડું જોડ્યાની જેમ અનુચિત સંબંધમાં જોડી કજોડાના મહાકષ્ટને આપનારાં માબાપો કેવાં અધમ છે ? તેનો વિચાર કરી તે તરફ અનાદર બતાવજે.

## પ્રકરણ ૨ જું.

### શિકારી શાંતનુ.

એક ઘાટું જંગલ વિવિધ જાતના વૃક્ષોથી સુશોભિત છે. નવપલ્લવિત વૃક્ષોની શ્રેણી પોતાની શીતળ છાયાથી પૃથ્વીને શીતળ કરી રહી છે. શીત, મંદ અને સુગંધી પવન

તે વનમાં વિચરનારાં પ્રાણીઓને અતિ આનંદ આપે છે. વિવિધ પ્રકારનાં પક્ષીઓ તેમાં વિવિધ સ્વરનું સંગીત કરી રહ્યાં છે. વચ્ચે વચ્ચે આવેલા નાનામોટા પર્વતોમાંથી કુદરતી ઝરણાની નાની નાની સરિતાઓ વહ્યા કરે છે.

આવા રમણીય વનમા એક તેજસ્વી પુરૂષ ઘોડેસ્વાર થઈ ફરતો હતો. તે તારૂણ્યના તેજથી ચકચકિત હતો. તેના મુખચંદ્ર ઉપર રમણીય રાજતેજ ઝગકી રહ્યુ હતું. તેના હાથમા ધનુષ્ય અને પૃષ્ટ ઉપર બાણોથી ભરપૂર ભાથુ આવેલું હતું. એક તરફ રત્નજડિત મ્યાનવાળું તીક્ષ્ણ ખડ્ગ લટકતું હતું. તે એક હાથે લગામને ખેંચી પોતાના અતિ ચપળ અશ્વને નિયમમાં રાખવા પ્રયત્ન કરતો હતો, તથાપિ તે ચપળ અશ્વ તેની યંત્રણાને આધીન થતો ન હતો, આવા ચપળ અશ્વ ઉપર તે ચિંતાથી રહ્યો હતો, તથાપિ તે મૃગયાના મહાવ્યસનમાં મગ્ન હતો. 'કોઈ પણ શિકારી પ્રાણી પ્રાપ્ત થાય' એવી અપવિત્ર ધારણાથી તે વનની આસપાસના પ્રદેશમાં પોતાની ક્રૂર દૃષ્ટિ ફેરવતો હતો. શિકારના સંતાપકારી કુકર્મથી પ્રેરાએલો અને મહા પાપકર્મમાં પરમાનંદ માનનારો, એ શિકારી રાજા અશ્વની ગતિને આધીન થઇ આગળ ચાલ્યો, ત્યાં એક હરિણનું જોડું વિનોદથી નૃત્ય કરતું તેના જોવામાં આવ્યું. તે પ્રાણહર રાજાને જોતાજ હરિણી ચકિત થઇ ત્યાંથી નાસવા લાગી. પોતાની પ્રિયાને નાસતી જોઈ તેનો પતિ હરિણ પણ તેની પાછળ નાઠો. હરિણનું શરીર કાંઇક શિથિલ હતું, તેથી તે ઉતાવળો દોડી

શક્યો નહિં, તોપણ પોતાના પ્રિય પ્રાણની રક્ષા કરવાને તે હરિણીની પાછળ કુદતો કુદતો નાસવા લાગ્યો. હરિણી અને હરિણ તે વનની અંદર આવેલા કોઈ બાગમાં અદૃશ્ય થઇ ગયાં. પાછળ લાગેલા શિકારી રાજાએ તેઓને જોયાં નહિં, એટલે તેણે અતિ પ્રયત્ન કરી પોતાનો અશ્વ ઉભો રાખ્યો. શાંત થઈ નિયમમાં આવેલા અશ્વને લઇ તેણે એક સુંદર વાટિકામાં પ્રવેશ કર્યો. અને થોડે દૂર જઇ તે અશ્વ ઉપરથી ઉતર્યો.

વાંચનાર, આ મહારાજા કોણ છે ? તે તમારે ઓળખવાની જરૂર છે. તે ભારતવર્ષની મુખ્ય રાજધાની હસ્તિનાપુરીનો મહારાજા છે. એ નગરી હાલ **દિલ્લી**ના નામથી ઓળખાય છે. એ નગરીના મયૂરાસન ઉપર અનેક પરાક્રમી રાજાઓ થઈ ગયેલા છે. એ મયૂરાસન ઉપર આર્ય રાજાઓની પછી કેટલાએક અનાર્ય રાજાઓ પણ આરૂઢ થયેલા છે. નાભિરાજાના પુત્ર આદ્ય તીર્થંકર શ્રીઋષભદેવ ભગવાનને સો પુત્રો થયા હતા. તેમાં કુરૂ નામે એક પરાક્રમી પુત્ર થયેલો, જેનાથી આર્યાવર્ત્ત ઉપર કૌરવવંશ પ્રખ્યાત થયેલો છે. કુરૂને **હસ્તી** નામે પરાક્રમી અને દાનવીર પુત્ર થયો. તેના નામથી એ હસ્તિનાપુરી પ્રખ્યાત થયેલ છે. હસ્તિનાપુર ભારતવર્ષમાં સુશોભિત અને રમણીય નગર છે. તેને ફરતો એક ગગનચુંબી કિલ્લો અને તે કિલ્લાની ફરતી એક સમુદ્ર સમાન ખાઇ આવેલી છે. તે ખાઈમાં ભરેલું જળ એવું તો નિર્મળ હતું કે તેની અંદર કિલ્લાનું પ્રતિબિંબ પડતું, તે જાણે તે કિલ્લો

ખાઈના અગાધ જળમાં પોતાનું સૌંદર્ય જોતો હોયની ! તેવો દેખાય છે. તે હસ્તિરાજાના વંશમાં લક્ષાવધિ રાજાઓ ઉત્પન્ન થયા પછી ઇંદ્રના અવતાર જેવો **અનંતવીર્ય** નામે રાજા થયો હતો. તેને **કૃતવર્ય** નામે પુત્ર થયો અને તેનો પુત્ર **સુભૂમ** થયો. સુભૂમ પોતાના ઉગ્રપુણ્યના પ્રભાવથી ચક્રવર્તી થયો, અને તેણે જમદગ્નિના પુત્ર **પરશુરામ**ની સાથે યુદ્ધ કર્યું હતું. તે પછી કેટલાએક મહાવીર નરપતિઓ એ કુળમાં થયા હતા. તે પછી અનુક્રમે આ રાજા થયો હતો. **શાંતનુ** શાંતવૃત્તિવાળો, તેજસ્વી અને પ્રતાપી હતો. જ્યારથી હસ્તિનાપુરના મયૂરાસન ઉપર એ આરૂઢ થયો, ત્યારથી ભારતવર્ષની આર્યપ્રજા સર્વ રીતે સુખી હતી. તેણે અન્યાયના અંકુરોનું મૂળમાથી છેદન કરી ન્યાયરૂપ કલ્પવૃક્ષનું સારું પોષણ કર્યું હતું. તેના ન્યાયી રાજ્યમાં સર્વ પ્રજા સ્વધર્મમાં વર્ત્તનારી, ચતુર અને સારાસારને જાણનારી હતી. તે સાથે તે ધર્મ, અર્થ અને કામને નિરાબાધપણે પાળનારી હતી.

રાજા શાંતનુ પવિત્ર, વિવેકી અને નીતિમાન્ હતો, તે છતાં તેને મૃગયા રમવાનું દુર્વ્યસન લાગુ પડયું હતું. રાજા શાંતનુ સર્વગુણસંપન્ન છતાં શિકારી હોવાથી તેની ધાર્મિક પ્રજા તેને જોઈએ તેવું માન આપતી નહતી. મૃગયાના મલીન વ્યસનથી તેના બીજા ઉજ્વળ ગુણો આચ્છાદિત થઈ ગયા હતા. મનુષ્ય ગમે તેવો ગુણી હોય, શાંત અને વિવેકી હોય, તથાપિ જો તેનામાં કોઈ પણ દુર્વ્યસને પ્રવેશ કર્યો તો તે નિર્ગુણી થઈ જાય છે. સદ્ગુણરૂપી શીતળ છાયામાં બેઠેલા

મનુષ્યની ઉપર જો દુરાચાર કે દુર્વ્યસનની સંતાપકારી છાયા પડે તો તે શીતળ છાયા બદલાઈને સંતાપક છાયા થઈ જાય છે. મહારાજા શાંતનુના સંબંધમાં પણ તેવી રીતે બન્યું હતું. શાંતનુ સર્વરીતે સદ્‌ગુણી હતો, તે છતાં શિકારના દુર્વ્યસને તેને દુર્ગુણી બનાવી દીધો હતો. એ શિકારના દુર્વ્યસને તેની સત્કીર્તિની સુશોભિત ભીંત ઉપર મષનો કુચડો લગાડયો હતો.

વાંચનાર, આ શાંતનુના ચરિત્ર ઉપરથી ઉત્તમ બોધ ગ્રહણ કરજે. હમેશાં દુર્વ્યસનથી દૂર રહી તારા માનવજીવનને નિષ્કલંક રાખજે. જેનું જીવન કોઈપણ દુરાચાર કે દુર્વ્યસનથી મલિન થયેલું છે, તેનું જીવન મનુષ્ય જીવન નથી પણ પશુજીવન છે. માનવજીવનરૂપી અમૂલ્ય રત્નને હમેશાં સદ્‌ગુણોના ડાબડામાં રાખી તેની યતના કરવાની છે. કોઈપણ દુરાચારો કે દુર્વ્યસનોરૂપી લુંટારાઓ તે અમૂલ્ય રત્નને હરી, મલિન ન કરે તેને માટે દરેક ભવિ આત્માએ પૂર્ણ સાવધાની રાખવાની છે.

---

# પ્રકરણ ૩ જું.

## આશ્રમવાસિની.

મૃગયાના દુર્વ્યસનમાં મગ્ન થયેલો શાંતનુ રાજા પેલા અદૃશ્ય થઈ ગયેલા હરિણના જોડાને શોધતો શોધતો વનમાં

આગળ ચાલ્યો. ત્યાં એક સુંદર વાટિકા જોવામાં આવી. તેની અંદર પ્રવેશ કરતાં એક અતિ વિશાળ અને દિવ્ય આશ્રમ તેના જોવામાં આવ્યો. તે આશ્રમના આંગણામાં પ્રવેશ કરતાં એક સુંદર રૂપવતી રમણી તેની દૃષ્ટિએ પડી. તે બાળાનું શરીર તપસ્યાના પ્રભાવથી કૃશ થઈ ગયું હતું. તથાપિ તેનું સ્વાભાવિક લાવણ્ય ઝળકી રહ્યું હતું. તેણીના શરીર ઉપર કોઈ જાતનો શ્રૃંગાર ન હતો, તથાપિ તેણીના સ્વાભાવિક સૌંદર્યથી તે શ્રૃંગારમય દેખાતી હતી. તે રમણીની પાસે તેણીના સમાન વયની એક સુંદર સખી તેણીની પરિચર્યા કરતી ઉભી હતી. તે રમણીને જોઈ શિકારી શાંતનુને જાણે આ સુંદર અપૂર્વ શિકાર મળ્યો હોય, તેમ તેના મનમાં આનંદ ઉત્પન્ન થઈ આવ્યો. તે આશ્રમની અદ્‌ભુત રચના જોતો જોતો તેણીની પાસે આવ્યો. તપસ્વિ તરૂણીની દૃષ્ટિ તે રાજાની ઉપર પડી. શાંત અને તેજસ્વી આકૃતિ જોઈ તે અબળા સંભ્રમથી બેઠી થઈ, અને તેણીએ તેની આગતા–સ્વાગતા કરવા માંડી. અને તેને એક આસન આપી તે ઉપર બેસવાને કહ્યું. રાજાની મનોરંજક આકૃતિ અને કુલીનતાનું તેજ જોઇ તે તપસ્વિની બાળાના હૃદયમાં સ્વાભાવિક રીતે તેની તરફ પ્રેમ ઉત્પન્ન થયો. રાજાએ આસન સ્વીકાર્યા પછી તે સુંદરી પોતાના યોગ્ય આસન ઉપર બેઠી. તે સુંદરીનું સુંદર વદન જોઈ પ્રેમમગ્ન થયેલા શાંતનુએ વિનયથી પુછ્યું, “ ભદ્રે, પ્રાતઃકાળના પ્રફુલ્લિત કમળના જેવું આ તારૂં સુકો-

મળ શરીર કયા ભાગ્યશાળી દંપતિના ઉદરથી ઉત્પન્ન થયેલું છે ? હે મનોજ્ઞે ! આવી સુંદર આકૃતિ કે જે રમણીય રાજભુવનમાં વસવાને લાયક છે, તે આકૃતિને આવી આશ્રમવાસિની કેમ કરી છે ? ”

રાજાના આ પ્રશ્નો સાંભળી તે બાળાએ પોતાની સખીને સમસ્યા કરી એટલે તે બોલી—વીરમણિ, વિદ્યાધરપતિ રત્નપુરના રાજા જન્હુની આ પુત્રી છે. તેણીનું નામ ગંગા છે. તે વિદ્યાવિલાસી રાજાએ આ પોતાની પુત્રીને વિદ્યાવિલાસી બનાવી છે. એક વખતે પુત્રીવત્સલ જન્હુ રાજાએ પુત્રીને યોગ્ય થયેલી જોઈ કોઈ તેણીને યોગ્ય પતિ મેળવવાને માટે તેની સંમતિ લીધી. એટલે આ વિદૂષી રાજકુમારીએ પોતાના પિતાની સમક્ષ જણાવ્યું કે “ જે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે નહીં તેવા પતિની મને ઈચ્છા છે.” પુત્રીની આ ઇચ્છા પૂર્ણ કરવાને તેના વિદ્વાન્ પિતાએ અનેક રૂપવાન્ તથા ગુણવાન્ પુરૂષો તેડાવ્યા, પણ કોઈ પુરૂષ તેણીની સાથે તેવી શરતે પરણવા તૈયાર થયો નહીં. જ્યારે ઘણા સ્વતંત્ર વિચારના પુરૂષોએ એવી શરતે આ બાળાનો સ્વીકાર કર્યો નહીં, એટલે નિરાશ થઈ તેણીએ નિશ્ચય કર્યો કે,‘જો તેવી શરત કરનારો કોઈ પુરૂષ ન મળે તો મારે યાવજ્જીવિત કુમારીવ્રત રાખવું.’ આવા નિશ્ચયથી પિતાની આજ્ઞા લઈ અહીં આશ્રમવાસ કર્યો છે. અને પોતાની ધારણા સફળ થાય તેવા હેતુથી તે અહિં અહર્નિશ જિનેશ્વરની પૂજા કરતી બેઠી છે. હે મહાનુભાવ! એ જિનભગ-

વંતની પૂજા આજે સફળ થઈ છે. કારણ કે, ગઈ કાલે આ રાજકુમારીના પિતા જન્હુ રાજા અહીં આવ્યા હતા. તેમણે આવી જણાવ્યું હતું કે, "પુત્રી ! તેં ધારણ કરેલા શુભવ્રતના માહાત્મ્યથી તારો મનોરથ પૂર્ણ થવાની સંધિ આવી છે. આવતી કાલે હસ્તિનાપુરના રાજા શાંતનુ કોઈ હરિણના જોડાની પાછળ લાગી અહીં આવશે, તે તારો અંગીકાર કરશે." મહારાજા, અમે બંને સખીઓ આજે આપની રાહ જોતી બેઠી હતી, એટલામાં આપ અચાનક આવ્યા છો. હવે આ મારી સખીનો મનોરથ પૂર્ણ થયો છે.

સખી મનોરમાનાં આ વચનો સાંભળી શાંતનુ પ્રસન્ન થઇને ગંગાકુમારી પ્રત્યે બોલ્યો—મૃગાક્ષી, તારા જેવી સુંદર રાજકુમારીનું દર્શન કરાવનાર પેલો મૃગ મારો બહુ ઉપકારી થયો છે. આ જગતમાં સર્વ લોકો લક્ષ્મીની ચાહના કરે છે. પણ લક્ષ્મી કોઈની ચાહના કરતી નથી. હું મારા આત્માને પૂર્ણ ભાગ્યવાન્ ગણું છું. કારણ કે, તું પોતે આપો આપ લક્ષ્મી મારી ચાહના કરે છે. હે ભદ્રે, હું તારી પવિત્ર શરતને આદર યુક્ત માન્ય કરૂં છું. જેમ રોગીને તેનો રોગ શાંત કરનાર વૈદ્યનો બોધ પ્રિય અને હિતકારક લાગે, તેમ મારા શુદ્ધભાવ પ્રમાણે તારાં વચન મને તેવાંજ પ્રિય અને હિતકારી લાગે છે. એ તારા પવિત્ર વચનનું ઉલ્લંઘન હું કદિ પણ કરનાર નથી. કદાચ દૈવયોગે કર્મના બળથી મારાથી તારા વચનનું ઉલ્લંઘન થઇ જાય તો તારે મને ત્યાગ કરવારૂપ દંડ કરવો.

આ પ્રમાણે શાંતનુ રાજા હર્ષમય વચન કહેતો હતો; ત્યાં તેની પાછળ આવેલું તેનું સૈન્ય અને વિદ્યાપતિ જન્હુ રાજા પણ ત્યાં આવી પહોંચ્યો.

પોતાના પિતાને આવતો જોઈ રાજબાળા ગંગાકુમારી લજ્જિત થઈ દૂર ઉભી રહી અને તેણીએ મનોરમાને સૂચના કરી એટલે તેણીએ તે સર્વ વૃત્તાંત જન્હુ રાજાને કહી સંભળાવ્યો. સખીના મુખથી સર્વ વૃત્તાંત સાંભળી અને બંનેની પરસ્પર પ્રીતિનું અવલોકન કરી પ્રસન્ન થયેલા જન્હુ રાજાએ મોટા ઉત્સવથી તેઓનો ત્યાંજ વિવાહ કર્યો.

જન્હુ રાજા વિવાહોત્સવ કરી પોતાની પ્રિય પુત્રીને પ્રેમથી ભેટી પોતાના નગરમાં ચાલ્યો ગયો, શિકારી શાંતનુ રાજા ગંગાસુંદરીનું પાણિગ્રહણ કરી પોતાના સૈન્ય સાથે તેણીને પોતાની રાજધાની હસ્તિનાપુરમાં લાવ્યો. અને એ આશ્રમવાસિની રમણીને રાજમહેલની નિવાસિની બનાવી, પોતે તેણીની સાથે શૃંગારરસનો સુંદર આનંદ અનુભવવા લાગ્યો. વિદુષી ગંગાસુંદરીએ શાંતનુ રાજાના રાજસંસારને દીપાવ્યો હતો. મનવાંછિત પતિને પ્રાપ્ત કરનારી કાંતાઓ પોતાની ઈચ્છાનુસાર સંસાર સુખ ભોગવે છે. અને પરસ્પર ગુણોનું અનુકરણ કરી એક બીજાના દોષોને દૂર કરવાને સમર્થ થાય છે. 'પોતાનો પતિ શાંતનુ રાજા સર્વ રીતે સદ્‌ગુણી છતાં મૃગયાના દુર્વ્યસનમાં આસક્ત છે.' આ વિષે ગંગાકુમારી પ્રતિદિન વિચાર કરતી અને પોતાના પતિને તે દુર્વ્યસનથી મુક્ત

કરવાની ધારણા રાખતી હતી. પ્રિય વાચક બ્હેનો, આ ઉપદેશ પ્રસંગનો તમારા હૃદયમાં વિચાર કરજો. પૂર્વકાળે આ આર્યદેશ ઉપર કેવી સ્ત્રીઓ વસતી હતી તે વિષે મનન કરી તમારી વર્ત્તમાનકાળની સ્થિતિનો વિમર્ષ કરજો. અને તમારી પ્રાચીન અને અર્વાચીન સ્થિતિની તુલના કરજો. પ્રાચીન આર્ય રમણીમાં જે જ્ઞાન, હિંમત અને સદ્ગુણો હતા, અને તેથી કરીને તેઓ જે ઉચ્ચ સ્થિતિ ભોગવતી હતી, તે જ્યારે મનન કરી વિચારશો, ત્યારે તમારાં શરીર રોમાંચિત થઇ જશે અને તમારા પવિત્ર હૃદયમાં પૂર્વની શુદ્ધ ભાવના જાગ્રત થઈ આવશે. પૂર્વે ગંગાકુમારીની જેમ દરેક આર્યબાળા પોતાના મનમાં દૃઢ રહેતી અને પોતે ધારેલી ધારણા સફળ કરવાને સ્વાત્માર્પણ કરતી હતી. વીરબાળા ગંગાસુંદરીએ પોતાનો નિયમ દૃઢતાથી પાળ્યો હતો. 'જો પોતાની ઇચ્છા પ્રમાણે યોગ્ય પતિ મળે તોજ વિવાહિત થવું, નહિં તો યાવજ્જીવ કુમારીવ્રત ધારણ કરીવનના આશ્રમમાં વાસ કરવો.' આવી મહા પ્રતિજ્ઞા લેનારી અને તે પ્રમાણે વર્ત્તનારી આર્ય બાળાને હજારો ધન્યવાદ ઘટે છે. આવી હિંમતવાળી આર્ય નારીના ગુણનું સ્મરણ કરી તે પ્રમાણે વર્ત્તવાને આર્ય શ્રાવિકાઓએ સદા તત્પર રહેવું જોઈએ. વાંચનારી બ્હેનો, તમે તમારી પૂર્વની હિંમત ધારણ કરજો. 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય' એ નિર્માલ્ય કહેવતને અનુસરી ચાલશો નહિં. તમારા સ્વાર્થી માબાપો કદિ તમારો વિક્રય કરવાને

અનુચિત વૃદ્ધપતિને આપવા તૈયાર થાય, તે વખતે તમે આર્ય બાળા ગંગાકુમારીનું સ્મરણ કરી તેની અસાધારણ હિંમત તમારા હૃદયમાં ધારણ કરજો. તમારો શુદ્ધ અભિપ્રાય તમારા પિતાની આગળ શરમ છોડી જાહેર કરજો અથવા કોઇની દ્વારા જાહેર કરાવજો. પ્રિય ભગીનીઓ! જ્યારે તમારામાં પૂર્વની મહાન્ હિંમત આવશે, ત્યારેજ તમારો ઉદય થશે. અને પૂર્વકાળે જે સત્કીર્તિ આર્ય સતી શ્રાવિકાઓએ સંપાદન કરેલી છે, તેવી સત્કીર્ત્તિ તમોને પ્રાપ્ત થશે. સત્કીર્ત્તિ એજ શ્રાવિકાજીવનનું આભૂષણ છે.



# પ્રકરણ ૪થું.



## રાજ્ઞીવિયોગ.

હસ્તિનાપુરના મહારાજા શાંતનુના અંતઃપુરમાં ગંગા દેવી રાજ્યવૈભવ ભોગવતી હતી. અનેક દાસ દાસીઓ તેની સેવા કરવાને હાજર હતાં. તે મહારાણીની આજ્ઞા અંતઃપુરમાં સારી રીતે પ્રવર્ત્તતી હતી, આવો રાજ્ય અને સત્તાનો વૈભવ પ્રાપ્ત થયા છતાં તે મહાદેવી ધર્મથી વિમુખ થઈ ન હતી. તેણીની પવિત્ર મનોવૃત્તિમાં ધાર્મિકશ્રદ્ધા અચળ રહી હતી. અનુક્રમે કેટલોક સમય વિત્યા પછી ગંગાસુંદરી સગર્ભા થઈ.

ગર્ભના પ્રભાવથી તેનું સ્વરૂપ વિશેષ તેજોમય દેખાવા લાગ્યું. તેજસ્વી સૂર્યના કરતાં પણ તેની કાંતિ અધિક દેદીપ્યમાન દેખાતી હતી. ગર્ભના અપૂર્વ તેજથી તેણીને સુમેરૂ પર્વત એક નાના દડા જેવો અને સમુદ્ર ગાયના પગલા જેવો ભાસવા લાગ્યો. એક દિવસે રાજા શાંતનુ ધર્માસન ઉપરથી વાસગૃહમાં આવતો હતો, ત્યાં એક દાસીએ દોડતા આવી વધામણી આપી કે "મહારાજા, મહારાણી ગંગાદેવીએ એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો છે." આ વધામણી સાંભળતાં શાંતનુ આનંદહૃદય થઇ ગયો. તેણે તરત આજ્ઞા કરી પુત્રનો જન્મોત્સવ કરાવ્યો. હસ્તિનાપુરની રાજ્યભક્ત પ્રજાએ રાજકુમારના જન્મોત્સવમા ભાગ લઈ હૃદયનો અતિ ઉમંગ દર્શાવ્યો. મહારાજાએ અંતઃપુરમાં આવી પુત્રના મુખનું દર્શન કર્યું. પોતાના ઉગ્રતેજથી બીજા સ્વરૂપવાન્ જનોને ચિત્રવત્ કરાવનારા તેજસ્વી પુત્રને જોઈ તે હૃદયમાં અતિ પ્રસન્ન થયો. અનુક્રમે આશૌચ નિવૃત્ત થયા પછી શાંતનુએ પોતાની પ્રિયા ગંગાદેવીના નામથી પુત્રનું નામ ગાંગેય પાડયું. પછી ગાંગેયકુમાર શુકલપક્ષના ચંદ્રની જેમ અનુક્રમે ગંગાદેવીના સ્તનનું પાન કરતો વૃદ્ધિ પામવા લાગ્યો.

દુર્વ્યસન એ માનવજીવનને મલિન કરનાર વજ્રલેપ છે. જ્યાંસુધી પાપકર્મનો ઉદય હોય, ત્યાંસુધી વજ્રલેપ રૂપ દુર્વ્યસન કદિ પણ નષ્ટ થતું નથી. માનવઆત્મા અનેક રીતે દુર્વ્યસનનાં મહાકષ્ટો ભોગવે છે, તથાપિ તેનો ત્યાગ કરી

શકતો નથી. શાંતનુરાજા ગંગા જેવી પવિત્ર પત્નીનો પતિ થયો હતો; તથાપિ તેના હૃદયથી મૃગયાનું દુર્વ્યસન દૂર થયું ન હતું.

એક વખત મૃગયામાં ગાઢ પ્રીતિવાળો શાંતનુ રાજા મૃગયા રમવા જવાને તત્પર થઈ પોતાની પ્રિયા ગંગાદેવી પાસે આવ્યો. તે વખતે પવિત્રહૃદયા ગંગા પોતાના ઉત્સંગમાં રાજકુમાર ગાંગેયને લઈ રમાડતી હતી. પતિને મૃગયા રમવા સજ્જ થયેલા જોઈ ગુણવતી ગંગાદેવીએ અંજળિ જોડી કહ્યું, "હે પ્રજાપ્રિય પ્રાણપતિ! આ સમયે ભારતભૂમિ ઉપર આપના જેવો કોઈ નરપતિ નથી. આપ અનેક ઉત્તમ ગુણોથી ભરપૂર છો, તે છતાં જેમ ચંદ્રને વિષે કલંક છે, તેમ આપને વિષે પણ આ મૃગયા રમવાનું દુર્વ્યસનરૂપ કલંક છે; તેનો આપે ત્યાગ કરવો જોઇએ. પ્રાણનાથ! અપરાધીને શિક્ષા કરવી અને નિરપરાધીનું રક્ષણ કરવું, એ આપનો રાજધર્મ છે. જે પશુઓએ નિર્ભય સ્થળ જાણીને વનને વિષે વાસ કરેલો છે, એવા નિરપરાધી મૃગોને મારવાથી આપ રાજધર્મનું ઉલ્લંઘન કરો છો અને તેથી આપને અવશ્ય પાપ લાગે છે. માટે એ મૃગયાના દુરાચારને દૂર કરી દો. અને સ્વધર્મ યુક્ત કર્મ કરવામાં પ્રવૃત્ત થાઓ. આ મારી પ્રાર્થના આપને માન્ય કરવી જોઈશે. વળી આપ મારી પાસે વિવાહ વખતે વચનથી બંધાયા છો; માટે તમારાથી કોઈ પ્રકારે તેનું ઉલ્લંઘન થઈ શકશે નહિં. તેમ છતાં મારી આ પ્રાર્થના

માન્ય કરશો નહિં, તો આપના વચનનો ભંગ થશે અને મારા હૃદયમાં ખેદ થશે. હવે જે આપને યોગ્ય લાગે તે કરો."

મહારાણી ગંગાનાં આ વચન સાંભળી સત્ય પ્રતિજ્ઞ મહારાજા હૃદયમાં જરા પશ્ચાત્તાપ કરી બોલ્યો–"ભદ્રે! તારા વચનો યથાર્થ છે. વળી હું સારી રીતે સમજુ છું કે, મૃગયા એ દુર્વ્યસન છે અને એમા અપરિમિત પાપ છે; તથાપિ શુ કરૂં ! એ દુર્વ્યસન મારાથી મુકી શકાતુ નથી. પ્રિયે! તારી સાથેની પૂર્વની પ્રતિજ્ઞા મને સારી રીતે યાદ છે; તથાપિ આ દુર્વ્યસન મારી તે પ્રતિજ્ઞાને ઉલ્લંઘન કરાવે છે."

આ પ્રમાણે કહી પોતાની પૂર્વ પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરી રાજા શાંતનુ મૃગયા રમવાને નીકળી પડયો. પ્રતિજ્ઞા-ભંગથી પોતાનું અપમાન થવાથી ગંગાદેવીને ઘણું માઠું લાગ્યું. તેણીના હૃદયમાં પશ્ચાત્તાપ અને ખેદ પ્રગટ થયો. તરત તે રાજરમણી પોતાના બાળપુત્ર ગાંગેયને લઇને પોતાના પિતાના રત્નપુર નગરમાં ચાલી આવી અને પિયરમાં રહી પોતાના પુત્રનું પાલન–પોષણ કરવા લાગી.

શિકારી શાંતનું મૃગયા રમી દરબારમાં આવ્યો, ત્યાં તેણે પોતાની પ્રિય રાણી ગંગાદેવી તથા રાજકુમાર ગાંગેયને જોયાં નહિ. રમણી તથા રાજપુત્રથી શૂન્ય એવું રાજભુવન જોઇ શાંતનુ શોકાતુર થઈ ગયો. તેણે પોતાનાં દાસ દાસીઓને બોલાવીને પુછયું, ત્યારે તેમણે કહ્યું, " આપ જ્યારે વનમાં મૃગયા રમવા ગયા, પછી રાણી સાહેબ રાજકુમારને સાથે

લઈ પોતાના પિતાના નગર રત્નપુર તરફ જતાં રહ્યાં." આ ખબર સાંભળતાંજ શાંતનુના હૃદયમાં વિશેષ શોક થઈ આવ્યો. તેને પ્રિયા અને પુત્રનો વિરહ દુઃસહ થઈ પડયો. જેમ સમુદ્રને વિષે તરંગ ઉપર તરંગો આવ્યા જાય, તેમ તેના હૃદયમાં પ્રિયા અને પુત્રના સ્મરણરૂપ વિવિધ પ્રકારના સંકલ્પ-વિકલ્પ ઉઠવા લાગ્યા. તે વિરહાતુર થઈ ચિંતવવા લાગ્યો– "અરે ! મારી સાધ્વી પ્રાણપ્રિયા અને વ્હાલો પુત્ર ગાંગેય કયાં ગયાં ? તેમના યુગલનું આનંદકારક દર્શન મને કયારે થશે ? એ મનહરણી મૂર્ત્તિઓ હવે મારા જોવામાં કયારે આવશે ? તેમનો વિરહ મારાથી શી રીતે સહન થશે ? અહા ! પતિવ્રતાઓમાં મુખ્ય ગણુનીય એવી એ સ્રીરત્નનું વચન મેં વ્યસનને વશ થઈ માન્ય કર્યું નહિ ? એટલુંજ નહિં પણ મેં મારા વચનનો ભંગ કરી મારા રાજજીવનને દૂષિત કર્યું. તેથીજ મારે આ પશ્ચાત્તાપના સાગરમાં ડૂબવું પડયું." આ પ્રમાણે શિકારી શાંતનુ શોકમગ્ન થઈ કેટલાએક સમય સુધી પોતાના શૂન્ય રાજભુવનમાં રહ્યો હતો.

શ્મશાન વૈરાગ્યની જેમ તે રાજાને કેટલાક દિવસ સુધી મૃગયા તરફ અભાવ રહ્યો, પણ પછી તે પાછો તે દુર્વ્યસનમાં મગ્ન થયો હતો. પ્રિયા અને પુત્રના વિરહશોકનું વિસ્મરણ કરી તે પાછો મૃગયાના દુર્વ્યસનને સેવવા લાગ્યો. મનુષ્ય જ્યારે વ્યસનને વશ થઈ જાય છે, ત્યારે તે સર્વ પ્રકારના સુખ દુઃખને ભુલી જાય છે.

એક દિવસે મહારાજા શાંતનુના દરબારમાં કોઇ પારધિ આવ્યો અને તેણે મહારાજાને ખબર આપ્યા કે, “સ્વામી, હસ્તિનાપુરથી દૂર એક સુંદર સરિતા આવેલી છે, તે સરિતાની પાસે એક મોટું વન છે, તેની અંદર વિવિધ જાતના શિકારી પ્રાણીઓ અને મૃગલાઓ વિચર્યા કરે છે, તેથી મૃગયા કરવાને વાસ્તે તે સારૂં ઠેકાણું છે જો આપ તે સ્થાને મૃગયા માટે પધારો તો આપનું મન પ્રસન્ન થયા વિના રહેશે નહિં, ત્યા રહેલા વનપશુઓ એવા તો મત્ત થયેલા છે કે, જેઓના પ્રચંડ શબ્દોથી આખું વન ગાજી રહ્યું છે.” પારધિના આ વચન જાણે એક વધામણી રૂપ હોય. તેમ સાભળી શિકારી શાતનુ ખુશી થઈ ગયો. તરતજ પોતાની શિકારસેના સાથે લઈ તે શિકાર કરવાને સજ્જ થયો. તે પારધિને તે વન દેખાડવા પોતાની સાથે લઈ રાજા શાંતનુ શિકારના પરિવાર સહિત તે તરફ ચાલ્યો. તે વનમાં જતાં વાઘો, ડુક્કરો અને ઉન્મત્ત થયેલા વનના પાડાઓ તેના જોવામાં આવ્યા. તે જોતાંજ રાજાના શિકારી હૃદયમાં ઉત્સાહ આવી ગયો. તત્કાળ તેણે વનની ચોતરફ પાશ નંખાવ્યો. અને પછી ધનુષ્યોના ટંકાર કરવાની માણસોને આજ્ઞા કરી. શિકારનું શિક્ષણ આપી શિક્ષિત કરેલા શ્વાનોને મૃગલાની પાછળ છોડી મુકયા. તેઓ તે મૃગલાઓની પાછળ દોડવા લાગ્યા અને પોતાની સાથેના ઘોડેસ્વારોને દોડાવવા લાગ્યા. આથી વનપશુઓ ભયભિત થઇ જ્યાં ત્યાં નાસવા લાગ્યાં, પણ નાશીને જાય કયાં? જ્યાં ત્યાં પેલો પાશ આડે આવે

તેથી અતિ વ્યાકુળ થઈને જાળમાં પડવા લાગ્યા. પશુઓના બંધની સાથે રાજા શાંતનુને પણ કર્મના ઘોર બંધ થવા લાગ્યા. મૃગલા મોટી મોટી છલંગો મારી કુદતા કુદતા નાશવા માંડ્યા, જવાનો માર્ગ મળે નહિં એટલે ફાંસામાં અટકી પડવા લાગ્યા. સસલા પોતાના પ્રાણના રક્ષણને અર્થે દોડતા દોડતા સંતાવાની જગ્યા શોધતા ફરે, પણ આખર નાઇલાજ થઈને તે ફાંસામા સપડાઈ જવા લાગ્યા. તે સિવાય વનહસ્તિઓ, મહિષો અને સિંહોની સ્થિતિ પણ તેવી દયાજનક થઇ પડી; તથાપિ નિર્દય શાંતનું તે પાપર્દ્ધિમાં પરાયણ બની પોતાની પ્રિયાને અને પુત્રને ભુલી ગયો. અહા! દુર્વ્યસનની કેવી પ્રબલતા છે!

પ્રિય વાચનાર! તમારે આ પ્રસંગમાંથી ઉત્તમ બોધ લેવાનો છે. દુર્વ્યસન માનવહૃદયને કેવું ક્રૂર બનાવે છે? તેમાં આસક્ત થયેલો માણસ પોતાના પ્રેમસ્થાનને તથા કર્ત્તવ્યને તદ્દન ભુલી જાય છે, તેથી તમારે કદિ પણ દુર્વ્યસનમાં આસક્ત ન થવું; એજ આ પ્રસંગનો બોધ છે.

પ્રિય વાચનારી બ્હેનો! આ ઉપરથી તમારે પણ જુદું જ શિક્ષણ લેવાનું છે. પોતાની પ્રતિજ્ઞાનો ભંગ થાય કે પોતાનું અપમાન થાય, તેવે સ્થાને સન્નારીએ પોતાની ટેક રાખવી જોઈએ. કદિ પતિ દુર્વ્યસની હોય તો તેને સુધારવા પ્રયત્ન કરવો એ ઉત્તમ સ્ત્રીનો ધર્મ છે. તેમ કરતાં કદિ તે પતિ સુધરે નહીં, તો બીજી હિંમત ભરેલી રીતે તેને સુધારવાના ઉપાયો લેવા જોઇએ. કારણકે, પતિના જીવનની

સુધારણા સ્ત્રીએ કરવી જોઈએ અને સ્ત્રી જીવનની સુધારણા પતિએ કરવી જોઈએ. પવિત્ર ગંગાદેવી એ મહાવ્રતને જાણનારી હતી. પોતાના પતિ શાંતનુ શિકારના દુર્વ્યસનથી મુક્ત થાય. તેવા હેતુથી એ બાળા પુત્રને લઈ દૂર રહી હતી. પોતાના તથા પુત્રના વિયોગથી પતિનું હૃદય સુધરશે, એવી ધારણાથીજ તેણીએ એ ઉપાય કર્યો હતો. આવું અસાધારણ સાહસ ધરનારી પૂર્વની આર્યસ્ત્રીઓને હજારવાર ધન્યવાદ ઘટે છે. પોતે પતિથી વિયુક્ત થઈ હતી, તથાપિ એ પતિ ઉપર તેણીનો અસાધારણ પ્રેમ હતો. કારણકે, “ પતિ દુર્ગુણી કે દુર્વ્યસની હોય તો પણ સ્ત્રીએ તેની તરફ પોતાનો પવિત્ર પ્રેમ રાખવો જોઇએ. ” આ મહાસૂત્ર ગંગાદેવી સારી રીતે શીખી હતી અને બીજી સ્ત્રીઓને તે શિક્ષણને અનુસરવાને સારી રીતે ઉપદેશતી હતી.

આજકાલ અલ્પમતિ અજ્ઞાની સ્ત્રીઓ પોતાના પતિને દુર્ગુણી અથવા પોતાને તાબે રહેનારો જોઈ તેની ઉપર વિરક્ત થાય છે. અને તેનાથી રીસાઈ અનેક રીતે તેને પજવે છે. તે સ્ત્રીઓ અકુલીન અને અધમ સમજવી. તેવી સ્ત્રીને લીધેજ આર્યસંસાર વગોવાય છે, પણ તેમ ન થવું જોઇએ. દરેક આર્યબાળાએ ગંગાદેવીના સુશિક્ષણને અનુસરવું જોઇએ. પતિને કેવી રીતે સન્માર્ગે લાવવો ? એ મહાસૂત્ર જેવું ગંગાદેવીને વિદિત હતું, તેમ દરેક સન્નારીને વિદિત હોવું જોઇએ. તેમાંજ આર્યસ્ત્રીનો તથા આર્યસંસારનો ઉદય તથા ઉત્કર્ષ છે.

# પ્રકરણ ૫ મું.

## સત્યવતી.

પ્રાત:કાળનો સમય હતો. નભોમણિ પોતાના બાળકિરણોને જગત્ ઉપર પ્રસારતો હતો. યમુનાનદીના કૃષ્ણવર્ણી જળ ઉપર સૂર્યની શ્વેતપ્રભા પડતી તેથી કોઇ વિલક્ષણ શોભા પ્રાપ્ત થતી હતી. તીર ઉપર આવેલાં શ્રેણીબંધ વૃક્ષો પોતાની છાયાથી આચ્છાદિત કરેલા યમુના નદીના જળની કૃષ્ણ પ્રભાને વધારતા હતા.

આ વખતે એક ખલાસી યમુનાના તીર ઉપર ફરતો હતો. તેણે વનચરના જેવો વેષ ધારણ કર્યો હતો. થોડીવાર ફર્યા પછી તેણે વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો. ત્યાં એક નવપલ્લવિત થયેલું અશોકવૃક્ષ તેની દષ્ટિએ પડયું. તે છાયાદાર વૃક્ષને જોઇ ખલાસી તેની શીતળ છાયા નીચે આવી બેઠો, એટલામાં કોઇ નિર્દય માણસ આકાશમાર્ગેથી આવીને એક સુંદર બાળકને જમીન ઉપર મુકી ચાલ્યો ગયો. આ દેખાવ જોઇ તે બાળકની પાસે આવ્યો, તેને જોતાંજ તેને અતિશય આશ્ચર્ય થયું. જે તેજસ્વી બાળિકા હતી. તેની સુંદર મૂર્ત્તિ જોઇ ખલાસી હૃદયમાં આનંદ પામી વિચારવા લાગ્યો—"અહા ! આ સુંદર પુત્રીરત્ન કોનું હશે ? આ પુત્રીરત્ન કોઇ ભાગ્યવાન્ દંપતીથી ઉત્પન્ન થયેલું લાગે છે. તેની તેજસ્વી આકૃતી સૌભાગ્યની સંપૂર્ણતા સૂચવી આપે છે. આ બાળિકા

ગમે તે જાતની હોય, તોપણ મારે તો મહાન્ લાભ થયો છે. હું નિઃસંતાન છું. મારા વનાશ્રમને આ બાળિકા દીપાવશે અને મારૂં વાંઝીયાપણાનું મેહેણું ભાંગશે. ” આ પ્રમાણે વિચારી તે ખલાસી તે બાળિકાને લઈ હર્ષભેર પોતાના આશ્રમ તરફ ચાલ્યો, તેવામા આકાશમાંથી અદૃશ્ય વાણી પ્રગટ થઈ—“રત્નપુર નગરમાં રત્નાંગદ નામે રાજા છે. તેને રત્નવતી નામે રાણી છે. તેમની આ પુત્રી છે. તેનો કોઈ શત્રુ આ રાજપુત્રીનું હરણ કરી અહિં મુકી ચાલ્યો ગયો છે. માટે હે નાવિક! તું આ પુત્રીરત્નને લઈ જઈ એનું સારી રીતે પાલન-પોષણ કરજે. એ રાજકુમારીને હસ્તિનાપુરના શાંતનુ રાજા પરણશે.” આ પ્રમાણે ગગનગિરા સાભળી તે નાવિક સાનંદાશ્ચર્ય થઈ ગયો. પછી તે બાળિકાને લઈ ખલાશી પોતાની સ્ત્રીની પાસે આવ્યો. એને સર્વ વૃત્તાત જણાવી તે સુંદર પુત્રી તેણીને પાલન–પોષણ કરવાને સોંપી દીધી. બંને નાવિક દંપતીએ તે બાળિકાનું નામ **સત્યવતી** પાડયું.

રાજકુટુંબથી વિયુક્ત થયેલી સત્યવતી નાવિકના કુટુંબમાં ઉછરી મોટી થઈ. જો કે તેણીના બાલ્યવયનો આરંભ નાવિકકુળમાં થયો હતો, તથાપિ પૂર્વસંસ્કારના બળથી તેણીનામાં ઉત્તમ પ્રકારના સદ્ગુણો દાખલ થવા લાગ્યા. તે હમેશાં માતાપિતાના વચનને માન આપતી, સત્ય વચન બોલતી, સદાચાર પર પ્રીતિ રાખતી અને સર્વની સાથે હળીમળીને ચાલતી હતી. સત્યવતી હમેશાં પોતાના કુળધર્મને અનુસરી ચાલતી અને માતાપિતાની સેવાભક્તિ કરતી હતી.

અનુક્રમે સત્યવતીએ બાલ્યવયથી મુક્ત થઈ યૌવનવયમાં પ્રવેશ કર્યો. તેણીના સ્વાભાવિક સૌંદર્યમાં તારૂણ્યવયને લઈને વધારો થવા લાગ્યો. શરીરના દરેક અવયવ વિકસ્વર થવા લાગ્યા. મુખચંદ્રપર વિશેષ શોભા પ્રાપ્ત થઈ. નયનની વિશાળતા વધવા લાગી. અને નિતંબ તથા કટિભાગ જુદાજ સ્વરૂપને ધારણ કરવા લાગ્યા. સત્યવતી હમેશાં ખલાસીઓની પુત્રીઓની સાથે યમુનાના તીર ઉપર રમતી હતી. કોઈવાર મધુર સ્વરે મનોહર ગીત ગાતી, અને કોઈવાર સમાનવયની સખીઓની સાથે યમુનાના રમણીય તીર ઉપર રાસડા લેતી હતી. સત્યવતીનું અદ્‌ભુત સૌંદર્ય જોઈ બીજા નાવિકો આશ્ચર્ય પામતા હતા. 'આ બાળા રાજમેહેલને લાયક છે.' એમ કહી તેણીની રમણીયતાની પ્રશંસા કરતા હતા.

જેમ જેમ સત્યવતી મોટી થતી હતી, તેમ તેમ તેના નાવિકપિતાને તેણીના પતિને માટે ચિંતા થતી હતી. પણ તે વખતે આકાશવાણીનું સ્મરણ થતાં તેના ચિંતાતુર હૃદયમાં જરા ધીરજ આવતી હતી. 'તરૂણવયની પુત્રી પતિગૃહ જવા ને યોગ્ય છે.' આવું જાણતાં છતાં પણ તે સત્યવતીનો પોષક પિતા ખલાશી પોતાની પુત્રી સત્યવતીના વિયોગથી ભય પામતો હતો. પુત્રીના વાત્સલ્યથી તે સદા સત્યવતીની સાથે જ રહેવાની ઈચ્છા ધારણ કરતો. તથાપિ તે ઈચ્છા જનવ્યવહારથી વિરૂદ્ધ જાણી તત્કાળ તેને શિથિલ કરતો હતો.

સત્યવતીએ પોતાના સુશીલ સ્વભાવથી ઘણા નાવિક

શી હિંસા થાય ? જો તમે તેમાં હિંસા માનતા હો તો તમે મૂર્ખ છો, એમ મારે કહેવું જોઇએ. હે બાળક ! કોઈ ધૂર્ત્ત ' શિકાર કરવામાં પાપ છે ' એમ સમજાવી તને ભમાવ્યો લાગે છે. તેથી તું આ પ્રમાણે બકે છે. હવે તું છાનોમાનો બેશી રહી મારી શિકાર કરવાની ચતુરાઇ તો જો ? જે ખરેખરા ક્ષત્રિઓ હોય તેમને શિકારરૂપ ખેલ અતિ પ્રિય હોય છે. અને તેઓને શિકારનો સ્વાદ પરમાનંદ ઉત્પન્ન કરે છે. ”

રાજા શાતનુના આવાં અનુચિત વચનો સાંભળી તે તરૂણ પુરૂષના હૃદયમાં તેની તરફ તિરસ્કાર ઉત્પન્ન થયો અને તે આક્ષેપ કરી બોલ્યો-“ રાજા ! તમને ધનુર્ધરનું મિથ્યાભિમાન છે. જો તમારે જંગમપદાર્થ ઉપર નિશાન મારતાં શીખવું હોય તો આ સ્થળ મુકી બીજે સ્થળે જઈ શીખો. આ પવિત્ર સ્થાનમાં એવું ઘોર કૃત્ય નહીં થાય. પહેલાં પ્રાણીઓને યુક્તિથી ઘેરી લઇ પછી તેઓને મારવા એ તો ઘોર કૃત્ય કહેવાય. એ કાંઇ મૃગયારમણ કહેવાય નહીં. જે પશુથી વનમાં સર્વ પ્રકારે પોતાના જીવનું રક્ષણ કરવાની છુટ હોય, તે ઠેકાણે તમારૂં ચાતુર્ય પ્રગટ કરવું જોઇએ. ” તરૂણે આવાં આક્ષેપ સહિત વચનો કહ્યાં, તોપણ રાજાએ માન્યું નહીં. અને તે શિકાર કરવાને તૈયાર થયો, એટલે તે તરૂણ લાલ નેત્ર કરી રોષથી બોલ્યો-અરે નિર્દય ! તને ધિક્કાર છે અને તારી આ વૃદ્ધાવસ્થાને પણ ધિક્કાર છે. તું ધનુર્ધારી થઈ આ બીચારા નિરપરાધી જીવોને મારવા શું

તૈયાર થયો છે ? એ તો નીચ વ્યાધ લોકોનું કામ છે. આવું નીચ કામ કરવાથી તને કેમ લજ્જા આવતી નથી ? તું ધર્મને મુકી અધર્મમાં પ્રવૃત્તિ કરવા તૈયાર થયો છે, તેનું ફળ તને હમણાંજ મળશે. આ પ્રમાણે કહી તે વીર તરૂણે એક બાણ મારી રાજાના રથની ધ્વજાને છેદી નાંખી. આવી રીતે તે રાજા શાંતનુને પણ મારી શકત, પરંતુ તેમ તેણે કર્યું નહીં, કારણકે, તે વિવેકી અને ધર્મી તરૂણ સમજતો હતો કે, " એક સાધારણ સૂક્ષ્મ પ્રાણીને પણ મારવું યોગ્ય નથી, તો સર્વોત્તમ જે મનુષ્યપ્રાણી, તેમાં વળી પૃથ્વીપતિ રાજા, એને સહસા વિચાર કર્યા વગર મારવો, એ ઘણું નિર્દય કૃત્ય છે. એમ તો સર્વથા કરવું નહીં, તથાપિ તેને પરાક્રમ તો બતાવવું જોઇએ. " એમ વિચારી ધનુષ્ય-પર બાણ ચડાવી સ્વપ્નમોહના મંત્રનો પ્રયોગ કરી તેણે સારથિ ઉપર ઘા કર્યો. તેના તે માન્ત્રિકબાણથી સારથિ મૂર્છિત થઇને પડી ગયો. તે તરૂણ પુરૂષનું આવું પરાક્રમ જોઇ તથા તેના હાથથી પોતાનો પરાભવ થતો જોઇ રાજા શાંતનુએ તેનાપર ક્રોધથી બાણની વૃષ્ટિ કરવા માંડી. જેમ પવન વૃક્ષોને મૂળમાંથી ઉખેડી નાંખે તેમ તે વીર તરૂણ રાજાની બાણવૃષ્ટિને છેદવા લાગ્યો. તે વખતે રાજાના બીજા માણસોએ જેમ હરિણો સિંહને ઘેરી લે તેમ તેને ઘેરી લીધો. અને પ્રત્યેક માણસે પોતાની શક્તિ પ્રમાણે તેનીપર બાણોનો મારો ચલાવવા માંડયો. આવું અધર્મ યુદ્ધ જોઇ તે તરૂણે પોતાની હાથચાલાકીથી એવું પરાક્રમ બતાવ્યું કે, ક્ષણમાં તેણે બધા યોદ્ધા

ઓને ઘાયલ કરી અસ્વસ્થ કરી દીધા. તેનું આવું પ્રચંડ પરાક્રમ જોઈ રાજા શાંતનુ વિશેષ ક્રોધે ભરાયો અને જેવામાં તે તરૂણનો સંહાર કરવા ધનુષ્યપર બાણ ચડાવા જતોહતો, " તેવામાં તે લક્ષવેધી વીરે એક બાણ મારી રાજાના ધનુષ્યની દોરી તોડી નાંખી. " તેનું આવું સાહસ જોઈ જેમ સિંહના પરાક્રમથી ગજેંદ્ર આકુળવ્યાકુળ થાય, તેમ શાંતનુરાજા આકુળવ્યાકુળ થઈ ગયો. અને તેના મુખ ઉપર અપાર ગ્લાનિ આવી ગઇ.

આ બધો ખેલ ગંગાકુમારી પોતાના મહેલ ઉપર ઉભી ઉભી જોતી હતી. પોતાના પુત્રના અદ્ભુત પરાક્રમથી એ ક્ષત્રિયાણી હૃદયમાં પ્રસન્ન થઈ, પણ અતિ ક્લેશ વધવાની શંકા લાવી તે વીરપુત્રી મહેલ ઉપરથી ઉતરી રણભૂમિમાં આવી ઉભી રહી. તેણીએ આવી પોતાના વીરપુત્રને કહ્યું,– બેટા ! શાંત થા. જેની સાથે તું અભિમાની થઇ યુદ્ધ કરે છે, તે તારા પૂજ્ય પિતા થાય છે. કુલીન પુત્રે પિતાનો પરાભવ ન કરવો જોઈએ.

વીરમાતાનાં વચન સાંભળી તે તરૂણ આશ્ચર્ય પામી બોલ્યો—" માતા ! આ શું બોલો છો ? આપણે વનવાસી છીએ અને આ તો રાજા છે. તે મારા પિતા શી રીતે થાય ?"

ગંગાએ ગૌરવતા દર્શાવીને કહ્યું,—વત્સ, એ તારા પિતા શાંતનુ રાજા છે. તું કાંઇ વનવાસીનો પુત્ર નથી, પણ રાજાનો પુત્ર છે. આ તારા પિતાને શિકાર કરવાનું ભારે વ્ય-





"તેવામાં તે લક્ષવેધી વીરે એક બાણ મારી રાજાના ધનુષ્યની દોરી તોડી નાખી' (પૃષ્ઠ ૩૨)

Press, Bomb y 2,

નમ્રતાપૂર્વક કહેવા લાગી—" રાજા! આપને પોતાના પુત્ર ઉપર નિર્દય થવું યોગ્ય નથી. આ આપનો પુત્ર છે. પિતા પુત્રનું આવું ભયંકર યુદ્ધ જોઈ મારા જેવી સ્ત્રીજાતિનું ધૈર્ય રહેતું નથી. કદિ આ મુગ્ધબાળકનો અપરાધ થયો હોય, તો આપ ક્ષમા કરવા યોગ્ય છો. "

અચાનક પોતાની પ્રિયા પત્ની ગંગાને જોઇ અને તેણીનાં આવાં મધુર વચનો સાંભળી રાજા શાંતનુને પોતાની પૂર્વ વાર્તા સ્મરણમાં આવી. પ્રથમ તો તે સ્તબ્ધજ બની ગયો. પછી રથ ઉપરથી ઉતરી પોતાની પ્રિયા તથા પુત્રની પાસે આવ્યો. તેમને જોઈ તેણે પોતાનું તુટેલું ધનુષ્ય નીચે નાંખી દીધું, અને નેત્રમાંથી હર્ષાશ્રુની ધારા ચાલી. તેણે યોગ્ય રીતે પોતાની પત્નીનું આશ્વાસન કર્યું. પછી પ્રેમથી પુત્રની પાસે ભેટવાને જવાની ઇચ્છા કરી, એટલે તે વીરપુત્ર પિતાની ભાવના જાણી ગયો. તરતજ તે પોતાનું ધનુષ્ય નીચે નાંખી પોતાના પિતાને મળ્યો. પિતા અને પુત્રની ભેટ થતાં પરસ્પર આનંદ ઉપજ્યો. રાજાનું પ્રેમાળ હૃદય ભરાઇ આવ્યું. પોતાના નમ્ર થયેલા પુત્રને છાતી સાથે દાબી અમૃતની વૃષ્ટિથી જેમ દેવ પ્રસન્ન થાય, તેમ પુત્રશરીરના સુખસ્પર્શથી રાજા શાંતનુ અતિશય પ્રસન્ન થઇ ગયો. પિતા પુત્રનો પરસ્પર પ્રેમ જોઈ ગંગાદેવી હર્ષિત થઇ ગઇ.

રાજાએ આનંદાશ્રુસહિત ગંગાદેવીને કહ્યું, " પ્રિયા! આ દિવ્ય રૂપવાન્ પુત્રને હજુ મૂછ પણ આવી નથી, તે

છતાં તેણે મને જે પરાક્રમ બતાવ્યું છે, ને જોઈને હું વિસ્મય પામ્યો છું. આટલી નાની વય છતાં તે આ વનમાં કેમ આવ્યો ? આવો પરાક્રમી શી રીતે થયો ? અને તેનું પ્રતિપાલન તેં શી રીતે કર્યું ? એ બધી કલ્પનાઓ મારા હૃદયને શંકિત કરે છે.”

પતિના આ પ્રશ્નો સાંભળી ગંગા સાનંદવદને બોલી— “ પ્રાણનાથ ! આપ શિકારે ગયા પછી હું આ બાળકને તેડી પિતાને ઘેર આવી હતી. એ બાળકને પાંચ વર્ષ તો તેના મોસાળીઆ વિદ્યાધરોના ઉત્સંગમાં રમતાં રમતાં ગયા છે. બાલ્યવયથી તે વિદ્યાધરોના બાળકોમાં જુદોજ દેખાઈ આવતો હતો. મારો ભાઈ **પવનવેગ** કે જે તેનો મામો થાય છે અને જે સર્વ વિદ્યામાં કુશળ છે, તેણે ખંતથી આ બાળકને વિદ્યાભ્યાસ કરાવ્યો છે. એ તીવ્રબુદ્ધિ બાળક પોતાના મામા પાસે થોડા દિવસમાજ સંપૂર્ણ શાસ્ત્રનો પારગામી થયો છે. તેમાં ખાસ કરીને ધનુર્વિદ્યામાં તે એવો કુશળ બન્યો છે કે, તેનો ગુરૂ અને મામો પવનવેગ તેથી અતિ આશ્ચર્ય પામી જતા હતા. તેના વિદ્યાભ્યાસની આગળ બધા વિદ્યાધરો તૃણની માફક દેખાતા, અને તે મોસાળમાં રહી અતિ વિનોદ કરવા લાગ્યો. જેમ જેમ તેનું વય વધતું ગયું, તેમ તેમ તેનામાં વિદ્યા અને બળનો મદ આવવા લાગ્યો. તેથી તે તેના મામાના કુટુંબીઓની સાથે કજીઓ કરવા લાગ્યો. છોકરાને કજીઆખોર જાણી ‘ રખેને કોઇ તેને મ્હેણું મારે કે, આ કોનો છોકરો છે ? ’ એવા ભયથી મેં ત્યાં

રહેવુ યોગ્ય વિચાર્યુ નહીં પછી એને માથે લઈને જ્યા આપની સાથે મારૂ પાણિગ્રહણ થયુ હતુ, આ તે સ્થળે આવીને હુ રહી છુ અને અહીં શ્રી જિનેશ્વરની પૂજા કર્યા કરૂ છુ આ સ્થળે કેટલાએક ચારણશ્રમણ મુનિઓ આવ્યા કરે છે, તેમની પાસે આ તમારો પુત્ર ધર્મ સાભળવા જાય છે તે ઉત્તમ સહવાસથી તેની દયાધર્મ ઉપર વિશેષ પ્રીતિ થઈ છે તેથી જીવહિ સાની વાત સાભળી તેના નેત્રમા અશ્રુની ધારા ચાલે છે વળી તે ઉપદેશથી આ કુમારે ' કોઈએ નિરપરાધી પ્રાણીનો વધ કરવો નહીં " એવી પોતાની આણ મનાવી છે તેથી આ અઠયાવીશ ગાઉનુ વન બનાવીને તેમા નિરપરાધી પ્રાણીઓનુ તે પાલન કરે છે એના ભયથી કોઈ પણ શિકારી આ વનમા આવી શકતો નથી આ તમારા દયાધર્મી પુત્રે આ જ ગલમા એવો દયાધર્મ પ્રવર્ત્તાવ્યો છે કે, વાઘ વગેરે હિ સક પ્રાણીઓ પણ ગાય વગેરે ગરીબ પ્રાણીઓને કદિ પણ મારતા નથી હે પ્રાણનાથ ! આ તમારા અહિ સાવ્રતને ધારણ કરનાર પુત્રનુ તમારે સર્વ પ્રકારે રક્ષણ કરવુ જોઈએ "

" પવિત્ર પ્રિયા ! આજથી તારા વચન પ્રમાણે હુ શિકારનો ત્યાગ કરૂ છુ હવે આ વીરપુત્રને સાથે લઈ મારા રાજદ્વારને અલ કૃત કર તારા જેવી પવિત્ર પત્નિના આગમનથી હુ મારા ભાગ્યનો ઉદય થયો સમજુ છુ તારા જેવી ગૃહલક્ષ્મીથી મારા રાજ્યની અતુલ શોભા થશે " શાતનુએ પ્રેમના આવેશમા કહ્યુ

" પ્રાણુનાથ ! હવે મારૂં મન વિરક્ત થયું છે. માટે હું આ ઉપાધિયુક્ત સંસારમાંથી મુક્ત થવાને ઇચ્છું છું. અને મારૂં અવશિષ્ટજીવન જિનોપાસના કરવામાંજ નિગર્મન કરવાની મારી ઈચ્છા છે. માટે આપ આપના આ યોગ્ય પુત્રને લઈ રાજધાનીમાં જાઓ. તે પુત્ર આપની રાજ્યધુરાનો ધુરંધર સ્વામી થશે. " ગંગાદેવીએ વિરક્ત ભાવથી જણાવ્યું.

આટલું કહી તેણીએ પોતાના પુત્રને કહ્યું. વત્સ ! તું આ તારા પિતાની આજ્ઞામાં રહી મનવાંછિત સુખ ભોગવ. આ શાંતનુ જેવા પિતા તારા વિના બીજાને મળવા દુર્લભ છે. અને તારા જેવો આજ્ઞાકારી પુત્ર બીજા પિતાને મળવો દુર્લભ છે. જેમ ચંદ્ર પોતાના પુત્ર બુધની સાથે શોભે છે, તેમ તું આ તારા પિતાની સાથે શોભા પામ—એ મારી આશીષ છે.

"પૂજ્ય જનની ! જ્યારથી હું સમજણો થયો, ત્યારથી તમારા વિના બીજા કોઈને જાણતો નથી. મારાં માતાપિતા તમેજ છો. તમારી સેવા વિના એક દિવસ પણ ખાલી કેમ જાય ? હું તમને પ્રાર્થના પૂર્વક કહું છું કે, તમારે તમારા ચરણકમળથી મને દૂર કરવો ન જોઈએ અને માતૃવિયોગ મારાથી સહન થવાનો પણ નથી. માતા ! આમ આ બાળકનો ત્યાગ કરો નહીં. હું ' માતુશ્રી ' એમ કહી કોને બોલાવીશ ? આપના પવિત્ર દર્શન વિના મારા હૃદયમાં શાંતિ કેમ ઉત્પન્ન થાય ? આપ પુત્રવત્સલ માતા થઈ મારા જેવા નિરપરાધી બાળક ઉપર આવી નિર્દયતા કેમ કરો છો ? "

આ પ્રમાણે કહી રાજકુમાર રૂદન કરતો માતાના ચરણમા પડયો. પુત્રની માતૃભક્તિ જોઈ ગંગાદેવી પણ સાશ્રુવદના થઇ ગઈ. તેણીએ પુત્રને બેઠો કરી તેનાં અશ્રુ લુછયાં.

પવિત્ર ગંગા ગદ્દગદ્ કંઠે બોલી—વ્હાલા પુત્ર! તારા જેવા પરાક્રમી અને ધૈર્યધર પુત્રને આ પ્રમાણે સ્નેહાધીન રહેવું યોગ્ય ન કહેવાય. મારા જેવી ક્ષત્રિયાણીના ઉદરમાંથી ઉત્પન્ન થઇ આવો કાયર કેમ થાય છે? અમે સ્ત્રીજાતિ પણ પોતાનું મન વાળવાને સમર્થ થઈએ છીએ, તો તું પુરૂષ છતાં પોતાનું મન કેમ વાળી શકતો નથી? તારા જેવા માતૃભક્ત અને આજ્ઞાપાળક પુત્રને મારા વચનનું ઉલ્લંઘન કરવું જોઈએ નહીં. ભાઈ! હિંમત રાખ, તારે આ તારા વૃદ્ધ પિતાની સામું જોઇ જેમ તેમને સુખ થાય તેમ કરવું જોઇએ. મારી મનોવૃત્તિ હવે ધર્મ તરફ આકર્ષાઈ છે. તેમાં તું અંતરાય શામાટે કરે છે? તારા પિતાની સાથે જઇને તેમને રાજકાર્યમાં સહાયતા કર. તારા જેવો સુજ્ઞ પુત્ર જો વૃદ્ધ પિતાની સહાયતા નહીં કરે તો બીજો કોણ કરશે? વત્સ તું મારી આજ્ઞાને અનુસરી તારા પિતાની સાથે જા. તારા પિતાનો પ્યાર તારી ઉપર એટલો બધો થશે કે જેથી તને મારૂં સ્મરણ કદી પણ થશે નહીં.

આ પ્રમાણે માતાના યુક્તિપૂર્વક વચનોથી ગંગાકુમાર ગાંગેયના હૃદયમાં બોધ ઉત્પન્ન થયો; તથાપિ માતૃસ્નેહને લઈને તે કાંઇ પણ બોલી શકયો નહીં. ક્ષણવાર સ્તબ્ધ થઇ ગયો; પરંતુ તે બુદ્ધિમાન્ પુત્રે દીર્ઘ વિચાર કરી માતાની

આજ્ઞા માન્ય કરી અને માતાને સાશ્રુવદને સાષ્ટાંગ પ્રણામ કરી પિતાની સાથે જવાને તે તૈયાર થયો.

આ વખતે રાજા શાંતનુની સ્થિતિ વિલક્ષણ થઇ ગઈ. તે દેવો તથા દૈત્યોના સૈન્યમાં સપડાએલો હોય તેવો દેખાવા લાગ્યો. 'પુત્ર સાથે આવશે.' એ રૂપ હર્ષના તરંગો અને બીજી તરફ 'ગંગા જેવી નિર્મળ પ્રેમવતી પત્નીનો ત્યાગ થશે.' એ રૂપ શોકના તરંગો રાજા શાંતનુને એક બીજા તરફ ખેંચવા લાગ્યા. તે બંને તરંગો તેને દેવો તથા દૈત્યોના સૈન્યરૂપ થઈ પડ્યા. તેના હૃદયમાં બંને ભાવ પ્રગટ થયા. તે બંને ભાવથી રાજા ક્ષણવાર પુત્ર સામે અને ક્ષણવાર ગંગા સામે જોવા લાગ્યો. તે સમયે તેના નયનમાંથી હર્ષ તથા શોકનાં અશ્રુ વેહેવા લાગ્યાં. રાજાની આવી ઉભય સ્થિતિ જોઈ પવિત્ર ગંગાદેવીને દુઃખ થયું; તથાપિ એ સાહસવતી સુંદરીએ મનનું સમાધાન કરી પિતા અને પુત્રને સમજાવી વિદાય કર્યા. બંને પિતાપુત્ર દેવીના વચનને માન આપી હસ્તિનાપુર તરફ ચાલ્યા. આખરે પિતાપુત્રના યુદ્ધમાં પિતાનો વિજય થયો. પવિત્ર ગંગાદેવી તેજ સ્થળે સંસારથી વિરક્ત થઈ આર્હત ઉપાસના કરવા લાગી.

પ્રિય વાંચનાર! આ ચાલતા પ્રસંગમાંથી તમે ઉત્તમ બોધ અંગીકાર કરજો. સદ્‌ગુણી ગંગાદેવીની પતિભક્તિ કેવી અપૂર્વ હતી? તે સાથે આર્યમાતા પોતાના સંતાનનું પરાક્રમ જોઈ કેવી પ્રસન્ન થતી? એ ગંગાદેવીએ પોતાના

મેહેલપર રહી જોયેલા પુત્ર ગાંગેયના પરાક્રમ ઉપરથી સાબીત થાય છે. પોતાના પુત્રે પિતાની આગળ પોતાનું ભારે પરાક્રમ બતાવ્યું, તે જોઇ ગંગાદેવી હૃદયમાં પ્રસન્ન થઈ ગઈ હતી, પણ પિતા અને પુત્રની વચ્ચે યુદ્ધ થાય, એ નીતિધર્મની વિરૂદ્ધ છે, એવું ધારી તેણી સમાધાની કરવાને રણક્ષેત્રમાં આવી હતી. આર્ય ક્ષત્રિયાણી નિર્ભય થઈ રણક્ષેત્રમાં આવતી અને ભારે હિંમત ધરી ચાલતા યુદ્ધને અટકાવી શકતી, એ વાત ગંગાદેવીના પ્રવર્ત્તન ઉપરથી સિદ્ધ થાય છે. વાંચનારી બ્હેનો ! પૂર્વનું આ તમારૂં સાહસ અને હિંમત કેવાં હતાં ? તેનો વિચાર કરજો. પવિત્ર ગંગાદેવીએ રણમાં આવી પિતાપુત્રના યુદ્ધનો અટકાવ કરી, પોતાની પતિભક્તિ કેવી દર્શાવી હતી ? અને પોતાના પુત્રને પિતૃભક્તિને માટે કેવો ઉપદેશ આપ્યો હતો ? પોતાના પતિ શાંતનુએ પત્નીનો અનાદર કર્યો હતો, અને જેથી પોતાને પિતૃગૃહમાં આવીને વસવું પડયું હતું. તે છતાં તેણીના હૃદયમાં પતિ તરફ જરા પણ અભાવ થયો ન હતો. તેણીમાં તેવી ને તેવી પતિભક્તિ રહી હતી. એ ખરેખર આર્યસ્ત્રીઓને શિક્ષણરૂપ છે. પતિ દુર્ગુણી કે કદ્રુપી હોય છે, તે છતાં તેની તરફ પૂજ્યભાવ રાખવો એ સતી સ્ત્રીનો ધર્મ છે. એ વાત ગંગાદેવી પોતાના પ્રવર્ત્તનથી સિદ્ધ કરે છે, તે તમારે સર્વ રીતે અનુકરણીય છે. આ શિવાય ગાંગેયની માતૃભક્તિ અને આજ્ઞાંકિતપણું કેવું અપૂર્વ હતું ? તે સર્વ આર્યબાળાઓને શીખવા યોગ્ય છે. રાજા શાંતનુ મૃગયાના દુર્વ્યસનમાં આસ-

ક્ત હતો, તથાપિ તે પોતાની પ્રિયાનું શુદ્ધ પ્રવર્ત્તન જોઈ એ દુર્વ્યસનથી મુક્ત થયો હતો. એ પણ આર્યપુરૂષોને ધડો લેવા યોગ્ય છે. પૂર્વ આર્યપ્રજાની આ ઉત્તમ પ્રવૃત્તિનું આપણે અનુકરણ કરવાનું છે. વર્ત્તમાનકાળે આપણી પ્રવૃત્તિ તદ્દન વિપરીત બની ગઈ છે. પત્નીમાં પતિભક્તિ નથી. પતિમાં સ્ત્રી તરફ પવિત્ર પ્રેમ નથી. પુત્ર માતૃભક્તિથી રહિત છે અને પૂર્વના સાહસ, હિંમત, વિનય, વિવેક અને ધૈર્ય વગેરે સદ્ગુણો હાલ કવચિતજ જોવામાં આવે છે. એજ પૂર્ણ અફશોસની વાત છે અને આપણી અવનતિનું કારણ પણ તેજ છે.

## પ્રકરણ ૭ મું.

## ભીષ્મની પિતૃભક્તિ.

યમુનાનદી પોતાના કૃષ્ણ તરંગોથી નૃત્ય કરી રહી છે. તીર ઉપર આવેલા વૃક્ષો પોતાના પુષ્પોપહારથી એ પવિત્ર નદિના જળની પૂજા કરે છે. વૃક્ષોએ અર્પણ કરેલા પુષ્પોપહાર લઈ યમુના પોતાના પતિ સમુદ્રને ભેટવા જાય છે. તેણીના સુંદર તટ ઉપર અનેક નૌકાઓ પડેલી છે. નિર્મળ હૃદયના નાવિકો પોતપોતાની નાવિકાને લઈ યમુનાની સપાટીપર સહેલ કરવાને નીકળી પડ્યા હતા. કોઈ યાત્રાળુઓ આ પારથી પેલીપાર જવાને નાવારોહણ કરતા હતા. ચડાવેલા સઢવાળા

સેંકડો નાવ યમુનાના પ્રવાહ ઉપર ચાલતા હતા. તે જાણે જંગમ પટભવન હોય, તેવા તે શ્રેણીબંધ દેખાતા હતા.

આ વખતે એક સુંદરબાળા એક નાની નાવિકામા બેસી યમુનાનદીના તીર ઉપર ફરવા નીકળી હતી. તેણીના અનુપમ સૌદર્યથી એ નાવિકાની દિવ્ય શોભા દેખાતી હતી જાણે સ્વર્ગની દેવી સમુદ્ર માર્ગે મૃત્યુ લોકમાં આવી પાછી સ્વર્ગમા જતી હોય તેવો તેનો દેખાવ થઈ રહ્યો હતો. એ સુંદર બાળાથી સુશોભીત એવી તે નાવિકા યમુનાના પ્રવાહ ઉપર વ્હેતી વ્હેતી તીર ઉપર આવી. તે નાવિકામાં બેઠેલી નાવિકબાળા પોતાની ચપળ દ્રષ્ટિથી ચારે તરફ જોતી હતી. તેણીના નેત્રોની શોભા ચકિત થયેલી હરિણીના જેવી દેખાતી હતી. મંદમંદ હસતી તે બાળા યમુનાના તીરની કુદ્રતી શોભા નીરખતી હતી અને હૃદયમાં અનેક પ્રકારના સંકલ્પ—વિકલ્પો કરતી હતી. તેનું અનુપમ સૌંદર્ય જોઈ તટ ઉપર રહેલા લોકો અનેક જાતના તર્ક-વિતર્ક કરતા હતા અને તેણીના દિવ્યદર્શનથી પોતાના નેત્રનું સાફલ્ય માનતા હતા.

આ વખતે એક તેજસ્વી પુરૂષ તે સ્થળે આવી ચડ્યો. યમુના નદીના તટપર ઉભો રહી તે સરીતાનું સૌંદર્ય અવલોકતો હતો. તેવામાં નાવ ઉપર ચડી તીરપર આવેલી તે સુંદર બાળા તે તેજસ્વી પુરૂષના જોવામાં આવી. તે રમણીનું અનુપમ સૌંદર્ય જોઈ તે તેજસ્વી પુરૂષ સ્તબ્ધ થઈ ગયો. તેના રોમેરોમ વિષય વિકારની વિજળી પ્રસરી ગઇ. શ્રૃંગારવીર મદને

તેના વિકારી હૃદયને વીંધી નાંખ્યું. તે વીર નર વિહ્વળ થઇ તે અનુપમ અંગના ઉપર આસક્ત થઈ ગયો. તેની મનોવૃત્તિ એ રમણીને સંપાદન કરવામાં આતુર બની ગઈ.

વાંચનાર ! આ પ્રસંગ તમારા જાણવામાં છે, તથાપિ નવલ કથાની પદ્ધતીને લઇને તેને અંતર્પટમાં રાખ્યો છે, તેથી તમારી આગળ તેનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. જે સુંદરી યમુનાને કાંઠે નાવમાં બેસી ફરવા નીકળી છે, તે સત્યવતી છે. સત્યવતીનો વૃત્તાંત તમારા જાણવામાં છે. તે રત્નપુરના રાજા રત્નાંગદની પુત્રી છે. તે રાજપુત્રી છતાં એક ખલાસીને ઘેર ઉછરી છે. જે તેજસ્વી પુરૂષ તે સ્થળે આવી ચડ્યો છે, તે હસ્તિનાપુરનો રાજા **શાંતનુ** છે. રાજા શાંતનુ પોતાના પુત્ર ગાંગેયને લઈ રાજધાનીમાં આવ્યો હતો અને ગંગાદેવી વિરક્ત થઈ પિતૃગૃહમાં રહી હતી તે પછી શાંતનુ પોતાના પુત્ર ગાંગેયને યુવરાજ પદ આપી, અને રાજ્યની લગામ તેને સોંપી પોતે પર્યટન કરવા નીકળ્યો છે. અટન કરતો કરતો શાંતનુ આ વખતે યમુનાને કાંઠે આવી ચડ્યો છે. અહીં નાવિકપુત્રી સત્યવતી તેના જોવામાં આવતાં તે મોહિનીના મોહમાં મગ્ન થઈ ગયો છે. સત્યવતીના સૌંદર્યે તેના હૃદયને આકર્ષી લીધું છે.

રાજા શાંતનુ મોહિત થઈ સત્યવતીની પાસે આવ્યો. વિનયપૂર્વક સત્યવતીને કહ્યું, "સુંદરી ! તું કોની પુત્રી છે ? અને તારૂં નામ શું છે ? જો તને હરકત ન હોય તો મને તારી હોડીમાં બેસારી પેલેપાર લઈ જા."

રાજાની આવી માગણી સાભળી સત્યવતીએ નમ્રતાથી કહ્યુ—" ભદ્ર ! આ યમુના કિનારે રહેનાર એક માછીના મગ દાગની હું કન્યા છુ મારૂ નામ સત્યવતી છે. માતપિતા જો મને આજ્ઞા આપે તો હું તમને આ હોડીમા બેસારી પેલેપાર પહોચાડુ કેમકે હુ પિતાની આજ્ઞા ઉલ્લઘન કરતી નથી "

સત્યવતીના આ વચનો સાભળી રાજા શાતનુ તેણીના પિતાની પાસે ગયો નાવિકે રાજાને જોઇ તેનો ઘણો સત્કાર કર્યો અને તે વિનયથી બોલ્યો—" મહારાજા ! આપના દર્શનથી મને મહાન્ લાભ થયો છે આપ મારે ઘેર આવ્યા, એ મારા અહોભાગ્ય છે આપના આ દાસને કાંઈ સેવા કરવાની આજ્ઞા કરો " નાવિકની આવી નમ્રતા જોઇ સ્મરવશ થયેલા શાતનુએ લજ્જા છોડી તેને જણાવ્યુ—" જો તમે મારી કાંઈ પણ સેવા કરવાને ઇચ્છતા હો તો તમારી પુત્રી સત્યવતીને પરણવાની હુ ઇચ્છા રાખુ છુ મારી ઇચ્છા તમારે પૂર્ણ કરવી જોઈએ "

નાવિકે હૃદયમા પ્રસન્ન થઈને જણાવ્યુ, " મહારાજા ! આપના જેવા પૃથ્વીપતિ યાચકની યાચના ભગ કરવાને કોણ સમર્થ છે ? હુ આપ મહારાજાની યાચના માન્ય કરવાને ખુશી છુ, પરતુ તે વાત મારા હાથમા નથી મારી પુત્રીએ સ્વયવર વરવાનો નિશ્ચય કર્યો છે, તેથી તેણીની પર મારી સત્તા નથી વળી આપને એ કન્યા આપવામા બીજી પણ અડચણ છે આપના પુત્ર ગાગેયની વીરકીર્ત્તિ આખા જગત્મા વિ

ખ્યાત થઈ છે. એવા પરાક્રમી પુત્રને મુકીને મારી પુત્રીને જે પુત્ર થાય તેને તમારાથી રાજ્ય અપાય નહીં, એ કારણથી હું મારી પુત્રીને દુઃખી કરવા ચાહતો નથી. તેમ વળી રાજાના અંતઃપુરમાં રહેવું, એ બંદીખાનાની માફક છે. કદિ ત્યાં દુઃખ ભોગવવું પડે તો ભોગવાય, પણ તેણીના ઉદરથી પુત્રની ઉત્પત્તિ થઇ છતાં તે પુત્ર જો રાજ્ય ભોગવવાને યોગ્ય ન થાય તો, તે મંદ ભાગ્યવતી સ્ત્રીને પુત્રની પ્રાપ્તિથી તથા રાજાને પરણાવવાથી ફળ શું ? આપને ગાંગેય જેવો પરાક્રમી પુત્ર છે, તેથી મારી પુત્રીના પુત્રને રાજ્યપદની પ્રાપ્તિ તો થાયજ નહીં; આવી અનેક અડચણોને લઈને આપને પુત્રી આપવી એ વિચારવા જેવું છે. માટે આપ કૃપા કરી કોઈ બીજી કન્યાનો શોધ કરો. આપ મહારાજાને ગમે તેટલી કન્યાઓ મળી શકશે. આપના જેવા પૃથ્વીપતિને કોઈ ના કહેનાર નથી. આપે મારા જેવા ગરીબ ઉપર આ પ્રસંગે ક્ષમા કરવી જોઈએ. ”

નાવિકનાં આવાં વચનો સાંભળી જેમ ધનુર્ધરને પોતાનું નિશાન ચુકવાથી ખેદ થાય, તેમ રાજા શાંતનુને મનમાં ખેદ થયો અને પોતાની યાચના નિષ્ફળ થઈ, તેથી તે અતિ દુઃખી થયો. ન્યાયી શાંતનુરાજાએ તે વખતે પોતાના મનમાં વિચાર કર્યો કે, “ આ નાવિકે જે વાત કહી, તે સત્ય છે. એની પુત્રીનો પુત્ર ગાદીનશીન ન થાય તો પછી મને પરણાવવાનું ફળ શું ? તેમ વળી આકાશને પ્રકાશ કરવાને સૂર્ય વિના બીજો કોઈ સમર્થ નથી, તેમ મારૂં રાજ્ય સંભાળવામાં

ગાંગેય વિના બીજો કોઈ સમર્થ નથી. ગાંગેય જેવો પરાક્રમી અને કળાનિધિ કુમારને મુકી મારાથી બીજાને રાજ્ય કેમ અપાય ? તેમ વળી મારૂં હૃદય આ રમણી ઉપર આસક્ત થયું છે. એ કન્યારત્નને મેળવવાની મારી પ્રબળ ઇચ્છા છે. હવે મારે શું કરવું ? હું તો ઉભય સંકટમાં પડયો.” આ પ્રમાણે વિચાર કરી શિકાર નહીં મળવાથી નિરાશ થયેલા શિકારીની જેમ શાતનુરાજા નિરાશ થઈ પોતાના નગર તરફ પાછો વળ્યો. શાંતનુ પોતાની રાજધાનીમાં આવ્યો, પણ તે સુંદર નાવિકકન્યા મેળવવાને અનેક સંકલ્પ-વિકલ્પ કરતો અહર્નિશ ચિંતાતુર અને વિહ્વલ મને પોતાના રાજમેહેલમાં રહેવા લાગ્યો. શાંતનુ હમેશાં તે રમણીનાજ વિચાર કરતો અને તેણીને મેળવવાની ચિંતામાં સદા શોકાતુર રહેતો હતો. સ્નાન, ખાન, પાન અને શયન વગેરે બધી ક્રિયા તે શૂન્યહૃદયે કરતો અને તેથી મુખ ઉપર ગ્લાનિ ધારણ કરતો હતો.

આ પ્રમાણે ઘણો કાળ ચાલ્યા પછી એક વખતે પિતૃભક્ત ગાંગેયે પોતાના હૃદયમાં વિચાર કર્યો—“ પિતાજી ઘણા વખત થયાં ચિંતાતુર રહે છે, તેનું શું કારણ હશે ? મારાથી કાંઇ ભુલ તો નહીં થઈ હોય ? કોઈ બીજા પરિજને તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હશે ? કે મારાં માતુશ્રીનું તેમને સ્મરણ થયું હશે ? આ માંહેલું કોઈ પણ કારણ હોવું જોઈએ. તે શિવાય પિતાની આવી શૂન્ય સ્થિતિ થાય નહી.

પિતાના એ હૃદયનો ભાવ મારે જાણવો જોઇએ. જ્યાંસુધી પિતા દુઃખી હોય, ત્યાંસુધી મારાં મનને ચેન પડશે નહીં. જો હું પોતે તેમને દુઃખનું કારણ પુછીશ તો તેઓ સાચી વાત કહેશે નહીં. માટે એમની સાથે અહર્નિશ રહેનારા અને ફરનારા પ્રધાનોને પુછવાથી પિતાનો હૃદયગતભાવ જાણવામાં આવશે. તે જાણ્યા પછી મારાથી જેવો બને તેવો પ્રયત્ન કરી મારે પિતાને સુખી કરવા જોઇએ. કારણકે, **"પિતાની ઇચ્છા પૂર્ણ કરવી એ પુત્રની પવિત્ર ફરજ છે."**

આ પ્રમાણે વિચાર કરી ગાંગેયે તે વાત એકાંતમાં રાજાના ખાસ પ્રધાનોને પુછી, એટલે તેમણે નાવિકકન્યા સત્યવતીની બધી વાત ગાંગેયને જણાવી. એ વાર્ત્તા જાણતાંજ પિતૃભક્ત ગાંગેય યમુનાના તીર ઉપર પેલા નાવિક સરદારની પાસે ગયો. ગાંગેય જેવો પરાક્રમી રાજપુત્ર પોતાને ત્યાં આવેલો જાણી નાવિકરાજે તેનું યોગ્ય સન્માન કર્યું. ગાંગેયે વિનયથી નાવિકને કહ્યું, ભદ્ર ! તમારી કન્યાને માટે શાંતનુ જેવા મહારાજાએ યાચના કરી અને તે યાચનાનો તમે ભંગ કર્યો, એ સારૂં કર્યું નહીં. એ મહારાજા કોઇની પાસે યાચના કરવા જાય તેવા નથી.

રાજપુત્રના આ વચન સાંભળી નાવિક અતિ પ્રસન્ન થઇને બોલ્યો–રાજપુત્ર ! તમારા તીર્થરૂપ શાંતનુ રાજાની યાચના ભંગ કરવાનું મને પણ યોગ્ય લાગ્યું નથી, તથાપિ

વ્યવહારને લઇને મારે તેમ કરવું પડયું છે. તે સાંભળો. વીરપુત્ર ! આ સંસારમાં એક ઉપર બીજી સ્ત્રી કરવી એ વ્યવહારમાં દુ:ખ વ્હોરી લીધા જેવું છે. કારણકે, શોક્યોને પોતપોતામાં બનાવ હોતો નથી, એ દુનિયાનો સાધારણ નિયમ છે. શોક્ય ઉપર પુત્રીને આપવાથી તે પુત્રી દુ:ખી થાય છે. તેમા વળી જેને પ્રથમ એક સ્ત્રી પુત્રવતી હોય તેને પુન: પુત્રી આપવી તે કામ દીકરીને કુવામાં નાખવા જેવું થાય છે. રાજપુત્ર ! તમારા પિતાનો સંસાર પણ તેવો છે. તમે એમની પ્રથમની સ્રીનાં પુત્ર છો; માટે તમારાથી મારી પુત્રીને જો હરેક પ્રકારની પીડા થાય તો તેનાથી સહન થાય નહિં. જે વનમાં સિંહ જાગ્રત હોય તે વનમાં હરિણો નિર્ભયપણે રહી શકે નહિં. તેમ તમે રાજ્ય ઉપર હો ત્યાંસુધી મારી પુત્રી કે તેની પ્રજાને કોઇ પ્રકારે સુખ થવાનો સંભવ નથી. રાજપુત્ર ! તમે એવા સમર્થ છો કે, જો કોઇ દરિદ્રી ઉપર કૃપા કરો તો તે ક્ષણમાં ધનાઢ્ય થઈ જાય અને જો કોઈ ધનાઢ્ય ઉપર કોપ કરો તો તે પળમાં દરિદ્રી થઈ જાય, એવી રીતે સર્વ પ્રકારનું હિત તથા અહિત કરવાનું જેમ તમારા હાથમાં છે, તેમ મારી પુત્રીના ઉદરથી ઉત્પન્ન થયેલી પ્રજા તે ભલેને સારી હોય, તોપણ તેનું સારૂં કે નરસું કરવું એ તમારાજ હાથમાં છે. તેથી એ મારી પુત્રી તથા તેની પ્રજા યાવજ્જીવ પરાધીન રહે. પરાધીન રહેવાથી તે કદિ પણ સુખી થાય નહિં. હે સદ્દગુણી રાજપુત્ર ! જેમ મોટી નદી સમુદ્ર વિના બીજા કોઇને મળી શકે નહિં, તેમ તમારી રા

જયલક્ષ્મી તમારા શિવાય બીજાને મળી શકવાનો સંભવજ નથી. જેમ ચંદ્ર આકાશને મુકી બીજે જાય નહિં, તેમ રાજ્યલક્ષ્મી તમને મુકીને બીજાના હાથમાં જનાર નથી. તમારા નીતિપણાને લીધે પ્રજાની જેટલી તમારીપર પ્રીતિ છે, તેટલી બીજા કોઈના ઉપર પણ થનાર નથી. એ બધાં કારણોનો વિચાર કરતાં મારી પુત્રીની સંતતિને રાજ્યલક્ષ્મી કોઈ કાળે પણ પ્રાપ્ત થાય નહિં, ત્યારે પુત્રી શા સારૂ આપવી? વળી હે રાજકુમાર! મને મારી પુત્રી ઉપર એટલો બધો પ્યાર છે કે—"એણીને આખા જન્મ સુધી દુઃખમાં નાંખુ, તો તેથી મને મરણ તુલ્ય દુઃખ થાય અને તે મારા હૃદયમાં શલ્યની જેમ ખટકયા કરે."

નાવિકનાં આવા વચન સાભળી ગાંગેય શુદ્ધ હૃદયથી બોલ્યો– "ભાગ્યવાન નાવિકરાજ! તમે જે વિચાર જણાવો છો, તે બધા ભુલ ભરેલા છે. આવા તુચ્છ વિચાર હૃદયમાં ન લાવવા જોઈએ. તમારે અમારા કુળની સામે જોવું જોઈએ. બીજા કુળની પદ્ધતી ઉપરથી અમારા કુળ વિષે વિચાર કરવો યોગ્ય નથી. જેમ હંસની તથા કાગડાની બરાબરી થાય નહિં, તેમ અમારા કુરૂવંશીઓની તથા બીજા રાજવંશીઓની બરાબરી થાય નહિં. અમારા કુરૂવંશમાં કોઇ સ્રીએ પોતાની શોકયને દુઃખ દીધું એવું આજ સુધીમાં મારા સાભળવામા આવ્યું નથી, તેમ બીજા કોઈના પણ સાંભળવામાં આવ્યું નહિં હોય. મારા પિતાની સાથે તમારી પુત્રી સત્ય-

વતીનું લગ્ન થયાથી તે મારે મારી માતુશ્રી ગંગાતુલ્ય થઈ ચુકયાં, એમ મારે માનવું જોઇએ. મારી માતા ગંગાની સાથે મારો એટલો અધિક સંબંધ રહ્યો કે તેણીના ઉદરથી મેં જન્મ ધારણ કર્યો છે, પણ પિતાની તરફ દષ્ટિ કરતાં બંનેની સાથે મારો સરખો સંબંધ કહેવાય. જો મારા પિતાની પ્રીતિ સત્યવતી ઉપર અધિક થશે તો તે મારે મારા માતુશ્રી ગંગાના કરતાં પણ અધિક માનવી જોઇએ. કારણ કે માતાના સંબંધ કરતાં પિતાનો સંબંધ અધિક હોય છે. માટે મારા પિતા સાથે એ સંબધ જોડાયા પછી જો સત્યવતીના ઉદરથી કોઇ પુત્રની ઉત્પત્તિ થાય તો મારે તેને સગો ભ્રાતાજ માનવો જોઇએ અને તે સમયને પણ મારે ધન્ય માનવો જોઈએ કે જે સમયને વિષે હું મારા બીજા ભાઈને જોવા ભાગ્યશાળી થાઉં. એવો સમય કોઈ મહાભાગ્યશાળીનેજ પ્રાપ્ત થાય છે. ભદ્ર નાવિક ! તમે મારા તરફની ચિંતા રાખશો નહિં. હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે, તમારી પુત્રી સત્યવતીનો મારા પિતાની સાથે દાંપત્ય સંબંધ થયા પછી તેણીને હું મારી માતા કરતાં પણ અધિક માનનાર છું; એટલુંજ નહીં પણ મારી માતા કરતાં તેમને વધારે સુખી કરીશ. મારા પિતા શાંતનુને બીજી સ્ત્રી કરવાનો અભિપ્રાય એવો છે કે, જેમ બે ચક્ર વિના રથ શોભતો નથી, તેમ બે પુત્રો વિના મારો સંસાર શોભતો નથી. માટે જો મારે બીજો પુત્ર થાય તો હું સંતુષ્ટ થાઉં અને મારો પુત્ર જે ગાંગેય તે સભ્રાતા થાય. આવા અભિપ્રાયથીજ મારા પિતા પુનઃ વિવાહિત થવાને

ઇચ્છે છે. માટે આ શુભકાર્ય કરવામાં તમારે કોઇ પણ શંકા લાવવી નહિં. રાજ્ય મળવા વિષે જે તમને મોટી શંકા છે, તે પણ તમારા હૃદયથી દૂર કરજો. તેની ખાત્રી માટે હું તમારી પાસે એવી પ્રતિજ્ઞા કરૂં છું, કે જો સત્યવતીને પુત્ર થાય તો ખચીત રાજ્ય પદવી તેનેજ મળશે. હું રાજ્ય ઉપરથી મારો હક ઉઠાવી લઇશ. સત્યવતીના ઉદરથી ઉત્પન્ન થયેલા મારા બીજા ભાઇને રાજ્ય આપું અને હાથમાં ધનુષ્ય બાણ લઇ તેની રક્ષા કરૂં તોજ હું શાંતનુ રાજાનો ખરો પુત્ર ગાંગેય. નાવિકરાજ! આ મારી પ્રતિજ્ઞા ઉપર પ્રતીતિ રાખજો. સત્યવતીની પ્રાપ્તિથી મારા પિતાને જે પ્રસન્નતા થશે, તેથી હું એમ સમજીશ કે મારી પર દૈવ પ્રસન્ન થયો તથા મને સમગ્ર પૃથ્વીનું રાજ્ય મળ્યું. વીરપુત્ર ગાંગેયે જ્યારે આવાં ગંભીર અને ઉદાર વચનો કહ્યાં, તે સાંભળી સત્યવતીનો પાલક પિતા નાવિક વિસ્મય પામી ગયો. ગાંગેયના આ ગૌરવ ભરેલા ઉદાર વચનો સાંભળવાને આકાશમાં દેવોએ પણ પોતાના વિમાનો ઉભાં રાખ્યાં, અને તેઓ એકાગ્રચિત્તે સાંભળવા લાગ્યા. નાવિક, શાંતનુ કુમાર ગાંગેયના હૃદયની નિર્મળતા અને અનુપમ પિતૃભક્તિ જોઇ પ્રસન્ન થઇને બોલ્યો—"રાજપુત્ર! તમને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. તમે ખરેખરા પિતૃભક્ત પુત્ર છો. પિતાની ઉપર પુત્રની પ્રીતિ એવીજ હોવી જોઇએ. તમને પિતાનું રાજ્ય પ્રાપ્ત થયા છતાં ખાસ પિતાને સંતુષ્ટ કરવા માટે તેની ઉપેક્ષા રાખો છો, એ તમારો મોટો ગુણ કહેવાય. કારણ કે કેટલાએક રાજપુત્રો રાજ્ય મેળવવાને

માટે મહાપાપ આચરે છે. હસ્તિનાપુરના જેવું વિશાળ રાજ્ય પ્રાપ્ત થયા છતાં પિતાના સુખની ખાતર તેનો અનાદર કરો છો, એથી તમે આર્ય કુલીન પુત્રોમાં મુખ્ય ગણાવા લાયક છો. રાજપુત્ર ! તમે જે વાત કહી, તે બધી સત્ય છે અને તમારી વાત ઉપર મને પૂર્ણ પ્રતીતિ આવે છે. તોપણ મારા મનમાં એક બીજી શંકા ઉત્પન્ન થાય છે કદિ તમે પોતે ઉદારતાથી રાજ્યલોભ છોડવા ઉભા થયા છો, પણ તેવી રીતે તમારી સંતતિ વર્તે એ વાત સંભવતી નથી. કારણ કે, તમે પોતે જેવા શક્તિમાન્ છો, તેવીજ તમારી પ્રજા થવાનો સંભવ છે. કારણ કે, પ્રાયે કરીને પુત્ર પિતાના જેવોજ થાય છે. તો એવો તમારે શૂરવીર પુત્ર ઉત્પન્ન થવાથી તે પોતાની મરજી પ્રમાણે ગમે તેમ કરી શકે. સિંહનો પુત્ર સિંહના જેવો પરાક્રમી હોય છે. એવા સિંહના બાળ જેવા તમારા કુમારની આગળ મારી પુત્રીના પુત્રનું શું ચાલી શકે? જો કે હું સારી રીતે સમજું છું કે, તમારી સંતતિ તમારા જેવી સદ્ગુણી હોવી જોઈએ, તેથી તેનાથી અનીતિ થવાની નથી, તથાપિ કાલનો પ્રભાવ વિલક્ષણ છે. કોઈવખતે સારા માણસની બુદ્ધિમાં પણ ફેર પડી જાય છે અને તેથી અર્થનો અનર્થ થઈ જાય છે. તો કદિ કોઈ વખતે તમારા પુત્રને રાજ્યહરણ કરવાની ઈચ્છા થાય તો તે ક્ષણવારમાં લઈ લે. તેની સામે મારા અલ્પ શક્તિ ભાણેજનું શું જોર ચાલે? આવા આવા અનેક વિચારો કરવાથી તમારા પિતાને પુત્રી આપવાની ઉત્કંઠા અને થતી નથી. "

નાવિકનાં આ તાર્કિક વચનો સાંભળી ગાંગેય હૃદયમાં ચમકી ગયો. તરત તે ઉંચે સ્વરે બોલ્યો " ભદ્ર નાવિક ! આ તમારો અભિપ્રાય કુતર્કરૂપ છે. તેનું હું પ્રતિજ્ઞાથી ખંડન કરૂં છું." આટલું કહી ગાંગેય ગગન તરફ જોઇ ગર્જનાથી બોલ્યો—" હે દેવતાઓ ! આ વાતમાં તમને હું સાક્ષી રાખું છું. આજથી હું મારી પાપવાસનાનો ત્યાગ કરૂં છું. જે વ્રતના આચરણથી સ્વર્ગ તથા મોક્ષની પ્રાપ્તિ થાય છે, એવા બ્રહ્મચર્યને હું આજથી ધારણ કરૂં છું." એ વ્રત અખંડ ધારણ કરવાથી મારા પિતાની ઇચ્છા પૂર્ણ થશે અને આ નાવિકની પુત્રી નિઃશંક રહેશે. ભદ્ર નાવિકરાજ ! આ મારી પ્રતિજ્ઞા અચળ માનજો. હવે તમારે મનમાં જરાપણ ભ્રાંતિ રાખવી નહીં, તમારી પુત્રીને પુત્ર થયાથી તે સ્વતંત્ર રાજ્યાધિકારી થશે, અને મને પરમાર્થની પ્રાપ્તિ થશે. આ મહાવ્રત હું આજેજ ગ્રહણ કરૂં છું એમ નથી, પણ પૂર્વે ચારણ મુનિઓએ મને કહેલું છે કે, ચાર વ્રતોમાં પહેલું અને ચોથું વ્રત સર્વોત્કૃષ્ટ છે. તે વ્રત પોતાના હિતની ઇચ્છા કરનારા પુરૂષે અવશ્ય ધારણ કરવાં જોઈએ. એ મહાનુભાવ મુનિઓનો ઉપદેશ સાંભળી તે માંહેલું પહેલું અહિંસાવ્રત તો મેં તે સમયથીજ ધારણ કરેલું છે અને આજે મારા ભાગ્યોદયને લીધે હાલ બ્રહ્મચર્યવ્રત લેવાનું મને કારણ મળ્યું છે; તેથી હું પોતાને ધન્ય સમજું છું. વળી આજથી વિપત્તિમાં પડેલા પ્રાણીનું કલ્યાણ કરવાનું ત્રીજું વ્રત ગ્રહણ કરૂં છું. અને જે પિતાની સેવા કરવાને હું

તત્પર રહું છું, તે પરોપકાર નથી, પણ હું મારો સ્વાભાવિક ધર્મ સમજું છું."

ગાંગેયની આવી ગૌરવતાવાળી ભારે પ્રતિજ્ઞા સાંભળી આકાશમાં રહેલા દેવતાઓએ તેની પર પુષ્પની વૃષ્ટિ કરી અને મુખમાંથી ધન્ય ધન્ય એવી વાણી ઉચ્ચારી. ગાંગેયની દૃઢ પ્રતિજ્ઞા અને અપૂર્વ પિતૃભક્તિ જોઇ પ્રસન્ન થયેલા દેવતાઓ ઉંચેસ્વરે બોલ્યા—"ધર્મવીર ગંગાતનય! તમને ધન્ય છે અને તમારા પિતા શાંતનુને પણ ધન્ય છે, કે જેના ઘરમાં તમારા જેવા અમૂલ્ય પુત્રરત્નની ઉત્પત્તિ થઈ છે. ગૃહસ્થાવાસમાં આવાં દુષ્કર વ્રતો ગ્રહણ કરનાર તમારા જેવો કોઈ પુરૂષ આજ દિન સુધીમાં થયો ન હતો. તમે પિતાની ભક્તિને લઇ આવું ભીષ્મ—ભયંકર વ્રત ગ્રહણ કર્યું માટે આજથી લોકમાં **ભીષ્મ** એવા નામથી તમારી પ્રખ્યાતિ થશે. જેમ સર્વ ગુણોનું મૂળ પરાક્રમ છે, તેમ સર્વ વ્રતોનું મૂળ બ્રહ્મચર્યવ્રત છે. અહિંસા બ્રહ્મચર્ય અને પિતૃભક્તિ—આ ત્રણ અમૂલ્ય ગુણો તમારામાં છે, માટે તમને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. હે ગંગાપુત્ર ભીષ્મ! 'એ તમારાં વ્રત સફળ થાઓ અને કદિ પણ એ વ્રતનો ભંગ ન થાઓ' એવો અમારો તમને આશીર્વાદ છે."

આ પ્રમાણે કહી દેવતાઓ સ્વર્ગમાં ચાલ્યા ગયા, અને તે જોઈ નાવિક હૃદયમાં સાનંદાશ્ચર્ય થઇ ગયો. તે વખતે નાવિકે પોતાની પુત્રી સત્યવતીને બોલાવી ઉત્સંગમાં બેસાડી

અને ઘણો પ્યાર કરી તેના દેખતાં ગાંગેયને કહ્યું ! "વીરપુત્ર ! પોતાના પિતાની ઇચ્છા પૂર્ણ કરવા આવું ભીષ્મ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનાર તમારા જેવો સત્પુરૂષ કોઇ નથી. તમારી આ ભીષ્મપ્રતિજ્ઞા જોઈ મને મોટો હર્ષ ઉત્પન્ન થાય છે. હવે મારા મનમાં કોઈ જાતની શંકા રહી નથી. આ બાળા મારી ઔરસ કન્યા નથી, પણ રાજકન્યા છે. તે રત્નપુર નગરના રાજા રત્નાંગદની પુત્રી છે. હું તેણીનો પોષક અને પાળક પિતા છું. ઉત્પાદક નથી." એમ કહી તેણે તેણીનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. પછી વિશેષમાં જણાવ્યું કે, આ કન્યારત્ન મારા ઘરમાં હોય એવી મારી યોગ્યતા ક્યાંથી. ? તેમ છતાં કોઈ પૂર્વ પુણ્યના પ્રભાવે મારે એ કન્યાની સાથે પિતાપુત્રીરૂપ સંબંધ થયો છે, જેથી રાજમણિ શાંતનુની સાથે શ્વસુર જામાતાનો અને તમારી સાથે માતામહ દૌહિત્રનો સંબંધ થયો. હવે મારા જેવો ધન્ય પુરૂષ કોણ છે? જો કે આ સત્યવતીના પતિ તમારા પિતા શાંતનુ રાજા થશે, એવી મને આકાશ વાણીથી ખબર હતી, તથાપિ આટલી બધી જે મેં આનાકાની કરી, તે માત્ર તમારી શ્રદ્ધા જોવા સારૂં. તેની મને ક્ષમા કરજો. હે રાજપુત્ર ! આજથી હું આ કન્યા તમારા પિતાને આપું છું. હવેથી એના સુખ દુઃખના જાણનાર તમેજ છો. આ સત્યવતી મને પ્રાણ કરતાં પણ પ્રિય છે, તેનો વિયોગ હું કેમ સહન કરી શકીશ. ? આટલું કહેતાંજ નાવિકના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા લાગી. ક્ષણવારે ધૈર્ય ધારણ

કરી નાવિકે પોતાની પોષિત પુત્રી સત્યવતીનો હાથ ઝાલી ભીષ્મને સોંપી. તે વખતે તેણે ગદ્દગદ્દ સ્વરે કહ્યું "વત્સે! તું હવે હસ્તિનાપુરના મહારાજાની રાણી અને આ ધર્મવીર ભીષ્મકુમારની માતા થઇ છો. બેટા! આ ખલાસી પિતા ઉપર પ્રેમ રાખજે, અને તેં મારી ઝુંપડીમા રહી જે કાંઇ સદાચાર ને સદ્દગુણો પ્રાપ્ત કર્યા છે, તેને રાજ મહેલમાં રહી દીપાવજે અને કોઈ કોઇવાર આ ગરીબ માતાપિતાને મળવા આવજે." આટલું કહેતાંજ નાવિકના નેત્રમાંથી પુનઃ અશ્રુધારા ચાલવા લાગી.

પવિત્ર ગાંગેય સત્યવતીના ચરણમાં નમન કરી બોલ્યો—"માતા! આ રથ તૈયાર છે. તેમાં બેસો." સત્યવતી માતાપિતાને પ્રેમથી પ્રણામ કરી રથમાં બેઠી. પછી ગાંગેય રથને ચલાવી હસ્તિનાપુરમાં આવી પહોંચ્યો.

રાજા શાંતનુએ આ વૃત્તાંત દેવતાના મુખથી પેહેલાં સાંભળ્યો હતો. તેથી તે રાહ જોઈ બેઠો હતો. ત્યાં પિતૃભક્ત ગાંગેય તેમની પાસે આવ્યો અને તે કન્યા પોતાના પિતાને અર્પણ કરી. યોગીશ્વર સ્વાત્માના અનુભવથી જેમ પરમાનંદમાં મગ્ન થઈ જાય, તેમ રાજા સત્યવતીને જોઇ આનંદમાં મગ્ન થઈ ગયો. તેણે પ્રેમને વશ થઈ પ્રથમ પોતાના પુત્ર ભીષ્મને આલિંગન આપ્યું. પછી પોતાના આજ્ઞાંકિત પુત્રે ગાંગેયને ઉત્સંગમાં બેસારી શાંતનુએ હર્ષના આવેશમાં કહ્યું, "વત્સ! આ જગતમાં પિતાની આજ્ઞા માન્ય કરનારા સુપુત્રો ક્વચિતજ હોય છે. તેમાં પણ યથાર્થ

આજ્ઞાને પાળનારા તો કોઇકજ હશે. ત્યારે પિતાના મનનો ભાવ જાણી તેની ઇચ્છા પૂર્ણ કરનારો તારા જેવો વિરલો પુત્ર કોઇ ભાગ્યેજ નીકળે છે. છીપમાં જેમ મોતી નીપજે તેમ ગંગાના ઉદરથી તું ઉત્પન્ન થયો છે. હે પ્રિયપુત્ર ! હું તને હૃદયથી આશીર્વાદ આપું છું. કે, " તારૂં સહસ્ર વર્ષનું આયુષ્ય થાઓ. " " હે વત્સ ! તું વીરકીર્ત્તિને સંપાદન કરી આપણા કુરૂવંશમાં ધ્વજાનીપેઠે ઉચ્ચ પદવીને પ્રાપ્ત કરીશ."

પિતાના આ આશીર્વાદ લઈ ભીષ્મ હૃદયમાં હર્ષ પામ્યો. પછી શાંતનુએ શુભ મુહૂર્ત જોઇ સત્યવતીની સાથે વિધિથી લગ્ન કર્યું. પિતાની મનઃકામના પૂર્ણ કરવાથી ગૌરવધારી ગાંગેયની પિતૃભકિત જગત્‌માં પ્રસરી ગઈ અને ભારતવર્ષની પ્રજા ઉંચે સ્વરે ગાંગેયનું પવિત્ર યશોગાન કરવા લાગી.

પ્રિય વાંચનાર ! આ પ્રકરણના દરેક પ્રસંગોનું પુનઃ અવલોકન કરો. તેમાંથી તમને ઘણો બોધ પ્રાપ્ત થશે. રાજા શાંતનુએ યમુનાના તીર ઉપર સત્યવતીને પુછયું કે, " સુંદરી ! મને તારા નાવમાં તું બેસારી યમુનાની પેલીપાર લઈ જઈશ ? " આ વખતે સુશીલા સત્યવતીએ સ્વતંત્રતા છોડી વિનયથી જણાવ્યું કે " જો મારા પિતા આજ્ઞા આપે તો હું તમને આ હોડીમાં બેસારી પેલીપાર પહોંચાડું. હું પિતાની આજ્ઞા ઉલ્લંઘન કરતી નથી. " આ કેવો ઉત્તર ? કુલીન વનિતા કદિપણ સ્વતંત્ર થવા ઇચ્છતી નથી. તે હમેશાં વડિ

લની આજ્ઞાને અનુસરે છે. વડિલની આજ્ઞા વગર કાંઇપણ કાર્ય સ્વતંત્ર થઈને કરવું નહી. એ મહાસૂત્ર આર્ય અબળાઓને સર્વદા સ્મરણીય છે. દરેક આર્ય બ્હેનોએ અને માતાઓએ એ વાત લક્ષમા રાખવાની છે.

રાજા શાંતનુ સત્યવતીને જોઈ તેમાં મોહિત થયો હતો. પોતે એક સર્વ સત્તાધારી રાજા હતો. તેની આજ્ઞા યમુના નદીના બધાસ્થળ ઉપર ચાલતી હતી. તેની પાસે નાવિક એક ગરીબ અને સાધારણ માણસ હતો. જો કદિ રાજા શાંતનુ પોતાની સત્તાના બળથી નાવિક પાસેથી સત્યવતીને બળાત્કારે લેવા ધારે તો લઈ શકે તેમ હતું, તથાપિ નાવિકે તેની યાચનાનો ન્યાયની યુકિતથી અનાદર કર્યો, તોપણ નીતિમાન્ શાંતનુએ પોતાની સત્તાનો દુરૂપયોગ કર્યો નહિ. એ કેવી પવિત્ર ન્યાયવૃત્તિ ? રાજાએ સત્યવતી તરફની પોતાની ઉત્કંઠા દબાવી રાખી, પણ તે મહાનુભાવ અનીતિના માર્ગે ચાલ્યો નહિં. આર્ય સત્તાધીશોની નીતિ પૂર્વકાળે કેવી હતી ? આવા સત્તાધીશો પૂર્વે આર્યભૂમિને અલંકૃત કરતા હતા. વર્તમાનકાળે વિપરીત પ્રવૃત્તિ કરનારા સત્તાધીશોએ આ વાત લક્ષમાં રાખવાની છે. જે સાધારણ સત્તાધારી શેઠ પોતાના આશ્રિતો તરફ અનીતિ કરવા ઉભા થાય છે, તેમને આ પ્રસંગ ઉપરથી સારો બોધ લેવાનો છે.

સત્યવતીનો પિતા એક ખલાસી છે, છતાં તે રાજા શાંતનુને જણાવે છે કે, "મહારાજા! આપની યાચના માન્ય કર

વાને હું ખુશી છું; પરંતુ તે વાત મારા હાથમાં નથી. મારી પુત્રીએ સ્વયંવર વરવાનો નિશ્ચય કર્યો છે. " આ તેના વિચાર કેવા પ્રૌઢ હતા ? તે વિચારવાનું છે. એક ખલાસી જેવી જાતનો પિતા પણ પોતાની પુત્રીની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાને તૈયાર થાય છે. પુત્રીને પરતંત્ર કરી જ્યાં ત્યાં-જેવા તેવા વરની સાથે વરાવા ઇચ્છતો નથી. શાંતનુ જેવા મહાન્ પુરૂષની માગણી પણ તેણે પુત્રીની ઇચ્છા વગર માન્ય ન કરી. આ વાત વર્ત્તમાનકાળે લાકડે માંકડું જોડનારા અને કજોડાનું મહાકષ્ટ ઉત્પન્ન કરાવનારા પિતાઓએ ધ્યાનમાં રાખવાની છે. " યોગ્ય વયમાં આવેલી અને કેળવણી આપી વિદુષી કરેલી કન્યાને યોગ્ય વરને આપવી જોઇએ અને પુત્રીના સંસારને સર્વ રીતે સુધારવો જોઇએ. " આ પદ્ધતી સર્વ ગૃહસ્થોને આદરણીય છે. તે સાથે વળી શોક્ય ઉપર પુત્રી આપવાથી પુત્રીને કેટલું દુઃખ થાય છે ? એ વાત પણ નાવિકના મુખમાંથી સિદ્ધ થાય છે. એક ગરીબ સ્થિતિના સાધારણ નાવિકે તે વિષે શાંતનુ રાજાને કેવાં વચનો કહ્યાં છે ? તે તમારે મનન કરવા યોગ્ય છે.

પિતા શાંતનુની ચિંતા જોઈ પિતૃભકત ગાંગેયે જે આતુરતા બતાવી છે અને પિતાની ઇચ્છા પૂર્ણ કરવાને જે પ્રયત્ન કર્યો છે, તે સર્વ આર્યપુત્રોને સદા સ્મરણીય છે. આર્યપુત્ર ગાંગેયે નાવિકની સાથે જે વાતચીત કરી છે. તે સત્પુત્રના ધર્મની પરાકાષ્ટા છે. પોતાના પિતા મનોવાંછિત પૂર્ણ

કરી સુખી રહે, એ મહાકાર્ય કરવાને ધર્મવીર ગાંગેયે યાવજ્જીવિત બ્રહ્મચર્ય ધારણ કરી જે સત્પુત્રતા દર્શાવી છે, તે અલૌકિક છે. આર્ય સત્પુત્રોમાં કેવી પિતૃભકિત હતી ? તેને માટે ગાંગેયનું ઉદાહરણ અદ્વિતીય છે. આ ઉપરથી દરેક આર્યપુત્રે પિતૃભકિતના દિવ્યપાઠ શીખવાના છે. પોતાના ઉત્પાદક, પાલક અને અધ્યાપક ઉપકારી પિતાના મોટા ઋણુ માંથી પુત્ર કદિપણ મુકત થતો નથી. તેથી દરેક આર્યપુત્રે ગાંગેયનું અનુકરણ કરવાનું છે. ગાંગેયના હૃદયમા જે પિતૃભકિત હતી, તેવી પિતૃભકિત દરેક કુલીન પુત્રોના હૃદયમાં હોવી જોઇએ. પિતૃભકિતથી અંકિત એવા સત્પુરૂષોનું જીવનજ ચરિતાર્થ છે. તે શિવાયનું જીવન તે માનવજીવન નથી પણ પશુજીવન છે.



## પ્રકરણ ૮ મું.

### શાંતનુનો સંસારત્યાગ

સત્યવતી હસ્તિનાપુરના રાજ્યની મહારાણી બની હતી. રાજા શાંતનુ તેણીના ઉપર અતિ પ્યાર ધારણ કરતો હતો. પવિત્ર ગાંગેય સત્યવતીને પોતાની માતાથી પણ અધિક માનતો હતો. સત્યવતી પણ તેને પોતાના ઔરસ પુત્રવત્ માનતી હતી. રાજા શાંતનુ હમેશાં પોતાના પુત્ર ગાંગેયે કરેલા

મહાન્ ઉપકારનું સ્મરણ કરી તેના ઉપર અતિ સ્નેહ ધારણ કરતો હતો. રૂપનિધાન સત્યવતીએ પોતાના સદ્ગુણોથી અને સ્વરૂપથી શાંતનુના હૃદયને આકર્ષી લીધું હતું. ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થ માંહેલો કામ પુરૂષાર્થ સાક્ષાત્ મૂર્ત્તિમાન્ પોતાના સર્વ વૈભવ જાણે રાજાને અર્પણ કરતો હોય, એમ રાજાને ભાસવા લાગ્યું. શાંતનુ અને સત્યવતીનો સંસાર પવિત્ર પ્રેમથી પૂર્ણ હતો.

અનુક્રમે સત્યવાદિની સત્યવતી સગર્ભા થઇ. પૂર્ણ સમય થતાં તેણીએ એક પુત્રને જન્મ આપ્યો. એ ખબર જાણી રાજા શાંતનુના આનંદમાં અકથનીય વૃદ્ધિ થઈ. પવિત્ર ગાંગેય પણ પોતે સભ્રાતા થયો એવું ધારી હૃદયમાં અત્યંત પ્રસન્ન થયો. શૌચ નિવૃત્ત થયા પછી રાજાએ પુત્રનું નામ **ચિત્રાંગદ** પાડયું. એ બાળક એવો તેજસ્વી દેખાવા લાગ્યો કે તેની સામે એક નજર કરી કોઈ જોઇ શકતું નહીં. ભવિષ્યમાં વીર્યવાન્ થનાર બાળક અદ્દભુત કાંતિને ધારણ કરે છે. તે પછી કેટલેક સમયે સત્યવતીએ બીજા પુત્રને જન્મ આપ્યો. જાણે કોઈદેવ કુરૂવંશનો વિસ્તાર કરવા પૃથ્વીપર અવતર્યો હોય તેવો તે કાંતિવડે દેદીપ્યમાન દેખાવા લાગ્યો. રાજા શાંતનુ બીજા પુત્રની વધામણી સાંભળી અત્યંત આનંદમય થઇ ગયો. હસ્તિનાપુરની પ્રજા શાંતનુને ત્રણ પુત્રોથી ભાગ્યવાન્ માનવા લાગી. રાજા શાંતનુએ શુભ દિવસે તે સત્યવતીના બીજા પુત્રનું નામ **વિચિત્રવીર્ય** પાડયું. ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય એ બંને પુત્રોની જોડથી સત્યવતી સૌભાગ્યથી

સુશોભિત દેખાવા લાગી. અનુક્રમે તે બંને ભાઈઓ ઉછરી મોટા થયા. જેમ જેમ તેઓ વયમાં વધતા ગયા, તેમ તેમ તેઓ ગુણમાં પણ વધતા ગયા. એ સદ્‌ગુણી રાજકુમારો પોતાના જ્યેષ્ઠ બંધુ ગાંગેયને એક વડિલ તરીકે ગણતા અને તેમની આજ્ઞા ઉઠાવતા હતા. આવા સદ્‌ગુણી બંધુઓ તરફ ગાંગેયને સ્વપ્નમાં પણ 'તે સાવકોભાઈ છે' એવો ભાસ થતો ન હતો. તે તેમની ઉપર સહોદર બંધુના જેવી પ્રીતિ રાખતો હતો. પુત્રવત્સલ રાજા પોતાના પુત્રોને ઉત્સંગમાં બેસાડી હમેશાં વિનોદ કરાવતો અને જ્ઞાનગોષ્ટીમાં જોડતો હતો. જેવી રીતે તેમનામાં ઉત્તમ કેળવણીનાં બીજ રોપાય તેવી રીતે તેમના કુમળા મનમાં સારો સારો શિક્ષણીય બોધ આપતો હતો. એમ કરતાં તેઓ શિક્ષણની યોગ્યતાને પામ્યા હતા. અને તેમનો પરસ્પર ભ્રાતૃસ્નેહ જોઈ રાજા શાંતનુને હૃદયમાં પૂર્ણ સંતોષ પ્રાપ્ત થયો હતો.

એક વખતે વિવેકી શાંતનુના જાણવામાં આવ્યું કે, "હવે આ શરીરનું આયુષ્ય અલ્પ છે. અલ્પ સમયમાં આ જીવનનો અંત આવવો છે." આથી તેણે વિચાર કર્યો કે, "મેં આ સંસારના અગણિત ઉત્તમ વૈભવ ભોગવ્યા છે. આ આત્મા શિકારની પાપર્દ્ધિનો ભોક્તા પણ ચિરકાલ થયો છે. વિષયરૂપ વિષવૃક્ષના ફળ મેળવવાને આ આત્માએ અતિ પ્રયત્ન કર્યો છે. હવે પશ્ચિમ વયમાં એ આત્માના ઉદ્ધારનો માર્ગ મારે ગ્રહણ કરવો જોઇએ. મનુષ્યો અનેક વસ્તુઓને

ઇચ્છે છે, અને પૂર્વ સુકૃતથી તે સર્વ તેમને મળવાનો પૂર્ણ સંભવ હોય છે; પરંતુ તે વસ્તુ પ્રાપ્ત થવા પર્યંત મનુષ્યો પોતાની ઇચ્છાને સ્થિર રાખતા નથી. રાખે છે તો તેનો વેગ જોઈએ તેવો પ્રબળ હોતો નથી અને કવચિત્ વેગ પ્રબળ હોય છે, તો ધારેલું ફળ પ્રાપ્ત થશે કે કેમ ? એ સંશયને વારંવાર સેવ્યા કરવાથી તે પ્રબળવેગ દિવસમાં સેંકડોવાર ખંડિત થયા કરે છે. મેં એવી રીતે ઘણીવાર ઇચ્છાઓ કરી અને પૂર્વ સુકૃતના બળથી તે ઇચ્છાઓ પૂર્ણ પણ કરી છે. આરોગ્ય, ધન, વ્યવહારસુખ, જ્ઞાન, વિદ્યા, કળા અથવા કોઈપણ પ્રકારનું ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે મેં મારા મનને ઘણીવાર અથડાવ્યું છે. હવે તે મનને તેમાંથી આકર્ષી પરમ તત્ત્વમાંહે લઇ જવું જોઈએ. હવે આર્હતધર્મના પરમતત્ત્વમાં જોઈએ તેટલું અપૂર્વ દ્રવ્ય રહેલું છે, તે પ્રાપ્ત કરવા માટે મારે પ્રબળ ઇચ્છા, શ્રદ્ધા અને એકતા ધારણ કરવી જોઈએ. અને આધ્યાત્મિક સાધનો મેળવવાનો મહાન્ પ્રયત્ન કરી આ જીવનને ઉંચી સ્થિતિમાં મુકવું જોઈએ. એજ મારૂં ખરેખરૂં કર્ત્તવ્ય છે. ” આવો વિચાર કરી રાજા શાંતનુ ધર્મધ્યાનમાં રત થઈ રહ્યો. જેવું પોતાનું પૂર્વજીવન વ્યવહાર માર્ગમાં આસક્ત હતું, તેવું ધર્મમાર્ગમાં આસક્ત કર્યું. તે મહાનુભાવે પોતાની મનોવૃત્તિ વશ કરી તેને પરમાત્માના દિવ્ય પ્રકાશમાં જોડી દીધી અને સર્વ પ્રકારની આલોકની વાસનાઓમાંથી મુક્ત થઈ તે શુભ ધ્યાનમાં તત્પર રહ્યો. તેજ સ્થિતિમાં શાંતનુનો આત્મા પરલોકવાસી થઇ ગયો. પવિત્ર પિતૃ-

ભક્ત ભીષ્મે સારી રીતે પિતાની ઉત્તરક્રિયા કરી. સત્પુત્રો માતાપિતા જીવતાં જેમ તેમની સેવા કરવામાં તત્પર રહે છે, તેમ તેઓનો સ્વર્ગવાસ થયા પછી પણ ઉત્તરક્રિયારૂપ સેવા કરી પોતાની પવિત્ર ફરજ બજાવે છે.

સત્યપ્રતિજ્ઞ ગાંગેયે પોતાના માતામહ નાવિકની પાસે જે પ્રતિજ્ઞા કરી હતી, તેને યાદ કરી પોતાના લઘુભાઇ ચિત્રાંગદને હસ્તિનાપુરની રાજ્યગાદી ઉપર બેસાર્યો. વિનીત ચિત્રાંગદે વિવેકથી પોતાના જ્યેષ્ઠ બંધુ ભીષ્મને રાજ્યાસન પર બેસવાને જણાવ્યું, પણ દૃઢપ્રતિજ્ઞ ભીષ્મે તે વાત માન્ય કરી ન હતી ચિત્રાંગદ રાજ્યાસનપર બેઠા પછી ગ્રીષ્મઋતુના સૂર્યની જેમ તેની કાંતિ પ્રકાશવા લાગી. ગાદીનશીન થયા પછી ચિત્રાંગદને પોતાના બાહુબળનું અભિમાન આવ્યું હતું. તેથી તે પોતાના જે વિરોધી રાજા હતા, તેમની સાથે એકલો યુદ્ધ કરતો અને તેમાં વિજય મેળવતો હતો. ઘણા યુદ્ધના પ્રસંગમાં જ્યારે તે વિજયી થવા માંડયો એટલે તેનામાં બળનો ગર્વ વિશેષ થયો. અને તેથી તે પોતાને મહા પરાક્રમી સમજવા લાગ્યો. ' મારે બીજા કોઈની મદદની જરૂર નથી ' આવું ધારી તે કોઈપણ વખતે ભીષ્મની સહાય લેતો નહીં.

અભિમાન એ ચંચળ વસ્તુ છે. કોઈ પણ વ્યક્તિની અંદર એ સ્થિર રહેતું નથી. અભિમાનના ઉંચા શિખરપર ચડેલા માણસનું આખરે પતનજ થાય છે. એક વખતે અ-

ભિમાની રાજા ચિત્રાંગદની ઉપર નીલાંગદ રાજા ચડી આવ્યો. ચંદ્ર અને રાહુની જેમ નીલાંગદ અને ચિત્રાંગદની વચ્ચે યુદ્ધ થયું. છેવટે કપટી નીલાંગદે કપટથી ચિત્રાંગદને ઘેરી લીધો. અને તેનો સર્વસ્વ સંહાર કરવા માંડ્યો. પછી કપટી નીલાંગદ ચિત્રાંગદને મારી તેનું મસ્તક લઈ ગયો. આ વૃત્તાંત ભીષ્મના જાણવામાં આવ્યું. તત્કાળ ભીષ્મને ક્રોધ ઉત્પન્ન થયો, તેણે નીલાંગદ ઉપર ચડાઈ કરી અને તેનો પરાભવ કરી સંહાર કર્યો અને પોતાના ભાઈ ચિત્રાંગદનું મસ્તક લઈ આવ્યો. ભીષ્મના આ ભયંકર પરાક્રમના સર્વ સ્થળે વખાણ થયાં.

ચિત્રાંગદનું મૃત્યુ થવાથી હૃદયમાં શોક કરતાં ભીષ્મે પોતાના બીજા નાના ભાઇ વિચિત્રવીર્યને પ્રેમથી ગાદી ઉપર બેસાર્યો અને પોતે તેની મદદમાં રહ્યો. જેમ હાથી પાસે રહેલા હાથીના બચ્ચાંનો કોઇ પરાભવ કરી શકે નહીં, તેમ ભીષ્મની પાસે રહેનારા વિચિત્રવીર્યનો કોઈ પરાભવ કરી શકે નહીં. વિચિત્રવીર્યનો સ્વભાવ અતિ નમ્ર તથા વિનયયુક્ત હતો, તેથી ભીષ્મનો તેની ઉપર સ્નેહ રહેતો હતો. વિચિત્રવીર્ય હમેશાં વિનીત રહેતો અને ભીષ્મની સલાહ લઈ પોતાનો રાજકારભાર ચલાવતો હતો.

વિચિત્રવીર્ય હસ્તિનાપુરની રાજધાનીનો મહારાજા થયો હતો, પણ તેનો કોઈ યોગ્ય રાજકન્યાની સાથે વિવાહ સંબંધ થયો ન હતો. આથી ભ્રાતૃપ્રેમી ભીષ્મ તેને યોગ્ય એવી કોઇ

રાજકન્યાની શોધ કરતો હતો. " પોતાનો ભાઈ વિચિત્રવીર્ય કોઇ રાજકન્યા સાથે વિવાહિત થાય અને એ રાજદંપતી સર્વ રીતે સુખી થાય " એમ ભીષ્મ પોતાના પવિત્ર હૃદયમાં ભાવ્યા કરતો હતો. તે સતત પોતાના બંધુના ઉદયને ઇચ્છતો હતો. વિચિત્રવીર્ય પણ ભીષ્મ તરફ પૂજ્યભાવ રાખતો અને તેને પિતા સમાન રાખતો હતો ભીષ્મની સહાયતાથી વિચિત્રવીર્યનું રાજ્ય નિષ્કંટક થયું હતું, અને તેની સર્વ પ્રજા વિચિત્રવીર્ય ઉપર પ્રેમ રાખતી તથા પૂર્ણ રીતે રાજભક્ત બની હતી. રાજા અને પ્રજાની એકતા વિચિત્રવીર્યના ન્યાયી રાજ્યમાં દેખાતી અને તેથી આખા ભારતવર્ષમાં સર્વ સ્થળે વિચિત્રવીર્યની સત્કીર્ત્તિ પૂર્ણચંદ્રની ચાંદનીની જેમ ચળકી રહી હતી.



## પ્રકરણ ૯ મું.

### કંન્યાહરણ.

રમણીય અને વિચિત્ર રચનાથી સુશોભિત એવો મનહર મંડપ રચવામાં આવ્યો છે. મંડપની મધ્ય ભાગે સુંદર વેષને ધારણ કરી નરપતિઓ શ્રેણીબંધ બેઠા છે. તેમના સિંહાસનો સુંદર નકસીદાર કારીગરીથી મનને આકર્ષે છે. મનોહર વેષને ધારણ કરનારા ધરાપતિઓ પોતપોતાના રૂપનો ગર્વ કરી રહ્યા છે. તેમના હૃદય ઉપર મોતીઓના સુંદર હાર

શોભી રહ્યા છે. કોઈ મૂછપર હાથ નાંખ્યા કરે છે, કોઇ કસબી રૂમાલથી વારંવાર મુખ લુંછયા કરે છે, કોઇ તોરમાં મુખમુદ્રાને મરડે છે, કોઈ પોતાના અંગપર રહેલા સુંદર વસ્ત્રાભરણો જોયા કરે છે, કોઈ ગર્વથી અક્કડ થઇ બેઠા છે, કોઈ તપસ્વીની પેઠે રૌદ્ર ધ્યાન ધરી હસી રહ્યા છે, કોઇ પોતાના કુળનું સ્મરણ કરી કુલમદ ધારણ કરે છે, કોઇ પોતાના અતુલ બળનોજ વિચાર કરે છે, કોઇ અભિમાનના આવેશમા આવી પોતાને સર્વોત્કૃષ્ટ માને છે, કોઈ પોતાના સૌંદર્ય ઉપર વિશ્વાસ રાખી નિશ્ચિંત થઈ બેઠા છે, કોઈ પોતાના કદ્રૂપને લીધે ભાગ્યને સંભારે છે, અને કોઇ પરસ્પર વાર્ત્તાલાપ કરી પોતપોતાની બડાઈ મારે છે.

આ બધો દેખાવ એક તરફ ઉભેલો એક વીરપુરૂષ જુએ છે, તે બેઠેલા રાજાઓની વિવિધ ચેષ્ટા જોઇને પોતાના મનમાં હસે છે.

આ વખતે ત્રણ સુંદર બાળાઓ આવી તે મનોહર મંડપમાં દાખલ થઈ. તેમની આસપાસ સમૃધ્ધિવાળો પરિવાર પરિવૃત થઇને રહેલો હતો. તે રમણીઓના સૌંદર્યના પ્રકાશથી બધો મંડપ પ્રકાશી રહ્યો હતો, તેમના દિવ્ય પ્રકાશથી ત્યાં બેઠેલા રાજાઓ ઝાંખા પડી ગયા હતા. તે સુંદરીઓને જોતાંજ બધો રાજસમાજ ચકિત થઈ ગયો અને વિવિધ જાતનાં મનોરથ કરવા લાગ્યો. તેમની મનોવૃત્તિ તે બાળાઓના અવલોકનથી આતુર થઈ ગઈ. અને તેમને પ્રાપ્ત કરવાના અનેક સંકલ્પ-વિકલ્પો કરવા લાગી.

એ ત્રણ રાજકન્યાઓ મંડપમાં દાખલ થયા પછી તેમની સખીઓ તે પ્રત્યેક રાજવંશીના કુળ, ગુણ, વિગેરેનો ઇતિહાસ કહેવા લાગી. પેલો વીર નર જે એક તરફ ઉભો હતો, તે બધું મુંગે મોઢે સાંભળતો હતો અને પોતાની ધારણા સફળ કરવાને લાગ જોતો હતો.

વાંચનાર ! આ પ્રકરણના આરંભથી અચંબામાં પડ્યા હશે; તેથી આ સ્થળે તેનું સ્પષ્ટીકરણ કરવું જોઇએ. જેની પાસે પવિત્ર ભાગીરથી નદી વહે છે, એવી કાશીપુરીના રાજાને અંબા, અંબિકા અને અંબાલિકા નામે ત્રણ કન્યાઓ છે. તે સુજ્ઞ રાજાએ પોતાની પુત્રીઓને યોગ્ય વર મળે તેવા હેતુથી એક સ્વયંવર મંડપ રચેલો છે. તે મંડપમાં દેશદેશના નરપતિઓ આવી હાજર થયેલા છે. કાશીપતિએ બધા રાજાઓને સ્વયંવરમાં આવવાનું આમંત્રણ આપ્યું હતું, પણ હસ્તિનાપુરના રાજા વિચિત્રવીર્યને આમંત્રણ આપ્યું ન હતું. જે પુરૂષ એક તરફ ઉભો ઉભો રાજાઓની ચેષ્ટા જોઈ હસતો હતો, તે આપણો વીરનર ગાંગેય છે. પોતાના પ્રિય બંધુ વિચિત્રવીર્યને સ્વયંવરનું આમંત્રણ આપ્યું નથી, એ વાત દૂતના મુખથી સાંભળી પરાક્રમી ગાંગેય કાશીરાજની ત્રણે કન્યાનું હરણ કરવાને તે સ્વયંવર મંડપમાં આવ્યો હતો. રાજકન્યાઓ સ્વયંવર મંડપમાં દાખલ થઇ અને તેમની સખીઓએ રાજાઓના વંશ ગુણનું વર્ણન કરવા માંડયું, તે વખતે મહાવીર ભીષ્મ તે કન્યાઓને હરવાનો લાગ જોતો ઉભો હતો.

આ વખતે પરાક્રમી ભીષ્મે તે કન્યાનું હરણ કરવાનો નિશ્ચય કર્યો, તરત તે મહાવીર કન્યાઓની નજદીક આવ્યો અને તે શૂરવીરે બધા રાજાઓના દેખતાં તે ત્રણે કન્યાઓને લઇ સ્વયંવરના મંડપ પાસે રાખેલા રથમાં બેસારી પોતાના નગર તરફ ચાલવાની તૈયારી કરી. સ્વયંવરરૂપ મોટા સમુદ્રનું મથન કરી ભીષ્મે પોતાનું કાર્ય સિદ્ધ કરી લીધું, તે સમયે તે કોમળ રાજકન્યાઓ રથમાં બેઠી અતિ ભય પામવા લાગી. તેમને ભય પામતી જોઈ વીર ભીષ્મે શાંત્વન કરવાને કહ્યું, " રાજકન્યાઓ ! તમે જરા પણ ભય પામશો નહીં. હું તમારો હિતેચ્છુ છું. મારૂં નામ ભીષ્મ છે. હું હસ્તિનાપુરના સ્વર્ગવાસી શાંતનુ રાજાનો પુત્ર છું. મારો લઘુ ભાઈ વિચિત્રવીર્ય મોટા દેશનો અધિપતિ છે, તે એવો સદ્‌ગુણી અને પરાક્રમી છે કે, આ એકઠા થયેલા બધા રાજાઓ તેની પાસે તૃણ સમાન છે. તમે ત્રણે બાળાઓ એ કામ સ્વરૂપી મહારાજાની પ્રિયપત્નીઓ થઇ હસ્તિનાપુરના મહારાજ્યનો ઉપભોગ કરશો. હું એ રાજાનો જ્યેષ્ટ ભ્રાતા છું, તેના માટેજ હું તમને અહીંથી લઈ જાઉં છું. "

ભીષ્મના આવા શાંત્વન ભરેલા શબ્દો સાંભળી તે રાજકન્યાઓ નિર્ભય થઇ આનંદ પામી. " આપના વચન અમે મસ્તકપર ચડાવીએ છીએ. " એમ કહી તે ત્રણે કન્યાઓ ખુશીથી ભીષ્મને આશ્રિત થઈ. ભીષ્મના વચન ઉપર તેમને પૂર્ણ વિશ્વાસ બેસી ગયો. આ વખતે પરાક્રમી ભીષ્મે વિચાર કર્યો—" ચોર અથવા લુંટારાની પેઠે છળ કરી હરી

લઈ નાશી જવું એ શૂર પુરૂષનું લક્ષણ નથી, પરંતુ પોતાનું સામર્થ્ય બતાવી મેદાનમાં બધાની આંખોમાં રજ નાંખી લઈ જવું એજ ક્ષત્રિયનું કામ છે." આમ વિચારી હાથમાં ધનુષ્ય લઈ પરાક્રમી ભીષ્મે સ્વયંવરના બધા રાજાઓને ગર્જનાથી કહ્યું—"હે પરાક્રમી રાજાઓ! તમારી સમક્ષ હું આ ત્રણ રાજકન્યાઓનું હરણ કરૂં છું, એ કૃત્ય તમારાથી સહન થઈ શકવાનું નથી, એમ હું સમજું છું. આ વખતે જો તમારામાં શક્તિ હોય તો આયુધ લઈને મારી સાથે યુદ્ધ કરો. હું સર્વનો અનાદાર કરી—સર્વને માથે પગ દઈને ચાલ્યો જાઉં છું. તેનો અટકાવ કર્યા વગર કાયરની પેઠે બેશી રહેવું તે શૂર પુરૂષને ઉચિત નથી. માટે તમારા માંહે કોઈ ખરો શૂરવીર પુરૂષ હોય તેણે મારી સામે યુદ્ધ કરવા તૈયાર થવું. હું આ કન્યાઓને કાંઇ ચોરીથી લઈ જતો નથી, પણ મારા બળવીર્યથી લઈ જાઉં છું." ભીષ્મનાં આવાં ચાનક ઉત્પન્ન કરનારાં વચનો સાંભળી ત્યાં બેઠેલા સર્વ રાજાઓ સહન કરી શકયા નહીં. તેઓ સમુદ્રની પેઠે ગર્જના કરી ઉભા થયા. તેમની ગર્જનાથી પૃથ્વી અને ગગન ગાજી ઉઠ્યાં, તે ભયંકર શબ્દોથી સર્વ દિશાઓ વ્યાપ્ત થઈ ગઈ. તેઓ અનુક્રમે ભીષ્મની સામે યુદ્ધ કરવા તૈયાર થયા. તેમને એકી સાથે ધસી આવતા જોઇ ભીષ્મ ધનુષ્ય બાણ લઈ સામો આવ્યો. ભીષ્મનો ભયંકર રોષ જોઈ કેટલાએક તો ત્યાંથી નાસવા લાગ્યા; પણ ભીડ ઘણી હતી. તેથી તેમનાથી નાશી શકાયું નહીં. તે ગરદીમાં રહેલા રાજાઓના કંઠમાં રહેલા

અમૂલ્ય મોતીઓના હારો યોદ્ધાઓના અંગના સ્પર્શથી ક-ચરાઈ જઈ ચૂરે થઈ પૃથ્વીપર પડ્યાં; તેથી રણભૂમિ શો-ભવા લાગી. જાણે ભીષ્મના ઉજ્વલ વીર તેજરૂપ ચંદનથી તે લિપ્ત થઈ હોય તેમ દેખાવા લાગી. મોટી ભીડમાં ઘસાતા રાજાઓના બાજુબંધથી ઉત્પન્ન થતા અગ્નિવડે તેમના વસ્ત્રો બળવા લાગ્યા. અતિ પ્રતાપી ભીષ્મના તેજમાં સર્વ રાજાઓ અંજાઈ જઈ ભયભીત થઈ કંપવા લાગ્યા; તેથી તેમના મુગ-ટ પૃથ્વીપર પડી ગયા. કેટલાએક બેભાન અવસ્થામાં આવી પડ્યા, કોઈ યુદ્ધ કરવાની આકાંક્ષાથી આયુધ સજ્જ કરી ઉભા રહ્યા, કોઈ પરાક્રમના અભિમાનથી પોતાના અંગપર બખ્તર પહેરવા લાગ્યા, અને કોઇનાં શરીર રોમાંચિત થઈ ગયા.

પછી ભીષ્મના અદ્ભુત પરાક્રમથી ભય પામતા રાજા-ઓ કાશીરાજાને સાથે લઈ ભીષ્મની પાસે આવ્યા, અને તેને કહેવા લાગ્યા—"હે ક્ષત્રિયકુળભૂષણ ગાંગેય! તારા જેવા નીતિમાન્ પુરૂષને આવો અન્યાય કરવો યોગ્ય નથી. આ સ્વ-યંવરમાંથી અઘટિત રીતે રાજકન્યાઓનું હરણ કરતાં તને મનમાં કેમ ભય લાગતો નથી ? શું તારા મનમાં એમ છે કે બીજો કોઇ શૂરવીર ક્ષત્રિય આ પૃથ્વી ઉપર નથી ! તેં કરેલું અપકૃત્ય પાપરૂપ છે, તેમ છતાં જો એ પાપકર્મ તું કરીશ તો આ અમારા ધનુષ્ય તારા ગુરૂરૂપ થઈને તીક્ષ્ણબાણવડે તને પ્રાયશ્ચિત આપ્યા વિના રહેશે નહીં."

રાજાઓનાં આવાં વચન સાંભળી ભીષ્મે અતિ ગંભીરતાથી કહ્યું, રાજાઓ ! તમે જે કહ્યું, તે સર્વ સત્ય છે. અને એવો ન્યાય છે, પરંતુ કન્યા તથા પૃથ્વી બે વસ્તુ સર્વને સાધારણ છે. જેનામાં અધિક પરાક્રમ હોય તે લઈ જાય છે. તેમ છતાં તમે પરાક્રમ વિના આ કન્યાઓને મફત લેવા ધારો છો, માટે તમને ધિક્કાર છે. જેમ દરિદ્રી દ્રવ્ય વિના રત્નને લેવા ધારે, તેમ આ તમારૂં નિંદવા યોગ્ય પ્રવર્ત્તન છે. આવા પ્રવર્ત્તનથી તમે પોતે મશ્કરીના પાત્ર થયા છો. વળી પરાક્રમરૂપી ધન ખર્ચ્યા વિના આ કન્યારૂપી રત્ન લઈ જવા માગો છો, માટે તમે ચોરની પેઠે અપરાધી છો, એવા અપરાધીઓને મારે દંડ આપવો જોઇએ.

ભીષ્મનાં આવાં વચનો સાંભળી તે રાજાઓ ક્રોધાતુર થઈ ભીષ્મ ઉપર ધસી આવ્યા. તે વખતે પરાક્રમી ભીષ્મે બાણવડે તે રાજાઓની ધ્વજાઓ તોડી નાંખી. તેથી વિશેષ ક્રોધ કરી રાજાઓએ ભીષ્મના રથને ઘેરી લઇ તેનીપર તીક્ષ્ણ બાણોનો માર ચલાવા માંડયો. ભીષ્મનો પરાભવ જરા પણ થયો નહીં. ઉલટું તેમના બાણોની ભીષ્મના રથ ઉપર છત્રી થઈ ગઇ, અને તેની છાયા થઈ. પછી સિંહ જેમ હરિણને ગણકારે નહીં, તેમ ભીષ્મ તે બધાઓને તુચ્છ ગણવા લાગ્યો. સર્વ રાજાઓ અહંકાર લાવી એવા ઉદ્ધત થયા કે, તેમના તરફથી હજારો બાણોની વૃષ્ટિ ભીષ્મના રથ ઉપર થવા [illegible] અને તેનો ભયંકર દેખાવ થઈ રહ્યો. આ વખતે રથમાં

બેઠેલી રાજકન્યાઓ ભયભીત થઇ ગઈ અને તેઓ મનમાં પશ્ચાત્તાપ કરવા લાગી. "અરે ! અમે કેવી ભાગ્યહીન છીએ અમારે માટે આ હજારો માણસોનો નાશ થશે અને અમે અતોભ્રષ્ટસ્તતોભ્રષ્ટ થઈશું. આ સમર્થ અને એકઠા મળેલા અગણિત રાજાઓ ક્યાં અને જેને માત્ર પોતાની ભુજાનીજ સહાય છે એવા ભીષ્મનું પરાક્રમ કયાં ? જો એ વીર પુરૂષનો દેહાંત થયો તો અમારા સર્વ મનોરથો નિષ્ફળ થશે." આવી ચિંતાથી ઉતરી ગયેલી રાજકન્યાની મુખમુદ્રા જોઈ ભીષ્મે પોતાનું પરાક્રમ પ્રગટ કર્યું. ભીષ્મ પોતાના નામથી અંકિત એવા અપરિમિત બાણો એવી ચાલાકીથી મારવા લાગ્યો કે જેથી સર્વ રાજાઓ મોટા સંદેહમાં આવી પડયા. તે વખતે અંતરીક્ષમાં રહેલા દેવતાઓ આશ્ચર્ય પામી પોતાના મસ્તક ધુણાવા લાગ્યા. ભીષ્મના બાણોથી રાજાઓના શરીરપર પડેલા ઘા જાણે તેના યશના આંક લખ્યા હોય, તેવા દેખાવા લાગ્યા. ભીષ્મરૂપી ગ્રીષ્મઋતુના સૂર્યે પોતાના બાણરૂપ કિરણોથી ક્ષત્રિયરૂપ નક્ષત્રોને એવી રીતે આચ્છાદન કર્યાં કે જેથી તેઓ કિંચિત્‌માત્ર પણ દેખાવા લાગ્યા નહિં. માત્ર તે વખતે રણરૂપ આકાશમાંથી કાશી રાજારૂપી શુક્ર નિસ્તેજ થઈ થોડો થોડો દેખાવા લાગ્યો. ભીષ્મનું આવું પ્રબળ પરાક્રમ જોઈ ત્રણે રાજકન્યાઓ પ્રસન્ન થઇ અને તેઓ લજ્જા છોડી જાન્હવીના જોરવાળા પુત્રની સામે જોવા લાગી. તેઓની આનંદિત મુખમુદ્રા જોઇ ભીષ્મને પરમ સંતોષ પ્રાપ્ત થયો, પછી ભીષ્મ

કાશીરાજાની પાસે આવી બોલ્યો—"રાજેંદ્ર! તમારા મનમં ક્ષોભ રાખશો નહિં. ક્ષત્રિઓની એવીજ પ્રવૃત્તિ છે. આ તમારી પુત્રિઓનું હરણ મેં મારા ભાઈ વિચિત્રવીર્યને માટે કરેલું છે. હવે તમે તેમાં સંમત થાઓ અને આ ત્રણે પુત્રીઓને તેની સાથે વિવાહિત કરી સુખી કરો. ભીષ્મનું પરાક્રમ જોઈ સંતુષ્ટ થએલા કાશીરાજાએ તે વાત માન્ય કરી અને અતિ આદરથી તે ત્રણે કન્યાઓ ભીષ્મને સોંપી; જેથી ભીષ્મ હૃદયમાં હર્ષ પામતો ત્રણે રાજરમણીઓને લઈ હસ્તિનાપુરમા આવ્યો, પછી તેમનું પોતાના લઘુ ભ્રાતા વિચિત્રવીર્યની સાથે મહોત્સવ પૂર્વક લગ્ન કર્યું. રાજા વિચિત્રવીર્ય પોતાના જ્યેષ્ટ બંધુનું આ કૃત્ય જોઇ હૃદયમાં પ્રસન્ન થયો અને તેણે પોતાના પૂજ્ય બંધુનો હૃદયથી ઉપકાર માન્યો.

કાશીરાજાની ત્રણે પુત્રીઓ કે જાણે શ્રૃંગારરસની પૂતળીઓ કર્ત્તાએ બનાવી હોય, તેમ રાજા વિચિત્રવીર્યના અંતઃપુરમાં અલંકારરૂપ થઇ પડી. અંબા, અંબિકા અને અંબાલિકા—એ ત્રણ રાણીઓના શ્રૃંગારરસનો સ્વાદ લેવાને વિચિત્રવીર્ય સદા તત્પર રહેવા લાગ્યો. અને વિષયરસમાં તલ્લીન થઇ તે શ્રૃંગારસના મહાસાગરને ઉછાળવા લાગ્યો.



# પ્રકરણ ૧૦ મું.

## ચિત્રપટ.

ભગવાન્ ગગનમણિ પોતાનો રથ અરૂણ સારથિની પાસે પશ્ચિમ તરફ લાવતા હતા. દિવસના ચોથા પહોરનો પ્રવેશ થઈ ચુકયો હતો. ઉદ્યોગી લોકો નિવૃત્તિના સમયની રાહ જોતા હતા. મુનિજનો પ્રતિલેખના કરી પોતાની સ્વાધ્યાય ધ્યાનની ક્રિયા સમાપ્ત કરવાની ધારણા કરતા હતા, રાત્રિભોજનનું મહાવ્રત ધરનારા શ્રાવકો ભોજન લેવા માટે તૈયારી કરતા હતા, અને આસ્તિક ઉપાસકો સાયંકાળની ઉપાસના કરવાનો ઉમંગ ધારણ કરતા હતા.

આ સમયે બે પુરૂષો હસ્તિનાપુરની બજારમાં ફરવા નીકળ્યા હતા, તે રાજવંશી પુરૂષો હોવાથી તેમને પ્રણામ કરવાની લાલસાથી હજારો લોકો તેમનાં દર્શન કરવાને ઉત્સુક થઈ ઉભા હતા. તે બંને પુરૂષોમાં એક વૃદ્ધ હતો અને બીજો કિશોરવયનો હતો. વૃદ્ધ પુરૂષના શરીરનો બાંધો મજબુત હતો. વયોવૃદ્ધ છતાં તે પરાક્રમમાં તરૂણ હતો અને તેની આકૃતિ ભવ્ય અને શૂરવીરતાને સૂચવતી હતી. તેના લલાટ ઉપર બ્રહ્મચર્યનું તીવ્ર તેજ પ્રકાશી રહ્યું હતું. બીજા કિશોર પુરૂષની આકૃતિ ઘણીજ સુંદર હતી અને તેનામાં વિનય, ધૈર્ય, શૌર્ય અને ઉત્સાહનાં મહાન્ ગુણો દેખાઈ આવતા હતા.

આ વખતે કોઈ એક પ્રવાસી પુરૂષ તેમના માર્ગમાં એક સુંદર ચિત્રપટ લઈ ઉભો હતો. તેને જોતાંજ તે બંને વીરપુરૂષો કુતૂહલથી તેની પાસે આવ્યા. પ્રવાસીના હાથમાં રહેલું સુંદર ચિત્રપટ જોઈ તેમને વધારે આશ્ચર્ય થયું. તે ચિત્રપટમાં એક સુંદર બાળાનું મનોહર ચિત્ર ચિતરેલું હતું. ચતુર ચિત્રકારે તે ચતુરાના ચિત્રમાં પોતાનું અદ્ભુત ચાતુર્ય દર્શાવ્યું હતું. તે ચિત્રને જોતાંજ વૃદ્ધ પુરૂષના કરતાં તે તરૂણ પુરૂષને વધારે આશ્ચર્ય થયું, અને તે સાથે તેના હૃદયમાં વિકારનો પ્રથમ પ્રવેશ પણ થઈ ગયો.

પ્રિય વાંચનાર! આ બંને પુરૂષોને ઓળખવાની તારા હૃદયમાં પ્રબળ ઇચ્છા પ્રગટ થઇ હશે. સાંભળ, તેઓ કોણ છે? તે બંને પુરૂષોમાં જે વૃદ્ધ છે, તે ચાલતી વાર્ત્તાનો નાયક ભીષ્મ અને તેની સાથે જે તરૂણ પુરુષ છે, તે વિચિત્રવીર્યની બીજી સ્ત્રી અંબાલિકાનો પુત્ર પાંડુ છે. કાશીરાજાની ત્રણે પુત્રીઓને પરણ્યા પછી રાજા વિચિત્રવીર્ય તેમના શ્રૃંગારમાં અતિ આસક્ત થઇ ગયો હતો. તે એટલોબધો આસક્ત થઈ ગયો કે જેમ રાહુ સૂર્ય તથા ચંદ્રનો ગ્રાસ કરે છે, તેમ વિચિત્રવીર્યના શરીરમાં ઉત્પન્ન થયેલા કામદેવે ધર્મ તથા અર્થનો ગ્રાસ કર્યો હતો. કામિનીઓની કામક્રીડામાં તલ્લીન થયેલો વિચિત્રવીર્ય રાજકાજ સર્વ ભુલી ગયો હતો. 'વિચારવાન પુરુષે કામનું સેવન અતિશય ન કરવું જોઇએ' એ નીતિ જાણતા છતાં કામી વિચિત્રવીર્ય તેનું વારંવાર સેવન કરતો હતો. અતિશય કામ

કરવાથી રાજા વિચિત્રવીર્ય નિર્બળ થઇ ગયો, અને તેની સર્વ શક્તિ ક્ષીણ થઇ ગઇ. વિચિત્રવીર્યની આવી સ્થિતિ જોઇ તેના શુભેચ્છક બંધુ ભીષ્મે તેને ઘણો બોધ આપ્યો હતો. તેને પોતાના લઘુબંધુને કામાસક્ત જોઇ મહાનુભાવ ગાંગેયે કહ્યું. કે ' ભાઇ આવી રીતે કામદેવને વશ થવું તારે યોગ્ય નથી. જેમ મણિમાં કીડો ઉત્પન્ન થઇ તે મણિને દૂષિત કરી નાંખે છે, તેમ આ વિષયાસક્તિ તારી સ્વચ્છતાને દૂષિત કરી નાંખે છે. બંધુ! વિચાર કર. જ્યારે અનંગ— અંગરહિત કામદેવે તને જીતી લીધો તો પછી મહાન્ અંગવાળા બળવાન્ પુરૂષોને તું કેમ જીતી શકીશ? મદનના પુષ્પમય બાણ તારાથી સહન ન થયા, તો પછી તારા મહાન્ શત્રુઓના લોહમય બાણ તું કેમ સહન કરી શકીશ? બળ વગરની અબળાઓએ જ્યારે તારો આવો પરાભવ કર્યો, તો પછી જ્યારે અતિ બળવાન્ શત્રુઓ આવી તારી સામે આવી ઉભા રહેશે ત્યારે તું શું કરી શકીશ?"

મહાબાહુ ભીષ્મ આ પ્રમાણે પોતાના બંધુ વિચિત્રવિર્યને બોધ આપતા હતા, તે વખતે તેની માતા સત્યવતી ત્યાં આવી. તેણી પણ પોતાના પુત્રને અતિ દુર્બળ જોઇ બોલી— "વત્સ! પ્રથમ તારી સ્ત્રીઓના મુખચંદ્ર જોઇ હું અતિ આનંદ પામતી હતી કે તેમનાથી સંતતિ થશે તો હું જોઇશ, પણ જ્યારે તને અતિ કામથી ક્ષીણ થયેલો જોઉં છું, ત્યારે હું તેની ચિંતાથીજ ક્ષીણ થતી જાઉં છું. કારણકે, જનનીઓ-

નો એવો સ્વભાવ હોય છે કે પોતાના પુત્રને આનંદિત જોઈ પોતે આનંદમાં રહે છે અને પુત્રને દુઃખી જોઈ પોતે દુઃખી રહે છે. હે પુત્ર ! બીજી બધી ક્ષત્રિયાણીઓ કરતાં હું મને વિશેષ ધન્ય સમજું છું કે, તારા જેવો મારે વીરપુત્ર થયો છે, તેથી ખરેખર હું વીરપ્રસૂ માતા ગણાઉં છું, પણ મારા એ અભિમાનનું તેં છેદન કર્યું છે. હે ભાઈ ! તારૂં પ્રથમનું બળ તથા સૌંદર્ય જોઈ જેવો મને આનંદ થતો તેવું હાલ તારૂં વ્યસન જોઈ મને દુઃખ થાય છે. આપણા કુરૂવંશમાં તારા જેવો કોઈ પુરૂષ થયો નથી. તે તારૂં ગૌરવ તું શા માટે હીન કરે છે ? હવે મારે તને એટલુંજ કહેવાનું કે. જેથી હું તથા આ તારો મોટો ભાઈ ભીષ્મ આનંદ પામીએ એવું આચરણ કર. ”

પોતાના જ્યેષ્ટ બંધુ ભીષ્મ તથા માતા સત્યવતીનાં આવા ઉપદેશથી વિચિત્રવીર્ય શરમાઈ ગયો અને તેના અંતઃકરણમાં તે ઉપદેશે સારી અસર કરી. તે દિવસથી તે ધર્મ, અર્થ અને કામ—એ ત્રણ પુરૂષાર્થ ઉપર સમાનવૃત્તિ રાખી વર્ત્તવા લાગ્યો હતો. સદાચારમાં વર્ત્તતા એવા વિચિત્રવીર્યની ત્રણે સ્રીઓ અનુક્રમે સગર્ભા થઈ હતી. પ્રથમ અંબિકાએ એક પુત્રનો જન્મ આપ્યો. સત્યવતીએ તથા ભીષ્મે તેનું નામ ધૃતરાષ્ટ્ર પાડયું હતું. પૂર્વકર્મના સંચિતથી તે પુત્ર જન્માંધ થયો હતો. તે પછી કેટલેક દિવસે બીજી સ્રી અંબાલિકાને પુત્ર થયો હતો; તેને જન્મથી પાંડુ નામનો રોગ હોવાથી તેનું

નામ પાંડુ પાડવામાં આવ્યું. ત્રીજી સ્ત્રી અંબાને એક પુત્ર થયો 'તે વિદ્વાન્ અને સદ્‌ગુણી થશે' એવું ધારી ભીષ્મપિતાએ તેનું નામ વિદુર પાડ્યું હતું. વિચિત્રવીર્યને ઘેર જ્યારે આ ત્રણે પુત્રોનો જન્મ થયો, ત્યારે તેના રાજ્યમાંથી કૃપણતા, ચોરી, વ્યભિચાર વગેરે નિંદ્ય કૃત્યોનો નાશ થઈ ગયો હતો, તેમજ અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ વિગેરે ઉત્પાત પણ નિર્મૂળ થઈ ગયા હતા.

ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર—એ ત્રણ પુત્રો થયા પછી વિચિત્રવીર્ય પુનઃ વિષયાસક્ત થયો હતો. તેની મનોવૃત્તિ વિષય તરફ પ્રબળતાથી પ્રવર્ત્તી હતી. વિષયની લાલસા જે તેનામાં માતા સત્યવતી તથા જ્યેષ્ઠ બંધુ ભીષ્મના ઉપદેશથી થોડો કાળ સુપ્ત રહેલી હતી, તે પાછી જાગ્રત થઈ હતી અને તેથી તે પાછો વિષયોનો પૂર્ણ રાગી બન્યો હતો. એક તરફ તેની રાજકીય જાહોજલાલી વૃદ્ધિ પામતી હતી, ત્યારે બીજી તરફ તેની વૃત્તિ વિષય તરફ અતિશય વૃદ્ધિ પામી હતી. આ વિષયવૃદ્ધિથી તેના વિષયી વપુમાં ક્ષય રોગની ઉત્પત્તિ થઈ આવી અને તેથી તે શરીરમાં તદ્દન ક્ષીણ થઈ ગયો હતો. તેનીપર ખાંસી, શ્વાસ તથા બીજો પણ ક્ષય રોગનો પરિવાર અમલ ચલાવવા લાગ્યો. અને થોડા દિવસમાં એ પરિણામ આવ્યું કે, વિચિત્રવીર્ય ક્ષયરોગથી મૃત્યુને વશ થઈ ગયો. કામાસક્તિનું કડુફળ તેણે ચાખ્યું અને વિષયાંધકારમાં તેનો પ્રલય થઈ ગયો. જેમ સૂર્યના અસ્ત થવાથી

સર્વ સ્થળે અંધકાર થઈ જાય, તેમ વિચિત્રવીર્યના મરણથી સર્વ દિશાઓ નિસ્તેજ દેખાવા લાગી. આ વખતે સત્યવતીએ જે વિલાપ અને જે શોક પ્રદર્શિત કર્યો હતો, તે અવર્ણનીય હતો. અંબા, અંબાલિકા અને અંબિકા—એ ત્રણ સ્રીઓએ પણ ભારે આક્રંદ કર્યું હતું.

વિચિત્રવીર્યના મરણ પછી તેના ત્રણ પુત્રોની વ્યવસ્થા તેમના કાકા ભીષ્મ ઉપર આવી પડી. મહાવીર ભીષ્મે તે નાના બાળકોને કેળવણી આપી સુશિક્ષિત બનાવ્યા અને યુદ્ધકળાની સારી તાલીમ આપી હતી. ભીષ્મના પરાક્રમથી હસ્તિનાપુરના રાજ્ય ઉપર કોઈ શત્રુ રાજા આવી શકયો નહીં. ભીષ્મે તે ત્રણે પુત્રોને સમગ્ર વિદ્યામાં કુશળ કર્યા, પણ તેમાં પાંડુકુમાર ઘણો ચાલાક નીકળ્યો અને સર્વ પ્રકારના ઉત્તમ ગુણોનો તે પાત્ર બન્યો. ધૃતરાષ્ટ્ર સર્વ ભાઈઓમાં મોટો હતો, તથાપિ તે પોતાના મધ્યમ ભાઈ પાંડુને વધારે માન આપતો હતો.

જ્યારે તે ત્રણે ભાઈઓ લાયક થયા, ત્યારે વીર ભીષ્મે પોતાના ભત્રીજા ધૃતરાષ્ટ્રને કહ્યું કે, ' આ ત્રણે ભાઈઓમાં તું મોટો છે, માટે આ હસ્તિનાપુરની રાજ્યગાદી' ઉપર આરૂઢ થા. ' કાકાનાં આ વચન સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું હતું કે, " પૂજ્ય કાકા ! હું અંધ હોવાથી રાજ્ય કરવાને લાયક નથી, માટે આ પાંડુને રાજ્યાસન ઉપર બેસારો. જેમ દિવસ સૂર્યથી શોભા પામે છે, તેમ આપણી રાજ્યલક્ષ્મી આ પાંડુથી શોભા પામશે. પાંડુ રાજ્ય કરવાને સમર્થ છે. "

ધૃતરાષ્ટ્રનાં આવાં વચનો સાંભળી તેના અતિ આગ્રહથી દીર્ઘવિચારી ભીષ્મે પાંડુને રાજ્યાસનપર બેસાર્યો અને હસ્તિનાપુરના વિશાળ રાજ્યમાં તેની આજ્ઞા પ્રવર્ત્તાવી. પાંડુ રાજ્યકાર્યમાં નિપુણ થયો હતો, તેથી તેની સત્કીર્ત્તિ ત્રણે લોકમાં વ્યાપિ ગઈ. પાંડુનો રાજ્યકારભાર ભીષ્મ તથા ધૃતરાષ્ટ્ર ચલાવતા હતા, તેથી પાંડુને કોઇ જાતનો શ્રમ પડતો નહતો. તેણે કેટલાકએક અધર્મી રાજાઓને વશ કર્યા હતા. કેટલાએક દિવસ પછી ગાંધાર દેશના રાજા સુબલનો પુત્ર શકુનિ પોતાની આઠ બ્હેનોને તેડી હસ્તિનાપુરમાં આવ્યો હતો, અને તેણે રતિના જેવી તે સુંદરીઓને ભીષ્મને પ્રાર્થના કરી ધૃતરાષ્ટ્રની સાથે પરણાવી હતી. તે લગ્નમહોત્સવ મોટી ધામધૂમથી હસ્તિનાપુરમાં થયો હતો.

ધૃતરાષ્ટ્ર વિવાહિત થયા પછી ભીષ્મને વિચાર થયો કે, "હવે કોઈ પણ યોગ્ય કન્યા મળે તો પાંડુનો વિવાહ કરવો." હસ્તિનાપુરની મહારાણી થવાને લાયક કોઇ ઉત્તમ રાજકન્યાની શોધ કરવાને ભીષ્મની પ્રવૃત્તિ હતી. એવામાં તે પોતાના ભત્રીજા પાંડુ કુમારને લઈ હસ્તિનાપુરમાં ફરવા નીકળ્યો અને ત્યાં અચાનક આ ચિત્રપટવાળો પ્રવાસી તેના જોવામાં આવ્યો છે.

ચિત્રમાં ચિતરેલી અનુપમ દિવ્ય સુંદરીને જોઈ ભીષ્મે વિચાર કર્યો કે, " આ કોઇ દિવ્ય સુંદરી પાંડુને લાયક છે.

આ અનુપમ અંગના જો પાંડુને પ્રાપ્ત થાય તો બહુ સારું વાત બને " આવા વિચારથી ભીષ્મે તે પ્રવાસીને પુછયું; " ભદ્ર, આ કમલવદની કઈ સુંદરબાળાનું ચિત્ર છે ? રૂપથી સર્વ દિવ્ય કન્યાઓને જીતનાર અને લાવણ્યથી દેદીપ્યમાન આ બાળા કોની પુત્રી છે ? અને આ ચિત્ર લઈ તું શામાટે ફરે છે ? " ભીષ્મનાં આવાં વચન સાંભળી તે પ્રવાસી મંદ-હાસ્ય કરી બોલ્યો—" આયુષ્મન્, યમુના નદીના તટ ઉપર **મથુરા** નામની નગરી છે. તેમા યદુ નામે એક મહાપરાક્રમી રાજા થઈ ગયો છે. તેના વંશજો હાલ તે નગરીમાં રાજ્ય કરે છે. યદુરાજાને **શૂર** નામે પુત્ર થયો હતો. તે પણ ઘણોજ વીર્યવાન્ રાજા હતો. તેને **શૌરિ** અને **સુવીર** નામે બે પુત્રો થયા હતા. તે પુત્રો સર્વ રીતે ગુણવાન્ અને લાયક થયા એટલે શૂર રાજા **શૌરિ**ને રાજ્યપદ અને **સુવીર**ને યુવરાજપદ આપી દીક્ષા લઈ વનમાં તપશ્ચર્યા કરવા ગયો હતો. એક વખતે શૌરિ પોતાના નાનાભાઈ સુવીરને મથુરાનું રાજ્ય આપી કુશાવર્ત દેશમાં ફરવા નીકળ્યો. ત્યાં તે દેશ ઉત્તમ જાણી તેણે તેમાં શૌર્યપુર નામે એક ઉત્તમ નગર વસાવ્યું અને તેમાં પોતે વાસ કરીને રહ્યો હતો. થોડા વખતમાં તેની ન્યાયવૃત્તિથી એ રાજ્ય ઘણું આબાદ થયું અને તેની અંદર વસનારી પ્રજાઓ ઘણી સમૃદ્ધિવાન્ થઈ હતી. શૌરિને તે રાજ્યમાં ઘણા પુત્રો થયા હતા. તેમાં અંધકવૃષ્ણિ મુખ્ય હતો. રાજા શૌરિએ કુશાવર્ત્તદેશના રાજ્ય ઉપર

અંધકવૃષ્ણિને બેસાર્યો પછી પોતે સંસારથી વિરક્ત થઈ **સુપ્રતિષ્ટિત** નામના મુનિની પાસે દીક્ષા લઈ ચારિત્રધર્મ પાળી મોક્ષે ગયો હતો.

અહિં મથુરામાં સુવીર રાજાએ પોતાનું રાજ્ય સારી રીતે જમાવ્યું હતું. તેને **ભોજવૃષ્ણિ** વગેરે ઘણા પુત્રો થયા હતા. કેટલાક વખત પછી સુવીર પોતાનું રાજ્ય ભોજવૃષ્ણિને સોંપી સિંધુદેશમાં ફરવા નીકળ્યો અને ત્યાં સિંધુ નદીને તીરે પોતાના નામથી **સુવીરપુર** નામે શહેર વસાવી રહ્યો હતો. તે વીરરાજા બાગ, બગીચા, વન, કુવા, તથા તળાવ પ્રમુખ મનને આનંદ આપનારા સ્થળોને વિષે વિચરી સુખોપભોગનું રહસ્ય લેતો પણ તેમાં આસક્ત થયો નહિં.

મથુરા નગરીમાં રહેલા ભોજવૃષ્ણિને **ઉગ્રસેન** નામે એક પરાક્રમી પુત્ર થયો અને અંધકવૃષ્ણિને સુધર્માચરણી **સુભદ્રા** નામની સ્ત્રીથી દશ દિગ્પાળના જેવા દશ પુત્રો થયા. તે પુત્રોના **સમુદ્રવિજય, અક્ષોભ્ય, સ્તિમિત, સાગર, હિમવાન, અચળ, ધરણ, પૂરણ, અભિચંદ્ર** અને **વસુદેવ** એવા નામ પાડયાં હતાં. તે દશ પુત્ર ઉપર કુંતી નામે એક સુંદર કન્યા થઈ. તે પુત્રીનું જન્મલગ્ન જોઈ મહાન્ જ્યોતિર્વેત્તાઓએ કહ્યું હતું કે, "આ કન્યા ચક્રવર્ત્તી પુત્રને જન્મ આપનારી થશે." જ્યોષિઓના આ વચનો સાંભળી રાજા અંધકવૃષ્ણિ ઘણો હર્ષિત થયો અને તેણે તે પ્રસંગે તેણીનો જન્મમહોત્સવ કરી ઘણાં દાન

આપ્યાં હતાં. કુંતીએ પોતાના પિતૃગૃહમાં સારી કેળવણી લીધી છે. તે એક સુંદર રાજશ્રાવિકા બની છે. તેની નાની વયમાંથી ઉત્તમ ગુણોને ધારણ કરનારી થઈ, આથી તેણીના માતાપિતાને ભારે હર્ષ થયો છે. તે સદ્ગુણી બાળાનું લોકોએ **પૃથા** એવું નામ પણ પાડેલું છે. એ બાળા બાળચંદ્રની કળાની જેમ દિવસે દિવસે વધવા માંડી તે લગભગ યુવાવસ્થામાં આવી પહોંચી, ત્યારે તેની માતાને તેણીના વરને માટે ચિંતા ઉત્પન્ન થઈ. એક વખતે રાજબાળા કુંતી પોતાના પિતાના ઉત્સંગમા રમતી હતી, ત્યારે રાજા અંધકવૃષ્ણિએ પોતાના વડા પુત્ર સમુદ્રવિજયને બોલાવીને કહ્યું કે, “ વત્સ, આ તારી બ્હેનને યોગ્ય એવો પતિ ક્યારે મળશે ? હું તેની ચિંતાથી આતુર છું.” પિતાનાં આવાં વચન સાંભળી ચતુર સમુદ્રવિજયે જણાવ્યું કે, “ પિતાજી, ચિંતા કરવાનું કાંઈ કારણ નથી. જો તમારી ઈચ્છા હોય તો તેણીના યોગ્ય વરને શોધી કહાડે તેવા બાહોશ માણસોને દશે દિશાઓમાં મોકલાવો; જેથી આ મારી વિદુષી બ્હેનને ઉત્તમ, બુદ્ધિમાન, સ્વરૂપવાન્ અને કુલીન વરની પ્રાપ્તિ થાય. કદિ આપણે તેણીને માટે સ્વયંવર કરીએ તો તેથી પણ વરની પ્રાપ્તિ થાય તથાપિ સ્વયંવરમાં મળેલા હજારો રાજાઓમાંથી એકને પસંદ કરી કન્યા વરવાથી બીજા બધા રાજાઓને અપમાન કરવા જેવું થાય છે, તે એક જાતનો દોષ કહેવાય; તેમજ તેથી લડાઈ કે કલહ પણ ઉત્પન્ન થાય છે. તે છતાં જો એમ કરવાની આપની ઈચ્છા હોય તો હું આપને સંમત થતો નથી.”

કુમાર સમુદ્રવિજયનો આવો મત થવાથી રાજા અંધકવૃષ્ણિએ તે માર્ગ લીધો નહિં. પછી મને બોલાવી રાજાએ કહ્યું કે, "તું દેશોદેશ જઈ આ કન્યાને યોગ્ય એવા કોઇ પતિની શોધ કર." રાજાની આવી આજ્ઞા થવાથી મેં આ પટ ઉપર તે રાજકન્યાનું ચિત્ર કહાડયું અને આ ચિત્રપટ સાથે લઈ તે કાર્ય કરવા માટે હું પોતે પ્રવાસ કરવા બાહેર નીકળી પડયો છું. દેશોદેશ ફરતો ફરતો અહિં આવી પહોંચ્યો છું. અહિં આવ્યા મને થોડાએક દિવસ થયા છે. આ નગરીના રાજા પાંડુની સત્કીર્ત્તિ મારા સાંભળવામાં આવી છે. આજે આ તેમને પ્રત્યક્ષ જોઈ હું ઘણો હર્ષિત થયો છું. હવે મારો મનોરથ પૂર્ણ થયો એમ હું માનું છું. આપ મહાનુભાવ તેમના વડિલ છો, એ પણ મારા જાણવામાં છે. મારી આપની પાસે એટલીજ વિનંતિ છે કે, આ રાજકન્યાનું લગ્ન પાંડુ રાજાની સાથે કરો. જેમ સુગંધી માલતીના પુષ્પથી ભ્રમર શોભાને પામે છે, તેમ એ રાજકન્યાથી પાંડુ રાજા શોભા પામશે. વળી અમારી રાજકન્યા કુંતીને એક **માદ્રી** નામે નાની બ્હેન છે. તે સુંદર બાળા ઉપર ચેદી દેશના રાજા **દમઘોષ**નો ઘણો પ્રેમ થયો છે, પણ મોટી દીકરીનું લગ્ન થયા પેહેલાં નાની દીકરીને પરણાવવી એ અઘટિત છે, એમ જાણી અમારા રાજાએ તે પુત્રીને પરણાવી નથી. માટે તમે કૃપા કરી અમારી ઇચ્છા પૂર્ણ કરો."

પ્રવાસીના આવા વચન સાંભળી ભીષ્મ, હૃદયમાં અતિ

પ્રસન્ન થઇ ગયો. પોતાનો મનોરથ પ્રયત્ન કર્યા શિવાય સિદ્ધ થયો એમ જાણી તે પોતાને કૃતાર્થ માનવા લાગ્યો.

ચિત્રપટ ઉપર આળેખેલી તે રાજકન્યાની સુંદર છબી જોઈ પાંડુરાજા પણ હૃદયમાં અતિ આનંદ પામી ગયો હતો. તે રમણીય રાજરમણીનું ચિત્ર પાંડુ રાજાના ચિત્તરૂપી પટને વિષે કામદેવરૂપ ચિત્રકારે પ્રથમજ આળેખી રાખ્યું હતું. યદ્યપિ તે ભાવપણે વૃત્તિગોચર હતુ, પણ દ્રવ્યપણે દૃષ્ટિગોચર નહિ હોવાથી તેનામા આતુરતા રહેલી હતી, તે આજે સર્વ રીતે શાંત થઈ ગઇ હતી. પાંડુની મનોવૃત્તિ કુંતીના કાંતસ્વરૂપને પ્રાપ્ત કરવાની પ્રબળ ઈચ્છા ધરવા લાગી. તેના અંગમાં અનંગ વ્યાપી ગયો. તથાપિ વડિલ ભીષ્મની મર્યાદા રાખવાને તેણે કોઇ જાતની બાહ્યચેષ્ટા દર્શાવી નહિં.

પ્રિય વાંચનાર, આ પ્રકરણમાંથી તારે બે પ્રકારનો બોધ લેવાનો છે. વિચિત્રવીર્ય જેવો બળવાન રાજા વિષયના અતિ સેવનથી ક્ષય રોગનો ભોગ થઈ પડયો હતો. એ ઉપરથી સમજવાનું કે, વિષય સેવન કેવું વિપરીત છે? વિષયાસક્તિથી મનુષ્યની જીંદગીનો અંત આવી જાય છે. નિરોગી, બળવાન્ અને તંદુરસ્ત મનુષ્યો વિષયરૂપ અગ્નિના સેવનથી મીણની જેમ ગળી જાય છે. એ વિષરૂપ વિષના યોગથી વિચિત્રવીર્ય જેવો સમર્થ રાજા ક્ષીણ થઈ ગયો, તો સાંપ્રતકાળનાં સામાન્ય મનુષ્યોના શા હાલ થાય ! આથી દરેક સુજ્ઞ મનુષ્યે ગૃહવાસમાં રહીને પણ વિષય સેવનની મર્યાદા રાખવી જોઇએ.

અનિયમપણે સેવેલો વિષયાગ્નિ માનવશરીરરૂપ શુષ્ક વૃક્ષને દહન કરી નાંખે છે. વિષયરૂપ અગ્નિકુંડમાં હોમાએલો માનવ આત્મા દગ્ધ થઇ દુર્ગતિના ખાડામાં આવી પડે છે. તેથી એ વિષરૂપ વિષયોમાંથી દૂર રહેવું જોઇએ.

બીજો બોધ કુંતીના માતાપિતાના પ્રવર્ત્તન ઉપરથી લેવાનો છે. માતાપિતાએ પોતાની પુત્રી કુંતીને માટે યોગ્ય વર શોધવાની અને તેણીને સ્ત્રીકેળવણી આપ્યાની કેવી કાળજી રાખી હતી. પોતાની પુત્રીને સર્વગુણ સંપન્ન કર્યા પછી કોઈ યોગ્ય વરને આપવા માટે કેવો પ્રયત્ન કર્યો હતો ? એ આર્ય માબાપોએ ખરેખર લક્ષમાં રાખવાનું છે. સુશિક્ષિત કન્યા એક સદ્‌ગુણી અને વિદ્વાન્ વરને પ્રાપ્ત કરે એ ખરેખર પ્રશંસનીય છે. પૂર્વે આર્ય દેશમાં એ ઉત્તમ રીતિ પ્રવર્ત્તતી હતી; તેથી આર્ય જૈન પ્રજા સર્વ રીતે સુખી હતી. અને ગૃહાવાસનું સંપૂર્ણ સુખ ભોગવવાને તે ભાગ્યશાળી બનતી હતી.

---

# પ્રકરણ ૧૧ મું.

---

## ચમત્કારી મુદ્રિકા.

એક સુંદર રાજમેહેલમાં બે રમણીઓ બેઠી હતી. તેની આસપાસ કોઈ ત્રીજું માણસ ન હતું. તેઓમાંથી એક રમણી પોતાના સૌંદર્યથી દિવ્ય કન્યાને પરાભવ કરનારી

હતી બીજી સ્વરૂપવાન હતી પણ તેનાથી ન્યૂન હતી તથાપિ પેલી રમણીના લાવણ્યની પ્રભા તેનાપર પડતી, તેથી તે વિશેષ સુશોભિત દેખાતી હતી તેઓ બન્ને પોતપોતાની ઇચ્છાઓ પ્રદર્શિત કરતી હતી તેઓમા જે અતિ સુદર રમણી હતી તેણીએ ચિ તાતુર વદને બીજીને કહ્યુ, "સખી, મારા મનોરથ સિદ્ધ થવામા મને મોટી શ કા ઉત્પન્ન થઈ છે હવે હુ નિરાશ થઇ મારા જીવનનો અ ત લાવવા ઇચ્છુ છુ " પ્રિય રાજકુમારી! એવુ સાહસ કરવુ આપને યોગ્ય નથી, આપ વિદ્વાન્ થઈ આત્મહત્યા કરવા તૈયાર થાઓ, એ સર્વ રીતે અઘટિત છે" સખીએ ચિ તાતુરવદને ઉત્તર આપ્યો

"જે પિતા મને યોગ્ય વરને આપવા ખ તીલા છે, ત થાપિ મારા હિતની ખાતર તેમણે પોતાના વિચાર ફેરવ્યા એ મને યોગ્ય લાગ્યુ નહિં પિતા તન, મન ધનથી મારૂ હિત ઇચ્છે છે, પણ તેથી મારૂ અહિત થવાનુ છે એ વાત થી સુજ્ઞ પિતા તદ્દન અજ્ઞાત છે હવે મારે શુ કરવુ અને કેવો ઉપાય લેવો ? " રાજકુમારીએ શોકાશ્રુ લાવીને કહ્યુ

"પ્રિય સખી, એવુ શુ બન્યુ છે ? " તેણીએ ઇંતેજારીથી જણાવ્યુ

રાજકુમારી બોલી—સખી, ગઇકાલે હસ્તિનાપુરના મહારાજા પાડુના ગુણો સાભળી, હુ તે પવિત્ર રાજાપર મોહિત થઇ ગઈ છુ અને એ ધર્મવીર મહારાજાની પત્ની થવાનો મે નિશ્ચય કર્યો છે

**સખી**—એ મહારાજાના ગુણો તેં શી રીતે સાંભળ્યાં ?

**રાજકુમારી**—જે પુરૂષ મારૂં ચિત્રપટ લઈ વિદેશમાં ગયો હતો, તે હસ્તિનાપુરમાં જઈ ચડયો. ત્યાં તે રાજ્યના અધિપતિ પાંડુરાજા પોતાના વડીલ કાકા ભીષ્મની સાથે તેને અચાનક મળી ગયા. મારી સુંદર પ્રતિમા જોઈ પાંડુરાજાએ મને વરવાની ઇચ્છા કરી અને તે વાત તેના કાકા ભીસ્મને યોગ્ય લાગવાથી કોરક નામનો એક પુરૂષ પોતાના તરફથી મારા પિતાની પાસે મારો સબંધ કરવાને માટે મોકલ્યો. તેણે સભા વચ્ચે પિતાશ્રીને વાર્તા જાહેર કરી, પણ મારા દુર્ભાગ્યે પિતાશ્રીને તે વાત ગમી નહીં. તેમણે કોરકને કહ્યું કે, 'આવતી કાલે તમને જવાબ મળશે.' સખી, જો કર્મ પ્રતિકૂળ હોય તો ધારેલું કાર્ય નષ્ટ થઈ જાય છે અને કર્મ અનુકૂળ હોય તો ધારેલું કાર્ય સફળ થાય છે. બીજે દિવસે પિતાશ્રી નિત્યને સમયે સભામાં આવી હાજર થયા. તે વખતે તેમણે મારા ચિત્રપટનો ચિત્રકાર પેલા પ્રવાસીને બોલાવીને કહ્યું કે, "પાંડુરાજા રોગી છે, માટે હું તેને મારી પુત્રી આપવાનો નથી. આ વાત તે આવેલા માણસને જણાવી દે." પિતાની આજ્ઞાથી તેણે કોરકને તે વાત કહી એટલે કોરક નિરાશ થઈ હસ્તિનાપુર ચાલ્યો ગયો છે. સખી, આથી મને ઘણી ચિંતા થાય છે. આજનો દિવસ તો માંડ માંડ નિર્ગમન કર્યો છે. હવે રાત્રે શું થશે ? તે કાંઇ કહી શકાતું નથી. જેમ સૂર્ય વિના આ કમળ કરમાઈ જવા તૈયાર થયા

છે, તેમ મનના સંતાપથી આ મારૂં શરીર નિસ્તેજ થઇ ગયું છે. તે કારકે જ્યારથી પાંડુ રાજાના ગુણોનું વર્ણન મારી સમક્ષ કહી બતાવ્યું છે, ત્યારથી તેમના પ્રેમપાશમાં પડી છું. કારકે મને કહ્યું હતું કે, પાડુ રાજા ચંદ્રના જેવા શિતળ છે, પણ મને તો એથી ઉલટું લાગે છે. જો પાંડુ રાજા ચંદ્રના જેવા શીતળ હોય તો તે મારા હૃદયમાં અગ્નિના કરતાં પણ વધારે તાપ કેમ કરે છે ? વળી મારો કાંઇ પણ અપરાધ ન છતાં ક્રૂર કામદેવ પોતાના બાણે કરી મને અત્યંત પીડા કરે છે અને પાંડુ રાજાએ પોતાના સૌંદર્યથી તેનો તિરસ્કાર કર્યો છે, તે છતાં તેને લગાર પણ ક્લેશ કરતો નથી. જો કામદેવે પાંડુ રાજાને પોતાના બાણોએ કરીને વીંધ્યા હોય તો તેમને આટલા દિવસ સુધી મારૂં સ્મરણ કેમ ન થાય ? ને જો સ્મરણ થતું હોય તો તેઓ અહિં આવ્યા વિના કેમ રહે ? હવે હું નિરાશ થઇ છું. મરણ વિના મારે બીજો કોઈ આશ્રય નથી.

રાજકુમારી કુંતીનાં આ વચન સાંભળી તેણીની સખીએ તેણીના હૃદયનું શાંત્વન કરવાને કહ્યું, “ પ્રિય સખી, આટલો બધો ખેદ કરવાનું કાંઇ કારણ નથી. જે વસ્તુ પ્રાપ્ત થવા યોગ્ય ન હોય, તે પણ ઉદ્યમે કરી પ્રાપ્ત થાય છે; માટે શોક કરવો છોડી દે. હું કોઇ એવો ઉપાય શોધી કાઢીશ કે, તારો પતિ પાંડુ દૂર છતાં તત્કાળ પાસે આવી ઉભો રહેશે. ” આટલું કહી તે ચતુરા પોતાની કામપીડિત સખીને શીત-

છે, તેમ મનના સંતાપથી આ મારૂં શરીર નિસ્તેજ થઇ ગયું છે. તે કોરકે જ્યારથી પાંડુ રાજાના ગુણોનું વર્ણન મારી સમક્ષ કહી બતાવ્યું છે, ત્યારથી તેમના પ્રેમપાશમાં પડી છું. કોરકે મને કહ્યું હતું કે, પાંડુ રાજા ચંદ્રના જેવા શિતળ છે, પણ મને તો એથી ઉલટું લાગે છે. જો પાંડુ રાજા ચંદ્રના જેવા શીતળ હોય તો તે મારા હૃદયમાં અગ્નિના કરતાં પણ વધારે તાપ કેમ કરે છે ? વળી મારો કાંઇ પણ અપરાધ ન છતાં ક્રૂર કામદેવ પોતાના બાણે કરી મને અત્યંત પીડા કરે છે અને પાંડુ રાજાએ પોતાના સૌંદર્યથી તેનો તિરસ્કાર કર્યો છે, તે છતાં તેને લગાર પણ કલેશ કરતો નથી. જો કામદેવે પાંડુ રાજાને પોતાના બાણોએ કરીને વીંધ્યા હોય તો તેમને આટલા દિવસ સુધી મારૂં સ્મરણ કેમ ન થાય ? ને જો સ્મરણ થતું હોય તો તેઓ અહિં આવ્યા વિના કેમ રહે ? હવે હું નિરાશ થઇ છું. મરણ વિના મારે બીજો કોઈ આશ્રય નથી.

રાજકુમારી કુંતીનાં આ વચન સાંભળી તેણીની સખીએ તેણીના હૃદયનું શાંત્વન કરવાને કહ્યું, " પ્રિય સખી, આટલો બધો ખેદ કરવાનું કાંઇ કારણ નથી. જે વસ્તુ પ્રાપ્ત થવા યોગ્ય ન હોય, તે પણ ઉદ્યમે કરી પ્રાપ્ત થાય છે; માટે શોક કરવો છોડી દે. હું કોઇ એવો ઉપાય શોધી કાઢીશ કે, તારો પતિ પાંડુ દૂર છતાં તત્કાળ પાસે આવી ઉભો રહેશે. " આટલું કહી તે ચતુરા પોતાની કામપીડિત સખીને શીત-

સ્વરૂપનું વર્ણન કર્યું હતું, તેવુંજ આ સ્વરૂપ દેખાય છે, પણ આ મારો તર્ક વ્યર્થ છે. શું જગતમાં એક આકૃતિના જેવી બીજી આકૃતિ થતી નથી ? વળી કહ્યું છે કે 'જેનું મન જેમાં આસક્ત થયું હોય, તે તેવુંજ દેખે છે.' મને પણ તેમજ થયું. કયાં પાંડુ ! અને કયાં આ સ્થળ ! આવી રીતે અચાનક મારી ઇચ્છા કયાંથી પૂર્ણ થાય ? તથાપિ મને આશ્ચર્ય લાગે છે કે; મારા હૃદયમાં મને સંતાપરૂપ અગ્નિનો દાહ થઇ રહ્યો હતો, તે જાણે અચાનક શાંત થઈ ગયો હોય તેમ દેખાય છે. ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ થયા વિના મનનું સમાધાન થતું નથી અને મનનું સમાધાન થયા વિના પદાર્થની ઇચ્છા જતી નથી. માટે ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ એજ મનનું સમાધાન છે. એ બન્નેની વચમાં અંતરાય નથી. ત્યારે એકનો ભાવ અને બીજાનો અભાવ સંભવે નહીં. અહિં મારા મનનું સમાધાન તો ભાવરૂપે દેખાય છે અને ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ તો થઇ નથી, માટે તે અભાવ રૂપે છે. વળી એક પદાર્થને વિષે એક સમયે ભાવાભાવ હોય નહીં. ને આ તો પ્રત્યક્ષ દેખાય છે, એ આશ્ચર્યની વાત છે. જો આજ પાંડુ રાજા હોય તો એમ બની શકે, પણ તે કયાંથી હોય ! તે મહાનુભાવને અત્રે આવવાની કલ્પના શા ઉપરથી થાય ! પણ કદાચ કાકતાલીય ન્યાયવત્ એમ પણ બની જાય છે. ત્યારે શું મારી તીવ્ર પ્રીતિરૂપ આકર્ષણશક્તિજ એમને અહિં તેડી લાવી હશે ! મનમાં પણ આજ પાંડુ રાજા છે એવો નિશ્ચય શા ઉપરથી થાય ? જો કે આ પુરૂષના અંગ સ્પર્શથી મને આનંદ

થયા જેવું લાગ્યું, તોપણ આ તર્ક મારા ખરા થાય એવું ભાગ્ય ક્યાંથી ?

આ પ્રમાણે રાજકુમારી કુંતી અનેક તર્ક કરતી હતી, ત્યાં તેણીની દૃષ્ટિ તે પુરૂષના હાથના કડા ઉપર પડી. ત્યાં તે ઉપર 'પાંડુ રાજા' એવા અક્ષરો તેણીના વાંચવામાં આવ્યા. તે વાંચતાંજ જાણે શોકની મૂર્છામાંથી ઉઠીને હર્ષની મૂર્છામાં આવી ગઈ હોય! એમ સ્નેહને વશ થઇ સ્તબ્ધ બની ગઈ, તેણીના નેત્રમાથી પ્રેમાશ્રુની ધારા ચાલવા લાગી.

આ વખતે તે તેજસ્વી પુરૂષે કહ્યું, "સુકુમારિ, શાંત થા, આવો આક્રોશ શામાટે કરે છે? તું જેને માટે અધીરી થઈ દુઃખી થાય છે અને તેં જેને તારા પ્રેમની દોરી સાથે બાંધી લીધેલો છે, તે હું પોતેજ પાંડું રાજા છું. તારા નિર્મળ ગુણ સાંભળી તથા તારા ચિત્રપટ ઉપર અતિ મનોહર રૂપ જોઈ મારૂં મન હરણ થઇ ગયું છે. ધનુર્ધર કામદેવની સહાયતાથી અતિ ઉત્કંઠા ધારણ કરી હું આ તારા નગરમાં આવ્યો છું."

આ પ્રમાણે રાજકુમારી કુંતી અને પાંડુ રાજા પ્રેમરસમાં મગ્ન થતાં હતાં, ત્યાં પેલી સખી ત્યાં આવી ચડી, અચાનક પાંડુને જોઇ તે ચમકી ગઈ. ક્ષણવારે કેટલાએક ચિન્હ ઉપરથી 'આ પાંડુ રાજા છે.' એમ જાણી તે સાનંદવદના થઇ ગઈ, તેણીએ વિલક્ષણ સ્થિતિમાં પડેલી કુંતીને જોઇ કહ્યું, "હે રાજકન્યા, આ મહારાજા પાંડુ તમારે ઘેર પરોણા થઈ

પધાર્યા છે, માટે સાવધાન થઈ તે મહાનુભાવનું આતિથ્ય કરો."

"હું સત્કાર કરવામાં સમજતી નથી, માટે તુંજ યોગ્ય સત્કાર કર." કુંતીએ જરા લજ્જાથી સ્પષ્ટ રીતે કહ્યું.

"આવા ઉત્તમ અતિથિ કે જે તારા હૃદયના આસન ઉપર વિરાજિત થવાને યોગ્ય છે, તેમનો તારી સાથે સંબંધ જોડ્યા શિવાય મારાથી યોગ્ય સત્કાર શી રીતે થાય?" સખીએ વક્રોક્તિથી જણાવ્યું. "જેવો ઘટે તેવો સંબંધ જોડવો એ સ્નેહીનું કામ છે. અને મારા હૃદયની તથા પ્રેમની સત્તા કોને આધીન કરવી ? એ વિચાર પણ તારા જેવી સખીએ કરવાનો છે" કુંતીએ પોતાના હૃદયનો ભાવ દર્શાવીને કહ્યું.

કુંતીનાં આ વાકયો તેની સખી સમજી ગઈ. પછી તરત તે ચતુરાએ રાજાની સંમતિ લઈ ત્યાં બંનેનો ગાંધર્વ વિધિથી વિવાહ સંબંધ જોડી દીધો. પછી તેણી આનંદિત વદને બોલી—" મહાનુભાવ, જેણે પોતાના ઉજ્જ્વળ યશથી આ ત્રણે લોકને પૂર્ણ કરેલા છે અને એક ક્ષમારૂપ ચક્ર તથા બીજું દિગ્વિજય કરવારૂપ ચક્ર જેણે ધારણ કરેલું છે એવા શ્રી શાંતિનાથપ્રભુ જે કુળમાં ઉત્પન્ન થયેલા છે, તેજ કુળમાં આ રાજકુમારીનો જન્મ થયેલો છે, અને તમે પણ પોતાના ગુણોથી ત્રણે લોકને વશ કરનારા છો, તેથી આ રાજકુમારીએ તમારી ઉપર પોતાનો નિર્મળ પ્રેમ ધારણ કરેલો છે. તેથી અ-

મારા યાદવપતિ મહારાજાની સંમતિ મેળવ્યા વિના મેં આ તમારો વિવાહસંબંધ જોડ્યો છે. તેથી હવે જેમ આ રાજકુમારીનો મનોરથ પૂર્ણ થાય તેવો તમારે યત્ન કરવો."

આટલું કહી કાંઈ કાર્યનો મિષ કરી તેમને એકાંત સ્થળનો લાભ આપવાને તે સખી ત્યાંથી ચાલી ગઈ.

એકાંત રહેલી અંગનાને જોઈ અનંગે પોતાનું ધનુષ્ય તૈયાર કર્યું. તેઓ બંને શ્રૃંગારના મહાસાગરમાં મગ્ન થઇ ગયા. કમનીય કાંતા કુંતીએ મંદહાસ્ય કરી પ્રશ્ન કર્યો, "સ્વામિનાથ, આ નગરમાં મારા પિતાના રાજમેહેલની અંદર આપનો પ્રવેશ શી રીતે થયો ? અને મારા હૃદયનો પ્રેમ આપના જાણવામાં શી રીતે આવ્યો ? મારા ભાગ્યના ઉદયની પ્રેરણા શી રીતે થઇ ?" કુંતીના આ પશ્નોના પાંડુએ પ્રેમથી ઉત્તર આપ્યો. "પ્રિયા, ચિત્રપટ ઉપર તારી પ્રતિમા જોઈ હું તારીપર વિશેષ રાગી બની ગયો હતો. તારા પવિત્ર પ્રેમનું પતિબિંબ ત્યારથીજ મારા હૃદયદર્પણમાં પડયું હતું. મારા હૃદયના વિચાર ઇંગિત ઉપરથી જાણી મારા વડિલ કાકા ભીષ્મે કોરકને તારા પિતાની પાસે મોકલ્યો હતો. દૈવયોગે તારા પિતાએ મને રોગી ઠરાવી કોરકને નિરાશ કરી પાછો મોકલ્યો. મેં કોરકને એકાંતે બોલાવીને પુછયું, ત્યારે કોરકે તારા શુદ્ધ પ્રેમનું સ્વરૂપ મારી આગળ જણાવ્યું, તે ઉપરથી મારા હૃદયમાં તારી તરફ વિશેષ રાગોદય ઉત્પન્ન થયો અને મારા શરીરને કામદેવ વિશેષ પીડા આપવા લાગ્યો. કામદેવ-

કરશો, તો હું મારી શકિત પ્રમાણે તમારી ચિંતા દૂર કરી શકીશ. ”

હે પ્રિયા ! તે વિદ્યાધરપતિનાં આવાં વચનો સાંભળી મેં મારો બધો વૃત્તાંત તેની આગળ નિવેદન કર્યો. તે સાંભળી તેણે આનંદપૂર્વક જણાવ્યું-“ મહારાજા ! મારી પાસે એક ચમત્કારી મુદ્રિકા છે, તે મને મારા વંશપરંપરાથી મળી છે. તે હું આપને આજે અર્પણ કરૂં છું. એ મુદ્રિકામાં એવો ચમત્કારી ગુણ છે કે, જો એ આગળીમાં ધારણ કરી હોય તો તેનાથી ઈચ્છિત કાર્યની સિદ્ધિ થાય છે. વળી આ દિવ્ય મુદ્રિકા ધારણ કરવાથી અદૃશ્ય થઈ જવાય છે, કોઇને વશ કરી દેવાય છે, લાગેલ ઘા રૂઝી જાય છે, ઝેર ઉતરી જાય છે, ઝેર ચડતું નથી, અને પુષ્પની પેઠે આકાશમાં ચાલ્યા જવાય છે. ઈત્યાદિ ઘણા ગુણો તેની અંદર રહેલા છે. વળી તેમાં એક બીજો એવો ગુણ છે કે, તમારી જે પુત્રસંતતિ થશે, તેઓ એક બીજા ઉપર અતિ પ્રીતિ રાખશે. ” આ પ્રમાણે કહી તે વિદ્યાધર પતિએ આગ્રહ કરીને તે ચમત્કારી મુદ્રિકા મને અર્પણ કરી અને તે પોતાને સ્થાને ચાલ્યો ગયો. હે પ્રિયા ! પછી એ મુદ્રિકા મેં મારી અંગુલીમાં ધારણ કરી પછી તરત તેના પ્રભાવથી હું તારા રમણીય મહેલમાં દાખલ થયો છું. જો હું આ વખતે અહિં આવી પહોંચ્યો ન હતે તો તું આ મહેલના બગીચામાં ગળે ફાંસો ખાઇ જીવનનો અંત લાવતે. પણ પૂર્વકર્મના પ્રભાવથી બધી સારી વાત બની ગઈ.”

પાંડુના મુખથી આ બધી વાર્ત્તા સાંભળી કુંતી સાનંદાશ્ચર્ય થઇ ગઇ. તેણીએ તે ચમત્કારી મુદ્રિકા જોવાને પાંડુના હાથને ગ્રહણ કર્યો અને તેનું સૂક્ષ્મ રીતે અવલોકન કરી પોતાના પતિનો સમાગમ કરાવનાર, તે મુદ્રિકાનો તેણીએ હૃદયથી ઉપકાર માન્યો.



## પ્રકરણ ૧૨ મું.

### ગર્ભગોપન.

કુંતીની માતા સુભદ્રા ઉત્તમ પ્રકારની માતા હતી. માતા તરીકેના જેવા ગુણો જોઈએ તે બધા ગુણો તેનામાં પ્રાપ્ત થયા હતા. તેણીએ સારી ખંત ધરી પોતાની પુત્રી કુંતીને કેળવણી આપી હતી. તે સાથે તે ભવિષ્યમાં એક ઉત્તમ પ્રકારની ગૃહિણી બને એવી તાલિમ આપવામાં તત્પર રહેતી હતી. “ કુંતી કોઈ યોગ્ય પતિને પ્રાપ્ત થાય અને તે ભવિષ્યમાં પૂર્ણ સુખી થાય ” એજ ધારણા સુભદ્રાના સુંદર હૃદયમાં હતી. તેણી કુંતીને માટે નવનવા મનોરથ ધારણ કરતી અને તે કેવી રીતે સફળ થાય ? તેના સંકલ્પ-વિકલ્પ કર્યા કરતી હતી.

એક વખતે સુભદ્રા પોતાની પુત્રી કુંતીને શોકાતુર જોઇ હૃદયમાં વિચાર કરવા લાગી કે, “ કુંતી જે હમેશાં પ્રસન્નમુખી

રહેનારી છે, તે હાલ શોકાતુર કેમ દેખાય છે ? શું તેણીને વિવાહિત થવાની ઉત્કંઠા થતી હશે ? અથવા શું કોઈ પુરૂષે તેણીના શીળનો ભંગ કરવા પ્રયત્ન કર્યો હશે ? અથવા કોઈ રાજકીય મનુષ્યે તેણીના મનને દુભવ્યું હશે ? આમાંથી કાંઈપણ કારણ બન્યા વગર કુંતી શોકાતુર થાય નહીં. તેણી હૃદયનો શોક મારી આગળ પ્રગટ કરતી નથી. આ વિષે કોઈ પણ યુક્તિથી તેણીના શોકનું કારણ જાણવું જોઈએ. ” આવું વિચારી પુત્રીવત્સલ સુભદ્રાએ તે વાત તેણીની સખી પાસેથી જાણવાનો નિશ્ચય કર્યો. તેણીએ કુંતીની સખીને બોલાવીને પુછ્યું, “ ભદ્રે ! મારી પુત્રી કુંતીનો ચ્હેરો ફીક્કો કેમ પડી ગયો છે ? તેણીનો મુખચંદ્ર નિસ્તેજ કેમ દેખાય છે ? તેનું શું કારણ છે ? તે તું સાચેસાચું કહી દે. આજ ઘણા દિવસ થયા કુંતી મારી પાસે આવતી નથી, તે છાની રહી શોકાતુર રહે છે, અને પોતાના શોકને પ્રગટ કરવાને શરમાય છે. આ વિષે તારા જાણવામાં જે કાંઈ હોય તે મારી આગળ પ્રગટ કર.

સુભદ્રાનાં આવાં વચન સાંભળી કુંતીની ચતુર સખીએ વિચાર્યું કે, “ હવે સત્ય વાત પ્રગટ કરવાની જરૂર છે. જે વાર્ત્તા બની છે. તે કલંકિત નથી. રાજકુમારી કુંતિનું ચારિત્ર નિર્મળ છે. વળી તે વાત પ્રગટ કરવાથી કુંતી તેના પતિનો સંયોગ પ્રાપ્ત કરી શકશે. તેણી ગાંધર્વવિધિથી જે પતિને વરી છે, તે પતિ તેણીને યાવજ્જીવિત રહેવાનો છે. તે સિવાય બીજા પતિને તે કદિપણ પસંદ કરવાની નથી.”

આ પ્રમાણે હૃદયમાં વિચારી સખીએ સુભદ્રાને કહ્યું, "ભર્ત્રિ ! આપની સમક્ષ હું સાચેસાચું કહેવાની ઇચ્છા રાખું છું. રાજકુમારી કુંતી હસ્તિનાપુરના રાજા પાંડુને ગાંધર્વવિધિથી વર્યા છે. રાજા પાંડુ કોઇ ચમત્કારી મુદ્રિકાના પ્રભાવથી આ સ્થળે ગુપ્ત રીતે આવ્યા હતા. તેઓની સાથે રાજકુમારીનો પવિત્ર સંબંધ જોડાયો છે. રાજા પાંડુ એક રાત્રિ રાજકુમારીના મહેલમાં રહી પાછા પોતાની રાજધાનીમાં ચાલ્યા ગયા. તે પછી કુંતી સગર્ભા થયાં. તેમની સગર્ભાવસ્થા અમે ગુપ્ત રીતે રાખી હતી. ચતુર કુંતીએ પોતાના ગર્ભની ખબર કોઇને પડવા દીધી નહીં. કુંતીનો ગર્ભ પ્રભાવિક હતો. તેના પ્રભાવથી કુંતીકુમારીના શરીરમાં પરાક્રમનો પ્રાદુર્ભાવ થયો હતો. તે ઇંદ્રને પણ તૃણસમાન ગણતા હતા. તેનામાં ઉદારતા ભારે આવિર્ભૂત થઈ હતી. નવ માસ પૂરા થયા એટલે તેમણે સૂર્યના જેવા તેજસ્વી એક કુમારને જન્મ આપ્યો. તે વખતે તે તેજસ્વી ગર્ભના અવલોકનથી તેમને ઘણો આનંદ થયો હતો, પણ ગુપ્તપણાને લઇને તેમના મનમાં શોક પણ થયો હતો. પણ તે પ્રસિદ્ધ રીતે વિવાહિત થયા નથી અને આમ પુત્રનો જન્મ થાય એ લોકવિરૂદ્ધ લાગવાથી તેમણે મારી સલાહ લઈને તે તેજસ્વી બાળક ત્યજી દેવાનો વિચાર કર્યો, પણ તે પુત્રનું સૌંદર્ય અને તેના અંગ ઉપર દેખાતા પરાક્રમ, ઔદાર્ય અને સામ્રાજ્ય પ્રાપ્તિના લક્ષણો જોઈ એ પુત્રનો ત્યાગ કરવાનું મન થાય નહીં, પણ

છેવટે લોકાપવાદના ભયથી તે પુત્રનો ત્યાગ કરવાનો નિશ્ચય તેમણે કર્યો. મણિ કુંડલ વગેરે વિવિધ આભૂષણો પેહેરાવી એ બાળપુત્રને એક પેટીમાં નાંખી તે પેટી નદીમાં વ્હેતી કરી હતી. તેથી રાજકુમારી કુંતીને ઘણો શોક થયો હતો. એવા રત્ન જેવા પુત્રના વિયોગથી કોઇને પણ ખેદ થયા વિના રહે નહીં. ત્યારથી રાજકુમારી ચિંતાતુર રહ્યા કરે છે. અને તેથી તેમના શરીર ઉપર ગ્લાનિ આવી ગઇ છે.

સખીના મુખથી આ વૃત્તાંત સાંભળી સુભદ્રા વિચારમાં પડી અને 'હવે શું કરવું?' તેને માટે હૃદયમાં મુંઝાવા લાગી, તેણીએ તે વાત રાજાને જણાવી. તે વાત સાંભળી રાજા પ્રથમ તો વિચારમાં પડયો, પણ છેવટે તેણે નિશ્ચય કર્યો કે, "જે થયું તે ઠીક થયું છે. હસ્તિનાપુરનો પાંડુરાજા કુલીન ક્ષત્રીય છે, તેથી તે કુંતીને માટે યોગ્ય છે." આવું વિચારી તેણે પોતાના ધરણ નામના પુત્રને બોલાવી બધી વાર્તા કહી, અને તેની સાથે કુંતીને હસ્તિનાપુર મોકલાવી દીધી. ધરણે પોતાની સાથે મોટો રસાલો લીધો હતો. ઘોડા હાથી, રથ અને બીજી મોટી રયાસત લઇ તે હસ્તિનાપુરની પાસે આવ્યો. રાજા પાંડુએ તથા ભીષ્મે તેનો યોગ્ય સત્કાર કર્યો, અને નગરની બાહેર મેદાનમાં તેને ઉતરવાને જગા આપી. ત્યાં રહી શુભ દિવસે રાજકુમાર ધરણે મોટી ધામધૂમથી પોતાની બ્હેન કુંતીને પાંડુરાજાની સાથે પરણાવી. વિવાહ મંગળ વખતે ધરણે સો હાથીઓ, એક હજાર ઘોડા અને બીજો યોગ્ય

દાયજો સમર્પણ કર્યો. જ્યારે વિવાહ મહોત્સવ પૂર્ણ થયો એટલે ધરણ પાંડુની આજ્ઞા લઈ પોતાને નગર ચાલ્યો ગયો. રાજાપાંડુ કુંતીને મહારાણી પદ આપી પોતાના રાજ્યમાં ગૃહવાસનું સુખ ભોગવવા લાગ્યો. તેનો નાનો ભાઇ વિદુર દેવકરાજાની પુત્રી કુમુદવતીને પરણ્યો હતો. કુમુદવતી સુશીલા હતી, તેણીની સાથે રહી વિદુર ઉત્તમ પ્રકારનું સુખ ભોગવતો હતો. ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર ત્રણે બંધુ વચ્ચે ઘણો સંપ હતો. તેઓ પોતાના વડિલ કાકા ભીષ્મની સલાહ પ્રમાણે ચાલતા હતા. પ્રતાપી પાંડુનું રાજ્ય સર્વ રીતે યશસ્વી નીવડયું હતું. તેના પ્રતાપી રાજ્યની જાહોજહાલી ભારતવર્ષ ઉપર વિખ્યાત થઈ હતી. પાંડુ જેવો રાજકાર્યમાં નિપુણ હતો, તેવો તે રાજલક્ષ્મીનો ઉપભોગ કરવામાં પણ નિપુણ હતો. તે ઘણીવાર પોતાના બંધુઓની સાથે અંતઃપુર સહિત વસંતઋતુનો વિહાર કરવાને ઉદ્યાનમાં જતો અને ત્યા વિવિધ પ્રકારની ક્રીડા કરી પોતાના રસિક આત્માને આનંદ આપતો હતો. તેણે પોતાના કાકા ભીષ્મની સહાયથી ભારતવર્ષ ઉપર દિગ્વિજય કર્યો હતો. તેનો પ્રતાપ એટલો બધો હતો કે, જેથી તે જગતમાં ' પ્રતાપી પાંડુ ' એવા ઉપનામથી ઓળખાતો હતો.

મહારાણી કુંતી પણ પોતાના સદ્ગુણોથી સર્વ પૃથ્વીના રાજકુટુંબમાં સારી ખ્યાતિ પામી હતી. તે ધાર્મિક અને સાંસારિક કાર્યોમાં સારો ભાગ લેતી અને જનસમૂહના ઉપકારી કાર્યને અનુમોદન આપતી હતી. કુંતી ખરેખર પતિ-

ત્રતા હતી. દરેક કાર્ય પતિની આજ્ઞા મેળવીને કરતી અને તે અહર્નિશ પતિ સેવામાં તત્પર રહેતી હતી. પતિને પોતાનું સર્વસ્વ ગણી તે તરફ પૂજ્યભાવ રાખી વર્ત્તતી,અને પતિની મરજી સંપાદન કરવામાંજ પોતાના જીવનનું સાર્થક્ય માનતી હતી. તે સાથે તે રાજમહિષી ઘણી ઉદાર હતી. દીન તથા દુઃખી જનને આશ્રય આપતી અને સદા તેવાં કાર્યમાં તન, મન, ધનથી પ્રવર્ત્તતી હતી. આથી હસ્તિનાપુરની પ્રજામાં તે ઘણી માનનીય અને વંદનીય થઇ હતી. સર્વ લોકો તેને દીનોદ્ધારિણી દેવી તરીકે માનતા અને તેનાં દર્શન થવાથી પોતાને પવિત્ર થયેલા સમજતા હતા.

રાજા પાંડુ અને મહારાણી કુંતીનો રાજસંસાર સુશોભિત બન્યો હતો. તેઓ બંને રાજદંપતી ધર્મ તથા બીજા સત્કર્મમાં ઉત્સાહથી સાથે ભાગ લેતાં અને સદા પરોપકાર કરવાનું મહાવ્રત ધારણ કરતાં હતાં. તે પવિત્ર દંપતીનો દિવ્ય પ્રેમ તેમના રાજકુટુંબમાં પ્રકાશી નીકળ્યો હતો. પાંડુ સ્વતંત્ર મહારાજા હતો; તથાપિ તે પોતાના બંધુ ધૃતરાષ્ટ્ર અને વિદુર તરફ સારો ભાવ રાખતો હતો. તેવીજ રીતે કુંતી મહારાણી હતી, તથાપિ પોતાની જેઠાણી ગાંધારી અને દેરાણી કુમુદવતી તરફ યોગ્ય રીતે વર્ત્તતી હતી. તેઓ બંને પોતાના ઉપકારી ભીષ્મને પિતાસમાન ગણતા અને સર્વદા તેની આજ્ઞાને માન આપતા હતા. આવા તેમના સદ્વર્ત્તનથી સર્વ રાજકુટુંબ તે દંપતી ઉપર અતિ પ્રેમ ધારણ કરતું અને લોકોમા તેમનું માન વધારતું હતું.

પ્રિય વાંચનાર! આ પ્રસંગનો બોધ પણ મનન કરવા જેવો છે. પાંડુ અને તેની મહારાણી કુંતી પોતાના કુટુંબ તરફ જેવી રીતે વર્ત્યાં છે, તેવી રીતે વર્ત્તવાનું શિક્ષણ દરેક કુટુંબે ગ્રહણ કરવું જોઇએ. આજકાલ ભાઈઓમાં અને તેમની સ્રીઓમાં જે કુટુંબ ક્લેશ જોવામાં આવે છે, તેથી કેટલી હાનિ થાય છે; તેનો વિચાર આ પ્રસંગે કરવાનો છે. એક પિતાના પુત્રો વિવાહિત થયા પછી પોતપોતાની સ્રીને આધીન થઈ કુસંપનાં બીજ આરોપે છે, એ નઠારામાં નઠારૂં કુપ્રવર્ત્તન છે. સહોદર બંધુઓનો સ્નેહ ઘાટો હોવો જોઇએ, તેમની સ્રીઓએ સદા સંપથી વર્ત્તવું જોઇએ, જો તેઓમાં કુસંપ રૂપી મહાન્ અગ્નિ પ્રગટ થયો તો તેઓ બધાનો સાથેજ વિનાશ થઇ જવાનો. કુસંપરૂપી વિષવૃક્ષ જ્યાં આરોપિત થયું, ત્યાં તેના વિષમય ફળોની એટલી બધી ખરાબ અસર થાય છે કે, તેથી સર્વને મોટી હાનિ થાય છે, અને તેનો સ્વાદ લેનારૂં સર્વ કુટુંબ દુઃસ્થિતિમાં આવી પડે છે. સુજ્ઞ રાજા પાંડુ અને વિદુષી મહારાણી કુંતી કુસંપના નઠારા સ્વરૂપને જાણતાં હતાં, તેથી તેઓ પોતાના રાજકુટુંબમાં સારી રીતે સંપથી વર્ત્તતાં હતાં.

વર્ત્તમાનકાળે કેટલાએક ઉચ્છૃંખલ યુવાનો પોતે સ્વતંત્ર થવાને પોતાના વડિલોનો અનાદર કરે છે અને પોતાના પૂજ્ય વડિલની આજ્ઞા તથા મર્યાદાનું ઉલ્લંઘન કરવા ઉભા થાય છે, તેઓને છેવટે અતિ પશ્ચાત્તાપ કરવાનો વખત આવે

છે. સુજ્ઞ મહારાજા પાંડુ એ વાતને સારી રીતે જાણતો હતો, તેથી તે પોતાના વડીલ કાકા ભીષ્મની આજ્ઞા પ્રમાણે સદા વર્ત્તતો અને તેમની દરેક આજ્ઞાને માનતો હતો. તેની વડિલ ભીષ્મ તરફ એટલી બધી પૂજ્ય અને માનબુદ્ધિ હતી કે, તે તેમને પોતાના પૂજ્ય પિતા સમાન ગણતો અને તેમણે આપેલા શિક્ષણથી તેમને પૂજ્ય ગુરૂ તરીકે માની સર્વદા તેમની સેવા કરતો, એટલુંજ નહીં પણ સદા તેમના મહાન્ ઉપકારનું સ્મરણ કરી તેમનો અતિશય આભાર માનતો હતો. આવી ઉત્તમ રીત સર્વને ધારણ કરવા યોગ્ય છે અને તે પ્રમાણે પ્રવર્ત્તન કરવા સદા તત્પર રહેવાનું છે. સંપ, વડિલની આજ્ઞાનું પાલન અને બીજાના ઉપકારનું સ્મરણ એ ત્રણ બાબતનો ઉત્તમ બોધ આ પ્રકરણમાંથી પ્રાપ્ત કરવાનો છે, અને તે પ્રાપ્ત કરવાથીજ માનવજીવનની સંપૂર્ણ સાર્થક્તા થવાની છે.

પ્રિય વાચકવૃંદ ! જો તમે આ ઉત્તમ પ્રકરણનો સાર ગ્રહણ કરશો અને તે પ્રમાણે વર્ત્તવા હૃદયમાં નિશ્ચય કરશો, તો તમે તમારા જીવનમાં ધાર્મિક અને સાંસારિક બંને પ્રકારની ઉન્નતિ સંપાદન કરવાને ભાગ્યશાળી થશો. એ ઉત્તમ પ્રવર્ત્તન તમને તમારી સર્વ પ્રકારની ઉન્નતિનું ઉંચું શિખર બતાવશે અને છેવટે સદ્દગતિના અધિકારી બનાવી આ દુઃખમય સંસારના મહા માર્ગમાંથી મુક્ત થવાનો ઉત્તમ ઉપાય પ્રાપ્ત કરાવશે.

# પ્રકરણ ૧૩ મું.

## કંસ અને જીવયશા.

સમૃદ્ધિવાળા રાજમેહેલમાં એક પરાક્રમી રાજા સિંહાસન પર બેઠો હતો. તેની આકૃતિ અને કૃતિ બંને ભયંકર હતાં. તે પોતાની આજ્ઞા પળાવાનો મહાન્ આગ્રહ ધારણ કરતો હતો. તેની આજ્ઞા હજારો રાજાઓ મસ્તકથી ગ્રહણ કરતા હતા તેના સર્વ સેવકો તેનાથી કંપાયમાન થતા હતા. તેના વિકરાળ સ્વરૂપને જોતાંજ શત્રુઓ કંપી ચાલતા અને સત્વર તેને તાબે થતા હતા.

આ ઉગ્ર નૃપતિ ઉંચા વિચારમાં મગ્ન થયો હતો. બીજાનો પરાભવ કરવો, એજ તેનું મહાવ્રત હતું. અને તેને માટેજ તે સદા મનન કર્યા કરતો હતો, પણ આ વખતે તે એક બીજા વિચારમાંજ ઉતરી પડયો હતો. તેને એક સુંદર રૂપવતી પુત્રી ઉત્પન્ન થઈ હતી. પણ તેણીનામાં કેટલાએક નઠારા ચિન્હો હતા. તે ચિન્હો ઉપરથી રાજાના જાણવામાં આવ્યું હતું કે, "આ કન્યા પિતાનો તથા પોતાના શ્વસુર કુળનો નાશ કરનારી થશે." આથી તેણીને કયાં આપવી? અને તેનું શું કરવું? તેને માટે તે ચિંતામગ્ન થયો હતો.

વાંચનાર! આ ચિંતા કરનાર પરાક્રમી રાજા તે

અતિ પ્રસન્ન થઇ ગયો. તેણે પોતાના હૃદયમા વિચાર કર્યો કે, "આ પુરૂષ રાજપુત્રી છવયશાને સર્વ રીતે લાયક છે, પણ તેનું કુળ કેવું હશે ? તે જાણવું જોઇએ." આવું વિચારી જરાસંધે સમુદ્રવિજયને પુછયું, "આ તરૂણ પુરૂષ કયા રહે છે અને તેનું કુળ કેવું છે ?" સમુદ્રવિજયે કંસનું શુભ કરવાની ઇચ્છા રાખી કહ્યું, "મહારાજ! સુભદ્ર નામનો એક વણિક યમુના નદીના કિનારે શૌચક્રિયા કરવાને ગયો હતો. તેવામાં એક કાસાની પેટી જળપ્રવાહમા વહેતી આવતી હતી. તે જોઇ સુભદ્રે તે પેટી બાહેર કાઢી અને તે પોતાને ઘેર લાવ્યો. પેટી ઉઘાડી જોતાં તેમાં ચંદ્રના જેવા મુખવાળો એક તેજસ્વી બાળક દીઠો. તેની પાસે ઉગ્રસેનના નામથી અંકિત કરેલી એક મુદ્રિકા પણ જોવામાં આવી. અને તેની સાથે એક પત્રિકા હતી. તે પત્રિકા વાંચી જોઇ. તેમાં લખ્યું હતું કે; "ઉગ્રસેનની સ્ત્રી ધારિણી ગર્ભવતી થવાથી તેણીને પોતાનાં સ્વામીનું માંસ ભક્ષણ કરવાની ઇચ્છા થઈ. ત્યારે બુદ્ધિમાન એવા પ્રધાનોએ કોઇ પણ યુક્તિથી એનો મનોરથ પૂર્ણ કર્યો. નવ માસ થયા પછી પોષમાસની કૃષ્ણ ચતુર્દશીએ વિષ્ટિકરણમા પુત્રનો પ્રસવ થયો, ત્યારે પ્રથમ થયેલા દોહદ ઉપરથી એ તેજસ્વી પુત્ર પિતાનો વેરી થશે એમ જાણી તેને પેટીમાં ઘાલીને ધારિણી રાણીએ તેજ દિવસે પોતાના સ્વામિનું રક્ષણ થવા નિમિત્તે તે પેટીને યમુનાના અગાધ જળમાં વહેતી મુકી દીધી." આ પ્રમાણે પત્રિકા વાંચી તે સુભદ્રે તેને ઉગ્રસેનનો પુત્ર ધારી ઉછેરી મોટો કર્યો. જ્યારે તે તરૂણ

વયમાં આવ્યો ત્યારે સુભદ્ર વણિકે પોતાના કંસ પુત્રને વસુદેવની સેવા કરવા મોકલ્યો, તેજ આ કંસ છે. તેણે પોતાના સેવાગુણથી વસુદેવની સારી પ્રીતિ મેળવી છે. કાંસાની પેટીમાથી એ નીકળ્યો, તે ઉપરથી સુભદ્ર વણિકે તેનું નામ કંસ પાડેલું છે. જ્યારે તે નાનો હતો, ત્યારે તે એવો ચપળ હતો કે બીજા છોકરાની સાથે અહર્નિશ કજીયા કર્યા કરતો હતો. જ્યારથી વસુદેવની પાસે રહેલ છે, ત્યારથી તે ઘણો નમ્ર થયો છે. અને તે ઉગ્રસેનનો પુત્ર હોવાથી વસુદેવ તેને રાજપુત્ર તરીકે માને છે.

સમુદ્રવિજયનાં આવાં વચન સાભળી જરાસંઘ ખુશી થયો અને તેણે સમુદ્રવિજયને કહ્યું કે, મારી પુત્રી જીવયશા હું આ કંસની સાથે પરણાવીશ. કારણ મેં પ્રતિજ્ઞા કરી હતી કે, " જે પુરૂષ મારા શત્રુ સિંહરથને બાંધી લાવે તેની સાથે રાજપુત્રી જીવયશાને પરણાવવી. " આ મારી પ્રતિજ્ઞા હું સત્ય કરીશ. કારણ કે, **મોટા લોકોની પ્રતિજ્ઞા કોઈ પણ વખતે અસત્ય થતી નથી.** પછી તરતજ જરાસંઘે મોટી ધામધુમથી રાજપુત્રી જીવયશાને કંસની સાથે પરણાવી દીધી. આ વખતે કેદ કરેલા સિંહરથ રાજાએ જરાસંઘની સામે રૂદન કરી માફી માગી, ત્યારે જરાસંઘે કૃપા કરી તેને છોડી મુકયો અને રાજ્ય પાછુ આપ્યું. પછી સમુદ્રવિજય જરાસંઘની આજ્ઞા લઈ પોતાના નગરમાં આવ્યા.

કંસ પોતાની પ્રિયા જીવયશાની સાથે વિષય વિલાસ

કરતો પોતાના સાસરાના દરબારમાં રહ્યો હતો. મદોન્મત્ત થયેલી જીવયશા કંસને ભજતી હતી, તથાપિ તેણીની મનોવૃત્તિ વ્યભિચારથી નિવૃત્ત થઇ ન હતી. વિષયથી અતૃપ્ત એવી જીવયશા હૃદયમાં કુવિકલ્પ કર્યા કરતી હતી.

એક વખતે કંસે પોતાના સાસરા જરાસંઘને કહ્યું કે, મથુરાનો રાજા ઉગ્રસેન કે જે મારો પિતા છે, તેણે મને મારી નાખવાને પેટીમાં ઘાલી વહેતો કર્યો હતો, માટે મારે તેનું વેર લેવું છે. તો તમે મને મથુરાનું રાજ્ય આપવાનું વચન આપો તો હું મારા પિતા ઉગ્રસેનનો પરાભવ કરી તેનું રાજ્ય પડાવી લઉં. જરાસંઘે તે વાત કબુલ કરી અને પોતાના જમાઇ કંસને મદદ કરવા કેટલુંએક સૈન્ય આપ્યું. કંસે જીવયશાને સાથે લઇ મોટા સૈન્ય સાથે મથુરા ઉપર ચડાઈ કરી. તે વાત જાણી ઉગ્રસેન પણ મોટું સૈન્ય લઈ તેની સામે યુદ્ધ કરવાને આવ્યો. પિતા અને પુત્રની વચ્ચે ત્યાં ભયંકર લડાઇ થઇ. આખરે પરાક્રમી કંસે ઉગ્રસેનને હરાવી પકડી કેદ કર્યો. પછી તેને એક કાષ્ટના પાંજરામાં પૂરી દીધો. અને તેના પગમાં લોઢાની મજબુત બેડીઓ નાંખી દીધી. ઉગ્રસેનની આવી સ્થિતિ થઇ તોપણ તે પોતાના પુત્રના પરાભવથી વિશેષ ક્રોધ નહીં કરતાં હૃદયમાં સંતોષ માની બેસી રહ્યો. કંસ પિતાને કેદ કરી મથુરાની ગાદી ઉપર બેઠો અને તે રાજ્યમાં પોતાની આણ પ્રવર્ત્તાવી. કંસે પ્રથમ તો પોતાને ન્હાનપણના પાલન પોષણનો ઉપકાર સ્મરણ કરી પેલા સુભદ્ર વણિકને શૌર્યપુર

માંથી બોલાવ્યો અને તેને પોતાના નગરમાં રાખી તેની બરદાસ કરી.

અહિં રાજા સમુદ્રવિજય કંસનું હિત કરી પોતાની રાજધાની શૌર્યપુરમાં લાવ્યા, ત્યાં લોકોનાં ટોળેટોળાં તેની પાસે ફરીયાદ કરવા આવવા લાગ્યા. નીતિમાન સમુદ્રવિજયે લોકોને ફરીયાદ કરવાનું કારણ પુછયું, એટલે તેઓએ જણાવ્યું-"મહારાજા! તમારા જેવા નીતિમાન્ રાજા રાજ્ય કરતા છતાં અમે બહુ દુઃખી છીએ. આપના નાનાભાઈ વસુદેવ ઘણા સુંદર સ્વરૂપવાળા છે. તેઓનું રમણીય રૂપ જોઈ અમારી સ્ત્રીઓ તેનીપર મોહિત થઈ પોતપોતાનાં ઘરબાર મુકી તેની પાછળ રખડ્યા કરે છે. તેઓનાં હૃદય વસુદેવમાં એવાં લગ્ન થઇ ગયાં છે કે, તે મોહિત મહિલાઓ અમારી કાંઇપણ વાત કાને ધરતી નથી. તેઓનું મન ગૃહકાર્યમાં લાગતું નથી. હે મહારાજા! આ મહાકષ્ટમાથી અમારૂં રક્ષણ કરો. એ મહાદુઃખ અમારાથી સહન થતું નથી. અમે સજીવ છતાં નિર્જીવ જેવાં થઇ ગયા છીએ."

લોકોના મુખથી આવી ફરીયાદ સાંભળી રાજા સમુદ્રવિજયે કહ્યું, "પ્રજાવર્ગ! તમારા કષ્ટની વાત સાંભળી હું દિલગીર થયો છું. સર્વ પ્રકારે યોજના કરી હું તમારા દુઃખનું નિવારણ કરીશ." આ પ્રમાણે કહી સર્વને આશ્વાસન આપી. સમુદ્રવિજયે પોતાના બંધુ વસુદેવને પાસે બોલાવ્યો. તેને

પોતાના ઉત્સંગમાં બેસારી કહ્યું, "વત્સ! તું સ્વેચ્છા પ્રમાણે વર્ત્તવાથી અતિ દુર્બળ થઈ ગયો છે. તારી દુર્બળ આકૃતિ જોઇ મારૂં હૃદય બળે છે. હવે તું બાહેર ફરવું છોડી દઈ સ્વસ્થાનમાં રહે, અને અનેક જાતની કસરત કરી તારા શરીરને સુધારાપર લાવ, એથી તારા શરીરમાં બળ આવશે. તે સાથે ઘરમાં રહી નવી નવી કળાઓનો અભ્યાસ કર. તથા જે પૂર્વે તું ધનુર્વેદાદિ ભણેલો છે, તેને સંભાળ." રાજા સમુદ્રવિજયનાં આવા વચનથી વસુદેવના હૃદય ઉપર તેની સારી અસર થઈ અને તે રાજાની આજ્ઞા પ્રમાણે વર્ત્તવાને એકજ સ્થળમાં રહ્યો.

એક વખતે કોઈ સુંદર દાસી હાથમાં સુગંધી ચંદન લઈ રાજા સમુદ્રવિજય પાસે જતી હતી. તેણીને શિવારાણીએ રાજા સમુદ્રવિજયને ચંદનનું લેપન કરવા મોકલી હતી. તે દાસી વસુદેવના મેહેલ આગળ થઈ પસાર થઈ એટલે વસુદેવે મશ્કરીથી તેણીની પાસેથી તે વિલેપન છીનવી લીધું. ત્યારે દાસી ક્રોધ કરી બોલી—"રાજપુત્ર! મહારાજા સમુદ્રવિજયે તમને એક સ્થળે રહેવાની આસનકેદ આપી તથાપિ તમે તમારી કુટેવ છોડી નહીં." દાસીનાં આ વચન સાંભળી વસુદેવે આશ્ચર્ય પામી પુછયું કે, "દાસી! તું ખરેખરૂં કહે, રાજા સમુદ્રવિજયે મને આ એકજ સ્થળે શામાટે રાખ્યો છે?" પછી દાસીએ બધી વાત કહી સંભળાવી એટલે વસુદેવને રીસ ચડી અને તેજ રાત્રે તે મેહેલમાંથી છુપી રીતે ચાલ્યો ગયો. રાજાને એ વાતની જાણ થવાથી તેણે ઘણા માણસોને તેની

શોધ કરવાને મોકલ્યા. તેઓ શોધતા શોધતા દરવાજા પાસે આવ્યા, ત્યા એક ચિતાભસ્મનો ઢગલો તેમના જોવામા આવ્યો. એવામા રાજા સમુદ્રવિજય પણ ત્યા આવી પહોચ્યા. તેણે ચિતાભસ્મનો ઢગલો જોઇ અનેક તર્ક-વિતર્ક કરવા માંડ્યા. તેવામાં ભીંત ઉપર એક કાગળ ચોડેલો જોવામા આવ્યો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:-

જે છોકરાને વાસ્તે તેના વડિલોને બધા લોકો તેમની નઠારી ચાલ વિષે ઠપકો આપે, એવા છોકરાને આ દુનિયામાં રહેવું યોગ્ય નથી. અપકીર્ત્તિવાળા પુરૂષનું મૃત્યુજ કલ્યાણ રૂપ છે. જેના આચરણથી વડિલોને ઉદ્વેગ થાય, તેનું નિવારણ કરવાને એ શિવાય બીજો કોઇ પણ ઉપાય નથી, એવો વિચાર કરી અને ઘણો પશ્ચાત્તાપ કરી અહિં ચિતા રચીને વસુદેવે પોતાના પ્રાણનો ત્યાગ કર્યો છે. ”

આવું લખેલ વાચી પોતાનો બંધુ વસુદેવ નાશ પામ્યો, એવું જાણી રાજા સમુદ્રવિજય મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયા. અને તેમણે ઉંચે સ્વરે વિલાપ કર્યો. એ ખબર જાણી સર્વ પ્રજાઓએ પણ હૃદયથી શોક પ્રદર્શિત કર્યો. વસુદેવની માતા સુભદ્રા પોતાના પુત્રના શોકથી ઝુરીઝુરીને મૃત્યુ પામી. માતા અને પુત્રના વિયોગથી આખું શહેર શોકાતુર થઇ ગયું. તેને કેટલોક સમય વીતી ગયા પછી વસુદેવના મરણની વાત સાંભળી મથુરામાં રહેલા કંસને ભારે શોક થયો હતો. વસુદેવ પોતાનો પાળક અને પોષક પિતા હતો. એથી કંસની

. લાગણી વિશેષ દુખાણી હતી અને તેણે કેટલાક દિવસ સુધી વસુદેવના મરણનો શોક પાળ્યો હતો. એક વખતે કંસ પોતાની રાણી જીવયશાની સાથે અંત:પુરમાં બેઠો હતો. વિષયની વાપિકારૂપ જીવયશા કંસની સાથે સ્વાર્થી સ્નેહ ધારણ કરતી હતી. તેણીના મત્ત હૃદયમા અનેક તર્કવિતર્ક થયા કરતા હતા. આ વખતે એક દૂતે આવી ખબર આપ્યા કે, " કોઇ માણસ આપને મળવાની ઇચ્છા રાખે છે " કંસે પ્રવેશ કરાવાની આજ્ઞા આપી એટલે તે પુરૂષે કંસની પાસે આવી પ્રણામ કરી કહ્યું કે, "મહારાજા! હું આપને એક વધામણી આપવા આવ્યો છું." કંસે ઇંતેજારીથી પુછ્યું, " એવી શી વધામણી છે? જલદી કહે " દૂતે આનંદ પૂર્વક કહ્યું, મહારાજ! હું સમુદ્રવિજય રાજાનો દૂત છું. રાજા સમુદ્રવિજયે કહેવરાવ્યું છે કે, " તમારો પાળક પિતા અને મારો નાનો ભાઇ વસુદેવ કે જેને આપણે મૃત્યુ પામેલો જાણતા હતા, તે જીવતો છે અને અરિષ્ટપુરના રાજા **રૂધિરની** રોહિણી નામની કન્યાને સ્વયંવરમાં વરી અમારે ત્યાં આવેલ છે. " દૂતના આ વચન સાંભળી મથુરાપતિ કંસ ઘણોજ આનંદ પામ્યો અને તેણે તે દૂતને સારી સારી વસ્તુઓ ઇનામમાં આપી. પછી તેને પુછ્યું કે " મારા પાળક પિતા વસુદેવ શી રીતે પ્રગટ થયા ? અને તેઓ સ્વયંવરમાં રોહિણીને શી રીતે વર્યા? એ વૃત્તાંત મને સંભળાવ. " કંસના આવાં વચનો સાંભળી તે દૂત બોલ્યો—વસુદેવના મરણનો નિશ્ચય કરી અમારા રાજા સમુદ્રવિજય ઘણો વખત શોકાતુર રહેતા

હતા. એક વખતે કોઇ નિમિત્તિએ આવી તેમને કહ્યું કે–"રાજેંદ્ર ! શોક કરો નહીં. તમારા ભાઇ વસુદેવ હજુ જીવતા છે." નિમિત્તિઆના આ વચન સાંભળતાંજ સમુદ્રવિજય સાનંદાશ્ચર્ય થઇ ગયા. અને તેમના હૃદયનો શોક જરા શમી ગયો. તેવામાં અરિષ્ટપુરના રાજા રૂધિર તરફથી તેની પુત્રી રોહિણીના સ્વયંવરનું આમંત્રણ આવ્યું. રાજા સમુદ્રવિજય પોતાના ભાઇઓ સહિત તે સ્વયંવરનો ઉત્સવ જોવાને અરિષ્ટપુરમાં આવ્યો. તે કન્યાની પ્રાપ્તિને માટે નહીં, પણ પોતાના ભાઇ વસુદેવના વિયોગથી થયેલા દુઃખને નિવારણ કરવા માટે આવ્યો હતો. તે પ્રસંગે જરાસંઘ વગેરે મોટા મોટા રાજાઓ આવ્યા હતા. જ્યારે સ્વયંવરનો સમય થયો એટલે રાજાઓ ઉત્તમ પોશાક પહેરી પોતપોતાને યોગ્ય એવા આસનો ઉપર આવીને બેઠા. રાજા સમુદ્રવિજય પણ તે કૌતુક જોવાને એક આસન ઉપર આવીને બેઠો. સર્વ રાજસમાજ આવી રહ્યા પછી રાજકન્યા રોહિણી પોતાની દાસીઓના પરિવાર સાથે મંડપમાં દાખલ થઇ. તે રાજબાળા પોતાના કટાક્ષથી સર્વ રાજમંડળને અવલોકવા લાગી. રાજકુમારી રોહિણીના મુખચંદ્રને જોઇ સર્વ રાજાઓના વદનરૂપી કુમુદ પ્રફુલ્લિત થવા લાગ્યા, અને તેને વરવાની ઉમદા આશાઓ બાંધવા લાગ્યા. અનુક્રમે સર્વ રાજાઓના ગુણ, રૂપ, કુળ તથા રાજ્યસમૃદ્ધિ વગેરેનું વૃત્તાંત રોહિણીને તેની સખી સંભળાવવા લાગી. બધું સાંભળ્યા પછી અને એક વાર સર્વ રાજાઓના મુખ જોયા પછી મૃગાક્ષી રોહિણીએ

ફરીવાર કોઈ રાજાના મુખ તરફ પોતાની દૃષ્ટિ કરી નહીં. સુવર્ણના સિંહાસન ઉપર બેઠેલા રાજાઓમાં કોઇ પણ રાજા તે રમણીને રૂચિકર લાગ્યો નહીં. પછી તેણીએ બીજા લોકો તરફ દૃષ્ટિ કરી, ત્યાં એક મૃદંગ વગાડનારો પુરૂષ તેના જોવામાં આવ્યો. તેણી તે મૃદંગવાદક ગંધર્વ ઉપર મોહિત થઇ ગઈ. રાજકુમારીની મનોવૃત્તિ જાણી તે ગંધર્વ મૃદંગ વગાડવાનું પોતાનું ચાતુર્ય પ્રગટ કરવા લાગ્યો. વાદ્યકળામાં તેનું અદ્‌ભૂત પાંડિત્ય જોઈ તત્કાળ રાજકન્યાએ કંઠમાં વરમાળા આરોપિત કરી. તે જોઈ બધા રાજાઓ વિસ્મય પામી ગયા અને તે રાજકન્યાનું અનુચિત આચરણ જોઈ ક્રોધાતુર થઈ ગયા. કેટલાએક ક્રોધાવેશમાં બોલી ઉઠ્યા કે. “ અરે! આ દુષ્ટાએ શું કીધું ? આ મૃદંગ વગાડનારો હલકો અને કુરૂપો પુરૂષ કે જે કોઈની ગણત્રીમાં નહીં તેનાજ ગળામાં વરમાળા નાંખી દીધી. ” ઇત્યાદિ ઘણાં વચનો કહી તેઓ કોલાહલ કરવા લાગ્યા. ક્ષણવારે તે મૃદંગીની સાથે યુદ્ધ કરવાની જરાસંઘે આજ્ઞા કરી એટલે બધા રાજાઓ યુદ્ધ કરવા તત્પર થઇ ગયા અને બધાઓ એકલા મૃદંગીની ઉપર ધસી આવ્યા. તે વખતે રૂધિર રાજાએ કહ્યું કે, “હવે ગમે તે કરો પણ કાંઇ વળવાનું નથી. મારી પુત્રી રોહિણીને જે વર ગમ્યો તે ખરો, તેમાં કાંઈ પણ ફેરફાર થવાનો નથી. ”

આ પ્રમાણે કહી રાજા તે મૃદંગીની તરફેણમાં થયો. પોતાની સામે શત્રુઓ ઘણા હતા, તો પણ રાજા રૂધિર તેમ-

નાથી ડર્યો નહિ. અને પોતે યુદ્ધ કરવાવેશોત્સવ કર્યો હતો.” મૃદંગીએ વિચાર્યું કે, ઘણાંઓની સાથે યુદ્ધપાળક અને એકલા રૂધિરરાજાનો પરાભવ થશે. એવું વિચારી રુધિરિ-પણ યુદ્ધ કરવા તૈયાર થઈ ગયો. તે વખતે આકાશમાં રહેલા વિદ્યાધરોએ મૃદંગીને બેસવાને એક રથ આપ્યો. તે રથમા બેસી મૃદંગીએ વિદ્યાધરોએ આપેલાં દિવ્ય શસ્ત્રો લઈ એવું તો યુદ્ધ કર્યું કે, જેમ સૂર્યના પ્રકાશથી તારાઓ નિસ્તેજ થઈ જાય, તેમ બધા રાજાઓ નિસ્તેજ થઈ ગયા. પછી જરા સંધની આજ્ઞાથી રાજા સમુદ્રવિજયે ગાંધર્વનો પરાભવ કરવા યુદ્ધ કરવા માંડયું, છેવટે મૃદંગી ગાંધર્વના પરાક્રમથી રાજાઓનું સૈન્ય હઠી ગયું અને રાજા સમુદ્રવિજય પણ ક્ષોભ પામી ગયો. આ એક મૃદંગી ગાંધર્વ છતાં ક્ષત્રિયના જેવું બળ ધારણ કરે છે, એમ હૃદયમાં વિસ્મય પામેલા સમુદ્રવિજયે ક્રોધ કરી પોતાના ધનુષ્ય ઉપર બાણ ચડાવ્યું. તેવામાં તે મૃદંગીનું બાણ આવી સમુદ્રવિજયના પગમાં પડયું, તેની અંદર આ પ્રમાણે અક્ષરો લખેલા હતા. **“જેણે પોતાનું શરીર ચિતામાં બાળી નાંખ્યું એવું કપટ દર્શાવી જે તમારા નગરમાંથી નાશી ગયો, તેજ વસુદેવ તમારા ચરણકમળને વંદના કરે છે.”** આ અક્ષરો વાંચતાંજ સમુદ્રવિજય સાનંદાશ્ચર્ય થઈ ગયો અને તરત તેના નેત્રોમાં આનંદાશ્રુ ભરાઈ આવ્યાં. તે રથમાંથી ઉતરી મૃદંગીની પાસે આવ્યો. એટલે વસુદેવ રોમાંચિત શરીરે પોતાનું પ્રથમનું રૂપ ધારણ કરી મોટા ભાઈના પગમાં પ-

ફરીવાર કોઈ રાજાના મુખ [illegible]
સુવર્ણના સિંહાસન ઉ[illegible]ળીતાં આનંદાશ્રુના પ્રવાહથી તે જ્યેષ્ઠ
તે રમણીને રુ[illegible]મળને સિંચન કરવા લાગ્યો. રાજા સમુદ્રવિજય
તરફ [illegible]ઠા કરી ભેટી પડ્યો. તેણે ગદ્ગદ્ કંઠે કહ્યું, "વત્સ!
આટલા દિવસ તું કયાં રહ્યો હતો?" વસુદેવે કહ્યું "વડિલ બંધુ! આપની કૃપાથી હું મારો વેષ બદલી છુપી રીતે સ્વચ્છંદપણે પૃથિવીમાં જ્યાં ત્યાં ફરતો હતો." આ પ્રમાણે બંને ભાઈઓનો મેળાપ જોઇ, રાજા રૂધિરના જાણવામાં આવ્યું કે, આ મૃદંગી ગાંધર્વ નથી, પણ રાજા સમુદ્રવિજયનો નાનો ભાઈ છે, તેથી તેના હૃદયમાં અતિશય આનંદ ઉત્પન્ન થઈ આવ્યો. આ વખતે રાજકુમારી રોહિણીને જે આનંદ થયો હતો, તે અવર્ણનીય હતો. પછી ચંદ્ર અને રોહિણીના વિવાહની જેમ વસુદેવ તથા રોહિણીનો વિવાહ થયો. ચંદ્રની જેમ રોહિણીની પ્રાપ્તિથી વસુદેવને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો. પછી રાજા સમુદ્રવિજયે વસુદેવને પોતાની નગરીમાં આવવાને કહ્યું, એટલે વસુદેવે જણાવ્યું કે, "જ્યેષ્ઠ બંધુ! હાલ મારાથી આપણા નગરમાં આવી શકાય તેમ નથી. કારણ કે, લાંબો વખત દેશાટન કરતાં મને બીજી ઘણી સ્ત્રીઓ પ્રાપ્ત થઈ છે. જેઓમાં રાજકન્યાઓ, ગાંધર્વ કન્યાઓ અને વિદ્યાધરોની કન્યાઓ ઘણી છે. તે બધીને સાથે તેડી હું રાજધાનીમાં આવીશ." આ પ્રમાણે કહી વસુદેવ ઉત્તર દિશા તરફ ગયા અને રાજા સમુદ્રવિજય પોતાના પરિવાર સાથે સ્વરાજધાનીમાં આવ્યા. પછી કેટલેક દિવસે વસુદેવ મણિજડિત્ર વિમાનમાં બેસી આકાશમાર્ગે પોતાની રાજધાનીમાં આવ્યા. રાજા

સમુદ્રવિજયે મોટા આડંબરથી તેમનો પ્રવેશોત્સવ કર્યો હતો." હે મથુરાધિપતિ કંસરાજા! આ પ્રમાણે તમારા પાળક અને પોષક ઉપકારી વસુદેવનો વૃત્તાંત બન્યો છે, તે આપને વિદિત કરવાને હું આવ્યો છું.

દૂતના મુખથી આ વૃત્તાંત સાંભળી કંસ હૃદયમાં હર્ષ પામ્યો અને પછી તરતજ તે વસુદેવને મળવાને તૈયાર થયો. મથુરાપતિ કંસ રાજગૃહનગરમાં આવી વસુદેવને મળ્યો અને ત્યાં કેટલાક દિવસ રહી રાજા સમુદ્રવિજયની આજ્ઞા મેળવી વસુદેવને પોતાની રાજધાની મથુરામાં લાવ્યો અને મોટા આડંબરથી તેનો પ્રવેશોત્સવ કર્યો. કંસને પોતાના કાકા દેવકરાજાની પુત્રી **દેવકી** નામે હતી, તેની સાથે ત્યાં વસુદેવનો વિવાહ કર્યો અને તે પ્રસંગે મથુરાનગરીમાં મોટી ધામધુમ કરવામાં આવી.

કંસની સ્ત્રી જીવયશા કે જે મદિરાપાન કરવામાં મશગુલ હતી. તે એક વખતે પોતાના મહેલમાં બેઠી હતી, ત્યાં કોઈ દાસીએ આવી ખબર આપ્યા કે, 'કોઈ પવિત્ર મુનિ ગોચરીએ આવ્યા છે.' ઉન્મત્ત જીવયશા તત્કાળ તે મુનિની પાસે આવી, ત્યાં તેણે તે મુનિને ઓળખી લીધા. તે મુનિ કંસનો ભાઈ **અઈમંતો** હતો. તે વૈરાગ્યથી દીક્ષા લઈ ચાલી નીકળ્યો હતો. ઉન્મત્ત જીવયશા મદ્યપાન કરી કેશ છુટા મુકી અને પોતાની નાભિ તથા સ્તનમંડળને દર્શાવતી મુનિની પાસે ઉભી રહી. તેણીએ મદનવિકાર પ્રગટ કરી કહ્યું, "પ્રિય

દીયરજી ! તમારી બ્હેન દેવકીના લગ્નનો ઉત્સવ ચાલે છે, તેથી ચાલો આપણે સાથે નૃત્ય કરીયે." એમ કહી તે ઉન્મત્ત અબળા અઇમંત મુનિને ગળામાં હાથ નાંખી વળગી પડી. તેણીના આવા દુરાચારથી મુનિને ક્રોધ ચઢયો અને તેણે કહ્યું, " અરે નિર્લજ્જ દુરાચારી સ્ત્રી ! દૂર રહે. મને છોડી દે. જેના વિવાહના સમારંભમાં તું ઉન્મત્ત થઇ નાચવા કુદવાની ચાહના કરે છે, તેણીનો સાતમો ગર્ભ તારા પતિનો ઘાત કરશે." મુનિના આ વચન સાંભળી તેણીએ તેનું ગળું મુકી દીધું. પછી તે મુનિ ભિક્ષા લીધા વિના એમને એમ ચાલ્યા ગયા. અને તે મુનિનાં વચન સાંભળવાની અસરથી જીવયશાનો મદ ઉતરી ગયો. રાણી જીવયશાએ આ વાત પોતાના પતિ કંસને કહી, તેથી કંસને દુઃખ ઉત્પન્ન થયું. પોતાના મૃત્યુની વાત સાંભળી કોને દુઃખ ન થાય ? પછી છળભેદને જાણનારા કંસે બીજે દિવસે વસુદેવને એકાંતમાં બોલાવીને કહ્યું, હે ઉપકારી મિત્ર, હું તમારી પાસે એક માગણી કરૂં છું કે, 'મારી બ્હેન દેવકીના સાતગર્ભ મને આપજો. જેમનું હું પાલનપોષણ કરીશ.' નિષ્કપટ હૃદયના વસુદેવે તે વાત પોતાની સ્ત્રી દેવકીને કહી, " પ્રિયે ! આપણને બળભદ્ર વિગેરે બીજા ઘણાં પુત્રો છે, તારા ઉદરથી થયેલા સાતગર્ભ તારા ભાઇને આપવામાં કાંઇ હરકત નથી. કંસ પોતાના ભાણેજોનું સારી રીતે પાલનપોષણ કરશે." પતિભક્તા દેવકીએ પતિના વચનને માન આપી તે વાત કબુલ કરી.

પછી અનુક્રમે દેવકીને પ્રજા થવા લાગી અને તે પ્રજા વસુદેવ કંસને આપવા લાગ્યો. નિર્દય કંસે તે બધાનો નાશ કરી દીધો. દેવકીના છ સંતાનનો નાશ કર્યો ત્યાંસુધી વસુદેવ તથા દેવકીને એ વાતની ખબર પડી નહિં. કારણકે તેઓને કંસ કહેતો હતો કે, એ બાળકોને મારા અંતઃપુરમાં લઈ જઈ હું તેમનું પાલનપોષણ કરૂં છું. પરંતુ મથુરામાંની પ્રજામાં એવી વાત પ્રસરી કે કંસે દેવકીના છ ગર્ભોનો નાશ કર્યો એ વાત ચાલતી ચાલતી વસુદેવ તથા દેવકીના કાને આવી, તેથી તેમના હૃદયમાં અત્યંત દુઃખ થઇ આવ્યું અને પછી તેમણે હવેથી જે પ્રજા થાય તેને ગુપ્ત રીતે રાખવી, એવો નિશ્ચય કર્યો.

ક્રૂરકર્મા કંસ પોતાના ભાણેજોનો નાશ કરવાથી મથુરાની પ્રજામાં ઘણો વગોવાતો હતો, લોકો તેને હૃદયથી અતિશય ધિક્કારતા હતા. પંચેંદ્રિય મનુષ્ય પ્રાણીનો વધ કરવાથી કંસ નિસ્તેજ થઈ ગયો હતો. તેના મસ્તકપર કાળચક્ર ભમતું હતું. બાળહત્યાના ઘોર પાપે તેને ઘેરી લીધો હતો. તેની ઉન્મત સ્ત્રી જીવયશા પણ તેવીજ પાપબુદ્ધિ ધારણ કરનારી હતી. એ ક્રૂર હૃદયના રાજદંપતીથી મથુરાની પ્રજામા હાહાકાર વર્ત્તાઈ રહ્યો હતો. દરેક શેરીએ અને મંદિરે કંસના ક્રૂરકર્મનીજ વાર્ત્તા થતી હતી. કેટલાએક વૃદ્ધ અને વિદ્વાન્ લોકો કહેતા હતા કે, ‘ અલ્પ સમયમાં કંસ કાળને આધીન થશે. ’

. સદ્બુદ્ધિ વસુદેવ અને દેવકી હવે પછીના પોતાના ગર્ભની રક્ષા કરવા માટે અનેક પ્રકારની યોજના કરતા હતા. દેવકીની મનોવૃત્તિ કંસના ક્રૂરકર્મથી ભયભીત થતી હતી અને સર્વદા તેને માટે ચિંતાતુર રહેતી હતી.

કુબુદ્ધિ કંસે પોતાના સ્વાર્થને માટે નિર્દોષ ભાણેજોના પ્રાણનો નાશ કર્યો હતો; તથાપિ તેના આતુર હૃદયમાં કાળનો ભય લાગતો હતો. તેને ઘણીવાર કુસ્વપ્નો આવતાં અને તેથી તે ભયભીત થઈ જાગી ઉઠતો હતો. કોઈવાર તે ભાન વગરનો થઈ યદ્વાતદ્વા બોલતો અને પોતે કરેલા ઘોર પાપનો પશ્ચાત્તાપ કરતો હતો. ઘણીવાર તે પોતાની રાણી જીવયશાની ઉપર ક્રોધાતુર થતો અને તેને મારવા ધસી આવતો હતો. કોઈ કોઈ વાર તે બંને પાપી દંપતીની વચ્ચે મહાન્ કલહ ઉત્પન્ન થતો અને છેવટે માંડ માંડ તેનું સમાધાન થતું હતું. મથુરાની સર્વ પ્રજા કંસરાજા તરફ અનાદર દર્શાવતી અને તેના નિંદનીય આચરણને વારંવાર ધિક્કારતી હતી.

પ્રિય વાંચનાર! આ પાપી કંસના ચરિત્ર ઉપરથી તારે ઘણું શીખવાનું છે. દરેક મનુષ્યમાં સુમતિ અને કુમતિ બંને પ્રગટ થાય છે. શાસ્ત્ર અને સત્સંગને સેવન કરનાર મનુષ્ય સર્વદા સુમતિનો ધારક અને કુમતિનો નિવારક થાય છે. જ્યાં સુધી એ ઉત્તમ સંગની સેવા કરનારો રહે છે, ત્યાંસુધી તેનામાં સદા સુમતિ સ્થિર રહે છે અને જ્યારે તે કુસંગીનો સંગી બને છે, ત્યારે તેનામાં કુમતિ ઉત્પન્ન થાય છે. જ્યાંસુધી

કંસ વસુદેવના સારા સંગમાં રહ્યો, ત્યાંસુધી તે સારી મતિવાળો રહ્યો અને જ્યારે તે જરાસંધના તથા તેની પુત્રી જીવયશાના સમાગમમાં આવ્યો, ત્યારે તેનામાં કુબુદ્ધિ ઉત્પન્ન થઈ હતી અને તેથી તે ક્રૂર તથા હિંસક બની ગયો હતો. તે કુસંગને લઈને તેણે પોતાના છ ભાણેજોનો ઘાત કર્યો હતો. આ ઘોર પાપથી તે મથુરાની સર્વ પ્રજામાં અકારો થઈ પડયો હતો તેણે પોતાના જીવનને નિંદનીય બનાવ્યું હતું. વળી જે જે મનુષ્ય મહા પાપનો કરનાર થાય છે, તે મનુષ્ય પોતાના પાપકર્મના બળથી મૃત્યુની પાસે આવે છે. જેમ અતિ ઉગ્ર પુણ્ય કરવાથી તેના શુભ ફળ આ લોકમાં સદ્ય મળે છે, તેવી રીતે અતિ ઉગ્ર પાપ કરવાથી તેના કટુફળ પણ આ લોકમાં સદ્ય મળે છે. એવીજ રીતે પાપી કંસના પ્રસંગમાં પણ બનવાનું છે. એ મહાપાપી પણ હવે કાળનો ગ્રાસ થવાને અધિકારી બન્યો છે.

કંસની સ્ત્રી જીવયશા કે જે કેળવણી વિનાની અને દુર્વ્યસનને સેવનારી સ્ત્રી હોવાથી તે કંસના સંસારને મલીન કરનારી થઈ પડી હતી. તેવી અજ્ઞાન અને દુર્વ્યસની સ્ત્રીના સેવનથી પુરૂષનું જીવન ગલિત થઈ જાય છે. કંસને જે બાલહત્યા કરવાની કુબુદ્ધિ ઉત્પન્ન થઈ હતી, તે પણ તે નઠારી સ્ત્રીના પ્રસંગથીજ થઈ હતી. તે ઉપરથી દરેક સુજ્ઞ મનુષ્યે ઘણો બોધ લેવાનો છે. સ્ત્રીજાતિને સન્માર્ગે દોરવાનો પ્રયત્ન કરવો જોઈએ. બાલ્યવયથીજ તેણીની સંભાળ રાખવી જોઈ-

એ. જો સ્ત્રીજાતિને કેળવણી વગરની રાખવામાં આવે તો અલ્પ સમયમાંજ તેણીના અશુદ્ધ હૃદયમાં દુરાચાર તથા દુર્વ્યસનનો પ્રવેશ થઈ જાય છે. દુરાચારિણી તથા દુઃશીલા સ્ત્રી પોતાને તથા પોતાના સંગીને દુર્ગતિમાં પાડે છે. તે વિષે જીવયશાનું મલિન ચારિત્ર દષ્ટાંત રૂપ છે. દુર્વ્યસનમાં આવી પડેલી અંગના ઉભયકુલને કલંકિત કરે છે અને તેણીનો સંસાર તેના કુટુંબને દુઃખરૂપ થઈ પડે છે. માટે સર્વ ભવિ મનુષ્યે પોતાની સ્ત્રીસંતતિને બાલ્યવયથી કેળવણીરૂપ કલ્પલતાની આશ્રિત કરવી કે, જેથી તે સદ્ગુણી, સદાચારી અને સુશીલ બની આ સંસારના માર્ગને સુધારવાનું મુખ્ય સાધન થઈ પડે.






## પ્રકરણ ૧૪ મું

### કૃષ્ણ અને કંસ.

યમુના નદીને કાંઠે આવેલા એક ગામડામાં એક વિશાળગૃહમાં અર્ધરાત્રે કોઈ દંપતી વાર્તાવિનોદ કરતા હતા. તેઓમાં જે પુરૂષ હતો, તે ગામનો અધિપતિ હતો અને સ્ત્રી તેમની રાણી હતી. આ વખતે તે સ્ત્રી સગર્ભા હતી. પ્રસવનો પૂર્ણ સમય થઈ ગયો હતો. ક્ષણમાંજ તેણીના ઉદરમાંથી પ્રસૂતિ થવાની હતી. તે ચતુર સ્ત્રી પોતાના પતિને પ્રસવ થવાનીજ વાત કરતી હતી. 'પુત્ર અવતરશે કે પુત્રી' એમ

બંને સ્ત્રી પુરૂષ પોતાના હૃદયને પ્રશ્ન કરતા હતા. આ વખતે એક પુરૂષે ' દ્વાર ઉઘાડો ' એવો ધ્વનિ કર્યો. તે ધ્વનિ સાંભળતાંજ સ્ત્રી પુરૂષ ચમકી ગયાં. ' આવા રાત્રિને સમયે કોણ આવ્યું હશે ? ' એમ તેઓ વિચારમાં પડ્યા. પુરૂષે ઇતેજારીથી બેઠા થઈ પોતાના ગૃહનું દ્વાર ઉઘાડયું, તેવામાં જેના બંને હાથમાં એક નાનું તેજસ્વી બાળક છે એવા એક પુરૂષને તેમણે જોયો. તેને જોતાંજ તે પુરૂષે તેને ઓળખી લીધો. તેણે આનંદના આવેશમાં કહ્યું, "મિત્ર ! તમે અત્યારે ક્યાંથી ? આ બાળક કોનું છે અને તેને અહિં કેમ લાવ્યા છો ? " તેના પ્રશ્ન ઉપરથી તે પુરૂષે પોતાનો સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યો.

પ્રિય વાચકવૃંદ ! આ પ્રસંગ તમારા સમજવામાં આવ્યો નહીં હોય. તેથી તેનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. યમુના નદીને કાંઠે આવેલું ગામ તે ગોકુળ છે. તે મથુરાનગરીથી ત્રણકોશ ઉપર આવેલું છે. જે સ્ત્રી પુરૂષ હતા, તે નંદ તથા તેની સ્ત્રી યશોદા છે. નંદ ગોકુળનો રાજા છે અને યશોદા તેની રાણી છે. તે નંદ વસુદેવનો પરમ મિત્ર છે. આ વખતે જે પુરૂષ હાથમાં બાળક લઈને તેની પાસે આવ્યો છે, તે વસુદેવ પોતાની સ્ત્રી દેવકીનો સાતમો ગર્ભ જે કૃષ્ણ તેને લઈ નંદને ઘેર આવ્યો છે. જ્યારે કંસે દેવકીના છ ગર્ભ મારી નાંખ્યા તેથી આ સાતમા ગર્ભનું રક્ષણ કરવા વસુદેવને અર્ધરાત્રે ગોકુળમાં આવવું પડયું છે. આ સાતમો ગર્ભ કૃ-

પણ જ્યારે દેવકીનાં ગર્ભમાં આવ્યો ત્યારે દેવકીએ સાત મોટા સ્વપ્નો જોયાં હતાં. તેણીએ જ્યારે એ સાત સ્વપ્નાની વાત પોતાના પતિ વસુદેવને કહી, ત્યારે વિદ્વાન્ વસુદેવે ઉત્સાહથી દેવકીને કહ્યું હતું કે, "આ સ્વપ્ના ઉપરથી જણાય છે કે, તારો આ ગર્ભ ભરતાર્ધનો મોટો રાજા થશે." પતિનાં આવાં વચનો સાંભળી દેવકીને ભારે ખેદ થયો. કારણકે પોતાનો ક્રૂર ભ્રાતા કંસ આવા ઉત્તમ ગર્ભનો પણ નાશ કરશે. આથી ત્રાસ પામતી દેવકીએ પોતાના પતિ વસુદેવને આજીજી કરી વિનંતી કરી કે, "પ્રાણનાથ! કોઇ પણ યુક્તિથી મારા આ પ્રભાવિક ગર્ભનું રક્ષણ કરો." તે વખતે વસુદેવે પોતાની પ્રિયાને કહ્યું હતું કે, "પ્રાણેશ્વરી! તું નિશ્ચિંત રહે. આ તારા સાતમા ગર્ભનું કંસરૂપ રાક્ષસથી હું રક્ષણ કરીશ. અહિંથી ત્રણકોશ ઉપર ગોકુળ ગામ છે. તે ગામનો રાજા નંદ મારો પરમ મિત્ર છે. અમારા બન્નેમાં કાંઇ પણ ભેદ નથી. તેને યશોદા નામે એક સદ્ગુણી રાણી છે. માટે આ ગર્ભમાંથી થયેલા પુત્રને હું તેની પાસે લઈ જઈને એનું રક્ષણ કરાવીશ." પતિનાં આવાં આશ્વાસન ભરેલાં વચનો સાંભળી દેવકીએ પોતાના સાતમા ગર્ભની સારી રીતે સંભાળ કરી હતી. નવ માસ પૂર્ણ થયા પછી શ્રાવણ માસની કૃષ્ણ અષ્ટમીને દિવસે દેવકીએ પુત્રને જન્મ આપ્યો. એ પુત્ર ઘણો તેજસ્વી દેખાયો હતો, તેનું વક્ષસ્થળ શ્રીવત્સના ચિન્હથી અંકિત હતું. તેના શરીર ઉપર બીજા પણ એવા શુભ ચિન્હો હતા કે જે તેના અર્ધચક્રવર્ત્તીપણાને સૂચવતા હતા.

આ વખતે કંસના રક્ષપાળો દેવકીના સૂતિકાગૃહની રક્ષા કરતા હતા. તે બધા ભરતાર્ધ પતિના પૂર્વભવના મિત્રો જે દેવતાઓ હતા, તેના પ્રભાવથી નિદ્રાધીન થઇ ગયા હતા. તે વખતે દેવકીએ પોતાના પતિ વસુદેવને જાગ્રત કરી પુત્ર આપ્યો. તેને લઇ વસુદેવ ગોકુળ તરફ ચાલતો થયો. તે સમયે સર્વ દિશાઓ તેજોમય દીસવા લાગી. દેવતાઓએ તે બાળક ઉપર પુષ્પની વૃષ્ટિ કરી અને છત્ર ચામર ધારણ કર્યા. વસુદેવ એ પ્રભાવિક પુત્રને લઇ દરવાજા પાસે આવ્યો, ત્યાં પાંજરામાં પૂરેલા ઉગ્રસેને વસુદેવને જોયો. તેણે પૂછ્યું, "ભદ્ર! નેત્રને સુખ આપનારૂં આ શું છે? તે મને કૃપા કરી કહો." વસુદેવે મંદહાસ્ય કરતાં કહ્યું, "બંધુ! આ બાળક તને કેદખાનામાંથી મુક્ત કરનારો છે." તે સાંભળી અંતરમાં આનંદ પામેલા ઉગ્રસેને કહ્યું, ભાઈ! હું તમારો મોટો ઉપકાર માનું છું. મારા જોવામાં એવું અદ્‌ભુત આવ્યું છે કે, આજથી હું કેદખાનામાંથી છુટયો એવો મને નિશ્ચય થઇ ગયો છે. આ પ્રમાણે ઉગ્રસેનને ધીરજ આપી વસુદેવ ત્યાંથી આગળ ચાલ્યો, ત્યાં પાણીના પૂરથી પરિપૂર્ણ એવી યમુના નદી તેના જોવામાં આવી, પણ પુત્રના પ્રભાવથી વસુદેવ નિઃશંક થઇ યમુના નદી ઉતરી ગયો હતો. અને તે પછી તે આ વખતે ગોકુળમાં આવી પહોંચ્યો હતો.

ગોકુળપતિ નંદ આનંદથી પોતાના મિત્ર વસુદેવનો બાળક લઇ ઘરમાં યશોદાને આપવા જતા હતા, ત્યાં ખબર મળી કે,

'યશોદાએ એક દિવ્ય કન્યાને જન્મ આપ્યો.' વસુદેવ તે કન્યાને લઇ પોતાનો પુત્ર યશોદાને આપી સત્વર પોતાને ઘેર આવ્યો. અને તે પુત્રી દેવકીને સોંપી તે બાળિકા ઉંચે સ્વરે રૂદન કરવા લાગી. તેણીના રૂદનનો શબ્દ સાંભળી કંસના રક્ષપાળો જાગ્રત થઇ ગયા અને તે પુત્રીને કંસની પાસે તેડી ગયા. તે સુંદર બાળિકાને જોઇ કંસે વિચાર કર્યો કે, " મારાથી બધા શત્રુઓ ભયભીત થઈ નાશી જાય છે–એવું મારૂં અતુલ પરાક્રમ છે, તેથી મને આ દુર્બળ કન્યા શું કરવાની છે? મૂર્ખ મુનિઓ યદ્વા તદ્વા બોલનારા છે, તેમના વચન ઉપર શો વિશ્વાસ રાખવો ? " આ પ્રમાણે વિચારી તે બાળિકાનું નાક કાપી તેને પાછી આપી દીધી.

અહિં નંદના ગોકુળમાં વસુદેવનો પુત્ર ચંદ્રની જેમ વધવા લાગ્યો. ચંદ્રના ઉદયથી જેમ ઉદયગિરિ રમણીય લાગે છે, તેમ નંદના પુત્રથી ગોકુળ અતિ રમણીય દેખાવા લાગ્યું, તેનું અતિ મનોહરરૂપ જોઇને નંદ તથા યશોદાને અતિ આનંદ ઉત્પન્ન થયો. તે પુત્રના શરીરનો વર્ણ કૃષ્ણ હોવાથી નંદે વિચાર કરી તેનું નામ કૃષ્ણ પાડયું. એ સુંદર કુમારને ગોકુળની ગોપીઓ ઉત્સંગમા બેસાડી રમાડવા લાગી. જેમ ઇંદ્રાણીના હસ્તોદકથી નંદનવનમાં કલ્પવૃક્ષ વૃદ્ધિ પામે, તેમ યશોદાના પાલણ પોષણથી કૃષ્ણ ગોકુળમાં વૃદ્ધિ પામવા લાગ્યો. એક ગોપીના ખોળામાંથી બીજીના ખોળામાં જાય અને એકના હાથથી બીજીના હાથમાં જાય, એવી રીતે રમાડતાં તેની ઉપર ગોપીઓનો ઘણો પ્રેમ થયો. કોઇ કોઇ વખત

દેવકી પણ મથુરાથી ગોકુળમાં આવતી અને કૃષ્ણને પોતાના સ્તનનું સ્નેહથી પાન કરાવતી અને અતિ હર્ષથી લાડ લડા-વીને બોલાવતી હતી.

એક દિવસે પૂતના અને શકુનિ નામે બે વિદ્યાધરીઓ પૂર્વનું વૈર સ્મરણ કરી કૃષ્ણને મારવા ગોકુળમાં આવી અને ઘણા પ્રકારે તેને મારવાનો યત્ન કર્યો, પણ તેમાં તેઓ નિષ્ફળ થઇ અને અંતે દૈવયોગે તેઓ બંને મરણને શરણ થઇ ગઈ. જે નિર્દોષ સાધુજનને મારવાનો યત્ન કરે છે, તેઓ પોતેજ નાશ પામી જાય છે. કૃષ્ણ અનુક્રમે કિશોરવયમાં આવ્યો, ત્યારે તે ગોપાંગનાઓના ઘરમાં જઈ દૂધ તથા દહીંના ગોરસ ચોરી ચોરીને ખાવા લાગ્યો. એમ કરતાં ખાતાં બચે અને લાગ આવે તો તે ઢોળી નાંખતો હતો. તે આવા અનેક ઉપદ્રવો કરતો તોપણ ઉષ્ણતાને કરનારા સૂર્યની જેમ તે કોઇને અપ્રિય લાગતો નહિં. એમ કરતાં જ્યારે કૃષ્ણ સાત આઠ વર્ષનો થયો, ત્યારે જેમ ચંપાના પુષ્પની ખુશબો દશે દિશાઓને સુગંધિ આપે તેમ તેની કીર્ત્તિની ખુશબો ચારે તરફ પ્રસરી ગઇ. તેના કંઠનો અવાજ ઘણો મધુર હોવાથી જ્યારે તે ગાયન ગાતો ત્યારે તેની પર બધા મોહિત થઇ જતાં અને તેની તરફ અપાર પ્રેમ ધારણ કરતા હતા કૃષ્ણની આવી અદ્દભુત લીલા સાંભળી વસુદેવના મનમાં શંકા ઉત્પન્ન થઇ કે' રખેને કંસ એનો ઘાત કરે ' તેથી તેણે તેનું રક્ષણ કરવાને પોતાના મોટા દીકરા બળભદ્રને ત્યાં મોકલાવી દીધો. કૃષ્ણને ખબર ન હતી કે બળદેવ મારો ભાઈ છે, તોપણ પૂર્વભવના સંબધથી

કૃષ્ણનો તેની પર ઘણો પ્રેમ થવા લાગ્યો. બળદેવ સર્વ કળાઓમાં પ્રવીણ હતો. કૃષ્ણ થોડા દિવસ બળદેવ પાસેથી બધી કળાઓ શીખી ગયો હતો. તેથી શિક્ષક અને બંધુ-એ બે સંબંધ બળદેવની સાથે કૃષ્ણના થયા હતા. એમ કરતાં કેટલાએક દિવસો વિત્યા પછી કૃષ્ણનો યોવનવયમાં પ્રવેશ થયો. તેના રમણીય વપુ ઉપર તારૂણ્ય વયની શોભા પૂર્ણ રીતે પ્રકાશી નીકળી. કૃષ્ણનું સુદર રૂપ જોઇ ગોકુળની ગોપીકાઓ કામદેવને વશ થવા લાગી અને તેઓ કૃષ્ણની પૂર્ણ રાગી બની તેની પાસે આવી રમણ કરવા લાગી. કેટલીએક ગોપીકાઓ રોમાચિંત થઇ કૃષ્ણના ખભા ઉપર ચંદન દ્રવ્યથી વિચિત્ર પ્રકારના ચિત્રો કહાડવા લાગી. કોઇ મયૂરપીછ લઇ તેના મુગટમાં ઘાલવા લાગી. કોઇ કંપાયમાન થતી નવીન પુષ્પના ગજરા લઈ હૃદય ઉપર આરોપવા લાગી. કોઈ વખતે બધી ગોપિકાઓ એકઠી થઇ કૃષ્ણની આસપાસ ઉભી રહી વિલાસથી નૃત્ય કરવા લાગી અને કોઈ ગાયન કરવા લાગી. આવી અનેક ચેષ્ટાઓ કરી ગોપિકાઓ ગોકુલમાં કૃષ્ણની સાથે આનંદ ઉત્સવ કરતી હતી. ગોપિકાઓની સાથે ક્રીડા કરતો કૃષ્ણ કામશાસ્ત્રમાં એવો તો નિપુણ થયો કે પોતાનું પાંડિત્ય પોતાના શિક્ષકને બતાવવા લાગ્યો. તેનો જ્યેષ્ઠ બંધુ બળદેવ કૃષ્ણની રક્ષા કરતો હતો અને તેની સાથે રહી રાત્રિ દિવસ નિર્ગમન કરતો હતો.

આ અરસામાં શૌર્યપુરના મહારાજા સમુદ્રવિજયની પટરાણી શિવાદેવીને રાજમેહેલમાં શયન કરતાં કાર્તિક માસની દ્વાદશીના પ્રાતઃકાળે ગર્ભને સૂચવનારાં ચૌદ સ્વપ્નાં આવ્યાં.

મહાદેવીએ એ સ્વપ્નાંની વાત પોતાના પ્રાણનાથ સમુદ્રવિજય રાજાને કહી. એવામાં જ્યોતિઃશાસ્ત્રને જાણનાર **ક્રોષ્ટુકી** નામે મહા વિદ્વાન ત્યાં આવી ચડયો અને તેની સાથે ચારણ-શ્રમણ પણ ત્યાં આવ્યા. રાજા સમુદ્રવિજયે સ્વપ્નનું વૃત્તાંત તેઓને કહી સંભળાવ્યું, તે ઉપરથી તેઓ બોલ્યા—"રાજન્! તમારા **મહારાણી શિવાદેવી તીર્થંકરની માતા થશે;** એવું આ સ્વપ્નાં ઉપરથી જણાય છે. તમારો પુત્ર લોકોત્તર પરાક્રમી અને ત્રણ ભુવનનું રક્ષણ કરવામાં સમર્થ થશે." તેમના આવાં વચન સાંભળી રાજા સમુદ્રવિજય તથા શિવાદેવીને અતિશય હર્ષ ઉત્પન્ન થયો. પછી તેમણે તેઓને અતિ સત્કાર કરી વિદાય કર્યા હતા. ગર્ભના પ્રભાવથી શિવાદેવીનું સૌંદર્ય અતિશય વિશેષ પ્રકાશવા લાગ્યું. રાજા સમુદ્રવિજયનો પ્રતિદિન ઉત્કર્ષ થવા લાગ્યો. અને તેની સત્કીર્ત્તિ દેશો દેશમાં પ્રસરી ગઈ. અનુક્રમે ગર્ભના માસ પૂરા થવાથી શ્રાવણ માસની શુક્લ પંચમીને દિવસે ચિત્રા નક્ષત્રનો ચંદ્ર થતાં અને સર્વ શુભ ગ્રહો લગ્નને જોતાં શિવાદેવીએ એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. ત્યારે ઇંદ્રોએ આવી તેમનો સ્નાત્રોત્સવ કર્યો. દેવતાઓએ રત્નોની વૃષ્ટિ કરી. તે પુત્રના પ્રભાવથી જે પ્રાણીઓને સ્વપ્નમાં પણ સુખનો અનુભવ થયેલો નહિ, તે પ્રાણીઓ પણ યથાર્થ સુખને વેદવા લાગ્યા. રાજા સમુદ્રવિજયે કેદીઓને કારાગૃહમાંથી મુક્ત કર્યા અને ગરીબ પ્રાણીઓને ઘણું દ્રવ્ય વહેંચી આપ્યું. આખું શૌર્યપુર નગર ધન ધાન્યથી પરિપૂર્ણ થઈ ગયું, તે

પુત્રના જન્મ વખતે સર્વ અરિષ્ટોનો નાશ થયો હતો, તેથી વિચક્ષણ પિતા સમુદ્રવિજયે તે પુત્રનું નામ **અરિષ્ટનેમિ** પાડયું અને ઘણા દિવસ સુધી શૌર્યપુરમા તેનો ઉત્સવ ચાલ્યો. પુત્રના જન્મ દિવસથી દેવતાઓ નાના પ્રકારથી તેની સેવા કરવા લાગ્યા, યાદવો તેમનું પાલન કરવા લાગ્યા અને ધાત્રીઓ અતિ આનંદથી અરિષ્ટનેમીને ઉછેરવા લાગી. આ મહોત્સવ પ્રસંગે મથુરામાથી કંસ પણ ત્યાં આવ્યો હતો, તેણે પૂર્વે જે કન્યાનું નાક કાપ્યું હતું, તે કન્યા ત્યાં કંસના જોવામાં આવી, ત્યારે પેલા મુનિના વાકયનું સ્મરણ થઈ આવવાથી તેને બહુ કષ્ટ ઉત્પન્ન થયું. તે હૃદયમાં ભય પામવા લાગ્યો.

મૃત્યુથી ભય પામેલો કંસ શૌર્યપુરમાંથી મથુરામાં આવ્યો. ત્યાં તેણે એક વિદ્વાન્ જોષીને બોલાવીને પુછયું, "જોષીજી! પૂર્વે મુનિએ મને જે કહેલું છે, તે સત્ય થશે કે નહીં? તે મને યથાર્થ કહો." જોષીએ જ્ઞાનથી અવલોકન કરી કહ્યું, "રાજન્, **મુનિઓનાં વચન કદી પણ અસત્ય થતાં નથી.** તમારી બ્હેન દેવકીનો સાતમો ગર્ભ તમારો પૂર્ણ શત્રુ છે. તે હજી જીવતો છે; પણ હું જાણતો નથી કે તે કયાં છે? તેના રહેવાના ઠેકાણાની તમને ખબર પડે એવો ઉપાય હું જાણું છું, તે સાંભળો—તે ઉપાયથી તમને જણાઇ આવશે કે 'એ મારો શત્રુ છે' તમારો શત્રુ શ્યામ છે. તે ઘણો પરાક્રમી છે. તેનું શરીર પુષ્ટ છે. તે મોટી ગર્જના કરનારો છે. તમારા દરબારમાં જાણે સાક્ષાત્ અહંકાર હોય, તેવો જે અરિષ્ટ નામનો બળદ અને લોકોને પીડા કરનાર **કેશી** ના-

મનો જે ઘોડો છે, એ બંનેને પુષ્ટ કયા મત્ત કરીને મથુરાનગરીની બાહેર છોડી મુકો. સિંહ જેમ હરિણોને લીલામાત્રમાં મારી નાંખે, તેમ જે તે બંનેને લીલામાત્રમાં મારી નાંખે તે તમારો ઘાતક શત્રુ સમજવો. બીજા લોકો જેનો સ્પર્શ પણ કરી શકે નહીં એવું તમારૂં જે સારંગ નામનું ધનુષ્ય છે, તેને જે ચડાવી શકે તે તમારો પ્રાણહારક શત્રુ સમજવો. એ કૃત્ય કરવાથી તે લોકોમાં સારંગપાણિ એવા નામથી પ્રખ્યાત થશે. તમારી સભામાં ચાણુર નામનો મોટો મલ્લ છે. તે ઘણો પરાક્રમી છતાં તેને જે મારી નાંખે તે તમારો નાશકારક શત્રુ સમજવો. વળી તમારી પાસે પદ્મોત્તર તથા ચંપક નામના જે બે મહોન્મત્ત હસ્તિઓ છે, તેઓના જે પ્રાણ લેશે તે તમારો કટ્ટો શત્રુ સમજવો. યમુના નદીને વિષે કાલેય નામનો એક મહાસર્પ રહે છે, તેનું જે દમન કરશે તે તમારા પ્રાણવાયુનો નાશ કરશે. " જોષીના આવાં વચનો સાંભળી કંસ કંપાયમાન થઇ ગયો અને તેના હૃદયમાં મૃત્યુનો મહાભય ઉત્પન્ન થઇ આવ્યો. પછી તરતજ તેણે પોતાના મંત્રીઓને બોલાવીને કહ્યું કે " અરિષ્ટ, બળદ, કેશી ઘોડા, અને પદ્મોત્તર તથા ચંપક હાથી એ બધાને સારો ખોરાક આપી પુષ્ટ કરો કે, બીજા કોઇનાથી તેનો પરાભવ થઇ શકે નહીં. અને તેઓ પોતાની સામે આવેલાને જીતી લીએ. " કંસની આવી આજ્ઞા થતાં તેના મંત્રીઓએ તે પ્રમાણે બધી યોજના કરીને કંસને તેના ખબર આપ્યા.

ગોકુળમાં અહર્નિશ આનંદોત્સવ થઇ રહ્યો છે. શરદ્-

ઋતુની રાત્રે નિર્મળ ચંદ્ર પ્રકાશી રહ્યો છે તે વખતે ગોકુળની ગોપીઓ કૃષ્ણની સાથે અનેક પ્રકારની ગમ્મતો કરી રહી છે નાચે છે ગાય છે, વાજિંત્રો વગાડે છે, રમે છે, હસે છે અને સામસામી તાળીઓ લીએ છે એમ અનેક પ્રકારના ખેલ કરી રહી છે એ સમયે કૃષ્ણ અને ગોપીઓ રાસક્રીડા કરે છે તેમના અંગ ઉપર પૂર્ણચંદ્રમાનો પ્રકાશ પડે છે બીજી કેટલીએક ગોપીઓ પોતપોતાના ખેતરો તથા પશુઓનું રક્ષણ કરી રહી છે વિવિધ પ્રકારના પુષ્પો ખીલી રહ્યા છે. વનમાં વિચરતા ગજેંદ્રોના કુંભસ્થળમાંથી મદના ઝરણ ઝરી રહ્યા છે આવી સુંદર ઋતુમાં કૃષ્ણ રાત્રિને સમયે ગોપીઓની સાથે નાના પ્રકારની ક્રીડા કરે છે અને દિવસે ગોપીઓના છોકરાઓની સાથે વૃંદાવનમાં ગાયોને ચરાવે છે

એક સમયે કૃષ્ણ યમુના નદીના તીર ઉપર ફરતા હતા, ત્યાં પેલા અરિષ્ટ તથા કેશી બંને દુષ્ટ પશુઓ ગોકુળમાં આવી ચડ્યા તેમણે આવી ત્યાં અનેક પ્રકારના ઉપદ્રવ કરવા માડ્યા અને સર્વ ગોકુળવાસીઓને અતિ હેરાન કરી મુકયા ગોકુળની પ્રજાને અતિ આકુળવ્યાકુળ થતી જોઈ નંદરાજાને ખેદ થવા માડ્યો અને તેને કૃષ્ણની ભારે ચિંતા થવા લાગી. આ વૃત્તાંત ગોપીઓએ આવી કૃષ્ણને જણાવ્યો એટલે કૃષ્ણ ગોકુળમાં આવી પહોચ્યો તે અરિષ્ટ વૃષભની સામે યુદ્ધ કરવાને ઉભો રહ્યો, એટલે અરિષ્ટ પોતાના તીક્ષ્ણ શ્રૃંગનો પ્રહાર કરવા કૃષ્ણ ઉપર ધસી આવ્યો કૃષ્ણે તેના શીંગડા પકડી તેનીપર મુષ્ટિનો એવો પ્રહાર કર્યો કે જેથી તે અરિષ્ટ

પ્રાણુરહિત થઈ પૃથ્વી ઉપર પડી ગયો. તે વખતે ગોપીઓએ જય જય શબ્દોથી તે સ્થળને ગજાવી મુકયું. પછી કૃષ્ણુ કેશી ઘોડાની સામે યુદ્ધ કરવાને ગયા ભયંકર શબ્દ કરી કેશીની સામે ઉભા રહ્યા એટલે કેશી પોતાની ખરીઓવડે ભૂમિને ખોદતો ખોંખારા કરતો કૃષ્ણુની સામે ચઢી આવ્યો. કૃષ્ણે તેની સામે થઈ યમદંડના જેવા પોતાના હાથ તેના મુખમાં ઘાલી જીર્ણ વસ્ત્રની જેમ તેને ઉભોને ઉભો ચીરી નાંખ્યો. તે વખતે ગોપ અને ગોપીઓ અતિ આનંદ પામી કૃષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા. અને ગોકુળપતિ નંદરાજા હૃદયમાં અતિ આનંદ પામ્યો.

'અરિષ્ટ તથા કેશી એ બંને પશુઓનો કૃષ્ણે નાશ કર્યો.' એ વાત કંસના જાણુવામાં આવી. કંસે વિચાર્યું કે, "મુનિની વાણી અન્યથા થવાની નથી. જરૂર મારો શત્રુ કૃષ્ણુ છે અને તે મારો ઘાત કરશે." આવું વિચારી કંસે પોતાના બૃહસ્પતિ નામના મંત્રીને બોલાવીને કહ્યું કે, મંત્રિરાજ ! મારા શત્રુનો નાશ થાય, તેવો ઉપાય બતાવો. ચતુર બુદ્ધિવાળા બૃહસ્પતિ મંત્રીએ વિચાર કરી કહ્યું, "રાજેંદ્ર! તમારા શત્રુ કૃષ્ણુને મારવાનો એક ઉપાય છે, તે સાંભળો. તમે ધનુર્યાગનો મહોત્સવ કરી સર્વ ક્ષત્રિય રાજાને બોલાવો અને તેની સાથે એવું કહેવરાવો કે, જે મારા સારંગ નામના ધનુષ્યને ચડાવશે, તેને હું મારી સત્યભામા નામની બ્હેન પરણાવીશ. એમ કરવા સારૂ એક સભામંડપની રચના કરાવો અને તે પ્રસંગે તમારા શત્રુને પણ તેડું મોકલાવો. તમારો શત્રુ તે પ્ર-

સંગે મંડપમાં આવશે. તે વખતે મંડપના દ્વાર આગળ પરાક્રમી યોદ્ધાઓને હાથમાં શસ્ત્રો આપી પહેરો ભરવા ઉભા રાખવા. જ્યારે તમારો શત્રુ મંડપમાં આવે કે તરત તેને પકડી ઠાર મારી નાંખવો ."

મંત્રી બૃહસ્પતિએ બતાવેલો આ ઉપાય સાંભળી કંસ હૃદયમા ઘણો ખુશી થયો અને તેણે તે યોજના કરવાને મંત્રીને આજ્ઞા કરી. પછી મંત્રીએ તે પ્રમાણે સર્વ ગોઠવણ કરવા માડી. સ્વયંવરના મંડપની સુંદર રચના કરી દેશદેશના રાજાઓને તેડાં મોકલાવી બોલાવ્યા. આ વૃત્તાંત સાભળી બળદેવનો મોટો ભાઇ અનાદૃષ્ટિ શૌર્યપુરમાંથી મથુરા તરફ જવા નીકળ્યો. રસ્તામાં ગોકુળ આવ્યું, ત્યાં પોતાના ભાઈના પ્રેમથી એક રાત્રિ ત્યાં રહ્યો. બીજે દિવસે સવાર થતાજ બળદેવની આજ્ઞાથી કૃષ્ણને સાથે લઇ તે મથુરા તરફ જવા નીકળ્યો. કૃષ્ણ અને અનાદૃષ્ટિ થોડા વખતમાં મથુરામાં આવી પહોંચ્યા. અને લાગલાજ મુક્તાફળોથી સુશોભિત તથા અનેક પુષ્પોથી વ્યાપ્ત એવા ધનુર્મંડપની પાસે આવ્યા. ત્યાં સર્વ દેશના રાજાઓ પોતપોતાની યોગ્યતા પ્રમાણે ઉંચા સિંહાસન ઉપર બીરાજેલા જોવામાં આવ્યા. મધ્યભાગે વિધિથી પૂજેલા ધનુષ્યની પણછની પાસે દિવ્યરૂપને ધારણ કરનારી સત્યભામા બેઠેલી જોવામાં આવી. જ્યારે કૃષ્ણ મંડપમાં દાખલ થયો ત્યારે સત્યભામા તેના સુંદર સ્વરૂપને કટાક્ષથી નીરખવા લાગી. તેને નીરખ-

ાજ મત્યભામા મોહિત થઈ ગઇ અને હ્રદયથી તેને ચાહવા
ાગી ગજા કમની આજ્ઞા થતાજ કલિગ, બગ, કાશ્મીર
ાને કીર વગેરે દેશોના ગજાઓ ધનુષ્યની પાસે આવ્યા અને
ાને ચડાવવા લાગ્યા તોપણ કાઈ વળ્યુ નહી ધનુષ્યને ચડા
વુ તો એક તરફ રહ્યુ, પણ તેઓ ધનુષ્યને ડગાવી પણ શ
ક્યા નહી તેથી શરમાઈને પાછા પોતપોતાને આસને જઈ
ાસવા લાગ્યા એમ સર્વ રાજાઓ અનુક્રમે એક પછી એક
ોતપોતાનુ બળ અજમાવી ચુક્યા, પણ કોઇનાથી કાઇ થયુ
ાહીં પછી અનાદૃષ્ટિ 'શુ પૃથ્વીમા કોઈ ક્ષત્રિય નથી ?' એમ
ાહી હાસ્ય કરતો ઉઠી ધનુષ્ય ચડાવવા ગયો તેણે બળથી ધનુષ્યને
ાોડુ ઉંચુ કર્યું, પણ વધારે બળ કરતા પોતે નીચે પડી ગયો
અને તેની છાતી ઉપર ધનુષ્ય પડી ગયુ તે વખતે તેનો મુગટ
ભાગી ગયો મોતીઓના હાર તુટી ગયા અને વસ્ત્રો અસ્ત
વ્યસ્ત થઇ ગયા તે જોઇ બધા રાજાઓએ અને મત્યભામાની
સખીઓએ હાસ્ય કર્યું પછી તે માડમાડ ધનુષ્ય નીચેથી છુટી
લજ્જિત થઇ પોતાને આસને જઇ બેઠો ત્યારે સર્વના મન
મા થયુ કે, કોઇ ધનુષ્યને ચડાવનાર નથીજ આ વખતે પ
રાક્રમી કૃષ્ણ ઉભો થયો અને તે ધનુષ્યની પાસે આવ્યો જેમ
પૃથ્વી ઉપરથી પુષ્પ ઉપાડી લે તેમ કૃષ્ણે લીલામાત્રમા ધનુ
ષ્ય ઉપાડી ચડાવ્યુ અને તેના કટકા કરી નાખ્યા કૃષ્ણનુ
આ પરાક્રમ જોઇ સર્વ રાજાઓ મનમા વિસ્મય પામી ગયા
અને પરસ્પર કહેવા લાગ્યા કે, 'આવા નાની વયના બાળક
મા આટલુ બધુ બળ ક્યાથી હશે ?' તે જોઈ બધા લજ્જિત

સંગે મંડપમાં આવશે. તે વખતે મંડપના દ્વાર આગળ પરાક્રમી યોદ્ધાઓને હાથમાં શસ્ત્રો આપી પહેરો ભરવા ઉભા રાખવા. જ્યારે તમારો શત્રુ મંડપમાં આવે કે તરત તેને પકડી ઠાર મારી નાંખવો."

મંત્રી બૃહસ્પતિએ બતાવેલો આ ઉપાય સાંભળી કંસ હૃદયમા ઘણો ખુશી થયો અને તેણે તે યોજના કરવાને મંત્રીને આજ્ઞા કરી. પછી મંત્રીએ તે પ્રમાણે સર્વ ગોઠવણ કરવા માંડી. સ્વયંવરના મંડપની સુંદર રચના કરી દેશદેશના રાજાઓને તેડા મોકલાવી બોલાવ્યા. આ વૃત્તાંત સાભળી બળદેવનો મોટો ભાઇ અનાદૃષ્ટિ શૌર્યપુરમાંથી મથુરા તરફ જવા નીકળ્યો. રસ્તામાં ગોકુળ આવ્યું, ત્યાં પોતાના ભાઈના પ્રેમથી એક રાત્રિ ત્યાં રહ્યો. બીજે દિવસે સવાર થતાંજ બળદેવની આજ્ઞાથી કૃષ્ણને સાથે લઈ તે મથુરા તરફ જવા નીકળ્યો. કૃષ્ણ અને અનાદૃષ્ટિ થોડા વખતમાં મથુરામાં આવી પહોંચ્યા. અને લાગલાજ મુક્તાફળોથી સુશોભિત તથા અનેક પુષ્પોથી વ્યાપ્ત એવા ધનુર્મંડપની પાસે આવ્યા. ત્યાં સર્વ દેશના રાજાઓ પોતપોતાની યોગ્યતા પ્રમાણે ઉંચા સિંહાસન ઉપર બીરાજેલા જોવામાં આવ્યા. મધ્યભાગે વિધિથી પૂજેલા ધનુષ્યની પણછની પાસે દિવ્યરૂપને ધારણ કરનારી સત્યભામા બેઠેલી જોવામાં આવી. જ્યારે કૃષ્ણ મંડપમાં દાખલ થયો ત્યારે સત્યભામા તેના સુંદર સ્વરૂપને કટાક્ષથી નીરખવા લાગી. તેને નીરખ-

તાંજ સત્યભામા મોહિત થઈ ગઈ અને હૃદયથી તેને ચાહવા લાગી. રાજા કંસની આજ્ઞા થતાંજ કલિંગ, બંગ, કાશ્મીર અને કીર વગેરે દેશોના રાજાઓ ધનુષ્યની પાસે આવ્યા. અને તેને ચડાવવા લાગ્યા તોપણ કાંઈ વળ્યું નહીં. ધનુષ્યને ચડાવવું તો એક તરફ રહ્યું, પણ તેઓ ધનુષ્યને ડગાવી પણ શકયા નહીં. તેથી શરમાઈને પાછા પોતપોતાને આસને જઈ બેસવા લાગ્યા. એમ સર્વ રાજાઓ અનુક્રમે એક પછી એક પોતપોતાનું બળ અજમાવી ચુકયા, પણ કોઈનાથી કાંઈ થયું નહીં. પછી અનાદૃષ્ટિ 'શું પૃથ્વીમા કોઈ ક્ષત્રિય નથી ?' એમ કહી હાસ્ય કરતો ઉઠી ધનુષ્ય ચડાવવા ગયો. તેણે બળથી ધનુષ્યને થોડું ઉંચુ કર્યું, પણ વધારે બળ કરતાં પોતે નીચે પડી ગયો અને તેની છાતી ઉપર ધનુષ્ય પડી ગયું. તે વખતે તેનો મુગટ ભાંગી ગયો. મોતીઓના હાર તુટી ગયા અને વસ્ત્રો અસ્તવ્યસ્ત થઈ ગયા. તે જોઈ બધા રાજાઓએ અને સત્યભામાની સખીઓએ હાસ્ય કર્યું. પછી તે માંડમાંડ ધનુષ્ય નીચેથી છુટી લજ્જિત થઈ પોતાને આસને જઈ બેઠો. ત્યારે સર્વના મનમાં થયું કે, કોઈ ધનુષ્યને ચડાવનાર નથીજ. આ વખતે પરાક્રમી કૃષ્ણ ઉભો થયો. અને તે ધનુષ્યની પાસે આવ્યો. જેમ પૃથ્વી ઉપરથી પુષ્પ ઉપાડી લે તેમ કૃષ્ણે લીલામાત્રમાં ધનુષ્ય ઉપાડી ચડાવ્યું અને તેના કટકા કરી નાંખ્યા કૃષ્ણનું આં પરાક્રમ જોઈ સર્વ રાજાઓ મનમાં વિસ્મય પામી ગયા અને પરસ્પર કહેવા લાગ્યા કે, 'આવા નાની વયના બાળકમાં આટલું બધું બળ કયાંથી હશે ?' તે જોઈ બધા લજ્જિ-

ત થઈ ગયા. સત્યભામા કૃષ્ણનું બળ જોઈ પોતાને કૃતાર્થ માનવા લાગી. તટસ્થ લોકો કૃષ્ણનું આવું ચમત્કારી બળ જોઈ તેની પ્રશંસા કરવા લાગ્યા. આ વખતે પાપી કંસે વિચાર કર્યો કે, "કૃષ્ણે ધનુષ્ય ચડાવ્યું, માટે તેને સત્યભામા આપવી જોઇશે અને તેથી શત્રુ કાયમ રહેશે; તેથી તેને અ-હીંજ ઠાર કરવો યોગ્ય છે," આવું
પ્રધાનોને સાન કરી એટલે તેઓએ
"અરે ભાઇઓ! આ ધનુષ્ય ચડાવનારને
એવી રાજાની આજ્ઞા છે. જે પ્રકારે જેને લ
આ તરૂણ ઉપર હલ્લો કરો, એમાં ઢીલ
તરત પકડી લીઓ; અહીંથી બાહેર જવા દેશે
તરૂણ હાથમાંથી નીકળી જશે તો સર્વની ઉ
કોપાયમાન થશે. જુઓ તો ખરા? આજકાલનો
તો છોકરો ધનુષ્ય ઉઠાવવા આવ્યો છે. એવા એ
વ્યાથી શું પ્રતિજ્ઞા પૂરી થઈ જાણી તેને રાજકન્યા
એ કેમ બને! બધું યોગ્યતા પ્રમાણેજ થાય છે. આ
ડતા માણસો આવા મોટા સ્વયંવરમાં આવી બધા
કુલીન રાજાઓનું માન ઉતારી પોતાનું કાર્ય કરી જા
સારૂં નથી, માટે એને તો ઠાર મારીજ નાખવો જોઈએ.
આવાં તે મંત્રિનાં વાકયો સાંભળી જેમ શિયાળના નાદથી સિંહ ભય પામતો નથી, તેમ કાંઈપણ ભય પામ્યા વિના કૃ-ષ્ણ પોતાને સ્થાનેજ સાંભળતો ઉભો રહ્યો હતો. પછી દ્વાર-પાળો કૃષ્ણની ઉપર તૂટી પડવાનો વિચાર કરે છે, એટલામાં

તો સિંહની પેઠે ફાળ મારતો અને અનાદૃષ્ટિને આગળ કરતો કૃષ્ણ કંસના સૈન્યનો તિરસ્કાર કરી બાહેર નીકળી પડ્યો. ' આપણો શત્રુ નાશી જાય છે, તેને પકડો પકડો' એમ બોલી કંસના સુભટો કૃષ્ણની સામે આવ્યા. તેમાંના કોઈને લાત, કોઈને મુષ્ટિ અને કોઈને કાંઈ મારતો અનાદૃષ્ટિની સાથે કૃષ્ણ મંડપની બાહેર આવ્યો. તેને અનાદૃષ્ટિએ પોતાના રથમા બેસારી ગોકુળમા પહોંચતો કર્યો. અને પોતે શૌર્યપુરમા ગયો આ ખબર સાંભળી કંસ ગભરાયો અને પોતાનું મૃત્યુ પાસે આવ્યું એમ જાણી અતિ ચિંતા કરવા લાગ્યો. તેની પ્રકૃતિમા ફેરફાર થઇ ગયો. તે વિપત્તિને પાસે આવતી જોવા લાગ્યો. તેનું ચિત્ત ઠેકાણે રહ્યું નહીં. રાજ્યની વ્યવસ્થા બરાબર કરે નહિં.

આ વખતે શત્રુના મહાભયમાં મગ્ન થયેલા કંસે કૃષ્ણને મારવાનો સંકેત કરી મલ્લયુદ્ધનો અખાડો કરવાનો સમારંભ કર્યો. તે સમયે તેણે મોટા આડંબરથી બધા રાજાઓને આમંત્રણ મોકલાવ્યા. કંસના આમંત્રણને માન આપવાને રાજાઓ તે અખેડામાં હાજર થયા. આ બધું જોઈ વસુદેવે બલભદ્રને જાણ કરી કે, કંસ કૃષ્ણને મારવાના અનેક ઉપાયો કર્યા કરે છે, તેમાંનો આ મલ્લયુદ્ધ કરવાને ઉપાય કર્યો છે; માટે તમારે સાવચેત રહેવું. તે શિવાય રાજા સમુદ્રવિજય, બીજા સર્વ ભાઈઓ તથા સ્નેહીઓને વસુદેવે કહી રાખ્યું કે, સર્વેએ મળીને કૃષ્ણની રક્ષા કરવી જોઈએ.

હવે દેશોદેશના રાજાઓ તે સભામંડપમાં આવવા લાગ્યા. કંસના અનુચરો તેમને યોગ્ય આસને બેસાડવા લાગ્યા. તે સભામંડપમાં કંસ પણ એક ઉંચા આસન ઉપર બેઠો. ઇંદ્રની આસપાસ જેમ દશ દિક્પાલો હાજર હોય છે, તેમ કંસે દશ દશાર્હને પોતાની પાસે હાજર રાખ્યા હતા. તે પ્રસંગે રાજા સમુદ્રવિજય તથા તેમના બીજા ભાઈઓ આવ્યા હતા, કંસે તેમને અમૂલ્ય આસનો ઉપર બેસાડયા' કૃષ્ણે મલ્લયુદ્ધ જોવાની ઈચ્છા પોતાના મોટા ભાઇ બલભદ્રની આગળ જણાવી એટલે બલભદ્રે વિચાર કર્યો કે, "જો કે પિતાના કહેવા પ્રમાણે ત્યાં જવું ભય ભરેલું છે, તો પણ આ સમય કૃષ્ણને લાભકારી છે. કોઇ પ્રકારે હાનિ થવાની નથી, તેથી ત્યાં અવશ્ય જવું જોઈએ." આવું વિચારી બલભદ્ર કૃષ્ણને સાથે લઈને યશોદાની પાસે આવ્યો. અને તે બોલ્યો—"માતાજી! અમને જલદી સ્નાન કરાવો. અમારે મથુરાનગરીમાં જવું છે. વળી ત્યાં જવાની ઘણી ઉતાવળ છે," ત્યારે યશોદાએ કહ્યું "હમણાં મને ફુરસદ નથી." આ સાંભળી બળભદ્રને અતિક્રોધ ચડયો. તેણે ક્રોધાવેશમાં કહ્યું,—"અરે દાસી! તું અતિ ગર્વિષ્ટ થઈ ગઈ છે. તું જાણતી નથી કે અમે કોણ છીએ. આટલો બધો અહંકાર કેમ રાખે છે?" આ પ્રમાણે કહી બળભદ્ર કૃષ્ણને ખેંચી લઈ યમુનાને કીનારે આવી સ્નાન કરી તે તીરની પાસે એક વૃક્ષની નીચે આવી ઉભો રહ્યો. આ વખતે કૃષ્ણના મુખ ઉપર ગ્લાનિ આવેલી જોઈ બળદેવે પુછયું, "ભાઈ! તમારા મુખ ઉપર ગ્લાનિ કેમ આવી ગઇ

છે? તમે ઉદાસ કેમ દેખાઓ છો?" ત્યારે કૃષ્ણે કહ્યું, મોટા ભાઈ! તમે **મારી માતાને દાસી** કહી બોલાવી તે મારાથી **કેમ ખમાય?** માતાનો તિરસ્કાર જોઈને કયા **પુત્રને શોક ન થાય?** એવું સાંભળી રોહિણીપુત્ર બળદેવ કૃષ્ણના મુખ ઉપર હાથ ફેરવી અને તેને છાતી સાથે દાબી બોલ્યો-" ભાઈ! યશોદા તારી ખરી માતા નથી, તેમ નંદ પણ તારો પિતા નથી. તારી ખરી માતા તો દેવકી છે. જે કોઈ સમયે તને સ્તનપાન કરાવવા આવે છે. અને જેને દેવતાઓ પણ માન આપે છે એવો વસુદેવ તારો ખરો પિતા છે. અને રાજા સમુદ્રવિજય તારા પિતાનો વડો ભાઈ છે. ત્યારે કૃષ્ણે આશ્ચર્યથી પુછયું, "શું તમે મારા સગા ભાઈ થાઓ?" બળભદ્રે કહ્યું, હું તારો ઓરમાન ભાઈ છું. આપણું એકજ કુટુંબ છે. સર્વ બળવાન યાદવો આપણા ભાઈઓ છે. વળી તને જોઈને વિદ્વાન જોષીઓએ કહેલું છે કે, 'કૃષ્ણ ભરતાર્દ્ધપતિ થશે.' એ વાતનો વિચાર કરતાં તારા જેવા ઉત્તમ પુરૂષનો જન્મ આ ગોકુળમાં થાય? જેમ મરૂસ્થળમા આંબાના વૃક્ષની ઉત્પત્તિ થતી નથી, તેમ પુણ્યવાન્ પુરૂષની ઉત્પત્તિ અયોગ્ય સ્થળમાં થતી નથી. તારા ખરા માત પિતાએ જે તારો ત્યાગ કરેલો છે, તે તારા હિતને માટે કરેલો છે એ હકીકત સર્વ યાદવો જાણે છે."

બળદેવના મુખમાંથી આ વૃત્તાંત સાભળી કૃષ્ણને અતિ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેણે ઇતેજારીથી પુછયું. મોટા ભાઈ! મારે માથે એવું શું ભય હતું, કે મને મારા પિતાએ ગોકુ-

ળમાં છુપો રાખ્યો ? અને આ ગોવાળીઆનો સહવાસ કરાવ્યો ? પછી યોગ્ય સમય જાણી બળદેવે કંસની બધી હકીકત કૃષ્ણને વિસ્તારથી કહી સંભળાવી. તેમાં પોતાના છ ભાઇઓનો વધ સાંભળી કૃષ્ણ અતિ કોપાયમાન થઇને બોલ્યો— "હે સિદ્ધો, હે ગંધર્વો, હે વિદ્યાધરો ! હું પતિજ્ઞા કરૂં છું તે તમે એક ચિત્તે સાંભળો. સર્વ રાજાઓના દેખતાં જો હું દુષ્ટ કંસનો સંહાર ન કરૂં તો તે છ ગર્ભોની હત્યા મને લાગો. હવે હું એ દુષ્ટને કદિ છોડનાર નથી. એ વાતમાં તમે સર્વ આકાશગામી દેવતાઓ સાક્ષી છો." કૃષ્ણની આવી પતિજ્ઞા સાંભળી બળદેવ અતિ પ્રસન્ન થઇ કૃષ્ણને આલિંગન દઈ બોલ્યો—"વત્સ! ધન્ય છે. તું ખરેખર યાદવકુળમાં દીપક થયો છે. જેમ આકાશને વિશે સર્વ નક્ષત્રોમાં ચંદ્ર શોભાને પામે છે. તેમ તું સર્વ રાજાઓમાં શોભાને પામશે." આ પ્રમાણે કહી બળદેવ કૃષ્ણને યમુનાના કિનારા ઉપર તેડી ગયો અને ત્યાં તેમણે સ્નાન કરાવા માંડયું. આ વખતે યમુના નદીમાં રહેલો ઘોર વિષધારી કાલીયનાગ દોડીને કૃષ્ણને કરડવા આવ્યો. તે સમયે ત્યાં રહેલા લોકો હાહાકાર કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, "આ કૃષ્ણ બાળક છે, તેને આ કાળરૂપ સર્પ દંશ કર્યા વિના રહેશેજ નહિં. અને આ બળદેવનું બળ આ કાળરૂપ નાગની આગળ શું ચાલવાનું હતું ?" આ પ્રમાણે તે લોકો શોક કરતા હતા, એટલામાં તો તેણે કૃષ્ણના પગની આંગળીમાં ઉપરાઉપરી ડંખ મારીને વિષની જ્વાળાઓનું વમન કરવા માંડયું; પરંતુ તે બધું નિઃસત્વ થઇ

ગયું અને કૃષ્ણે તેનું ગળું ઝાલી લીધું અને તેની પીઠ ઉપર તે ચડી બેઠો. કૃષ્ણનું અદ્ભુત કૃત્ય જોવાને દેવોએ આકાશમાં પોતાના વિમાનો ઉભા રાખ્યા. અને એવા દુર્દમનાગનું કૃષ્ણે સહજમાં દમન કર્યું, તે જોઇ તેઓ કૃષ્ણની કીર્ત્તિ ગાવા લાગ્યા. પછી કૃષ્ણે નાગની કુક્ષિમાં એડીનો માર એટલો માર્યો કે જેથી તે મંદ પડી ગયો. અને તેના મુખમાંથી વિષનું વમ ન થઈ ગયું. મૃતપ્રાય થઈ ગયેલા તે નાગને દયાથી છોડી દ કૃષ્ણ કીનારા ઉપર આવ્યા ત્યાં તપસ્યા કરતા ઋષિઓએ કૃષ્ણની ભારે પ્રશંસા કરી.

બળદેવ તથા કૃષ્ણ બંને ભાઈઓ અદ્ભુત કામ કર આગળ ચાલ્યા. મથુરામાં આવતાં તેમને જોઇ ત્યાંના લોકે બહુ પ્રસન્ન થઈ ગયા અને પ્રેમદૃષ્ટિથી તેમને નિરખવા લાગ્યા બંનેભાઈ મલ્લયુદ્ધના મંડપ પાસે આવ્યા, ત્યાં કંસના હુકમથ મદોન્મત્ત અને ક્રુર એવા પદ્મોત્તર તથા ચંપક નામન બે હાથીઓને કૃષ્ણ તથા બળદેવની સામે છોડી મુકવામ આવ્યા. તેમાં પદ્મોત્તર કૃષ્ણની સામે અને ચંપક બળભદ્રન સામે થયો. ગજશિક્ષામાં ચતુર એવા કૃષ્ણે પદ્મોત્તરને કેટ લીક વાર ક્રીડા કરાવી પછી તેના દંતુશળ પકડી મુષ્ટિના પ્ર હારથીજ તેના પ્રાણનું હરણ કરી લીધું. તેમજ બળભદ્રે પણ ચંપક હાથીના પ્રાણ સિંહની જેમ કુંભસ્થળ વિદારી હરી લીધા. પછી બંને ભાઇઓ જેમાં સુકોમળ રેતી પાથરેલી છે એવી મલ્લભૂમિમાં દાખલ થયા. આ વખતે ત્યાં બેઠેલા

લોકો કૃષ્ણને ઉદ્દેશીને કહેવા લાગ્યા–" આ કૃષ્ણેજ કેશીને માર્યો છે, એણેજ અરિષ્ટનુ દમન કર્યુ છે, કાલિયનાગનુ દમન કરનાર પણ એજ છે અને હમણા એણે આપણી નજરે મદોન્મત્ત હસ્તીને મારી નાખ્યો એજ નદનો પુત્ર છે અને એજ ગોપોનુ આભૂષણ છે" આ પ્રમાણે લોકો પરસ્પર વાર્ત્તા કરતા હતા તેવામા કૃષ્ણ અને બળદેવ સભામડપમા પ્રવેશ કરી એક સુદર સિહાસનપર આરૂઢ થઈ ગયા આ વખતે બળદેવે કૃષ્ણને કહ્યુ–" ભાઈ ! જેના કાનમા દિવ્ય કુડળ ઝળકી રહ્યા છે અને જે અમૂલ્ય ઉંચા સિહાસનપર બેઠેલો છે, એજ કસ તારો શત્રુ છે એણેજ તારા છ ભાઈઓને માર્યા છે આ સિહાસન ઉપર જે બીરાજ્યા છે, તે તારા પિતાના વડા ભાઇ સમુદ્રવિજય રાજા છે, તેની પાસે જે બે પુરૂષો બેઠેલા છે, તેમા જે પહેલા છે, તે તારા પિતા વસુદેવ છે અને તેની પાસે અક્રુર વગેરે મુખ્ય યાદવો બેઠેલા છે ભાઇ કૃષ્ણ ! આ વખતે તારે પરાક્રમ બતાવી આ આપણા સબધીઓને આનદિત કરવા જોઈએ કૃષ્ણને જોઈ હૃદયમા આનદ પામી રાજા સમુદ્રવિજયે વસુદેવને કહ્યુ, "ભાઈ! આજે મને સર્વ દેવતાઓ પ્રસન્ન થયા છે આ તારો પુત્ર ત્રણ લોકનુ આભૂષણરૂપ છે, તેને જોઈ હુ મારા હૃદયમા આનદ પામુ છુ અને મારા આત્માને ધન્ય માનુ છુ "

કૃષ્ણને જોતા જાણે પ્રત્યક્ષ કાળ જોયો હોય, તેમ મથુરાપતિ કસ ભયભીત થઈ ગયો તેણે બૃહસ્પતિ મત્રીને કહ્યુ, "મત્રીશ્વર ! આ કૃષ્ણ મારો શત્રુ છે, તે છતા વસુદેવે દગો કરી

તેનું રક્ષણ કર્યું, એ મોટી આશ્ચર્યની વાત છે. વસુદેવ મારો હિતકારી છતાં અહિતકારી થયો છે, પણ તેથી શું થયું? જ્યાં સુધી આ મારા ચાણુર તથા મુષ્ટિક બે મલ્લો જીવતા છે, ત્યાં સુધી મારૂં શું અહિત થવાનું છે? શું હવે આપણા હાથમાંથી તે જીવતો જવાનો છે?" કંસના આવાં વચન સાંભળી મંત્રીએ કહ્યું, "મહારાજા! આપે કહ્યું તે સત્ય છે, તથાપિ જૈનમુનિનાં વચન વ્યર્થ કેમ થશે? માટે આપે નિર્ભય રહેવું ન જોઈએ. આ મન્મુખ બેઠેલા શત્રુનો પરાજય કરવામાં હવે વિલંબ ન કરવો જોઈએ."

આ પ્રમાણે વાતચિત થતી હતી, તેવામાં કંસના ઈશારાથી ચાણુર અને મુષ્ટિક બંને અખાડાની ભૂમિમાં આવી હાજર થયા. જેમણે પોતાના અંગ ઉપર ચંદનનું લેપન કરેલું છે, જેમણે મજબૂત વજ્રકછોટા મારેલા છે અને જેઓના શરીર પાષાણના જેવા સખ્ત અને ઠીંગણા છે, એવા તે બંને મલ્લોને જોઈ સભ્યલોકો આશ્ચર્ય પામી ગયા. ચાણુર કૃષ્ણની સામે કટાક્ષ ફેરવતો બોલ્યો–"હે સભામાં બીરાજેલા ક્ષત્રિઓ! **તમારામાં જે શુરવીર ક્ષત્રિય હોય તે અમારી સાથે કુસ્તી કરવા આવી જાય.** જેઓ આ વખતે ચુપચુપ રહી નીચું જોઈ બેશી રહે તે નાલાયક કહેવાય. તેવી રીતે બેશી રહેવું તે કોઈ પણ ક્ષત્રિયને ઉચિત નથી." ચાણુરનાં આવાં ક્ષત્રિયોને તિરસ્કાર કરનારાં વચનો સાભળી કૃષ્ણ સિંહની જેમ સિંહાસન ઉપરથી બેઠો થયો અને તે ઉચ્ચે

સ્વરે બોલ્યો–"અરે દુષ્ટ! શૂર ક્ષત્રિઓમાં મહાશૂરવીર, બળવાનોમાં બળવાન્ અને તારા શરીરને ક્ષણમાં ચુર્ણ કરનાર હું તારી સામે યુદ્ધ કરવાને તત્પર છું. અરે મૂર્ખ ! આ સર્વના દેખતાં હું તારા આ પુષ્ટ શરીરના બે ભાગ કરી નાંખીશ. અરે અધમ ! મેં પણ લીધું છે કે મારા બધા પ્રતિપક્ષીઓને મારી નાંખવા, તો તું એકલો શાં હિસાબમાં છે ? તું સાવધાન થા; હવે તું મારા પંઝામાંથી કદિ છુટવાનો નથી." કૃષ્ણનાં આવાં વચન સાંભળી ચાણુર નેત્ર લાલ કરી બોલ્યો–"અરે બાળગોપાળ! તું આટલો બધો ગર્વ શા માટે કરે છે? તું બાળક મારી આગળ કોણ માત્ર છે ? ક્યાં તારૂં શરીર અને ક્યાં મારૂં શરીર? અરે મુગ્ધ બાળક! શું તને તારો જીવ પ્રિય નથી લાગતો? તું હમણાંજ મારી શક્તિરૂપી અગ્નિજ્વાળામાં બળીને ભસ્મ થઇ જઇશ. તારા કોમળ શરીર ઉપર મુષ્ટિનો પ્રહાર કરતાં મને દયા ઉપજે છે. મારી બગલમાં તને દાબીશ તો તું માખણની પેઠે પીલાઇ જઇશ. અરે મૂર્ખ ! વિચાર કર. મારા બળરૂપ દાવાનળમાં અમસ્તો શા માટે પડી મરવાને તૈયાર થયો છે?" આ પ્રમાણે કહી ચાણુરે પોતાનો ખંભો ઠોકયો અને તે ગર્જના કરી ' ઞ ઉપર ધસી આવ્યો.

યમરાજ જેવો મલ્લ કયાં! અને આ સુકુમાર બાલક કયાં! આ બંનેનું યુદ્ધ નીતિપૂર્વક કહેવાય નહિં." લોકોનાં આવાં વચનો સાંભળી કંસે કહ્યું, "આ પ્રજા કેવી દુષ્ટ છે? અમે એ બાલકને યુદ્ધ કરવા કયાં બોલાવ્યો હતો? એ ગોકુળમાં દૂધ–દહીંથી મદોન્મત્ત થઈને પોતાનું બલ અજમાવવા આવ્યો છે. એને અમે શા માટે મારીએ?" કંસના આવાં કઠોર વચનો સાંભળી સર્વ લોકો છાના થઈ રહ્યા. પછી કૃષ્ણે ચાણુરને કહ્યું, "અરે મલ્લ! તું આટલી બધી બડાઇ શા માટે મારે છે? પોતાની પ્રશંસા પોતાની મેળે કરવી એ યોગ્ય નથી. બીજાઓ પ્રશંસા કરે તે યોગ્ય કહેવાય. તેં બાલ્યવયથી મલ્લ વિદ્યાનો અભ્યાસ કર્યો છે, એ બધા લોકો જાણે છે અને હું એક ગોવાળીઆનો છોકરો છું, એ પણ બધાને વિદિત છે. પણ યાદ રાખજે કે, હમણાંજ આ લોકો જોવે તેમ વંટોળીયાથી આકડાના રૂની જેમ આ કૃષ્ણ તને ઉરાડી નાંખશે."

આ પ્રમાણે કહી કૃષ્ણે ચાણુરની પેઠે પોતાનો ખંભો ઠોકયો અને તે ઉછળીને મલ્લની સામે ઉભો રહ્યો. બંને અખેડાની ભૂમિમાં મલ્લયુદ્ધ કરવા લાગ્યા. તેઓનું મલ્લયુદ્ધનું ચાતુર્ય જોઈને સર્વ રાજાઓ ચકિત થઈ ગયા. ચાણુરથી કૃષ્ણનું ચાતુર્યવિશેષ જોઈ શંકિત હૃદયવાળા સમુદ્રવિજય વગેરેને અપાર હર્ષ થયો, કેટલીએક સ્ત્રીઓ કે જે કૃષ્ણના બળને માટે શંકિત હતી, તેઓ કૃષ્ણનું અદ્‌ભુત શૌર્ય જોઈ ચકિત થઈ ગઈ. કંસ અતિ ભયભીત થવા લાગ્યો. તેઓના કુદવાથી પૃથ્વી કંપવા લાગી. જેમ પૃથ્વી કંપવા લાગી તેની સાથે

કંસનું હૃદય પણ કંપવા લાગ્યું. ક્ષણવારે ચાણુર બળહીન થઇ ગયો. તે જોઈ કંસે મુષ્ટિકને ઈસારો કર્યો, એટલે મુષ્ટિક કૃષ્ણની ઉપર ધાયો. તેને જોઈ બળદેવ અતિ કોપાયમાન થઇ ઉભો થયો. ' અરે દુષ્ટ ! મારી સામે આવી જા ' તારા હાથની ખુજળી હમણા મટાડી નાખું. ' એમ કહી સિંહના જેવો નાદ કરી તેણે બાથ ભીડી યુદ્ધ કરવાનું શરૂ કર્યું. એવી રીતે બે મલ્લયુદ્ધ થવા લાગ્યાં. એટલામાં જોસમા આવી ગયેલા ચાણુરે કૃષ્ણના હૃદય ઉપર જોર કરીને એક મુષ્ટિ મારી કે જેથી કૃષ્ણ મૂર્છિત થઈ પૃથ્વી ઉપર પડી ગયો. તેની સાથેજ તેના સંબંધીઓના નેત્રમાંથી અશ્રુ પણ પડ્યાં. ઉચ્ચાસનપર બેઠેલો કંસ ખુશી થયો. અને તેણે બીજા મલ્લોને ' મારો મારો ' એમ ઉશ્કેરણી કરવા માંડી. પછી જેનો કાળ નજીક આવેલો છે એવો કંસ પોતે મર્યાદા મુકી બેઠો થયો અને કૃષ્ણની સામે આવી જેમ તેમ બકવા લાગ્યો. કૃષ્ણને પડેલો જોઈ ચાણુર તેનીપર બીજી મુષ્ટિનો પ્રહાર કરવા આવતો હતો, તેવામાં તો વીર બળભદ્ર મુષ્ટિકને પડતો મુકી ચાણુરની સાથે યુદ્ધ કરવા આવ્યો. તેવામાં તો કૃષ્ણ પણ મૂર્છામાંથી મુક્ત થઇ બેઠો થયો. તેની સાથે યાદવોના મનોરથ પણ બેઠા થયા. જેમ મેઘ નિવૃત્તિ પામ્યા પછી ઘુવડ પક્ષી સૂર્યના તેજને જોઈ શકતો નથી, તેમ કંસ કૃષ્ણના તેજની સામે દૃષ્ટિ કરી શકયો નહીં. પછી કૃષ્ણે અતિ ક્રોધમાં આવી એવો તો ચાણુરને મુષ્ટિનો પ્રહાર કર્યો કે તે પ્રહારની સાથેજ તેના પ્રાણ નીકળી ગયા. આ વખતે કાળચ-

કથી ઘેરાએલો કંસ ઉંચે સ્વરે પોતાના યોદ્ધાઓ પ્રત્યે બોલ્યો—" સુભટો! શું જુઓ છો ? આ ચાણુરને મારનારને પકડો. એ દુષ્ટને જીવતો છોડશો નહીં. જે કોઈ બીજો એને મદદ કરનારો હોય, તેને પણ પકડો. બીહીશો નહિ. જેમ ચોરને શિક્ષા કરાય છે, તેમ ચોરની સહાયતા કરનારને પણ શિક્ષા કરવી જોઈએ. " કંસનાં આવાં વચનો સાંભળી કૃષ્ણે કહ્યું, " અરે દુષ્ટ ! તું ફોકટ શું બકે છે ? તારા દુષ્ટ કર્મોનું ફળ તને હમણાંજ આ સભામાં મળશે. અરે અધમ ! તેં મારા તરતજન્મેલા ભાઈઓને શિલા ઉપર પછાડી માર્યા હતા, એ વાત શું તું ભુલી ગયો ? તે ઘોર કૃત્યનું ફળ તને આજેજ મળવાનું છે. " આ પ્રમાણે કહી કૃષ્ણે કંસને લાત મારી તેનો મુગટ નીચે નાંખી દીધો. અને કેશ પકડી તેને સિંહાસન ઉપરથી નીચે પાડી દીધો. તે વખતે કંસ જમીન ઉપર પડી પસીનાથી ભીંજાઈ ગયો. તેના નેત્રોમાંથી અશ્રુધારા ચાલવા લાગી અને શરીર થરથર કંપી ચાલ્યું. આ સમયે ' મારો મારો ' એમ પોકાર કરતા કંસના શસ્ત્રધારી સુભટો બેઠા થયા અને તેમણે કૃષ્ણને ઘેરી લીધો, એટલામાં મુષ્ટિકને મારી બળદેવ આવી તે યોદ્ધાઓનો સંહાર કરવા લાગ્યો. કૃષ્ણે તો મૃતપ્રાય થયેલા કંસની છાતીમાં લાત મારી તેને યમપુરીમાં પહોંચાડી દીધો. કૃષ્ણના ભયથી કંસે જરાસંધનું સૈન્ય પોતાની પાસે રાખ્યું હતું. તે કૃષ્ણની ઉપર મારવાને તુટી પડયું. તે જોઈને સમુદ્રવિજયનું સૈન્ય જરાસંધના સૈન્ય ઉપર તુટી પડયું.

બંને સૈન્યની વચ્ચે તુમુલ યુદ્ધ થયું. છેવટે જરાસંઘના અનાથ સૈન્યને સમુદ્રવિજયના સૈન્યે નસાડી મુકયું. પછી રાજાઓ અને યાદવો ત્યાંથી ઉઠીને પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. અનાદૃષ્ટિ ઘણો ખુશી થઈ બળદેવ અને કૃષ્ણ બંનેને પોતાના રથમા બેસાડી વસુદેવને ઘેર લઈ ગયો. ત્યાં બીજા યાદવો પણ એકઠા થયા. પોતાના બધા કુટુંબીઓને જોઈ કૃષ્ણ અતિ આનંદ પામ્યો. મથુરાના લોકો ટોળે ટોળાં મળીને કૃષ્ણને પ્રેમથી નિરખવા લાગ્યા. વસુદેવે આનંદમગ્ન થઈ પોતાના પરાક્રમી પુત્રને હૃદયની સાથે આલિંગન કર્યું. કૃષ્ણ પણ પોતાના પિતાને પ્રેમસહિત પગે પડયો. તેને ઉઠાડી પુત્રવત્સલ વસુદેવે ઉત્સંગમાં બેસાડયો. પછી કૃષ્ણે સમુદ્રવિજયને સાષ્ટાંગ પ્રણામ કર્યા. જેથી પ્રસન્ન થઈ તેણે કૃષ્ણના મસ્તકપર હાથ રાખી આશીર્વાદ આપ્યો. પછી કૃષ્ણ પોતાની માતા દેવકીના ચરણમાં આવી નમી પડયો. દેવકીએ પોતાના પુત્રને પ્રેમાલિંગન આપ્યું. અને તે પુત્રવત્સલ માતાના સ્તનમાંથી દૂધની ધારાઓ છુટવા લાગી. તેણી પોતાના પુત્રનું પરાક્રમ સાંભળી પોતાના આત્માને ધન્ય માનવા લાગી. સર્વ સ્થળે આનંદોત્સવ થઈ ગયો.

કંસનું મૃત્યુ થયા પછી મથુરાનું રાજ્ય ઉગ્રસેનને આપ્યું. તેણે પોતાની પુત્રી સત્યભામા કૃષ્ણને પરણાવી દીધી. કારણ કે, કૃષ્ણે સારંગ ધનુષ્ય ચડાવીને સ્વયંવરની પ્રતિજ્ઞા પૂર્ણ કરી હતી. કૃષ્ણે પછી વિધિપૂર્વક સત્યભામાનું પાણિગ્રહણ કર્યું હતું.

કંસના મૃત્યુના ખબર સાંભળી તેની મુખ્ય પત્ની જીવયશા પોતાની બધી શોકયોની સાથે અતિ વિલાપ કરવા લાગી. તે વખતે ઉગ્રસેન વગેરેએ આવી કંસના શબને અગ્નિ સંસ્કાર કર્યો. પરંતુ જીવયશાએ એની ક્રિયા કરી નહીં. કારણ કે, તે વખતે તે બોલી હતી કે, “ મારો સિંહના જેવો પરાક્રમી પિતા જરાસંઘ જ્યારે આ મથુરા નગરીને ઘેરો ઘાલશે, ત્યારે આ હરિણના જેવા યાદવો કયાં નાશી જનાર છે. અને બળરામ તથા કૃષ્ણ તો ક્યાંથી જીવતા રહેશે ? માટે હું તેમની ઉત્તરક્રિયા સાથેજ મારા પ્રાણપ્રિય કંસની ઉત્તર ક્રિયા કરીશ. ” જીવયશાની આ પ્રતિજ્ઞા સાંભળી ઉગ્રસેને અતિ કોપયુક્ત વચને તેણીનો તિરસ્કાર કર્યો એટલે જીવયશા તરત ત્યાંથી નીકળી જઈ પોતાના બાપને ઘેર ગઈ અને તેણે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો.

આથી ઉગ્રસેને બધા યાદવોને એકઠા કરી કહ્યું કે, “જરાસંઘ હવે આપણો મોટો વૈરી થયો છે, તેનો શો ઉપાય કરવો?’ ત્યારે બધાએ કહ્યું કે, “આપણે ભવિષ્યવેત્તા કૌષ્ટુકિને પુછી જોઈએ.” તે ઉપરથી તેમણે કૌષ્ટુકિને પુછ્યું એટલે જ્યોતિષવેત્ત કૌષ્ટુકિએ કહ્યું, “ આ રામ અને કૃષ્ણ બંને આ ભરતાર્ધના સ્વામી થવાના છે. પરંતુ હરેક મનુષ્યનો ઉત્કર્ષ થવો એ ક્ષેત્ર તથા કાળની ઉપર આધાર રાખે છે. હમણા તમે પશ્ચિમ દિશામાં સમુદ્રના કિનારા ઉપર પોતાના પરિવારસહિત જાઓ. જે સ્થળને વિષે કૃષ્ણની પત્ની સત્યભામા બે ભાગ્યશાળી પુત્રોને જન્મ આપે ત્યાં તમારે પોતાની રાજધાની કરવી

એમ કરવાથી તમારા સર્વ મનોરથ પૂર્ણ થશે." ક્રોષ્ટુકિનાં આ વચનો સર્વ યાદવોએ માન્ય કર્યાં અને તેનો સારો સત્કાર કરી તેને વિદાય કર્યા. પછી યાદવોની સર્વ પ્રજાએ પશ્ચિમ તરફ જવાને પ્રસ્થાન કર્યું. તેમને નીકળતાં સારા શકુનો થયા, જેથી તેઓ બધા આનંદિત થઈ ગયા. અનુક્રમે રસ્તામાં નદીઓ, પર્વતો તથા અરણ્યોનું ઉલ્લંઘન કરતાં તેઓ પશ્ચિમ કિનારે આવી પહોંચ્યા. ત્યાં સત્યભામાએ મરૂભૂમિમાં જેમ કલ્પવૃક્ષની ઉત્પત્તિ થાય તેમ બે પુત્રોને જન્મ આપ્યો. ત્યાં કૃષ્ણે સમુદ્રના અધિષ્ઠાયકને પ્રસન્ન કરવા **અઠ્ઠમ તપ** કર્યું, ત્યારે સમુદ્રનો અધિપતિ અતિ સંતુષ્ટ થઇ પોતાની સાથે અમૂલ્ય રત્નો લાવ્યો અને તેણે તે રત્નો કૃષ્ણને ભેટ કર્યાં. તે બોલ્યો—"મહાનુભાવ! હું તમારી આજ્ઞાને માન્ય કરવા તૈયાર છું. અને હવેથી તમે મને પોતાનો સેવક કરી જાણજો." કૃષ્ણે કહ્યું, "હે દેવ! મારે આ સ્થળે એક રચના કરવી છે, તેથી એક ઉત્તમ સ્થળ શોધી આપ." કૃષ્ણના કહેવાથી તે સ્થળે તે દેવતાએ એક ઉત્તમ સ્થળ શોધી આપ્યું, પછી **પાંચજન્ય** નામે શંખ તથા કૌસ્તુભ નામે મણિ કૃષ્ણને અર્પણ કરી તે દેવ ત્યાંજ અંતર્ધાન થઈ ગયો. પછી ઇંદ્રની આજ્ઞાથી કુબેરે આવી એક અહોરાત્રમાં તે સ્થળે **દ્વારકા** નામની ઉત્તમ નગરી રચી આપી. તે નગરીને વજ્રના જેવો મજબુત કિલ્લો કર્યો. તે એવો તો ઉંચો થયો કે જાણે ગગનની સાથે વાતો કરતો હોય! તેની દીવાલો મણિ તથા માણેકથી જડી લીધી. નગ-

રીની અંદર વિવિધ પ્રકારના અનુપમ શોભાવાળા નિવાસ ધામોની રચના કરી. નગરી તૈયાર થઈ રહ્યા પછી કુબેરના આજ્ઞાથી બીજા યક્ષદેવોએ સાડાત્રણ દિવસસુધી તેમ રત્નોની વૃષ્ટિ કરી. નગરીની આસપાસ નંદનવનથી સુંદર એવા અસંખ્ય બગીચાઓ બનાવ્યા; જેથી દ્વારકાનગરી અવર્ણનીય શોભાને પ્રાપ્ત થઈ. સર્વ રચના તૈયાર થઈ રહ્યા પછી રાજા સમુદ્રવિજયે તે નગરીપર મોટી ધામધૂમથી કૃષ્ણનો રાજ્યાભિષેક કર્યો. જેમ ઇંદ્રપુરીમાં ઇંદ્રની સત્તા નીચે સર્વ દેવો આનંદપૂર્વક ક્રીડા કરે, તેમ કૃષ્ણની સત્તા નીચે સર્વ યાદવો નાના પ્રકારની ક્રીડાઓ વિનોદથી કરવા લાગ્યા. વાવ, કૂવા, તળાવ, બાગ, વન તથા પર્વત વગેરે ગંમતના સ્થળોમાં કૃષ્ણ, બળદેવ તથા અરિષ્ટનેમિ વગેરે ઇચ્છાપૂર્વક ક્રીડા કરવાને અર્થે વિચરવા લાગ્યા. પુરવાસિઓ કૃષ્ણના નીતિરાજ્યમાં આનંદથી વસવા લાગ્યા.

કેટલોક કાળ વીત્યા પછી કુંતીને પુત્રનો પ્રસવ થયો. એ વાર્ત્તા સાંભળી રાજા સમુદ્રવિજયે કોરકને ભેટ લઈને પાંડુરાજાની રાજધાનીમાં મોકલ્યો હતો. કોરક કુંતીને મળ્યો, ત્યારે કુંતીએ પોતાના પિતૃકુળના કુશળ સમાચાર પુછયા, તે ઉપરથી કોરકે પ્રથમથી માંડીને દ્વારકા વસાવી, ત્યાંસુધીનો બધો વૃત્તાંત કુંતીને કહી સંભળાવ્યો હતો, જે સાંભળી પાંડુપત્ની હૃદયમાં અતિશય સંતુષ્ટ થઈ હતી. પોતાના પિયરનો પ્રૌઢ ઉત્કર્ષ સાંભળી કઈ કુલીન કાંતા ખુશી ન થાય ? -પછી કુંતીએ તે કોરકનો ભારે સત્કાર કર્યો અને પોતાના

પિતૃગૃહના સંબંધીઓને આશીષ સહિત શુભ સમાચાર કહેવરાવી વિદાય કર્યો હતો.

પ્રિય વાંચનાર! આ પ્રકરણમાં કૃષ્ણ અને કંસનું ચરિત્ર તમે વાંચી જોયું છે. કૃષ્ણ અને કંસ એ બંને આ પ્રકરણના નાયક છે. તે ઉપરથી ઘણો બોધ ગ્રહણ કરવાનો છે. કંસ પોતાની અજ્ઞાન સ્ત્રી જીવયશાના પ્રસંગથી ક્રૂર, ઘાતકી અને નિર્દય બની ગયો હતો. તે સાથે કૃતઘ્ન અને સ્વાર્થી થયો હતો, વસુદેવ તેનો પરમ ઉપકારી હતો, તે છતાં પોતાના બચાવ કરવાના સ્વાર્થથી તેણે પોતાના ભાણેજનો ઘાત કર્યો અને પોતાના ઉપકારી વસુદેવને અતિશય દુઃખી કર્યો. તે ઉપરાંત પોતાના પૂજ્ય પિતા ઉગ્રસેનને કાષ્ટના પાંજરામાં પૂર્યો હતો. આથી તે પ્રતિદિન મહાપાપમાં મગ્ન થતો ગયો અને છેવટે એ પાપના પ્રભાવથી તેને કૃષ્ણને હાથે મરવું પડયું.

વળી કંસના સલાહકારો નઠારા તેમજ ખુશામતીયા હતા. આથી કંસ અનિતિને માર્ગે દોરાઈ ગયો હતો. 'નઠારા પાશવાનો રાજાને કે ગૃહસ્થને અનીતિમાં ઉતારી પાયમાલ કરે છે' એ નીતિના સૂત્ર ઉપર કંસનું પૂર્ણ દૃષ્ટાંત છે. અનીતિમાન કંસની આખરે એવીજ ગતિ થઇ. તે આ લોકમાં અપયશ લઇ પરલોકમાં નારકીની પીડાનો પાત્ર બન્યો હતો.

જેવી રીતે કંસનું ચરિત્ર અનીતિમય હતું, તેવુંજ કૃષ્ણનું ચરિત્ર નીતિમય હતું. જો કૃષ્ણે તારૂણ્ય વયમાં

ગોપાંગનાઓમાં આસક્ત થઈ પોતાના જીવનને કલંકિત કર્યું ન હોત તો તેનું સર્વજીવન દિવ્ય જીવનની સમાન થાત. તથાપિ અમુક વય પછીની તેની અવસ્થા નીતિમય બની હતી. પરાક્રમ તથા નીતિના બળથી તે ભારતવર્ષ ઉપર પ્રખ્યાત થઈ ગયો છે. ગોપીઓની ક્રીડામાં તે આસક્ત થયો હતો, તથાપિ તેની નીતિની નિર્મળતા અખંડિત રહી હતી. યૌવનવય પછી તેની મનોવૃત્તિ બદલાઇ ગઇ હતી. ભવિષ્યમાં થનારા ભરતાર્દ્ધના આધિપત્યને લઇને તેનામાં ઉંચી મહત્તા આરૂઢ થઈ હતી. કૃષ્ણ પરોપકારી અને કૃતજ્ઞ હતો. તેણે સર્વજનને પીડા કરનાર કંસને મારી પોતાના કુટુંબને સુખી કર્યું હતું. ઉગ્રસેનને કાષ્ટ પંજરમાંથી મુક્ત કરી તેણે પોતાની કૃતજ્ઞતા દર્શાવી આપી હતી. તે શિવાય જે જે લોકોએ પોતાને તથા પોતાના કુટુંબને વિપત્તિના વખતમાં સહાય કરેલી તે બધાનો પ્રત્યુપકાર કૃષ્ણે સારી રીતે કર્યો હતો. કૃષ્ણના ચરિત્ર ઉપરથી દરેક મનુષ્યે કૃતજ્ઞતાનો મહાબોધ લેવાનો છે. અને તેના જેવું નીતિબળ પણ સંપાદન કરવાનું છે. કંસની અવનતિનું કારણ જેમ તેનો દુરાચાર હતો, તેમ કૃષ્ણની ઉન્નતિનું કારણ તેનો સદાચાર હતો. કદિ માણસ કુસંગને લઇને યૌવનવયના મદથી દુરાચારમાં પડી જાય, પણ જો કોઈ સંગના પ્રભાવથી તે સદાચારનો સેવક બને તો તે પછીની અવસ્થામાં સુખ તથા સત્કીર્ત્તિ સંપાદન કરે છે. અને એ શિક્ષણ કૃષ્ણના ચરિત્ર ઉપરથી સારી રીતે મેળવી શકાય છે. આજકાલ ઘણાં લોકો સદાચા-

રથી વિમુખ બની અનેક પ્રકારના કષ્ટો ભોગવે છે, પણ તેઓ તે વિષેનો પશ્ચાતાપ કરી પુનઃસદાચારને સેવતા નથી, એજ તેની મહાન્ અજ્ઞાનતા છે. એવી અજ્ઞાનતા કદિ પણ ન રાખવી જોઈએ.





## પ્રકરણ ૧૫ મું.

### પાંડવોત્પત્તિ.

પાંડુ રાજાના અંતઃપુરમાં કુંતીએ સારી ખ્યાતિ મેળવી હતી. તેણીએ હસ્તિનાપુરની પ્રજામાં પોતાના સદ્‌ગુણનો સુવાસ પ્રસારી દીધો હતો. પોતાની કેળવણીરૂપ કલ્પલતાના મધુર ફળનો સ્વાદ તેણી ઘણી પ્રીતિથી લેતી હતી. તે સાથે તે ઘણી ધાર્મિકવૃત્તિની હતી. તેણીની મનોવૃત્તિમાં આર્હત્ ધર્મની શ્રદ્ધા દૃઢ હતી. તે હમેશાં ધર્મરૂપ કલ્પવૃક્ષના ફળની પ્રાપ્તિ થવાની ઇચ્છા કરતી હતી. કુંતીએ નાશિક્ય નગરમાં શ્રી ચંદ્રપ્રભસ્વામીનું એક દેવાલય બંધાવી, તેની અંદર વિવિધ પ્રકારનાં મણિઓ જડાવી ઘણી સુંદર શોભા કરી હતી. મણિઓના પ્રકાશથી તે જિનાલયમાંથી અંધકાર દૂર થઈ જતું; દીપકો તો માત્ર શોભાને અર્થે કરવા પડતા હતા. આસ્તિક હૃદયની કુંતિ તે દેવસ્થાનની પ્રખ્યાતિ થવા સારૂં તે જિન પ્રતિમાની પુનઃ પુનઃ આવીને પૂજા કરતી અને તેની પ્રભાવના વધારતી હતી.

એક વખતે કુંતિ સાયંકાળની આવશ્યક ક્રિયા કરી સુખે સુતી હતી, ત્યાં તેણીને એક સ્વપ્નુ આવ્યું. તેમાં જાણે તોફાની વાયુ નંદનવનમાંથી એક કલ્પવૃક્ષ ઉખેડી આણીને તેણીના ખોળામાં નાંખી ગયો. સ્વપ્નમુક્ત થયા પછી પવિત્ર કુંતિએ એ સ્વપ્નાની વાત પોતાના સ્વામીને નિવેદન કરી. વિવેકી અને વિદ્વાન્ પાંડુએ સ્વપ્નાનો વિચાર કરી કુંતિને કહ્યું, " પ્રિયા ! પવનના જેવો મોટો પરાક્રમી, બળવાનોમાં શિરોમણિ અને જગત્‌ને સુખ આપનાર એક પુત્ર તમારા ઉદરમાં ઉત્પન્ન થશે. " પતિના આ વચનો સાંભળી કુંતિ હૃદયમાં પ્રસન્ન થઇ ગઈ અને તેનું શરીર રોમાંચિત થયું. પછી તેણીને ગર્ભ રહ્યો. ઉદરગત ગર્ભના પ્રભાવથી કુંતિને એવું થવા લાગ્યું કે, જાણે હું પર્વતોને થડમાંથી ઉખેડી નાખું, તેણીના શરીરમાં પણ એવું પરાક્રમ પ્રગટ થયું કે, તેણી કઠિન હીરાને પાકેલા કપૂરના કણની પેઠે મસળી નાંખતી હતી.

જ્યારે સમય થયો એટલે શુભદિવસે ગૌરવર્ણી કુંતિએ એક બળવાન્ પુત્રને જન્મ આપ્યો. જ્યારે એ તેજસ્વી અને પ્રબળ પુત્રનો જન્મ થયો, ત્યારે આકાશવાણી થઈ કે, " એ બાળક વિજયી, વજ્રદેહી, મહાબળવાન્ અને મોટા ભાઈની આજ્ઞાને પાળનારો થશે. તેમજ બધા લોકોનો બાંધવ, જ્ઞાની અને અનુક્રમે સિદ્ધપદને પામશે. " આ પ્રમાણે આકાશવાણી થયા પછી એના જન્મથી આનંદને પામી દેવતાઓએ આકાશમાં મહોત્સવ કર્યો. આ ખબર સાંભળી પાંડુરાજાએ નગ

રમાં પુત્રનો જન્મોત્સવ કરાવ્યો. તે પરાક્રમી પુત્રની ભયંકર આકૃતિ જોઈ વિદ્વાન પાંડુએ તેનું ભીમ એવું નામ પાડયું એ ભીમ તેના મોટા ભાઈ યુધિષ્ટિરનો અનુજ બંધુ થયો. ભીમ નાનપણથી ઘણો બલિષ્ટ અને ચાલાક હતો. તેના રોમે રોમ ચંચળતા પ્રસરી રહી હતી જ્યારે તે ગર્ભમાં હતો ત્યારે પવને કલ્પવૃક્ષ ઉખેડી કુંતિના ઉત્સંગમા નાંખેલું, તે ઉપરથી લોકો તેને **પવનતનય** પણ કહેતા હતા. યુધિષ્ટિર અને ભીમ બંને ભાઈઓને પાલન કરવા સારૂ પાંડુએ પાંચ ધાત્રીઓ રાખી હતી. તેઓ સિંહના બાળકની જેમ પ્રતિદિન શારીરિક બળમાં વૃદ્ધિ પામતા હતા. ભીમનો જઠરાગ્નિ એટલો બધો પ્રદીપ્ત હતો કે તે વારંવાર સ્તનપાન સાથે ખાવાનું લેતો અને તેથી તેનો આહાર બળિષ્ટ થઈ ગયો હતો. કોઈ કોઈ વારતો તેની માતાએ આપેલું ભોજન તે છીનવી લેતો અને તે થોડું હોય તો રીસાઈ જતો હતો.

એક સમયે સર્વ ઋતુરાજ વસંતઋતુ આવી. વાસંતી લતાઓ પ્રફુલ્લિત થઈ રહી. ચળકતી ચંદ્રિકા રાત્રિને સુશોભિત કરવા લાગી. આમ્રવૃક્ષો નવપલ્લવિત થઈ પવનની પ્રેરણાથી નૃત્ય કરવા લાગ્યા. કોમળ સ્વરની કોકિલાઓ પંચમ સ્વરથી વસંતની રમણીયતામાં વધારો કરવા લાગી. નવીન લતાઓના અંકુરારૂપ અસ્ત્રોને ધારણ કરનાર, પુષ્પરૂપ શસ્ત્રોથી સજ્જ થનાર, નવપલ્લવરૂપ યોદ્ધાઓને સાથે રાખનાર અને વિલાસી જનને સહાય કરનાર કામદેવરૂપ મહાવીર વનભૂમિરૂપ રણક્ષેત્રમાં ચડવા લાગ્યો. તે વખતે કોકિલ તથા

ભ્રમર પ્રમુખ વિવિધ પ્રકારનાં પક્ષીઓનાં નાદરૂપ દુંદુભિના નાદ થઈ રહ્યા હતા. આ જગત્પર વિજય મેળવવા પોતાના મિત્ર વસંતને સાથે લઈ એ પુષ્પધન્વા જ્યાં ત્યાં દિગ્વિજય કરી રહ્યો હતો.

આ સમયે પાંડુરાજા પોતાની પ્રિયા કુંતી તથા છ માસના ભીમકુમારને સાથે લઈ વસંત વિહાર કરવાને વનમાં ગયા. તે બંને દંપતી આનંદ સહિત વનક્રીડા કરવા લાગ્યાં. પર્વતની ગુફાઓમાં જઈ અને શિખરો ઉપર ચડી વનની રમણીય રચનાઓને નિરખવા લાગ્યાં. શીત, મંદ અને સુગંધી પવનની લ્હેરો લેતાં તે દંપતી પોતાના .બાળકુમાર ભીમને તેડી એક શિખરપર આવેલા વૃક્ષ નીચે જઈ બેઠા. કુંતી પોતાના બાળપુત્રને ખોળામાં લઈ આનંદ પૂર્વક રમાડતી હતી. તે રમણી વારંવાર બાળકને હુલાવતી હુલાવતી કહેતી કે, " આ કુરૂવંશમંડપ અને મારા નેત્રસુધારક લાડકવાયા પુત્રને જોઈ જોઈ તથા રમાડી રમાડી મને તૃપ્તિજ થતી નથી." પછી એ ચંચળ કુમારને ચુંબન કરતી કુંતીએ પોતાના ઉત્સંગમાં પુષ્પની શય્યા કરી તે પર ભીમને સુવરાવ્યો. અને પછી શીતળ પવનની લ્હેરથી પોતે પણ નિદ્રાવશ થઈ ગઈ. પાંડુરાજા પોતાની પ્રિયાને પ્રસન્ન કરવાને લતાકુંજમાં વિચરી ચંબેલી વગેરે સુવાસિત પુષ્પો વીણી તેનો હાર કરીને લાવ્યો. તેણે કુંતીને જાગ્રત કરી અતિ હર્ષથી તે હાર કુંતીના કંઠમાં આરોપિત કર્યો. પોતાને માટે પ્રેમી પતિ હાર ગુંથીને લાવ્યા,

તેથી તે પોતાને ધન્ય માની આનંદના આવેશમાં બેઠી થઇ. તે વખતે ઉત્સંગમાં પુષ્પશય્યાપર સૂતેલા પુત્રને ભુલી ગઇ અને તેણી પતિને હાથે હારથી અલંકૃત થઇ, ત્યાં ઉત્સંગમાંથી ઉછળીને ભીમ નીચે પડીગયો. પડતાંજ ત્યાં આવેલી ઉંડી પર્વતની ખીણમાં ગગડી પડયો. તે જોઇ કુંતી હાહાકાર કરવા લાગી. અને આકુળ-વ્યાકુળ થઈ ગઇ. ઉત્સંગમાંથી ઉછળેલો ભીમ ગગડતો ગગડતો અને ગોલાંટી ખાતો ખાતો પર્વતના થડમાં જઈ પડયો. તે જોઈ કપિઓની જેમ કુદતા રાજાના અનુચરો ભીમને બચાવવા તેની પાછળ તુટી પડયાં અને નીચે જઇને ઝાલી લીધો. અહિ કુંતી પોતાનો પુત્ર જીવતો રહેવાની આશા મુકી વિલાપ કરવા લાગી. તે જોઈ પાંડુરાજા પણ ગાભરો બની ગયો. બંને દંપતી રૂદન કરતા પછવાડે ઉતર્યા, તે વખતે ચુર્ણ થઈ ગયેલી શિલાઓને જોઇ કુંતીએ પાંડુને કહ્યું " પ્રાણપ્રિય ! આ શિલાઓ કોણે ચુર્ણ કરી નાંખી હશે ? શું આપણો કુમાર આ શિલાઓ ઉપર પડી ગગડી પડતાં છુંદાઈ ગયો હશે ? આ જોઈ આશ્ચર્ય સાથે મહાચિંતા ઉત્પન્ન થાય છે. શું મારા પુત્રને ચુર્ણ કરવાના પાપથી આ શિલાઓ ચુર્ણ તો નહીં થઇ હોય ? " પાંડુએ પણ શંકિત હૃદયે ઉત્તર આપ્યો—"પ્રિયા ! મને પણ એજ શંકા થાય છે. આવું કામ થવું ઘણું દુર્ઘટ છે. આવી કઠિન શિલાઓને ચુર્ણ કરવી એ કામ કાંઇ જેવું તેવું નથી. કોઇ શત્રુએ આવીને તો આમ નહીં કર્યું હોય ? શું હશે કાંઇ પણ ખબર પડતી નથી. "

આ પ્રમાણે બંને દંપતી વિચાર કરતા શોકાતુર થતા હતા, એટલામાં તો તેના અનુચરોને હર્ષથી દોડતા આવતા જોઇ રાજા આશ્ચર્ય પામ્યો. તેઓએ ભીમને અક્ષય શરીરે રાજાની પાસે મુકયો. રાજાએ પુત્રને સ્નેહથી તેડી કુંતીને આપ્યો. પુત્રને સુરક્ષિત જોઈ કુંતી આનંદ પામી. અને અક્ષત રહેલા પુત્રને ઉત્સંગમાં લઇ ચુંબન કરવા લાગી. અનુચરોએ સાનંદાશ્ચર્ય થઈ કહ્યું, "મહારાજા ! આપના કુમાર પર્વતના શિખર ઉપરથી ગગડતા નીચે પડયા તોપણ તેના અંગને લગારે પણ ઈજા થઈ નથી. એટલુંજ નહીં;પણ બીજું એક અદ્ભુત થયું છે તે તમને જોવામાં આવશે. હવે કૃપા કરી જે સ્થળે આ બાળક પડ્યો હતો, તે ઠેકાણે પધારી જુવો.' એવું સાંભળતા રાજા તથા કુંતી અતિત્વરાથી જ્યાં ભીમ પડયો હતો ત્યાં આવ્યા. ત્યા જુવે છે તો જે જે શિલાની ઉપર ભીમ પડયો હતો, તે તે ચૂર્ણ થઇ ગયેલી દીઠામાં આવી. તેમ છતાં ભીમ સુરક્ષિત અને આનંદપૂર્વક ખેલતો દેખાયો. તે જોઈ બંને દંપતી સાનંદાશ્ચર્ય થઈ ગયા. ભીમના અંગના પ્રહારથી કેટલીએક શિલાઓ ચૂર્ણ થઈ ગયેલી, એમ પાકી ખાત્રી થવાથી પાંડુ અને કુંતી પ્રમોદ સહિત આનંદયુક્ત થઇ ગયા. પોતાના માબાપને જોઇ હાથ ઉંચા કરી ભીમ નાચવા અને કુદવા લાગ્યો. કોમળ હૃદયા કુંતી કુમારને તેડી ચુંબન લઇ છાતી સાથે દાબવા લાગી. પછી પ્રેમપૂર્વક સ્તનપાન કરાવ્યું. બંને પતિ પત્ની ઘણા રાજી થયા. કુંતીએ

પ્રેમી પતિને પ્રશ્ન કર્યો—" પ્રાણનાથ આ પર્વતની શિલાઓ અતિ કઠિન છતાં આ સુકુમાર બાળકના અંગ પ્રહાર થતાં કેમ ચૂર્ણ થઈ ગઈ ?" પાંડુએ પ્રેમ હાસ્ય કરતાં ઉત્તર આપ્યો–"પ્રાણપ્રિયા! આ પુત્રના જન્મ સમયે 'આ બાળક વજ્રદેહ છે' એવી આકાશવાણી થઇ હતી, તે શું તું નથી જાણતી ? માટે વજ્રના પ્રવાહથી ગમેતેવી કઠિન શિલાઓ ચૂર્ણ થઇ જાય તેમા નવાઇ શી ? આપણે ખીણના રસ્તામાં જે શિલાઓ ચૂર્ણ થયેલી જોઈ હતી, તે પણ આ બાળકની બાળલીલા જાણવી. " પતિનાં આ વચનો સાંભળી કુંતીને બાળકપર વધારે પ્રેમનો ઉભરો આવ્યો. કુમારને રાજા પાસેથી તેડી પુનઃ ચુંબન અને આલિંગન કરવા લાગી. પછી પર્વતના શિખર ઉપરના જે જે ઠેકાણેથી ભીમ પડયો હતો અને પડતાં પડતાં જે જે ઠેકાણે અથડાયો હતો તે બધા સ્થળોની તે પ્રેમી દંપતીએ પુષ્પ તથા અક્ષતોથી પૂજા કરી. પછી બંને દંપતીએ બળિષ્ટ બાળકને તેડી પાછા પોતાની રાજધાનીમાં આવ્યા. અને ત્યાં તેમણે આનંદોત્સવ કર્યો.

કેટલોક સમય વિત્યા પછી એક દિવસે કુંતીએ સ્વપ્નમાં ઐરાવતપર બેઠેલા ઇંદ્રને અવલોકયો. તેણીએ જાગ્રત થઇ તે સ્વપ્નનું વૃત્તાન્ત પાંડુરાજાને કહ્યું. રાજા પાંડુ અંતરમાં આનંદ ધરી બોલ્યો–" પ્રિયા! આ સ્વપ્નના પ્રભાવથી તને ઇંદ્રના જેવો પરાક્રમી પુત્ર થશે ." તે સાંભળી આનંદ પામેલી કુંતીને ગર્ભ રહ્યો. તે ગર્ભના પ્ર[illegible] [illegible]ંતીને ધનષ્ય ધાર-

ણુ કરી સમુદ્રપરિવેષ્ટિત પૃથ્વીને વિષે થતા સર્વ ઉપદ્રવનો નાશ કરવાનો દોહદ ઉત્પન્ન થયો. પ્રાણાંત કરનાર યમને પણ શિક્ષા કરવાની ઉમેદ તે ધારણ કરવા લાગી. એવા અનેક મનોરથોને કલ્પતી કુંતીએ નવ માસ પૂર્ણ થયા પછી એક તેજસ્વી પુત્રનો જન્મ આપ્યો. તે સમયે ગગનગિરા પ્રગટ થઇ કે, "આ પુત્ર જયેષ્ટ બંધુની ભક્તિ કરનાર, મહાન્ ધનુર્ધર, મહાવીર, નીતિમાન્ અને આનંદી થશે. અને અનુક્રમે ચારિત્ર લઇને મોક્ષ પામશે." તે સમયે દેવતાઓએ આકાશમાં દુંદુભિનાદ કર્યા. દિવ્ય અપ્સરાઓએ અંગમાં ઉમંગ ધરી નૃત્ય કર્યું. અને કિંનરોએ સુકંઠથી મનોહર ગાયન ગાયાં. પુત્રજન્મથી હર્ષ પામેલા પાંડુરાજાએ હસ્તિનાપુરમાં પુત્ર જન્મનો મહોત્સવ કર્યો. એ બાળકના ગુણો સહસ્રાર્જુનના જેવા હોવાથી તેનું નામ **અર્જુન** પાડયું. સ્વપ્નમાં ઇંદ્રનું દર્શન થવાથી કુંતીનો ગર્ભ રહેલો તેથી ઇંદ્રપુત્ર પણ કહેવા લાગ્યા. બાળક અર્જુન ઘણો તેજસ્વી, ચાલક અને ચંચળ હતો. તેનું લલાટ વિશાળ અને અષ્ટમીના ચંદ્રની જેમ ચળકતું હતું. તેની મુખમુદ્રા ઉપર સદા મૃદુહાસ્ય સ્ફુરી રહ્યું હતું. નેત્ર, નાસિકા અને હોઠ ઘણાં નમણાં હતા. બાળ અર્જુન અનુક્રમે બળ અને બુદ્ધિમાં ચડીઆતો થતો હતો.

પાંડુને મદ્ર (મધરાસ) દેશના રાજાની માદ્રી નામે એક બીજી રાણી હતી. તે સગર્ભા થઇ હતી. પૂર્ણ સમય થતાં તેણીએ યુગલ પુત્રોને જન્મ આપ્યો. તે સમયે આકાશ વાણી

, " એ બંને પુત્રો સાત્વિક, શૂરવીર, સિદ્ધ અને શુર
થશે. " પાડુએ તે પુત્રોમાંના એકનું નામ **નકુળ** અને
નું નામ **સહદેવ** પાડયું. કુંતીના ત્રણ પુત્રો અને માદ્રી-
પુત્રો મળી પાડુને પાચ પુત્રો થયા એ પાંચે પુત્રો
પાંડવના નામથી જગત્મા વિખ્યાત થયા. પાંચે
ની સત્કીર્તિ બાલ્યવયથીજ આખા જગત્માં પ્રસરી
આથી તેઓ જગત્મા પ્રભાવિક પાડવો કહેવાયા.

રાજા અને કુતી પોતાના પાચે પુત્રોને જોઈ હૃદયમાં
દ પામતા અને તેમને મનગમતા લાડ લડાવતા હતા.
નાપુરની બજારમા મનોહર વાહનપર વિરાજીત થઈ
રતા એ પાંચે પાડવોને જોઇ સર્વપ્રજા પ્રમોદથી પૂર્ણ
હતી અને તે પાચે પાડવોના ઓવારણા લેતી હતી. રા-
ાંડુએ તેમને બાલ્યવયથી સુશિક્ષણ આપવાની યોજના
હતી જ્યાસુધી તેમની વય નાની હતી, ત્યાંસુધીમાં તે-
માતા કુંતીએ તેમને નમ્રતાના ગુણો શીખવાડચા હતા.
ભાઈઓ સંપથી વર્ત્તતા અને પોતાના મોટા ભાઈ
ષ્ઠિરની આજ્ઞાને માન આપતા હતા. તેઓને બાલ્યવયથી
ર્મનું શિક્ષણ આપવામા આવ્યું હતું. પ્રતિદિન પ્રભાતે
લા ઉઠી તેઓ માતાપિતાને વંદન કરતા અને પછી શુદ્ધ
પ્રભુ ભક્તિ કરતા હતા. વડિલની આજ્ઞા માનવી, દરેક
ાને માન આપવું, અસત્ય બોલવું નહીં, છળ-કપટ રા
ં નહીં, સર્વનો વિનય કરવો, વિવેક રાખવો અને બીજાનો

ઉપકાર કરવા તત્પર થવું, એ ઉત્તમ ગુણો પાંડવોને બાલ્યવયથીજ શીખવાડવામાં આવ્યા હતા. આવા ઉત્તમ ગુણોને ધારણ કરતા અને વિદ્યા મેળવવામાં આનંદી થતા એ પાંડવોને જોઈ રાજા પાંડુ અને મહારાણી કુંતી હૃદયમાં પ્રસન્ન થતા હતા અને પોતાના આત્માને ધન્ય માનતા હતા.

પ્રિય વાંચનાર! આ પ્રસંગ ઉપરથી દરેક ગૃહસ્થને કેટલો બોધ લેવાનો છે? તેનો વિચાર કરજે. જેમ રાજા પાંડુ અને કુંતીએ પોતાના પુત્રોને બાલ્યવયથીજ સુશિક્ષિત બનાવ્યા હતા, તેવી રીતે દરેક ગૃહસ્થે પોતાની બાળપ્રજાને સુશિક્ષિત બનાવવી જોઇએ. માતાના ઉત્સંગમાંથી બાળક જે ગુણો મેળવે છે, તેવા ગુણો મોટી પાઠશાળાઓમાંથી પણ મેમેળવી શકાતા નથી. બાલ્યવયમાં જે શિક્ષણ હૃદયપર આરૂઢ થાય છે, તે શિક્ષણ યાવજ્જીવિત ટકી રહે છે અને ઉત્તરોત્તર બીજા ગુણોને વધારે છે. આ ઉત્તમ પદ્ધતી જાણનારા પાંડુ અને કુંતીએ પોતાના પાંચે પુત્રોને બાલ્યવયથીજ કેટલું એક શિક્ષણ આપી સુશિક્ષિત બનાવ્યા હતા. આજકાલ કેટલાએક કુટુંબોમાં તેથી વિપરીત પ્રવર્ત્તન ચાલે છે. અજ્ઞાન માબાપો પોતાની બાળપ્રજાને સુધારવા બેદરકાર રહે છે. કેટલાએક બાળકોને તથા બાળિકાઓને લાડથી મોઢે ચડાવી દુર્ગુણી બનાવે છે. કેટલાએક બાળકો તોફાની, મસ્તીખોર, આળસુ, બહુબોલા, અમર્યાદી, ઉચ્છૃંખલ, જુઠાબોલા, ચોર અને લફંગા બને છે, તેનું કારણ માત્ર તેના માબાપોની તે-

મની તરફની બેદરકારી છે. સંતતિના મોહમાં મગ્ન થયેલા માબાપો તેમને લાડમાં ઉછેરી અનીતિના માર્ગના પથિક બનાવે છે. પણ તેમ ન થવું જોઈએ. એવા અજ્ઞાન માબાપો તેમની પ્રજાના હિતકારી નથી, પણ અહિતકારી છે. માબાપના દુર્લક્ષથી દુરાચારી અને દુર્વ્યસની થઈ ગયેલી પ્રજા આખરે ઘણી દુઃખ ભોગવે છે અને તે વખતે પશ્ચાતાપ કરી પોતાના અનુપકારી માબાપને ધિક્કારે છે. તેથી દરેક કુટુંબી ગૃહસ્થે પાંડુ રાજાની જેમ પોતાના બાળકોને સારૂં શિક્ષણ આપી સદ્‌ગુણોથી સુશોભિત કરવા. અને તે વિષે પાંડુ રાજાનો દાખલો લઈ તે પ્રમાણે પ્રવર્તવું. પૂર્વકાળે પાંડુ રાજાના જેવા હજારો પિતાઓ અને કુંતીના જેવી હજારો માતાઓ આ આર્યાવર્ત્ત ઉપર વિદ્યમાન હતી. તેમના સુશિક્ષિત સંતાનો વિદ્વાન, ધીર, વીર અને મહોપકારી બની આ આર્ય ભૂમિને દીપાવતા હતા. અને સ્વદેશ ભૂમિની સેવા કરવાને તે પૂર્ણ અધિકારી થતા હતા. એટલુંજ નહીં પણ તે સમયે ધર્માભિમાન, કુલાભિમાન, દેશાભિમાન અને સ્વાભિમાન પૂર્ણતાથી પ્રત્યેક જનમાં પ્રકાશી રહ્યા હતા. એવો સમય પુનઃ આ ભારત ઉપર ક્યારે પ્રાપ્ત થશે ? એ પ્રશ્નના ઉત્તરમાં એટલુંજ કહેવાનું કે જ્યારે પાંડુ અને કુંતીની જેમ પ્રત્યેક માબાપો પોતાની પ્રજાને બાલ્યવયથી સુશિક્ષિત બનાવશે, ત્યારેજ આપણુને પૂર્વને પવિત્ર સમય પ્રાપ્ત થશે. જૈનશાસનપતિ ! આ અમારા મનોરથ સફળ કરો.

—◌—

# પ્રકરણ ૧૬ મું.

## વૈરબીજ.

જ્યારે પાંડુપત્ની કુંતીના ગર્ભમાં ભીમ આવ્યો હતો, તે વખતે ધૃતરાષ્ટ્રની સ્ત્રી ગાંધારીને પણ ગર્ભ રહ્યો હતો. એ ગર્ભ એવો દુષ્ટ હતો કે, ત્રીશ મહિના સુધી તેનો પ્રસવ થયો નહિ. ત્રીસ માસ સુધી વધેલા ગર્ભથી ગાંધારીનું પેટ ગોળા જેવડું મોટું થઈ ગયું. જ્યારે ગાંધારીને ગર્ભવેદના ભારે થવા લાગી ત્યારે તેણી ઘણો ક્લેશ પામી વિચાર કરવા લાગી—" મેં પૂર્વજન્મને વિષે મહાપાપ કર્યું છે કે જેના ઉદયથી હું આ લોકમાં નરકના દુઃખનો અનુભવ કરૂં છું. એક તો મારી પહેલા કુંતીને પુત્ર થયો, એ મોટું દુઃખ. વળી ઘણો કાળ સુધી પ્રસવ ન થતાં ગર્ભ એમને એમ રહ્યો છે, તેટલામાં તો કુંતીને બીજો ગર્ભ રહ્યો અને તેનો પ્રસવ પણ થવાની તૈયારી છે, પણ હજુ મારો છુટકારો થતો નથી; માટે હું મોટી નિર્ભાગી છું " આ પ્રમાણે ચિંતા કરતી ગાંધારી પોતાનું પેટ કુટવા લાગી, તેથી અધુરો ગર્ભ નીકળી ગયો. માંસના ગોળા જેવો એક પિંડ પૃથ્વીપર પડેલો તેણીના જોવામાં આવ્યો. તત્કાળ તે આંખમાં અશ્રુ લાવી પશ્ચાત્તાપ કરવા લાગી. " અરે નિર્દય દૈવ! તેં આ શું કર્યું? તું મને પૂર્વના કયા વૈરથી દુઃખ આપે છે? હવે આ માંસના

ગોળાને લઇને હું શું કરૂં ? તેને તો બાહેર ફેંકી દઉં " આ પ્રમાણે વિચારી ગાંધારી તે ગોળાને બાહિર ફેંકવા તૈયાર થઇ, ત્યાં તેણીની વૃદ્ધ દાસી આવી ચડી. તેણીએ કર જોડી ગાંધારીને કહ્યું, " સ્વામિની ! આવું કામ કરવું તમને યોગ્ય નથી. આ રત્નના જેવો ગર્ભ એના કર્મને લીધેજ તમારા ઉદરથી અધુરે દિવસે પડી ગયો છે. તેમાં કોઇનો દોષ નથી. સર્વ પ્રકારની હાનિ તથા લાભ કર્મવડે કરીનેજ થાય છે. તેથી તેને ફેંકી દેવો યોગ્ય નથી. " દાસીના આવાં વચન સાંભળી ગાંધારીના હૃદયમાં કુંતી તરફ માત્સર્યભાવ ઉત્પન્ન થઇ આવ્યો. મલિનહૃદયા ગાંધારી દાસી પ્રત્યે બોલી—" દાસી ! હું આ રાજ્યના રાજાની પત્ની થઇ નહીં, તેથી હું ઘણું દુઃખ પામી, પણ મેં મારા મનમાં આશા રાખી હતી કે, મને પ્રથમ પુત્રરત્ન પ્રાપ્ત થશે તો તે પુત્ર રાજ્યયોગ્ય હોવાથી હું રાજમાતા થઇશ. એટલામા મારા દુર્ભાગ્યે કુંતીને યુધિષ્ઠિર પુત્ર થયો અને વળી બીજો પુત્ર પ્રસવ થવાનો સમય પાસે આવ્યો છે. એ સંભારતા મને ઘણુંજ દુઃખ થાય છે. એ મહાખેદથી પેટ કુટતા આ ગર્ભ અધુરો પડી ગયો. આ મારા કૃત્યનું ફળ મને મળ્યું છે. જેવાં કર્મ કર્યાં હોય તેવી બુદ્ધિ થાય એ વાતનો મને યથાર્થ અનુભવ થયો છે. હવે મારે શું કરવું ? તે કહે."

વૃદ્ધ અને શાણી દાસી શાંત સ્વરે બોલી—"બા સાહેબ ! મારાથી વધારે કહેવાય તે ક્ષમા કરજો, પણ હું આપની પાસે સાચેસાચું કહેવા ઇચ્છા રાખું છું. ક્ષત્રિ !

તમારે તમારી દેરાણી કુંતીની સાથે આવું માત્સર્ય કરવું ઘટતું નથી. કારણ કે, તેણીના પૂર્વકર્મ એવા બળવાન્ છે કે તેને દેવતાઓ પણ ફેરવી શકે તેમ નથી તો મનુષ્ય શા હિસાબમાં ! જેમ હજારો ગાયોના ટોળામાંથી વત્સ પોતાની માને ઓળખી લે છે, તેમ પૂર્વજન્મના કર્મ પોતાના કર્ત્તાને ઓળખી લે છે, માટે તમારે વૃથા ખેદ શામાટે કરવો ? જેવા સંચિત હોય તેવા ફળની પ્રાપ્તિ થાય છે. એવો વિચાર કરી કોઈનો દ્વેષ ન કરતાં ધર્માચરણ કરવું યોગ્ય છે. તમારી દેરાણી કુંતીને ધર્મ ઉપર કેવો રાગ છે ? જે સદા ધર્મકૃત્ય કરે છે, તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. તેથી જો તમારે ઈચ્છિત કાર્યની સિદ્ધિ કરવી હોય તો જેમ વૃક્ષના ફળનો અભિલાષી તેના ક્યારામાં જળસિંચન સારી રીતે કરે છે, તેમ તમારે શ્રદ્ધારૂપ જળનું સિંચન કરવું કે જેથી તમે ધર્મરૂપ કલ્પવૃક્ષના મન ઈચ્છિત ફળને પ્રાપ્ત કરશો. સ્વામિની ! તમારે કાંઇ પણ ચિંતા કરવી નહીં. તમારો પુત્ર યુધિષ્ટિરના જેવોજ થશે. એ ગર્ભ ત્રીશ માસ સુધી પેટમાં રહ્યો તેમાં કાંઈ આશ્ચર્ય પામવાનું નથી; કારણકે કેટલાએક ગર્ભ બાર બાર વર્ષ સુધી પણ ઉદરમાં રહે છે. આવો વિચાર કરી ચિત્તને સ્થિર રાખી હવે આ પુત્ર જેમ જીવતો રહે અને વૃદ્ધિ પામે એવો ઉપાય કરવો જોઈએ.”

વૃદ્ધ દાસીનાં આવાં વચન સાંભળી ગાંધારી ધર્માનુરાગિણી થઇ. પછી દાસીઓએ રૂને ઘીમાં બોળી તેમાં તે ગર્ભ-

ને વીંટી તેને એક સુવર્ણના પાત્રમાં મુકીને એક બાજુએ યત્નથી રાખ્યો. પછી જેમ મેઘના ઉદકથી વૃક્ષની વૃદ્ધિ થાય તેમ તે ગર્ભ દિન દિન પ્રત્યે વૃદ્ધિ પામવા લાગ્યો. જે દિવસે ગાંધારીએ પુત્રને જન્મ આપ્યો હતો, તેજ દિવસે ત્રણ પહોર પછી કુંતીએ ભીમને જન્મ આપ્યો હતો. એમ તે બંને એક જ દિવસે જન્મ્યા હતા. પણ તેઓના ભાગ્ય ભિન્ન ભિન્ન થયા હતા. કારણકે, ગાધારીને જ્યારે પુત્ર જન્મ્યો, ત્યારે લગ્નનો કુયોગ હતો અને કુંતીને શુભ લગ્નમાં પુત્ર પ્રસવ થયો હતો. સમદૃષ્ટિ પાંડુરાજાએ બંને પુત્રોનો સમાન રીતે જન્મોત્સવ કર્યો હતો. ધૃતરાષ્ટે પોતાના પુત્રનું નામ **દુર્યોધન** પાડયું હતું. ભીમ અને દુર્યોધન સાથેજ ઉછર્યા હતા. અને સાથેજ રમતા હતા. પરાક્રમી ભીમ રમતાં રમતાં દુર્યોધનને પગ ઝાલી ખેંચીને પાડી નાંખતો હતો.

ધૃતરાષ્ટ્રને ગાંધારી શિવાય બીજી સાત પત્નીઓ હતી. તેઓને દુર્યોધનના જન્મ પછી અનુક્રમે બીજા નવાણું પુત્રો થયા હતા. તેઓનાં નામ આ પ્રમાણે છે.

દુર્યોધન, દુઃશાસન, દુઃસહ, દુઃશલ, રણશ્રાંત, શમાઢ્ય, વિંદ, સર્વસહ, અનુવિંદ, સુભીમ, સુબાહુ, દુઃપ્રધર્ષણ, દુર્મર્ષણ, સુગાત્ર, દુઃકર્ણ, દુઃશ્રવા, વૈરવંશ, વિકીર્ણ, દીર્ઘદર્શી, સુલોચન, ઉપચિત્ર, વિચિત્ર, ચારૂચિત્ર, શરાસન, દુર્મદ, દુઃપ્રગાહ, સુયુત્સુ, વિકટ, ઉર્ણનાભ, સુનાભ, નંદ, ઉપનંદક, ચિત્રબાણ. ચિત્રવર્મા, સુવર્મા, દુર્વિમોચન, અયોબાહુ, મહાબાહુ

શ્રુતવાન, પદ્મલોચન, ભીમબાહુ, મહાબલ, સુષેણ, પંડિત, શ્રુતાયુધ, સુવીર્ય, દંડધાર, મહોદર, ચિત્રાયુધ, નિષંગી, પાશ, વૃંદારક, શત્રુંજય, શક્રસહ, સત્યસંધ, સુદુઃસહ, સુદર્શન, ચિત્રસેન, સેનાની, દુઃપરાજ્ય, પરાજિત, કુંડશાયી, વિશાલાક્ષ, જય, દૃઢહસ્ત, સુહસ્ત, વાતવેગ, સવર્ચસ, આદિત્યકેતુ, બહ્વાશી, નિર્બંધ, પ્રમાદી, કવચી, રણશૌંડ, કુંડધાર, ધનુર્ધર, ઉગ્રરથ, ભીમરથ, શૂરબાહુ, અલોલુપ, અભય, રૌદ્રકર્મ, દૃઢરથ, અનાધષ્ય, કુંડભેદી, વિરાવી, દીર્ઘલોચન, પ્રમથ પ્રમાદી, દીર્ઘાલાપ, વીર્યવાન, દીર્ઘબાહુ, મહાવૃક્ષા, દૃઢવૃક્ષા, સુલક્ષણ, કનક, કાંચન, સુધ્વજ, સુભુજ અને વિરજા.

આ ધૃતરાષ્ટના સો પુત્રો સો કૌરવોના નામથી પણ જગત્‌માં ઓળખાય છે. એ સર્વ પુત્રો સર્વ કળાઓમાં અતિ ચતુર, શસ્ત્ર તથા અસ્ત્ર વિદ્યામાં નિપુણ, રણસંગ્રામમાં પ્રવીણ, મહાપરાક્રમી, શૂરવીર અને ગર્વના પર્વતો હોય તેવા થયા. પાંચ પાંડવો અને સો કૌરવો હમેશાં સાથે ક્રીડા કરતા અને સાથેજ રહેતા હતા.

દુર્યોધન જ્યારે યોગ્યવયનો થયો, ત્યારે ધૃતરાષ્ટ્રના હૃદયમાં વિકાર ઉત્પન્ન થયો હતો, તથાપિ ન્યાયવૃત્તિને અનુસરી એ વિકાર દાબી દેતો હતો.

એક વખતે પાંડુરાજા સભા ભરી બેઠો હતો. તેમાં ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર અને બધા કુમારો હાજર હતા, આ વખતે કેટલાએક દૈવજ્ઞ લોકો તે સભામાં આવ્યા હતા. તે વ-

ખતે ધૃતરાષ્ટ્રે સર્વની સમક્ષ દૈવજ્ઞોને પુછયું, " હે નિમિત્તજ્ઞ વિદ્વાનો! પૂર્વે આકાશવાણી થઇ છે, તે પ્રમાણે યુધિષ્ઠિર તો પૃથ્વીપતિ થશે, એ વાત નિઃસંદેહ છે; પરંતુ એના પછી મારો પુત્ર દુર્યોધન રાજ્યપદ પામશે કે નહીં ? તે કૃપા.કરી મને જણાવો. આ પ્રશ્ન થતાંજ પૃથ્વી કંપાયમાન થવા લાગી, આકાશથી તારાઓ ખરવા લાગ્યા, નિર્ઘાત શબ્દો પ્રગટ થવા લાગ્યા. શીયાળો અમંગલિક શબ્દો કહાડવા લાગ્યા અને સૂર્યમંડળ વાદળથી ઘેરાઇ ગયું. આવા અપશુકનો થતાં જોઇ તે વિદ્વાન્ નિમિત્તિયાઓ તે વાત સર્વની સમક્ષ કહી શકયા નહીં. પછી તેમણે છાની રીતે વિદુરને કહ્યું, "વિદુરજી! આ પ્રશ્ન વખતે થએલા અશુભ દેખાવોથી જણાય છે કે, ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન મોટો રાજા તો થશે અને બીજા સર્વ રાજાઓને વશ કરી લેશે. તથાપિ તે સ્વકુળનો વિનાશ કરનારો થશે અને બીજા સ્નેહીઓનો઼ઘાત કરનારો થશે." જોષીઓના આ વચન પછી વિદુરજીએ ખુલ્લી રીતે કહ્યા, " મ્હોટાભાઇ ! આ જોષીઓ કહે છે કે, તમારો પુત્ર રાજા થશે એમાં સંશય નથી, પૃથ્વીના સમગ્ર રાજાઓને જીતી મહારાજાધિરાજપદ પામશે. પરંતુ આપણા કુળનો તથા બીજા ઘણાં લોકોનો વિધ્વંસ કરનારો થશે. " વિદુરનાં આવાં કર્ણકઠોર વચનો સાંભળી પોતાના કુળની કુશળતા ઇચ્છનારા ધૃતરાષ્ટ્રે ફરીથી પુછયું, દૈવજ્ઞ પુરૂષો! એ અરિષ્ટની શાંતિ કેમ થાય ? અને અમારૂં કુલ સુરક્ષિત શાથી રહે ? તેનો ઉપાય મને કહી સં-

ભળાવો. ધૃતરાષ્ટ્રના આ પ્રશ્નનો ઉત્તર જોષીઓએ છાનીરીતે વિદુરને કહ્યો. એટલે વિદુરે સ્પષ્ટતાથી કહ્યું, બંધુ ધૃતરાષ્ટ્ર! જો તમે પોતાના કુળની કુશળતા ચાહતા હો તો એ પુત્રનો ત્યાગ કરવો જોઈએ. કુળનું નિકંદન કરનારો પુત્ર શા કામનો ? તે તો વૈરી કહેવાય. જે કુંડળો પહેરવાથી કાનને પીડા થાય તે કુંડળોને તરત કાઢી નાંખવા જોઈએ. નીતિશાસ્ત્રમાં લખે છે કે, "એકનો ત્યાગ કરવાથી જો આખા કુળની રક્ષા થતી હોય તો તેને ત્યજવો જોઈએ. કુળનો ત્યાગ કર્યાથી જો આખા ગામની રક્ષા થતી હોય તો તે કુળને મુકી દેવું જોઇએ. એક ગામનો ત્યાગ કરવાથી આખા દેશનું રક્ષણ થતું હોય તો તે ગામનો સ્વીકાર કરવો ન જોઇએ અને સર્વનો ત્યાગ કરવાથી જો પોતાનું રક્ષણ થતું હોય તો તેમ અવશ્ય કરવું જોઇએ." આવા નીતિશાસ્ત્રને અનુસરી આપણા કુળની રક્ષા કરવા સારૂ એક દુર્યોધનનો ત્યાગ કરવામાં કાંઈ દોષ નથી.

વિદુરનાં આવાં વચનો સાંભળી પુત્રપ્રેમી ધૃતરાષ્ટ્ર મૌન ધારણ કરી રહ્યો. એ વાત તેને રૂચિકર ન લાગી. તે વખતે સમબુદ્ધિ પાંડુરાજા બોલ્યો—" વિદૂર ! એ વધારે પડતી વાત છે. જો પુત્રથી કુળનો ક્ષય થતો હોય તો પછી કુળની વૃદ્ધિ કરનાર કોને કહેવો ? સૂર્યનો ઉદય થવાથી જો આકાશમાં અંધકાર રહેતું હોય તો આકાશને પ્રકાશ કરનાર બીજા કોને કહેવો ? એ પુત્ર દુર્યોધન ઘણી માનતાઓથી ઉત્પન્ન થયો છે, માટે પુણ્યવાનજ હોવો જોઇએ. જોકે તેનો

જન્મ ત્રીશ માસે થયો છે, પણ તે યુધિષ્ઠિર પ્રથમ ગર્ભાવાસમાં આવ્યો છે, માટે તે જ્યેષ્ટ હોવાથી ઉત્તમજ છે. એ મોટો રાજાધિરાજ થવો જોઇએ. અને એનાથીજ કુળની વૃદ્ધિ થશે. યુધિષ્ઠિરનો જન્મ પ્રથમ થવાથી યદ્યપિ તે રાજ્યાધિકારી પ્રથમ થશે ખરો, પણ એની પાછળ દુર્યોધનજ રાજા થવાનો સંભવ છે. મારે તો યુધિષ્ઠિર અને દુર્યોધન વચ્ચે કાંઇ પણ ભિન્ન ભાવ નથી. ”

પાંડુના આવાં પ્રમાણિક વચનો સાંભળી સર્વ સભા સ્તબ્ધ બની ગઈ. કોઈનાથી કાંઈ પણ બોલાયું નહીં. પછી પાંડુએ યોગ્ય રીતે સત્કાર કરી જોષીઓને વિદાય કર્યા અને સભા વિસર્જન થઇ ગઇ. સર્વે પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.

વિદુરના કટુ વચનથી કચવાએલા ધૃતરાષ્ટ્રનું હૃદય પાંડુના પવિત્ર વચનો સાંભળી શાંત થયું હતું. તથાપિ પ્રથમથીજ વિકાર પામેલી તેની બુદ્ધિમાં પછી પ્રતિદિન વિશેષ વિકારો ઉત્પન્ન થયા હતા. પોતાના પુત્રો અને પાંડવોમાં તેને ભેદબુદ્ધિ ઉત્પન્ન થઈ હતી અને રાજ્યના મલિન લોભની આછી આછી છાયા તેની મનોવૃત્તિપર પડતી હતી. તે પછી ગાંધારીને દુઃશલ્યા નામની પુત્રી થઇ હતી. તે યોગ્ય વયની થયાથી તેણીને સિંધુદેશના રાજા જયદ્રથની સાથે પરણાવી હતી. અને તેથી ધૃતરાષ્ટ્રે પોતાના પક્ષમાં એક સારા સંબંધીનો વધારો કર્યો હતો.

કાળના પ્રભાવથી ધૃતરાષ્ટ્રના સો પુત્રો અને પાંડુના પાંચ પુત્રો અનુક્રમે મોટા થયા. તારૂણ્ય વયના આરંભમાંજ તેઓ એવા બળવાન્ થયા કે, તેઓ ત્રણ લોકનું તોલન કરવાને પણ સમર્થ થઇ શકે. તે એકસોને પાંચે ભાઈઓ હસ્તિનાપુરની બજારમાં, ઉદ્યાનમાં અને બીજા રમણીય પ્રદેશોમાં યથેચ્છ રીતે વિચરતા હતા. તેઓને તેમના શિક્ષકોએ સારા સુશિક્ષિત બનાવ્યા હતા. નિત્ય પ્રાતઃકાળે વેહેલા ઉઠીને તેઓ અનુક્રમે ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, પાંડુ, વિદુર, સત્યવતી, અંબિકા, અંબાલિકા, અંબા, ગાંધારી અને કુંતીને વંદન કરતા અને તેથી તેઓ સર્વને વ્હાલા લાગતા હતા. સર્વના વૃદ્ધ વડિલ ભીષ્મ બધા પુત્રોને સમદૃષ્ટિથી જોતા હતા. દુર્યોધન અને તેના નવાણું ભાઈઓ પાંડવોની સાથે સરખી રીતે શિક્ષિત થયા હતા, તથાપિ પાંડવોના જેવી તેમની મનોવૃત્તિ ન હતી. પાંડવોના હૃદયમાં જે ભાવના હતી, તેવી ભાવના દુર્યોધન અને તેના બંધુઓમાં ન હતી. પાંચે પાંડવો બાળપણથીજ જિનભક્ત હતા. તેઓ શુદ્ધભાવથી અર્હંતની પ્રતિમાની આરાધના કરતા હતા. અને રાત્રિ દિવસ પંચ પરમેષ્ટીનું સ્મરણ કર્યા કરતા હતા. સો કૌરવોના હૃદયમાં પાંડવોની બુદ્ધિની છાયા પણ ન હતી. તેમજ તેમના જેવી ધર્મપ્રીતિ ન હતી.

પાંડવો અને કૌરવો રમત ગમતમાં સાથે ભાગ લેતા

હતા પ્રત્યેક વીર પોતપોતાનુ બલ અજમાવવાને વિવિધ પ્રકારના ખેલ ખેલતા હતા કોઈવાર હોડ બદીને સાથે દોડતા, કોઈવાર ગંગાના કીનારાપર કુદકા મારતા, કોઈવાર જલમા પેશીને ક્રીડા કરતા, કોઈવાર યમુના નદીના તટ ઉપર ઉભા રહી ભુસકા મારતા, કોઈવાર કુસ્તી કરતા અને કોઇવાર એવી મા વિવિધ જાતની રમતો કરતા હતા આ બધી રમતોમા ભીમ સર્વોપરી થતો અને દરેક રમતમા તે બીજા સર્વને મહાત કરતો હતો તથાપિ તે સર્વ ભાઈઓની ઉપર યુધિષ્ઠિર સમાન પ્રેમ રાખતો હતો તેમા પણ દુર્યોધન ઉપર તેની વિશેષ પ્રીતિ હતી યદ્યપિ ભીમની બધા ભાઈઓ ઉપર પ્રીતિ તો હતી, તો પણ એની ક્રીડા એવી હતી કે, દુઃશાસન વગેરેને ઇજા થયા વિના રહેતી નહીં અને તેથી તેઓ ભીમની તરફ અનાદરવાળી દ્રષ્ટિએ જોતા હતા ભયંકર પરાક્રમી ભીમ રમતા રમતા કોરવોને લીલામાત્રમા બગલમા ઘાલીને ચાપતો, તેથી તેઓ શ્વાસનો રોધ થવાથી મૃતતુલ્ય થઈ જતા કોઈ સમયે તેઓની સાથે એવી તો ટક્કર લેતો કે તેમના માથા પણ ફુટી જતા હતા કોઈ વખત ભીમ પગની રેટમા લઈ એવી રીતે દોડતો કે જેથી કૌરવોના નાક તથા લલાટમાથી રૂધિરની ધારા ચાલતી હતી કોઈવાર કૌરવો ફળ લેવાને વૃક્ષ ઉપર ચડ્યા હોય, તે વખતે ભીમ તે વૃક્ષને ઉખેડી દોડતો હતો અને તેથી તેઓ પાકેલા ફળોની જેમ જમીન ઉપર પડતા અને તેથી પીડાતા હતા આવી રીતે અનેક પ્રકારે ભીમ તેમને દુઃખ આપતો, તથાપિ તેના હૃદયમા

જરા પણ દ્વેષભાવ ન હતો, તે બધું સ્નેહથી કરતો હતો. આથી તેના વડિલો તેની ઉપર ક્રોધ કરતા ન હતા.

ભીમની આ બળવતી ચેષ્ટાએ દુર્યોધનના હૃદયમાં વૈરનું બીજ આરોપિત કર્યું. તેથી દુર્યોધન ઈર્ષ્યાળુ થઇ ગયો. પાંડવો અને કૌરવોની વચ્ચે મોટું વૈર થવાનું કારણ પણ ત્યાંથીજ પ્રાદુર્ભૂત થયું હતું. ભીમના પરાક્રમની લોકોમાં કીર્ત્તિ વધી, ત્યારથી દુર્યોધનના મનમાં વાવેલા ઇર્ષ્યારૂપ બીજનો ફણગો ફુટયો. અને તેથી તે પાંડવો તરફ અનિષ્ટ દૃષ્ટિએ જોવા લાગ્યો.

એક વખતે જેના હૃદયમા ઇર્ષ્યારૂપ અગ્નિની જ્વાળા ધમધમી રહી છે, એવા દુર્યોધને ભીમને ગર્વથી કહ્યું. “ અરે ભીમ ! તું મારા નાના ભાઈઓને શા માટે ખેદ આપે છે ? જો તારી ભુજામાં ખરજ થતી હોય તો મારી સાથે આવી જા.” દુર્યોધનનાં આવાં ગર્વ ભરેલાં વચનો સાંભળી ભીમ શાંતિથી બોલ્યો—“ બંધુ ! આવાં વચનો બોલવા એ તમને ઘટતું નથી. તમારા ભાઈઓ એ અમારા ભાઈઓ છે. હું કાંઇ દ્વેષબુદ્ધિથી તમને દુ:ખ આપતો નથી. તેમ જાણી જોઈને પણ દુ:ખ દેતો નથી. એ તો મારી સહજ રમત છે. જેનું જેવું શરીર તેવીજ તેની રમત હોય છે. જેમ હાથી વનમાં રમતાં સહજ માત્રમાં વૃક્ષને ઉખેડી નાંખે છે. એથી કાંઈ હાથીને વૃક્ષો ઉપર દ્વેષ નથી, પણ તેની સહજ રમત છે. તેમ મારે

કરવો જોઈએ નહીં તેમ છતા જો તમે કોપ કરી ગર્વયોગે કાંઈ કરશો તો તે તમારૂં મોટું અવિચારી કૃત્ય કહેવાશે. એવું છતા પણ તમે કહ્યું કે, " જો તમારી ભુજામા ખરજ થતી હોય તો મારી સામે આવી જા " એ વચન ઘણુ અયોગ્ય છે તથાપિ તમારા એ વચનનો ઉત્તર હું આપુ છું કે, ' જો તમારી ઈચ્છા હોય તો હુ સામે આવવાને તૈયાર છુ. ' પણ જેમ મદોન્મત્ત હાથીના કુભસ્થળની ખરજ એરડના ઝાડ ને ઘસવાથી નાશ પામતી નથી, તેમ મારી ભુજાઓની ખરજ તમારી સામે થયાથી મટવાની નથી, તેમ છતા તમારા બાહુમા પરાક્રમ હોય તો તમે મારી સામે તૈયાર થઈ જાઓ હું હમેશા મલ્લયુદ્ધ કરવાને તૈયારજ છુ, પરંતુ સામે આવ્યા પહેલા તમે તમારા બળનો સારી રીતે વિચાર કરજો. "

ભીમના આ વચનો ગર્વી દુર્યોધનને રૂચ્યા નહિ. તે તત્કાળ કમર કસીને તૈયાર થયો આ અયોગ્ય કૃત્ય જોઈ વિવેકી યુધિષ્ઠિરે બ ને ભાઈઓને યુદ્ધ ન કરવા વિષે ઉપદેશ કર્યો, તો પણ કોઈએ પોતાનો આગ્રહ મુકયો નહિ. અને મલ્લયુદ્ધ થવાની તૈયારી થઈ તે જોવા અનેક છોકરાઓ આવી એકઠા થઈ ઘેરો કરીને ઉભા રહ્યા પછી દુર્યોધન અને ભીમનું મલ્લયુદ્ધ ચાલ્યુ. તેઓ બ નેમાથી કોઈ પણ મલ્લયુદ્ધની કળા શીખ્યો ન હતો, તથાપિ સ્વાભાવિક બળને લઇને તેમનામા એ કળા પ્રગટ થઈ આવી. થોડીવાર યુદ્ધ કરતા દુ શાસનનો ચેહેરો ફીક્કો પડી ગયો અને અર્જુનનાં મુખ ઉપર આનંદના અ કુર પ્રગટ થયા બળવાન ભીમે અતિ ચપળતાથી દુર્યો-

ધનના શરીર ઉપર એવા મુષ્ટિ પ્રહાર કરવા માડયાં કે જેથી દુર્યોધન અતિ બળહીન થઈ ગયો. અને ગ્લાનિ પામી પોતાના ભાઈઓને મળ્યો, ત્યારે ભીમ પણ પોતાના ભાઈઓની પાસે ગયો. ભીમના અંગ ઉપર ચોંટેલી રજ યુધિષ્ઠિર પોતાના દુપટ્ટાથી ખંખેરવા લાગ્યો, અર્જુન શરીર દાબવા લાગ્યો અને નકુળ તથા સહદેવ પોતાના દુપટ્ટાથી પવન કરવા લાગ્યા. ચારે પાંડવોને પોતાના બંધુ ભીમનું આમ આશ્વાસન કરતાં જોઇ દુર્યોધન હૃદયમાં દગ્ધ થઈ ગયો અને એકાંતમાં જઇ પોતાના મલિન હૃદયમાં આ પ્રમાણે દુષ્ટ વિચાર કરવા લાગ્યો—"અહા! કેવો સ્વાર્થ છે! આ જગત્માં જે પરાક્રમી પુરૂષ હોય છે, તે પોતાનું અર્ધરાજ્ય હરણ કરનારને પણ જોઇ શકતો નથી. તો આ જે સમગ્ર રાજ્યને હરણ કરનાર યુધિષ્ઠિર તેની ઉપર મારો પ્રેમ ક્યાંથી રહે! માટે જેમ રોગની ઉત્પત્તિ થતાંજ લોકો તેને ઔષધથી નિર્મૂળ કરે છે, તેમ કોઈ પણ યુક્તિથી યુધિષ્ઠિરને નિર્મૂળ કરવો જોઇએ. પણ જેમ પરાક્રમી તથા નીતિમાન્ રાજાનો પરાભવ થવો અશક્ય છે. તેમ જ્યાંસુધી ભીમ અને અર્જુન યુધિષ્ઠિરની પાસે છે, ત્યાંસુધી કોઇ પ્રકારે હું તેનો પરાભવ કરવાને સમર્થ થવાનો નથી. એ બંને વીર યુધિષ્ઠિરની બે ભુજાઓ જેવા છે. તેઓનો પ્રથમ નાશ કરવો જોઇએ. એ બંનેમાં પણ ભીમ ઘણો પરાક્રમી છે, માટે એને તો વહેલોજ યમપુરીમાં પહોંચતો કરવો જોઇએ. ભીમનો નાશ થવાથી સ્તંભ વગરના ઘરની જેમ યુધિષ્ઠિરનું મહત્ત્વ રહી શકવાનું નથી."

આ પ્રમાણે દુર્યોધન એકાંત અનેક દુષ્ટ વિચારો પોતાના મનમા કરવા લાગ્યો. પછી સંકેત કરી ભીમને મારવાનો લાગ જોવા લાગ્યો

એક વખતે બધા ભાઈઓ ગંગાના તીર ઉપર રમવા ગયા. પરાક્રમી ભીમ તેઓમા ક્રીડા અને ભોજનમા સર્વોપરી થતો હતો. ક્રીડા કરતા કરતાં ભીમ શ્રમિત થઇ ગંગાના શીતળ પવનની લહેરમા સુઇ ગયો તેને ગાઢ નિંદ્રા આવી ગઇ. તે વખતે કુવિચારી દુર્યોધને ભીમને નિદ્રાધીન જોઈ વેલાઓથી બાધી જળમા ફેંકી દીધો, તેવોજ તે જાગ્રત થઈ ગયો અને કાચા સૂત્રના તંતુની જેમ વેલાના બંધનો તોડી ગંગાજળમા સ્નાન કરી મદોન્મત્ત હાથીની પેઠે બાહેર આવ્યો. અને આમ કોણે કર્યું તેની ખબર પડી નહિં તેથી ચુપ રહ્યો. વળી ફરીવાર કોઈ પ્રસંગે તેવાજ સ્થળમાં ભીમ નિદ્રાધીન થયો, ત્યારે દુષ્ટ દુર્યોધને તેના અંગ ઉપર ઝેરી સર્પો નાંખ્યા. સર્પોએ ક્રોધાવેશથી ભીમના અંગ ઉપર દંશ માર્યા, પણ તે વજ્રદેહી વીરની ત્વચા વીંધાઈ નહિં. પછી જ્યારે જાગ્રત થયો, ત્યારે તે બધા ક્રૂર સર્પોનો તિરસ્કાર કરી પોતાના અંગ ઉપરથી ઘસડીને તેણે દૂર ફેંકી દીધા.

વળી કોઈ પ્રસંગે ભોળા હૃદયના ભીમના ભોજનમાં દુર્યોધને અતિ ઉગ્ર વિષ નાંખી દીધું. પણ ભીમને તેથી ઉલટું જ થયું. પુષ્ટિકારક રસાયણની જેમ તે વિષભોજનથી ભીમના શરીરને વિશેષ પુષ્ટિ મળી.

આવા આવા દુર્યોધને અનેક મારણ પ્રયોગો કર્યા, પણ પુણ્યવંત ભીમને તેનાથી કાંઈપણ થયું નહિ. પોતાના બંધુ દુર્યોધને પોતાને માટે આવા મારણ પ્રયોગો કર્યા છે, એ વાત ભીમના જાણવામાં આવી હતી, તથાપિ તે ભોળા દિલના ભીમે 'એ વિનોદથી કરતો હશે' એમ વિચારી દુર્યોધનની ઉપર કાંઇપણ રીસ કરી નહિં અને તે ક્ષમા કરી રહ્યો. આનું નામજ મહત્તા કહેવાય છે બીજાઓ પોતાનો અપકાર કરે, તે છતાં તે તરફ ઉપેક્ષા રાખી તેને ક્ષમા આપવી એ દીવ્ય ગુણ છે. એ દીવ્ય ગુણ પાંડુના વચલા પુત્ર **ભીમની** અંદર રહેલો હતો. અને તેનું વ્યવહારિક ચારિત્ર આખરે ઉજ્વલ કહેવાયું હતું.

પ્રિય વાંચનાર ! આ પ્રકરણનો ધાર્મિક અને નૈતિક પ્રભાવ શો છે ? તેનો વિચાર કરજે. કૌરવો અને પાંડવોની વચ્ચે જે વૈરબીજ વવાણું છે, તેના કારણનું સ્પષ્ટીકરણ તારા હૃદયમાં થઇ ગયું હશે, તથાપિ તારા વ્યવહારમાર્ગમાં તેનું પુનઃ સ્મરણ કરાવા તે વિષે વિશેષ કહેવાની જરૂર છે.

જે માણસ ભવિષ્યમાં નઠારો થવાનો હોય, તેની પ્રકૃતિની છાપ તેના હૃદય ઉપર બાલ્યવયમાંથીજ પડે છે. તથાપિ જો તે પર ઉત્તમ શિક્ષણનું સિંચન કરવામાં આવ્યું હોય તો તે થોડે ઘણે અંશે પણ તે પ્રકૃતિની સુધારણા થઇ શકે છે. એવું શિક્ષણ આપવું, એ માબાપને સ્વાધીન છે. જો માતા પિતા પોતાની સંતતિને સદ્ગુણી બનાવવાને ખંતીલા હોય

તો તેઓ સંતાનને બાલ્યવયથીજ સુધારવા ઉત્સાહી રહે છે. પણ જો તેઓ પોતેજ સદ્ગુણોના પાત્ર પૂર્ણ રીતે બન્યા ન હોય અને તેમનામાં માનસિક છુપા દોષ રહેલા હોય તો તેઓ સંતતિની સુધારણા તરફ ઉપેક્ષા રાખનારા થાય છે અને તેથી તેમની સંતતિ દોષપાત્ર બનતી જાય છે.

આ પ્રકરણના નાયક દુર્યોધનના પ્રસંગમાં તેમ બન્યું હતું. જ્યારે દુર્યોધન યોગ્યવયનો થયો એટલે તેના પિતા ધૃતરાષ્ટ્રના હૃદયમા રાજ્યલોભનો વિકાર ઉત્પન્ન થયો અને તેથી તેણે સભા વચ્ચે જોશીઓને બોલાવીને પુછ્યું હતું. જે વાત વિદુરે ખુલ્લી રીતે જણાવી. એટલે ધૃતરાષ્ટ્રનો રાજ્ય લોભ વૃદ્ધિ પામ્યો અને તેના એ કુવિચારની છાયા દુર્યોધનના હૃદયમાં પડી, જેથી પાંડવો તરફ તેને દ્વેષની લાગણી થવા લાગી.

દુર્યોધન જ્યારે ગર્ભમાં હતો ત્યારથીજ તેની માતા ગાંધારીના હૃદયમાં વિપરીત વિચાર સ્ફુર્યા હતા; 'કુંતીને મારી પેહેલાં પુત્ર થયો તે રાજ્યનો અધિકારી થશે,' આવા કુવિચારથી ગાંધારીનું હૃદય ઈર્ષ્યાળુ થયું હતું અને પરિણામે તે મલિન વિચારની છાયા ગર્ભગત દુર્યોધન ઉપર જાણે પડી હોય, તેમ દુર્યોધનના વિચારો પણ તેવાજ થયા હતા.

ગાંધારી અને ધૃતરાષ્ટ્રના કુવિચારો જેમ દુર્યોધનને વારસામાં મળ્યા અને તેથી આખરે તે પોતાના ભાઈ પાંડવો

ઉપર દ્વેષ કરનારો થયો અને દ્વેષબુદ્ધિથી તેણે ભીમને માર-વાનાં અનેક ઉપાયો કર્યા હતા. આ ઉપરથી દરેક માબાપોએ ઘણું શિક્ષણ લેવાનું છે. જો માબાપ પોતાની સંતતિ તરફ ઉપેક્ષા રાખી પોતાના વિકારી વિચારો હૃદયમાં પ્રગટ કરે અથવા જાહેર કરે તો તે વિચારોના પ્રતિબિંબ સંતાનોમાં પડે છે અને તેથી સંતાનો નઠારા થાય છે અને આખરે તેનું નઠારૂં પરિણામ આવે છે. બીજું કોઇ પણ કુલીન પુત્રે દુર્યો-ધનની જેમ પોતાના ભાઈઓ તરફ નઠારી વૃત્તિ રાખવી ન જોઇએ. કુટુંબ તથા કુટુંબિઓ તરફ શુદ્ધ પ્રેમ રાખી વર્ત્તવું એ કુલીન અને સદ્ગુણી પુત્રોનો ધર્મ છે. એક પિતાના અને એકજ લોહીના બંધુઓ સંપથી વર્ત્તે તો કુટુંબ સારી સ્થિ-તિમાં આવે છે અને તેમનો સર્વ સ્થળે વિજય થાય છે. આ દુઃખમય સંસારમાં ભાઈઓમાં સંપ એજ સુખ છે અને એ સુખથી સંસાર અસાર છતાં સારવાળો ગણાય છે. સંપ અને ઉદારતાથી વર્ત્તનારા મનુષ્યો આલોક તથા પરલોકને સુખે સાધી શકે છે. કારણ કે, સંપ રાખવાથી કલેશ થતો નથી અને જ્યારે સંપનો અભાવ હોય, ત્યારે હૃદયમાં આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન ઉત્પન્ન થાય છે અને તેથી તે નઠારી ગતિના પાત્ર બને છે. સુખ અને નિવૃત્તિએ ધર્મ કરણીમાં ઉપયોગી છે અને તે સદા સંપની અંદર રહેલ છે. તેથી દરેક કુટુંબિઓએ સંપ રાખી વર્ત્તવું જોઇએ અને દુર્યોધનની જેમ કુસંપ કરવાની ઈચ્છા ન કરવી જોઈએ. આ પ્રસંગમાં જેવું દુર્યોધનનું નઠારૂં પ્રવર્ત્તન ત્યાગ કરવા યોગ્ય છે, તેવું ભીમનું પ્રવર્ત્તન આદ-

રવા યોગ્ય છે. ભીમનું હૃદય પવિત્ર હતું. તે બલના યોગથી રમતીયાળ હતો, પણ તેની બધી રમતો નિર્દોષ હતી. દુર્યો-ધને તેના પ્રાણ હરવાને અનેક પ્રયોગો કર્યા હતા, તથાપિ ભોળા દિલના ભીમે તેને ક્ષમા આપી હતી. તે સાથે તેના હૃદયની નિર્મલતા સદા સરખીજ રહી હતી. એનું નામજ ઉત્તમ વૃત્તિ કહેવાય છે. એવી ઉત્તમ વૃત્તિ ધારણ કરનારા કુલીન પુત્રો ઉભય લોકમા યશસ્વી નીવડે છે. તેથી દરેક કુલીન પુત્રે ભીમના તે ઉત્તમ ગુણનું અનુકરણ કરવું જોઇએ.

આ પ્રકરણમા સર્વથી વધારે પ્રશંસનીય શિક્ષણ પાંડુના ચરિત્ર ઉપરથી લેવાનું છે. જોષીલોકોના કહેવાથી વિદુરે ધૃતરાષ્ટ્રને દુર્યોધનનો ત્યાગ કરવાનું કહ્યું અને તેથી પુત્રપ્રેમી ધૃતરાષ્ટ્રનું દિલ ઉદાસ થયું, તે વખતે પાંડુએ જે વચનો કહ્યાં છે, તે ખરેખર દરેક કુટુંબીએ પોતાના કલેજામાં કોતરી રાખવા યોગ્ય છે. ધૃતરાષ્ટ્રે રાજ્યલોભમાં લુબ્ધ બની પોતાના દુર્યોધન વગેરે પુત્રો અને પાંચે પાંડવોની વચ્ચે ભેદબુદ્ધિ રાખી, પણ સમદૃષ્ટિ પાંડુના હૃદયમાં એ ભેદબુદ્ધિ પ્રગટ થઇ ન હતી. યુધિષ્ઠિર અને દુર્યોધન ઉપર પાંડુએ સમદૃષ્ટિ રાખી હતી. તેનો પવિત્ર સ્નેહ એ બંને પુત્રો ઉપર સમાન હતો. પાંડુનો આ દિવ્ય ગુણ સર્વ ગૃહસ્થોએ ગ્રહણ કરવા યોગ્ય છે. પાંડુના જેવી પવિત્ર મનોવૃત્તિ ધારણ કરનાર કુટુંબી ગૃહસ્થ પોતાના સંસારમાં સુખી થાય છે. પાંડુના પવિત્ર ચરિત્ર ઉપરથી એજ બોધ ગ્રહણ કરવા યોગ્ય છે. સાંપ્રતકાળે પાંડુના જેવા પવિત્ર પુરૂષો ઘણા થોડા છે. ઘણા

કુટુંબોમાં કુસંપ, પક્ષપાત ને ઈર્ષ્યાના અયોગ જોવામાં આવે છે. વિવાહિત થયેલા ઘણા પુરૂષો પોતાના વડિલનું માન રાખતા નથી, એટલુંજ નહિ પણ તેમની તરફ તિરસ્કારની દૃષ્ટિએ જુવે છે. વડિલોપાર્જિત મીલકતમાં વાંધા ઉઠાવી અથવા અજ્ઞાન સ્ત્રીઓનો પક્ષ કરી અનેક સહોદર બંધુઓ સામસામા લડે છે. અને વખતે તેમાંથી પરસ્પર એક બીજાની હત્યા પણ બની જાય છે. કેટલાક તો કુસંપથી વૈર વધારી અનેક જાતના વાંધા ઉઠાવી ન્યાયાસન આગળ જાય છે અને ત્યાં હજારો રૂપીઆનો વ્યય કરી પોતે ખુવાર થાય છે અને બીજાને ખુવાર કરે છે. પૂર્વકાળે આવી નઠારી પ્રવૃત્તિ ન હતી. ઘણાં કુટુંબના નાયકો પાંડુની જેમ સમદૃષ્ટિ રાખનારા અને સંપથી વર્ત્તનારા હતા. તેથી ઉદયની અભિલાષા રાખનારા ગૃહસ્થોએ તન, મન અને ધનથી પાંડુના ચરિત્રને વાંચી તે પ્રમાણે વર્ત્તવાનો પ્રયત્ન કરવો, કે જેથી વર્ત્તમાનકાળનો સંસાર પ્રાચીન સંસારના સ્વરૂપને પ્રાપ્ત કરી શકશે.



# પ્રકરણ ૧૭ મું.

## ગુરૂલાભ.

હસ્તિનાપુરની બાહેરના વિશાળ મેદાનમાં કોઈ વૃદ્ધ પુરૂષ બીજા તરૂણ પુરૂષને સાથે લઈ ચાલ્યો આવતો હતો.

વૃદ્ધ પુરૂષની આકૃતિ જરા જીર્ણ છતાં ભવ્ય અને બળવાન્ દેખાતી હતી, તેના બધા અવયવો રૂષ્ટ પુષ્ટ અને મજબુત હતા. મુખનો ચેહેરો શાંત છતાં તેની અંદર ઉગ્રતા દેખાતી હતી. તેના લલાટ ઉપર વીરવિદ્યાનો પ્રૌઢ પ્રકાશ ચળકતો હતો. તેની સાથે બીજો તરૂણ પુરૂષ તેમનો વિનય સાચવી ચાલ્યો આવતો હતો. તેના વિનય પ્રવર્ત્તનથી તે જાણે તેનો પુત્ર અથવા શિષ્ય હોય તેમ તે દેખાતો હતો.

આ વૃદ્ધ અને તરૂણ આગળ ચાલ્યા. ત્યાં એક કુવા ઉપર ઉભેલું રાજકુમારોનું મોટું ટોળું તેમના જોવામાં આવ્યું. તે બંને ત્યાં ગયા અને જોયું તો ત્યાં તે રાજપુત્રો કુવામાંથી કાંઈક પદાર્થ કાઢવાની ભારે મહેનત કરતા હતા. તેઓ ઘણો શ્રમ કરતા પણ તેમનો ઇચ્છિત પદાર્થ કુવામાંથી બાહેર નીકળતો ન હતો. તેમનો આ ભારે શ્રમ જોઈ તે વૃદ્ધ પુરૂષને દયા ઉપજી અને તે બોલ્યો—"વત્સો ! આ કુવાની અંદર તમારૂં શું પડયું છે?" તેઓ બોલ્યા મહારાજ ! અમે અહીં દડાની રમત રમતા હતા, ત્યાં અચાનક અમારો દડો આ કુવામાં પડી ગયો છે. તેને બાહેર કાઢવા અમે ઘણો શ્રમ કરીએ છીએ પણ તે નીકળતો નથી." રાજપુત્રોના આ વચન સાંભળી તે વૃદ્ધ હસી પડયો અને બોલ્યો—"રાજપુત્રો ! તમે ક્ષત્રિય કુમાર છો. તેમજ ધનુર્વિદ્યામાં પ્રવીણ છો, તે છતાં અતિ પ્રયાસ કરતાં પણ દડો કુવામાંથી બાહેર નીકળ્યો નહિં, એ મોટી શરમની વાત કહેવાય ! હવે જુઓ, એક ક્ષણમાં દડો બાહેર નીકળે છે કે નહિં ?" આ પ્રમાણે કહી

તે વૃદ્ધ પુરૂષે કેટલીએક સળીઓ હાથમાં લઇ તેને મંત્રી 'આ સળીઓ તમારો દડો લાવી આપશે ' એમ કહી તેમાંથી એક સળી કુવામાં નાંખી. તે સળીએ બાણની પેઠે તે દડો વીંધી લીધો. પછી બીજી સળી કુવામાં નાંખી, તે પ્રથમની સળીને જઈને ચોંટી. એ રીતે કેટલીએક સળીઓ નાંખી તે વૃધ્ધે દડાને બાહેર કાઢયો. તેનું આ અદ્ભુત કૃત્ય જોઇ સર્વ રાજપુત્રો વિસ્મિત થઇ ગયા. તેમણે તે વૃદ્ધને હાથ જોડીને કહ્યું, " મહાનુભાવ! અમે ધનુર્વિદ્યાના અનેક આચાર્યો જોયા છે; પરંતુ આપના જેવા કોઇ અમારા જોવામાં આવ્યા નથી. આપની અદ્ભુત કૃતિ જોઇને અમે સર્વે સંતુષ્ટ થયા છીએ. હે ધનુર્વિદ્યાવિશારદ મહાશય! અમે આપના દાસ છીએ. કાંઇ પણ ઇચ્છા હોય તો કૃપા કરી આજ્ઞા કરો. આપની આજ્ઞા પાળવાને અમે તત્પર છીએ. " તે વૃદ્ધ પ્રસન્ન થઇ બોલ્યો- " વત્સો! તમે કુરૂવંશના બાળક છો. તેથી તમારામાં આવો વિનય હોય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. તમારી વિદ્યાઉપર પ્રીતિ જોઇ હું તમને હૃદયથી આશીષ આપું છું કે, તમે તમારા કુરૂવંશના આભૂષણરૂપ થાઓ. તમારા અંતઃકરણમાં સદા સદ્બુદ્ધિ રહો. અમે તમને તમારા લક્ષણ ઉપરથી ઓળખી લીધા છે. કુરૂવંશના બાળકો કેવા જોઇએ ? એ બધાં લક્ષણો તમારામાં સ્વતઃ પ્રાપ્ત થયાં છે. ઘણા દૂરથી ચાલ્યા આવતા એવા અમોને તમારા વિનયના દર્શનથી શાંતિ મળી છે; પરંતુ તમારા ધનુર્વેદના આચાર્ય કોણ છે. તેના દર્શન કરવાની મને ઘણી ઇચ્છા થઇ છે. કારણ કે, તેઓ મારા સંબંધી થાય છે.

ઘણા દિવસ થયાં અમારો મેળાપ થયો નથી. જો તેમનો મેળાપ તમે કરાવો તો હું ઘણો પ્રસન્ન થઇશ. તમે તેમના શિષ્ય છો, તેથી તમને જોઇને પણ હું અતિ આનંદ પામ્યો છુ."

તે વૃદ્ધની આવી વાણી સાંભળી રાજપુત્રો હૃદયમાં પ્રસન્ન થયા. તે રાજપુત્રો તે વૃદ્ધને સાથે લઇને ચાલતા થયા. તેવખતે બધા રાજકુમારોમાં તે વૃદ્ધની દૃષ્ટિ અર્જુન ઉપર પડી. અર્જુનને તેના લક્ષણો ઉપરથી ધનુર્વેદનો અધિકારી જોઇ તે વૃદ્ધે અર્જુનનો હાથ પકડયો હતો.

સર્વ રાજપુત્રો તે વૃદ્ધને એક વિશાળ ગૃહની પાસે લઈ ગયા. અંદર ગયા ત્યાં તેમાં રહેલો એક તેજસ્વી પુરૂષ તે વૃદ્ધને જોઇ આસન ઉપરથી ઉઠી સામો આવ્યો. તેણે અતિ સ્નેહથી તે વૃદ્ધનો આદર-સત્કાર કર્યો. બંને પરસ્પર મળતાં તેમના નેત્રોમાંથી આનંદના અશ્રુ ખરી પડ્યાં. ગૃહપતિએ તે આવેલા વૃદ્ધના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યો. વૃદ્ધે તેને બેઠો કરી પ્રેમથી આલિંગન આપ્યું. પછી તે વૃદ્ધને સિંહાસનપર બેસારી તે બોલ્યો—" મહાનુભાવ ! આજે હું મારા આત્માને પૂર્ણ ભાગ્યશાળી માનું છું. કે જે આપ મારે ઘરે પધાર્યા. આપના ચરણોથી મારૂં ઘર પવિત્ર થયું છે. આ આખા વર્ષમાં આજના દિવસને હું ધન્ય સમજું છું, કે જે દિવસે સાક્ષાત્ સરસ્વતીનો અવતાર આપ મારે ઘેર પરોણા આવ્યા. " પછી તે વૃદ્ધની સાથે આવેલો તરૂણ પુરૂષ પેલા ગૃહપતિના ચરણમાં પડયો. વૃદ્ધે તે પુરૂષની ઓળખાણ આપ-

વાને તે તરૂણને કહ્યું, ' વત્સ ! આ કૃપાચાર્ય છે. તેઓ હસ્તિનાપુરમાં સારી પ્રતિષ્ઠા પામ્યા છે. વિદુરની સલાહથી અને ભીષ્મની સંમતિથી પાંડુના પાંચ પુત્રો અને ધૃતરાષ્ટ્રના સો પુત્રો આ આચાર્યના આશ્રય નીચે અભ્યાસ કરવાને રહેલા છે. આ બધા રાજપુત્રોના તે શિક્ષાગુરૂ થયેલા છે. વળી આ કૃપાચાર્ય સર્વ વિદ્યાઓમાં કુશળ અને મહા ધનુર્ધારી છે. સ્વર્ગવાસી શાંતનુ રાજાનો તેનીપર ભારે પ્રેમ હતો.

તે વૃધ્ધે કૃપાચાર્યની ઓળખાણ કરાવી એથી તે તરૂણ ઘણો ખુશી થયો અને તેણે કૃપાચાર્યને પુછ્યું, " મહાનુભાવ ! આ રાજકુમારોએ આપની પાસેથી શો શો અભ્યાસ કર્યો છે. અને આ સર્વમાં વિશેષ બુદ્ધિમાન્ કોણ છે " ?

તરૂણના મુખથી આ પ્રશ્ન સાંભળી કૃપાચાર્ય બોલ્યા– ભદ્ર ! આ રાજકુમારોને તેમના વડિલોએ મને સર્વ પ્રકારની સત્તા આપી સ્વાધીન કર્યા છે. તેઓને પ્રથમ વ્યાકરણ, શબ્દશાસ્ત્ર, ન્યાય અને અર્થશાસ્ત્રનો અભ્યાસ કરાવી પછી હું ધનુર્વેદનું અધ્યયન કરાવું છું. આ રાજપુત્રોની સાથે બીજા પણ કેટલાએક દેશના રાજપુત્રો મારી પાસે ધનુર્વિદ્યા શીખે છે. આ બધામાં કૌરવો અને પાંડવો અગ્રેસર છે. તે સર્વમાં અર્જુન પેહેલે નંબરે છે. તે પછી એક સામાન્ય ગૃહસ્થનો છોકરો બીજે નંબરે છે. તેનું નામ કર્ણ છે. તે આ તમારી સામે ઉભો છે.

તે તરૂણ પુરૂષે પ્રશ્ન કર્યો—" તમારી પાઠશાળામાં રા-

જકુમારોજ દાખલ થાય છે, તે છતાં તેમાં આ સામાન્ય ગૃહસ્થનો છોકરો શી રીતે દાખલ થયો ? ”

કૃપાચાર્ય બોલ્યા—“ આ નગરમાં પવિત્ર આચારવાળો એક **વિશ્વકર્મા** નામે અતિથિ રહેતો હતો. તેને રાધા નામે એક સુંદર સ્ત્રી હતી, તેનો આ કર્ણ નામે એક પુત્ર છે. તે ઘણો સાત્વિક તથા ઉદાર અને શૂરવીર છે. તે કુળમાં સામાન્ય છે, તોપણ ઉત્તમ લોકોની સાથે તેને મૈત્રી છે. આ કર્ણ બાલ્યવયથી નિશાન પાડવામાં પ્રવીણ થયો, એટલે ધનુર્વેદની કળા શીખવાની તેની ઇચ્છા થઇ. તે મારી પાસે આવ્યો અને મને સાષ્ટાંગ પ્રણામ કરી ધનુર્વેદ શીખવાની પોતાની ઇચ્છા મારી સમીપ પ્રગટ કરી. તેની વિનીતવૃત્તિ અને સારી ચાલાકી જોઇ મેં તેને મારી પાસે અભ્યાસ કરાવાને રાખ્યો છે. મારા બધા શિષ્યોમાં પાંડુપુત્ર અર્જુન સર્વોપરી છે અને આ કર્ણ તેની તુલના કરી શકે તેવો છે.

આ પ્રમાણે કૃપાચાર્ય અને તે તરૂણની વચ્ચે વાતચીત થતી હતી. તેવામાં રાજપુત્રોએ કૃપાચાર્યને પુછયું, “ મહાશય ! આપ સમર્થ વિદ્વાન્ છો, ને છતાં આ વૃદ્ધ પુરૂષને નમસ્કાર કરવાનું કારણ શું ? આ મહાનુભાવ કોણ છે ? અને તેઓ આપને પણ વંદનીય શી રીતે થયા છે ? ”

રાજપુત્રોનો આ પ્રશ્ન સાંભળી કૃપાચાર્ય બોલ્યા–“ વત્સો ! આ વૃદ્ધ પુરૂષનું નામ દ્રોણાચાર્ય છે. તેઓ જાતે બ્રાહ્મણ છે. એ સર્વ કળામાં પ્રવીણ છે. એમણે સમસ્ત ધનુર્વે-

દનું અધ્યયન કર્યું છે. એમની સાથે જે આ તરૂણ પુરૂષ છે, તે એમનો અશ્વત્થામા નામે પુત્ર છે. એ પણ પિતાના જેવોજ સદ્દગુણી અને વિદ્વાન્ છે. ”

ગુરૂ કૃપાચાર્યના મુખથી આ વાણી સાંભળી તે રાજપુત્રો અતિ હર્ષ પામ્યા. પછી તે પોતાના ગુરૂને અને દ્રોણાચાર્યને વંદના કરી તેઓ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. કૃપાચાર્યે દ્રોણાચાર્યનું અતિ સન્માન કર્યું. તેણે દ્રોણાચાર્યને કેટલાક દિવસ પોતાને ઘેર રહેવાની પ્રાર્થના કરી. કૃપાચાર્યના અતિ આગ્રહથી તે વાત દ્રોણાચાર્યે માન્ય કરી.

એક દિવસે એકાંત સ્થળે કૃપાચાર્યે દ્રોણાચાર્યને પુછયું મહાશય! આપની પાસે મારે એક પ્રાર્થના કરવાની છે તેનો આપ ભંગ કરશોમાં. આ જગત્માં આપના જેવા ધનુર્વેદના આચાર્ય દુર્લભ છે અને આ રાજપુત્રોની બુદ્ધિ પણ અસાધારણ છે. એમને ધનુર્વિદ્યા ભણાવવાને આપના જેવા આચાર્યની જરૂર છે. માટે આપ એમને એ વિદ્યાનો અભ્યાસ કરાવો; એવી મારી વિનંતિ છે. આ બધા રાજપુત્રો વિદ્યાદાન દેવાને યોગ્ય છે. યોગ્ય શિષ્યને જો વિદ્યાદાન કર્યું હોય તો તેથી ત્રણલોકમાં સારી કીર્ત્તિ પ્રસરે છે. વળી નીતિશાસ્ત્રમાં કહેવત છે કે, ‘ જો ઘણું પુણ્ય હોય તો બીજ વાવવાને સારૂં ક્ષેત્ર અને વિદ્યાદાન કરવાને સુપાત્ર મળી આવે છે ’ એમને મેં આટલા દિવસ ભણાવીને આપના ઉપદેશને યોગ્ય કરેલા

છે. કળીચુનાથી સાફ કરી રાખેલી દિવાલની ઉપર ચિતરેલું ચિત્ર જેમ દીપી નીકળે છે, તેમ આ રાજપુત્રોને આપેલી તમારી વિદ્યા જલદી દીપી નીકળશે.

કૃપાચાર્યની આ પ્રાર્થના દયાળુ દ્રોણાચાર્યે અંગીકાર કરી અને જેની પ્રાર્થના સફળ થયેલી છે, એવો કૃપાચાર્ય તેથી ખુશી થઈ ભીષ્મની પાસે ગયો. અને તેને અથથી ઇતિ સુધી દ્રોણાચાર્યનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. અંતરમાં આનંદ પામેલા ભીષ્મપિતામહે તે સાંભળી તરત દ્રોણાચાર્યને પોતાની પાસે બોલાવ્યા અને અતિ આનંદપૂર્વક સુવર્ણના આસન ઉપર બેસાર્યા. પછી વિવિધ પ્રકારે તેમનું આશ્વાસન કરી ભીષ્મપિતામહ બોલ્યા—" મહાનુભાવ ! આપ ધનુર્વિદ્યામાં ભારતવર્ષમાં પ્રખ્યાત છો. તે સાથે પરોપકાર કરવામાં આપની મનોવૃત્તિ ઉત્સુક છે અને આપ વિદ્યાદાન કરવાના અભિલાષી છો, તેથી આ સર્વ રાજપુત્રોને અતિ પ્રેમથી, આનંદથી તથા અંતઃકરણપૂર્વક ઉત્કૃષ્ટ વિદ્યાભ્યાસ કરાવો. "

ભીષ્મનાં આ વચનો દ્રોણાચાર્યે માન્ય કર્યાં. પછી ભીષ્મે બધા રાજપુત્રોને બોલાવી દ્રોણાચાર્યને સ્વાધીન કર્યા અને કહ્યું કે, " તમારે ગુરૂભક્તિપૂર્વક આ મહાશયની પાસે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરવો. " ભીષ્મની આજ્ઞાથી તે બધા રાજપુત્રો દ્રોણાચાર્યને સ્વાધીન થયા. વરિષ્ઠગુરૂ દ્રોણાચાર્ય તેમને ધનુર્વિદ્યાની નિયત કરેલી પાઠશાળામાં લઈ ગયા. અને ત્યાં તેમને શસ્ત્ર અસ્ત્રની મહાવિદ્યાનો આરંભ કરાવ્યો. સુપા-

ત્ર અને સદ્બુદ્ધિવાળા રાજકુમારો દ્રોણાચાર્યની પાસે એ મહાવિદ્યાનું શિક્ષણ લેવા લાગ્યા. તેમના હૃદયમાં ગુરૂના વિશ્વાસસંસ્કાર પ્રકાશિત થવા લાગ્યા. જેમ ઘર્ષણના સંસ્કારથી માણિક્યની શોભા વૃદ્ધિ પામે, તેમ દ્રોણાચાર્યની શિક્ષાથી રાજપુત્રોની બુદ્ધિ વૃદ્ધિ પામવા લાગી.

વિદ્યાભ્યાસ કરવાનાં દશ સાધનો હોય છે. તેમનો અભ્યંતર અને બાહ્ય એવા બે ભેદ છે. ગુરૂ, પુસ્તક, નિવાસ, સહાય તથા ભોજન—એ પાંચ બાહ્ય સાધનો છે. અને આરોગ્ય, બુદ્ધિ, વિનય, ઉદ્યમ અને શાસ્ત્રાનુરાગ—એ પાંચ અંતર્સાધનો છે. એ બધા સાધનોની સહાય કૌરવો અને પાંડવોને પૂર્ણ હતી.

વિદ્યાગુરૂ દ્રોણાચાર્યનો પ્રેમ સર્વ રાજપુત્રોની ઉપર સરખો હતો. તેમજ સર્વ રાજપુત્રોનો પ્રેમ દ્રોણાચાર્યની ઉપર સરખો હતો. સમદષ્ટિ દ્રોણાચાર્ય સર્વને સરખી રીતે વિદ્યાભ્યાસ કરાવતા હતા; તો પણ જેમ મેઘની વૃષ્ટિ સર્વ સ્થળે થાય છે, પરંતુ જળનો સંચય તો કોઇ સ્થાનમાં થાય છે અને કોઈ સ્થાનમાં નથી થતો, તેમ કેટલાએક રાજપુત્રોને વિષે બુદ્ધિની ન્યૂનતા અને કેટલાએકને વિષે અધિકતા પ્રકાશવા લાગી. સર્વથી અધિક વિદ્યાભ્યાસ કરનારો અર્જુન એકજ થયો. કારણ કે, તે જેવો બુદ્ધિમાન્ હતો, તેવોજ ગુરૂનો વિનય કરનારો હતો. ગુરૂના ચરણોનું સંવાહન, ગુરૂચરણોદકનું પાન અને ગુરૂની વિવિધ પ્રકારની

સેવા જેવી રીતે અર્જુન કરતો તેવી રીતે કોઈ બીજો કરનાર ન હતા, તેથી અર્જુનની બુદ્ધિ નિર્મળ થઈ હતી. અર્જુનનો અત્યંત વિનય જોઈ દ્રોણાચાર્ય તેની ઉપર અતિ પ્રસન્ન રહેતા. અને અર્જુન ઉપર પૂર્ણ પ્રેમ ધારણ કરતા હતા. જેમ જળના સિંચનથી લતા વૃદ્ધિ પામી ફળદાયક થાય છે, તેમ ગુરૂભક્તિના વશથી દ્રોણાચાર્યે અર્જુનની બુદ્ધિની એવી તો વૃદ્ધિ કરી કે, ભવિષ્યમાં ભારત સંગ્રામમાં તેને પૂર્ણ વિજયરૂપ ફળ પ્રાપ્ત થશે. જેમ આંબાના વૃક્ષને મોર તો ઘણો આવે છે, પણ ફળ તટલા થતા નથી, તેમ દ્રોણાચાર્યને શિષ્યો ઘણા હતા, પણ બધા સુશિક્ષિત થયા નહિં. યદ્યપિ કર્ણે વિદ્યાનો અભ્યાસ કરવામાં બાકી રાખ્યું નહિં, તથાપિ તે અર્જુનથી થોડે અંશે ન્યૂન રહ્યો હતો.

કોઈવાર દ્રોણાચાર્ય પોતાના શિષ્યોની પરીક્ષા કરતા ત્યારે સ્થાવર તથા જંગમ નિશાન મારવાની અર્જુનની પ્રવીણતા વધી જતી. તેની તુલના કોઈ પણ રાજપુત્ર કરી શકતો નહીં, આથી કર્ણ તેનો અતિશય દ્વેષ કરતો, પણ તેનો કાંઈ ઉપાય ચાલતો નહીં. અર્જુનની નમ્રતા અને ગુરૂભક્તિ જોઈ દ્રોણાચાર્ય તેની પર સર્વથી અધિક સંતુષ્ટ રહેતા અને તેની ઉપર પોતાના પુત્રથી પણ અધિક પ્યાર રાખતા. શિષ્યપ્રિય દ્રોણાચાર્ય ઘણીવાર અર્જુનને એટલે સુધી કહેતા હતા કે, **"પ્રિય અર્જુન ! હું તને ધનુર્વિદ્યામાં એવો વિદ્વાન્ કરીશ કે તારી બરાબરી કરનાર આ જગત્માં બીજો**

**કોઇ નીકળશે નહીં. તું એકલોજ ધનુર્ધારીઓમાં શિરોમણિ કહેવાઇશ.** " ગુરૂનાં આવાં વચનો સાંભળી અર્જુન તેમને ' **તથાસ્તુ** ' કહી નમસ્કાર કરતો.

અર્જુન ઉપર આવી ગુરૂની અત્યંત કૃપા અને તેનું અપરિમિત ચાતુર્ય જોઈ દુષ્ટ દુર્યોધન હૃદયમાં અતિશય દગ્ધ થતો હતો. અને તે સદ્‌ગુણી પાંડવોની સાથે માત્સર્યથી વર્ત્તતો હતો. તેમાં વળી કર્ણ અને દુર્યોધનને મિત્રાઈ થઈ એટલે અર્જુનની સાથે દ્વેષ થવામાં કાંઈ ખામી રહી નહીં. તથાપિ અર્જુન શુદ્ધભાવથી તેમની સાથે વર્ત્તતો હતો. દુર્યોધન અને કર્ણને ગુરૂભાઈ જાણી તેઓની તરફ વિશેષ પ્રેમ દર્શાવતો હતો.

પ્રિય વાંચનાર ! આ ગુરૂલાભના પ્રકરણમાંથી તમારે કેટલોએક બોધ લેવાનો છે. પ્રથમ તો દરેક વિદ્યાભ્યાસીએ ગુરૂભક્તિના પવિત્ર પાઠ શીખવાના છે. એ પવિત્ર પાઠ આ પ્રકરણ ઉપરથી પ્રાપ્ત કરી શકાય તેમ છે. તે સાથે દરેક માબાપોએ પોતાના પુત્રોને વિદ્યાગુરૂની પાસે મોકલવા જોઇએ. તેમને ગુરૂભક્તિ પૂર્વક સારૂં જ્ઞાન અપાવવું જોઈએ—એ પણ આ પ્રસંગ ઉપરથી બોધનીય છે. સુશિક્ષિત વિદુર અને ભીષ્મ કેળવણીના માહાત્મ્યને પૂર્ણ રીતે સમજનારા હતા, તેથી તેમણે પોતાના પુત્રોને વિદ્યાદાન મેળવવાને કૃપાચાર્ય તથા દ્રોણાચાર્યને સોંપ્યા હતા. રાજવૈભવ ભોગવનારા રાજપુત્રો પોતાના રાજકુળનું અભિમાન છોડી દઇ કૃપાચાર્ય અને દ્રોણાચાર્ય જેવા સામાન્ય બ્રાહ્મણોની પાસે વિદ્યા શીખતા અને વિદ્યા મે-

ળવવાને તેમની સર્વ પ્રકારની સેવા કરતા. એ પ્રાચીન કાળની પદ્ધતી કેવી ઉત્તમ હતી ? પૂર્વકાળે વિદ્યા અને વિદ્યાગુરૂનું કેવું માન હતું ! રાજપુત્રો પણ એક સામાન્ય ગુરૂની સેવા કરવાને તત્પર થતા અને વિદ્યાગુરૂની યોગ્ય વૈયાવચ્ચ કરી જ્ઞાન સંપાદન કરતા હતા. આ પૂર્વની પવિત્ર પદ્ધતિ અત્યારે પ્રલય પામી ગઇ છે. આજકાલ કોઈકજ શિષ્યમાં ગુરૂભક્તિ હશે. વિદ્યાગુરૂ તરફ દ્વેષ રાખનારા, તેમનું ઉપહાસ્ય કરનારા અને જો તે શિક્ષા કરે તો તેમની ઉપર વૈર રાખનારા એવા સેંકડો શિષ્યો વર્ત્તમાનકાળે જોવામાં આવે છે. તેથી સર્વ સુજ્ઞ અભ્યાસીઓએ દ્રોણાચાર્ય તરફ અર્જુનની ભક્તિનો દાખલો ગ્રહણ કરવો, અને 'ગુરૂભક્તિ વિના જ્ઞાન સફળ થતું નથી' એવું હૃદયમાં ધારી ગુરૂભક્તિ કરવાને સદા તત્પર રહેવું. અર્જુન સર્વ રાજપુત્રોમાં પેહેલે નંબરે આવ્યો, તેનું કારણ તેની ગુરૂભક્તિ અને વિનય હતો. વિનીત શિષ્યમાં આરોપિત કરેલી વિદ્યા તરત સફળ થાય છે. આજકાલ સ્વભાષા અને પરભાષાના સારા અભ્યાસીઓ તેમના શ્રમ પ્રમાણે ફળ મેળવી શકતા નથી, તેનું કારણ પણ ગુરૂભક્તિની ખામી છે. માસિક વેતન (પગાર) લઈ વિદ્યાભ્યાસ કરાવનારા ગુરૂઓ ઉપર પ્રાયઃ કરીને શિષ્યોનો ભક્તિભાવ ઓછો રહે છે, તેઓ તેમને એક પ્રકારે સેવક ગણે છે, તેથી તેઓના હૃદયમાં ગુરૂભક્તિભાવ પ્રગટ થતો નથી. એટલે તેમને કરેલા શ્રમનો બદલો જોઈએ તેવો મળતો નથી. તેવાઓએ અર્જુનનો દાખલો લઈ સદા ગુરૂભકિત રાખવી જોઈએ.

આ પ્રકરણમાં વિદ્યાભ્યાસ કરવામાં જે દશ સાધનો ગણાવ્યાં છે, તે ઉપર દરેક ગૃહસ્થે વિચાર કરવાનો છે. જો પોતાની સંતતિને સુશિક્ષિત બનાવવી હોય તો તેને માટે ગૃહપતિએ એ દશ સાધન પૂરા પાડવા જોઈએ. તેમાં જે પાંચ પ્રકારના બાહ્ય સાધનો છે, તે અભ્યાસીના વ્હાલીને પૂરા પાડવાના છે, અને જે પાંચ પ્રકારના અંતરંગ સાધનો છે, તેનો યોગ અભ્યાસીએ પોતાને કરવાનો છે. પૂર્વકાળે એ દશ સાધનોને માટે માબાપો ઘણી કાળજી રાખતા અને તેથી તેમની પ્રજા વિદ્યા તથા કલા મેળવવાને પૂર્ણ ભાગ્યશાળી થતી હતી. આજકાલ ગુરૂ, પુસ્તક, નિવાસ, સહાય અને ભોજન—એ પાંચ બાહેરના સાધનો પુરા પાડવાને અનેક પુણ્યવાન્ આત્માઓ પ્રગટ થયા છે, અને થાય છે, પણ આરોગ્ય, બુદ્ધિ, વિનય, ઉદ્યમ અને શાસ્ત્રાનુરાગ એ પાંચ અંતરંગ સાધનોની ઘણી ખામી છે. બુદ્ધિ હોય ત્યાં વિનય અને ઉદ્યમનો અભાવ જોવામાં આવે છે. અને વિનય, ઉદ્યમ અને શાસ્ત્રાનુરાગ હોય ત્યાં બુદ્ધિનો અભાવ હોય છે. સર્વ પ્રકારનો યોગ કવચિતજ જોવામાં આવે છે. જો એ પાંચ અંતરંગ સાધનોથી સંપન્ન હોય તો તે અર્જુનની જેમ વિદ્યા અને તેનું સાફલ્ય ઉભય સંપાદન કરી શકે છે. તેથી દરેક અભ્યાસીએ એ પાંચ અંતરંગ સાધનો મેળવવાને સદા ઉજમાળ થવાનું છે. અને આ ઉત્તમ પ્રકરણમાંથી એજ સુબોધક શિક્ષણ લેવાની જરૂર છે. આશા રાખવામાં આવે છે કે, દરેક વાચકો એ બોધ ગ્રહણ કરવાને સદા તત્પર રહેશે અને બીજાને ગ્રહણ કરાવવા તથા અનુમોદવા ઉત્સાહ ધરશે.

---

# પ્રકરણ ૧૮ મું.

## ગુરૂભક્તિનો મહિમા.

ગુરૂભક્ત અર્જુન એક વખતે ધનુષ્ય ધારણ કરી પુષ્પકરંડક નામના વનમાં ક્રીડા કરવાને ગયો હતો. ત્યાં તે અનેક પ્રકારની નિશાનબાજીના ખેલ કરતો એ વનમાં સ્વતંત્ર વિહાર કરતો હતો. વનમાં રમણીય પ્રદેશોનું અવલોકન કરતો અને કુદ્રતની અલૌકિક શોભાને નિરખતો વીર અર્જુન એ વનમાં વિચરતો હતો, ત્યાં એક શ્વાન તેના જોવામાં આવ્યું. તે શ્વાનનું મુખ બાણોથી વીંધાયેલું હતું. તે અદ્ભુત કૃત્ય જોઈ અર્જુન હૃદયમાં અતિ વિસ્મય પામી ગયો. તે પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યો—" અહા ! આ શ્વાનના મુખમાં બાણોનું જાળ કેવી રીતે ગોઠવ્યું છે ! આવો નિપુણ પરાક્રમી પુરૂષ આ જંગલમાં કોણ હશે ? શું દ્રોણાચાર્ય સિવાય આ જગત્‌માં બીજા ધનુર્ધર હશે ? ' બહુરત્ના વસુંધરા ' એ કહેવત આ દેખાવ સાબીત કરી આપે છે." આ પ્રમાણે વિચાર કરતો અને હૃદયમાં આશ્ચર્ય પામતો અર્જુન આગળ ચાલ્યો, ત્યાં એક ધનુર્ધર પુરૂષ તેના જોવામાં આવ્યો. એ લક્ષવેધી પુરૂષની ચાલાકી જોઇ અર્જુનને નિશ્ચય થયો કે, આ કોઇ ચતુર અને ધનુર્વિદ્યાનો પૂર્ણ અભ્યાસી લાગે છે. અર્જુને તેની પાસે જઈને પુછયું, " ભદ્ર ! તું કોણ છે ? " તે પુરૂષે ઉત્તર આપ્યો—મહાનુભાવ ! હું તમને મારૂં

વૃત્તાંત કહું, તે સાંભળો—" અહિં આ વનની નજીક **રૂદ્રપલ્લી** નામે એક નાનું ગામ છે. તેમાં **હિરણ્યધનુષ** નામે એક કોળી રહે છે. તેનો હું **એકલવ** નામે પુત્ર છું. એવી રીતે હું પુલિંદકુળમાં ઉત્પન્ન થયો છું. અસ્ત્રવિદ્યામાં નિપુણ, મહાધનુર્ધર તથા વિખ્યાત ધનંજય નામે જેનો શિષ્ય સંભળાય છે, તે દ્રોણાચાર્ય મારા ગુરૂ છે."

તે ધનુર્ધર પુરૂષનાં આવાં વચન સાંભળી અર્જુનના મુખ ઉપરથી તેજ ઉડી ગયું. તેના મનમાં અતિ ખેદ ઉત્પન્ન થઈ આવ્યો. તેણે પોતાના મનમાં વિચાર્યું કે, " આ એક કોળી જાતિના પુરૂષને ધન્ય છે, કે જેની ઉપર દ્રોણાચાર્યે આટલી બધી કૃપા કરી છે. મારાથી આ પુરૂષ ચઢીઆતો છે. આની ઉપર ગુરૂની કૃપા પણ અધિક હોવી જોઇએ. મેં ગુરૂની સેવા ઘણી કરી તે છતાં મને આના જેટલી વિદ્યા પ્રાપ્ત થઇ નથી તે માટે મને ધિક્કાર છે. આજ દિવસ સુધી કરેલો મારો પ્રયાસ બધો વ્યર્થ છે. અર્જુનનો આ ખેદ ઇર્ષ્યાથી ન હતો, પણ સ્પર્ધાથી હતો. તેના મનમાં પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો અને નેત્રોમાં ખેદાશ્રુ આવી ગયાં." આવી સ્થિતિમાં અર્જુન ત્યાંથી પાછો ફરી દ્રોણાચાર્યની પાસે આવ્યો અને તેણે ખિન્નવદને ગુરૂને નમસ્કાર કર્યો. પોતાના પ્રિય શિષ્ય અર્જુનનું મુખ ઉદાસ જોઈ દ્રોણાચાર્યે પુછયું, " વત્સ દિવસના ચંદ્રની જેમ તું નિસ્તેજ કેમ દેખાય છે ? શું કોઈએ તારી આજ્ઞાનો ભંગ કર્યો છે ? અથવા શું કોઇએ તારૂં અપમાન કર્યું

છે ? જે હોય તે કહે. હું તેને શિક્ષા કરવાને સમર્થ છું. જે માણસે તારા હૃદયને પરિતપ્ત કરેલું છે, તે માણસ ઉપર યમરાજ કોપાયમાન થઈ ચુકયો છે. તેને દંશ કરવાને તક્ષક નાગ તત્પર થયો છે અને તેનીપર વજ્ર પડવાનો સમય આવ્યો છે, એ નિઃસંશય વાત છે. ”

દ્રોણાચાર્યના આવાં વચન સાંભળી અર્જુન મંદ સ્વરે બોલ્યો–“ ગુરૂ મહારાજ! આપના શિવાય બીજો કોણ મારો તિરસ્કાર કરવાને સમર્થ છે! **કેસરીનો તિરસ્કાર કેસરી શિવાય બીજો કોણ કરી શકે?** આપની કૃપાથી મારામાં પણ એવું પરાક્રમ પ્રગટ થયું છે કે, કોઈ પણ મારો પરાભવ કરવાને સમર્થ નથી; પરંતુ એક વાતથી મને ખેદ થયો છે. એક વખતે આપ સ્વમુખથી એવું વચન બોલ્યા હતા કે, ‘ આ જગત્‌માં તું અદ્વિતીય ધનુર્ધર થઈશ. ’ એ તમારૂં વાકય મેં પ્રત્યક્ષ મિથ્યા થયેલું જોયું, એથી મને અત્યંત ખેદ થાય છે. ”

“ એ શી રીતે મને તે વાત સવિસ્તર કહી સંભળાવ ” દ્રોણાચાર્યે ઇંતેજારીથી પુછયું, “ મહારાજ! આજે હું ધનુષ્યબાણ લઈને વનમાં ફરવા ગયો હતો, ત્યાં જંગલમાં રહેનાર કોઈ એક આપનો શિષ્ય મારા જોવામાં આવ્યો. તે ધનુર્વિદ્યામાં એવો તો નિપુણ છે કે હું તેની આગળ કંઈપણ હિસાબમાં નથી. એના પરાક્રમની આગળ મારૂં પરાક્રમ તુચ્છ છે. ” ભદ્ર ! તારી વાત સાંભળી મને આશ્ચર્ય થાય છે.

તારાથી અધિક પરાક્રમી કોઈ મારો શિષ્ય નથી." દ્રોણાચાર્યે ચકિત થઇને કહ્યું. "જો આપ મારી સાથે વનમાં ચાલો તો હું આપને પ્રત્યક્ષ બતાવું" અર્જુને ખેદ સહિત જણાવ્યું. પછી દ્રોણાચાર્યે 'ચાલો આપણે જઈએ' એમ કહ્યું અને તેઓ બંને તૈયાર થઈ તે વનમાં ગયા. પેલો એકલવ પોતાની ચાલાકીથી વિવિધ પ્રકારે નીશાનબાજી રમતો હતો. એક વૃક્ષની ઓથે રહી તેમણે છુપી રીતે તેનું ચાપચાતુર્ય જોયું. તે જોઈ દ્રોણાચાર્ય હૃદયમાં અતિ આશ્ચર્ય પામી ગયા. પછી બંને પ્રગટ થઇ તે બાણાવળી કોળીની પાસે ગયા. દ્રોણાચાર્યને પ્રત્યક્ષ જોઈ તે **એકલવ** તેમના ચરણમાં પડયો. દ્રોણાચાર્યે તેને બેઠો કરી આલિંગન આપી પાસે બેસાડીને પુછયું, "વત્સ! આવી અદ્દભુત ધનુર્વિદ્યા તું કોની પાસે શીખ્યો છે? તારી ધનુર્વિદ્યાની કળા જોઇ હું અતિશય આનંદિત થયો છું." એકલવે પ્રસન્નવદને જણાવ્યું–"હે મહાનુભાવ! તમે પોતેજ મારા ગુરૂ છો. મહાધનુર્ધર જગદ્દગુરૂ દ્રોણાચાર્યનો હું શિષ્ય છું. મારૂં આ ધનુર્વિદ્યાનું કૌશલ્ય આપનીજ પ્રસાદી છે." એકલવનાં આવાં વચન સાંભળી દ્રોણાચાર્ય આશ્ચર્યથી બોલ્યા–"અરે કિરાત! સત્ય કહે. અસત્ય ભાષણ કરવામાં કાંઈ સાર નથી. મેં તને કોઇ સમયે પણ વિદ્યાભ્યાસ કરાવ્યો નથી. તેમ છતાં તું મારૂં નામ કેમ લીયે છે"! એકલવ ઉત્સાહથી બોલ્યો–ગુરૂ મહારાજ! આપને મારી વાત આશ્ચર્યકારી લાગે છે, એ ખરૂં છે. મારૂં વૃત્તાંત સાંભળો. એક દિવસે મેં આપની પાસે આવી અતિ વિનયથી

પ્રાર્થના કરી કે, " સ્વામી! આપ મને ધનુર્વિદ્યાનો અભ્યાસ કરાવો. તે વખતે આપે મને કહ્યું કે, " હું તને ધનુર્વિદ્યાનો અભ્યાસ કરાવીશ નહીં. " આપે શા કારણથી મને ના કહી, તે કાંઇ મારા સમજવામાં આવ્યું નથી. પછી હું નિરાશ થઇ ઘેર આવ્યો. અને મેં વિચાર કર્યો કે, હવે શું કરવું ? " **ગુરૂ વિના વિદ્યા પ્રાપ્ત થવાની નહીં.** " અને હું હીનજાતિનો હોવાથી મારો કોઈ ગુરૂ તો થવાનો નથી; ત્યારે હું ધનુર્વિદ્યા કેમ શીખીશ. " આ પ્રમાણે હૃદયમાં અતિ ખેદ કરતાં મારા મનમા સ્ફુરી આવ્યું કે, " આ જગત્‌માં ભાવજ ફળદાયક થાય છે. માટે ગુરૂ દ્રોણાચાર્યની પ્રતિમા કરી તેમની ભક્તિ કરવાથી મારી ઇચ્છા પૂર્ણ થશે. " આવું વિચારી મેં મૃત્તિકાવડે આપની પ્રતિમા બનાવી તેની સ્થાપના કરી તેને સાક્ષાત્ ગુરૂ માની હું સ્વતઃ ધનુર્વિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યો. હમેશાં વિદ્યાનું અધ્યયન કરતાં પહેલાં આપ ગુરૂની પ્રતિમાની પૂજા કરૂં છું. તે પૂજા પ્રતિમા બુદ્ધિથી નહીં પણ સાક્ષાત્ ગુરૂબુદ્ધિથી કરૂં છું. હે મહાનુભાવ ! આપના ચરણકમળને ધન્ય છે કે જેમના પ્રભાવથી મારા જેવો બુદ્ધિહીન અને નીચકુળનો માણસ પણ ધનુર્વિદ્યામાં આવો નિપુણ થયો. આ સૂર્ય ઉદય પામીને જગત્‌ના અંધકારનો નાશ કરે છે, પણ મારા ગુરૂ તો સ્મરણ માત્રથી અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરે છે. એમ સૂર્યથી પણ અતિ સમર્થ જે આ તમે મારા ગુરૂ છો, તેમને હું સહસ્ત્રવાર પ્રણામ કરૂં છું. " આ પ્રમાણે કહી તે એકલવ દ્રોણાચાર્ય તથા



તે પોતાના ગુરૂની પ્રતિમાને વારવાર નમસ્કાર કરવા લાગે.'

(પૃષ્ઠ ૨૦૫)

અર્જુનને પોતે સ્થાપેલી ગુરૂપ્રતિમાની પાસે લઇ ગયો. જે જોતાંજ તેઓ સાનંદાશ્ચર્ય થઇ ગયા. દ્રોણાચાર્ય તથા અર્જુનને ખાત્રી થઈ કે, એની વાત સત્ય છે. **પદ્માસન કરી ઉત્તમ વેદિકા ઉપર બેસારેલી અને ચંબેલી વગેરે પુષ્પોથી પૂજેલી એ ગુરૂની સુંદર પ્રતિમા જોઈ અર્જુન આનંદ પામી ગયો. તે પોતાના ગુરૂની પ્રતિમાને વિનયથી વારંવાર નમસ્કાર કરવા લાગ્યો.** આ સમયે દ્રોણાચાર્યે હૃદયમાં વિચાર કર્યો કે, ' અર્જુનની ઉપર પ્રેમ દેખાડવાનો આ ખરેખરો સમય છે ' આવું વિચારી દ્રોણાચાર્યે એકલવને કહ્યું, "પ્રિય શિષ્ય, જો તું મને તારો સાચો ગુરૂ માનતો હો તો જે આટલી ધનુર્વિદ્યા તેં સંપાદન કરી છે, તેની ગુરૂદક્ષિણા મને આપ. " એકલવે આનંદથી કહ્યું, કૃપાનિધાન ! કહો, હું આપને શું ગુરૂદક્ષિણા આપું ? કહો તો મારી પાસે જે સંપત્તિ છે, તે આપું. કહો તો મારૂં મસ્તક આપું અને કહો તો બીજું જે કાંઈ આપ ઇચ્છતા હો તે આપું. આપના અનુગ્રહનો બદલો વાળવા આ જગત્માં કોઇ પદાર્થ મારા જોવામાં આવતો નથી કે, જે આપને આપીને હું કૃતાર્થ થાઉં. " વત્સ ! હું બીજું કાંઇ ઇચ્છતો નથી, તારા હાથનો અંગુઠો મને કાપી આપ " દ્રોણાચાર્યે મુખમુદ્રા ફેરવીને કહ્યું. ગુરૂના આ વચન સાંભળતાંજ એકલવે હર્ષથી પોતાના ખડ્ગથી અંગુઠો કાપી ગુરૂને અર્પણ કર્યો. અને તે બોલ્યો–" ગુરૂમહારાજ ! મારા ધન્યભાગ્ય કે

આપે મારી પાસેથી ગુરૂદક્ષિણા માગી લીધી. એકલવની આવી ગુરૂભક્તિ જોઇ તે સમયે દેવતાઓએ આકાશમાંથી તેનીપર પુષ્પની વૃષ્ટિ કરી, ત્યારે દ્રોણાચાર્ય અતિ વિસ્મય પામી તેને પ્રેમથી આલિંગન આપી બોલ્યા—"હે વત્સ ! તારી અનુપમ ગુરૂભક્તિ જોઇ હું તારી ઉપર અતિ પ્રસન્ન થયો છું." માટે તને વરદાન આપું છું કે, "**તારે અંગુઠો નથી તોપણ તારે હાથે નિશાન કદિપણ વ્યર્થ જવાનું નથી.** તું માત્ર આગળીઓથી ધનુષ્ય ખેંચવાને સમર્થ થઇશ." આવું વરદાન આપી ગુરૂ દ્રોણાચાર્ય અર્જુનને સાથે લઇ ત્યાંથી પાછા ફર્યા.

માર્ગમાં ચાલતા અર્જુને દ્રોણાચાર્યને પ્રશ્ન કર્યો, "ગુરૂમહારાજ ! આ કોળીની આપની ઉપર આવી ભક્તિ અને શ્રદ્ધા છતાં આપે તેને ન ભણાવ્યો, તેનું શું કારણ ?" દ્રોણાચાર્યે કહ્યું, "વત્સ અર્જુન ! મેં તને પ્રથમથીજ વચન આપ્યું હતું કે, તારા વિના બીજા કોઇને મારી સમગ્ર વિદ્યા ભણાવવાનો નથી; માટેજ મેં તેને ભણાવવાની ના કહી. જોકે તે એકલવ મારો પૂર્ણ ભક્ત છે. તેણે મારી આજ્ઞા પ્રમાણે મને ગુરૂદક્ષિણા આપી તથાપિ તેની ઉપેક્ષા કરવાનું કારણ એ છે કે, આ જગત્‌માં મારા શિષ્યોમાં શસ્ત્ર તથા અસ્ત્રવિદ્યામાં તારા કરતાં બીજો કોઇ અધિક થાય નહીં. ગુરૂના આ વચનો અર્જુનને સુધા સમાન લાગ્યા. તેણે પોતાના મનમાં વિચાર્યું કે, "ગુરૂ દ્રોણાચાર્યની પ્રીતિ મારી ઉપર ઘણી છે.

આ ગુરૂનો મારી પર એટલો ઉપકાર થયો છે કે, તેમને હું મારા પ્રાણ અર્પણ કરૂં તોપણ હું તેમનો અનૃણી થઇ શકું નહીં. ગુરૂની આવી પ્રસન્નતા મેળવનાર મારા આત્માને ધન્ય છે. ”

અર્જુનની આ મનોભાવના દ્રોણાચાર્યે જાણી લીધી. અને તેથી તેઓ તેની પર વધારે પ્રેમ બતાવવા લાગ્યા. ગુરૂ અને શિષ્ય બંને પરસ્પર અભેદરૂપે વર્ત્તતા હતા. ગુરૂનો અર્જુન ઉપર જેવો વાત્સલ્યરસ હતો, તેવો અર્જુનનો દ્રોણાચાર્ય ઉપર ભક્તિરસ હતો. વાત્સલ્ય અને ભક્તિ બંને રસના પ્રવાહ એક બીજા ઉપર વહન થતા હતા, અને તેથી તેઓ બંને પરસ્પર પોતાના કર્ત્તવ્યમાં પરિપૂર્ણ રહેતા હતા.

પ્રિય વાંચનાર ! આ ગુરૂભક્તિના પ્રકરણમાથી તમારે ઘણું શીખવાનું છે. દ્રવ્ય અને ભાવ એ બંને-વસ્તુમાં ભાવ વસ્તુ કેવી પ્રબલ અને હૃદયવેધક છે ? એ વાત એકલવના પવિત્ર ચરિત્ર ઉપરથી સિદ્ધ થાય છે. ભાવ વસ્તુથી ગુરૂની ભક્તિ કરનાર એકલવના કાર્યની સિદ્ધિ કેવી ચમત્કાર ભરેલી થઈ હતી ? ભક્તિભાવનો પ્રભાવ એકલવના વૃત્તાંતમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે. પૂર્વે આર્યપ્રજામાં આવી અદ્ભુત ગુરૂભક્તિ હતી. ગુરૂભક્ત અર્જુન પણ તેવી ગુરૂભક્તિ ધારણ કરનારો ધર્મવીર હતો. એવો ગુરૂભક્ત અર્જુન પૃથ્વી પર ધનુર્વિદ્યામાં અનુપમ અને અદ્વિતીય થયો હતો.

પૂર્વે અર્જુન અને એકલવ જેવા ગુરૂભક્ત શિષ્યો હતા,

તેવા શિષ્ય ઉપર પવિત્ર પ્રેમ ધારણ કરનારા દ્રોણુ જેવા ગુરૂઓ પણ હતા. તેઓ એકવચની અને ભકત ઉપર અપૂર્વ પ્રેમ ધારણ કરનારા હતા. દ્રોણાચાર્યે પોતાના શિષ્ય અર્જુનને શસ્ત્રવિદ્યામા અદ્વિતીય કરવાનું વચન આપેલ, તે વચનને સત્ય કરવાને તેણે એકલવના હાથને અંગુઠાથી ખંડિત કર્યો હતો. જો કે ઉત્તમ ગુરૂએ આવું અઘટિત કાર્ય ન કરવું જોઈએ તથાપિ દીર્ઘદર્શી દ્રોણાચાર્યે માત્ર વચનની ખાતર તેમ કર્યું હતું તેમ વળી એકલવ અર્જુનના જેવો ઉત્તમ કુળને પાત્ર ન હતો, તેથી તેવા અનુચિત પાત્રને ઉચ્ચ વિદ્યામાં ચડતો કરવો, એ પણ દ્રોણાચાર્યને યોગ્ય લાગ્યું નહીં હોય.

પૂર્વની આવી ભાવમય ગુરૂભક્તિ કે જે એકલવ જેવા એક કોળીમાં રહેલી હતી. તેવી ભક્તિ દરેક આર્ય વિદ્યાર્થીએ ધારણ કરવી જોઈએ. એક મૃત્તિકાની ગુરૂપ્રતિમાની ભક્તિથી એકલવ ધનુર્વિદ્યામાં પ્રવીણ બની ગયો હતો, તો જેઓ પ્રત્યક્ષ ગુરૂની સેવા ભક્તિ કરે તેને શી ન્યૂનતા રહે ? આ ઉપરથી મૂર્ત્તિપૂજાનો પ્રભાવ પણ સિદ્ધ થાય છે. અરહિંત પ્રભુની પ્રતિમા સન્મુખ ઉત્તમ ભાવના ભાવવામાં આવે અને તે ભાવના સાથે તેમની સેવા પૂજા કરવામાં આવે તો તેનું ઉત્તમ ફળ મળે તેમાં શું આશ્ચર્ય ?

દરેક ભવિમનુષ્યે હમેશાં સ્મરણમાં રાખવું કે, શુદ્ધભાવથી જે જે ક્રિયા કરવામાં આવે, તે સફળ થયા વિના રહેતી નથી. આ જગત્‌માં ભાવ એ દિવ્ય વસ્તુ છે. તેનો

પ્રભાવ અને મહિમા ઇંદ્રિઓથી અગોચર છે. ભાવના સિદ્ધિનો મહાપ્રયોગ પૂર્વકાળે આર્યપ્રજામાં પ્રવર્ત્તતો હતો. અને તેથી આર્યપ્રજા કાયિક, વાચિક અને માનસિક બળ પ્રાપ્ત કરી જ્ઞાન, ધર્મ અને નીતિની ઉન્નતિ સંપાદન કરતી હતી. વર્ત્તમાનકાળે તે ઉન્નતિનો અભાવ છે, તેનું કારણ ભાવની શુદ્ધિ નથી તેજ છે.



## પ્રકરણ ૧૯ મું

### કુમાર પરીક્ષા.

વિવિધ પ્રકારની કારીગરીથી રમણીય અને જાતજાતના ચિત્રોથી વિચિત્ર એવો એક વિશાળ મંડપ ઉભો કરવામા આવ્યો હતો. તેની અંદર રાજકીય વસ્તુઓ ગોઠવેલી હતી. સુવર્ણમય સિંહાસનો શ્રેણીબંધ ગોઠવવામાં આવ્યા હતા. મધ્ય ભાગે એક વિશાળ ચોગાન રાખ્યું હતું. મંડપની આસપાસ જાતજાતના નિશાનો ગોઠવી રાખ્યા હતા. એક તરફ વિવિધ પ્રકારના હથીઆરો અને એક તરફ કસરત કરવાના સાધનો મુકવામાં આવ્યા હતા. મંડપની આજુબાજુ નાના તંબુઓ અને વાવટાઓ ઉભા કરેલા હતા. મજબુત દોરના બંધથી અને સાંકળોથી જુદીજુદી ભૂમિની મર્યાદા કરેલી હતી.

આ મંડપમાં હજારો લોકો શ્રેણીબંધ આવતા હતા. કોઈ સુંદર વેષ પહેરી કૌતુક જોવાનો ઉમંગ દર્શાવતા હતા. કોઈ રાજભક્તિના ઉત્સાહમાં જાણે પોતાને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થવાની હોય તેમ અમંદ આનંદ ધારણ કરતા હતા. વૃદ્ધ, તરૂણ અને બાળ સર્વને સરખો ઉમંગ હતો. કેટલાએક પોતાના ગગન સુધી ઉંચા મહેલો ઉપર ચડી એ મંડપની રચના જોતા હતા આકાશમાં દેવતાઓ પોતાના વિમાનપર બેસી એ રમણીય દેખાવ જોવાને એકઠા થતા હતા.

પ્રિય વાંચનાર ! આ પ્રસંગ ચાલતી વાર્તાના પ્રવાહમાં અતિ રમણીય છે. આ સુંદર મંડપ દ્રોણાચાર્યની આજ્ઞાથી પાંડુરાજાએ ઉભો કરાવેલો છે. તેની અંદર આજે રાજકુમારોની પરીક્ષા થવાની છે. પાંચ પાંડવો અને સો કૌરવોએ દ્રોણાચાર્યની પાસે સર્વ પ્રકારની યુદ્ધવિદ્યાનો અભ્યાસ પૂર્ણ કર્યો—એટલે દ્રોણાચાર્યે એ વાત પાંડુરાજાને જણાવી અને કહ્યું હતું કે, " આ રાજકુમારોને મેં જે વિદ્યા શીખવી છે, તેની પરીક્ષા થવી જોઇએ. " આ પ્રમાણે દ્રોણાચાર્યના કહેવાથી હસ્તિનાપુરપતિ પાંડુએ સર્વ રાજકુમારોની જાહેર પરીક્ષા લેવાનો વિચાર કર્યો હતો, અને તેથી તેણે આ સુંદર મંડપની રચના કરાવી હતી.

દ્રોણાચાર્યની યુદ્ધ પાઠશાળામાં તે રાજકુમારોએ જુદા જુદા પ્રકારની યુદ્ધકળા મેળવી હતી. **અમુક્ત** અને **કરમુક્ત** એવા શસ્ત્રોની કળા સર્વ કુમારો શીખ્યા હતા. ભીમ અને

દુર્યોધન ગદાયુદ્ધમાં પ્રવીણ બન્યા હતા. મહાવીર અર્જુન શસ્ત્ર અને અસ્ત્ર બંને વિદ્યાનો પારગામી થયો હતો. તે ઉપરાંત રાધાવેધની સૂક્ષ્મકળા દ્રોણાચાર્યે એક અર્જુનનેજ શીખવી હતી, કારણ તે કળા શીખવાને અર્જુન શિવાય કોઈ બીજો રાજકુમાર અધિકારી દેખાયો ન હતો.

રાધાવેધની કળાનો અધિકારી કોણ છે ? તે જાણવાને દ્રોણાચાર્યે અર્જુનની ખરેખરી કસોટી કરી હતી. એક વખતે દ્રોણાચાર્ય સર્વ રાજકુમારોને વનમાં લઈ ગયા હતા. કોઇ અનુચરના હાથે એક તાડના ઝાડ ઉપર એક મોરપીંછ રખાવી દ્રોણાચાર્ય બધા શિષ્યોને સાથે લઇ તે વૃક્ષ સમીપ ગયા હતા. પછી દ્રોણાચાર્યે સર્વ રાજપુત્રોને આજ્ઞા કરી કે, ' આ ઝાડની ટોચ ઉપર રહેલ મોરપીંછને વીંધો ' ગુરૂની આજ્ઞા થતાંજ બધા શિષ્યો એક પછી એક તેને વીંધવાનો ઉદ્યોગ કરવા લાગ્યા, પરંતુ કોઈ પૂર્ણ રીતે એ પીંછને વીંધી શક્યું નહીં. અને તે ઝાડ ઉપર જોવા લાગ્યા તે જોઈ ગુરૂએ કહ્યું. " રાજપુત્રો, તમે ઉપર શું જુઓ છો ? " રાજપુત્રો બોલ્યા—" ઉપર મોરપીંછને જોઇએ છીએ અને નીચે આપને તથા બીજા આ બાંધવોને જોઈએ છીએ. " તેમનું આ વચન સાંભળી દ્રોણાચાર્યે વિચાર કર્યો કે, " આ રાજપુત્રોમા રાધાવેધની કળા જાણવાને કોઇ પણ અધિકારી નથી, " પછી ગુરૂએ અર્જુનને પુછયું. "વત્સ અર્જુન ! આ મોરપીંછમાં તું શું જોઈ રહ્યો છે ? અર્જુને ઉત્તર આપ્યો—" ગુરૂજી ! હું મોરપીંછને તથા તેની મધ્યના ચિન્હને જોઇ રહ્યો છું. "

અર્જુનના આ વચનો સાંભળી દ્રોણાચાર્ય પ્રસન્ન થઈ ગયા-અને તેમણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે, " રાધાવેધનો ઉપદેશ કરવા લાયક અર્જુન એકજ છે. " ત્યારપછી એક વખતે દ્રોણાચાર્ય સ્નાન કરવાને ગંગાના તીર ઉપર ગયા. સાથે અર્જુન વગેરે બધા રાજપુત્રોને લઈ ગયા હતા. દ્રોણાચાર્યે જલમા ડુબકી મારી તેવામાં એક મદોન્મત્ત મોટા ઝુંડે આવી દ્રોણાચાર્યના ગુંટણની નીચેનો ભાગ પકડયો. પોતે તેનાથી છુટા થવાને સમર્થ હતા, તોપણ પોતાના શિષ્યોની પરીક્ષા કરવાને તેમણે પોકાર કરીને કહ્યું કે શિષ્યો! મને આ જળચર પ્રાણીથી છોડાવો. એવું સાંભળી તેમના બધા શિષ્યો માંહોમાંહે વિચાર કરવા લાગ્યા કે, " હવે શું કરવું ? આ અગાધ જળમાં પેશી એ ક્રૂર પ્રાણીથી ગુરૂને છોડાવવા કોણ સમર્થ થવાનો છે ? " એવું વિચારી કેટલાએક રાજપુત્રોએ એ જળચર પ્રાણીને મારવાનો યત્ન કર્યો, પણ કાંઈ વળ્યું નહીં. બધા ઉદાસ થઈને જોવા લાગ્યા. એટલામાં વીર અર્જુન પાસે આવ્યો. તેણે અવલંબથી એક બાણ ચડાવી તાકીને ઝુંડને એવો માર્યો કે, તેના શરીરના બે ભાગ થઈ ગયા અને તે મરણ પામ્યો. પછી ગુરૂ તેનાથી મુક્ત થઈને બાહેર આવ્યા. અને અર્જુનની ઉપર અતિ પ્રસન્ન થયા. પછી તેમણે અર્જુનને સર્વ રીતે યોગ્ય જાણી રાધાવેધનો ઉપદેશ કર્યો. તે કળા અર્જુને સારી રીતે ગ્રહણ કરી લીધી. જેમ અમૃતનો લાભ થવાથી ઇંદ્ર તેજસ્વી થાય

તેમ રાધાવેધની કળાનો લાભ થવાથી વીરઅર્જુન અતિ તેજસ્વી દેખાવા લાગ્યો.

આ પ્રમાણે અર્જુન અને બીજા રાજપુત્રોએ દ્રોણાચાર્ય પાસે જે કાંઈ અભ્યાસ કર્યો હતો, તેની જાહેર પરીક્ષા કરવાને આજે મંડપ બાધવામાં આવ્યો હતો. **રાજા પાંડુની** આજ્ઞા થતાં **ભીષ્મ, વિદુર, ધૃતરાષ્ટ્ર** અને બીજા સભ્ય ગૃહસ્થો તે મંડપમાં આવવા લાગ્યા. તે મંડપની ખાત પૂજા **દ્રોણાચાર્યે** કરાવી હતી. જ્યાં મંડપ કરવામા આવ્યો હતો, તેની પાસે નજીકમાં જલાશયનો યોગ રાખ્યો હતો. મંડપની અંદર એક તરફ રાજકુમારોને માટે બેઠક રાખવામા આવી હતી. રાણીઓને બેસવાને ખાસ જુદી બેઠકો બનાવી હતી. એક બાજુ બીજા રાજાઓને અને ગૃહસ્થ પ્રેક્ષકોને બેસવાની ગોઠવણ કરી હતી. મધ્ય ભાગે રાજાને બેસવા માટે ઉચું સુશોભિત સિંહાસન મુકવામાં આવ્યું હતું. આ પ્રસંગે ખાસ આમંત્રણો કરી કેટલાએક રાજાઓને, સામંતોને અને પ્રજાના અગ્રેસરોને બોલાવવામાં આવ્યા હતા. હસ્તિનાપુરની સર્વ પ્રજા આ દબદબા ભરેલો દરબાર જોવાને ઉલટથી આવતી હતી.

જ્યારે નિયત કરેલો સમય થયો એટલે ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર વગેરે વડિલોને સાથે લઈ પાંડુરાજા તે મંડપમાં આવી ઉચ્ચ આસને બેઠા. ગાંધારી, કુંતી અને સત્યવતી પ્રમુખ રાજમાતાઓ અને રાણીઓ પોતાના કુમારોનું પરા-

ક્રમ જોવાને પોતપોતાની બેઠકો ઉપર આવી બેઠી. બધું યથાર્થ રીતે સજ્જ થયા પછી દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય પોતાના શિષ્યોને સાથે લઈ સભામાં પધાર્યા. અને પોતપોતાના આસનો ઉપર બેઠા.

સભાસ્થાન સંપૂર્ણ ભરાયા પછી દ્રોણાચાર્ય મેઘના જેવા ગંભીર સ્વરથી બોલ્યા—"હે રાજકુમારો! આજે તમારી પરીક્ષાનો માંગલિક દિવસ છે. તમોએ આજસુધીમાં જે જે કળાઓ અને અસ્ત્રશસ્ત્રમાં પ્રવીણતા મેળવી છે તે બતાવવાને આજ તમે તત્પર થાઓ અને બધા પ્રેક્ષકોને આનંદ આપો." ગુરૂ દ્રોણાચાર્યની આજ્ઞા થતાંજ સર્વ રાજપુત્રો તૈયાર થઈ ગયા. કોઇ મદોન્મત્ત હાથી ઉપર બેશી ધનુર્વિદ્યાની કુશળતા બતાવવા લાગ્યા. કોઈ ભાથામાંથી બાણ કાઢી સભાજનો ચકિત થાય તેવી રીતે નિશાનો ઉડાડવા લાગ્યા. કોઈ ત્વરાથી આકાશમાં ઉપરા ઉપરી બાણવૃષ્ટિ કરવા લાગ્યા. કોઈ સાથમાં બેશી એવું યુદ્ધ ચાતુર્ય બતાવવા લાગ્યા કે જે જોઇ સર્વ સભ્યજનો આશ્ચર્ય પામી ગયા. કોઈ વીરકુમાર ગદાયુદ્ધમાં પોતાનું પાંડિત્ય દર્શાવા લાગ્યો. કોઇ અશ્વકળામાં કુશળતા દેખાડવા લાગ્યો. અને કોઇ અસિ ફેરવવામાં નિપુણતા પ્રસિદ્ધ કરવા લાગ્યો. આવી રીતે જેને જેટલી વિદ્યા આવડતી હતી, તેણે તેટલી પ્રસિદ્ધ કરી બતાવી. આ પ્રમાણે કુમારોનું પરાક્રમ જોઈ બધા લોકો તેમને ધન્યવાદ આપવા લાગ્યા.

બીજા સર્વ કુમારોની પરિક્ષા થઇ રહ્યા પછી દ્રોણાચાર્યે તેની કળાકુશળતા બતાવવાને આજ્ઞા કરી એટલે યુધિષ્ટિર પરીક્ષા આપવાને બેઠો થયો. તે વખતે લોકો તેની તરફ દૃષ્ટિ કરી કહેવા લાગ્યા—" જુઓ આ આપણા મહારાજા પાંડુનો જ્યેષ્ટ પુત્ર છે. એણે પોતાના વિનયગુણથી ત્રણ ભુવનને વશ કર્યું છે. તે બધા પરાક્રમીઓમાં આભૂષણરૂપ છે. એની ન્યાય કરવાની રીતિ અપૂર્વ છે. તે સાથે સત્યવાદિ અને પવિત્ર છે " આ પ્રમાણે લોકોના મુખથી જ્યેષ્ટ પુત્રની સ્તુતિ સાંભળી પાંડુરાજા હૃદયમાં ખુશી થયો. પછી યુધિષ્ટિરે રથમાં બેસી એવું પરાક્રમ કર્યું કે, જે જોઇને સર્વ સભાસદો સાનંદાશ્ચર્ય થઇ ગયા. આ પ્રમાણે યુધિષ્ટિરે પરીક્ષા આપ્યા પછી દુર્યોધન અને ભીમ ગદાયુદ્ધની પરીક્ષા આપવાને તૈયાર થયા. તેમણે તે કળામાં પોતાનું અતુલ પાંડિત્ય બતાવવા માંડયું. ગદાયુદ્ધમા ભ્રમણ કરતા તેઓ ચંદ્ર સૂર્યની પેઠે દેખાવા લાગ્યા. તે બંને વીરોનું યુદ્ધ જોઇને આકાશનાં દેવતાઓ પણ આશ્ચર્ય પામી ગયા, તો રાજાઓ અને બીજા પ્રેક્ષકો આશ્ચર્ય પામે તેમાં શું કહેવું ? તે વખતે કેટલાંએક દુર્યોધનની, અને કેટલાએક ભીમની પ્રશંસા કરવા લાગ્યા. તેમાં ભીમની પ્રશંસા કરનારો મોટો ભાગ થયો. આથી ઈર્ષ્યાળુ દુર્યોધનને ઘણો ખેદ થયો. તેણે ક્રોધાવેશમાં આવી ભીમની ઉપર ગદાનો પ્રહાર કર્યો. બધા લોકો વિચારમાં પડયાં પણ ભીમે તેની કાંઇ પણ પરવા ન કરી અને પોતે દુર્યોધન ઉપર ગદાપ્રહાર એવો કર્યો કે, જાણે તેથી દુર્યોધનના પ્રાણ પલાયન થઇ જાય.

તે વખતે દુર્યોધન પાછો સામો થયો. એક બીજાના પ્રાણ લે તેવું શૌર્ય તેમનામાં પ્રગટ થયું, એટલે દ્રોણાચાર્યે તેમને સમજાવી શાંત કર્યા. જોકે ભીમના હૃદયમાં લેશ પણ દ્વેષ ન હતો, પણ જ્યારે દુર્યોધનના હૃદયનો ભાવ વિપરીત જોવામાં આવ્યો, એટલે પ્રત્યક્ષ કાળ હોય તેમ ક્રોધાતુર થઈ ગયો. જાણે ક્રોધાગ્નિના ધુમાડા હોય તેમ તેના મસ્તકના કેસ અને રોમાંચ ઉભા થઈ ગયા, અને હોઠ કંપવા લાગ્યા. ભીમની ભયંકર મૂર્ત્તિ જોઈ જેમ કલ્પાંત કાળના પવનથી ઉદયાચળ તથા હિમાચળ પર્વતો પોતાના સ્થાનોથી ભ્રષ્ટ થઈ જાય તેમ દુર્યોધન અને ભીમના ક્રોધના જોશથી સર્વ સભ્યો પોતપોતાના સ્થાનોને મુકી સભાના મધ્ય ભાગમાં દોડી આવ્યા. આ વખતે દ્રોણાચાર્યે વિચાર્યું કે, આનું પરિણામ નઠારૂં આવશે, તેથી તેમણે પોતાના પુત્ર અશ્વત્થામાને આજ્ઞા કરી કે, "વત્સ! આ બંને વીરપુરૂષોના યુદ્ધની સમાપ્તિ કર. નહીં તો તેઓનું ગદાયુદ્ધ આખા સભામંડપને ક્ષણવારમાં ચુર્ણ કરી નાંખશે." પિતાની આજ્ઞા થતાં અશ્વત્થામાએ ઉઠી તે બંનેને સમજાવી જુદા કર્યા અને ઠંડા કરી પોતપોતાને સ્થાનકે બેસાર્યા. આ વખતે મોટા ઘોર શબ્દાવળા રણવાદ્ય વાગતા હતા અને લોકોનો કોલાહલ થતો હતો. તે બધાને શાંત કરી દ્રોણાચાર્ય ઉંચે સ્વરે બોલ્યા—"સર્વ ક્ષત્રિયવીરો અને સભ્ય ગૃહસ્થો! બીજા કુમારોની પરીક્ષા પૂર્ણ થઈ છે, હવે તમારે મારા સર્વથી શ્રેષ્ટ મોટા શિષ્ય **અર્જુન**નું ચાતુર્ય જોવું જોઇએ. એ **મહાવીરને** હું મારા પુત્રથી અધિક ચાહું છું. એ મને મારા

પ્રાણથી પણ પ્રિય છે. એ વીર સમગ્ર અસ્ત્રશસ્ત્રની મહાવિદ્યાનો સાગર છે. એની કળા જોઈ તમને આશ્ચર્ય સહિત આનંદ ઉત્પન્ન થયા વિના રહેશે નહીં. " દ્રોણાચાર્ય આ પ્રમાણે બોલ્યા એટલે વીર અર્જુન પોતાની કળાઓની પરીક્ષા આપવાને ઉભો થયો. તેણે બંને બાજુ બાણોના ભાથા બાંધેલા હતા. હાથમાં પંઝા નાંખેલા હતા. શરીર ઉપર લોહમય બખ્તર પેહેર્યું હતું. તે મહાવીર યુદ્ધની સર્વ સામગ્રી લઈ સભા વચ્ચે આવી ઉભો રહ્યો. તે વખતે એ રણવીર ઇંદ્રના ઐરાવતની જેમ શોભવા લાગ્યો. તેને જોતાંજ સભાસ્થિત લોકો કહેવા લાગ્યા—" આ રાજકુમાર દ્રોણાચાર્યનો પ્રિય શિષ્ય ત્રણ ભુવનમાં તે એકજ વીર છે. તે સર્વ અસ્ત્રવેત્તાઓમાં અગ્રેસર છે. કુરૂવંશનો આભૂષણ છે. ત્રણ ભુવનને રક્ષણ કરવા સમર્થ છે. તે ન્યાયનો સમુદ્ર, કીર્તિનો ભંડાર અને ઉત્સાહનો આકર છે." લોકોના આ વચન સાંભળી સ્ત્રીસમાજમાં બેઠેલી કુંતીને હર્ષનાં આંસુ આવી ગયાં. પાંડુ, ભીષ્મ, વિદુર અને ધૃતરાષ્ટ્રના શરીર રોમાંચિત થઈ ગયા. રણવીર અર્જુને પોતાનું કામ શરૂ કર્યું. સ્થિરલક્ષ્ય, ચળલક્ષ્ય, સ્થુલલક્ષ્ય અને લઘુલક્ષ્ય વિગેરેની ક્રિયામાં તેણે એવી પ્રવીણતા બતાવી કે, તે જોઇ સર્વ પ્રેક્ષકો સાનંદાશ્ચર્ય થઈ ગયા. અર્જુનના હાથથી સર્વ લક્ષ અચુક ભેદાતા જોઈ તેના સર્વ શત્રુઓના મન ભયભીત થઇ ગયા. અર્જુન પોતાની કળાઓ દર્શાવતા એવી ચપળતા કરવા લાગ્યો કે, ક્ષણમાં હ્રસ્વ, ક્ષણમાં દીર્ઘ, ક્ષણમાં પૃથ્વીપર અને ક્ષણમાં આકાશમાં છે એમ સર્વને ભાસવા

લાગ્યું, તે આગ્નયસ્ત્ર અને વરૂણાસ્ત્ર વગેરે દિવ્ય અસ્ત્રોનું એવું પાંડિત્ય પ્રગટ કરવા લાગ્યો કે, તે જોઈ પાંડુપ્રમુખ સર્વ શ્રેષ્ઠ પુરૂષો અર્જુનનો જય જયકાર બોલવા લાગ્યા અને બીજા પ્રેક્ષકોના મુખોથી વાહવાહના ધ્વનિ નીકળવા લાગ્યા. આટલો મહાશ્રમ કરતા પણ અર્જુનનો દેખાવ સુંદર દેખાતો હતો તેનું મુખ પૂર્ણિમાના ચંદ્ર જેવું ચળકતું હતું. તે જોઈ સભ્યો સાનંદાશ્ચર્ય થઈ ગયા હતા.

રાધાવેધ શિવાયની બધી કળાઓ અર્જુને સભા સમક્ષ કરી બતાવી. તે જોઇ સર્વ પ્રેક્ષકો તેની ભારે પ્રશંસા કરવા લાગ્યા અર્જુનની પ્રશંસા સર્વને રૂચિકર લાગી પણ તે સાંભળી ગાંધારી નિસ્તેજ થઇ ગઈ. તેણીના મુખ ઉપર શ્યામતા છવાઇ રહી. તેમ તે વાત દુર્યોધનને પણ ગમી નહિં. અર્જુનની સ્તુતિ સાંભળી દુર્યોધનના મુખમાંથી ક્રોધની શિખાઓ નીકળવા લાગી. દુર્યોધનના મિત્ર કર્ણને પણ એ પ્રશંસાના વચનો તીક્ષ્ણ બાણના જેવા લાગ્યા હતા. બીજા કેટલાએક દુર્યોધનના ભાઈઓ પણ ખળભળી લાગ્યા હતા. અર્જુને કરેલા ધનુષ્યના ટંકારથી ભયભીત થયેલા તેઓ તે વખતે કાંઇ પણ કરી શકયા ન હતા. અર્જુનની અદ્‌ભુત કળાઓ જોઇ ગગનમાં રહેલા દેવતાઓ પણ વિસ્મય પામી ગયા હતા. ચક્ર, પ્રાસ, ગદા, અને ખડ્ગ વગેરે શસ્ત્રોની અતિ નિપુણતા અર્જુને જે બતાવી હતી. તેનો ચમત્કાર સર્વના ચિત્તમાં ચિત્રિત થઇ ગયો હતો.

અર્જુને પોતાની શસ્ત્ર તથા અસ્ત્ર વીદ્યાની નિપુણતા

બતાવી પરીક્ષા પ્રસાર કરી, ત્યાં તરતજ કર્ણવીર ઊભો થયો. તેણે સિંહના જેવી ગર્જના કરી. તેની ભયંકર ગર્જનાથી બધો મંડપ ગાજી ઉઠયો. તે વીરે પણ પોતાનું એવું વીર્ય દર્શાવ્યું કે જે જોઇને બધા પ્રેક્ષકો ચકિત થઇ ગયા. તે પછી આકાશાદિ પંચમહાભૂત જેમ દ્રોણાચાર્યને આવરણ કરીને રહે, તેમ પાંચ પાંડવો દ્રોણાચાર્યને આવરણ કરીને રહ્યા. અને જેમ તારાગણ ચંદ્રને આવરણ કરે તેમ અશ્વત્થામા તથા નવાણું કૌરવો દુર્યોધનને આવરણ કરીને રહ્યા. આ વખતે વિકરાળ મુખાકૃતિને ધારણ કરતો, કર્ણ યુદ્ધની સામગ્રી સાથે લઈ સભા સમક્ષ કૃપાચાર્ય તથા દ્રોણાચાર્યને નમસ્કાર કરી અતિ ગર્વથી બોલ્યો–"સર્વ સભાજનો, કોઈએ એમ ન સમજવું કે, જગત્માં એક અર્જુનજ મહાપરાક્રમી છે. હવે તમારે મારૂં પરાક્રમ પણ જોઈ લેવું." આ પ્રમાણે કહી પ્રથમ અર્જુને જે જે કળાઓ બતાવી હતી, તે બધી યથાર્થ તેના જેવીજ અથવા તેનાથી કાંઇ અધિક તેણે બતાવી. તે જોઇ દુર્યોધન અતિ હર્ષ પામી તેને દઢ આલિંગન આપી બોલ્યો–" વીર કર્ણ, આ જગત્માં તું એકજ વીર છે. તું એકજ ધનુર્વિદ્યાનો પારગામી છે. શત્રુઓના ગર્વને હરનારા હે વીર, તું મારો અતિ પ્રિય મિત્ર છે. આ જગત્માં મારે તારાથી બીજું કાંઈ અધિક નથી. મારૂં રાજ્ય, મારા પ્રાણ, તથા આ સર્વ કુરૂ કુળની બધી સંપત્તિ એ સર્વ તારૂંજ છે. પોતાના મિત્ર દુર્યોધનના આવા વચન સાંભળી કર્ણે કહ્યું, " પ્રિયસખા, તમારી મારી તરફ ઉત્તમ પ્રીતિ જોઇ હું ખુશી

થાઉં છું. તથાપિ મારે તમને એટલી પ્રાર્થના કરવાની છે.કે, તમારી મારી તરફ જે પ્રીતિ છે, તે તમારે અંત પર્યંત નભાવવી. જે પ્રીતિ યાવજ્જીવિત પ્રતિબદ્ધ રહે તેજ ખરેખરી પ્રીતિ કહેવાય. " દુર્યોધન બોલ્યો–મિત્રવર્ય કર્ણ, તે વિષે તું નિશ્ચિંત રહેજે. આપણી મૈત્રી યાવજ્જીવિત નાશ પામવાની નથી. હું તારી મૈત્રીને સદા નભાવીશ. એવું હું તને વચન આપું છું' દુર્યોધનના આ વચનો સાભળી કર્ણ ગર્જના કરી બોલ્યો–મિત્રરાજ, હવે હું નિશ્ચિત થયો છું. હવે મારે કહેવું જોઈએ કે, અર્જુનની પ્રશંસા થતી જોઈ મારા અંતઃકરણમા એવો તાપ થયો છે કે એ તાપ અર્જુનની સાથે યુદ્ધ કર્યા શિવાય શાંત થશે નહિં.

કર્ણના આ વચનો સાંભળી અર્જુન ક્રોધાવેશમાં આવી ગયો. તેણે સિંહવત્ ગર્જના કરી કહ્યું. " કર્ણ, તારા આ બોલવા ઉપરથી જણાય છે કે, તને તારી પોતાની સ્ત્રીઓના નેત્રોમાંથી અશ્રુની ધારાઓ વહન કરાવવાની ઇચ્છા થઇ છે. મારા યશરૂપી સમુદ્રમાં તું શામાટે ડુબી મરે છે? "

અર્જુનના આ શબ્દો સાંભળી કર્ણને ભારે ક્રોધ ઉત્પન્ન થયો. તે રાતા નેત્ર કરી બોલ્યો–" અરે અર્જુન, શરદઋતુના મેઘની જેમ વૃથા ગર્જના શામાટે કરે છે ? તારા વચનો સાંભળીને હું બ્હી જવાનો નથી. તારામાં હિંમત હોય તો આવી જા. હમણાજ હું તારા અંહકારરૂપ પર્વતને તોડી પાડીશ. " કર્ણના આ વચનો સાંભળતાંજ અર્જુન રોષાવેશમાં આવી

ગયો. પછી દ્રોણાચાર્યની આજ્ઞા લઇ હાથમાં ધનુષ્ય બાણ સજ્જ કરી અર્જુન કર્ણની સામે યુદ્ધ કરવા તૈયાર થઇ ગયો. અને બંનેની વચ્ચે યુદ્ધનો આરંભ થઇ ચુકયો. આ સમયે તે બંને મહાવીરોનું યુદ્ધ જોવાને આકાશમાં દેવતાઓના વિમાનોની શ્રેણીઓ હારબંધ જામી ગઇ. કોઇ અર્જુનની અને કોઈ કર્ણની પ્રશંસા કરવા લાગ્યા. આ બંને વીરોનું યુદ્ધ જોઇ કુંતી મહાચિંતાતુર થઇ ગઇ. આ વખતે કૃપાચાર્યે કર્ણને કહ્યું, “ હે કર્ણ, જેમ મેરૂપર્વતમાંથી કલ્પવૃક્ષની ઉત્પત્તિ થાય છે, તેમ પાંડુરાજાથી અર્જુનનો જન્મ થયો છે. જેમ છીપમાંથી મોતી નીપજે છે, તેમ કુંતીના ઉદરથી અર્જુનની ઉત્પત્તિ થઇ છે. એથી આ અર્જુન જગતપ્રસિદ્ધ કુળવાન વીર છે. પણ તું તેના જેવો કુલવાન નથી. તું કયા માતાપિતાથી ઉત્પન્ન થયો છે ? તે કહે. તારા જેવા અજ્ઞાત કુળવીરની સાથે અર્જુનનું યુદ્ધ હોય નહીં. આ સર્વે સાંભળતા તારૂં કુળ પ્રસિદ્ધ કર્યા પછી અર્જુનની સાથે તારૂં યુદ્ધ થઇ શકશે.”

કૃપાચાર્યનાં આવાં વચનો સાંભળી દુર્યોધને આક્ષેપથી કહ્યું, “ કૃપાચાર્યજી, કોઇ માણસ પ્રખ્યાત કુળથી કે માતાપિતાથી મ્હોટાઇ પામતો નથી. મ્હોટાઇ તો ગુણથીજ પ્રાપ્ત થાય છે. જુઓને કમળની ઉત્પત્તિ કાદવથી થાય છે. તથાપિ તે સુગંધ શોભા વગેરેના ગુણોથી તે લોકોને પ્રિય થાય છે. તેવી રીતે કોઇ પુરૂષ નીચ કુળમાં ઉત્પન્ન થયો હોય, છતાં જો તે પરાક્રમી થાય તો તેને મ્હોટો સમજવો. કુલીન

માણસ છતાં ગુણરહિત હોય તો તે શા કામનો ? તે અનુપયોગી છે. માટે આ કર્ણ મહા શૂરવીર અને પરાક્રમી છે, તેથી અર્જુનની સાથે યુદ્ધ કરવાને યોગ્ય છે. તેમ છતા કદિ તમે એમ કહેશો કે, કર્ણ રાજા નથી કે રાજપુત્ર નથી, તેથી તે અર્જુનની સામે યુદ્ધ કરવાને યોગ્ય નથી. તો હું આજે તેને અંગદેશના રાજ્યનો અભિષેક કરૂં છું." આટલું કહી દુર્યોધને તેજ વખતે તેને રાજ્યાભિષેક કર્યો. તીર્થોદક મંગાવી પુરોહિતને બોલાવી રાજ્યાભિષેકનો સર્વ વિધિ સંપાદન કરવામાં આવ્યો. દુર્યોધનનું આ કૃત્ય જોઈ કર્ણ હૃદયમાં પ્રસન્ન થઇ ગયો. અને તે આનંદપૂર્વક બોલ્યો—"મિત્ર દુર્યોધન, તમે મારીપર ભારે ઉપકાર કર્યો. આ તમારા ઋણમાંથી હું કયારે મુક્ત થઇશ ? તમારા માટે હું મારા પ્રાણ અર્પણ કરૂં, તથાપિ તમારો અનૃણી થઈ શકું તેમ નથી." દુર્યોધને કર્ણને આલિંગન આપી કહ્યું, "પ્રિય મિત્ર, એના બદલામાં હું એટલું જ માગી લઉં છું કે, જ્યાંસુધી આપણે જીવીએ ત્યાંસુધી કોઇએ મિત્રાઇ તોડવી નહીં.' કર્ણે તે વાતને પૂર્ણ અનુમોદન આપ્યું.

પછી રાજ્યાભિષેક થયેલો કર્ણ અર્જુનની સામે યુદ્ધ કરવાને સજ્જ થઇ ગયો. આ વખતે કર્ણનો પિતા વિશ્વકર્મા અત્યંત હર્ષ પામી કર્ણને આલિંગન આપવા આવ્યો. તે દેખાવ જોઇ સર્વ સભ્યજનોને નિશ્ચય થયો કે, 'કર્ણ સારથિનો પુત્ર છે' એ વાત સાચી છે. તે સમયે ભીમે ગર્જના કરી કર્ણને કહ્યું, "અરે સારથિપુત્ર, આ ધનુષ્ય છોડી દે

અને હાથમાં લગામ લે. આ ગદેશનું રાજ્ય કરવાને તારામાં શક્તિ નથી. શિયાળ વનનો અધિરાજા થાયજ નહીં. તેથી તું અર્જુનની સાથે યુદ્ધ કરવાને લાયક નથી. આ વખતે કર્ણનો પિતા વિશ્વકર્મા સારથિ બોલી ઉઠ્યો. " સભ્ય ગૃહસ્થો, આ કર્ણને માટે જે તમને કુલીનતાની શંકા છે, તે ખોટી છે. આ વીરપુત્ર મારા કુળમાં ઉત્પન્ન થયેલો નથી; પણ તે દૈવયોગે અચાનક મારા હાથમાં આવી ગયો છે. મેં માત્ર પુત્રવત્ તેનું પાલનપોષણ કરેલું છે. એક વખતે હું પ્રાતઃકાળે ગંગામાં સ્નાન કરવા ગયો હતો. ત્યાં ગંગાના પૂરમાં વેગથી વહેતી એક પેટી મારા જોવામાં આવી. તે લઈ હું ઘેર ગયો. જોવામાં તે ઉઘાડીને મેં જોયું, ત્યાં તેની અંદર અતિ તેજસ્વી બાળક દેખાયો. તેણે પોતાના કાનમાં સુંદર કુંડલો પેહેર્યાં હતા. તે બાળકને લઈ મેં મારી સંતાનરહિત સ્ત્રીને આપ્યો અને કહ્યું કે, " તું સંતાન વગરની છે, માટે આ બાળકને પુત્રવત્ ગણી તેનું પાલન–પોષણ કર. " તેજ વખતે મારી સ્ત્રીએ મને જણાવ્યું કે, તને એક પરાક્રમી પુત્રની પ્રાપ્તિ થશે. ' મારી સ્ત્રીના મુખથી આ વચનો સાંભળી હું ઘણો ખુશી થયો હતો. આ બાળક પેટીમાં પોતાના કાન નીચે હાથ મુકીને સૂતો હતો, તેથી શુભ. દિવસે તેનું કર્ણ એવું નામ પાડેલું છે. તેની પ્રાપ્તિ વખતે સ્વપ્નમાં સૂર્યનું દર્શન થવાથી એને લોકો **સૂર્યપુત્ર** પણ કહે છે. બાળપણથીજ એના લક્ષણો અસાધારણ દેખાતા હતા. તે જોઈ હું તર્ક કરતો કે ' આ બાળકનો જન્મ કોઈ મોટા કુળમાં થયેલો

હોવો જોઇએ, અને અત્યારે તેના પરાક્રમથી એ વાત સાચી પણ મનાય છે. તે ઉપરથી 'આ સારથિના કુળમાં ઉત્પન્ન થયેલો છે.' એવું માની એનો તિરસ્કાર કરવો યોગ્ય નથી."

સારથિ વિશ્વકર્માના આ વચનો સાંભળી બધા સભાસદો આશ્ચર્ય પામી ગયા. અને પરસ્પર વિચાર કરવા લાગ્યા. આ વખતે મહાનુભાવા કુંતી પોતાના હૃદયમાં આનંદસહિત વિચાર કરવાલાગી-" અહા! કર્મની ગતિ કેવી વિચિત્ર છે. મારા જન્મને ધન્ય છે કે, મેં મારા પુત્રને યુવાન વયનો જીવતો જોયો. પેટીમાં નાંખતી વખતે મેંજ એને કુંડળો પેહેરાવ્યા હતા. હું મહાભાગ્યવતી છું કે, મારે અર્જુન તથા કર્ણના જેવા પરાક્રમી પુત્રો છે. હવે આ શુભ વાર્ત્તા મારે પાંડવોને કહેવી જોઇએ. પણ કોઈ પ્રસંગે જણાવીશ." આ પ્રમાણે કુંતી હૃદયમાં વિચાર કરતી અનુપમ આનંદ અનુભવવા લાગી. મહાવીર કર્ણ પોતે સારથિના કુળનો નથી પણ કાઈ ઉત્તમ કુળનો છે, એવું ધારી અર્જુનની સામે યુદ્ધ કરવામાં વિશેષ ઉત્સાહિત થયો. તેજ વખતે દુર્યોધન બોલી ઉઠ્યો-" કર્ણ ઉત્તમ જાતિનો છે, એ વાત સિદ્ધ થઈ છે. તેં છતાં કદિ તે ગમે તે જાતનો હોય, પણ મેં એને અંગદેશનો રાજ્યાભિષેક કરેલો છે. કદિ આ વાત જેને રૂચતી ન હોય તેણે હાથમાં ધનુષ્ય બાણ લઇ તૈયાર થઇ જવું." દુર્યોધનના આ વચનો સાંભળી પાંચે પાંડવો ક્રોધાતુર થઇ ગયા. તેમની મુખમુદ્રા ઉપર વીર્યનો ઉલ્લાસ દેખાવા લાગ્યો.



"કોઇ પણ મારા શિષ્યોએ યુદ્ધ કરવું નહી."

(પૃષ્ટ ૨૨૫)

Krishna Press, Bombay 2.

આ વખતે ડાહ્યા પાંડુ રાજાએ, દ્રોણાચાર્યને કહ્યું, "મહાનુભાવ, આ મંડપની રચના કરવાનો હેતુ માત્ર કુમારોની પરીક્ષા લેવાનો છે. આ પ્રસંગે વૈર બુદ્ધિથી પરસ્પર યુદ્ધ થવું ન જોઇએ. માટે આપ કૃપા કરી આ કલહને શાંત કરો. કારણકે, આ સર્વે કુમારોના આપ ગુરૂ છો."

પાંડુના કહેવાથી દ્રોણાચાર્યે બે હાથ ઉંચા કરીને કહ્યું-"કોઇ પણ મારા શિષ્યોએ યુદ્ધ કરવું નહીં." ગુરૂના આ વચનો સાભળતાંજ તે કૌરવો અને પાંડવો શાંત થઇ ગયા. અને તે પછી પરીક્ષા સમાપ્ત કરવામાં આવી. રાજા પાંડુએ આજ્ઞા કરી સભા વિસર્જન કરી. વિસર્જન થયા પછી પ્રતાપી પાંડુ રાજા ધૃતરાષ્ટ્ર, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય અને ભીષ્મને સાથે લઇ પોતાના દરબારમાં આવ્યો. લોકો પણ કોઇ અર્જુનની, કોઇ કર્ણની અને કોઇ દુર્યોધનની પ્રશંસા કરતા કરતા પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

રાજમેહેલમાં આવ્યા પછી કુમારોની પરીક્ષાથી પ્રસન્ન થયેલા પાંડુએ દ્રોણાચાર્યને હૃદયથી અભિનંદન આપ્યું અને તેમનો મોટો આભાર માન્યો હતો.

પ્રિય વાચકવૃંદ, આ કુમારપરીક્ષાના વિષય ઉપરથી તારે ઘણું જોવાનું અને ઘણું મેળવવાનું છે. પૂર્વકાળે અભ્યાસ કરેલી વિદ્યાની પરીક્ષા કેવા ઉત્તમ પ્રકારે થતી હતી? રાજકુળના બાળકોની પણ

દરેક અભ્યાસી પોતપોતાના વિષયની પરીક્ષા આપવાને ઉત્સાહ ધરતો અને પરીક્ષામાં સારી રીતે ઉતરવાની અભિલાષા રાખતો હતો. પ્રાચીન આર્યો પોતાની સંતતિને વિદ્યાદાન આપવામાં અને તેની પરીક્ષા કરવામાં કેવો ઉત્સાહ અને ખંત રાખતા, તે પૂર્ણ દષ્ટાંત આ પ્રસંગ ઉપરથી પ્રકાશિત થાય છે. અભ્યાસ કરેલી વિદ્યા તથા કળાનું પરીક્ષણ કરવાને મોટા મંડપો નાંખવામાં આવતા અને તે સમયને એક વિવાહના જેવો ગણી ઉજવતા હતા. તે પ્રસંગ માટે ખાસ આમંત્રણો કરવામાં આવતાં અને દબદબા ભરેલા ભવ્ય મેળાવડા કરવામાં આવતા હતા.

આજે આપણે એ આનંદથી તદ્દન વિમુખ છીએ. વર્તમાનકાળની ક્ષુલ્લક પરીક્ષાઓમાં બળાત્કાર અને અનાદરનુંજ દર્શન થાય છે. માત્ર આજીવિકાને અર્થેજ પરીક્ષાની સાર્થકતા માનવામાં આવે છે. તેમ છતાં તે પરીક્ષા આખરે કીંમત વગરની નિર્માલ્ય થઈ પડી છે. કોઈપણ વિદ્યા અથવા કળાની પરીક્ષા આપી શુષ્ક પદવીને સંપાદન કરી ઘણા લોકો માત્ર સ્વાર્થસાધક બને છે. **દેશસેવા, ધર્માભિમાન કે કુલાભિમાનને ભુલી જવામાં આવે છે.** અને પોષ્યવર્ગનો અનાદર જોવામાં આવે છે. આવી લઘુવૃત્તિ પૂર્વકાળે ન હતી. તે વખતે સર્વની પરાર્થમાંજ સ્વાર્થબુદ્ધિ હતી. તેથી સર્વ ભવિજનોએ તથા વિદ્વાનોએ પૂર્વની તે પવિત્ર પદ્ધતિને. અનુસરવા પ્રયત્ન કરવો જોઈએ. અને પોતાની સંતતિને અર્જુન અને કર્ણની જેમ વિદ્યા-કળામાં પ્રવીણ

બનાવવી જોઇએ. પૂર્વકાળે ભારતવર્ષની જે જાહોજહાલી પૃથ્વીની સપાટી ઉપર વિખ્યાત હતી, તેનું કારણ તે વખતે વિદ્યાકળાની ઉન્નતિ હતી ભારતીપ્રજાનું કળાકૌશલ્ય સર્વ ઇતર દેશોમાં પ્રશંસનિય થયું હતું અને તેને લઇને ભારતિ પ્રજા સર્વ સ્થળે પૂજાતી હતી. વર્ત્તમાનકાળે તે વાત તદન ભુલી જવામા આવી છે. ભારતવર્ષનું કળાકોશલ્ય અધમ સ્થિતિએ પહોચ્યું છે. વિદેશીય વસ્તુઓ ઉપર આધાર રાખનારી વર્ત્તમાનકાળની આર્યપ્રજા પ્રમાદના મહાસાગરમા મગ્ન થઈ પડી છે. વિશેષ અપશોષની વાત એ છે કે, **ભારતની શસ્ત્રઅસ્ત્રની** મહાવિદ્યા તો તદ્દન વિલુપ્તજ થઈ છે. ધનુર્વેદની વાર્ત્તાને તો કોઇ જાણતુંજ નથી. માત્ર તેનું નામ સ્મરણ રહેલું છે. એ મહાવિદ્યા ભારતમાંથી તદ્દન અસ્ત થઇ ગઇ છે. અર્જુન, કર્ણ અને દુર્યોધનના વીરત્વની વાર્ત્તા માત્ર પુસ્તકોમાંજ રહી છે. એ મહાવીરોના ચરિત્રો કેવા ચમત્કારી છે ? અને તેઓ પોતાના પરાક્રમથી આ જગત્ ઉપર કેવી નામના રાખી ગયા છે ? એ વિચાર આર્ય ક્ષત્રિઓના દરેક યુવકે કરવાનો છે, શાસનદેવતા તેવો સમય પુન: કયારે પ્રાપ્ત કરાવશે ?





## પ્રકરણ ૨૦ મું.

### રાધાવેધ.

એક ભવ્ય મંડપની આજુબાજુ હજારો લોકો એકઠા થયા હતા. એ મંડપ ઘણો વિસ્તીર્ણ હતો. તેની અંદર વિવિધ પ્રકારની સુંદર રચના રચવામા આવી હતી. મંડપની અંદર સુવર્ણ તથા રત્નજડિત સુંદર આસનો શ્રેણીબંધ ગોઠવવામાં આવ્યા હતા. દરેક આસન નીચે રત્નજડિત પાદપીઠ મુકવામાં આવ્યા હતા. ચારે બાજુ વિવિધ પ્રકારનાં મંગળમય તોરણો બાંધેલાં હતાં. રત્ન તથા માણિક્યના સ્તંભોની શ્રેણી ઉપર મોટા મોટા રત્નમય આરીસાઓ અને મનોરંજક ચિત્રો બાંધેલા હતા. મંડપની જમીન નીલમણીના જેવી પ્રકાશતી હતી. કેટલાએક નીલમણીના સ્તંભોની ઉપર રાખેલા દેવાંગનાઓના ઉત્તમ ચિત્રો પ્રેક્ષકોના હૃદયને આકર્ષતા હતા. મંડપની મધ્યભાગે " એક સુવર્ણનો મોટો સ્તંભ ઉભો કરવામાં આવ્યો હતો. તે પૃથ્વીના મધ્ય ભાગે આવેલા મેરૂ પર્વતના જેવો દેખાતો હતો. તેની વામ અને દક્ષિણ બાજુ ચારચાર ચક્રો ફરી રહ્યાં હતાં. તે સુવર્ણ સ્તંભ ઉપર અગ્ર ભાગે રત્નમય પુતળી અધોમુખ કરી જાણે તે મંડપની રચનાને નિરખતી હોય, તેમ દેખાતી હતી. સ્તંભની નીચે દેવતાઓને

**સ્થાપિત કરવાને જે સ્થાન રાખેલું હતું, તેની પાસે એક ધનુષ્ય મુકવામાં આવ્યું હતું,**

આ મનોહર મંડપ જોવાને હજારો લોકો ઉલટભેર આવતા હતા. તેની રમણીય રચના જોઇ સર્વે ચકિત થઇ જતા. અને ' આ વિશ્વકર્માની કૃતિ છે ' એમ માનતા હતા. ક્ષણવારમાં તો એ સુંદર મંડપની અંદર મોટા મોટા રાજાઓ, અને રાજકુમારો સુંદર વેષ ધારણ કરી આવવા લાગ્યા. રત્નજડિત મુગટો, કુંડળો અને વસ્ત્રઆભરણોની કાંતિથી મંડપની ચારે તરફ પ્રકાશ થઇ રહ્યો. એ પ્રકાશના પ્રભાવથી મંડપની શોભામાં વિશેષ વધારો થઇ ગયો હતો. પરાક્રમથી પ્રકાશમાન એવા એ વીર પુરૂષોથી એ ભવ્ય મંડપ ચિકાર ભરાઇ રહ્યો હતો.

આ વખતે એક વીર પુરૂષ શોકાતુર થઈ ઉભો હતો. તે પોતાના મનમાં વિચાર કરતો હતો–" અરે મેં મોટું સાહસ કર્યું. મેં કરેલી પ્રતિજ્ઞા મનેજ વિઘ્નરૂપ થઇ ગઈ. આવા યોગ્ય પાત્રો મારા મનની ઇચ્છા શી રીત પૂરી કરશે ? અને જ્યાંસુધી મારી પ્રતિજ્ઞાનો નિર્વાહ ન થાય, ત્યાંસુધી મારાથી કાંઈપણ બની શકે નહીં. " આ પ્રમાણે તે ચિંતા કરતો હતો, તેવામાં એક સુંદર બાળા હજારો દાસીઓની સાથે એ મંડપમાં દાખલ થઇ. એ સુંદરીનું અદભત રૂપ હતું. તેણીએ પોતાના સુવર્ણવર્ણી શરીર ઉપર ચંદનનો લેપ કર્યો હતો. સ્વભાવથી રક્ત એવા તેણીના હોઠને તાંબુ-

લના રાગથી વિશેષ રમણીયતા પ્રાપ્ત થઇ હતી. કપોલ ઉપર પત્રને આકારે કસ્તૂરીનાં ચિત્ર પાડેલાં હતાં મસ્તકની કેશવેણી ઉપર વિવિધ પ્રકારના પુષ્પોની રચના કરેલી હતી. રત્નમય શિરોભૂષણથી તેના મસ્તકનો મોડ જાણે સૂર્યયુક્ત હોય તેવો દેખાતો હતો કાનમા કુંડળ, કંઠમા મોતીના હાર, ભુજામાં બાજુબંધ, હાથમા સુવર્ણ કંકણ, આંગળીઓમાં મુદ્રિકા, કેડમા કટિમેખળા, ચરણમાં નુપૂર, અને આંગળીઓમાં વીંછીઆ–એમ સર્વાંગે અલંકારોથી ભરપૂર એવી એ ભવ્ય બાળાએ હજારો દાસીઓની સાથે એ મંડપમાં પ્રવેશ કર્યો. તે રમણીય બાળાને જોતાંજ પેલા શોકાતુર પુરૂષની ચિંતામાં વધારો થઈ ગયો. તેણે ઉંડથી નિશ્વાસ મુકયો. છેવટે કર્મની સ્થિતિનું અવલંબન કરી શોકમાંથી મુક્ત થઈ એ પુરૂષ પોતાના આસન ઉપર બેઠો.

વાંચનાર, આ પ્રસંગ ઉપરથી તારા જાણવામાં થોડું ઘણું આવ્યું હશે, તથાપિ તું તદ્દન નિઃશંક થઇ આ વૃત્તાંતનું સ્વરૂપ સમજી શકે તેમ નથી. તેથી તેનું ઉદ્ઘાટન કરવાની જરૂર છે. જે આ મંડપનું વર્ણન કરવામાં આવ્યું, તે કાંપિલ્યપુરના રાજા દ્રુપદે પોતાની પુત્રી દ્રૌપદીને માટે સ્વયંવરનો મંડપ રચેલો છે. રાજા દ્રુપદે એવી પ્રતિજ્ઞા કરી છે કે, " ભારતવર્ષનો જે કોઈ પુરૂષ રાધાવેધ કરી શકે, તેને હું મારી પુત્રી દ્રૌપદીને પરણાવીશ " એ પ્રતિજ્ઞાને લઇને તેણે કાંપિલ્યપુરની બાહેર આ મહાન્ મંડપ રચાવેલો છે. તે મંડપની વચ્ચે સુવર્ણના સ્તંભનું જે વર્ણન કર્યું. તે રાધાવેધ-

નું સ્થાન છે. આ પ્રસંગે તેણે ભારતના સર્વ નૃપતિઓને નોતર્યા છે. તેમાં ખાસ કરીને હસ્તિનાપુરપતિ પાંડુ રાજાની પાસે એક દૂત મોકલ્યો હતો. અને તેને પાંચે પાંડવો તથા રાજકુમારોની સાથે આવવાનું આમંત્રણ આપ્યું હતું. આ ઉપરથી પ્રતાપિ પાંડુરાજા મોટા રસાલા સાથે હસ્તિનાપુરથી આવ્યો હતો. ભીષ્મ, ધૃતરાષ્ટ્ર વિગેરે વૃધ્ધો અને કુંતી તથા માદ્રી વગેરે રાણીઓને પાંડુરાજાએ પોતાની સાથે લીધાં હતાં. ધૃતરાષ્ટ્રે પણ પોતાના સો પુત્રોને અને સ્ત્રીઓને સાથે લીધી હતી. પાંડુની આ મોટી સ્વારી ગર્જના કરતા હાથી, ઘોડા, અને યોદ્ધાઓની સાથે ચાલતી જ્યારે કાંપિલ્યપુરની નજીક આવી ત્યારે દ્રુપદ રાજાએ ઘણી ધામધુમથી તેનું સામૈયું કર્યું હતું. રસ્તામા પણ જ્યાંજ્યા એ સ્વારી આવતી, ત્યાં રહેલા ખંડીઆ રાજાઓ તેનો ભારે સત્કાર કરતા હતા. અને ઉત્તમ પ્રકારની ભેટો અર્પણ કરતા હતા. જ્યારે પાંડુરાજા દ્રુપદ રાજાની રાજધાની કાંપિલ્યપુરની નજીક આવ્યો એટલે તેણે મોટા ઉત્સાહથી તેનું સામૈયું કરી પોતે સામો ગયો હતો, અને બંને રાજાઓ ઘણા પ્રેમથી ભેટ્યા હતા.

આજે રાધાવેધના સ્વયંવરનો દિવસ હતો અનેક દેશના રાજાઓ આવી એ મહામંડપમાં હાજર થયા હતા. જ્યારે પાંડુરાજા પોતાના પાંચ પાંડવોને લઇ તે મંડપમાં આવ્યો, તે વખતે દિવ્ય પોશાકમાં દબદબા સાથે આવેલા પાંચે પાંડવોને જોઈ રાજા દ્રુપદને પોતે કરેલા રાધાવેધના પણને માટે

લના રાગથી વિશેષ રમણીયતા પ્રાપ્ત થઇ હતી. કપોલ ઉપર પત્રને આકારે કસ્તૂરીના ચિત્ર પાડેલાં હતાં મસ્તકની કેશવેણી ઉપર વિવિધ પ્રકારના પુષ્પોની રચના કરેલી હતી. રત્નમય શિરોભૂષણથી તેના મસ્તકનો મોડ જાણે સૂર્યયુક્ત હોય તેવો દેખાતો હતો કાનમાં કુંડળ, કંઠમા મોતીના હાર, ભુજામાં બાજુબંધ, હાથમા સુવર્ણ કંકણ, આંગળીઓમાં મુદ્રિકા, કેડમા કટિમેખળા, ચરણમાં નુપૂર, અને આંગળીઓમાં વીંછીઆ-એમ સર્વાંગે અલંકારોથી ભરપૂર એવી એ ભવ્ય બાળાએ હજારો દાસીઓની સાથે એ મંડપમાં પ્રવેશ કર્યો. તે રમણીય બાળાને જોતાંજ પેલા શોકાતુર પુરૂષની ચિંતામાં વધારો થઈ ગયો. તેણે ઉંડથી નિશ્વાસ મુકયો. છેવટે કર્મની સ્થિતિનું અવલંબન કરી શોકમાંથી મુક્ત થઈ એ પુરૂષ પોતાના આસન ઉપર બેઠો.

વાંચનાર, આ પ્રસંગ ઉપરથી તારા જાણવામાં થોડું ઘણું આવ્યું હશે, તથાપિ તું તદ્દન નિઃશંક થઇ આ વૃત્તાંતનું સ્વરૂપ સમજી શકે તેમ નથી. તેથી તેનું ઉદ્દ્ઘાટન કરવાની જરૂર છે. જે આ મંડપનું વર્ણન કરવામાં આવ્યું, તે કાંપિલ્યપુરના રાજા દ્રુપદે પોતાની પુત્રી દ્રૌપદીને માટે સ્વયંવરનો મંડપ રચેલો છે. રાજા દ્રુપદે એવી પ્રતિજ્ઞા કરી છે કે, "ભારતવર્ષનો જે કોઈ પુરૂષ રાધાવેધ કરી શકે, તેને હું મારી પુત્રી દ્રૌપદીને પરણાવીશ" એ પ્રતિજ્ઞાને લઇને તેણે કાંપિલ્યપુરની બાહેર આ મહાન્ મંડપ રચાવેલો છે. તે મંડપની વચ્ચે સુવર્ણના સ્તંભનું જે વર્ણન કર્યું. તે રાધાવેધ-

નું સ્થાન છે. આ પ્રસંગે તેણે ભારતના સર્વ નૃપતિઓને નોતર્યા છે. તેમાં ખાસ કરીને હસ્તિનાપુરપતિ પાંડુ રાજાની પાસે એક દૂત મોકલ્યો હતો. અને તેને પાંચે પાંડવો તથા રાજકુમારોની સાથે આવવાનું આમંત્રણ આપ્યું હતું. આ ઉપરથી પ્રતાપિ પાંડુરાજા મોટા રસાલા સાથે હસ્તિનાપુરથી આવ્યો હતો. ભીષ્મ, ધૃતરાષ્ટ્ર વિગેરે વૃદ્ધો અને કુંતી તથા માદ્રી વગેરે રાણીઓને પાંડુરાજાએ પોતાની સાથે લીધાં હતાં. ધૃતરાષ્ટ્રે પણ પોતાના સો પુત્રોને અને સ્ત્રીઓને સાથે લીધી હતી. પાંડુની આ મોટી સ્વારી ગર્જના કરતા હાથી, ઘોડા, અને યોદ્ધાઓની સાથે ચાલતી જ્યારે કાંપિલ્યપુરની નજીક આવી ત્યારે દ્રુપદ રાજાએ ઘણી ધામધુમથી તેનું સામૈયું કર્યું હતું. રસ્તામાં પણ જ્યાંજ્યાં એ સ્વારી આવતી, ત્યાં રહેલા અંડીઆ રાજાઓ તેનો ભારે સત્કાર કરતા હતા. અને ઉત્તમ પ્રકારની ભેટો અર્પણ કરતા હતા. જ્યારે પાડુરાજા દ્રુપદ રાજાની રાજધાની કાંપિલ્યપુરની નજીક આવ્યો એટલે તેણે મોટા ઉત્સાહથી તેનું સામૈયું કરી પોતે સામો ગયો હતો, અને બંને રાજાઓ ઘણા પ્રેમથી ભેટ્યા હતા.

આજે રાધાવેધના સ્વયંવરનો દિવસ હતો અનેક દેશના રાજાઓ આવી એ મહામંડપમાં હાજર થયા હતા. જ્યારે પાંડુરાજા પોતાના પાંચ પાંડવોને લઇ તે મંડપમાં આવ્યો, તે વખતે દિવ્ય પોશાકમાં દબદબા સાથે આવેલા પાંચે પાંડવોને જોઈ રાજા દ્રુપદને પોતે કરેલા રાધાવેધના પણને માટે

ચિંતા થઈ પડી હતી. જે પુરૂષ મંડપવચ્ચે શોકાતુર થયો હતો તે દ્રુપદ રાજા હતો. જ્યારે પાંચે પાંડવો તેના જોવામાં આવ્યા, ત્યારે તેને રાધાવેધની વિષમ પ્રતિજ્ઞા થઇ પડી હતી. કારણ કે, તેને ચિંતવ્યું હતું કે, 'જો મેં આવી વિષમ પ્રતિજ્ઞા ન કરી હોત તો હું મારી પુત્રી દ્રૌપદી આ પાંડવોને આપત' આ મહાચિંતામાં રાજા દ્રુપદ મગ્ન થઈ ગયો હતો અને તેથીજ તે શોકાતુર બન્યો હતો.

મંડપમા સર્વ રાજસમાજ ભરાઈ રહ્યા પછી જે સુંદર બાળા આવી હતી, તેજ દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદી હતી, 'રાધાવેધ કરી મને કયો પતિ પ્રાપ્ત થશે,' એ વિચારમાં રાજબાળા મગ્ન થઇ રહી હતી.

જ્યારે તે રાજપુત્રી દ્રૌપદી સ્વયંવરમંડપમાં આવી ત્યારે દ્રુપદરાજાનો પુત્ર **ધૃષ્ટદ્યુમ્ન** કે જે દ્રૌપદીનો બંધુ થાય તે ઉંચા હાથ કરીને બોલ્યો—"સભાજનો, આપ સર્વ સાવધાન થઈને મારૂં વચન સાંભળો. જે કોઇ ક્ષત્રિયવીર આ દિવ્ય ધનુષ્યને ચડાવી રાધાવેધ કરશે તેને આ મારી બ્હેન દ્રૌપદી વરશે." એટલું કહી ધૃષ્ટદ્યુમ્ન પોતાને આસને બેઠો એટલે સર્વ રાજાઓ વિવિધ પ્રકારની ચેષ્ટાઓ કરવા લાગ્યા. મનોહરા દ્રૌપદીની દૃષ્ટિ તે સમયે પાંડુરાજાના પાંચે પુત્રોની ઉપર પડી. તેમનું અદ્‌ભુત રૂપ અને મનોહર આકૃતિ જોઇ રાજબાળા મોહિત થઇ ગઇ. એટલામાં પિતાની પ્રતિજ્ઞા સ્મરણમાં આવવાથી તેણીનું ધૈર્ય ઠગી ગયું. શિબિકામાંથી

નીચે ઉતરી ગજેંદ્રના જેવી રમણીય ગતિથી ચાલતી એ ચતુરાને જોઈ સર્વ રાજાઓ મદનાતુર થઈ ગયા. અને તે સ્ત્રીરત્નની પ્રાપ્તિ કરવા માટે દિવ્ય ધનુષ્ય ઉઠાવવા લાગ્યા. જે જે રાજા તે દિવ્યધનુષ્ય ઉઠાવવા આવતો, તેને પ્રતિહારિણી તેના કુળ–વંશના ચરિત્ર ઉપરથી ઓળખાવતી હતી. પ્રથમ હસ્તિશીર્ષનગરનો રાજા **દમદંત** ધનુષ્ય ઉઠાવવા ઉઠયો. તે સમયે છીંક થવાથી તે પાછો જઈ પોતાના આસન ઉપર બેઠો. તેને પ્રતિહારિણીએ હસતા હસતા ઓળખાવ્યો. તે પછી મથુરાપુરીનો રાજા ધનુષ્ય લેવા આવ્યો. તેની તો બધાએ હાસ્યથી અવજ્ઞા કરી એટલે તે પોતાના મંચક ઉપર જઈને બેઠો. તે પછી વિરાટદેશનો રાજા ઉઠયો. પણ તે તો સ્તબ્ધ બનીને ચાલ્યો ગયો. ત્યારબાદ નંદીપુરનો રાજા શલ્ય ગર્જના કરતો આવ્યો. પણ તે તો દિવ્ય ધનુષ્યના દૂરથી દર્શન કરી ચાલ્યો ગયો. આ વખતે જરાસંધનો પુત્ર સહદેવ ઉભો થયો. તે ધનુષ્યની પાસે આવી ક્ષણવાર વિચાર કરી પાછો હઠી ગયો. તે પછી ચેદીદેશનો રાજા શિશુપાળ દોડતો દોડતો આવ્યો, પણ તેનો ઉદ્યોગ નિષ્ફળ થવાથી તે પાછો ચાલ્યો ગયો. આ વખતે ગર્વી દુર્યોધને પ્રેરણા કરી એટલે તેનો મિત્ર કર્ણ ધનુષ્ય ચડાવવાની અભિલાષા કરતો ધનુષ્યની પાસે આવ્યો. કર્ણને જોતાંજ રાજપુત્રી દ્રૌપદી શ્યામમુખા થઇ ગઇ, તેણીએ હૃદયમાં ચિંતવ્યું કે, “આ કર્ણ સારથિનો પુત્ર છે. અને તેમ છતાં તે ધનુર્ધારીઓમા અગ્રેસર સંભળાય છે. જો કદિ તે રાધાવેધ કરશે, તો મારે શું કરવું ? તેવા નીચ કુળના પુરૂષની સાથે મારો વિવાહ થાય તે યોગ્ય નથી.” આવું વિચારી તેણીએ હૃદયમાં કુળદેવતાની

પ્રાર્થના કરી કે, " હે કુળદેવતા, કોઈ રાજપુત્ર શિવાય મારો અન્ય ભર્તા ન થાય, તેવો અનુગ્રહ કરો. " દ્રૌપદીની આવી ચિંતા જાણી પ્રતિહારિણી બોલી—" રાજપુત્રી, ચિંતા કરશો નહીં. એ કર્ણ રાધાવેધની ક્રિયા જાણતો નથી. પ્રતિહારિણીનાં આ વચનો સાભળી દ્રૌપદીને જરા આશ્વાસન મળ્યું.

પછી બીજા કેટલાએક રાજાઓ નિષ્ફળ થયા પછી માની દુર્યોધન રાધાવેધ કરવાને સજ્જ થયો. જ્યારે તે ધનુષ્યની પાસે આવ્યો, ત્યારે તેની માતા ગાધારી અતિ હર્ષિત થઈ પછી જ્યારે તે નિષ્ફળ થયો એટલે ગાંધારી વિલખી થઇ ગઈ.

ભગદત્ત, અશ્વત્થામા, ભૂરિશ્રવા, શૈલ્ય, જયદ્રથ મહાસેન અને મારૂદત્ત વગેરે રાજાઓ રાધાવેધનો મહાવિદ્યાને જાણતા ન હતા. તેથી તેઓ રાધા પુતળીને જોતાં ઉભાજ રહ્યાં. તે સર્વ રાજાઓનું વર્ણન કર્યા પછી પ્રતિહારિણી પાંડવોને ઉદ્દેશીને બોલી–સખી; જો, આ કુરૂવંશના અલંકારરૂપ, શૂરવીર છતાં સદ્ગુણી અને જાણે શાંતરસની પ્રત્યક્ષ મૂર્ત્તિ હોય, એવા આ પાડુના જ્યેષ્ટપુત્ર યુધિષ્ટર બેઠા છે, તેની બાજુએ જે ભવ્યાકૃતિ બેઠેલો છે, તે તેનો નાનો ભાઈ **ભીમ** છે તે ઘણો પરાક્રમી અને પવિત્ર હૃદયનો છે. તેનો નાનો ભાંઈ અર્જુન તેની પાસે બેઠેલો છે. વર્ત્તમાનકાળે એના જેવો આખી પૃથ્વીમાં કોઈ ધર્નુવિદ્યામાં નિપુણ નથી. તેનું અમોઘ બાણુ કદિપણ લક્ષ ચુકતું નથી. વળી એણે એવી તો ગુરૂસેવા કરી છે કે તેને વશ થઇને ગુરૂએ એમને રાધાવેધનો અભ્યાસ પણ કરાવ્યો

છે. પ્રિય સખી, જો; એ મહાવીર અર્જુન આ વખતે રાધાવેધ કરવાને તૈયાર પણ થયો છે. મને ખાત્રી છે કે એ જરૂર રાધાવેધ કરશે. પ્રતિહારિણીના આ વચન દ્રૌપદીને કર્ણામૃતરૂપ થઇ પડ્યા. તે રાજબાળા હૃદયમાં અતિશય આનંદ પામી ગઈ. એટલામાં તો વીરઅર્જુન બદ્ધપરિકર થઈ રાધાવેધ કરવા ધનુષ્યની પાસે આવ્યો. અર્જુનને તૈયાર થયેલો જોઈ કોઇ આનંદપૂર્વક જોઇ રહ્યા, કોઈ વિસ્મય પામ્યા, કોઇ ક્રોધયુક્ત થયા અને કોઈ ઉદાસી થઈ રહ્યા. વીરરસમૂર્તિ અર્જુને ધનુષ્યની પ્રાર્થના કરી, "પ્રદક્ષિણા દઇ અને જ્યેષ્ઠ બંધુની આજ્ઞા લઈ ધનુષ્ય ઉઠાવ્યું. આ વખતે પરાક્રમી ભીમ જાણે ચોકી કરતો હોય તેમ હાથમાં ગદા લઇ અર્જુનની આસપાસ ફરવા લાગ્યો. કુંતી પુત્રને સજ્જ થયેલો જોઈ હૃદયમાં આનંદ પામવા લાગી અને ઈર્ષ્યાળુ ગાંધારી હૃદયમાં પરિતાપ ધારવા લાગી. ધનંજયનું સુંદર સ્વરૂપ જોઈ દ્રૌપદી મોહિત થઈ પોતાની મનઃકામના પૂર્ણ કરવા હૃદયમાં કુળદેવીની પ્રાર્થના કરવા લાગી. એવામાં અર્જુને ર દિવ્ય ધનુષ્યને ધારણ કર્યું. પાંડુ, ધૃતરાષ્ટ્ર, અને ભીષ્મ વગેરેની દૃષ્ટિ ઉત્સુક થઇ અર્જુન ઉપર પડી. બીજા સર્વ સભ્યો પણ વિજયની આશા રાખી અર્જુન તરફ એકી નજરે જોવા લાગ્યા. આકાશમાં વૈમાનિક દેવતાઓ અને દેવીઓ પણ અર્જુન તરફ પોતાની દિવ્યદૃષ્ટિ પ્રસારવા લાગ્યા. ત્યાં આવેલી વિમાનોની શ્રેણી જાણે પુષ્પવાડી ખીલી હોય, તેમ

દેખાવા લાગી. વીર અર્જુન હાથમાં ધનુષ્ય લઈ રાધાવેધના સ્તંભની પાસે આવ્યો. તે સ્તંભ નીચે એક તેલનો કુંડ કરેલો હતો. **તેમાં રાધા નામની પુતળીનું પ્રતિબિંબ ઉપરથી પડતું હતું. મહાવીર અર્જુન તે પ્રતિબિંબને ડાબી આંખે જોતો હતો.** મુખ નીચું રાખી હાથમાં ધનુષ્ય બાણ રાખી પછી તેણે સાવધાન થઈ ઉપરના નિશાન તરફ બાણની યોજના કરી. સર્વ સભાસદોના હજારો નેત્રો અર્જુનની ઉપર લક્ષ થયા. એટલામા દ્રૌપદીના કટાક્ષ, કુંતીની પ્રસન્નતા અને પાડુરાજાનો આનંદ એ સર્વની સાથે અર્જુને ધનુષ્યનું આકર્ષણ કર્યું. તે વખતે બાણનો જે ધ્વનિ થયો. તેણે આખા વિશ્વને શબ્દાદ્વૈત કરી દીધું. પૃથ્વી ડોલાયમાન થઈ. દિગ્ગજો ત્રાસ પામ્યા અને વિશ્વ બધિર થઇ ગયું. એવામાં સર્વ પ્રતિપક્ષી રાજાઓના હૃદય સાથે અર્જુને રાધાના વામચક્ષુને ભેદી નાંખ્યું. સર્વત્ર જય શબ્દો પ્રસરી ગયા. અને દેવતાઓએ અર્જુનની ઉપર પુષ્પ વૃષ્ટિ કરી. તે વખતે પાંડુ અને કુંતીને એટલો આનંદ થયો કે, જે બ્રહ્માંડમાં પણ શમાઈ શક્યો નહીં. અને પાંડવોની કીર્ત્તિ ત્રણ ભુવનમાં પ્રસરી ગઈ. પ્રસન્નહૃદયા પાંચાલી પ્રીતિમય બની ગઈ. તેણીએ હૃદયમાં ચિંતવ્યું કે, ' રાધાવેધ કરનાર " અર્જુન છે, તથાપિ હું પાંચે પાડવોની પત્ની થાઉં તો વધારે સારૂં. " આવી ઇચ્છા કરી, પરંતુ લોકનિંદાની શંકા કરતી દ્રૌપદીએ એક અર્જુનના કંઠમાં વરમાળા આરોપિત કરી. એકજ મા-

ળાના પ્રભાવથી પાંચે પાંડવોના ગળામાં એકેક માળા આરો
પિત દેખાઇ. દ્રૌપદી સંભ્રાંત થઇ ગઇ. તે વખતે આકાશમાં
અદૃશ્ય વાણી પ્રગટ થઇ કે " હે રાજકન્યા, તેં ઘણું
**સારૂં કર્યું. એ વાતમાં કોઇ શંકા કરશે નહીં. તું
પાંચ પુરૂષોની પત્ની થયા છતાં શુદ્ધ પતિવ્રતા કહે-
વાઇશ."**

રાજા દ્રુપદ શંકિત થયો. તેણે મનમાં વિચાર્યું કે, " એક પુત્રી પાંચ પાંડવોને કેમ અપાય ? એમ કરવાથી જગતમાં હું ઉપહાસ્યનો પાત્ર થઇશ."

રાજા દ્રુપદ તો ચિંતાજ કરતો રહ્યો અને સર્વ સભ્ય જનોએ અર્જુનના વીરત્વની પ્રશંસા કરવા માંડી. પ્રતિપક્ષીઓની મુખમુદ્રા ઉપર શ્યામતા પ્રસરી ગઇ. દુષ્ટમતિ દુર્યોધન ખિન્નવદન થઇ ગયો. તટસ્થ પુરૂષોના મુખથી અર્જુનની સ્તુતિના શબ્દો પ્રગટ થવા માંડ્યા. દ્રોણાચાર્ય પોતાના પ્રિય શિષ્યની ફતેહ જોઇ હૃદયમાં અત્યંત આનંદ પામ્યા. પોતાનો શ્રમ સફળ થયેલો જાણી, ગુરૂ દ્રોણાચાર્ય જીવનની સાર્થકતા માનવા લાગ્યા. રાધાવેધની મહાવિદ્યાનો પ્રભાવ સર્વ સ્થળે પ્રસરી ગયો.



# પ્રકરણ ૨૧ મું.

## દ્રૌપદી પૂર્વભવ.

અર્જુને રાધાવેધ કર્યો. સર્વસ્થળે તેની પ્રશંસા પ્રસરી ગઇ. પાંડુરાજા અને કુંતી આનંદમગ્ન થઇ ગયાં. રાજકુમારી દ્રૌપદીના મનોરથ પૂર્ણ થયા. પાંડવોનો અદ્ભુત પ્રભાવ પ્રગટ થયો પણ પાંચે પાંડવોના કંઠમાં વરમાલ આરોપિત થવાથી રાજા દ્રૌપદ ચિંતાતુર થયો. જનસમૂહમાં એ વાત નિંદાપાત્ર થશે, એવી શંકાથી દ્રૌપદ રાજાનો આનંદ અંતર્હિત થયો હતો. કેટલાએક વૃદ્ધ સભાસદોને પણ એ લોકવિરૂદ્ધ વાર્ત્તા રૂચિકર લાગતી ન હતી. એક કુલીન કન્યા પાંચ પતિઓની પત્ની થાય, એ વાત સર્વને અસંભવિત લાગતી હતી.

આ વખતે આકાશમાંથી એક મહાત્મા આવતા સર્વના જોવામાં આવ્યા. ક્ષણવારમાં તો તે નીચે ઉતરી ઉભા રહ્યા. તેમના શરીર ઉપર સંયમનું તેજ પ્રકાશી રહ્યું હતું. તેઓ શમદમ વગેરેથી યુક્ત હતા. તેમના સંયમી શરીરની કાંતિથી દિશાઓ પ્રકાશિત થઇ રહી હતી. તેમને જોતાંજ સર્વના જાણવામાં આવ્યું કે, ' આ મહામુનિ ચારણ શ્રમણ છે.' તેમને આવેલા જાણી દ્રુપદ વગેરે રાજાઓ ઉભા થયા. અને [illegible] ઉંચા સિંહાસનપર બેસાર્યા.

સર્વજનોએ તેમને મસ્તક નમાવી વંદના કરી. સર્વ સમાજ શાંત થયા પછી તે મહાનુભાવે દેશના આપી. તે દેશનામાંથી નીચે પ્રમાણે સાર સર્વ રાજાઓએ અંગીકાર કર્યો—

"ઉત્તમકુળમાં જન્મ, સંપત્તિઓની પ્રાપ્તિ, પરમપ્રિય સમાગમ, પરંપરાનું સુખ, અને સત્કીર્ત્તિ—એ પૂર્વના પુણ્યવૃક્ષના મધુર ફળ છે. રાજા થઈને જો ધર્મજ્ઞ ન થાય તો તેને રાજ્ય નરકને અર્થે પ્રાપ્ત થયેલું સમજવું. અને જો રાજા ધર્મજ્ઞ હોય તો તેને તેનું રાજ્ય આલોક તથા પરલોકમાં સુખને અર્થે થાય છે."

આ પ્રમાણે એ મહાનુભાવની દેશનાનો સાર ગ્રહણ કરી સર્વ નૃપતિઓ અતિ હર્ષિત થઈ ગયા. દેશના સમાપ્ત થયા પછી જનાર્દને ( વિષ્ણુએ) તે મહા મુનિને પ્રશ્ન કર્યો–"મુનિવર, આ રાજપુત્રી દ્રૌપદીને પાંચ પતિ કેમ થયા હશે ? તે કૃપા કરી કહો."

મુનિ ચારણશ્રમણ બોલ્યા—"ભદ્ર, પાંચાલીને પાચ પતિ થવાજ જોઇએ." કારણ કે, એ તેણીના પૂર્વ જન્મનું ભવિતવ્ય છે, તે સાંભળો—"પૂર્વે **ચંપા** નામની નગરીમા **સોમદેવ, સોમભૂમિ** અને **સોમદત્ત** નામે ત્રણ બ્રાહ્મણો રહેતા હતા. તેઓને અનુક્રમે **નાગશ્રી, ભૂતશ્રી** અને **યક્ષશ્રી** નામે ત્રણ સ્રીઓ હતી. તે ત્રણે ધનાઢ્ય હતા. તેમને પરસ્પર સારી પ્રીતિ હતી. તે ત્રણે હમેશાં પોતપોતાની સ્રીઓ સાથે એકને ઘેર મળીને ભોજન કરતા હતા. તેમણે કાયમને માટે

ગેરે ધર્મના ઉપકરણો લઇ તેઓ પાછા ગુરૂ પાસે આવ્યા અને તેમણે ગુરૂને સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળી ચતુર્જ્ઞાની ધર્મઘોષમુનિએ અવધિજ્ઞાનથી જાણી લીધું કે, 'એ સર્વ કર્ત્તવ્ય નાગશ્રીનું છે.' પછી ગુરૂએ તે વાત પોતાના શિષ્યોને કહી સંભળાવી. શિષ્યોએ કર્ણોપકર્ણે તે વાર્ત્તા ચલાવી. તેથી ગામમાં તેની ચર્ચા થતાં અનુક્રમે તે વાત નાગશ્રીના પતિ સોમદત્તના જાણવામા આવી. સોમદત્તે નાગશ્રીને પાપીણી ધારી પોતાના ઘરની બહેર કાઢી મુકી. તેમજ લોકોએ પણ તેણીનો ભારે તિરસ્કાર કર્યો. નાગશ્રીના શરીરમાં રોગની મહાપીડા ઉત્પન્ન થઈ. રોગિણી છતાં તે નાગશ્રીની કોઇએ સારવાર કરી નહીં. છેવટે અતિ દુઃખી થઇ તેણીએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. મૃત્યુ પામીને નાગશ્રી છઠ્ઠી નરકે ગઈ. ત્યાં અતિ વેદના ભોગવી પાછી મઘરમત્સ્યની યોનિમાં આવી. ત્યાંથી પુનઃ સાતમી નરકે ઉત્પન્ન થઈ. ત્યાંથી પુનઃ મગરમત્સ્યની યોનિમાં આવી પાછી સાતમી નરકે ગઈ. એવી રીતે તે પાપિણી સ્ત્રી બબે વાર સાતે નરકમાં ગઇ પછી પૃથ્વીકાય વગેરે પાંચે સ્થાવરમાં વારંવાર ઉત્પન્ન થઇ તેમાં વનસ્પતિકાયમાં વિશેષ વાર અવતરી. પછી અનેક પ્રકારની તિર્યંચ યોનિમાં અવતરી અને અતિવેદના ભોગવી અનંતકાળ સંસાર ભ્રમણ કરી અનુક્રમે કર્મોની લઘુતા પ્રાપ્ત કરી **ચંપક નામની નગરીમાંસાગરદત્તની સુભદ્રા** નામની સ્ત્રીના ઉદરમાંથી **શુકમાળિકા** નામે પુત્રી થઇને અવતરી. શુકમાળિકા જ્યારે પુષ્ટ વયની થઇ, ત્યારે તેણીનામાં ક-

ન્યાના સર્વ ઉત્તમ લક્ષણો પ્રગટ થયા. એજ નગરના જિનદત્ત નામના નગરશેઠની **ભદ્રા** નામની સ્ત્રીના ઉદરથી **સાગર** નામે એક પુત્ર થયો હતો. જ્યારે તે યુવાન થયો ત્યારે તેનામાં બત્રીસ લક્ષણો પ્રગટ થયા હતા.

એક વખતે જિનદત્ત શેઠે શુકમાલિકાને દીઠી. તેણીનું અદ્ભુત સૌંદર્ય જોઇ તે ચકિત થઇ ગયો. તેણે પોતાના મનમા નિશ્ચય કર્યો કે, ' મારા પુત્ર સાગરને લાયક આજ કન્યા છે. ' આવો નિશ્ચય કરી તેણે લાગવગથી તે કન્યાનું તેના પિતા સાગરદત્ત પાસે માગુ કર્યું. તે વખતે સાગરદત્તે જણાવ્યું એ કન્યા મને ઘણી પ્યારી છે, એના વિના મારાથી એક ક્ષણ પણ રહી શકાય તેમ નથી તેથી જો સાગર મારો ઘરજમાઈ થઇ રહે તો એની સાથે હું એ મારી પુત્રીને પરણાવું." નગરશેઠ જિનદત્તે તે વિષે પોતાના પુત્રની સંમતિ લીધી, પુત્ર કંઈ બોલ્યો નહીં પણ તેના મનનો આશય જિનદત્તના જાણવામાં આવ્યો. પછી તેણે સાગરદત્તની પાસે તે વાત કરી. એ પ્રમાણે ઠરાવ થયા પછી શુભ દિવસે સાગર અને શુકમાલિકા બંનેનો વિવાહ થયો, રાત્રે વધુવર સાગરદત્તના ઘરમાં પલંગપર સૂતાં. પરંતુ પૂર્વકર્મને અનુસારે શુકમાલિકાના અંગનો સ્પર્શ સાગરને અંગારા જેવો લાગ્યો. કેટલોએક વખત ગયા પછી શુકમાલિકા નિદ્રાધીન થઇ ગઈ. ત્યારે સાગર શય્યામાંથી ઉઠી પોતાને ઘેર ચાલ્યો ગયો. જેવામાં શુકમાલિકા જાગ્રત થઈ જુવે છે તો શય્યામા પોતાનો સ્વામી

જોવામાં આવ્યો નહીં. તેણીએ દુઃખ પામી રૂદન કરવા માં-ડયું. તે સાંભળી તેની માતા અને દાસીઓ જાગી ઉઠી. તેમ-ણે તે વાત સાંભળી શુકમાલિકાને ધીરજ આપી—"બ્હેન રૂદન કરીશ નહીં. પ્રાતઃકાળે તારો પતિ તને પાછો લાવી આ-પશું." પછી તેની માતા સુભદ્રાએ તે વાત સાગરદત્તને કહી. પ્રાતઃકાળે સાગરદત્ત જિનદત્તને ઘેર ગયો. તેણે જિનદત્તને કહ્યું, "તમારો પુત્ર છાની રીતે નાશી આવ્યો તેનું શું કારણ? આ પ્રમાણે કરવું તે યોગ્ય ન કહેવાય" જિનદત્તે પોતાના પુત્ર સાગરને ઠપકો આપવા માંડયો, એટલે સાગર બોલ્યો— "પિતાજી, હું કદિ પણ ત્યાં જવાનો નથી. ત્યાં જવા કરતા અગ્નિમાં બળી મરવું તે વધારે સારૂં છે." આટલું કહી તેણે શુકમાલિકાના અંગના દાહની વાત જણાવી.

સાગરદત્તે ઘેર આવી પોતાની પુત્રીને કહ્યું, "પુત્રી, સાગર તારે વિષે વિરક્ત થઈ ગયો છે. હવે તે કોઈ કાળે માનવાનો નથી; માટે હવે તારે વાસ્તે કોઈ બીજા પતિને શોધીશ અને તેની સાથે તને પુનઃ વિવાહિત કરીશ." આ પ્રમાણે સાગરદત્તે પોતાની પુત્રીને સમજાવી શાંત કરી.

એક દિવસે એક તરૂણ અને પુષ્ટ શરીરવાળો મલિન પુરૂષ સાગરદત્તની નજરે પડયો. સાગરદત્ત તેને ઘેર તેડી લાવ્યો. તેને સ્નાન કરાવી ઉત્તમ વસ્ત્રો પહેરાવીને કહ્યું કે, 'આ મારી પુત્રી હું તારી સાથે પરણાવું છું, માટે તું તેને પર-ણી અહીં મારે ઘેર રહી આનંદ ભોગવ. આ મારી સર્વ

સંપતિનો માલેક પણ તુંજ છે,' આ પ્રમાણે કહી પ્રસન્ન થયેલા તે પુરૂષની સાથે શુકમાલિકાને પરણાવી. પછી તેને ઘેરજમાઇ કરીને રાખ્યો. રાત્રે જ્યારે વરવધૂ અંતઃપુરમાં સુવાને ગયા, ત્યારે સાગરની જેમ તે પુરૂષને શુકમાલિકાના અંગનો સંગ અંગારાના જેવો લાગ્યો. તેવોજ તે પોતાનો પ્રથમનો વેષ પહેરી ત્યાંથી નાશી ગયો, તે વખતે શુકમાલિકા પૂર્વની પેઠે રોવા લાગી. આ વખતે તેણીના પિતાએ આવી કહ્યું, "પુત્રી, વારંવાર આમ થયા કરે છે, તે ઉપરથી જણાય છે કે, તારા પૂર્વકર્મનો વિપરીત વિપાક છે. હવે તારે પતિની આશા મુકી દેવી જોઇએ અને દાનપુણ્ય તથા ધર્માચરણ કરવામાં પ્રવૃત્ત થવું જોઇએ." પિતાના આ વચનો શુકમાલિકાને રૂચિકર લાગ્યા. તત્કાળ તેણીએ પોતાની મનોવૃત્તિ શુભકર્મ કરવામાં જોડી દીધી. અને તે મન, વચન અને કાયાના યોગથી શુભકર્મ કરવા લાગી.

એક દિવસે ગોપાલિકા નામે કેટલીએક સાધ્વીઓ તે નગરમાં આવી ચડી. ધર્મવતી શુકમાલિકાએ પ્રીતિથી અશન પાનવડે તેઓની સેવા કરી. પવિત્ર સાધ્વીઓએ તેને ધર્મનો ઉપદેશ કર્યો. સાધ્વીઓના ધર્મોપદેશથી શુકમાલિકા ધર્મપરાયણ થઇ. તે ચોથ, છઠ તથા આઠમ વગેરે વિવિધ પ્રકારના તપ કરવા લાગી. છેવટે તે સાધ્વીઓની સાથે વિહાર કરી ચાલી નીકળી. માર્ગમા આવતાં શુકમાલિકાએ સાધ્વીઓને કહ્યું કે, મારે સૂર્ય તરફ દ્રષ્ટિ કરી આતાપના કરવાની છે. સાધ્વીઓએ તેને કહ્યું કે, " તે આતાપના વસતિની બાહેર થાય

છે, માટે તે સ્ત્રીજાતિને યોગ્ય નથી." સાધ્વીઓનાં આવાં વચન સાંભળી શુકુમાલિકાએ તે આતાપના કરવાને વનમાં ગઇ. જેવામાં એ મહા તપસ્યાનો સમારંભ કરતી હતી, તેવામાં એક પાંચ પુરૂષોએ સેવેલી ગણિકા તેના જોવામાં આવી. તે એક પુરૂષના ઉત્સંગમાં બેઠી, બીજાના ઉત્સંગમાં તેનાં ચરણ હતા, ત્રીજો પુરૂષ તેણીને અલંકાર પહેરાવતો હતો, ચોથો પુરૂષ તેણીની પર છત્ર ધરી ઉભો રહ્યો હતો. અને પાંચમો પુરૂષ તેને પંખો નાંખતો હતો. જેની ભોગની ઈચ્છા પૂર્ણ થઈ નથી, એવી શુકમાલિકા આ વારાંગનાનો વિલાસ જોઈ મોહિત થઈ ગઈ. તેજ વખતે તેણીએ નિદાન કર્યું કે, "**હું જે તપ કરૂં છું, તેના પ્રભાવથી મને પાંચ ભર્ત્તાર પ્રાપ્ત થાઓ**" આવું નિદાન કરી શુકમાલિકાએ આતાપના તપ કરવા માંડયો. તે એકાકિની અબળા આઠ માસ સુધી સંલેખના વ્રત કરતી કરતી અચાનક કાળધર્મને પામી ગઇ. અને સૌધર્મનામે દેવલોકમાં નવપલ્યોપમ આયુષ્યવાળી દેવી થઈ. હે જનાર્દન, તે શુકમાલિકાજ આ દ્રૌપદી થઇને અવતરેલી છે. તેથી તેને આ ભવે પાંચ પતિઓનો યોગ થયેલો છે. પ્રાચીન નિદાનના યોગથી તેણીને પાંચ પતિઓની પ્રાપ્તિ થાય તેમાં શું આશ્ચર્ય ?" આટલું કહી તે મુનિ ત્યાંથી આકાશમાર્ગે ચાલ્યા ગયા. સર્વ સભ્યજનો આ વૃત્તાંત સાંભળી આશ્ચર્ય પામી ગયા.

પ્રિય વાંચનાર, આ પ્રસંગ તારી મનોવૃત્તિમાં સ્થાપિત કરી તેનો વિચાર કરજે. પૂર્વકર્મની સત્તા કેવી પ્રબળ છે ?

એને કરેલા કર્મ કદિપણ ભોગવ્યા વિના વિનષ્ટ થતા નથી, તે ખ્યાલમાં રાખજે. દરેક પ્રાણી કરેલા પાપાચરણનું કટુફળ મેળવે છે. નાગશ્રીએ કપટથી કડવી તુંબડીનુ શાક મુનિને આપ્યું, તેથી તેણીને તેનું કટુફળ ભોગવવું પડયું હતું. કોઈપણ પ્રાણી તરફ એવી હલકી વૃત્તિ રાખવી એ મહાપાપ છે. સ્વાત્માને પરમાત્મામાં ભેદ રાખવો એ પાપબુદ્ધિ છે. બીજાને નાશ કરવાના અથવા હાનિ કરવાના જે ઉપાય યોજવામાં આવે તે પોતાનેજ ભોગવવા પડે છે. ઉત્તમ આત્માએ કદિ પણ એવા કુકર્મ કરવા ન જોઇએ. પરહિતમાં આત્મહિત રહેલું છે, એ વાત શાસ્ત્રસિદ્ધ છે અને તેને માન આપી વર્ત્તવું એજ ઉત્તમ મનુષ્યનો ધર્મ છે. અન્યનું અશુભ ચિંતવનાર અને તેમાં તન, મન અને ધનથી ભાગ લેનાર અનેક મનુષ્યો વેદનાના ભોક્તા બન્યા છે અને બને છે. તે ઉપર આ પ્રસંગે નાગશ્રીનુ પૂર્ણ દ્રષ્ટાંત છે.

આ પ્રકરણ ઉપરથી બીજી એક વાત પણ શિક્ષણ લેવા યોગ્ય છે. તે એ છે કે, કોઇ પણ પુણ્ય કર્મ સકામ બુદ્ધિથી કરવું નહીં. નિષ્કામ વૃત્તિથી કરવું. સકામ બુદ્ધિએ કરેલું શુભકર્મ બંધરૂપ થઈ પડે છે. શુકમાલિકા પવિત્ર સાધ્વીઓના સંગમાં રહી ધર્મધારિણી બની હતી અને આતાપના જેવો ઉગ્ર તપ કરવાને તે સમર્થ થઇ હતી. પણ તેણીએ પાંચ પુરૂષોએ સેવેલી ગણિકાને જોઈ સકામબુદ્ધિ કરી, અને તેવું નઠારૂં નિયાણું બાંધ્યું, આથી તે ઉત્તમ તપસ્યાનું શુભ ફળ મેળવી શકી નહીં. દ્રૌપદીના ભવમાં તેણીને પાંચ પુરૂષોની પત્ની થવું

પડયું. આ ઉપરથી સમજવાનું છે કે, કોઈ પણ ધાર્મિક કાર્ય સકામબુદ્ધિથી કરવું ન જોઇએ. જે કીર્તિદાન કરનાર છે, તેઓના કરતાં શુભદાનના કર્ત્તાઓ ઉત્તમ ફળ મેળવી શકે છે. "જો મને પુત્ર થાય તો હું પ્રભુની અમુક પ્રકારની ભક્તિ કરીશ. અથવા જો મને વ્યાપારમાં લાભ મળે તો તેમાંથી અમુક દ્રવ્ય વાપરી દેવપૂજા કરીશ" આવી ધારણા કરી શુભકર્મ કરનારાઓ પોતાના શુભકર્મનું ફળ ગુમાવે છે. પ્રભુભક્તિ કરવામાં કે ગુરૂસેવા કરવામા સ્વાર્થબુદ્ધિ રાખનારા સકામી ભક્તો પોતાનું પુણ્ય નષ્ટ કરે છે અને ક્ષુદ્ર ફળ મેળવી અનેક પ્રકારના કર્મના બંધ બાધે છે. તેથી કોઈ પણ ભવિજીવે કામનાની ધારણા કરી કાંઇ પણ શુભ કરવાનું નથી. પણ આ અનંત સંસારમાંથી મુક્ત થવાની ઈચ્છા રાખીનેજ તે કૃત્ય કરવાનું છે. તે વિષે પંચ પતિઓની પત્ની થયેલી દ્રૌપદીનું દષ્ટાંત પરિપૂર્ણ છે. સર્વ ભવિ આત્માઓએ એ દષ્ટાંત હૃદયમાં સ્થાપિત કરી પ્રવર્ત્તવું જોઇએ.



## પ્રકરણ ૨૨ મું.

### નારદોપદેશ.

હસ્તિનાપુરમાં પાંડુ રાજાના દરબારમાં આનંદોત્સવ થઈ રહ્યો હતો. મહાવીર અર્જુન રાધાવેધ કરી દ્રૌપદીને પરણી પોતાની રાજધાનીમાં લાવ્યો હતો. દ્રુપદ રાજાએ વિવાહોત્સ-

વમાં મહાન્ ધનનો વ્યય કર્યો હતો. તે પ્રસંગે હસ્તિનાપુરનું બધું રાજકુટુંબ સારૂં સન્માન પામ્યું હતું. દ્રૌપદીના મંગલિક દાયજામાં દ્રુપદરાજાએ મોટી ઉદારતા દર્શાવી હતી.

પાંડવોની જાનમાં કેટલાએક છત્રપતિ રાજાઓ આવ્યા હતા. અને તેમણે ઉમંગથી તેમાં સારો ભાગ લીધો હતો.

પાંડવોની મોટી જાન ઠાઠમાઠથી હસ્તિનાપુરમા આવી હતી. પાંડુરાજાએ સ્વજન મંડળ તથા રાજમંડળની સાથે નગર પ્રવેશ કર્યો હતો. તે પ્રસંગે સુંદર હસ્તિનાપુરને ઘણું શણગારવામાં આવ્યું હતું. ચૌટે અને શેરીએ શેરીએ ધ્વજા, પતાકા અને તોરણોની શ્રેણી બાધવામાં આવી હતી. વાજીંત્રોના નાદથી ગગન અને આકાશ ગાજી રહ્યાં હતાં.

જાનમાં આવેલા રાજાઓને પાંડુરાજાએ સારો સત્કાર કરી પોતાની રાજધાનીમાં રોકયા હતા, તેઓને કેટલાએક દિવસ સુધી રાખી પછી યોગ્ય સત્કાર કરી સર્વને અતિ આદરથી વિદાય કર્યા હતા. એક કૃષ્ણ શિવાય બધા રાજાઓ પાંડુની રજા લઈ પોતપોતાની રાજધાનીમાં ચાલ્યા ગયા હતા.

દ્વારકાપતિ કૃષ્ણને પાંડુરાજાએ આગ્રહ કરી રોકયા હતા. કૃષ્ણ તરફ પાંચે પાંડવો પૂજ્ય બુદ્ધિ રાખતા હતા. કૃષ્ણની સાથે તેઓ મૈત્રીથી પણ વર્ત્તતા હતા. ઉદ્યાનમાં, જળાશયમાં અને બીજા વિહાર કરતા સ્થાનોમાં કૃષ્ણને સાથે લઈ પાંચે પાંડવો વિવિધ પ્રકારની ક્રીડા કરતા હતા, તેમાં સર્વથી અર્જુન અને કૃષ્ણની વચ્ચે ગાઢ મૈત્રી થઈ હતી.

એક વખતે પાંચે પાંડવો કૃષ્ણની સાથે એકાંતે બેશી વિવિધ પ્રકારની ધાર્મિક ગોષ્ટી કરતા હતા. કૃષ્ણ તેમને ઉપદેશવાણી સંભળાવી પરમ આનંદ પમાડતા હતા. તેવામાં આકાશમાર્ગે નારદમુનિ આવી ચડ્યા. નેત્રને આનંદ આપનારી એ મહામુનિની મૂર્ત્તિ જોઈ સર્વ આનંદ પામી ગયા. તેમને જોતાંજ કૃષ્ણ અને પાંડવો બેઠા થયા. અને મુનિને યોગ્ય સન્માન કરી આસન ઉપર બેસાડ્યા. પરસ્પર કુશળશાતા પૂછયા પછી વિદ્વાન્ નારદ મધુર વાણીથી નીચે પ્રમાણે બોલ્યા— વીરપુત્રો, તમારા વિવાહરૂપ મંગળને સાંભળી મને અતિ આનંદ પ્રાપ્ત થયો છે. તથાપિ તમને મારે એક ઉપદેશવાર્ત્તા કહેવાની છે, તે તમે સાવધાન થઈને સાભળો— "આ સંસારમાં સ્ત્રીનો મોહ વિષમ છે. રમણીના મોહમાં મગ્ન થઈ અનેક પુરૂષો અધમ દશાને પામેલા છે. મહિલા એ શત્રુરૂપ મેઘને ઉલ્લાસ કરનારી વર્ષાઋતુ છે. બંધુઓના સ્નેહરૂપી વૃક્ષને દહન કરવાને દાવાનળની જ્વાળા જેવી છે, અને સંબંધીઓના અંતઃકરણરૂપ સરિતાના પ્રવાહને તોડનારી ટેકરી છે. એવી સ્ત્રીજાતિમા પુરૂષે અતિ આસક્તિ રાખવી ન જોઈએ. પુરૂષને પરાધીન કરનારી કાંતા આખા કુટુંબનો સંહાર કરવામાં કારણભૂત થાય છે. તે વિષે એક પૂર્વની કથા પ્રખ્યાત છે, તે એક ચિત્તે સાવધાન થઈને સાંભળો.

આ ભરતખંડમાં રત્નપુર નામે એક નગર છે. તે નગર ઘણું સમૃદ્ધિવાળું છે. તેમાં એક શ્રીષેણ નામે રાજા થયો હતો. તે ન્યાયી અને પરાક્રમી હતો. તેને અભિનિંદિતા

અને શિખિનંદિતા નામે બે રાણીઓ હતી. તેઓમાં અભિનંદિતાને ચંદ્ર અને સૂર્યના જેવા બે તેજસ્વી પુત્રો થયા. તેઓમાં જ્યેષ્ટ કુમારનું નામ ઇંદુષેણ અને બીજા કુમારનું નામ બિંદુષેણ હતું. તેઓ બંને અભ્યાસ કરીને સારા વિદ્વાન્ થયા. જ્યારે તેઓ યૌવનવયને પ્રાપ્ત થયા, એટલે શ્રીષેણ રાજાએ કોઈ સુંદર રાજકુમારીઓની સાથે તેમનો વિવાહ કર્યો. તે નગરમાં **અનંગસેના** નામે એક વેશ્યા રહેતી હતી. એ વારાંગના પોતાના અનુપમ સૌંદર્યથી તરૂણ પુરૂષોના હૃદયને આકર્ષતી હતી. એ સુંદર વેશ્યાની ઉપર શ્રીષેણ રાજાના બંને પુત્રો આસક્ત થયા. એક સ્ત્રી ઉપર બંનેનો રાગ હોવાથી તેઓના હૃદયમાં પરસ્પર દ્વેષ ઉત્પન્ન થયો અને તેથી તેઓ હંમેશાં અન્યોન્ય કલહ કરવા લાગ્યા.

આ વાત રાજા શ્રીષેણના જાણવામાં આવી એટલે એક વખતે રાજાએ બંને પુત્રોને બોલાવીને કહ્યું—“ વત્સો, નિંદ્ય કુળને ઉચિત એવું તમે આ શું કરવા માડયું છે ? એક અધમ વેશ્યાને માટે તમે બંને સહોદર બંધુઓ કલહ કરો એ કાંઈ સારૂં ન કહેવાય. વારાંગનાઓ થોડા લાભને માટે એકને મુકી બીજાનું સેવન કરે છે. તેને વિષે આવી પ્રીતિ કરવી તે શું તમારાં જેવા કુલીન કુમારોને યોગ્ય છે ? તે વેશ્યાના હૃદયમાં કદિ પણ પ્રેમ હોતો નથી. તે કોઇ પણ પુરૂષ ઉપર આર્દ્ર થતી નથી. તે હમેશાં મરૂદેશની ભૂમિની જેમ કોરી રહે છે. એવી અધમ સ્ત્રી જાતિ ઉપર કયો બુદ્ધિ-

માન્ પુરૂષ રક્ત થાય ? દારિદ્રરૂપ જેના પુષ્પ છે અને નરકાદિ જેના ફળ છે એવા દુર્વ્યસનરૂપ વૃક્ષનું મૂલ વેશ્યા છે. માટે તમારે એ દુરાચારનો ત્યાગ કરવો જોઈએ." રાજા શ્રીષેણે પોતાના બંને પુત્રોને આવો બોધ કર્યો, તે છતાં તેઓ સમજ્યા નહીં અને પરસ્પર યુદ્ધ કરવાને તૈયાર થયા. "આ બંને ભાઇઓ વેશ્યાના રાગરૂપી મહાગ્નિમાં ભસ્મ થઈ મરી જશે, એ મારાથી શી રીતે જોવાય" આવું વિચારી રાજા શ્રીષેણ અતિ તીવ્ર ઝેર ખાઇને મૃત્યુ પામી ગયો. પોતાના પતિના આવા અચાનક આત્મઘાતથી અતિ શોક કરતી તેની રાણીઓ પણ પતિની પાછળ મૃત્યુ પામી ગઇ. છેવટે એ બંને દુરાચારી ભાઇઓ વેશ્યાને માટે પરસ્પર લડીલડીને મરણને શરણે થયા. હે પાંડવો, એવી રીતે એક સ્ત્રીને માટે પાચ જીવોનો સંહાર થઇ ગયો માટે કોઇપણ પુરૂષે સ્ત્રીને વાસ્તે કોઇપણ જાતનો દ્વેષ કરવો નહિં. અંગના સર્વ પ્રકારના અનર્થનું મૂળ છે. તમે પાંચે ભાઇઓ એક સ્ત્રીમાં રમો છો, એ વાત કલ્યાણકારી નથી અને તે માટેજ હું તમને બોધ દેવાને સત્વર અહિં આવ્યો છું. દ્રૌપદીના પૂર્વકર્મના યોગથી જગત્માં ન બને તેવો યોગ તમારા ઘરમાં બન્યો છે. હવે જો તમે તમારૂં કલ્યાણ ઇચ્છતા હો તો હું જે પ્રમાણે કહું, તે પ્રમાણે તમારે ચાલવું. "જે વખતે તમારામાંથી કોઇએક દ્રૌપદીના અંતઃકરણમાં હોય તે વખતે કોઇપણ કામ માટે બીજાએ ત્યાં જવું નહિં. આ સરતનો જે કોઇ ભંગ કરે તેણે બાર વર્ષ વનવાસ કરવો."

નારદના આવો હિતકારી ઉપદેશ સાંભળી પાંડવો હૃદયમાં ખુશી થયા. તે વખતે કૃષ્ણે પાંડવોનું હિત કરવાને તે વાતને અનુમોદન આપ્યું. એટલે પાંચે પાંડવોએ તે મુનિની વાણીનો અંગીકાર કર્યો. નારદમુનિ તેથી પ્રસન્ન થઈ પાંડવોને આશીવાદ આપી આકાશમાર્ગે ચાલ્યા ગયા. તે પછી કૃષ્ણ કેટલાએક દિવસ સુધી હસ્તિનાપુરમાં રહી પાંડુરાજાની રજા લઈ દ્વારકા તરફ વિદાય થયા હતા.

પ્રેમી વાચકવૃંદ, આ લઘુ પ્રકરણમાંથી નારદનો ઉપદેષ ગ્રહણ કરવા જેવો છે. સ્ત્રીજાતિને માટે નારદે જે કથન કહેલું છે, તે યથાર્થ છે, સ્ત્રીજાતિની ઉગ્રતા બંને તરફ બળવાન્ છે. જો તે કેળવણી પામી વિદેષી બને તો તે પિતૃકુળ તથા શ્વસુર કુળ, ઉભય કુળનો ઉદ્ધાર કરનારી થાય છે. પ્રાચીન પતિવ્રતા સતીઓએ ભારતવર્ષ ઉપર જે કીર્ત્તિ ગજાવી છે, તે અવર્ણનીય છે. તેજ સ્ત્રીજાતિ જો કેળવણી વગરની અજ્ઞાન અવસ્થામાં રહે છે તો તે દુરાચારને સેવનારી અને ઉભયકુળને કલંકિત કરનારી થઈ પડે છે. એવીજ સ્ત્રીજાતિના રાગમાં રક્ત થયેલા પુરૂષો નીચ કૃત્ય કરનારા, દુરાચારને સેવનારા અને પાપબુદ્ધિ ધરનારા થાય છે. તેને માટે નારદ મુનિએ આપેલું શ્રીષેણ રાજા અને તેના બંને પુત્રોનું દષ્ટાત મનન કરવા યોગ્ય છે. એ દષ્ટાંત ઉપરથી તો જણાય છે અને સમજાય છે કે, ગમે તેવા સ્નેહી, સહોદર હોય પણ જો એક રામામાં આસક્ત થયા હોય તો પરિણામે તેમનો ઘાત થયા વિના રહેતો નથી.

નારદે આ ઉપદેશ પાંડવોને તેમના હિતની ખાતર આપ્યો હતો. જો કે પાંચે પાંડવો કેળવાએલા અને સદ્દગુણી છે. તેમજ તેમની સ્ત્રી દ્રૌપદી કેળવણી પામેલી કુલીન કાંતા છે, તથાપિ સ્ત્રી પ્રકૃતિમાં ઘણી સાવધાન રાખવાની જરૂર હોવાથી નારદે કરેલી સૂચના ખરેખર ઉપયોગી હતી. નારદનાં ઉપદેશ વચનો દરેક ભવિઆત્માને મનન કરવાને યોગ્ય છે. નારદની નિર્મળ વાણીમાં જે શિક્ષણ રહેલું છે, તે સંસારી જીવને તેના જીવનમા અતિ ઉપયોગી છે. સ્ત્રીજાતિ જેવી ઉત્તમ છે, તેવીજ તે કનિષ્ટ છે. તેની ઉત્તમતા અને કનિષ્ટતા કેળવણી ઉપર આધાર રાખે છે. પાંચે પાંડવો એકજ પત્નીના પતિ થયા, એ વ્યવહાર વિરૂદ્ધ વાર્ત્તા છે. એવા પ્રસંગમાં જો ઉભય પક્ષમાં કેળવણી કે સદ્દગુણનો અભાવ હોય તો તેમાંથી વિપરીત પરિણામ આવવાનો સંભવ છે. આવો દીર્ઘ વિચાર કરીનેજ પાંડવોના હિતેચ્છુ નારદે ત્યાં આવીને ઉપદેશ આપ્યો હતો. દ્રૌપદીના પ્રસંગમાં કેવી રીતે વર્ત્તવું જોઇએ ? એ પણ સૂચના નારદના મુખમાંથી નીકળી હતી. અને તે સૂચના ખરેખરી પાંડવોને હિતકારી હતી. એ સૂચના પ્રમાણે જો પાંડવોનું પ્રવર્ત્તન ન થાય તો તેમાંથી મહાન્ હાનિ થવાનો સંભવ છે. કારણ કે, અંગના એ સર્વ અનર્થનું મૂળ છે. આ જગત્માં જે જે અનર્થો બનેલા છે, બને છે અને બનવાના છે, તે બધાનું મૂળ કારણ સ્ત્રીજ જોવામાં આવશે. તેથી દરેક ગૃહસ્થ મનુષ્યે આ નારદના ઉપદેશને વિષે પૂર્ણ ધ્યાન આપવાનું છે.

# પ્રકરણ ૨૩ મું.

## અર્જુન તીર્થયાત્રા.

એક તરૂણ પુરૂષ જંગલમાં ફરતો હતો. વિવિધ પ્રકારના વૃક્ષો, લતાઓ અને કુંજોની રમણીયતા જોઈ તેનું નયનયુગળ પ્રસન્ન થતું હતું. પક્ષીઓના સ્વરમાધુર્યથી તેના શ્રવણ તૃપ્ત થતા હતા. પુષ્પિત વૃક્ષોનો સુગંધ તેની ઘ્રાણેંદ્રિયને સુખ આપતો હતો, અને શીત, મંદ અને સુગંધિ પવન તેની સ્પર્શેન્દ્રિયને આનંદિત કરતો હતો, અને શીત, મંદ અને સુગંધિ પવન તેની સ્પર્શેન્દ્રિયને આનંદિત કરતો હતો. આમ સર્વ સુખકારી છતાં વળી કોઈ ઠેકાણે સિંહ વગેરે શિકારી પ્રાણીઓના ભયંકર શબ્દો સાંભળવામા આવતા હતા. તથાપિ તે નિર્ભય થઈ ફરતો હતો. તેનામાં પરાક્રમનો પ્રભાવ અનુપમ હતો, તેથી તેના દૃઢ હૃદયમાં જરાપણ ભય લાગતો નહીં. ફરતાં ફરતાં એક રમણીય પહાડ તેના જોવામાં આવ્યો. જાણે પૃથ્વીનો શિરોરત્ન હોય તેવો તે અદ્દભુત પર્વત જોઈ તે પર ચડવાની તેની ઇચ્છા થઈ. તે વીર પુરૂષ ગિરિરાજની કુદરતી શોભાનું અવલોકન કરતો કરતો તે ઉપર ચડયો. ઉપર ચડતાં એક સુંદર શિખર તેના જોવામાં આવ્યું. શિખરની ઉન્નતિ આકાશ સુધી પ્રસરી રહેલી હતી. શિખરની સપાટી ઉપર જતાં એક દેવવિમાન જેવું રમણીય જિનાલય તેના જોવામાં આવ્યું. જિનાલયની

દિવાલો ચંદ્રકાંત મણિઓથી પ્રકાશતી હતી, તેના કિરણો દશે દિશાઓમાં પ્રસરી રહેલા હતા. તેના દ્વાર નિલમણિઓથી મંડિત હતા. અને સર્વ સ્તંભો સુવર્ણમય હતાં. ઉપરના પ્રદેશમાં કનકમય કલશો ઝળકી રહ્યા હતા. આવું સુંદર જિનાલય જોઇ તે આસ્તિક પુરૂષે તેમાં પ્રવેશ કર્યો. જિનાલયની આસપાસ વિવિધ વૃક્ષોથી પરિપૂર્ણ એક બગીચો હતો અને તેની પાસે રત્નમય પગથીઆવાળી એક વાપિકા હતી. તે વીર પુરૂષ બગીચામા ફરી તે વાપિકામા ઉતર્યો. વાપિકાના સુદર અને સ્વચ્છ જળમા તેણે સ્નાન કર્યું. સ્નાન કરી શુદ્ધ થઈ તે જિનાલયના અંતર્દ્વારમા પેઠો. અંદર જતાં તેણે યુગાદિ પ્રભુની મનોહર પ્રતિમા અવલોકી શુદ્ધ ભાવથી પ્રતિમાને વંદના કરી તે નીચે પ્રમાણે સ્તુતિ કાવ્ય બોલ્યો—

" जय नाभिकुळक्षीरनीराकरनिशाकर ।
जयाशेषजगदुःख निदाघजळदागम " ॥ १ ॥

" નાભિ રાજાના કુળ રૂપી ક્ષીરસમુદ્રમા ચંદ્ર સમાન અને જગત્‌ના સમગ્ર દુઃખરૂપ ગ્રીષ્મકાળમા વર્ષાઋતુ સમાન એવા હે પ્રભુ, તમે જય પામો. " ૧

આ પ્રમાણે સ્તુતિ કરી પ્રદક્ષિણા કરી તે મુસાફર બાહેર આવ્યો.

વાંચનારને આ વીર પુરૂષને ઓળખવાની ઇચ્છા થઇ હશે. એ વીર પુરૂષ તે પ્રતાપી પાંડુકુમાર અર્જુન હતો.

અર્જુને રાધાવેધ કરી ચાર બંધુઓ સાથે ઘણી ધામધુમથી દ્રૌપદીને પરણી પોતાની રાજધાનીમાં આણ્યો હતો. ઘણાં આનંદથી દ્રૌપદીની સાથે પાચે પાંડવો વિલાસસુખ ભોગવતા હતા. નારદ ઉપદેશ પ્રમાણે મર્યાદાથી દરેક બંધુ દ્રૌપદીની પાસે જતા હતા. સતી દ્રૌપદી પોતાના નિયમથી વર્ત્તતી અને અનુક્રમે પાંચે પાંડવોને વારા ફરતી અંતઃપુરમાં બોલાવતી હતી. તે સદ્ગુણી સતી પાંચે પતિને અનુકૂળ રહેતી અને સર્વની સાથે સમભાવે વર્ત્તતી હતી. કેટલોક સમય ગયા પછી તેણીને પાચે પાંડવોથી એક એક પુત્ર થયો હતો. પવિત્ર પાંચાલી પાંચ પુત્રવતી થઈ ગૃહસ્થાવાસનું ઉત્તમ સુખ મેળવતી હતી. તેણીના પાચે પુત્રોના જુદા જુદા નામ પાડયાં હતાં, તથાપિ સામાન્ય રીતે લોકો તેમને પાંચાલના નામથી ઓળખતા હતા. એ તેજસ્વી બાળકો લોકપાલના જેવા દેખાતા હતા.

એક વખતે શરદ્ઋતુનો પ્રવેશ થયો. આકાશ અને જળાશયો નિર્મળતાથી શોભવા લાગ્યા. ક્ષેત્રભૂમિ ધાન્યસંપન્ન થઇ પાંડવોના સૌભાગ્યની જેમ ખીલી રહી હતી. તે મનોહર ઋતુમાં પાંચે પાંડવો વિવિધ પ્રકારની ક્રીડાઓ કરી અનુપમ આનંદ અનુભવતા હતા.

એક સમયે શરદ્ઋતુની શોભા જોઈ પોતાના રાજમેહેલમાં વિશ્રાંત થયેલા અર્જુનને કોઇ અનુચરે ખબર આપ્યા

કે, દક્ષિણ દિશામાંથી આવેલા ચોર લોકો શહેરની ગાયોને હરી ગયા. અને તેનો કોળાહળ આખા નગરમાં થઈ રહ્યો છે. આ વાત સાંભળતાંજ દયાળુ અર્જુનને હૃદયમાં ક્રોધનો આવેશ ઉત્પન્ન થઈ આવ્યો. તત્કાળ તે પોતાના વિદ્યાગુરૂની પાસે આવ્યો. તેને ગુરૂની સમક્ષ પ્રતિજ્ઞા કરી કે, " **સર્વ પ્રજાના હિતને અર્થે હું નગરની સર્વ ગાયોને પાછી વાળ્યા વિના નગર પ્રવેશ કરીશ નહીં. એ કાર્ય કરતાં કદિ પ્રાણ જાય તો પણ હું પાછો હઠીશ નહીં.** " આવી પ્રતિજ્ઞા કરી તે પોતાનાં ધનુષ્ય બાણ લેવાને દ્રૌપદીના અંતઃપુરમાં ઉતાવળો ગયો. ત્યાં દ્રૌપદી ધર્મરાજાની સાથે પલંગપર સૂતા હતા. નારદની મર્યાદાનો ભંગ કરી અર્જુન અંદર ગયો. પોતાના ધનુષ્ય બાણ લઈ જે તરફ ગાયોનું હરણ થયું હતું, તે તરફ તે રથારૂઢ થઈ દોડયો, વીર અર્જુન ક્ષણવારમાં પેલા ચોર લોકોને પકડી તેમને મારથી મૃતપ્રાય કરી ગાયોને છીનવી લઈ પાછો નગર સમીપે આવ્યો. ગાયોને જોઈ ગોપલોકો અતિ આનંદ પામ્યા. અને તેમણે અર્જુનની સ્તુતિ કરી. અર્જુન નારદે કહેલી મર્યાદા ભંગ થવાથી પોતાના મેહેલમાં ગયો નહીં. બાહેર રહીને તેણે એક અનુચરને મોકલી યુધિષ્ઠિર, પાંડુ તથા કુંતી વગેરેને કહેવરાવ્યું કે–" કુરૂવંશની શુદ્ધિને માટે નારદમુનિએ કહેલી મર્યાદાનો મારાથી ભંગ થઈ ગયો છે. અને એથી બાર વર્ષ સુધી તીર્થાટન કરવાને જવું એવી શિક્ષા પણ એ મુનિએ ઠરાવી છે; તેને માન્ય ક-

રીને હું તીર્થયાત્રા કરવા જાઉં છું. મુનિના વચનને યથાર્થ કરવું એ મારો ધર્મ છે, માટે મને તીર્થાટન કરવાની આજ્ઞા આપો. અને મારા હૃદયમાં રહેલા તમારા ચરણકમળ મારા સર્વ પ્રવાસને વિષે વિઘ્નોને દૂર કરનારા થાય, એવો અનુગ્રહ કરો. ”

અનુચરના મુખથી આ વચનો સાંભળી પાંડુ વગેરે સર્વ પરિવાર નગરની બાહેર જ્યાં અર્જુન ઉભો હતો, ત્યાં આવ્યો. પુત્રવત્સલ પાંડુરાજા અર્જુનનો હાથ ઝાલી ખિન્નવદને બોલ્યા—“ વત્સ, તેં પ્રજાની ગાયો પાછી વાળી—એ કૃત્ય ઘણું સારૂં કર્યું. આપણા ક્ષત્રિઓને એવું કૃત્ય હંમેશાં કરવું જોઈએ. પરંતુ આ સમયે તીર્થયાત્રા કરવા જવું એ તને યોગ્ય નથી. કારણકે, તારી વય હજુ નાની છે, જો કે નારદમુનિની આજ્ઞાનો તારાથી ભંગ થયો છે ખરો, તોપણ તે પરોપકાર અર્થે હોવાથી કોઇ પ્રકારે તેમાં બાધ થવાનો સંભવ નથી. ”

કુંતીએ પુત્રપ્રેમમાં મગ્ન થઇ કહ્યું, “ પુત્ર આ તારા પિતા કહે છે તે યથાર્થ છે. આ તારો સમય તીર્થયાત્રાનો નથી. પુત્ર યોગ્ય વયમાં આવ્યા પછી તેનો પિતા રાજ્યભાર તેની ઉપર મુકી તીર્થયાત્રા કરવા નીકળે એવો આપણા કૌરવવંશનો રીવાજ છે. માટે તુ અહીં રહે અને તારા પિતાને તીર્થાટન કરવા જવા દે. તારા જવાથી અમે અને આ તારા બંધુઓ અને દ્રૌપદી શોકાતુર થઈશું ” યુધિષ્ઠિરે કહ્યું, “ ભાઇ અર્જુન, આ વડિલો જે કહે છે, તે તારે માન્ય કરવું

જોઈએ. જે પુત્ર વડિલના વચનનું ઉલ્લંઘન કરી પોતાના કાર્યનો આરંભ કરે છે, તે કાર્ય નિર્વિઘ્ને થતું નથી. વળી તેં જે મર્યાદાનો ભંગ કર્યો છે, તે પ્રજાના કાર્ય માટે કર્યો છે, પ્રજાનું રક્ષણ કરવું, એ આપણો ધર્મ છે. અને તે ધર્મ કરતાં કાંઈ પણ દોષ થઇ જાય તો તે દોષ ગણાતો નથી. તે પછી પવિત્ર હૃદયવાળા ભીમે પણ અર્જુનને કેટલાંએક સૌભ્રાત્રને દર્શાવનારા વચનો કહ્યાં હતા.

સ્વજનોના આ વચનો સાંભળી અર્જુન ધૈર્યથી બોલ્યો—" પૂજ્ય વડિલો અને સ્વજનો, આ વખતે આપ સર્વને આવા પ્રેમ દર્શાવનારા વચનો કહેવા ન જોઇએ. હું જે કાંઇ કરૂં છું, તે મારા કર્ત્તવ્યને અનુસરીને કરૂં છું. જ્યારે મારા જેવો એક ક્ષત્રિય કુમાર પ્રતિજ્ઞાનો ભંગ કરી તે પ્રમાણે વર્ત્તે નહીં તો પછી બીજા સામાન્ય મનુષ્યો શી રીતે વર્ત્તે ? દરેક બાળ, યુવાન કે વૃદ્ધ ક્ષત્રિયનો ધર્મ છે કે, તેણે કદિ પણ પ્રતિજ્ઞાનો ભંગ કરવો નહીં. માટે આપ સર્વને મારી તરફના પ્રેમને લઇને આવાં અધીર વચનો બોલવાં ન જોઇએ. મારા શુદ્ધ કર્ત્તવ્યની આડે આવવું, તે આપને ઘટતું નથી. મારી એ પ્રતિજ્ઞા પૂર્ણજ થવી જોઈએ. માટે તમે કૃપા કરી રોકવાનો ઉપાય ન કરતાં મને તીર્થાટન કરવાની આજ્ઞા આપો; જેથી મારી ઈચ્છા પૂર્ણ થાય અને નારદ મુનિનું વચન પણ સત્ય થાય. "



"વિદેશની નવીન કળા અને લક્ષ્મી સંપાદન કરી વહેલા પધારજો."

( પૃ૰ ૨૬૧ )

નહીં. બધા મૌન ધરીને બેશી રહ્યા. છેવટે ધર્મવીર યુધિષ્ટિરે અર્જુનનું આ કૃત્ય યોગ્ય જાણીને આજ્ઞા આપી. પછી અર્જુન બધા કુટુંબિઓની આજ્ઞા લઈ માતાપિતાના ચરણમા વંદના કરી ચાલી નીકળ્યો હતો. ચાલતી વખતે તે દઢપ્રતિજ્ઞ મહાવીર પોતાની પ્રિયા દ્રૌપદીને મળ્યો હતો. સતી દ્રૌપદીએ અર્જુનના વિયોગને માટે પોતાના હૃદયનો શોક પ્રદર્શિત કર્યો હતો. ધર્મવીર ધનંજયે પોતાની પ્રિયાને કેટલાંએક પ્રેમનાં વચનો કહી સમજાવી શાંત કરી હતી. પતિપ્રાણા દ્રૌપદીએ અર્જુનની દઢતા જોઈ મંદસ્વરે જણાવ્યું–" પ્રાણનાથ, આપ જાણો છો કે, પવિત્ર પ્રેમનું સ્વરૂપ દિવ્ય છે. પ્રેમી પ્રિયાને પ્રિયતમનું મળવું, એ સુખની સીમા છે. અને પ્રિયતમનો વિયોગ એ દુ:ખની સીમા છે. આપના વિયોગથી મારા હૃદયમાં જે ભાવ ઉત્પન્ન થયો છે, તે કથન કર્યા કરતાં આપને સ્વત: નિવેદન થશે. પરંતુ આપનો કર્ત્તવ્ય તરફ દઢ નિશ્ચય જોઈને મારાથી બીલકુલ ના કહેવાતી નથી. તેથી હું આપને પ્રસન્નતાથી રજા આપું છું અને "આપનો પ્રવાસ સુખકારી થાઓ " એવી અંતરની આશીષ આપું છું. આ પ્રસંગે આપને એટલી વિનંતી કરવાની છે કે, આ દાસીને કદિ પણ ભુલી જશો નહીં. તેને આપના મનોમંદિરમાં સદા સ્થાન આપજો. અને **વિદેશની નવીન કળા અને લક્ષ્મી સંપાદન કરી વેહેલા પધારજો.** "

દ્રૌપદીનાં આ વચનો સાંભળી હૃદયમાં પ્રસન્ન થએલો

અર્જુન ત્યાથી ચાલી નીકળ્યો હતો તે આજે આ રમણીય ગિરિના જિનાલયમા આવી ચડ્યો છે એ મહાવીર વાપિકામા સ્નાન કરી જિનાલયમા પ્રવેશ કરી આદિશ્વરપ્રભુની સ્તુતિ કરી બાહેર નીકળી આગળ ચાલ્યો થોડે દૂર જતા એક મર વાને તૈયાર થયેલો પુરૂષ અને તેની પાસે ઉભી ઉભી આજીજી કરી મનાવતી એક સ્ત્રી તે બને અર્જુનના જોવામા આવ્યા ધર્મવીર અર્જુન એ દંપતીની પાસે ગયો દયાળુ અર્જુન તે પુરૂષ પ્રત્યે બોલ્યો—“ ભદ્ર, તુ કોણુ છે ? આ સ્ત્રી કોની છે? આવુ નિર્ગુણી પુરૂષના જેવુ કૃત્ય કેમ કરે છે ? આ દુર્લભ માનવજીવનનો ત્યાગ શા માટે કરવો પડે છે ? આ વાત પ્રગટ કરવામા કાઈ અડચણ ન હોય તો મને કહે મારાથી બનતો પ્રયત્ન કરી હુ તને દુ ખમાથી મુક્ત કરીશ ”

અર્જુનની ભવ્ય આકૃતિ અને પરાક્રમી મુદ્રા જોઈ તે પુરૂષ વિનયપૂર્વક બોલ્યો—“ ભદ્ર, આપની મુખમુદ્રા સૂચવી આપે છે કે, આપ કોઈ પરોપકારી પુરૂષ છો આપથી ગુપ્ત રાખવા યોગ્ય કાઈ છેજ નહી જ્યારે આપના જેવા પરદુ ખ ભંજન પુરૂષની આગળ ગુપ્ત વાત રાખીએ તો પછી કોની પાસે દુ ખની વાત પ્રગટ કરવી ? આપની આગળ મારા દુ ખની વાર્તા કહેવામા મને શંકા આવે છે કારણ કે, આપ પણ દુ ખી હો, એમ દેખાઓ છો આપનો આ પ્રવાસ કોઈ દુ ખને લઇને થયેલો હોય, એમ જણાય છે દુ ખી માણસને વિશેષ દુ ખી કરવા એ મને યોગ્ય લાગતુ નથી ”

અર્જુન ઉંચે સ્વરે બોલ્યો—" ભદ્ર, એવી શંકા કરીશ નહીં. હું કુરૂવંશનો પુરૂષ છું. આખા જગતની રક્ષા કરવા માટેજ કુરૂવંશે નિયમ લીધો છે. પ્રાણાર્પણ કરીને પણ શરણાગતની રક્ષા કરવી એ અમારો કુળધર્મ છે. આવો નિશ્ચય કરી તું મારી આગળ સાચે સાચું કહી આપ. હું તારા દુઃખનો અંત આણીશ એ વાત નિઃસંશય જાણજે."

અર્જુનનાં આવાં આશ્વાસન ભરેલાં વચનો સાંભળી તે પુરૂષ પ્રતીતિ લાવી બોલ્યો—"ક્ષત્રિયમણિ! ત્યારે મારી હકીકત સાંભળો—આ ચૈત્યની દક્ષિણ દિશા તરફ **રત્નપુર** નામે નગર છે. ત્યાં **ચંદ્રાવતંસ** નામે એક રાજા થઇ ગયો છે. તે રાજાને **કનકસુંદરી** નામે પટરાણી હતી, તેમનો **મણિચુડ** નામે હું પુત્ર છું. મારે **પ્રભાવતી** નામે એક બ્હેન છે. જ્યારે હું યોગ્ય વયનો થયો, ત્યારે મારા સુજ્ઞ માતાપિતાએ મને વિદ્યાકળા શીખવાને ગુરૂને ઘેર મુકયો હતો. અલ્પ સમયમાં ગુરૂ પાસેથી સંપૂર્ણ વિદ્યાકળા શીખી ગયો. યૌવનવયમાં આવતાં મારાં પિતાએ **ચંદ્રાપિડ** રાજાની પુત્રી **ચંદ્રાનના** સાથે મારો વિવાહ કર્યો. અને મારી બ્હેન પ્રભાવતીને હિરણ્યપુરના રાજા **હેમાંગદ**ની સાથે પરણાવી, મારા પિતાએ પણ અમારા કુળપરંપરાની વિદ્યા મને શીખવી. અને મને સર્વગુણસંપન્ન બનાવ્યો. પછી કેટલોક સમય વીત્યા પછી મારા પિતા ચંદ્રાવતંસે સ્વર્ગવાસ કર્યો, ત્યારપછી મારા રાજ્યના અનુભવી મંત્રીઓએ વિચાર કરી મને રાજ્યાસન ઉપર બેસાર્યો. હું મારા

પિતાને પગલે ચાલી નીતિથી રાજ્ય કરતો હતો, તેવામાં **વિદ્યુત્વેગ** નામનો એક મારો પિત્રાઇ ભાઈ વિદ્યાધરોનું મોટું સૈન્ય એકઠું કરી મારી ઉપર ચડી આવ્યો. તેની સાથે મારે ભારે યુદ્ધ થયું. છેવટે એ બળવાન્ વિદ્યુત્વેગે મને હરાવ્યો. અને મારૂં રાજપાટ ખુંચી લઈ મને નગરની બાહેર કાઢી મુકયો. હું ઘણો દુ:ખી થઈ આ જંગલમાં નાશી આવ્યો છું. પછવાડે આ મારી સ્રી ચંદ્રાનના પણ અહીં આવી પહોંચી છે. રાજ્યથી ભ્રષ્ટ થતાં મને ઘણું દુ:ખ લાગ્યું, તેથી હું આત્મઘાત કરવાને તૈયાર થયો છું, અને આ મારી પવિત્ર સ્રી મને તેમ કરતા અટકાવે છે. જેનું સર્વસ્વ વિનષ્ટ થઇ ગયેલું છે એવો હું આ જગતમાં જીવન ધારવાને ઇચ્છતો નથી. ”

તે પુરૂષનાં આવાં વચન સાંભળી અર્જુન બોલ્યો-“વિદ્યાધર, આવો વિપરીત ઉદ્યોગ છોડી દે. આત્મહત્યા કરવામાં દોશિત થવાય છે. જીવતો માણુસ પુનઃ ભદ્ર મેળવી શકે છે. હું પાંડુનો મધ્યમ પુત્ર અર્જુન છું. હું તને આ દુઃખમાંથી મુક્ત કરી સુખી કરીશ. તારી ગયેલી રાજ્યલક્ષ્મી પાછી તારે સ્વાધીન કરીશ.” અર્જુનના આવાં ધર્મયુક્ત વચનો સાંભળી મણિચૂડ પ્રસન્ન થઇને બોલ્યો-“મહાનુભાવ, તમારાથી સર્વ વાત બની શકે, એવી મને ખાત્રી થાય છે. કારણકે, તમે ધનુર્વિદ્યામાં અદ્વિતીય છો. તમારૂં યશોગાન મારા સાંભળવામાં ઘણીવાર આવ્યું છે. તથાપિ મારે તમને કહેવું જોઇએ કે અમારી જાત વિદ્યાધરની છે. અને વિદ્યાધરોની વિદ્યા લોકોત્તર

છે. તે દિવ્યવિદ્યાના પ્રભાવથી વિદ્યાધરો મનુષ્યોની કોઈ પણ વિદ્યાથી સાધ્ય થઈ શકતા નથી. જે મનુષ્યો તેમના કરતાં અધિક વિદ્યાવાન હોય, તેજ તેમને જીતી શકે છે. વિદ્યાધરો અલ્પ વિદ્યાવાળાઓથી કદિપણ જીતાતા નથી. માટે અમારા કુળક્રમની વિદ્યા મને પ્રાપ્ત થઈ છે. તેનું તમે અધ્યયન કરી લ્યો. એ વિદ્યા સાધ્ય થવાથી તમે મારા સર્વ શત્રુઓને સ્હેલાઈથી જીતી શકશો."

મણિચૂડનાં આ વચનો સાંભળી વીર અર્જુને તે વાત માન્ય કરી. પછી તેણે પોતાની સ્ત્રીને તેણીના પિતાને ઘેર મોકલાવી. વિદ્યાધરોની સર્વ વિદ્યા અર્જુનને શીખડાવી. અર્જુને હૃદયને નિશ્ચલ કરી પદ્માસન વાળી અને નાસાગ્ર દૃષ્ટિ રાખી વિદ્યામંત્રની ઊપાસના કરી. તેના વ્રતને ભંગ કરવાને કુત્યાદ નામના દેવતાએ અનેક પ્રકારના રૂપ વિકુર્વી અર્જુનને ચલિત કરવા માંડયો, તથાપિ વીર અર્જુન પોતાના નિયમથી ચલાયમાન થયો નહીં. છ માસે તેણે વિદ્યાધરની મહા વિદ્યાને સાધ્ય કરી લીધી. છેવટે વિદ્યાની અધિષ્ટાત્રી દેવીઓએ પ્રત્યક્ષ થઈને અર્જુનને કહ્યું કે, "વીરપુત્ર તારી દૃઢતા જોઈ અમે તારી ઉપર પ્રસન્ન થયેલ છીએ. ઇચ્છિત વર માગી લે." અર્જુને "જ્યારે હું તમારૂં સ્મરણ કરૂં ત્યારે તમારે મારી પાસે હાજર થવું" એવો ઇચ્છિત વર માગ્યો, તે દેવીઓ તથાસ્તુ કહી અદૃશ્ય થઈ ગઈ.

આ પ્રમાણે સર્વ વિદ્યા સાધ્ય કરી વીર અર્જુન અને

મણિચૂડ પ્રકાશિત થઈ રહ્યા હતા, તેવામાં આકાશમાંથી બે વિમાનો ઉતર્યાં. તેઓમાં બેઠેલા ગાંધર્વો નીચે ઉતરી ધનંજ્ય અને મણિચૂડને પ્રણામ કરવા લાગ્યા. પછી તેમણે સુગંધિ જળવડે તે બંનેને સ્નાન કરાવ્યું દિવ્ય ચંદનનો લેપ કરી, તેમને સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરાવ્યા પછી કોઈ છત્ર અને ચામર લઈ તેમની પાસે ઉભા રહ્યા. કેટલાએક વાદ્ય વગાડવા લાગ્યા. કોઇ ગીત ગાવા લાગ્યા અને કોઈ અનેક પ્રકારના મંગળ કાર્ય કરવા લાગ્યા વીર અર્જુન અને મણિચૂડ ગંધર્વોના આવા ઉપચારથી ( આશુ ! ) એમ સંભ્રમ પામી વિચાર કરતા હતા, એટલામા તો મણિચુડની પ્રિયા ચંદ્રાનના ત્યા આવી પહોચી. પછી મણિચુડ, ચંદ્રાનના અને અર્જુન તે વિમાનોમા બેશી વાદ્ય ગીત સાથે વિદ્યુત્‌વેગને જીતવાને વૈતાઢયગિરિ ઉપર આવ્યા. ત્યા રહેલા રત્નપુર શહેરના દરવાજા પાસે ઉભા રહી તેમણે એક સંદેશો કહી વિદ્યુત્‌વેગની પાસે એક દૂત મોકલ્યો દૂતે વિદ્યુત્‌વેગની પાસે આવી કહ્યુ,—મહાબાહુ પાડુપુત્ર અર્જુને કહેવરાવ્યું છે કે, “ મારા મિત્ર મણિચુડનું રાજ્ય જે તેં છીનવી લીધું છે, તે જો જીવવાની આશા હોય તો પાછું આપી દે. અને તુ તારે ઠેકાણે ચાલ્યો જા નહિં તો તેનું પરિણામ ખરાબ આવશે તેમ છતાં જો યુદ્ધ કરવાની ઈચ્છા હોય તો સામો આવી જા. પણ યાદ રાખજે કે, મારૂં અમોઘ બાણ પહેલેજ સપાટે તારા મસ્તકને હરી લેશે અને તે પછી તારા સંબંધીઓની ખબર લેશે. ” દૂતનાં આ વચનો સાભળતાજ વિદ્યુત્‌વેગ ક્રોધાતુર થઈ ગયો.

તેણે ગર્જના કરી દૂતને કહ્યું, " જા તારા સ્વામી અર્જુનને કહે કે, તારૂં અભિમાન મનુષ્ય ઉપર ચાલે, વિદ્યાધર ઉપર ન ચાલે. મારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરે છે, તે સુતા સિંહને જગાડવા જેવું છે. તે અર્જુન મારા ભુજા બળરૂપ ઇંધનમાં અગ્નિરૂપ થઈ જશે. " આ મારા વચનો તારા ધનંજયને સંભળાવજે. દૂતે જઈ વિદ્યુત્‌વેગના તેજ વચનો અર્જુનને સંભળાવ્યા પાંડુકુમાર કોપથી પ્રજ્વલિત થઈ મણિચુડનું સૈન્ય લઈ વિદ્યુત્‌વેગ ઉપર ચડી આવ્યો. બંનેની વચ્ચે ભયંકર યુદ્ધ થયું. વિદ્યુત્‌વેગે અર્જુનને આશ્રિત થયેલા મણિચુડના સૈન્યને એવો ત્રાસ આપ્યો કે, જેથી તે સૈન્ય દશે દિશામાં વિખરાઈ જવા લાગ્યું. અને મોટું ભંગાણ પડયું. એટલામાં અર્જુનના તીક્ષ્ણ બાણોથી વિદ્યુત્‌વેગ વીંધાવા લાગ્યો. અને તરત વીરત્વ છોડી પ્રાણની રક્ષા કરવાને તે પલાયન થઈ ગયો. વિદ્યુત્‌વેગના અનુચરો અર્જુનને શરણ થયા પછી અર્જુને મણિચુડને સાથે લઈ રત્નપુરમાં પ્રવેશ કર્યો. નગરવાસીઓએ અર્જુનનો ભારે સત્કાર કર્યો. અર્જુને મોટા ઉત્સવથી મણિચુડને રત્નપુરના રાજ્યાસન ઉપર બેસાર્યો. વડિલોપાર્જિત રાજ્યને પ્રાપ્ત કરી મણિચુડ હૃદયમાં અતિ આનંદ પામ્યો અને તે અર્જુનનો મોટો ઉપકાર માનવા લાગ્યો. અર્જુન પોતાનું કર્ત્તવ્ય પૂર્ણ કરી મણિચુડની આજ્ઞા લઇ વિમાનપર બેશી તીર્થાટન કરવા નીકળ્યો. પુનઃ અષ્ટાપદ પર્વત આવ્યો. ત્યાં રહેલા સુંદર ચૈત્યમાં આવી વાપિકામાં સ્નાન કરી આદિનાથ પ્રભુની અષ્ટપ્રકારી પૂજા કરી પછી

શુદ્ધ ભાવનાથી પ્રભુની સ્તુતિ કરી જિનાલયની રચનાનું વા રવાર અવલોકન કરી બાહેરના ભાગમાં આવ્યો ત્યાં જાણે ધર્મની મૂર્ત્તિ હોય તેવા એક મુનિને એકાંત સ્થળે ધ્યાન કરતા જોયા અર્જુન તેમને નમસ્કાર કરી પાસે બેઠો તે વખતે, તે દયાળુ મુનિ ધ્યાનમુક્ત થયા અર્જુનને પૂર્ણ અધિકારી જાણી મુનિએ ધર્મદેશના આપી દેશનામાં જણાવ્યું કે—"**જેનાથી આત્માનું કલ્યાણ થાય તે ધર્મ અને એવા ધર્મને જે જાણે છે, તે ખરેખરો વિદ્વાન્ ગણાય છે.** જેણે પૂર્વ જન્મમાં ધર્મ આરાધ્યો હોય, તેજ આ ભવમાં ધર્માનધન કરે છે હે અર્જુન, તારી ધર્મ ઉપર શ્રદ્ધા અને પ્રીતિ હોવાથી અનુક્રમે તને મોક્ષલક્ષ્મી પ્રાપ્ત થશે " મુનિની આવી ઉપદેશગિરા સાંભળી વીર અર્જુન હૃદયમાં ઘણો પ્રસન્ન થયો પછી તે મહાનુભાવને વંદના કરી વિમાનમાં બેસી આગળ ચાલ્યો રસ્તામાં જે જિનાલયો અને જિનેશ્વરો આવે તેમને નમસ્કાર કરતો અર્જુન બાર વર્ષ સુધી ફર્યો જ્યારે પોતાના નિયમનો અવધિ પૂર્ણ થયો એટલે ઘણા વખતનો પોતાના કુટુંબનો વિયોગ દૂર કરવાને તે હસ્તિનાપુર જવાને વિમાન માર્ગે ચાલ્યો

હસ્તિનાપુરથી થોડે દૂર આવતાં અર્જુને માર્ગની અન્દર કોઈનો આક્રંદ શબ્દ સાંભળ્યો પરોપકારી અર્જુન તે શબ્દ સાંભળી તેની શોધ કરવાને પોતાના કેશર નામના દૂતને મોકલ્યો ચતુરમતિ કેશર તેની તપાસ કરી પાછો

આવ્યો. અને તેણે અર્જુનને કહ્યું, “ મહાવીર, અહિં હિરણ્યપુર નામે એક નગર છે. તેમાં હેમાંગદ નામે રાજા છે. તેને **પ્રભાવતી** નામે પટરાણી છે. તે રમણી ઘણીજ સ્વરૂપવાન્ છે. તે રાણીનું પાછલી રાત્રે કોઈ હરણ કરી ચાલતો થયો. રાણીએ ‘ આર્યપુત્ર મારૂં રક્ષણ કરો’ એવો પોકાર કરવા માંડયો. તેણીનો કરૂણ સ્વર સાંભળી રાજા જાગી ઉઠયો. હાથમાં ખડ્ગ લઈ તેની પાછળ દોડયો. તેણે દુરથી ઘણા શબ્દો કર્યા તોપણ એ ચોર હાથમાં આવ્યો નહિ. રાજા નિરાશ થઇ ઉભો રહ્યો. તેણે ત્યાં રહી પોતાના સૈનિકોને બોલાવ્યા. અને હુકમ કર્યો કે, ‘ જ્યાં હોય ત્યાંથી તે ચોરને પકડી લાવો. ’ સૈનિકોએ ઘણો પ્રયાસ કર્યો, તોપણ કોઈ ઠેકાણે ચોરનો પત્તો લાગ્યો નહિ. એમ કરતાં સૂર્યના પ્રકાશમાં શોધ કરતો એ પ્રિયાવિરહી રાજા આગળ ચાલતો હતો, તેવામાં રાણીની કેશવેણીની માળાઓ અને તેમાંથી વિખરાઇ ગયેલા પુષ્પો પૃથ્વીપર પડેલા રાજાના જોવામાં આવ્યા. રાજા તેને અનુસારે અહિં આવેલો છે. પોતાની પ્રિયાનો શોધ ન લાગવાથી આક્રંદ કરતો અહિં તહીં ભમ્યા કરે છે.”

કેશરદુતની આ વાત સાંભળી અર્જુને વિચાર્યું કે, એ પ્રભાવતી તે મારા મિત્ર મણિચુડ વિદ્યાધરની બ્હેન હશે. કદિ તેની બ્હેન ન હોય ગમે તે હોય પણ મારે તેને ધર્મની બ્હેન માનવી જોઈએ. અને તેણીને દુઃખરૂપ સમુદ્રમાંથી મુક્ત કરી તેનાપતિ હેમાંગદને સુખી કરવો જોઈએ. આવું વિચારી અ-

ર્જુને કેશરને કહ્યું, "કેશર, તું એ દુઃખી રાજાની પાસે જા. અને તેને ધીરજ આપી કહે કે, "રાજા, કોઈપ્રકારે ખેદ કરશો નહી. પાંડુકુમાર અર્જુન તમારી સ્ત્રીને લાવી આપશે. અને તમારા કટ્ટા શત્રુને શિક્ષા કરશે." અર્જુનના કહેવાથી કેશર હેમાંગદ રાજા પાસે આવ્યો અને તેણે ધીરજ આપી. અર્જુને કહ્યું હતું તે બધું કહી સંભળાવ્યું. રાજા હેમાંગદને શાંત કરી કેશર અર્જુન પાસે આવ્યો પછી જે તરફ પ્રભાવતીનું હરણ થયું હતું, તે તરફ વીર અર્જુન ધનુષ્યધારી થઈ વિદ્યાધરી વિદ્યાના પ્રભાવથી આકાશમાર્ગે ચાલ્યો. અને અર્જુનના પરાક્રમને જાણનાર રાજા હેમાગદ પોતાના કાર્યની સિદ્ધિનો વિશ્વાસ રાખી ત્યાંજ ઉભો રહ્યો. એટલામાં એક ઘોડેશ્વારે આવી રાજા હેમાંગદને કહ્યું, મહારાજા આ તરફ ચાલો ત્યાં રહેલા એક ઋષિ આપને આશીર્વાદ આપે છે. આપનાં રાણી પ્રભાવતી ત્યાં પુષ્પ વીણે છે." આ ખબર સાંભળતાં રાજા ઘણો ખુશી થયો. અને તે ઋષિના આશ્રમમાં ગયો. રાજા પોતાની પ્રિયાને જોઇ હૃદયમાં આનંદિત થઇ તેણીને મળવા જતો હતો, તેવામાં કોઈ સર્પે આવી રાણીને દંશ માર્યો. રાણી પ્રભાવતી 'હે, પ્રાણનાથ, હે આર્યપુત્ર' એમ બુમ પાડતી વિષના વેગથી મૂર્છિત થઈ ગઈ અને પ્રિયાના મોહથી રાજા હેમાંગદ પણ મૂર્છિત થઇ ગયો. બંને દંપતી ભાનરહિત થઈ ભૂમિપર પડી ગયાં. તે દેખાવ જોઈ બીજા લોકો પણ અતિશય ખેદ પામી ગયા. દયાળુ લોકોએ શીતોપચાર

કર્યો, તેથી રાજા તો સાવધ થયો. પણ સર્પના ઉગ્રવિષથી આક્રાંત થયેલી પ્રભાવતી મૂર્છામાંથી મુક્ત થઇ નહીં. મહિલામા મોહિત થયેલા હેમાંગદ રાજાએ રાણીને ઉત્સંગમાં લઇ કરૂણસ્વરે એવો વિલાપ કર્યો કે જે સાંભળી વનના પશુ પક્ષિઓ પણ જાણે રૂદન કરતાં હોય, તેમ દેખાવાં લાગ્યાં. રાજાનો અતિ આક્રંદ જોઇ તેના અનુચરોએ પણ ભારે વિલાપ કર્યો. જ્યારે રાજાએ અતિ શોકને વશ થઇ વિશેષ આક્રંદ કરવા માંડ્યો, એટલે તેના ચતુર અનુચરોએ પ્રાર્થના કરી કહ્યું, "મહારાજ, ક્ષમા કરો આપના જેવા સુજ્ઞ પુરૂષને એમ કરવું યોગ્ય નથી. જેનો સંયોગ છે, તેનો અવશ્ય વિયોગ થાય છે." અનુચરોએ પોતાના મહારાજાને ઘણું ધૈર્ય આપ્યું તથાપિ રાજા હેમાંગદનો શોક શમ્યો નહિ. તેને પ્રિયાના પ્રેમને પ્રાણ આપવાનો નિશ્ચય કર્યો. પ્રિયાના વિયોગથી વિહ્વલ થયેલા રાજાએ અગ્નિમાં બળી મરવાને ચિતા સંચિત કરી. રાજાનો આવો આવેશ જોઈ રાજભક્ત અનુચરો પણ તેની સાથે દગ્ધ થવાને તૈયાર થયા. પ્રિયવિરહી રાજા પ્રિયાના શબને ઉત્સંગમાં લઈ ચિતામાં બેઠો. તેની પાસે બીજી ચિતા કરી તેના અનુચરો પણ મરવાને તૈયાર થયા. જેવામાં ચિતામા અગ્નિ સળગાવવામાં આવ્યો, ત્યાં અચાનક વીર અર્જુન પ્રભાવતીને લઇ વિમાનસહિત આકાશમાર્ગે આવી પહોંચ્યો. ચિતાગ્નિનો ધુમાડો અને લોકોનો હાહાકાર થતો સાભળી આશ્ચર્ય પામેલા અર્જુને પુછ્યું, " લોકો, આ શું છે ? રાજા અને

તેના અનુચરો ચિતાગ્નિમા શા માટે પ્રવેશ કરે છે?" લોકોએ પ્રભાવતીના સર્પ દંશની અને તેની પાછળ મરવાને તૈયાર થયેલા રાજાની સર્વ હકીકત નિવેદન કરી. તે સાંભળતાજ અર્જુને પ્રભાવતી રાણી રાજાને અર્પણ કરી અને તેને ચિતાગ્નિમાથી બાહેર કાઢયો. રાજા, પ્રભાવતીને જોઈ પ્રસન્ન થયો અને બીજા અનુચરો પણ સાનંદાશ્ચર્ય થઈ બાહેર નીકલ્યા અર્જુને જળ છાંટીને તે ચિતાગ્નિ બુજાવ્યો અને તે શબરૂપે થયેલી પ્રભાવતીની પાસે આવ્યો. તેવામાં એ કૃત્રિમ પ્રભાવતી ચિતામાથી છુટા કેશે નાશી ગઈ અને સર્વ પ્રેક્ષકો અદ્ભુત રસમા મગ્ન થઈ ગયા. રાજા હેમાગદ સત્ય પ્રભાવતીની સાથે એવો તો મગ્ન થઈ ગયો કે જાણે અમૃતના સાગરમા મગ્ન થઈ ગયો હોય? એટલામાં કેશર વિદ્યાધરે હેમાગદ રાજાને કહ્યું, "રાજેંદ્ર, તમારી પ્રભાવતી રાણીને કોઈ વિદ્યાધર હરણ કરી લઈ ગયો હતો, તેની પાસેથી છોડાવીને પાછી લાવનાર આ પાંડુપુત્ર ધનંજય છે." કેશરના આ વચનો સાંભળી રાજા હેમાંગદે કહ્યું, "વિદ્યાધર. આવું કામ એ પરોપકારી પુરૂષ વિના થવું કઠણ છે. હું ધનંજયનો મોટો આભારી થયો છું." આ પ્રમાણે કહી તે રાજા અર્જુનને ભેટી પડ્યો. અને અર્જુનને મોટા ઉંચા આસન ઉપર બેસારી પોતાની પ્રિયાનો સર્વ વૃત્તાંત પુછયો. અર્જુનની આજ્ઞાથી કેશર વિદ્યાધરે પ્રભાવતીના હરણનું સર્વ વૃત્તાત કહેવા માંડયું:–મહારાજા, વૈડૂર્યપુરના મેઘનાદ

રાજાએ તમારા મેહેલમાથી રાત્રે પ્રભાવતીનુ હરણ કર્યુ હતુ. તે રાણીને હેમકૂટ પર્વત ઉપર લઇ ગયો હતો. તે ઉપર ઈંદ્ર નામે એક ઉદ્યાન છે તેમા પ્રભાવતીને બેસારી તેણે કહ્યુ–"રાણી, અમારી પાસે મનુષ્ય એક કીડાની જાત છે તેવા કીડા રૂપ હેમાંગદ રાજાની સાથે રહેવાથી તને શુ સુખ મળવાનુ હતુ ? જો તુ મને પતિ તરીકે સ્વીકારીશ, તો તુ આ વૈડૂર્યપુરની મહારાણી થઈ પરમ સુખ પ્રાપ્ત કરીશ મારી પાસે રહેવાથી અનેક વિદ્યાધરો અને વિદ્યાધ રીઓ તારી વિવિધ પ્રકારે સેવા કરશે અને આપણ બને ઇદ્ર તથા ઇદ્રાણીની જેમ અહર્નિશ સુખવિલાસ ભોગવીશુ વળી હુ તને અમારી દિવ્ય વિદ્યાઓ શીખવીશ કે જેથી તુ આકાશગામિની વિદ્યાધરી થઇશ અને ઘણા લોકોમા પૂજ નીય થઇશ "

મેઘનાદે આવા આવા અનેક વચનો કહી તમારા રાણી પ્રભાવતીને લલચાવા માડ્યા, તો પણ એ સતી જરા પણ ડગ્યા નહી તેમણે રોષાવેશથી મેઘનાદને કહ્યુ, "પાપી, તુ આટલી બધી ચતુરાઇ શા માટે કરે છે ? આ તારા વચનો ઉપરથી જણાય છે કે, મૃત્યુ તારી સમીપ આવ્યુ છે મારા પ્રિય સ્વામી પાસે તુ કાંઇ હિસાબમાંજ નથી. તેની સાથે યુદ્ધ કરવામા ઇદ્ર પણ કાયર થઇ જાય છે. અરે પાપી, મારા સ્વામીના ખડ્ગરૂપી દીપકમા તારા જેવા કેટકો

પતંગીઆ બળીને ભસ્મ થઇ ગયેલા છે. મને ભાસે છે કે, તારી પણ તેવીજ વલે થવાની. ”

હે રાજા, આ પ્રમાણે પ્રભાવતી મેઘનાદ વિદ્યાધરને કહેતા હતા, ત્યાં મારા સ્વામી વીર અર્જુન અચાનક આવી પહોંચ્યા. તેમણે ઉંચે સ્વરે મેઘનાદને કહ્યું, “ અરે અધમ, આ પ્રભાવતી કોણ છે ? તેનો તું વિચાર કર. એ હેમાંગદ રાજાની પત્ની, મણિચૂડ વિદ્યાધરની બ્હેન અને આ ધનંજયની ધર્મભગિની છે. એ સતીને તેણીના પતિ શિવાય બીજા કોઇથી સ્પર્શ કરી શકાય તેમ નથી. આવી પવિત્ર સતીને તું હરી લાવ્યો તેનો બદલો તને મળ્યા વિના રહેશે નહીં. જો તું તેને બળાત્કારે સ્પર્શ કરીશ તો તું વિદ્યાધર છતાં વિદ્યા-રહિત થઈ જઇશ. કારણકે, એપવિત્ર સતી ઉપર તારી બીલકુલ સત્તા નથી. એ પરસ્ત્રી છે.એનાથી દૂર રહેવું સારૂં છે. ”

અર્જુનના આ વચનો સાંભળી પ્રભાવતીએ પોતાના મનમાં વિચાર્યું કે, “ આ કોઇ મારા ભાઈ મણિચૂડનો મિત્ર છે અને તેથી તે મને સહાય કરવા આવ્યો છે. ” આવું વિચારી પ્રભાવતીએ અર્જુનને કહ્યું, “ ભાઇ, તમે મારા ધર્મબંધુ છો. તમારા જેવો ધર્મબંધુ પ્રાપ્ત કરી હું મારા આત્માને ધન્ય માનું છું. તમે મને આ સંકટમાંથી મુક્ત કરવાને આવી પોહોંચ્યા, એ મારા પૂર્ણ ભાગ્ય છે. ” આટલું કહી પ્રભાવતીએ હૃદયમાં કુળદેવીઓની પ્રાર્થના કરી એટલે તે દેવીઓએ વિજય આપવાને અર્જુનના શરીરમાં પ્રવેશ

કર્યો. પછી અર્જુને મેઘનાદને તિરસ્કારનાં વચનો કહ્યાં, જેથી મેઘનાદ હાથમાં ખડ્ગ લઈ અર્જુનની સામે ચડી આવ્યો. તેને આવતો જોઈ અર્જુન પણ સામો આવ્યો. બંનેની વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. વીર અર્જુને પોતાના ખડ્ગથી મેઘનાદના બંને ખંભા તોડી પાડ્યા, તેથી તે મૂર્છિત થઈને પૃથ્વી પર પડી ગયો. તે પડ્યા પછી અર્જુનને દયા આવી. દયાળુ અર્જુને પોતાના વસ્ત્રથી તેને વાયુ નાંખી સાવધાન કર્યો. અર્જુનની આવી દયાળુવૃત્તિ જોઈ મેઘનાદે પાંડુપુત્ર અર્જુનને ઓળખી લીધો. તરત તે દીન થઈને બોલ્યો—" મહાવીર, તમને મેં ઓળખ્યા છે. આ કાળે ત્રણ લોકની રક્ષા કરવાને પાંડવોજ સમર્થ છે. તેમાં પણ તમે ધનંજય અદ્વિતીય છે. તમારી વીર કીર્તિ ભારતવર્ષમાં ચારે તરફ વિખ્યાત છે. સાક્ષાત્ યમરાજને પણ શિક્ષા કરનાર એવા તમારી આગળ હું કોણ માત્ર ? હે વીરપુત્ર, તમારાથી પરાભવ પામતાં મને ઘણો લાભ થયો છે. તમે મને પરસ્ત્રીના સંગરૂપ મહાપાપમાં પડતો બચાવ્યો છે. હું તમારો યાવજ્જીવિત આભારી થયો છું. હવેથી તમારી પાસે પ્રતિજ્ઞા લઉં છું કે, " કોઈ પણ સમયે હું પરસ્ત્રીના સંગની ઇચ્છા પણ કરનાર નથી. શીલવ્રતના ઉત્તમ ગુણને ધારણ કરી હું મારા જીવનને અંતસુધી ઉજ્વલ રાખીશ. શીલરૂપી કલ્પવૃક્ષની શીતળ છાયાનો આશ્રય કરનાર મનુષ્ય કદિ પણ દુઃખી થતો નથી. એવા પવિત્ર શીલગુણને હું મોહથી ભુલી ગયો હતો. આજે તમારા પ્રભાવથી એ દિવ્ય

પતંગીઆ બળીને ભસ્મ થઇ ગયેલા છે. મને ભાસે છે કે, તારી પણ તેવીજ વલે થવાની. ”

હે રાજા, આ પ્રમાણે પ્રભાવતી મેઘનાદ વિદ્યાધરને કહેતા હતા, ત્યા મારા સ્વામી વીર અર્જુન અચાનક આવી પહોચ્યા. તેમણે ઉંચે સ્વરે મેઘનાદને કહ્યુ, “ અરે અધમ, આ પ્રભાવતી કોણ છે ? તેનો તું વિચાર કર. એ હેમાંગદ રાજાની પત્ની, મણિચૂડ વિદ્યાધરની બ્હેન અને આ ધનંજયની ધર્મભગિની છે. એ સતીને તેણીના પતિ શિવાય બીજા કોઇથી સ્પર્શ કરી શકાય તેમ નથી. આવી પવિત્ર સતીને તું હરી લાવ્યો તેનો બદલો તને મળ્યા વિના રહેશે નહીં. જો તું તેને બળાત્કારે સ્પર્શ કરીશ તો તું વિદ્યાધર છતાં વિદ્યારહિત થઇ જઇશ. કારણકે, એપવિત્ર સતી ઉપર તારી બીલકુલ સત્તા નથી. એ પરસ્ત્રી છે.એનાથી દૂર રહેવું સારૂં છે. ”

અર્જુનના આ વચનો સાંભળી પ્રભાવતીએ પોતાના મનમાં વિચાર્યું કે, “ આ કોઇ મારા ભાઇ મણિચૂડનો મિત્ર છે અને તેથી તે મને સહાય કરવા આવ્યો છે ” આવું વિચારી પ્રભાવતીએ અર્જુનને કહ્યું, “ ભાઇ, તમે મારા ધર્મબંધુ છો. તમારા જેવો ધર્મબંધુ પ્રાપ્ત કરી હું મારા આત્માને ધન્ય માનું છું. તમે મને આ સંકટમાંથી મુક્ત કરવાને આવી પોહોંચ્યા, એ મારા પૂર્ણ ભાગ્ય છે. ” આટલું કહી પ્રભાવતીએ હૃદયમાં કુળ દેવીઓની પ્રાર્થના કરી એટલે તે દેવીઓએ વિજય આપવાને અર્જુનના શરીરમાં પ્રવેશ

કર્યો. પછી અર્જુને મેઘનાદને તિરસ્કારનાં વચનો કહ્યાં, જેથી મેઘનાદ હાથમાં ખડ્ગ લઈ અર્જુનની સામે ચડી આવ્યો. તેને આવતો જોઈ અર્જુન પણ સામો આવ્યો. બંનેની વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. વીર અર્જુને પોતાના ખડ્ગથી મેઘનાદના બંને ખંભા તોડી પાડ્યા, તેથી તે મૂર્છિત થઈને પૃથ્વી પર પડી ગયો. તે પડ્યા પછી અર્જુનને દયા આવી. દયાળુ અર્જુને પોતાના વસ્ત્રથી તેને વાયુ નાખી સાવધાન કર્યો. અર્જુનની આવી દયાળુવૃત્તિ જોઈ મેઘનાદે પાંડુપુત્ર અર્જુનને ઓળખી લીધો. તરત તે દીન થઈને બોલ્યો—" મહાવીર, તમને મેં ઓળખ્યા છે. આ કાળે ત્રણ લોકની રક્ષા કરવાને પાંડવોજ સમર્થ છે. તેમા પણ તમે ધનંજય અદ્વિતીય છે. તમારી વીર કીર્ત્તિ ભારતવર્ષમાં ચારે તરફ વિખ્યાત છે. સાક્ષાત્ યમરાજને પણ શિક્ષા કરનાર એવા તમારી આગળ હું કોણ માત્ર ? હે વીરપુત્ર, તમારાથી પરાભવ પામતાં મને ઘણો લાભ થયો છે. તમે મને પરસ્ત્રીના સંગરૂપ મહાપાપમાં પડતો બચાવ્યો છે. હું તમારો યાવજ્જીવિત આભારી થયો છું. હવેથી તમારી પાસે પ્રતિજ્ઞા લઉં છું કે, " કોઈ પણ સમયે હું પરસ્ત્રીના સંગની ઈચ્છા પણ કરનાર નથી. શીલવ્રતના ઉત્તમ ગુણને ધારણ કરી હું મારા જીવનને અંતસુધી ઉજ્વળ રાખીશ. શીલરૂપી કલ્પવૃક્ષની શીતળ છાયાનો આશ્રય કરનાર મનુષ્ય કદિ પણ દુઃખી થતો નથી. એવા પવિત્ર શીલગુણને હું મોહથી ભુલી ગયો હતો. આજે તમારા પ્રભાવથી એ દિવ્ય

ગુણ ધારણ કરવાનો મહાન્ લાભ મને પ્રાપ્ત થયો છે. મહાવીર, આ તમારી ધર્મબ્હેન પ્રભાવતીને સુખેથી લઈ જાઓ. તમે તેના પતિ હેમાંગદ રાજાની પાસે સત્વર જાઓ. કારણકે, મેં તેની પાસે પ્રતારિણી વિદ્યા મોકલી છે. તેણીએ કત્રિમ પ્રભાવતીનું રૂપ બનાવી રાજાને મોહિત કર્યો છે. જો વિલંબ થશે તો રાજા હેમાગદ પ્રાણરહિત થઈ જશે. મેઘનાદનાં આ વચનો સાભળતાજ મારા સ્વામી અર્જુન સત્ય પ્રભાવતીને લઈ વિમાનમા બેસી તમારી પાસે આવ્યા છે. મેઘનાદ શરમાઈને પોતાને સ્થાને ચાલ્યો ગયો છે. " આ પ્રમાણે કેશર પાસેથી પ્રતાવતીનો સર્વ વૃત્તાત સાભળી રાજા હેમાગદ અતિ પ્રસન્ન થયો. તે અર્જુનનો મોટો આભાર માની તેને સાથે લઈ પ્રિયાસહિત પોતાના હિરણ્યપુરમાં આવ્યો. ત્યાં ધનંજયને ઉંચા આસન ઉપર બેસારી તે નમ્રતાથી બોલ્યો—" વીર ધનંજય. તમે મારા પ્રાણદાતા છો. તમે કરેલા ઉપકારનો બદલો મારાથી કોઈ રીતે વળી શકે તેમ નથી. પરંતુ મારી એક પ્રાર્થના છે કે, ' તમે આ મારા રાજ્યને અંગીકાર કરો. હું તમારો સેવક થઈને રહું. પ્રીતિથી મેળવેલા મારા પ્રાણ તથા ભુજબળથી સંપાદન કરેલી આ રાજયલક્ષ્મીને સ્વીકારી મને કૃતાર્થ કરો. "

હેમાંગદની આવી અનુપમ કૃતજ્ઞતા જોઈ અર્જુન પસન્ન થઈને બોલ્યો—" ભદ્ર આ તમારૂં રાજ્ય સ્વર્ગ તુલ્ય હોય તો પણ મારે તેનું પ્રયોજન નથી. તમે પોતેજ સ્વસ્થ થઈને તમારા રાજ્યનું રક્ષણ કરો. "

આ પ્રમાણે અર્જુન અને હેમાંગદ વચ્ચે વાતચિત થતી હતી, તેવામાં પ્રભાવતીનો બંધુ મણિચૂડ પોતાનું સૈન્ય લઈને ત્યાં આવી પહોંચ્યો. તેઓ બધા પરસ્પર પ્રેમથી મળ્યાં. પ્રભાવતીએ પોતાના બંધુ મણિચુડની આગળ અર્જુને કરેલા મહાન્ ઉપકારનો વૃત્તાંત કહી સંભળાવ્યો. જે સાંભળી મણિચુડ પોતાના મિત્ર અર્જુનને ઉમંગથી ભેટી પડ્યો. વીર અર્જુન અને મણિચુડ કેટલાક દિવસ સુધી હેમાંગદના રાજ્યમાં સાથે રહ્યા અને તેમણે આનંદથી દિવસો નિર્ગમન કર્યા.

એક વખતે રાજા હેમાંગદ પોતાના મહેલમાં અર્જુન અને મણિચુડની સાથે વાર્તાવિનોદ કરતો હતો, તેવામાં દ્વારપાળે અર્જુનને ખબર આપ્યા કે, "કોઈ પુરૂષ હસ્તિનાપુરથી આવ્યો છે અને તે વીર ધનંજયને મળવાની ઇચ્છા રાખે છે." દ્વારપાળના આ વચનો સાંભળી અર્જુને ઉત્સુક થઈ તે પુરૂષને સત્વર પ્રવેશ કરવાની આજ્ઞા કરી. દ્વારપાળ તે પુરૂષને અર્જુનની સમીપ તેડી લાવ્યો. તે પુરૂષ સર્વને સભ્યતાથી પ્રણામ કરી બોલ્યો—"વીરમણિ, રાજકુમાર, મહારાજા પાંડુ વૃદ્ધવસ્થાએ પોહોંચ્યા છે. તેથી આપને મળવા બોલાવે છે. તમારા વિરહથી કુંતી માતા પણ રાત દિવસ નેત્રોમાંથી અશ્રુધારા પાડ્યાં કરે છે. યુધિષ્ઠિર વગેરે તમારા બંધુઓ પણ તમને મળવાને ઉત્સુક થઈ રહ્યા છે."

તે પુરૂષના આ વચનો સાંભળી વીર અર્જુન પોતાના કુટુંબને મળવાને ઉત્કંઠિત થઈ ગયો. પોતાની તીર્થાટનની

પ્રતિજ્ઞા પણ પૂર્ણ થવા આવી છે, એવુ વિચારી તે મહાત્મા હુએ તે પુરૂષને કહ્યુ, " ભદ્ર તુ આગળથી જા અને મારા આવવાના ખબર મારા માતાપિતાને તથા મારા બધુઓને નિવેદન કર શત્રુંજય તીર્થની પવિત્ર યાત્રા કરી હુ હસ્તિનાપુરમા જલદી આવુ છુ "

અર્જુનના આ વચનો સાભળી અને પોતાનું આગમન સાર્થક થએલુ જાણી તે પુરૂષ ખુશી થતા અર્જુનની આજ્ઞા લઇ વેગથી હસ્તિનાપુર તરફ રવાને થયો

પ્રતાપી અર્જુન રાજા હેમાગદની રજા લઇ પોતાના મિત્ર મણિચુડની સાથે વિમાનમા બેશી સૌરાષ્ટ્ર દેશમા આવેલા શત્રુંજય તીર્થ પ્રત્યે વિદાય થયો હતો

વાંચનાર, આ વીર અર્જુનના ચરિત્રમાથી અને તે સમયને અનુસરી વર્ણવેલા બીજા પ્રસગોમાથી યોગ્ય શિક્ષણ ગ્રહણ કરજે વીર અર્જુને પોતાની તીર્થયાત્રામા જે કાર્યો કરેલા છે, તે સર્વ ગૃહસ્થાવાસીઓએ અનુકરણ કરવા યોગ્ય છે પૂર્વકાળે રાજા અને રાજકુમાર પ્રજાપાલન કેવી રીતે કરતા હતા? તે અર્જુનના ગોરક્ષણના ચરિત્ર ઉપરથી દેખાઈ આવે છે પ્રજાની ગાયોને પાછી લાવવામા અર્જુને જે પરાક્રમ બતાવ્યું છે, તે ખરેખર મનન કરવા યોગ્ય છે

પવિત્ર પુરૂષોની સમક્ષ જે પ્રતિજ્ઞા લેવામા આવતી અને પવિત્ર પુરૂષોના મુખથી જે ઉપદેશવચનો કહેવામા આવતા તે પ્રમાણે વર્ત્તવાને પ્રાચીન આર્યપુરૂષો કેવા દૃઢ હતા? તેનું

પૂર્ણ દૃષ્ટાંત અર્જુન પોતેજ બનેલો છે. નારદમુનિએ જે નિયમ કથન કર્યો હતો, તે નિયમનો અર્જુને પરોપકાર માટે ભંગ કર્યો, તથાપિ તે વીરપુરૂષ તે પ્રતિજ્ઞા પાળવાને બાર વર્ષ વનવાસ કરવા નીકળી પડયો હતો. વડિલોએ ઘણું સમજાવ્યુ તે છતા વીર અર્જુન પોતાના નિયમને વળગી રહ્યો, એ તેના જીવનનું ઉજ્જળ ચરિત્ર છે પૂર્વકાળે એવા અનેક દૃઢપ્રતિજ્ઞ પુરૂષો આર્હત પ્રજામા ઉત્પન્ન થતા હતા જ્યારે અર્જુન તીર્થાટન કરવા તૈયાર થયો અને પોતાની પ્રિયા દ્રૌપદીની આજ્ઞા મેળવવા આવ્યો તે વખતે દ્રૌપદીએ જે પ્રેમ દર્શાવ્યો હતો, તે અદ્દભુત હતો પોતાને પતિનો દીર્ઘકાળ વિયોગ થવાનો છે, તે છતા મહાનુભાવ દ્રૌપદીએ પોતાના પતિ અર્જુનને વિદાયગિરિ વખતે જે વચનો કહ્યા હતા, તે સર્વ સુજ્ઞ શ્રાવિકાઓને સ્મરણીય છે **" સ્વામી આ દાસીને કદિપણ ભુલશો નહીં, તેને આપના મનોમંદિરમાં સદા સ્થાન આપજો."** આવા પવિત્ર પ્રેમના વચનો પૂર્વકાળે પ્રિયાના મુખમાથી પ્રગટ થતા હતા. આ શિક્ષણ દરેક આર્ય સ્રીને ગ્રહણ કરવા જેવુ છે પતિભક્તિભાવના ધારણ કરવી એ ભવિ ભામિનીનો ધર્મ છે બીજી એક વાત તે વખતે દ્રૌપદીના મુખમાથી નીકળી હતી. તે દરેક દેશાભિમાનને જાગ્રત કરનારી છે. સતી દ્રૌપદીએ અર્જુનને ચાલતી વખતે કહ્યું હતું કે, **" સ્વામી, આપ વિદેશની નવીન કળા અને નવીન લક્ષ્મી સંપાદન કરી વ્હેલા પધા-**

રજો." આર્ય સ્ત્રીના આ કેવા ઉત્તમ ઉદ્‌ગાર છે ? અને કેવું દેશાભિમાન છે ? પૂર્વકાળે દેશાટન અથવા તીર્થાટન કરવા જતાં પોતાના પતિને આર્ય સ્ત્રી નવીન કળા અને નવીન લક્ષ્મી સંપાદન કરવાની ભલામણ કરતી એ તેનો આચાર સ્વદેશ ભૂમિની ઉન્નતિ સૂચવનારો છે. વિદેશીયકળા અને લક્ષ્મી સ્વદેશમા લાવવી એ તેનો ઉત્તમ હેતુ ખરેખર પ્રશંસનીય છે. વર્ત્તમાનકાળે જે વાત આપણી સ્ત્રીઓ તદન ભુલી ગઇ છે. પૂર્વના જેવી **સ્વદેશભક્તિ જાગ્રત કરવી** એ દરેક આર્યસ્ત્રીનો મુખ્ય ધર્મ છે શાસનદેવતા તે સમયની યોગ્યતા આપણામાં પ્રાપ્ત કરે, એજ અંતરની અભિલાષા છે.

અર્જુને પોતાના તીર્થાટનના પ્રવાસમાં વિદ્યાધર મણિચૂડનો ઉપકાર કર્યો અને તેની સાથે મૈત્રી સંબંધ જોડ્યો—એ તેની ઉચ્ચ વૃત્તિ સર્વને ગ્રહણ કરવા યોગ્ય છે. પરોપકાર વૃત્તિ રાખવી એ સર્વોત્તમ વ્રત છે અને એ વ્રતના પ્રભાવથી માનવજીવનની પૂર્ણ સાર્થકતા થાય છે. પ્રાચીન મહાવીરો મૃત્યુને શરણ થયેલા છે, તથાપિ તેમના પવિત્ર નામ જે ઇતિહાસના પૃષ્ટ ઉપર આરોપિત થયેલાં છે, તેનું કારણ તેમની પરોપકારવૃત્તિજ હતી. આ નાશવંત શરીરથી જો શાશ્વત યશઃ શરીર મેળવવું હોય તો પરોપકારનું મહાવ્રત આચરવું. વીર અર્જુન એ મહાવ્રતનો ઉપાસક હતો. અને તેથીજ તેનું યશોગાન ભારતપ્રજામાં ગવાય છે. તેણે કરેલ મણિચૂડ અને તેની બ્હેન પ્રભાવતીનો મહોપકાર સર્વ

આર્યવીરોને સ્મરણીય અને અનુકરણીય છે. વાચકોએ પણ આ પ્રકરણમાંથી તેજ સાર લેવાનો છે. જો પોતાનામાં અસાધારણ શક્તિ હોય તો અન્ય આત્માને કેવી રીતે ઉપકાર થાય અને પરોપકારથી પોતાનુ જીવન શી રીતે સાર્થક થાય ? એ બાબત પૂર્ણ લક્ષ રાખી તેમાં તન, મન, અને ધનથી પ્રયત્ન કરવો જોઇએ. પૂર્વકાળે એ ગુણ આર્યપ્રજામાં સર્વોત્તમ ગણાતો હતો. અને સર્વ આર્યપ્રજા બાળથી તે વૃદ્ધ પર્યંત પરોપકાર કરવામાંજ પ્રવૃત્ત થતી હતી.

'પ્રિયવાંચક બ્હેનો, તમારે પણ આ પ્રકરણમાંથી પ્રભાવતીનું ચરિત્ર અનુકરણીય છે. મેઘનાદ વિદ્યાધરે પ્રભાવતીને ઘણી લલચાવી હતી, તથાપિ તે મહાનુભાવાએ પોતાના પતિવ્રતની દૃઢતા છોડી ન હતી. તેણીએ એટલે સુધી કહ્યું હતું કે, "**કદિ ઇંદ્ર આવે તોપણ હું મારા પ્રિયપતિના કરતાં અધિક માનતી નથી. મારા પતિની આગળ ઇંદ્ર પણ નિર્માલ્ય છે.**" આવી અસાધારણ પતિભક્તિ દરેક શ્રાવિકાએ ધારણ કરવી જોઇએ. તન, મન અને ધનથી પતિ સેવા કરવી અને પતિની પવિત્ર આજ્ઞાને માન્ય કરવી એ સતી શ્રાવિકાઓનો ધર્મ છે. પૂર્વકાળે શ્રાવક પ્રજામાં પ્રભાવતી જેવી અનેક શ્રાવિકાઓ પ્રગટ થતી હતી અને આ ભારતવર્ષ ઉપર આર્હત ધર્મધારક શ્રાવક સંસાર પ્રકાશી નીકળતો હતો.



# પ્રકરણ ૨૮ મું.

## રાજ્યાભિષેક.

હસ્તિનાપુરની અંદર આનંદોત્સવ થઈ રહ્યો છે. સમગ્ર પ્રજા રાજભક્તિના રસમા રસિક બની રસાનુભાવ કરી રહી હતી ઘેર ઘેર આબાળથી વૃદ્ધ સુધી સર્વ આનંદમગ્ન થઇ રહ્યા છે. ધ્વજા, પતાકા અને તોરણોથી સર્વ નગર અલંકૃત કરવામા આવ્યું છે. વિદેશમાથી આમંત્રિત કરેલા રાજાઓ હસ્તિનાપુરમાં આવતા જાય છે. વિવિધ પ્રકારના સંગીતો અને નાટકો થઇ રહ્યાં છે. પાડુરાજાનો રાજમેહેલ વાજિંત્રો, અને માગલ્ય ગીતોના નાદથી ગાજી રહ્યો છે. શેરીએ શેરીએ પ્રજાજનો પોતાના ગૃહદ્વાર આગળ સ્વસ્તિક કરી પૂર્ણ કુંભ આરોપિત કર્યા છે. તરૂણો અને તરૂણીઓ નવરંગિત વેષ પેહેરી વિલાસ પૂર્વક વિચરે છે. અને દરેકના મુખમાથી "પ્રતાપી પાંડવોનો વિજય થાઓ" એવા શબ્દો નીકળે છે.

વાંચનાર, આ પ્રસંગને વર્ણન ઉપરથીજ જાણી શકશે. તથાપિ તેમને વિશેષ વિચાર કરવાનો શ્રમ ન પડે તેથી તેનું સ્પષ્ટીકરણ કરવું જોઇએ.

વીર અર્જુન જ્યારે પોતાના મિત્ર હેમાંગદની રાજધાની હિરણ્યપુરમાં હતો, ત્યારે જે પુરૂષ હસ્તિનાપુરથી તેને બોલવાને આવ્યો હતો. તેને વિદાય કરી અર્જુન પાછ-

ળથી મણિચૂડને સાથે લઇ શત્રુંજય તીર્થ ઉપર આવ્યો હતો. ત્યાં અતિભક્તિથી જિનેશ્વરોને નમસ્કાર કરી અર્જુન પોતાના પ્રિય સંબંધી કૃષ્ણને મળવાને દ્વારકામાં આવ્યો હતો. અર્જુનને કૃષ્ણે ઘણા પ્રેમથી તેનું અતિથ્ય કર્યું, અને કેટલાએક દિવસ રાખી કૃષ્ણે પોતાની બ્હેન સુભદ્રાને અર્જુનની સાથે પરણાવી હતી. તે વિવાહ પ્રસંગે કૃષ્ણે હાથી, ઘોડા, રથ, મણિ અને માણિક્ય વગેરે ઉત્તમ વસ્તુઓ અર્જુનને ભેટ કરી હતી. કેટલોક વખત કૃષ્ણ સાથે આનંદથી રહ્યા પછી અર્જુન કૃષ્ણની રજા લઇ પોતાની પ્રિયા સુભદ્રાની સાથે વિમાનમાં બેશી હસ્તિનાપુરમાં આવ્યો હતો. તે વખતે તેની સાથે મણિચુડ અને હેમાંગદ અને ખેચરોનું મોટું સૈન્ય સાથે હતું. એવા મોટા રસાલાથી અર્જુન હસ્તિનાપુરમાં આવતા તેને જોવાને લોકો શ્રેણીબંધ બાહેર નીકળ્યા હતા. પાંડુરાજા, કુંતી અને તેના બંધુઓ અર્જુનના આવવાના ખબર સાંભળી ઉલટભેર દોડી આવ્યા અને સર્વે અર્જુનને પ્રેમથી ભેટી પડ્યા હતા. વીર અર્જુને વડીલોના ચરણકમલમાં વંદના કરી અને સર્વને કુશળ વાર્તા પુછી હતી. અર્જુનને જોવાને હજારો લોકો હસ્તિનાપુરની બજારમાં અને રાજદ્વારમાં એકઠા થયા હતા. સર્વ પ્રજાજનને અને રાજકીય વર્ગને મળી અર્જુન પોતાના રાજગૃહમાં ગયો હતો. અર્જુને પોતાના મિત્ર મણિચુડ અને હેમાંગદની સર્વને મૂલાકાત કરાવી. પછી સર્વ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.

બીજે દિવસે વિચક્ષણ પાંડુરાજાએ પોતાના પાંચે પુત્રાને પાસે બોલાવી આ પ્રમાણે કહ્યું હતું—" પુત્રો, હવે હું વૃદ્ધ થયો છું. મારા સર્વ કેશ ઉપર શ્વેતરંગ આવી ગયો છે. હવે મને મારી જરાવસ્થા બળાત્કારે ધર્મકાર્યમા પ્રેરે છે. વિષયસુખ મને અપ્રિય લાગે છે. જ્યાંસુધી વૃદ્ધાવસ્થાએ મારા શરીરને પૂરેપૂરૂં આક્રાત કર્યું નથી, ત્યાસુધી ધાર્મિકકાર્ય કરવામા અને આત્મસાધન સંપાદન કરવામા મારી મનોવૃત્તિ ઉત્સુક થઇ છે શાસ્ત્રમા અને લોકમા વૃદ્ધાવસ્થાનુ સ્વરૂપ કેવું વિકટ છે? તે મારા સાભળવામા અને જોવામા આવ્યું છે, તેનુ સ્મરણ કરતા મને કંપારી છુટે છે. જરાવસ્થામાં ગાત્ર સંકુચિત થઈ જાય છે, ગતિ મંદ પડી જાય છે, દાંત શિથિલ થઈ ભ્રષ્ટ થઇ જાય છે, દૃષ્ટિ નિસ્તેજ થાય છે, સ્વરૂપ હાસ્ય કરવા લાયક બની જાય છે, નિર્દંત થયેલા મુખમાંથી લાળ ગળ્યા કરે છે, ઇંદ્રિયો શિથિલ થઇ જાય છે, સ્મૃતિ ન્યૂન થઇ જાય છે, વિચારશક્તિ હણાઇ જાય છે, શરીર મહિલી સપ્ત ધાતુઓ નિર્બળ થઇ જાય છે, અને વિવિધ પ્રકારના રોગો ગ્રસન કરે છે. આવી જરાવસ્થાએ પરવશ પડેલો પુરૂષ સ્વજનોને અપ્રિય થાય છે. પુત્રો વૃદ્ધ પિતાની અવજ્ઞા કરે છે, અને સ્ત્રી વારંવાર અપમાન કરે છે. હે પુત્રો, જ્યાંસુધી આવી વૃદ્ધાવસ્થા ન આવી હોય, ત્યાંસુધી પુરૂષે ધર્મકાર્યમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. અને પછી જ્યારે એવી અવસ્થા પ્રાપ્ત થાય, ત્યારે હૃદયને સાંસારિક ભાવથી મુક્ત કરી આત્મિક વસ્તુમાં આરોપિત કરવું અને શુભધ્યાનની ધારણા કરવી.

વત્સો, હું પણ હવે તેવી સ્થિતિમાં આવવાને તૈયાર થયો છું. તેથી આ સર્વગુણસંપન્ન યુધિષ્ઠિરને માથે રાજ્યભાર મુકી નિવૃત્તિમાર્ગનો હું પથિક બનું તો વધારે સારૂં. મારૂં હૃદય હવે ધર્મકાર્ય કરવાને આતુર થઈ રહ્યું છે. તમે બધા મને તેમાં પ્રવૃત્તિ કરવાને અનુમોદન આપો.

આ વખતે ભીષ્મ, ધૃતરાષ્ટ્ર અને વિદુર વગેરે હાજર હતા. તેઓ પાંડુરાજાનો આવો શુભ વિચાર જાણીને બોલ્યા " પાંડુરાજા તમે ઘણો સારો વિચાર કર્યો. યુધિષ્ઠિર સર્વ રીતે લાયક છે. જો તે રાજા થશે તો ભારતભૂમિ રાજન્વતી થશે. " અર્જુન અને ભીમ બોલી ઉઠ્યા—" પિતાજી; આપનું કહેવું સત્ય છે. અમારા વડિલ બંધુ ધર્મ રાજ્યને લાયક છે. જે આપ મુખથી બોલો છો, તે સર્વ અમને માન્ય છે, તેમ છતાં કોઈ આપની કહેલી વાત માન્ય નહીં કરે તો તેના મસ્તક ઉપર અમારા તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ થશે."

પુત્રોનાં આવાં વચનો સાંભળી પાંડુરાજા પ્રસન્ન થયા હતા. તત્કાળ તેણે યુધિષ્ઠિરને રાજ્યાભિષેક કરવા સર્વ સામગ્રી એકઠી કરવાની આજ્ઞા કરી હતી અને તેમની આજ્ઞાથી હસ્તિનાપુરમાં મોટી તૈયારીઓ થઈ રહી હતી.

એ ઉપરથી આજે યુધિષ્ઠિરને રાજ્યાભિષેક કરવાનો દિવસ હતો. હસ્તિનાપુરમાં આનંદ ઉત્સવ થઈ રહ્યો હતો. સર્વ પ્રજા પોતાના નવા રાજાને નમન કરવાને ઉત્સુક બની હતી. જે પ્રસંગનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે.

જ્યારે રાજ્યાભિષેકનો સમય થયો એટલે અદ્દભુત મણિજડિત દેવ વિમાન જેવા તૈયાર કરેલા એક મંડપની અંદર કુમાર યુધિષ્ઠિરને અલંકૃત કરી લાવવામાં આવ્યો. શુભ લગ્નનો સમય થયો એટલે એક ઉત્તમ ભદ્રપીઠ ઉપર સ્વજનો, નગરજનો અને બાહેરના રાજાઓની વચ્ચે યુધિષ્ઠિરને બેસારવામા આવ્યો. તે વખતે વિદ્વાન્ બ્રાહ્મણોએ રાજ્યાભિષેકનો વિધિ કરવા માડયો. વિધિ થઈ રહ્યા પછી યોગ્ય લગ્ને પુરોહિતને આગળ કરી સમગ્ર રાજાઓએ સુવર્ણ કળસમાં લાવેલા તીર્થજળવડે ધર્મરાજાને રાજ્યાભિષેક કર્યો. તે પછી ગાંગેય, વિદુર, દુર્યોધન, ભીમ તથા અર્જુન વગેરે સ્વજનોએ તે પવિત્ર જળથી રાજ્યાભિષેક કર્યો. તે પ્રસંગે બંદીજન અને યાચક લોકોને મનવાંછિત દાન આપવામાં આવ્યાં. દાનથી સંતુષ્ટ થયેલા તે લોકોએ ઉંચે સ્વરે સ્તુતિ કરવા માંડી. જેમ નવીન મેઘ સર્વ સ્થળે વૃષ્ટિ કરે છે, તેમ નવા રાજા યુધિષ્ઠિરે સુવર્ણ, મણિ તથા માણિક્ય વગેરેની સર્વ યાચકો ઉપર વૃષ્ટિ કરવા માંડી. નૃત્ય, ગીત અને વાદ્યોના ધ્વનિઓથી ગગન શબ્દાદ્વૈત બની ગયું.

યુધિષ્ઠિર રાજા સિંહાસનપર બેઠા પછી સર્વ રાજાઓએ તેની પાસે ઉત્તમ પ્રકારની ભેટો મુકી. સુગંધી પુષ્પોની માળાઓ યુધિષ્ઠિરને પેહેરાવવામાં આવી. ચંદ્રના જેવા નિર્મળ કુંડળો કાનમાં ધારણ કરાવ્યા. મુક્તાફળનો મનોહર હાર કંઠમાં આરોપિત કર્યો. બાહુ ઉપર બાજુબંધ બાંધવામાં આવ્યા. મનોહર મુદ્રિકાઓ આંગળીઓમાં પેહેરાવવામાં આવી.

સુવર્ણની કટિમેખળા કટી ઉપર આરોપિત કરી. અને બીજા દિવ્ય અલંકારો તથા ઉત્કૃષ્ટ વસ્ત્રો રાજા યુધિષ્ઠિરને પહેરાવ્યા. સર્વ રાજમંડળ યુધિષ્ઠિરના ચરણની સેવા કરતું તેની આસ-પાસ ઉભું રહ્યું. અર્જુનના ઇસારાથી તેના મિત્ર મણિચુડે પોતાની વિદ્યાના બળથી તે રાજ્યાભિષેકના મંડપને બદલાવી નાંખ્યો. માનુષી શોભા મટીને દિવ્ય શોભા થઈ ગઇ. ઇંદ્રની સુધર્માસભાની સાથે તે હરિફાઇ કરવા લાગ્યો. મંડપની ચારે તરફ સ્ફટિક મણિઓની દીવાલોમાં આકાશનું પ્રતિબિંબ પડવાથી દીવાલ અને આકાશમાં અંતરાય દેખાતો નહોતો, તેથી મંડપમાં આવનાર લોકો અંધની જેમ હાથ ફેરવતા આમ તેમ ફરતા હતા. જમીન ઉપર નીલમણિઓ જડેલા હોવાથી તે પર ચાલનાર લોકોને જલની ભ્રાંતિ થતી હતી. મંડપના ઉપરના ભાગમાં બાંધેલા વિવિધ રંગના ચંદરવાના પ્રતિબિંબ જમીનપર પડતા, તેથી જાણે પૃથ્વીપર ચંદરવા બાંધ્યા હોય, તેવો દેખાવ થઈ રહ્યો હતો.

આવા મનોહર મંડપમાં સિંહાસનપર બેઠેલા નવા રાજા યુધિષ્ઠિર સુધર્મા સભામાં બેઠેલા ઇંદ્રના જેવા દેખાતા હતા. તેની આગળ માંડળિક રાજાઓ પોતાના મુગટ નમાવી નમન કરતા હતા. સચિવો, સામંતો. પૌરજનો અને જાન-પદો હસ્તી, અશ્વ, રથ વિગેરેની ઉમદા ભેટો નવા રાજાને દેવા જતા હતા. તે સમયે યુધિષ્ઠિર રાજાની પાસે સેવા માટે ઉભા રહેલા તેના ચાર બંધુઓ જાણે તેની સેવા

કરવાને ચાર દિગ્પાળ અથવા શ્યામ, દામ, ભેદ અને દંડ એ ચાર ઉપાય પ્રત્યક્ષ થઈ આવ્યા હોય તેમ દેખાતા હતા. રાજા રાજ્યાસનપર વિરાજિત થયાં, એટલે તેમનો પ્રતાપ સમુદ્ર વલયાંકિત બધી પૃથ્વી ઉપર ફરવાને નીકળ્યો હતો.

રાજ્યાભિષિક્ત થયા પછી પ્રતાપી યુધિષ્ઠિરે પોતાના દરબારમાંથી સ્વારી કાઢી. તે વખતે અનુપમ અશ્વોની ખરીઓથી ઉડેલી રજને લીધે બધું આકાશ છવાઇ રહ્યું હતું. તે રજને સ્વારીના મદોન્મત્ત ગજેન્દ્રોના મદના ઝરણાઓએ શાંત કરી દીધી હતી. સ્વારી વખતે બધા યોદ્ધાઓએ પોતાના મસ્તકપર મયૂરપિચ્છના છત્રો ધારણ કર્યાં હતાં. આ દબદબા ભરેલી પાંડવોની સ્વારી જોવાને હસ્તિનાપુરની સર્વ પ્રજા ઉલટભેર જોવા આવી હતી. તેઓ પોતાના પ્રતાપી નવા રાજાને ઉમંગથી વધાવતી હતી. સ્વારી નગરમાં ફરી દરબારમાં આવી અને તે વખતે યુધિષ્ઠિરે મધુર ભાષણ કરી પોતાની પ્રજાને અભય વચન આપ્યું હતું. આ સમયે ભરાએલા દરબાર સમક્ષ ગુરૂઓની આજ્ઞાથી અને સર્વ બંધુઓની ઈચ્છાથી સર્વેએ મળીને દુર્યોધનને ઇંદ્રપ્રસ્થના રાજ્યનો અભિષેક કર્યો હતો. તેમજ ધૃતરાષ્ટ્રના બીજા પુત્રોને એક એક દેશની સત્તા આપીને સંતુષ્ટ કર્યા હતા. જેથી સર્વ સ્થળે વિજય ધ્વનિ સાથે સલાહ શાંતિ પ્રસરી રહી હતી. પછી કૃષ્ણ વગેરે જે રાજાઓને આ શુભ પ્રસંગે આમંત્રણ કરી બોલાવ્યા હતા, તેમને યથાયોગ્ય સત્કાર કરી પોતપોતાને સ્થાને વિદાય કરવામાં આવ્યા હતા.

હવે હસ્તિનાપુરના મહારાજા યુધિષ્ઠિર કહેવાયા. પ્રતાપી પાંડુરાજાની સત્કીર્ત્તિમાં યુધિષ્ઠિરે મોટો વધારો કર્યો હતો. રાજ્યના જુદાજુદા ખાતાઓમાં સારી યોજના કરી હતી. ધર્મરાજાએ ધર્મ અને નીતિને અનુસરી હસ્તિનાપુરની સર્વ પ્રજાનું રંજન કરવા માંડયું અને આર્હત ધર્મની મોટી પ્રભાવના વધારવા માંડી. બાળકથી વૃદ્ધ સુધીની સર્વ પ્રજા ધર્મરાજને દેવવત્ માનતી હતી. પોતાના ઉત્તમ ગુણોથી ઈંદ્રને પણ જીતી લેનાર, જેના ચરણકમળ લક્ષ્મીએ સેવેલા છે, અને જેની સત્કીર્ત્તિ દશે દિશાઓમાં પ્રસરેલી છે, એવા નવીન મહારાજા યુધિષ્ઠિરે હસ્તિનાપુરના વિશાળ રાજ્યને સારીરીતે દીપાવી દીધું. તેની ભારે પ્રશંસા જગત્માં પ્રસરી ગઈ- અને સર્વ લોકો તેને અંતરની આશીષો આપવા લાગ્યા. રાજા ઉપર પ્રજાની પ્રીતિ ચંદ્રિકાની જેમ વધવા લાગી. ભારતવર્ષના રાજાઓમાં યુધિષ્ઠિર અગ્રગણ્ય થઈ પડયો. તેના નીતિરાજ્યમાં સર્વ પ્રજા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ નિરાબાધપણે સાધવા લાગી. કલહ, કુસંપ, કલેશ અને કષ્ટ પ્રજાજનમાંથી દૂર થઈ ગયાં. સર્વ પ્રજા નીતિરાજ્યના પ્રભાવથી રાગદ્વેષરહિત થઈ સંપત્તિના વિલાસો ભોગવવા લાગી.



# પ્રકરણ ૨૫ મું.

## મામો અને ભાણેજ.

શૂન્ય મેહેલમા એક બળવાન્ પુરૂષ ચિતાતુર થ બેઠો હતો તેના મુખ ઉપરનુ તેજ ચિતાથી ગ્રસ્ત થઈ ગય હતુ કોઈ પણ માણુસની સાથે તે બોલતો નહોતો ન પ્રકારના ભોગ અને વિલાસો તેને અપ્રિય થઈ પડયા હત તેની સમૃદ્ધિમા હજારો દાસદાસીઓ વિદ્યમાન છતા તે ક ઈની પાસેથી કાર્ય કરાવવાની અપેક્ષા રાખતો ન હતો

તે પુરૂષની એવી સ્થિતિ જોઈ એક બીજો પુરૂષ તે પાસે આવ્યો તે પુરૂષે આવી તેને મધુર અને મ દ સ્વર કહ્યુ—" વત્સ, પ્રાત કાળના ચ દ્રની જેમ તારૂ મુખ નિસ્તે કેમ દેખાય છે ? તુ એક મહાન્ સમૃદ્ધિવાળા રાજ્ય સ્વામી છે તે છતા તને શેની ચિ તા રહે છે ? તારૂ હૃદયબ કયા ગયુ ? તારા મનમ જે ચિ તા હોય તે મારી આગ જણાવ તારી ચિતાને લઈ તારા મ ત્રીઓ, સામ તે હજુરીઓ અને સેવકો ઉદાસ રહે છે "

તે પુરૂષના આવા વચન સાભળી તે બોલ્યો—" માર હવે મારા જીવનનો અ ત આવવાનો છે કારણકે, જેના શ ઓની ચડતી હોય, તેને જીવવુ તે મરવા જેવુ છે પાડ માના બ ધુઓ છતા મારા મનમા તેઓને વિષે શત્રુમ

ઉત્પન્ન થવાથી, તેઓ માગ મૃ યુનુ મૂળ કારણ થઈ પડ્યા છે તેઓની સમૃદ્ધિ અને ઉન્નતિ એટલી બધી વૃદ્ધિ પામતી જાય છે કે જેથી માગ હૃદયમ ઈર્ષ્યારૂપ અગ્નિજ્વાળા પણ વધતી જાર છે તેમના મેકેમેમ દીપતી જેમ મણિઓની પક્તિઓ પ્રકાશ કરી રહી છે તેમની ગજસભાની આગળ ઈંદ્રની સુધર્મા સભા લજ્જા પામી જાર છે તેમના નિધિઓ દ્રવ્યથી પરિપૂર્ણ છે જેમ સૂર્ય સર્વ રસાયણને આકર્ષણ કરી તેની જળવૃષ્ટિથી આખા વિશ્વને પ્રસન્ન કરે છે, તેમ યુધિષ્ઠિર પૃથ્વીની સર્વ સપત્તિઓને એકઠી કરી સર્વ પ્રજાને પ્રસન્ન કરી રહ્યો છે વીર યુધિષ્ઠિરે દિગ્વિજય કરી મોટી કીર્તિ મેળવી છે તેણે પોતાના ચારે બધુઓને ચારે દિશાઓમા મોકલી વીરકીર્તિ સપાદન કરી છે કુતીએ જેમને પ્રસ્થાનમગળ કરેલુ છે એવા તે ચારે ભાઈઓએ પોતાના જ્યેષ્ઠ બધુ યુધિષ્ઠિરને દિગ્વિજયનુ ભારે માન અપાવ્યુ છે એ માનથી પડુકુમાર યુધિષ્ઠિર ગર્વમ આવી ગયો છે ભીમસેને પોતાના પરાક્રમથી પૂર્વ દિશા જીતી છે તે દેશમા આવેલા કામરૂદેશની રાજ્યલક્ષ્મી તેણે ક્ષણવારમા સ્વાધીન કરી લીધી છે તે શિવાય મહાવીર ભીમે અગ, બગ કલિંગ અને કામરૂદેશમા પોતાના બધુ યુધિષ્ઠિરની સત્તા બે સાડી છે અને ગગાસાગરના સગમ ઉપર યશસ્તભ આરોપી દીધા છે વીર અર્જુને દક્ષિણમા દ્રવિડ, મહારાષ્ટ્ર, કર્ણાટક, લાટ, ભોટ અને તેલગ શિવાય સર્વ દેશોપર જીત મેળવી

કિનારા ઉપર ધર્મરાજાનું યશોગાન કરાવ્યું હતું. નકુળે પશ્ચિમ દિશામાં જઈ સૌરાષ્ટ્ર દેશને તાબે કર્યો અને પછી પ્રભાસક્ષેત્રમાં આવી ત્યાં સ્નાન કરી શ્રી ચંદ્રપ્રભપ્રભુની આઠ પ્રકારની તથા સતર પ્રકારની પૂજા કરી તે સ્થળે ધર્મ કીર્ત્તિનો પ્રભાવ વધાર્યો. શૂરવીર સહદેવ ઉત્તર દિશામાં વિજય કરવાને ગયો હતો. કાબોજ તથા નેપાળ પ્રમુખ મોટા મોટા દેશોને જીતી તેણે હિમાલય સુધી યુધિષ્ઠિરની સત્કીર્ત્તિ ફેલાવી. ત્યાં રહેલા કેટલાએક અધર્મી રાજાઓનું ઉત્થાપન કરી ધર્મિ રાજાઓનું સ્થાપન કર્યું અને હીરા, માણેક તથા સુવર્ણ વગેરે અનગળ દ્રવ્ય સાથે લઈ તે પોતાની રાજધાનીમાં પાછો આવ્યો હતો.

મામા, આ પ્રમાણે ચારે દિશાઓમાં પાંડવોએ મોટો વિજય મેળવ્યો છે. અને તેમની જાહોજહાલી આ જગતમાં સારી રીતે થઈ છે. આવી તેમની મહોન્નતિ મારાથી જોઈ શકાતી નથી. મારૂં હૃદય અત્યંત દગ્ધ થયા કરે છે. મારી મનોવૃત્તિ ચિંતાથી આતુર થઈ ગઈ છે, વિશેષમાં વળી અર્જુનની પત્ની સુભદ્રાએ શુભ મુહૂર્ત્તે એક સુંદર પુત્રને જન્મ આપ્યો છે. તે વીર બાળકનું નામ અભિમન્યુ પાડવામાં આવ્યું છે, અન્ય સંપત્તિની સાથે આ પુત્રસંપત્તિએ તેમના ભાગ્યની મહાન્ વૃદ્ધિ કરેલી છે. આ બધાનો વિચાર કરતાં મારાં હૃદયમાં અતિશય શોક થાય છે. એ પાંડવોની પડતી ક્યારે થાય ? અને તેમને મહાન્ હાનિ શી રીતે થાય ? એજ વિચાર મારા હૃદયમાં સ્ફુર્યા કરે છે.

મામાએ પોતાના ભાણેજને ધીરજ આપવાને કહ્યું—ભાઇ, શા માટે ચિંતા કરે છે ? તે પાંડવો તારા ભાઈઓ છે, તેમનો ઉદય એ તારોજ ઉદય છે. યુધિષ્ઠિરે દિગ્વિજય કરી જે કીર્તિ મેળવી છે, તે કૌરવોનીજ કીર્તિ છે. તેમાં કુરૂવંશના સર્વ સંતાનોની શોભા વધી છે, તે વિષે ચિંતા કરી તેમનું અશુભ ચિંતવવું, તે યોગ્ય નથી.

પ્રિય વાંચનાર, આ પ્રસંગ વર્ણનને અનુસારે તારા જાણવામાં આવી ગયો હશે. જે પુરૂષ ચિંતાતુર થઈ બેઠો હતો, તે ઇંદ્રપ્રસ્થનો રાજા દુર્યોધન છે. દુર્યોધન પાંડવોની ઉન્નતિ જોઇ શકતો નથી. વિશેષમાં વળી દુર્યોધનનું રાજસભામાં ભારે અપમાન થયું હતું. આથી તેના અંતરમાં વિશેષ ઈર્ષા આવી હતી. તેને અતિ ચિંતાતુર જોઇ તેનો મામો શકુની સમજાવવાને આવ્યો હતો, અને તે વિષેજ મામા ભાણેજની આ વખતે મશલત ચાલતી હતી.

દુર્યોધનને આ વખતે વિશેષ ઈર્ષ્યા થવાનું કારણ સબળું હતું. જ્યારે ચારે પાંડવો દિગજિય કરીને હસ્તિનાપુરમાં આવ્યા તેના ઉત્સાહથી અને અર્જુનને ઘેર કુમાર અભિમન્યુનો જન્મ થવાના હર્ષથી રાજા યુધિષ્ઠિરે એક જિન ચૈત્ય બંધાવ્યું હતું અને તેમાં સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ ભગવાન્‌ની સ્થાપના કરી હતી. એ મનોહર જિનાલયને સુવર્ણનું શિખર કરાવ્યું હતું. ઇંદ્ર નીલમણિની રચનાવાળી તેની ભૂમી કરી હતી. માણિક્યના દ્વાર કરી તે ઉપર વિવિધ રત્નો-

ના તોરણો લટકાવી દીધા હતા. વિશ્વમાં અદ્વિતીય એવા એ ચૈત્ય ઉપર ધ્વજારોપણ કરવાને યુધિષ્ઠિર રાજાએ મોટો ઉત્સવ કર્યો હતો. એ મહોત્સવ પ્રસંગે દૂતો મોકલીને મોટા મોટા રાજાઓને આમંત્રણ કર્યા હતાં. નકુળને દ્વારકામાં કૃષ્ણને બોલાવવા મોકલ્યો અને દુર્યોધનને ઈંદ્રપ્રસ્થમાંથી બોલાવવા સહદેવને મોકલ્યો હતો. સર્વ રાજાઓ અમુલ્ય ભેટો લઈ હસ્તિનાપુરમા આવ્યા હતા. પૂર્વ દેશના રાજાઓ મહાન્ યોદ્ધાઓને ભેટમાં લાવ્યા હતા. દક્ષિણ દેશના રાજાઓ હીરા, વૈડૂર્ય અને માણિક્ય રત્નની કીંમતી ભેટો લાવ્યા હતા, પશ્ચિમ દેશના રાજાઓ દિવ્ય વસ્ત્રાભરણો લઈ આવ્યા હતા અને ઉત્તરના રાજાઓ પોતાના દેશમાં જે જે ઉત્તમ વસ્તુઓ ઉત્પન્ન થતી હતી તેના ઉપહાર લાવ્યા હતા. વિવિધ દેશના રાજાઓ એકઠા થવાથી હસ્તિનાપુર મનુષ્યમય, હસ્તિમય, અશ્વમય અને લક્ષ્મીમય બની રહ્યું હતું. શુભ મુહૂર્તે સામંતોએ લાવેલા તીર્થ જલવડે ચૈત્યની સ્થાપના કરવાનો પ્રારંભ કરવામાં આવ્યો હતો. તે વખતે સ્નાત્રજળમાં વિવિધ પ્રકારની ઔષધીઓ નાંખી કોઇ ઊંચે સ્વરે સ્નાન મંત્રો બોલતા હતા અને કેટલાએક ચોસઠ ધ્વજ દંડ લઈ જિન પ્રતિમાને સ્નાન કરાવતા હતા. સુગંધી ધુપના ધુમાડાઓથી આકાશ વ્યાપી ગયું હતું, ચમર, દર્પણ, દધિપાત્ર અને ઘૃતપાત્ર હાથમાં લઈ એ વિધિની પવિત્ર ક્રિયા ચાલતી હતી. સર્વ સામગ્રી તૈયાર થયા પછી શુભ લગ્ને શ્રી બુદ્ધિસાગરાચાર્યે

રાજા યુધિષ્ઠિરની પાસે ધ્વજારોપણ કરાવ્યું હતું. તે કાળે વાજિત્રોના ધ્વનિ અને વિજય ધ્વનિથી ગગનમંડલ ગાજી રહ્યું હતું.

આ પ્રમાણે ધ્વાજારોપણ ક્રિયા પૂર્ણ થયા પછી હસ્તિનાપુરપતિ યુધિષ્ઠિર તરફથી રાજા સમુદ્રવિજય, કૃષ્ણ અને બીજા આમંત્રિત રાજાઓને ઉત્તમ પ્રકારની ભેટો આપવામાં આવી હતી. તે પછી યુધિષ્ઠિરે પોતાના બંધુ દુર્યોધનને પ્રેમથી આગ્રહ કરી પોતાના મેહેલમાં રાખ્યો હતો. દુર્યોધનને પાંડવોની ઉપર ગુપ્ત રીતે ઈર્ષ્યા હતી, તથાપિ ઉપરથી સ્નેહ દર્શાવા તે પોતાના મામા શકુનિની સાથે હસ્તિનાપુરમાં કેટલાએક દિવસ રહ્યો હતો.

એક વખતે અર્જુનના મિત્ર મણિચુડે રચેલી યુધિષ્ઠિરની દિવ્ય સભામાં દુર્યોધને પ્રવેશ કર્યો. તેમાં નીલમણિઓથી પૃથ્વીની રચના એવી કરી હતી કે, તેમાં પેસતાંજ દુર્યોધનને સ્થળને ઠેકાણે જળની ભ્રાંતિ થઇ, તેથી તે વસ્ત્ર ઉંચા લઇને ચાલવા લાગ્યો. દુર્યોધનની આ ભ્રાંતિ જોઇ બધા લોકો હસવા લાગ્યા. એટલુંજ નહીં પણ તેમાં આગળ જતાં જળના હોજની એવી રચના કરી હતી કે, ત્યાં તેને જળને બદલે સ્થળનો ભ્રમ થયો એટલે તેણે ઉંચા લીધેલાં વસ્ત્રો છોડી દીધાં, તે બધાં ભીંજાઈ ગયાં. તે જોઈ ભીમને ખડખડ હસવું આવ્યું. તે વખતે શાંતમૂર્ત્તિ યુધિષ્ઠિરે દુર્યોધનને બીજાં કોરાં વસ્ત્રો પેહેરવા આપ્યાં. તે લઇ તેણે પેહેર્યા તો

ખરા પણ ભીમના હસવાથી તેને ભારે અપમાન લાગ્યું. તેના મનમાં અતિશય ક્રોધ ઉત્પન્ન થયો પણ તે વખતે તેણે તે મનમાંજ દબાવી રાખ્યો. ત્યાંથી આગળ જતાં એક ઠેકાણે પૃથ્વીની એવી રચના કરવામાં આવી હતી કે, ત્યાં ખાડા છતાં તે સપાટ જોવામાં આવી. તેથી દુર્યોધને તેની અંદર નિર્ભયપણે ચાલવા માડયું, તેવામાં તે ખાડામાં અથડાઈને નીચે પડી ગયો. તે વખતે અર્જુનને હસવું આવી ગયું, તે વળી અધુરામાં પુરૂં થયું, એટલેથીજ ન અટકતાં વળી આગળ ચાલતા એક ઠેકાણે એવું ચાતુર્ય કરવામાં આવેલું કે, સરખી દિવાલ છતાં તેમાં દરવાજો જોવામાં આવે, તેમાંથી દુર્યોધન નીકળવા ગયો, ત્યાં તેનું મસ્તક અફળાયું. વળી એક ઠેકાણે દરવાજો છતાં જાણે આડી દિવાલ હોય તેવી યોજના કરેલી હતી. તે સપાટ દિવાલ ધારી દુર્યોધન પાછો હઠ્યો અને મુંઝાઇ ગયો. આ વખતે નકુલ અને સહદેવે વધારે પડતું હાસ્ય કર્યું. આવા ભારે અપમાનથી દુર્યોધનને ભારે રોષ ચડ્યો હતો. તેની મુખમુદ્રા ઉપરથી તે જાણી લઈ તેનું મન શાંત કરવાને યુધિષ્ઠિર રાજાએ તેનો અતિ આદર સત્કાર કર્યો હતો. તથાપિ દુર્યોધનના હૃદયમાં જે રોષાગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો હતો, તે તદ્દન શાંત થયો ન હતો. તે કેટલાએક દિવસ ચિંતાતુરપણે હસ્તિનાપુરમાં રહી પોતાના ઇંદ્રપસ્થ તરફ વિદાય થયો હતો.

આ સમયે તેને તે વાત સ્મરણ આવવાથી તે વિશેષ ચિંતા કરતો હતો અને પાંડવોનું અનિષ્ટ કેવી રીતે થાય?

તેવા કુવિચાર બાંધતો હતો. તે વખતે તેનો મામો શકુનિ આવી તેને શાંત કરવાને પાંડવોનો દ્વેષ ન કરવાનો ઉપદેશ આપતો હતો. તથાપિ દુર્યોધનને પોતાના પૂર્વાપમાનનું સ્મરણ થવાથી મામાનો ઉપદેશ હૃદયારૂઢ થતો ન હતો. દુર્યોધને પોતાના ક્રોધાવેશના વચનો પ્રગટ કર્યાં હતાં, તથાપિ શકુનિ પુનઃ પુનઃ પોતાના વિચારો તેની આગળ પ્રગટ કરતો હતો.

પોતાના ભાણેજને શાંત કરવાને શકુનિએ વિશેષમાં જણાવ્યું, " ભાઈ દુર્યોધન, નાહક ઈર્ષ્યારૂપી અગ્નિ જ્વાળામાં તું શામાટે દગ્ધ થાય છે ? પાંડવોને જે રાજ્ય મળ્યું છે, તે તેના પિતા તરફથી મળ્યું છે. પિતાની સંપત્તિનો વારસ પુત્રજ થાય છે. તને પણ તારા પિતાનો હિસ્સો મળેલો છે. એમાં કાંઇ અધિક ન્યૂનતા છેજ નહીં. તેમ છતાં તેમની વિશેષ આબાદી થઇ, તે તેમના પુણ્યનો પ્રભાવ છે. તેં તેમના જેટલું પૂર્વજન્મમાં પુણ્ય કર્યું નથી તેથી તને તેમના જેવી સંપત્તિ ક્યાંથી મળે ?અને તે ન મળવાથી જે ચિંતા કરવી, તે પણ મૂર્ખતા કહેવાય. તેમ વળી તેઓની ઉપર ક્રોધ કરવો પણ ઉચિત નથી. કેમકે, એઓએ તારો કાંઇ અપરાધ કર્યો નથી. તારે તો ઉલટો હર્ષ ધારણ કરવો જોઈએ. કારણ કે તારા બંધુ પાંડવોએ દિગ્વિજય કર્યો એ માન તને પણ છે. દિગ્વિજય કરનારા પાંડવો જેના બંધુ છે, રણમાં અજેય એવો દુઃશાસન જેવો તારે સહોદર બંધુ છે, પોતાના પ્રાણ દેવાને પણ તત્પર એવા પ્રતાપી કર્ણના જેવો તારે મિત્ર છે

અને સર્વ શૂરવીરોને યુદ્ધમાં કંપાવનાર, અને નિરંતર તારી સહાયતા કરનાર હું તારો મામો છું. એવું છતાં તારે શોક શા માટે કરવો જોઇએ ? મામાનાં આવાં વચનો સાંભળી દુર્યોધન આક્ષેપ કરી બોલ્યો–" મામા, તમે ગમે તેટલું કહો તોપણ મારા મનને શાંતિ મળતી નથી. પાંડવોનો ઉત્કર્ષ મારાથી સહન થતો નથી. મારે તો કોઇ પણ રીતે તેમનો પરાભવ કરવો જોઇએ. તેઓ જીતાયા એટલે મારે આખી પૃથ્વી મને જીતાયા જેવું થશે. એ વિના મને બીજું કાંઇ સૂઝતું નથી. "

શકુનિ દુર્યોધનને દબાવવાની ઇચ્છાથી બોલ્યો–" ભાગિનેય દુર્યોધન, આવી દુર્મતિ તને કેમ થઇ છે ? તું તારા હૃદયમાં દીર્ઘ વિચાર કર. પ્રતાપી પાંડવો ઇંદ્રથી પણ જીતી શકાય નહીં, તેવા બળવાન્ છે. તેમનો પ્રતાપ આખી પૃથ્વી ઉપર પ્રસરી રહ્યો છે. તેમના ક્રોધની આગળ સમુદ્ર પણ કંપાયમાન થાય છે. સિંહના નાદથી ગજેંદ્રોની જેમ તે પાંડવોની ગર્જનાથી મહાન્ યોદ્ધાઓના સમૂહ પણ વીખરાઇ જાય છે. વીર અર્જુનના તીક્ષ્ણ બાણો શત્રુઓના વક્ષસ્થળને છેદી નાંખે તેવાં છે. યમરાજના જેવી કૃષ્ણકાંતિને ધારણ કરનાર નકુળ અને સહદેવ બંને આ જગત્‌ને દુર્જેય છે, ભયંકર ક્રોધને ધારણ કરનાર ભીમની વાત તો કરવીજ નહિં. તે એકલો આખા જગત્‌ને પ્રલય કરવાને સમર્થ છે. એવા બળવાન્ પાંડવોના કૃષ્ણ વગેરે સંબંધિઓ છે. પ્રિય ભાણેજ,

તાન બધુ પાડવો આવા પરાક્રમી છતા તેમને પરાભવ કરવાનો એક ઉપાય છે ”

જિજ્ઞાસાથી આતુર થયેલો દુર્યોધન વચમા બોલી ઉઠ્યો-“ મામા, એ શો ઉપાય છે ? તે મને સત્વર કહો એ જાણવાની ઈચ્છા મારા હૃદયને આકુળવ્યાકુળ કરી નાખે છે”

શકુનિએ સાનદવદને કહ્યુ ભદ્ર દુર્યોધન, સાભળ-મારી પાસે જુગાર રમવાના દેવતાઈ પાશા છે તે પાશાથી જે હુ ધારૂ તેજ થઈ શકે છે યુધિષ્ઠિરને પાશા રમવાનો શોખ છે તે જુગાર રમવાની કળા જાણતો નથી, તો પણ તે રમવાને ઘણો ઇતેજાર છે માટે જો યુધિષ્ઠિરને પાશા રમવા બોલાવીશુ તો તે તરત આવશે જ્યારે તે આપણી સાથે જુગાર રમવા માડશે એટલે આપણે અનેક યુક્તિથી તેને ફસાવીશુ હવે તુ કોઈ પ્રકારે ખેદ કરીશ નહીં આ વાત આપણે તારા પિતા ધૃતરાષ્ટ્રને કહીએ કારણકે, આ વિષે તેને પુછવુ જોઈએ

“મારા પિતાને આ વાત કહેવાને હુ અસમર્થ છુ માટે તમે પોતેજ તેને કહી સભળાવો ” દુર્યોધને શકિત હૃદયે કહ્યુ

આ પ્રમાણે મસલત કરી બને મામો ભાણેજ ઇદ્રપ્રસ્થના રાજમેહેલમા રહેલા ધૃતરાષ્ટ્રની પાસે આવ્યા અને તેમને વદના કરી આ વખતે દુર્યોધને પોતાના મુખમાથી નિશ્વાસ કાઢવા માડયા નિશ્વાસનો ધ્વનિ સાભળી અધ ધૃતરાષ્ટ્ર બોલ્યો-“ વત્સ, તાર મુખમાથી નિશ્વાસનો ધ્વનિ

કેમ થાય છે ? શું હસ્તિનાપુરમાં કોઈએ તારૂં અપમાન કર્યું ? જાણી જોઈને અગ્નિમા પ્રવેશ કરનારો અને સર્પના મસ્તકપરથી મણિ કઢાડવાની ઈચ્છા કરનારો એવો કોણ પુરૂષ છે ? વત્સ, તને થયેલા દુઃખ વિષે મેં ઘણો વિચાર કર્યો, પણ તેનુ કારણ મારા જાણવામાં આવતું નથી તારા બાંધવો તારી આજ્ઞામા તત્પર રહે છે. સર્વ રાજાઓ તારા હુકમને તાબે છે તારી રાજધાની ઇંદ્રપ્રસ્થનગરી અલકાપુરીના જેવી છે દિવ્ય સ્ત્રીઓનો પણ તિરસ્કાર કરે તેવી અદ્‌ભુત રૂપવાળી રમણીઓ તારા અંતઃપુરમા રહેલી છે દિગ્ગજોનો પણ પગભવ કરે એવા તારા હાથિઓ છે તારા અશ્વો દિવ્ય અશ્વોની સ્પર્ધા કરનાર છે લક્ષ્મી પ્રત્યક્ષપણે તારા ઘરમા વાસ કરીને રહેલી છે. તારા દરબારમાં રત્નોના પર્વતો છે તારા મેહેલો દિવ્ય વિમાનના જેવા સુંદર છે બીજા પણ તારા બધા વૈભવ વિષે વિચાર કરતા મને તારા દુઃખનું કારણ કાંઈપણ માલુમ પડતુ નથી પુત્ર, જે સત્ય વાત હોય, તે મારી આગળ જણાવ "

પિતાનાં આવા વચનો સાભળી દુર્યોધન ધૈર્ય રાખી બોલ્યો—" પિતાજી ! તમે કહી તે બધી આપના ચરણરજની સંપત્તિ છે. આપ પુત્રવત્સલ પિતાની આગળ મારે જે સાચી વાત છે, તે કહેવી જોઈએ. તમારા કહેવા પ્રમાણે મારે કોઈ પ્રકારની ન્યૂનતા નથી, તથાપિ જ્યારથી મેં પાંડવોની લક્ષ્મી જોઇ છે, ત્યારથી મને મારી લક્ષ્મી તૃણ સમાન લાગી છે જ્યાસુધી મહાસાગર જોયો ન હોય, ત્યાસુધી

અગ્નિ મોટી લાગે છે, જ્યાસુધી સૂર્યોદય થયો નથી, ત્યા સુધી દીપક મોટો દેખાય છે તેવી રીતે જ્યાસુધી મે પાડવોની લક્ષ્મી અવલોકી ન હતી, ત્યા સુધી મને મારી લક્ષ્મી અધિક લાગતી હતી પણ જ્યારે પાડવોની સમૃદ્ધિ મારા જોવામા આવી, ત્યારે મને મારી સમૃદ્ધિ અલ્પ અને તુચ્છ લાગી છે એથી મને ઘણો સતાપ થાય છે કારણકે, જે શૂરવીર પોતાની ભુજાઓના બળ ઉપર આધાર રાખે છે, તેનાથી બીજાનુ બળ સહન થઈ શકતુ નથી માટે જો કે, આપણી લક્ષ્મી બીજા સર્વે વર્ણોના કરતા અધિક છે, તો પણ પાડુપુત્રોની લક્ષ્મી આગળ તે ધૂમાડાથી મલિન થયેલા વસ્ત્રની પેઠે મલિન છે તે જોઈને કૃષ્ણપક્ષના ચદ્રની કળાની જેમ હુ પ્રતિદિન ક્ષીણ થતો જાઉં છુ અને જેમ તેજ પક્ષમા દિવસાનુદિવસ અધકારની વૃદ્ધિ થતી જાય છે તેમ મારા પ્રતિપક્ષીઓ પુષ્ટ થતા જાય છે વળી જેમ હેમતઋતુ પ્રગટ થવાથી સૂર્ય મલિન થઈ જાય છે તેમ મારો સર્વ પ્રતાપ પાડવો અને પાડવોના મહિમા આગળ મલિન થતો જાય છે જેમ ઉષ્ણકાળમા સર્વ જલાશયો જળરહિત દેખાય છે, તેમ આ સમયે પાડવોના રાજ્ય સિવાય આપણા રાજ્યસહિત બધા રાજ્યો નિસ્તેજ દેખાય છે તેમના ભવ્ય ભૂવનો અનેક પ્રકારના રત્નોથી એવા પ્રકાશમાન થઈ રહ્યા છે કે, જે મને જોતાજ ઇદ્રનુ મન પણ તેને પ્રાપ્ત કરવા લાલચુ થઈ જાય છે પાડવોના ઐશ્વર્યે દેવતાઓના ઐશ્વર્યને પણ દૂર કરી મુકર્યું છે તો બીજા માનુષી ઐશ્વર્યની શી વાત કરવી ? ભારતના

રાજાઓ દેવતાઓથી બિહીતા નથી, પણ પાંડવોથી બ્હીવે છે. તેઓ તેમજ પરબ્રહ્મ કરી માને છે. ભારતવર્ષના વીર રાજાઓ પોતાના મણિજડિત મુગટસહિત મસ્તકોવડે યુધિષ્ઠિરના ચરણમાં નમસ્કાર કરી તેની રજ સ્પર્શે છે. રાજધાનીમાં ફરવા નીકળેલા યુધિષ્ઠિરને જોવા ચૌટામાં ઉભા રહેલા લોકો એવી ઉત્કંઠા રાખે છે કે, " રાજા યુધિષ્ઠિર આપણી તરફ કટાક્ષથી કયારે જોશે " પિતાજી, આવી પાંડવોની ઉન્નતિ જોઈ મારૂં હૃદય દગ્ધ થાય છે. અને મારા ધૈર્યની ગાંઠ તુટી જાય છે.

દુર્યોધનનાં આ વચનો ધૃતરાષ્ટ્રને રૂચ્યાં નહિં. પુત્રની કુબુદ્ધિ જોઈ એ વૃદ્ધનું હૃદય દહન થવા લાગ્યું. તેણે ખિન્નવદને જણાવ્યું, "દુષ્ટ પુત્ર, તને અને તારા વિચારોને ધિક્કાર છે. પોતાના બંધુઓની ઉન્નતિ જોઇ આનંદિત થવું તો એક તરફ રહ્યું, પણ ઉલટું સંતપ્ત થવું એ મોટી શરમની વાત છે. દુરાશય તું વિચાર કર. પાંડવો ઉપર આવી ઈર્ષ્યા કરવી યુક્ત નથી. એ તારા બંધુઓ છે. તે કાંઈ આપણાથી જુદા નથી. આવી દુષ્ટ બુદ્ધિ તને કેમ ઉત્પન્ન થઈ ? જ્યારે સૂર્યોદય થાય, ત્યારે કમળને પ્રફુલ્લિત થવું પડે છે તેમ ન થતા ઉલટા કરમાઇ જાય એ મોટી આશ્ચર્યની વાત કહેવાય ! તેમ પાંડવોની સંપત્તિ જોઇને આપણું મન વિકાશને પામવું જોઈએ. તેમ ન થતાં ઉલટું દ્વેષયુક્ત થાય એના કરતાં વિપરીત બીજું શું છે ? તારેતો એમ માનવું જોઈએ. કે, પાંડવોની ઉન્નતિ છે, તે મારીજ ઉન્નતિ છે. તેમની સંપત્તિ તે મારીજ સંપતિ છે. તું દ્વેપ કરીશ તેથી કાંઈ તેમને હાનિ થવાની નથી.

તુંજ દુઃખરૂપ દાવાનળમાં બળ્યા કરશે. વસંતઋતુની સંપત્તિ જોઇને જેમ કામદેવ પ્રસન્ન થાય છે, તેમ પાંડવોની સંપત્તિ જોઇને તને આનંદ કેમ થતો નથી? જેમ ચંદ્રના ઉદયથી સમુદ્રની વૃદ્ધિ થતી જાય છે, તેમ સંબંધીઓનો ઉદય થતાં આપણા મનને ઉલ્લાસ થવો જોઇએ. જેમનો વૈભવ જોઇને તને આનંદ થવો જોઇએ, તેમ નહીં થતાં પણ ઉલટું દુઃખ થાય છે. તે મને સારૂં ચિન્હ ભાસતું નથી. ચાંદની ખીલી હોય તે સમયે કોઇ પુરૂષ કહે છે કે મને તો અંધકાર જોઇએ. તેના જેવો બીજો મૂઢ કોણ કહેવાય?

ધૃતરાષ્ટ્રનાં આવા વચનો સાંભળી દુષ્ટ દુર્યોધન જરા મનમાં સંકોચાયો. તથાપિ તે પોતાની ઈર્ષ્યાનો ઉભરો બાહેર લાવી યુક્તિથી બોલ્યો—" પિતાજી, મને પાંડવોની રાજ્યલક્ષ્મી જોઇને દ્વેષ થતો નથી, પણ તેમણે સભા વચ્ચે જે મારૂં હાસ્ય કર્યું તે મારા અંતરમાં સાલે છે. તે વાત મારાથી કહેવાશે નહીં. આ મારો મામો શકુનિ તમને કહેશે. એમ કરી તેણે શકુનિ સામે જોયું. એટલે શકુનિએ દુર્યોધન ઉપર થએલા હાસ્યની બધી વાત કહી સંભળાવી. જે સાંભળી ધૃતરાષ્ટ્ર વિચારમાં પડયો. તેવામાં દુર્યોધન બોલી ઉઠયો. "પૂજ્યપિતા મારૂં ઉપહાસ્ય થયા પછી મેં એવો નિશ્ચય કર્યો છે કે, પાંડવોની સંપત્તિ તથા દ્રૌપદીને હું હરણ કરી લઉં તોજ જીવું. નહીં તો મારે મરવું ઉચિત છે. કારણકે, સતત્ દુઃખમાં રહી જીવવું એ શું જીવવું કહેવાય? તેવું જીવવું મરણતુલ્ય છે. ચંદ્રનો ઉદય વાદળાઓથી ઢંકાઇ જાય, તો પછી ચંદ્રોદય

થવામાં ફળ શું ? પર્વતોને તોડી નાંખનાર અને વનનો વિચ્છેદ કરનાર કેશરી સિંહની ગતિનો ભંગ થાય અને તે હાથીઓથી તિરસ્કાર પામે તો પછી તેનું જીવન શા કામનું ! પૂજ્યપિતા, વિચાર કરો. તમારા પુત્રનું ભારે અપમાન થયું છે. પુત્રનું અપમાન એ પિતાનુંજ અપમાન છે. ”

દુર્યોધનનાં આવાં આવેશ ભરેલાં વચનો સાંભળી ધૃતરાષ્ટ્ર શાંત થઇને બોલ્યો—“ પુત્ર, તું કહે છે તે વાત કદી બની હશે, પણ જો હું પાંડવોની સાથે વૈર કરૂં તો જગત્મા મારી લાજ જાય. અને મારા યશનો નાશ થઈ જાય. કારણકે સંબંધિઓની સાથે કલેશ કરવો એ અનુચિત છે. તારી જેમ પાંડવો પણ મારાજ પુત્રો કહેવાય. તારામાં આવી કુબુદ્ધિ ઉત્પન્ન થઈ છે, તે કુરૂકુળમાં કલંકનો અંકુર ઉત્પન્ન થયો છે. પાંડવોની સાથે કલહ થવાથી સર્વ લોકો મને ધિક્કારશે, તેથી આ દુરાગ્રહ તું છોડી દે. અહંકારનો ત્યાગ કરી તારા દૈવ ઉપર ભરૂંસો રાખ. વળી એટલું યાદ રાખજે કે, પાંડવો ઘણા પરાક્રમી છે. તેઓ સર્વના મદને તોડનારા છે. મોટા મોટા વીર પુરૂષો પણ તેમની આગળ ટકી શકે તેમ નથી. તેમની સાથે યુદ્ધ કરનારા યમપુરીમાંજ વાસ કરે છે. ”

ધૃતરાષ્ટ્રનાં આ વચનો સાંભળી તેનો સાળો શકુનિ વચમાં બોલ્યો—“ મહારાજ, જો તમારી ઈચ્છા હોય તો પાંડવોની લક્ષ્મીને હરણ કરવાનો એક ઉપાય હું જાણું છું.

તે ઉપાય એવો છે કે, તેમાં કોઈને બાણ લાગે નહિં, યુદ્ધ કરવું પડે નહીં અને લોકમાં અપકીર્ત્તિ થાય નહીં. એ ઉપાય એ છે કે, જુગાર રમીને પાંડવોની સર્વ સંપત્તિ હરી લેવી મારી પાસે પાશા નાંખવાની એવી કળા છે કે, જેથી હું મનઈચ્છિત દાવ પાડી શકું છું અને યુધિષ્ટિર જુગાર રમી જાણતો નથી, તેથી જુગારની યુક્તિથી પાંડવોનું સર્વસ્વ હરણ કરી લેવામાં કાંઇ પણ હરકત નથી. એ કામ સારી રીતે પાર પડશે. ”

મામાના આ વિચારને અનુમોદન આપવા દુર્યોધન બોલ્યો—“ પૂજ્ય પિતા, મારા મામા શકુનિ જે વાત કહે છે, તે ઠીક છે. એમ કરવાથી જો તમે આજ્ઞા આપો તો તે સર્વ વાત થઇ શકે ”

“ હું વિદુરની આજ્ઞામાં વર્ત્તું છું; વિદુરજી હસ્તિનાપુરથી આવ્યા પછી આ વિષે તેની સલાહ લઇ હું એનો ઉત્તર આપીશ. ” ધૃતરાષ્ટ્રે હૃદયમાં વિચાર કરી કહ્યું.

“ તમારે હજી વિચાર કરવો છે. તેનું પરિણામ કોણ જાણે કેવું આવશે! પરંતુ હું નિશ્ચયથી જણાવું છું કે જો તમે મારા મતને અનુમોદન નહીં આપો તો હું અવશ્ય મારા પ્રાણનો ત્યાગ કરીશ. મારાં મરણ પછી તમને જેમ સારૂં લાગે તેમ કરજો. અને વિદુર કાકાની આજ્ઞામાં સારીરીતે રહેજો. આ બધું રાજ્ય તમારૂં છે” દુર્યોધને ક્રોધના આવેશથી કહ્યું.

દુર્યોધનનાં આવાં ક્રોધાવેશનાં વચનો સાંભળી ધૃતરાષ્ટ્રને તેનીપર દયા આવી. તેણે દુર્યોધનના મસ્તકપર હાથ ફેરવતાં કહ્યું, " બેટા ઉશ્કેરાઇ જા નહીં. ધીરજ રાખ. હું એનો ઉપાય સમય આવે કરીશ, જેથી તારો મનોરથ પૂર્ણ થશે. "

ધૃતરાષ્ટ્રનાં આવાં વચન સાંભળી દુર્યોધનના ક્રૂર હૃદયમાં જરા શાંતિ થઈ. તત્કાળ તે પિતાની રજા લઇ પોતાના મામાના એકાંતગૃહમાં આવ્યો. ત્યાં મામો ભાણેજ ધૃતરાષ્ટ્રના અનુમોદનથી હૃદયમાં પ્રસન્ન થઇ પાંડવોનું અહિત કરવાને અનેક પ્રકારના કુતર્કો કરવા લાગ્યા.

પ્રિય વાંચનાર, આ સ્થળે દુર્યોધનને માટે તારે ઘણો વિચાર કરવાનો છે. પોતાના કાકાના દીકરાઓ કે જે પોતાના બંધુ થાય, તેમનું અહિત કરવાને દુર્યોધને જે પ્રવૃત્તિ કરવા માંડી છે, તે તેનેજ અહિત કરનારી થઇ પડશે. કોઈ પણ પ્રાણીનું અહિત ચિંતવવું, એ પાપનું કારણરૂપ છે. તો જેઓ એકજ ગોત્રના, એકજ પિતામહનાં પુત્રો છે, તેઓનું અહિત ચિંતવવું, એ કેવું પાપ કહેવાય ? કોઇ પણ સુજ્ઞ મનુષ્યે દુર્યોધનના જેવી કુબુદ્ધિ કરવી ન જોઇએ. સમાન ગોત્રના સર્વ બંધુઓ એકજ પિતાના પુત્રો છે. તેઓ એકજ વંશના હોવાથી એકજ લોહીના કહેવાય છે. તેવા પિત્રાઈ બંધુઓમાં જ્યારે કલહ ઉત્પન્ન થાય છે, ત્યારે સમજવું કે, એ કુળ નષ્ટ થવાનું—અવનતિપર આવ-

વાનું. જે કુળમાં સંપ છે, તે ઉન્નતિની નિશાની છે. અને જ્યાં કુળમાં કુસંપ તથા કલહ પરસ્પર ઉત્પન્ન થાય છે, તે અવનતિ—અથવા પડતીનું ચિન્હ છે. જેના હૃદયમાં પોતાના સગોત્રજન ઉપર ઈર્ષ્યા ઉત્પન્ન થઈ, તે કુલાંગાર કહેવાય છે. એવા અધમ અને કુલાંગાર પુરૂષોથીજ ભારતભૂમિ પરાધીનતાનું મહાકષ્ટ ભોગવે છે. ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન તેવો કુલાંગાર થયો હતો. તેના હૃદયમાંથી બંધુ પ્રેમનો નાશ થયો હતો. ઇર્ષ્યા અને દ્વેષથી તેના હૃદયમાં અંધકાર વ્યાપી ગયું હતું, અને તેથી તે અંધ બની ભવિષ્યમાં થનારી પોતાની અવનતિના માર્ગનો પથિક બન્યો હતો.

દરેક મનુષ્યના હૃદયમાં કુમતિ અને સુમતિ બંને રહેલાં છે. સુમતિ સંપત્તિનું કારણ છે. અને કુમતિ વિપત્તિનું કારણ છે. દુર્યોધનને વિપત્તિનું કારણ કુમતિ થઈ હતી. જે તેને ભવિષ્યમાં કષ્ટદાયક થઈ પડશે. કોઇ પણ સુજ્ઞ પુરૂષે દુર્યોધનના જેવી મલિન બુદ્ધિ કરવી ન જોઈએ. બીજાનો ઉત્કર્ષ જોઈ હૃદયમાં ખુશી થવું જોઈએ. ઇર્ષ્યા અને દ્વેષ એ નિકાચિત કર્મનો બંધ કરાવે છે.

વળી આ પ્રસંગે નઠારી સોબતનું ફળ કેવું વિપરીત થાય છે? તે પણ જોવાનું છે. દુર્યોધનને પોતાના મામા શકુનિની નઠારી સોબત થઈ હતી. શકુનિ જુગારના દુર્વ્યસનમાં આસક્ત હતો, અને તેથી તેણે પોતાના ભાણેજ દુર્યોધનને પાંડવોની સાથે જુગાર રમવાની કુયુક્તિ બતાવી

હતી. કદિ કોઈ દુર્ગુણી કે દુર્વ્યસની પોતાનો સંબંધી હોય તોપણ તેની સંગત કરવી ન જોઈએ. તેવાઓથી સર્વદા દૂર રહેવું વધારે સારૂં છે. શકુનિની નઠારી સોબતથી દુર્યોધનની કુબુદ્ધિમાં વધારો થયો હતો, અને તેને નઠારૂં કામ કરવામાં ઉત્તેજન મળ્યું હતું. સુજ્ઞ પુરૂષે કદિ પણ તેવી નઠારી સોબતમાં પડવુ નહીં. કુસંગ તથા કુસંગીનો સંગ માણસને કુમાર્ગે પ્રેરે છે અને તેથી પરિણામે મહાવિપત્તિ ભોગવવી પડે છે.

પ્રિય વાચનાર, આ પ્રકરણમાંથી બોધ લઇ તારા જીવનને સન્માર્ગાનુસારી બનાવજે. સર્વથા કુસંગ તથા કુસંગીનો ત્યાગ કરી શુદ્ધ માર્ગાનુસારી થજે, જેથી તું આ લોક તથા પરલોકનું શ્રેય સાધી શકીશ. ધૃતરાષ્ટ્રે દુર્યોધનને પ્રથમ જે બોધ આપ્યો હતો, તે બોધને તારા હૃદયમાં સ્થાપિત કરી બંધુવર્ગની સાથે સંપ તથા નિષ્પક્ષપાતથી વર્ત્તજે.



# પ્રકરણ ૨૬ મું.

## નળાખ્યાન.

એક પ્રૌઢ વયનો પુરૂષ મનોહર સભામાં બેઠો હતો. તે સભાનું સ્થાન ઘણું સુંદર હતું. વિવિધ પ્રકારની કારીગરીથી તેને ઘણું રમણીય બનાવવામાં આવ્યું હતું. તેની અંદર

એક હજાર થાંભલાઓ રહેલા હતા. દરેક સ્તંભ ઉપર દિવ્ય કન્યાઓની પ્રતિમાઓ ગોઠવેલી હતી. તેની મણિમય દિવાલો ઉપર ચિત્તને આકર્ષે તેવાં ચમત્કારી ચિત્રો કાઢ્યાં હતાં. સ્તંભોની વચ્ચે કરેલી કમાનો અને તેની નીચે રાખેલા નવરંગિત પડદાઓ ઘણા સુંદર દેખાતા હતા. આવી દિવ્ય સભા વચ્ચે તે પુરૂષ ક્ષણવાર બેઠો, તેવામા બીજો એક વૃદ્ધ પુરૂષ આવ્યો, તે વૃદ્ધ આવતાંજ પેલો પ્રૌઢ પુરૂષ બેઠો થયો. બંને પ્રેમથી ભેટી પડચા, અને પરસ્પર કુશળવાર્તા પુછવા લાગ્યા. તે પછી પેલા આવેલા પ્રૌઢ પુરૂષે વૃદ્ધની પાસે તે રમણીય સભાસ્થાનની પ્રસંસા કરી અને તે વિષે થયેલો પોતાના હૃદયનો સંતોષ પ્રગટ કર્યો. પ્રૌઢ પુરૂષે સંતુષ્ટ થઇ પ્રશ્ન કર્યો—"બંધુ, તમે મને કેમ બોલાવ્યો છે? આ સુંદર સભાસ્થાન જોવાને તો નથી બોલાવ્યો ? જો તે માટે બોલાવ્યો હોય તો આ સભાસ્થાન જોઈ મને પૂર્ણ સંતોષ થાય છે. ઇંદ્રપ્રસ્થ જેવી રાજધાનીમાં આવા મનોહર સ્થાનની જરૂર હતી, તે તમે પૂરી પાડી છે. કહો, એ શિવાય મને આમંત્રણ કરવાનો બીજો હેતુ શો છે?"

વૃદ્ધ પુરૂષે ઉત્તર આપ્યો—"ભાઈ, તને બોલાવવાનું મુખ્ય કારણ બીજું છે. આ સભાસ્થાન બતાવવાનુ કારણ તો ગૌણ છે. સાંપ્રતકાળે એવો કલેશ ઉભો થયો છે કે જેમાં તમારા જેવા વિચક્ષણ માણસની સલાહની જરૂર છે. તેથી તમારી ઉપયોગી સલાહ લેવા માટે જ મેં તમને આ

સ્થળે બોલાવેલ છે. એમ કહી તેણે સર્વ વૃત્તાંત વિસ્તારથી કહી સંભળાવ્યો.

વાંચનાર, અધીરા થશો નહીં. તમારી સન્મુખ સર્વ પ્રકારનું સ્પષ્ટીકરણ કરીએ છીએ. ગયા પ્રકરણમાં તમે વાંચ્યું છે કે, દુષ્ટ દુર્યોધને પોતાના પિતા ધૃતરાષ્ટ્ર આગળ પાંડવોની સભામાં જે પોતાનું અપમાન થયું અને તેથી પોતાને જે પાંડવો તરફ દ્વેષબુદ્ધિ થઇ, તે બધી વાત નિવેદન કરી છે. પુત્રમોહને લઇને ધૃતરાષ્ટ્રના વિચારોમાં જે વિકૃતિ થઇ છે, તે પણ તમારા ધ્યાનમાં છે. ધૃતરાષ્ટ્રે પ્રથમ તો દુર્યોધનને પાંડવો તરફ દ્વેષબુદ્ધિ ન કરવાને કહ્યું હતું પણ પાછળથી જ્યારે દુર્યોધને પોતાના મરણ થવાના સુધીના આગ્રહી વિચારો જણાવ્યા, એટલે ધૃતરાષ્ટ્ર ગંભીર વિચારમાં પડ્યો હતો અને તેથી તેણે પુત્રના કુવિચારને અનુમોદન આપ્યું હતું. દુર્યોધનના મામા શકુનિએ બતાવેલી દ્યૂત રમવાની યુક્તિ જો કે તેને પસંદ પડી ન હતી, તથાપી પુત્રમમત્વને આધીન થયેલો ધૃતરાષ્ટ્ર તેમાં તટસ્થ રહ્યો હતો. પછી ધૃતરાષ્ટ્રે ઉત્તમ કારીગરોને બોલાવી એક રમણીય સભાસ્થાન રચ્યું હતું. સભાસ્થાન તૈયાર થયા પછી તેણે સલાહ લેવાને પોતાના ભાઇ વિદુરને બોલાવ્યો હતો. જે પ્રૌઢ પુરૂષ સભાસ્થાનમાં આવી બેઠો હતો, તે હસ્તિનાપુરથી આવેલો વિદુર હતો. જે વૃદ્ધ પુરૂષ આવી વિદુરને ભેટી પડ્યો, તે ધૃતરાષ્ટ્ર હતો. બંને ભાઇઓ મળ્યા પછી ધૃતરાષ્ટ્રે દુર્યોધનના અપમાનનો અને પાંડવોના દ્વેષનો સર્વ

વૃત્તાંત વિદુરની આગળ જણાવ્યો. તે સાંભળી વિદ્વાન વિદુર વિચારમાં પડયો. વિદુરના મનમાં આવ્યું કે, ધૃતરાષ્ટ્રના હ્રદયમાં વિકાર ઉત્પન્ન થયો છે, માટે આ વખતે તેને ખરેખરૂં કહીને સમજાવવો જોઈએ. આમ ધારી વિદુર બોલ્યો—"ભાઈ ધૃતરાષ્ટ્ર તમે જે વાત કહી, તે મને યોગ્ય લાગી નથી. આવી અનુચિત સલાહ આપનારા, તમારા મંત્રીઓને મારે શું કહેવું? તેઓ ખરેખરા મૂર્ખ શિરોમણી લાગે છે. આ તમારો પુત્ર દુર્યોધન મહાન્ અનર્થ કરનારો છે. તે આપણા કૌરવકુળ રૂપ વનને વિષે દાવાનલ રૂપ ઉત્પન્ન થયો છે. જુગાર રમી પાંડવોને પરાભૂત કરાવવાનો તેનો કુવિચાર કોઈ રીતે પ્રસંશાપાત્ર નથી. પૂર્વે આવા દુરાચરણથી ઘણા લોકો મહા વિપત્તિ પામ્યા છે. દ્યૂત ક્રીડાથી નળ કૂબર આપત્તિના ભોગ થઈ પડયા હતા. તેમનું આખ્યાન સાંભળવા જેવું છે, તે એક ચિત્તે સાંભળો.—"

"કોશળ દેશની રાજધાની કોસલા નગરીમાં નિષધ રાજા રાજ્ય કરતો હતો, તેને નળ અને કુબેર નામે બે પુત્રો થયા હતા, બંને ચતુર અને બુદ્ધિમાન્ હતા. એક વખતે કોઇ દૂતે આવી ખબર આપ્યા કે, "વિદર્ભ દેશમાં આવેલા કુંડિનપુરના રાજા ભીમરથને દિવ્ય રૂપવતી દમયંતી નામે કન્યા છે. તેણીના અદ્ભુત રૂપ અને ગુણો જોઈ રાજા ભીમરથે યોગ્ય વરની શોધ કરવા માંડી, પણ કોઈ યોગ્ય રાજકુમાર નહિ મળવાથી, તેણે સ્વયંવર રચેલો છે, તેમાં આવવાને હું આ-

મંત્રણ આપવા આવ્યો છું. "દૂતનાં આ વચન સાંભળી રાજા નિષધ ખુશી થયો. અને તે પોતાના રાજકુમારો અને મોટું સૈન્ય સાથે લઈ કુંડિનપુરમાં આવ્યો. તે પ્રસંગે અનેક રાજાઓ એકઠા થયા હતા. જ્યાં નિષધરાજાનો ઉતારો હતો, ત્યાં લોકોની ભીડ ઘણી થતી હતી, કારણ કે નળકુમાર અતિ સુંદર હોવાથી લોકો તેને જોવા આવતા અને 'આ કુમાર દમયંતીને યોગ્ય છે ' એમ બોલતા હતા.

જ્યારે સ્વયંવરનો દિવસ આવ્યો, ત્યારે સર્વ રાજાઓ દબદબા ભરેલો પોશાક પહેરી સ્વયંવર મંડપમાં આવ્યા. કોશળ દેશપતિ નિષધરાજા પોતાના બે તેજસ્વી પુત્રોને લઈ એક રમણીય મંચક ઉપર વિરાજમાન થયો. નક્ષત્રોમાં ચંદ્રની જેમ નળકુમાર સર્વથી અધિક તેજસ્વી દેખાવા લાગ્યો. નળના ઉગ્ર તેજવાળા સ્વરૂપે બીજા સર્વ રાજાઓને નિસ્તેજ કરી દીધા. તે વખતે જાણે સાક્ષાત્ લક્ષ્મી હોય તેવી દમયંતી ઉત્તમ અલંકારો ધારણ કરી સખીઓના પરિવાર સાથે મંડપમાં દાખલ થઈ. રાજકુમારીનું રમણીય રૂપ જોઈ પ્રેક્ષક રાજાઓ ચકિત થઈ ગયા અને તેણીની ઉપર પોતાની આશાલતા પલ્લવિત કરવા લાગ્યા. સુંદર રૂપવતી દમયંતીને તેની ચતુર સહચરીએ મગધ, અંગ, બંગ, કલિંગ, કુંકણ, લાટ, હૂણ અને કાંબોજ દેશના મહિપતિઓને તેમના વંશગુણ સાથે ઓળખાવ્યા. તે પછી તેણીએ નિષધરાજાને બતાવી તેના વંશગુણોનું વર્ણન કરી રાજકુમાર નળને ઓળખાવ્યો.

નળનું અદ્દભુત રૂપ જોઈ રાજરમણી દમયંતી તેનીપર મોહિત થઈ ગઈ. મોહના આવેશથી દમયંતીએ હંસલીની પેઠે ગમન કરી નળકુમારના કોમળ કંઠમાં વરમાળા આરોપણ કરી. બીજા રાજાઓની આશાલતા સત્વર વિચ્છેદ પામી ગઈ. અને સ્વયંવરની સમાપ્તિ થઈ ગઈ.

રાજકુમારી યોગ્ય પતિને વરી તે જોઈ હૃદયમા પ્રસન્ન થયેલા રાજા ભીમરથે શુભ દિવસે દમયંતીનો નળની સાથે વિવાહ કર્યો. વિવાહ સંસ્કારથી પવિત્ર થયેલાં બંને દંપતિ પવિત્ર પ્રેમમાં જોડાયાં. તે પ્રસંગે ઉદાર ભીમરથ રાજાએ હાથી, ઘોડા, રથ અને અમુલ્ય જાતિના અનેક રત્નોની ભેટ કરી, શુભ દિવસે નિષધરાજા વેવાઈની આજ્ઞા લઈ પુત્રસહિત વધુને લઈ પોતાની રાજધાની કુંડિનપુર તરફ રવાને થયો. પ્રયાણ વખતે પુત્રીવત્સલ પિતાએ પોતાની પુત્રી દમયંતીને શિક્ષણરૂપે આ પ્રમાણે કહ્યું, પ્રિયપુત્રી, તું શાણી અને સદ્‌ગુણી દુહિતા છે, તને એટલીજ શિખામણ આપવી છે કે, “ **મહા વિપત્તિના સમયમાં પણ તું તારા પતિને અનુસરજે.** પતિ તરફના પ્રેમમાં રંચમાત્ર પણ ન્યુનતા રાખીશ નહીં. સ્ત્રીઓને તો પતિ એજ પરમેશ્વર છે. તે પ્રમાણે તારે અવશ્ય વર્ત્તવું અને સારી રીતે પતિવ્રત પાળવું. આ પ્રમાણે સતીધર્મની સંક્ષિપ્ત શિક્ષા સ્મરણમાં રાખી પ્રવર્ત્તન કરવાથી મારો મનોરથ પૂર્ણ થશે. ” પિતાનાં આ શિક્ષણ વચન સાંભળી અને તેને માન્ય કરી પછી દમયંતી નળ-

રાજાના રથમાં આરૂઢ થઈ. બીજા સર્વે પોતપોતાના માર્ગે ચાલતા થયા.

રથ ચાલ્યા પછી માર્ગમાં નળકુમારે દમયંતીની સાથે વિનોદ વાર્ત્તા કરવા માંડી. કેટલોક માર્ગ વ્યતિક્રાંત કર્યા પછી સૂર્યાસ્ત થઈ ગયો. રાત્રિનું અંધકાર ચારેમેર પ્રસરી ગયું. આ વખતે નળે પોતાની પ્રિયાને કહ્યું. "પ્રાણપ્રિયા, આ માર્ગમાં નવપલ્લવિત અને કુસુમિત વૃક્ષોની શોભા દર્શનીય છે, પણ ઘોર અંધકારના બળથી તે જોવાનો લાભ મળતો નથી." પતિનાં આ વચનો સાંભળી પતિપ્રેમી દમયંતીએ પોતાના લલાટનું આમર્ષણ કર્યું, એટલે તેના પ્રભાવથી સૂર્યના જેવો પ્રકાશ થઈ ગયો. નિષધરાજાના બધા માણસો આશ્ચર્ય પામી ગયા અને ભયભિત થઈ ગયા. તે વખતે કોઈએક માનુષાકૃતિ નળકુમારના જોવામાં આવી. આશ્ચર્ય પામેલા નળે કહ્યું, "પ્રિયા, આ તારા લલાટમાં શું છે? અને આ જે પેલી માનુષાકૃતિ દેખાય છે, તે શું હશે?" દમયંતી બોલી "પ્રાણનાથ, એ મહામુનિની આકૃતિ છે. તે જન્મના બ્રહ્મચારી મુનિ છે. પૂર્વે આ વનને વિષે વિચરનારા હાથીઓએ એ મુનિને પર્વત જાણી તેમના શરીરની સાથે પોતાની પીઠ ઘસી હતી, તેથી તે મુનિના ધ્યાનનો ભંગ થયો. વળી હાથીઓના ગંડસ્થલ ઉપર રહેલા મદમાં લુબ્ધ થઈ આવેલા ભમરાઓ તે મુનિને આકુળવ્યાકુળ કરે છે," દમયંતીનાં આવા વચનો સાંભળી નળે તે મુનિ તરફ પોતાનો

રથ હંકાવ્યો. બંને સ્ત્રી પુરૂષ નીચે ઉતરી મુનિના ચરણમાં નમી પડ્યાં. ભ્રમરાઓથી પીડાતા મુનિને જોઇ તે દંપતીના હૃદયમાં દયા ઉદિત થઇ. અને તેથી તેમણે મુનિના તે ઉપદ્રવને શાંત કર્યો. તે વખતે મુનિએ તેમને ધર્મનો ઉપદેશ આપ્યો. ઉપદેશ આપ્યા પછી મુનિએ નળરાજાને કહ્યું, "રાજકુમાર, આ તારી સ્ત્રી દમયંતીએ પૂર્વભવને વિષે ચોવીશ તીર્થંકરોના ઉદ્દેશે કરી વિવિધ પ્રકારના તપ આચરેલા છે તથા અન્નદાન અને રત્નદાન આપેલાં છે, તે શિવાય બીજા પણ ઘણાં સુકૃતો કરેલાં છે, તેથી એને સૂર્યના તેજને પણ તિરસ્કાર કરે તેવું લલાટભૂષણ આ જન્મને વિષે પ્રાપ્ત થયેલું છે. રાજપુત્ર તેં પણ પૂર્વે ઉત્તમ પ્રકારના તપ તથા ધર્મ આચરેલા છે તેથી આ પવિત્ર દમયંતી તને પ્રાપ્ત થઇ છે, અને આગામી ભવને વિષે પણ તને સર્વ સુખસંપત્તિ પ્રાપ્ત થશે."

મુનિનાં આ વચનો સાંભળી અંતરમાં આનંદ પામતાં તે દંપતિ તેમને વંદના કરી ત્યાંથી આગળ ચાલ્યા. અવિચ્છિન્ન પ્રમાણે ચાલતાં તેઓ અનુક્રમે કુંડિનપુરમાં આવી પહોંચ્યા. તે નગરની રાજભક્ત પ્રજાએ પોતાના રાજા અને વધૂસહિત રાજકુમારનો અતિ આડંબરથી પ્રવેશોત્સવ કર્યો. નગરની સુંદર શોભા અને પ્રજાની પ્રીતી જોઈ દમયંતી ઘણી ખુશી થઇ. લોકો દમયંતીનું મનોહર અને દિવ્યરૂપ જોઇ અતિશય આનંદ પામ્યા અને નિષધરાજાને પૂર્ણ ભાગ્યવાન્ માનવા લાગ્યા. રાજાનિષધ લોકરાજ્ય કરવાને તત્પર થયો. અને

રાજકુમાર નળ, દમયંતી સાથે શૃંગારરાજ્યમાં આસક્ત થયો. રમણીના રસમાં રસિક બનેલો નળકુમાર અહર્નિશ વિષય-વિલાસ ભોગવવા લાગ્યો.

એમ કરતાં કેટલોક કાળ વીતિ ગયો. ત્યારે નિષધ-રાજાને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ પછી તેણે પોતાના મંત્રિઓની સલાહ લઇ નળકુમારને રાજ્યપદ આપ્યું અને નાના કુમાર કૂબરને યુવરાજપદ આપ્યું. રાજ્યધુરાનો ત્યાગ કરી નિષધ-રાજા ચારિત્ર લઇ વનમાં તપ કરવાને ચાલી નીકળ્યો.

નિષધરાજા ગયા પછી નળે કુંડિનપુરમાં પોતાની સત્તા બેસારી અને ધર્મ તથા નીતિથી રાજ્યતંત્ર ચલાવવા માંડયું. નળની રાજ્યપદ્ધતી એવી તો ઉત્તમ થઇ કે, તેથી સર્વ પ્રજા નળ તરફ અતિ પ્રેમ ધારણ કરવા લાગી. નળરાજાની સત્કીર્ત્તિ ભારતવર્ષમાં ચારે તરફ પ્રસરી ગઇ અને તેના રાજ્યની જાહોજલાલી વિશેષ વૃદ્ધિ પામવા લાગી. જેમ ઇંદ્રના આધિ-પત્યને સર્વ દેવતાઓ માન આપે છે. તેમ નળના આધિપ-ત્યને સર્વ રાજાઓ માન્ય કરવા લાગ્યા. એવા પરાક્રમી નળે અર્ધ પૃથ્વીમાં પોતાની સત્તાનો પ્રસાર કરી મુકયો.

નળરાજાનો નાનો ભાઇ કૂબર પોતાના જ્યેષ્ઠ બંધુની સત્તા અને સુખ જોઇ શકયો નહીં. તેના મલિન હૃદયમાં નળને માટે કુવિચારો ઉત્પન્ન થયા. ઇર્ષ્યા અને દ્વેષથી તે હૃદય-માં બળવા લાગ્યો. મૃગયા, આહાર, વ્યવહાર અને રાજની-તિમાં પ્રવર્ત્તતી નળરાજાઓની સર્વ ક્રિયાઓમાં તે છિદ્ર

જોતો હતો. કોઈ પણ રીતે નળનો પરાભવ થાય, એવું ધાર તો અને નળનું સર્વસ્વ હરી પોતે રાજ્યપદ મેળવવાની તજવીજ કરતો હતો. ચતુર નળરાજાએ કેટલાએક પ્રવર્ત્તનથી કુબરની મનોવૃત્તિ જાણી લીધી હતી. તે છતાં કોઈપણ વખત તેને ન દર્શાવતાં પોતે સર્વ સહન કરી તેની સાથે નિત્યે સ્નેહવત્ ક્રીડા કરતો હતો.

એક વખતે બંધ મોક્ષને જાણનાર નળરાજા અને કુબર બંને વિનોદ માટે જુગાર રમવા બેઠા. તે સમયે દૈવયોગે એવું બન્યું કે, નળ ચતુર છતાં તેના પાશા અવળા પડવા લાગ્યાં અને કુબરના દાવ સવળા થવા લાગ્યા. દ્યૂતરૂપી વિષ વૃક્ષનું ઉગ્ર તેજ નળના હૃદયમાં પ્રસરી ગયું અને તે અંધ થઈ એક પછી એક વસ્તુ હારવા લાગ્યો. નગર, ગામ, ક્ષેત્ર અને બીજી કેટલીએક સંપત્તિ નળરાજા હારી ગયો. કૃષ્ણપક્ષના ચંદ્રની જેમ નળની સર્વ સંપત્તિ ક્ષીણ થઈ ગઈ. આ વાતની સર્વ સ્થળે ચર્ચા ચાલી અને તેની રાગી પ્રજા અતિ શોક કરવા લાગી. નળરાજા હાર્યા પછી ચિંતાયુક્ત થઈ ગયો. તથાપિ ' હાર્યો જુગારી બમણું રમે ' એ રીતિને અનુસરી નળ વધારે રમવા લાગ્યો. અને તદ્દન સંપત્તિરહિત થઈ ગયો, આ વખતે સુજ્ઞ દમયંતી ત્યાં આવી અને તેણીએ નળને કહ્યું, " સ્વામીનાથ, આપ શું આદરી બેઠા છો ? આ દ્યૂતરમણ શ્રેષ્ઠ કહેવાતું નથી. આપના જેવા ઉત્તમ પુરૂષ જ્યારે આવાં કામ કરશે, ત્યારે લોકોનું પાલન કોણ કરશે ? મહારાજ,-

આ અનર્થનો આરંભ થયો છે. આપના લાભમાં એકે પાશો પડતો નથી. પ્રતિપક્ષીના પાશા વિજયી થાય છે. આપ સર્વસ્વ હારી ચુકયા છો, હવે વિરામ પામો. આ તમારા ભાઇ કુબરને રાજ્યપાટ સોંપી દ્યો, નહીં તો તે બળાત્કારે આપણને નગરની બાહેર કાઢી મુકશે. સ્વામિનાથ, હવે બહુ થઈ, આટલેથીજ વિરત થાઓ."

દમયંતીનાં આ વચનો નળે માન્યાં નહીં. ઉલટો તે વિશેષ રમવા લાગ્યો. વિધાતા પ્રતિકુળ થાય, ત્યારે મનુષ્યની બુદ્ધિનો નાશ થઇ જાય છે. નળરાજા સર્વસ્વ હારી બેઠો. છેવટે તે પોતાના શરીર ઉપરનાં વસ્ત્રાભુષણો પણ ગુમાવી બેઠો. જયલક્ષ્મીને પ્રાપ્ત કરી કુબર ગર્વથી ગર્જના કરવા લાગ્યો. તેણે નળ પાસેથી સર્વસ્વ ગ્રહણ કરી લીધું, તે વખતે પ્રજામાં હાહાકાર વર્ત્તાઇ રહ્યો, કપટી કુબરે નળને કહ્યું, "ભાઈ, હવે નગરી છોડી ચાલ્યા જાઓ, આ રાજ્ય તમને પિતાએ આપ્યું હતું, હવે તે રાજ્ય મને પાશાએ આપ્યું છે, તમે વડિલોપાર્જિત મિલકતના માલિક થઇ બેઠા હતા, હું તો હવે સ્વોપાર્જિત મીલકતનો માલિક થયો છું." નળે ઉંચે સ્વરે કહ્યું, "ભાઈ કુબર, આટલો બધો અહંકાર શામાટે કરે છે ? રાજ્યનું ઐશ્વર્ય પ્રાપ્ત થયું, એ શું મોટી વાત છે ? જેને ભુજાબળ છે, તેને રાજ્યલક્ષ્મી ઘણી છે. કદી તું મને રહેવાનું કહે, તોપણ હું ક્ષણવાર પણ વાસ કરનાર નથી." એમ કહી નળરાજા વસ્ત્રભેર ચાલી નીકળ્યો અને

તેની પાછળ દમયંતીએ ચાલવા માંડયું, તે વખતે કુબર બોલ્યો—" સુંદરી, તમે કયાં જાઓ છો ? તમને મેં છતી લીધાં છે; તેથી તમારાથી નળની પાછળ જવાશે નહીં. તમને એક ગામ આપું, તેમા તમે રહી દિવસ નિર્ગમન કરો. તમારે નળની સાથે હવે બીલકુલ સંબંધ નથી." કુબરનાં આ શબ્દો સાંભળી દમયંતીના નેત્રમાંથી અશ્રુધારા ચાલી. તે નમ્રમુખી થઇ ઉભી રહી. આ વખતે ત્યાં આવેલા નગરજનોએ કુબરને કહ્યું, " ધુર્ત્ત, આ કામ કરવું યોગ્ય નથી. તું દમયંતીને શા માટે રોકે છે ? એ જ્યેષ્ટ ભ્રાતૃની પત્નિ તારે માતા તુલ્ય ગણાય. જો તારામાં યોગ્યતા હોય તો આ દમયંતીને રથમાં બેસાડી નળરાજાની સાથે મોકલી દે. એમ કરવાથી તારો અપકીર્ત્તિ નહીં થાય. જો તું આવું અનુચિત કાર્ય કરીશ તો અમે સર્વ પ્રજા આ તારા રાજ્યને છોડી ચાલ્યા જઇશું " નગરજનોનો આવો આવેશ જોઇ કુબર મનમાં ભય પામ્યો. પછી દમયંતીને રથમાં બેસાડી નળરાજાની સાથે વિદાય કરવા માંડી. આ વખતે નળે કહ્યું, "કુબર, અમારે તારા રથનું કાંઇ પ્રયોજન નથી." પતિનાં આ વચન સાંભળી દમયંતી રથમાંથી ઉતરી ગઇ. પછી બંને રાજદંપતી પગે ચાલવા લાગ્યા. આ વખતે નગરની સર્વ પ્રજા પોકાર કરવા લાગી. સર્વ પ્રાણીઓ પણ **લેમીલેમી** એવા શબ્દો પોકારી દમયંતીને રોકી રાખવાની પ્રાર્થના કરતા હોય તેમ દેખાવા લાગ્યા. નગરસ્ત્રીઓ ઉંચે સ્વરે વિલાપ કરી નળદ-

મયંતીને દુઃખી કરનાર વિધાતાને ઉપાલંભ આપવા લાગી. કુંડિનપુરમાં સ્થળે સ્થળે નળદમયંતીનાં વિયોગને શોક પ્રસરી ગયો. સહનશીળ નળરાજાએ ચાલતી વખતે શોક કરતી પ્રજાને ધીરજ આપી અને તેમને સમજાવીને પાછી વાળી. પછી નળરાજા અને દમયંતી પોતાની રાજધાનીને છોડી અંરણ્યમા ચાલી નીકળ્યા હતા. સૂર્યના ઉગ્ર તાપમાં તેઓ ઉઘાડે પગે ચાલતા અને અનેક પ્રકારની વિપત્તિઓ ભોગવતાં હતાં. દમયંતીના ચરણમાં તીક્ષ્ણ કાંટા ભાંગતા, તથાપિ તે પતિભક્તા ભૈમી સહનકરતી હતી અને પતિની સેવા ભકિત કરતી હતી. દીર્ઘ માર્ગે ચાલતી દમયંતીના ગાત્ર ઉપર પશીનો થઇ આવતો, ત્યારે નળ નિષ્કપટ બુદ્ધિવડે પોતાના વસ્ત્રથી તેને વાયુ નાંખતો હતો. કોઈ ઘાટી છાયાવાળા વૃક્ષ નીચે નળ દમયંતીને વિશ્રાંતિ આપતો અને કોઈ સરોવરમાંથી કમલપત્રાનો દડીઓ કરી તેમાં જળ લાવી આપતો હતો. કોઈવાર વિશ્રાંતિ થવા નળરાજાના ચરણને દમયંતી ભક્તિભાવથી ચાંપતી અને પલ્લવથી પવન નાંખી તેના માર્ગશ્રમને દુર કરતી હતી. ચાલતાં ચાલતાં જ્યાં સૂર્ય અસ્ત થતો, ત્યાં તેઓ વિશ્રાંત થઈ રાત્રિ નિર્ગમન કરતાં હતાં.

એક દિવસે તે બંને દંપતિ પ્રાતઃકાળે ઉઠી ચાલતાં થયાં, થોડે દુર જતાં એક અટવી આવી. તે અટવી હિંસક પ્રાણીઓથી ઘણી ભયંકર હતી. તેમાં આગળ ચાલતાં એક વિસ્તીર્ણ સરિતા જેવામાં આવી. તે સરીતાના તીર ઉપર

આવી હાથ, પગ તથા મુખ ધોઇ તેમણે તે સરિતાના શીત ળ જળનું પાન કર્યું. પછી કોઇ લતાગૃહમાં પ્રવેશ કરી એક સુકોમળ શિલા ઉપર પત્રોની શય્યા કરી તેમાં બંને દંપતીએ શયન કરવાનો વિચાર કર્યો. બંને પ્રેમી પ્રિયા અને પ્રિય પરસ્પર ભુજલતાઓ પરિબદ્ધ કરીને સુઇ ગયાં. તે વખતે તેમણે પંચપરમેષ્ટીનું સ્મરણ કર્યું. એક વસ્ત્રપર સૂતેલાં તે પ્રેમી જોડામાંથી દમયંતી નિદ્રાધીન થઇ ગઈ. નળ તો જાગ્રત હતો. પૂર્વકર્મના યોગથી નળે સૂતા સુતા હૃદયમાં વિચાર્યું—"અરે આ! મારી પ્રાણ પ્રિયા, કે જેણીએ કદિ પણ આવું કષ્ટ વેઠયું નથી, તે મારી સાથે કેમ નભી શકશે? વિષમ ભૂમિમાં તેણી શી રીતે ચાલી શકશે? વળી મારે લાંબી મુસાફરી કરવી છે. ઇચ્છાનુસાર મુસાફરી કરનારા પુરૂષોને જો સ્ત્રી સાથે હોય તો તે તેને વિઘ્નરૂપ થાય છે, તેથી આ પ્રાણપ્રિયાને સૂતી મુકી હું એકલો ચાલ્યો જાઉં. તે પ્રાતઃકાળે જાગ્રત થઈ તેના પિયરમાં અથવા બીજે કોઇ સ્થળે ચાલી જશે." આવું વિચારી નળ તેણીના ભુજપાશમાંથી પોતાના ભુજને હળવે હળવે મુક્ત કરવા લાગ્યો. તે વખતે નિદ્રાધીન થયેલી નારીને જોઈ નળ મંદ સ્વરે બોલ્યો—"મુગ્ધે, તું તારા આલિંગનમાંથી આ નળને છોડી દે. જેને પોતાના પતિ ઉપર પૂર્ણ વિશ્વાસ છે તેથી જે નિશ્ચિંત થઇને નિદ્રા કરે છે, જે પ્રેમરૂપી અમૃતને વધારનારી છે

અને જેણીના હૃદયમાં સદા પતિભક્તિ રહેલી છે, એવી આ નિરપરાધી પ્રાણ પ્રિયાને વનમાં ત્યજવાનો કુવિચાર કરનાર અને કુળને કલંક લગાડનાર નળને તું છોડી દે. હે બાળા, મારા જેવા મહાપાપીને સ્પર્શ કરી તું પણ પાપિણી થઇશ. " આ પ્રમાણે બોલતા નળરાજાએ પોતાનો હાથ તેણીના કરબંધમાંથી ધીમે ધીમે તાણી લીધો. પછી બંનેની શય્યા વચ્ચે એક વસ્ત્રનો સંબંધ હતો, તેને ખડ્ગથી તોડી નાખી, પછી તેણે નિદ્રાવશ થયેલી દમયંતીને સંબોધીને કહ્યું, " પ્રાણેશ્વરી, મેં તારા ઘણા અપરાધ કર્યા તોપણ તેં મને છોડયો નહીં. પણ તું નિરપરાધી છતાં હું તને છોડું છું. મારે તને છોડવાનું કારણ એ છે કે, હું તને મારા દુઃખસમુદ્રમાં બુડાડવાને ઇચ્છતો નથી. પ્રાણવલ્લભે, હવે હું જાઉં છું તું એકલી છે, તથાપિ તારૂં પરમ શીળવ્રત તારી રક્ષા કરશે. પિતાને ઘેર તારી યોગ્ય બરદાસ થશે." આ પ્રમાણે કહી નળે પોતાના રૂધિરવડે તેણીના વસ્ત્રના છેડા ઉપર નીચે પ્રમાણે અક્ષરો લખ્યા.

"પ્રાણપ્રિયે, જો તારે વૈદર્ભ દેશમાં જવું હોય તો આ વડવૃક્ષની ડાબી તરફનો સિધો માર્ગ તું ગ્રહણ કરજે. અને કોશલાપુરી જવું હોય તો જે માર્ગે જતાં પલાશ વૃક્ષો ખીલી રહ્યા છે, જ્યાં શુક પક્ષીઓનો મધુર સ્વર સંભળાય છે, તેની દક્ષિણ ભણીનો માર્ગ

**લે જે. તે વનવાસી પોપટડા તારી દુઃખદાયક અવસ્થા જાણી તને સીધો માર્ગ બતાવશે.”**

આ પ્રમાણે લખી નળરાજા પ્રિયાને સૂતી મુકી ત્યાંથી પ્રસાર થઇ ગયો. તે વખતે વારંવાર સાશ્રુવદને પ્રિયાના સ્થળને જોયા કરતો હતો. આગળ ચાલતાં ધુમાડાના સમૂહને વધારતો અને ભયંકર મોટાં વૃક્ષોની ઘટાવાળો એક રત્ન ગર્ભિત પર્વત નળના જોવામાં આવ્યો. નળે તે ઉપર દૃષ્ટિ કરી, ત્યાં ઉપરના વૃક્ષોમાં દેવાગ્નિ લાગેલો હતો. તેમાંથી પ્રલયકાળના અગ્નિના જેવી જવાળાઓ નીકળતી હતી. તે દાવાનળથી સઘળું વન ક્ષણ માત્રમા પ્રજ્વલિત થઇ ગયું. તે વખતે દગ્ધ થયેલા જીવજંતુઓનો આક્રંદ નળરાજાના સાંભળમાં આવ્યો. તેવામાં જાણે કોઇ મનુષ્યનો આક્રંદ હોય, તેવો એક આક્રંદ નળને શ્રવણગોચર થયો. તે સાંભળી નળરાજા તેની પાસે ગયો. “ હે ઇક્ષ્વાકુ કુળમણિ નળ**રાજા, આ દાવાગ્નિથી મારૂં શરીર દગ્ધ થતું જાય છે. માટે એનાથી મારૂં રક્ષણ કર.**” આ શબ્દો સાંભળી નળે આશ્ચર્ય પામી ચારે તરફ જોવા માંડયું, ત્યાં એક રાફડામાં રહેલા સર્પને જોયો. નળ ચકિત થઇ બોલ્યો–“ મારૂં નામ, મારો વંશ અને આવી મનુષ્યભાષા એ બધાનું જ્ઞાન તને કયાંથી પ્રાપ્ત થયું ? ” તે નાગ માનવવાણીથી બોલ્યો— “ મહાત્મા નળ, હું પૂર્વ જન્મને વિષે મનુષ્ય હતો. મને જન્મમાં અવધિજ્ઞાનનો સંસ્કાર થયો હતો; તેથી આ

જન્મમાં પણ મને મનુષ્યભાષા આવડે છે. પૂર્વ જન્મનું નિબાધ જ્ઞાન પણ મને આ ભવમાં સાથેજ છે. માટે સાંભરે છે. હું ભુલ્યો નથી. એ અવધિજ્ઞાનના પ્રભાવથી હું આ ચરાચર વિશ્વને જોઇ શકું છું, તો પછી તારૂં નામ, ઠામ, વંશ અને નરભાષા જાણવામાં બહુ આશ્ચર્યની વાત શી છે ? હે નળ રાજા, હવે આ અગ્નિથી મારી રક્ષા કર. હું તારા ઉપકારનો બદલો વાળીશ." નાગના આવા વચનો સાંભળી દયાળુ નળ રાજાએ જ્યાં નાગ બળતો હતો, તે વેલી પાસે જઈ પોતાનું વસ્ત્ર તે ઉપર નાખ્યું, તત્કાળ નાગ તે વસ્ત્રને વળગી રહ્યો. જેવો તે વળગ્યો તેવોજ તેને નળે ઉપર ખેંચી લીધો. પછી નળે તેને શીતળ જગ્યામાં મુકતો હતો,તેવામાં નાગે નળ રાજાના હાથ ઉપર ડંશ માર્યો. એટલે નળ રાજાએ હાથ તરછોડી નાગને છોડી દીધો અને તે બોલ્યો—"હે નાગ, વાહ, ધન્ય છે ? તેં પ્રત્યુપકાર સારો કર્યો. જે તમને દૂધ પાઈને ઉછેરે, તેનેજ તમે ડંશ મારો એ તમારો જાતિસ્વભાવ છે." નળ આ પ્રમાણે બોલતો હતો, તેવામાં તો તે સર્પના વિષના પ્રભાવથી નળ રાજા ભીલના જેવો કાળો થઇ ગયો. અને તેના અંગ વાંકા થવાથી તે કૂબડો બની ગયો. કૂબડાપણું પ્રાપ્ત થવાથી વિચક્ષણ નળ રાજાના હૃદયમાં વૈરાગ્ય ભાવના પ્રગટ થઇ આવી અને તે પોતાના જીવિતમાં પણ નિરપેક્ષ થઈ ગયો હતો. આ વખતે તે નાગ પોતાનું નાગનું રૂપ છોડી દિવ્ય રૂપ ધારણ કરી નળની સામે ઉભો

રહ્યો અને બોલ્યો—" રાજન, શામાટે ચિંતા કરે છે? જે સર્પે તારૂં હિત કર્યું છે, તેવું હિત બીજો કોણ કરશે? હું તારો પિતા નિષધ છું. પૂર્વે વ્રત અંગીકાર કરી, તપ આચરી અને અનશન લઇ હું બ્રહ્મ નામના પાંચમા દેવલોકમાં દેવતા થયો છું. તારા જુગાર રમવાના દુર્વ્યસનને અવધિજ્ઞાનથી જાણી હું નાગરૂપે અહીં આવ્યો છું. હાલ અહીં તેં જે જે ચમત્કાર જોયા, તે સર્વ મેં મારી માયાવડે ઉત્પન્ન કર્યા હતાં. મેં તને ડંશ મારી જે આ વિરૂપ કર્યો છે, તેથી તું અનુપલક્ષ્ય થઈ ગયો. જેથી તારે હવે શત્રુઓનો ભય ન રહ્યો. " હે વત્સ, હજી તારે ભોગનિક કર્મ બાકી છે, તેથી હાલ તારે સંસારથી વિરકત થવું યોગ્ય નથી. જ્યારે તારે પ્રવજ્યા લેવાનો સમય આવશે, ત્યારે હું આવીને તને સૂચના આપીશ. આ શ્રીફળ અને પેટી એ વસ્તુઓ તું ગ્રહણ કર. એ બંનેની સારી રીતે રક્ષા કરજે. જ્યારે તને પૂર્વરૂપ ગ્રહણ કરવાની ઇચ્છા થાય, એટલે આ શ્રીફળને ભેદી નાંખજે, તેમાંથી દિવ્ય વસ્રો નીકળશે, તે પેહેરી લેજે, જેથી તું તારા પૂર્વરૂપમાં આવી જઈશ. અને આ પેટી ઉઘાડજે એટલે તેમાંથી મુક્તાફળના હાર વગેરે ઉત્તમ અલંકારો નીકળશે. તેને તું ધારણ કરી લેજે." આ પ્રમાણે કહી તેણે જણાવ્યું, હે વત્સ, તું આ વનમાં શા માટે ફરે છે! તું કહે, ત્યાં હું તને લઇ જાઉં. દેવરૂપ પિતાનાં આવાં વચન સાંભળી નળ બોલ્યો—" પિતાજી મને સુંસમારપુર

લઈ જાઓ. " એવું બોલતાંજ તે દેવે નળને સુસમારપુરના દરવાજા આગળ ઉભો રાખ્યો. નળે નગર તરફ જોયું, ત્યાં નગરમાં સર્વ જનને કોલાહળ કરતાં સાંભળ્યાં. અને તે સાથે હાથી તથા ઘોડાઓનાં મોટા શબ્દો સંભળાવા લાગ્યા. ' આ શું હશે ' એમ નળરાજા વિચાર કરતો હતો, તેવામાં એક ઉન્મત્ત હાથી તોફાન કરતો આવતો તેના જોવામાં આવ્યો. હજારો લોકો તેને પકડવાને પ્રયત્ન કરતા હતા; પણ તે ગજેંદ્ર કોઈને વશ થતો ન હતો. આ વખતે તેની પાછળ આવતા દધિપર્ણ રાજાએ ઉંચા હાથ કરીને કહ્યું, " જે **પુરૂપ આ ઉન્મત્ત હાથીને વશ કરશે, તેને હું મારી લક્ષ્મી આપી દઈશ.** " આ શબ્દો સાંભળતાંજ નળ તેને પકડવાને પાછળ દોડયો. આ કૂબડો શું કરવાનો હતો ? એમ કહી લોકો હસવા લાગ્યા. અને કેટલાએક તેને સાહસ કરતાં અટકાવવા લાગ્યા, તોપણ સિંહ જેમ હાથી ઉપર જઈ પડે, તેમ નળ તે હાથીની ઉપર જઈ પડયો. નળને પાસે આવેલો જોઈ હાથી તેની ઉપર ધસ્યો. નળે હાથીને પુંછે પકડી ફેરવ્યો અને તેને ખેદિત કરી પોતાનું વસ્ત્ર તેની ઉપર ફેંકયું. હાથી વસ્ત્રને લેવા ગયો એટલે નળ તેના કુંભ-સ્થળ ઉપર બંને ચરણવડે પ્રહાર કરતો તેની ગર્દન ઉપર ચડી બેઠો. તે સમયે બીજા મહાવતોએ પાછળથી આવી અંકુશ અને બંધન નળને આપ્યા. એટલે નળે તેને અંકુ-શના પ્રહારથી તથા બંધનથી વશ કરી લીધો. તે વખતે લોકોનો કોળાહળ શાંત પડેલો જોઈ રાજા દધિપર્ણે એક

મેહેલ ચડી ઉત્તમ રત્નોની માળા હાથીપર ચડેલા કૂબડાના કંઠમાં આરોપિત કરી. લોકો જયધ્વનિ કરવા લાગ્યા. અને તે કુબડાને ધન્યવાદ આપવા લાગ્યા. હાથીને તેને સ્થાને બાંધી અને તેની ઉપરથી ઉતરી તે કુબડો દધિપર્ણ રાજા પાસે ગયો. રાજાએ પ્રસન્ન થઇ મોટી ભેટ આપી, તે કુબડાને પોતાની પાસે રાખ્યો. રાજાએ કુબડાને પુછયું, "ભાઈ તમે ગજશિક્ષામાં આવું પ્રાવીણ્ય કયાંથી મેળવ્યું છે?" તમારૂં નામ શું છે અને તમારી જન્મભૂમિ કયાં છે? કુબડાએ ઉત્તર આપ્યો—"રાજા, મારી જન્મભૂમિ કોશલાપુરી છે. હું નળરાજાનો રસોઈઓ છું. એ રાજાએ મને યોગ્ય જાણી, બધી કળાઓ શીખવી છે. જે પાક નળ રાજા બનાવી જાણે છે, તેવા પાક હું પણ તેમની કૃપાથી બનાવી જાણું છું. નળ અને મારા વિના બીજો કોઈ યથાર્થ પાકશાસ્ત્ર જાણતો નથી. કૂબર નામના પોતાના ભાઈની સાથે જુગાર રમતાં નળરાજા સર્વસ્ત્ર હારી ગયો છે. તે પોતાની સ્ત્રીને લઈ વનમાં ગયો છે. તે કયાંઇ મૃત્યુ પામ્યો હશે એમ લાગે છે. નળરાજા વનમાં ચાલ્યો ગયો એટલે હું પણ ત્યાંથી ચાલી નીકળ્યો છું. કૂબર કળાહીન છે, તેથી મેં તેનો આશ્રય ન કર્યો.

નળરાજાનું મૃત્યુ થયું હશે, એવું જાણી દધિપર્ણ રાજાએ ઘણો શોક કર્યો અને તેણે નળ રાજાનું પ્રેતકૃત્ય કર્યું. પછી રાજા દધિપર્ણે તે કૂબડાને પોતાની પાકશાળાનો

ઉપરી બનાવ્યો. કૂબડાએ સૂર્યના તાપમાં પાત્ર ધરી તેવડે સ્વાદિષ્ટ રસોઇ બનાવી આપી. તેની આવી ચમત્કારી સ્વાદિષ્ટ રસોઈ જમી રાજાએ તેને ઉંચા પોશાક સાથે પાંચસો ગામ ઇનામમાં આપ્યાં. અને તે સાથે એક લાખ સોના મોહોરો આપી. કૂબડાએ પાંચસો ગામ શિવાય રાજાનું આપેલું સર્વ અંગીકાર કર્યું. પછી રાજાએ કૂબડાને કહ્યું કે; તમારા મનમાં જે ઇચ્છા હોય તે મારી પાસેથી માગી લ્યો. કૂબડાએ પ્રસન્ન થઇને કહ્યું, "**જ્યાં સુધી તમારા રાજ્યની સીમા છે, ત્યાં સુધીમાં જેટલા લોકો વસતા હોય, તેઓ સર્વમાંથી જુગાર, મદ્ય, અને મૃગયા એ ત્રણ દુર્વ્યસનોનો પરિત્યાગ કરવો.**" દધિપર્ણ રાજાએ મહાહર્ષથી તે વાત અંગીકાર કરી અને પોતાની પ્રજામાં એ ત્રણ વ્યસનો કરવાનો સર્વને મનાઈ કરી.

દધિપર્ણ રાજાના આશ્રમમાં રહેતાં કૂબડાને ઘણાં વર્ષ થયાં. એક વખતે તે કૂબડો કોઈ સરિતાને તીરે આવેલા કોઈ વૃક્ષની શીતળ છાયામાં બેઠો હતો, તેવામાં કોઇ બ્રાહ્મણે તેને જોઇને નીચે પ્રમાણે કહ્યું:—

"આ જગતમાં જેટલા નિર્દય, નિર્લજ્જ અને દુરાત્મા જીવ છે, તેઓ સર્વમાં નળ અગ્રેસર છે. કારણકે, તેણે પોતાની વિશ્વાસી પતિવ્રતા સ્ત્રીને મહાઘોર વનમાં સૂતી રઝળતી મેલી છે."

બ્રાહ્મણનાં આ વચનો સાંભળી કૂબડાના નેત્રમાંથી

અશ્રુજળ વરસવા લાગ્યાં. કુબડે તે બ્રાહ્મણને પુછયું કે, તું કોણ છે? અને કયાંથી આવે છે? બ્રાહ્મણ બોલ્યો કે, હું કુંડિનપુરથી આવું છું. અને ત્યાંથી મેં નળની કથા સાભળી છે. કુબડે કહ્યું, નળ રાજાએ દમયંતીનો ત્યાગ કર્યો, ત્યા સુધીની વાત મેં સાંભળી છે, પછી શું થયું? તે હું જાણતો નથી, માટે મને કહી સંભળાવ. બ્રાહ્મણ બોલ્યો—તે કથા સાંભળ નળ રાજા દમયંતીને સૂતી મુકી ચાલ્યા ગયા પછી તેણીને એવું સ્વપ્નું આવ્યું કે, "જાણે તે આંબાના વૃક્ષ ઉપર ચડી છે. તે વૃક્ષ ઉપર રહેલા પત્ર, પુષ્પ, મોરની અંદર ભમરા ગુંજારવ કરી રહ્યા છે. તેવામાં કોઈ હાથીએ આવી તે આંબાના વૃક્ષને ઉખેડી નાંખ્યું. અને દમયંતી તેના ઉપરથી પડી ગઈ." આવા સ્વપ્નાની સાથે જ જાગ્રત થઈ ગઈ અને ભયભીત થઇ નળને ચારે તરફ જોવા લાગી. કોઇ પણ સ્થળે નળને જોયો નહીં, એટલે તેણી અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ કરતી વિલાપ કરવા લાગી. જ્યારે નળરાજા ન આવી મળ્યો એટલે તેણી પોતાને આવેલા સ્વપ્નાની વાત વિચારવા લાગી કે, જે મેં આમ્રવૃક્ષ જોયું, તે મારો નાથ નળ રાજા, પુષ્પ ફ્ળાદિ તે રાજ્ય, અને એ રાજ્યનો ઉપયોગ એ ફ્ળાસ્વાદ, ભ્રમરાદિ તે સ્વજન, હાથીએ વૃક્ષને ઉખેડી નાંખ્યું, તે મારા પ્રિય પતિને કબરે રાજ્યભ્રંશ કર્યો અને વૃક્ષ ઉપરથી હું પડી ગઇ, તે મારા પ્રિયથી મારે વિયોગ થયો" આ મારા દુઃખસૂચક સ્વપ્ન ઉપરથી મને નિશ્ચય થાય છે કે, હવે મારો પ્રાણવલ્લભ મને મળવો દુર્લભ છે. પછી તેણી

મૂર્છા પામી ગઈ. છેવટે શોકથી વિહ્વળ થતી દમયંતીએ પેલા રૂધિરના અક્ષરો વાંચ્યા, તે ઉપરથી તેણીએ વિચાર્યું કે, " પતિરહિત સ્ત્રીઓને વસવાને પિતાનું ઘરજ ઉત્તમ છે. પતિ વિના સાસરીઆમાં રહેવાથી લોકનિંદાજ થાય છે. " આવું વિચારી દમયંતીએ પીએર જવાનોજ માર્ગ ગ્રહણ કર્યો. ચાલતાં ચાલતાં તીવ્ર કાંટાથી તેણીના ચરણ ઘાયલ થતા જાય છે. હિંસક પ્રાણીઓના ભયંકર શબ્દો તેણીના શ્રવણને દુઃખી કરી રહ્યા છે. કોઈ કોઈ હિંસક વિકરાળ પ્રાણીઓ તેણીની નજરે પડતાં પણ તેણીના સતીધર્મના પ્રભાવથી તેઓ દૂર નાશી જતાં હતાં.

થોડે દૂર જતાં અશ્વરથ સાથે કેટલાએક વણઝારાનો સમૂહ જતો તેણીના જોવામાં આવ્યો. તે જોઇ દમયંતી હૃદયમાં પ્રસન્ન થઈ. તેવામાં ચોર લોકો આવી તે સમુદાયને લુંટવા લાગ્યા. તે જોઇ દમયંતીએ ગર્જના કરી એટલે સિંહણના શબ્દથી જેમ હરણો નાશી જાય, તેમ તે સર્વ ચોર નાશી ગયા. તે જોઈ આશ્ચર્ય પામી તે વણઝારા લોકો દમયંતીની પાસે આવ્યા. તેમણે પુછ્યું-" કલ્યાણી, તું કોણ છે ? અને આવી પ્રભાવિક છતાં આ ઘોર જંગલમાં કેમ ભમે છે ? " દમયંતીએ તેમની આગળ પોતાનો સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. પવિત્રકીર્ત્તિ નળરાજાની તેને સ્ત્રી જાણી તે લોકોએ તેણીનો ભારે આદર કર્યો અને વણઝારાના નાયકે તેમાન ગણી પોતાની સાથે રાખી. એવામાં વર્ષા-

સુખેથી જા. તારૂં કલ્યાણ થાઓ." પછી રાક્ષસ પોતાનું દિવ્ય સ્વરૂપ પ્રગટ કરી અને તે રૂપ દમયંતીને બતાવી ચાલ્યો ગયો.

દમયંતી બાર વર્ષ પછી પતિના સમાગમની આશા બાંધી રહેવા લાગી. " જ્યાંસુધી પતિનો સમાગમ ન થાય, ત્યાંસુધી ભોગના કોઈ પણ પદાર્થ ભોગવવા નહીં. " એવો તેણીએ અભિગ્રહ ધારણ કર્યો.

દમયંતી ત્યાથી આગળ ચાલી, ત્યા એક વૃક્ષોની ઘટાવાળી ગુફા આવી, વર્ષાદ ચડી આવવાથી તેણીએ તેમાં વિશ્રાંતિ લીધી. ત્યાં શાંતિનાથની પ્રતિમા બનાવી તેની પ્રતિદિન પૂજા કરતી તે ત્યાં રહેવા લાગી. અને પંચપરમેષ્ટિનમસ્કારના મંત્રનો ઉચ્ચાર કરતી આત્મસાધન કરવા લાગી.

આ તરફ પેલા વણઝારાએ દમયંતીની શોધ કરવા માંડી. તેણીની શોધમાં ફરતો ફરતો તે જે ગુફામાં દમયંતી રહી હતી, તે ગુફામાં આવી ચડ્યો. દમયંતીને પ્રભુની ભક્તિ કરતી જોઈ તે હૃદયમાં પ્રસન્ન થઈ ગયો. પછી તેણીએ વણઆરા સાથે કેટલીએક વાતચિત કરી તેને જૈન ધર્મનો બોધ કર્યો. વણજારે આનંદથી જૈન ધર્મ અંગીકાર કર્યો. અને તે દમયંતીને પોતાના ગુરૂ રૂપ માનવા લાગ્યો. આ વખતે ભયંકર મેઘ આકાશમાં ચડી આવ્યો. તેની મુશળધારા વૃષ્ટિથી તે વનમાં રહેનારા તાપસો આકુળવ્યાકુળ થઈ ગયા. તે વખતે દયાળ દમયંતીએ તેમને ધીરજ આપી અને કહ્યું, હે તપ-

સ્વિઓ, ભય પામશો નહીં. હું તમને બચાવીશ. પછી તેણી હાથમાં જ્યેષ્ટિકા લઈ એક કુંડ તરફ રાખી બોલી—**જો મેં નિષ્કપટપણે અરિહંત ભગવાનની ભક્તિ કરી હોય અને હું સરલ સ્વભાવા સતી હોઉં તો આ મેઘવૃષ્ટિ આ કુંડમાંજ થજો.**" સતીનાં આ વચનો થતાં જ તે મેઘવૃષ્ટિ કુંડમાંજ થવા લાગી અને સર્વ વનવાસી તાપસો સુખી થઈ ગયા. સતીનો આવો દિવ્ય પ્રભાવ જોઈ તેઓ આશ્ચર્ય પામી ગયા. પછી તેઓ દમયંતીને વનદેવીરૂપ જાણી તેની ભક્તિ કરવા લાગ્યા અને દમયંતીએ કહેલા ધર્મના અનુસારી થયા. તે સ્થળે વણઝારાઓએ એક સુંદર નગર વસાવ્યું. ત્યાં જિનાલય કરાવી તેમાં સોળમા તીર્થંકર શ્રી **શાંતિનાથ**ની મૂર્ત્તિ સ્થાપિત કરી. પછી ત્યાં રહીને તે પાંચસે તાપસો સમ્યગદ્રષ્ટિ થઈ ગયા, તેથી તે પુરનું નામ **તાપસપુર** રાખ્યું.

એક વખતે તે તાપસપુરની પાસે આવેલા એક પર્વતના શિખર ઉપર ઉદ્યોત જોવામાં આવ્યો. તે ઉદ્યોતને જોઈ દમયંતી વગેરે ત્યાં ગયાં, તેવામાં ત્યાં **સિંહકેશરી** નામના એક તેજસ્વી મુનિ તેમના જોવામાં આવ્યા. મુનિએ તેમને ધર્મદેશના આપી. તે દેશના સાંભળી સર્વ તાપસોના પતિએ સાધુવ્રત ગ્રહણ કરવાની ઇચ્છા બતાવી એટલે તે મુનિએ જણાવ્યું કે, અહિં યશોભદ્રસૂરિ મારા ગુરૂ છે, તેમની પાસે તમે વ્રત ગ્રહણ કરો. સિંહકેશરીની કિશોર અવસ્થા જોઈ તે કુળપતિએ પ્રશ્ન કર્યો

કે, " ભગવાન, તમે આવી તરૂણ અવસ્થામાં શામાટે દીક્ષા લીધી છે ? તે વાતમાં મને મોટો વિસ્મય થાય છે." સિંહકેશરી બોલ્યા—" ભદ્ર, કોશલાનગરીમા **નળ** નામે એક રાજા હતો, તેને **કુબર** નામનો ભાઈ, જે હાલ ત્યાં રાજ્ય કરે છે, તેનો **સિંહકેશરી** નામે હું પુત્ર છું. શૃંગારપુરીના **કેશરી** નામના રાજાની પુત્રીને પરણી હું મારા નગર તરફ જતો હતો, માર્ગમા જતા આ શોભાયમાન પર્વતને જોઈ હુ અહિં વિશ્રામ લેવા ઉતર્યો. ભાગ્યોદયથી આ **યશોભદ્રસૂરિ** મને અહિં મળ્યા. તેમણે મને સંસારની અનિત્યતા વિષે દેશના આપી. તે દેશના સાંભળ્યા પછી મેં તેમને પ્રશ્ન કર્યો કે, " ભગવન્ મારી આયુષ્ય કેટલી છે ? " તેમણે ઉત્તર આપ્યો. **" ભદ્ર તારી આયુષ્ય માત્ર પાંચ દિવસની છે. "** તે સાંભળી હું ભયભીત થઈ ગયો. તેમણે મને કહ્યું " ભદ્ર શામાટે ચિંતા કરે છે ? માત્ર એક દિવસ વ્રત ગ્રહણ કરવાથી જન્મમરણનો ભય ટળે છે, તો પાંચ દિવસમાં ઘણું થઈ શકશે. તું વ્રત ગ્રહણ કર. " તેમના આ વચન સાંભળી મેં મારી **બંધુમતી** નામની સ્ત્રીનો ત્યાગ કરી ગુરૂ સમીપે પાંચ મહાવ્રતનો અંગીકાર કર્યો. એમની આજ્ઞા લઈ આ શિખર ઉપર નિવાસ કરી કાયોત્સર્ગ ધ્યાને રહેતાં મારાં સર્વ ઘાતિ કર્મો નાશ પામી ગયાં. અને મને કેવલજ્ઞાન ઉત્પન્ન થઈ આવ્યું. " આટલું કહી તેઓ પાછા પોતાના ધ્યાનમાં બેઠા. તેઓ યોગનિરોધ કરી જેટલાં બાકી અઘાતી કર્મ હતાં તે સર્વનો ઉચ્છેદ

કરી તેઓ પરમપદને પ્રાપ્ત થયા. પુણ્યવાન્ દેવતાઓએ તેમના પવિત્ર શરીરને અગ્નિ સંસ્કાર કર્યો. પછી પેલા કુળપતિએ યશોભદ્રસૂરિ પાસે વ્રતગ્રહણ કર્યું. તે વખતે વૈદર્ભી દમયંતીએ પણ ચારિત્ર લેવા સૂરિને પ્રાર્થના કરી. ગુરૂએ કહ્યું, " ભદ્રે હાલ તું ચારિત્ર ગ્રહણ કરીશ ખરો, પણ હજુ તારે આ સંસારના ભોગવૈભવ ભોગવવા બાકી છે; તેથી તારે હમણા દીક્ષા લેવી યોગ્ય નથી. " એમ કહી તેમણે દમયંતીના પૂર્વજન્મની કથા કહી—પૂર્વજન્મને વિષે નળ રાજા મેમણ નામે રાજા હતો. તું **વીરમતી** નામે તેની રાણી હતી. એક વખતે તમો બંને સેનાસહિત મૃગયા રમવાને જતાં હતાં. આગળ જતાં એક મુનિ તમારા જોવામાં આવ્યા. તે મુનિ તમારી સામે આવતા હતા, પણ તમારી સેનાના માણસોએ તમોને અપશુકન થશે, એમ જાણી તે મુનિનો તિરસ્કાર કરી સામા આવતા અટકાવ્યા. તેને બાર કલાક સુધી ઉભા રાખ્યા પછી તમોને કરૂણા આવવાથી તે શાંતમુનિની તમોએ સંભાળ લીધી એટલે તે મુનિ પ્રસન્ન થઈ ગયા. બાર કલાક સુધી તિરસ્કારથી અટકાવી ઉભા રાખેલા, તે મુનિના હૃદયમાં કલેશ ઉત્પન્ન થયો હતો. તે દોષથી તમો સ્ત્રીપુરૂષને બાર વર્ષ સુધી વિયોગ રહેશે. "

આ વૃત્તાંત સાંભળી દમયંતી, વણઝારો અને બધા તાપસો આશ્ચર્ય પામી ગયા. પછી તેઓ યશોભદ્રસૂરિને તાપસપુરમાં લાવ્યા. ત્યાં તેમણે શાંતિજિનેશ્વરના ચૈત્યની પ્રતિ-

યા કરી અને પુરજનોને શુદ્ધ દેશના આપી. તે ગુફામાં રહી જિનોપાસના કરતી વૈદર્ભીને સાત વર્ષ વીતિ ગયા.

એક વખતે કોઈ પુરૂષે ગુફાના દ્વાર આવીને કહ્યું કે, " ભદ્રે તારા પતિને મેં અહિં નજીક જોયેલો છે ! " આટલું કહી તે પુરૂષ ત્યાંથી ચાલી નીકળ્યો. દમયંતી તે સુખ સમાચાર સાભળી તેની પાછળ દોડી પણ તે પુરૂષ અદ્રશ્ય થઈ ગયો. પાછળ જતા દમયંતીને જંગલમાં ઘણું દુઃખ ભોગવવું પડયું હતું. તે પાતાની ગુફાના માર્ગને ભુલી ગઈ. અને આગળ ચાલી, ત્યાં એક નિશાચરીએ દમયંતીને જોઈ તેણીએ દમયંતીને કહ્યું કે—" અરે સ્રી, તું આગળ જઈશ નહિં. હું તારૂં ભક્ષણ કરીશ. " નિશાચરીના આવાં શબ્દો સાંભળી દમયંતી ભયભીત થઈ ગઇ. પછી તેણીએ હિંમત લાવીને કહ્યું, " જો નળ શિવાય બીજા પુરૂષ ઉપર મારી પ્રીતિ થઇ નં હોય, અરિહંતદેવ, સુસાધુ ગુરૂ અને જૈન ધર્મના તત્ત્વોમાં મારી આસ્તા હોય તો આ નિશાચરી દૂર થઈ જજો. દમયંતીના આ વચનોથી તે નિશાચરી પરાક્રમહીન થઈ તેણીને નમસ્કાર કરી ત્યાંથી આગળ ચાલી ગઇ " **સતીઓના પરાક્રમનું ઉલ્લંઘન કોણ કરી શકે ?** "

ત્યાંથી દમયંતી આગળ ચાલી, ત્યાંથી તે તૃષાથી પીડિત થઇ. તેણીએ ચારે તરફ જળાશય શોધવા માંડયું, તેવામાં એક નિર્જળ જળાશય જોવામાં આવ્યું. ત્યાં તેણીએ કહ્યું; કે, " જો મારૂં શીળ નીર્મળ હોય તો આ જળાશયમાં

**શીતળ, મધુર અને સુગંધી જળ થઈ જજો"** તત્કાળ જળના ધોધથી તે જળાશય પૂર્ણ ભરાઈ ગયું. તેમાં તે સ્નાન અને જળપાન કરી વિશ્રાંત થઇ.

અહીં વિશ્રાંત થઈ બેઠેલી દમયંતીએ કેટલાએક પંથિજનોના જોવામાં આવી. તેણીએ પથિકોની આગળ પોતાના દુઃખની વાત કહી, એટલે તેઓ દયાથી તેણીને પોતાની સાથે લઈ અચલપુર નામના એક નગરમાં ગ્રામાદા સુધી લઇ ગયા, તેણીને એક વાપિકાની પાસે બેસાડી તેઓ ચાલ્યા ગયા. વાપિકા ઉપર બેઠેલી તે સુંદર રમણીને જોઇ જળ ભરવા આવેલી યુવતિઓ વિચારમાં પડી. તેઓમાં કેટલીએક રાજાની દાસીઓ હતી. તેઓએ રાજગૃહમાં જઇ તે અચલપુરના રાજા ઋતુપર્ણની રાણી ચંદ્રયશાની પાસે તે દમયંતીની વાત કહી. દયાળુ રાણીએ તેણીને અંતઃપુરમાં લાવવાની આજ્ઞા કરી. સર્વ સ્ત્રીઓ જ્યાં દમયંતી બેઠી હતી ત્યાં આવી, અને તેણીને માનસહિત અંતઃપુરમાં ચંદ્રયશાની પાસે લઈ ગઈ. દમયંતી અને ચંદ્રયશા સાથે મળ્યા એટલે તેમના મનમાં પરસ્પર શંકા ઉત્પન્ન થઇ. દમયંતીએ જાણ્યું કે, " આ ચંદ્રયશા મારી માતા પુષ્પદંતાની બ્હેન તો નહિં હોય ?" ચંદ્રયશાએ વિચાર્યું કે, " મારી બ્હેન પુષ્પદંતાની પુત્રી આં દમયંતી તો નહિં હોય " ? તેમના હૃદયમાં આવી શંકાઓ - ઉત્પન્ન થઈ પણ તેનો નિર્ણય કાંઇ થયો નહિં. દમયંતી માતૃતુલ્ય સ્નેહ લાવી ચંદ્રયશાના ચરણમાં નમી પડી. ચંદ્રયશાએ તેને

ઉઠાડી હૃદય સાથે ચાંપી અને કહ્યું કે, "વત્સે, તું મારી પુત્રી ચંદ્રવતીની સખી થા, અને તું કોણ છે? તે મને કહે." પછી દમયંતીએ પોતાનો વૃત્તાંત યુક્તિ પૂર્વક કહી સંભળાવ્યો, પછી ચંદ્રયશાએ તેણીને સદાવ્રત આપવાનું કામ સોંપ્યું, જે કામ દમયંતી સારી રીતે બજાવવા લાગી.

એક વખતે ચંદ્રવતીના આભૂષણોને ચોરનારા એક ચોરને બાંધી રાજાના દૂતો વધસ્થાન ઉપર લઇ જતા હતા. દમયંતીએ દયા લાવી પોતાના પ્રભાવથી એ ચોરને છોડી મુકાવ્યો હતો. એ ખબર જાણી રાજા રૂતુપર્ણ આશ્ચર્ય પામી દમયંતીની પાસે આવ્યો, ત્યારે દમયંતીએ ધર્મનો બોધ આપી રાજાની પાસેથી એ ચોરને છોડાવી મુકયો હતો. તે ચોરે આવી દમયંતીનો ઉપકાર માન્યો એટલે દમયંતીએ તેને પુછ્યું કે, "તું કોણ છે?" ચોરે ઉત્તર આપ્યો. "કલ્યાણી, તાપસપુરના વસંત નામના સાર્થપતિનો પિંગલ નામે હું દાસ છું. હું દૈવયોગે આવાં નઠારાં કર્મ કરવામાં પડી ગયો અને તમે તે દુરાચારમાંથી મારો ઉદ્ધાર કર્યો. તમારો મારી ઉપર આ મહાન્ ઉપકાર થયો છે. એ ઉપકારમાંથી હું કયારે મુક્ત થઇશ." આટલું કહી તેણે તાપસપુરના સાર્થપતિની વાત કહી. હે પવિત્ર માતા, તમારા જવાથી દુઃખ પામેલા સાર્થપતિએ અન્નોદકનો ત્યાગ કર્યો હતો. યશોભદ્રસૂરિએ ઉપદેશ આપી તેને અન્નોદક ગ્રહણ કરાવ્યું. તે પછી તે કેટલીએક ભેટો લઇ કોશલાપુરીના રાજા કૂબરની પાસે ગયો હતો. તેણે સામો પોશાક આપી તે સાર્થપતિનું વસંતશ્રીશેખર નામ

આપી અને કેટલાએક રાજચિન્હો અર્પી તેને વસંતપુરમાં વિદાય કર્યો હતો. માતા, હવે મને યોગ્ય એવી શિક્ષા આપો." તેનાં આ વચન સાંભળી દમયંતીએ કહ્યું, કે, હે પિંગલ! ચારિત્ર ગ્રહણ કર, તેથી તારા આત્માનો ઉદ્ધાર થશે પિંગળે તે વાત માન્ય કરી તેવામાં ત્યાં આવી ચડેલા કોઈ એ મુનિઓની પાસે તેણે ચારિત્ર ગ્રહણ કર્યું.

એક વખતે કોઇ હરિમિત્ર નામનો બ્રાહ્મણ જ્યાં દમયંતી રહેલી છે, એવા અચળપુરમાં આવ્યો. તે અંતઃપુરમાં ચંદ્રયશા રાણીની પાસે આવ્યો. ચંદ્રયશા તેણે આદરથી પુછવા લાગી "મહારાજ, મારી બ્હેન અને વિદર્ભદેશની પટરાણી પુષ્પદંતી ખુશીમાં છે?" હરિમિત્ર બોલ્યો—" રાજારાણી તેઃ ખુશીમાં છે, પણ એમના જમાઈ અને પુત્રી—નળદમયંતી વનવાસ ગયેલાં છે, તેથી તેઓ ચિંતાતુર રહે છે અને તેમની શોધ કરવાને અનેક પ્રકારના પ્રયત્નો કરે છે." આ સાંભળી ચંદ્રયશા સંભ્રાંત થઈ બોલી—"અરે, એ શું થયું? તે વૃનાંત્ત મને વિસ્તારથી કહે. શામાટે નળ દમયંતીને વનવાસ કરવો પડ્યો?" હરિમિત્ર વિચાર કરી બોલ્યો—" દેવી, નળરાજાના વૃત્તાંતની સર્વને ખબર છે, તે શું તમોને ખબર નથી? નળરાજા પોતાના ભાઈ કૂબરની સાથે જુગાર રમી સર્વસ્વ હારી નગર છોડી વનમાં ગયો છે. વળી આગળ જઈ તેણે દમયંતીનો ત્યાગ કર્યો છે. બંનેની આજસુધી કાંઈપણ ખબર સંભળાતી નથી, તેથી ભીમક રાજાએ પોતાની પુત્રી તથા જમાઈ-

ની શોધ કરવા મને મોકલ્યો છે. અદ્યાપી હું તેમનો પત્તો મેળવી શકયો નથી."

હરિમિત્રનાં આ વચન સાંભળી રાજા અને રાણી બંને મૂર્છિત થઇ ગયાં. ક્ષણવારે સાવધાન થઈ, તેઓ વિલાપ કરવા લાગ્યાં. હરિમિત્રે તેમને સમજાવીને શાંત કર્યાં. પછી હરિમિત્ર ભોજનનો સમય થયો, એટલે જ્યા દમયંતી સદાવ્રત આપતી હતી, ત્યાં ગયો. તેણે દમયંતીને ઓળખી એટલે તે હર્ષભેર દોડી તેણીના ચરણમા પડ્યો. અને બોલ્યો—"અહા ! આજે હું કૃતાર્થ થયો. પૃથ્વીપર સર્વ સ્થળે શોધ કરી તોપણ જેનાં દર્શન થયા ન હતાં, તે પવિત્ર દમયંતી આજે પ્રત્યક્ષ થઈ." આ પ્રમાણે કહી હરિમિત્ર ચંદ્રયશા રાણીની પાસે દોડી આવ્યો અને તેણે સાનંદવદને કહ્યું "દેવી, જય થાઓ, સતી દમયંતી તમારાજ ઘરમાં છે અને તે સદાવ્રત આપે છે." તે સુધાસમાન વચન સાંભળી ચંદ્રયશા સદાવ્રતના સ્થાનમાં આવી અને હર્ષથી દમયંતીને ભેટી પડી. આટલા દિવસ સુધી તેણીએ દમયંતીને ઓળખી નહીં, તેને માટે ક્ષમા માગી ઘણો અપશોષ કર્યો. પછી તેણીએ પુછ્યું કે, નળરાજાએ તારો શામાટે પરિત્યાગ કર્યો? અને સૂર્યને પણ તિરસ્કાર કરે તેવું તારૂં લલાટ તિલક ક્યાં છે? પછી દમયંતીએ પોતાનાં આંગળાં જળમાં બોળી લલાટ ઉપર ઘસ્યાં એટલે તે તિલક સૂર્યની જેમ પ્રકાશમાન થઇ ગયું. તીવ્ર તેજથી સર્વે અંજાઇ ગયાં.

પછી દમયંતીનો હાથ ઝાલી ચંદ્રયશા તેને રાજગૃહમાં

તેડી ગઈ. ત્યાં જઈ તેને સ્નાન કરાવી અલંકૃત કરી, પછી રાજાની પાસે લઈ ગઇ. ત્યાં દમયંતીએ રાજાની પાસે કૂબેરનું સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. પછી રાજાએ તેણીના દુ:ખી હૃદયને શાંત કર્યું તે વખતે દમયંતીના લલાટનું તીવ્ર તેજ જોઈ રાજા ઘણો આશ્ચર્ય પામી ગયો.

આ વખતે આકાશમાર્ગે એક દેવતા આવી દમયંતીને પ્રણામ કરી બોલ્યો—" પવિત્ર દેવી, હું પૂર્વનો પિંગળ નામનો ચોર છું. તમે મને મૃત્યુમાંથી ઉગાર્યો હતો. અને મને ઉત્તમ પ્રકારનો પ્રતિબોધ આપ્યો હતો. તમારીપાસેથી પ્રતિબુદ્ધ થઈ, હું તાપસપુરમાં ગયો હતો. ત્યાં સ્મશાનમાં જઈ હું કાયોત્સર્ગે રહ્યો હતો. તેવામાં એક ચિતા સળગતી મારા જોવામાં આવી તે વધતી વધતી કાર્યોત્સર્ગે રહેલા એવા મારા શરીરની પાસે આવી. ક્ષણવારમાં તેનાથી મારૂં શરીર દગ્ધ થઇ ગયું. તથાપિ હું ધર્મધ્યાનથી ભ્રષ્ટ થયો નહીં. તે હું પિંગળ સમાધિ મરણ પામી દેવતા થયો છું. તમારા પૂર્વના ઉપદેશથીજ મારી આ સ્થિતિ થઈ છે. હું તમારો પૂર્ણ આભારી છું. તમારો સદા વિજય થાઓ." આ પ્રમાણે કહી દમયંતીના સ્થાન ઉપર સુવર્ણવૃષ્ટિ કરી તે દેવતા પોતાને સ્થાને ચાલ્યો ગયો. પછી પેલા હરિમિત્ર બ્રાહ્મણે દધિપર્ણરાજાને કહ્યું. "રાજન, કૃપા કરી દમયંતીને પિતૃગૃહમાં જવાની આજ્ઞા આપો. કારણ કે, તેની માતા પુષ્પદંતી અને પિતા વિદર્ભરાજા તેણીને માટે ઘણો શોક કરે છે. હરિમિત્ર-

ના કહેવા ઉપરથી રાજા દધિપર્ણે દમયંતીને રજા આપી. દમયંતી માતાપિતા સમાન એવા દધિપર્ણ અને ચંદ્રયશાને પ્રેમથી પ્રણામ કરી હરિમિત્રની સાથે મોટી સેના લઈ વિદર્ભદેશમાં આવી. દમયંતીના આવવાના ખબર સાંભળી વિદર્ભરાજાએ દમયંતીનું મોટી ધામધૂમથી સામૈયું કર્યું અને નગરમાં મોટો ઉત્સવ પ્રવર્ત્તાવ્યો. માતાપિતા પ્રેમાશ્રુ લાવી પોતાની પ્રિય પુત્રીને પ્રેમથી મળ્યાં. રાણી પુષ્પદંતી દુહિતાને દુબળી જોઈ રૂદન કરવા લાગી અને વારંવાર તેણીને છાતી સાથે દાબવા લાગી. રાજાએ સાત દિવસ સુધી ગુરૂદેવની પૂજાનો મહોત્સવ કરાવ્યો. દમયંતીએ પોતાનો સર્વ વૃત્તાંત માતાપિતાને કહી સંભળાવ્યો. વિદર્ભરાજાએ તેણીના હૃદયને આશ્વાસન આપ્યું અને પોતાના રાજ્યમાં રહીને વ્રતદાન કરવાને સૂચના આપી. પોતાની પુત્રીની શોધ કરનાર હરિમિત્ર બ્રાહ્મણને રાજાએ પાંચસો ગામ ઈનામમાં આપ્યાં. અને પુન: જણાવ્યું કે, જો નળરાજાની શોધ કરી લાવશો, તો હું તમને મારૂં અર્ધ રાજ્ય આપીશ.

એક દિવસે સુસમારપુરથી કોઈ દૂતે આવી ભીમરાજ-

લજ્જા છોડી પોતાના પિતાને કહ્યું. પિતાજી આ દૂતના વચન ઉપર વિચાર કરવાનો છે. સૂર્યપાક રસોઇ નળરાજા જ જાણે છે. માટે જે તેના રસોયાને નામે રહેલ હશે, તે નળરાજા પોતાનું રૂપ બદલાવીને રહેલા હશે. તે રસોઇઓ કોણ છે ? કેવી રસોઇ કરે છે ? અને તેનું રૂપ કેવું છે ? વગેરે સર્વ વૃત્તાંત આપણે જાણવું જોઇએ. વૈદરભીના આ વિચારને અનુસરી રાજા ભીમકે એક ચતુર દૂતને સમજાવી સુસમાપુર મોકલ્યો. તે અનુચર અનુક્રમે સુસમાપુર પોહોંચ્યો. ત્યાં જઇ પુછતો તે જ્યાં કૂબડો રહેતો હતો. ત્યાં આવ્યો. કૂબડાની આકૃતિ જોઇનેજ તે દૂતે મનમાં વિચાર્યું કે, દમયંતીને ખોટો ભ્રમ થયો છે. આવો કુરૂપી નળરાજા હોય જ નહિં. તે દિવ્ય મુર્ત્તિ ક્યાં ? અને આ કૂબડો ક્યાં ! ક્યાં સરસવનો દાણો અને ક્યાં મેરૂ પર્વત ! ક્યાં ખજવો ! અને ક્યાં સૂરજ ! આ પ્રમાણે અનુચરે વિચાર્યું, તથાપિ આશાને અનુસરી તે કૂબડા પાસે ગયો. અને દમયંતીએ તેને કહેવાના બે શ્લોક શીખવેલા હતા, તે બોલ્યો—તે શ્લોક સાંભળતાંજ કૂબડારૂપી નળને દમયંતીનું સ્મરણ થઇ આવ્યું અને તેથી તેના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા માંડી. પછી કૂબડો તે બ્રાહ્મણને વિનંતિ કરી પોતાના સ્થાનમાં લઇ ગયો; ત્યાં તેનો યોગ્ય સત્કાર કરી પોતે બનાવેલી મધુર રસોઇથી તે વિપ્રને ભોજન કરાવ્યું. અને પછી રાજા તરફથી જે પોતાને કીંમતી પોશાક મળ્યો હતો, તે તેણે હરિમિત્રને આપી દીધો. પછી હરિમિત્ર તે કૂબડાની રજા લઇ કુંડિનપુરમાં આવ્યો

ના કહેવા ઉપરથી રાજા દધિપર્ણે દમયંતીને રજા આપી. દમયંતી માતાપિતા સમાન એવા દધિપર્ણ અને ચંદ્રયશાને પ્રેમથી પ્રણામ કરી હરિમિત્રની સાથે મોટી સેના લઈ વિદર્ભદેશમાં આવી. દમયંતીના આવવાના ખબર સાભળી વિદર્ભરાજાએ દમયંતીનું મોટી ધામધૂમથી સામૈયું કર્યું અને નગરમાં મોટો ઉત્સવ પ્રવર્ત્તાવ્યો. માતાપિતા પ્રેમાશ્રુ લાવી પોતાની પ્રિય પુત્રીને પ્રેમથી મળ્યાં. રાણી પુષ્પદંતી દુહિતાને દુબળી જોઈ રૂદન કરવા લાગી અને વારંવાર તેણીને છાતી સાથે દાબવા લાગી. રાજાએ સાત દિવસ સુધી ગુરૂદેવની પૂજાનો મહોત્સવ કરાવ્યો. દમયંતીએ પોતાનો સર્વ વૃત્તાંત માતાપિતાને કહી સંભળાવ્યો. વિદર્ભરાજાએ તેણીના હૃદયને આશ્વાસન આપ્યું અને પોતાના રાજ્યમાં રહીને વ્રતદાન કરવાને સૂચના આપી. પોતાની પુત્રીની શોધ કરનાર હરિમિત્ર બ્રાહ્મણને રાજાએ પાંચસો ગામ ઈનામમાં આપ્યાં. અને પુનઃ જણાવ્યું કે, જો નળરાજાની શોધ કરી લાવશો, તો હું તમને મારૂં અર્ધ રાજ્ય આપીશ.

એક દિવસે સુસમારપુરથી કોઈ દૂતે આવી ભીમકરાજાને કહ્યું, " મહારાજા, હાલમાં નળરાજાનો કોઈ રસોઈઓ દધિપર્ણરાજાને ત્યાં રહ્યો છે, તે સૂર્યપાક રસવતીની બધી ક્રિયા જાણે છે. અને તે કહે છે કે, મારા ઉપાધ્યાય નળરાજા છે અને તેણે મને આ ક્રિયા શીખવી છે. " દૂતનાં આ વચન ત્યાં રહેલી દમયંતીના સાંભળવામાં આવ્યાં. તે વખતે તેણીએ

લજ્જા છોડી પોતાના પિતાને કહ્યું. પિતાજી આ દૂતના વચન ઉપર વિચાર કરવાનો છે. સૂર્યપાક રસોઈ નળરાજા જ જાણે છે. માટે જે તેના રસોયાને નામે રહેલ હશે, તે નળરાજા પોતાનું રૂપ બદલાવીને રહેલા હશે. તે રસોઈઓ કોણ છે ? કેવી રસોઈ કરે છે ? અને તેનું રૂપ કેવું છે ? વગેરે સર્વ વૃત્તાંત આપણે જાણવું જોઇએ. વૈદરભીના આ વિચારને અનુસરી રાજા ભીમકે એક ચતુર દૂતને સમજાવી સુસમાપુર મોકલ્યો. તે અનુચર અનુક્રમે સુસમાપુર પોહોંચ્યો. ત્યાં જઈ પુછતો તે જ્યાં કૂબડો રહેતો હતો. ત્યાં આવ્યો. કૂબડાની આકૃતિ જોઈનેજ તે દૂતે મનમાં વિચાર્યું કે, દમયંતીને ખોટો ભ્રમ થયો છે. આવો કુરૂપી નળરાજા હોય જ નહિં. તે દિવ્ય મુર્ત્તિ ક્યાં ? અને આ કૂબડો ક્યાં ! ક્યાં સરસવનો દાણો અને ક્યાં મેરૂ પર્વત ! ક્યાં ખજવો ! અને ક્યાં સૂરજ ! આ પ્રમાણે અનુચરે વિચાર્યું, તથાપિ આશાને અનુસરી તે કૂબડા પાસે ગયો. અને દમયંતીએ તેને કહેવાના બે શ્લોક શીખવેલા હતા, તે બોલ્યો—તે શ્લોક સાંભળતાંજ કૂબડારૂપી નળને દમયંતીનું સ્મરણ થઈ આવ્યું અને તેથી તેના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા માંડી. પછી કૂબડો તે બ્રાહ્મણને વિનંતિ કરી પોતાના સ્થાનમાં લઈ ગયો; ત્યાં તેનો યોગ્ય સત્કાર કરી પોતે બનાવેલી મધુર રસોઈથી તે વિપ્રને ભોજન કરાવ્યું. અને પછી રાજા તરફથી જે પોતાને કીંમતી પોશાક મળ્યો હતો, તે તેણે હરિમિત્રને આપી દીધો. પછી હરિમિત્ર તે કૂબડાની રજા લઈ કુંડિનપુરમાં આવ્યો

ના કહેવા ઉપરથી રાજા દધિપર્ણે દમયંતીને રજા આપી. દમયંતી માતાપિતા સમાન એવા દધિપર્ણ અને ચંદ્રયશાને પ્રેમથી પ્રણામ કરી હરિમિત્રની સાથે મોટી સેના લઈ વિદર્ભદેશમાં આવી. દમયંતીના આવવાના ખબર સાંભળી વિદર્ભરાજાએ દમયંતીનું મોટી ધામધૂમથી સામૈયું કર્યું અને નગરમાં મોટો ઉત્સવ પ્રવર્ત્તાવ્યો. માતાપિતા પ્રેમાશ્રુ લાવી પોતાની પ્રિય પુત્રીને પ્રેમથી મળ્યાં. રાણી પુષ્પદંતી દુહિતાને દુબળી જોઈ રૂદન કરવા લાગી અને વારંવાર તેણીને છાતી સાથે દાબવા લાગી. રાજાએ સાત દિવસ સુધી ગુરૂદેવની પૂજાનો મહોત્સવ કરાવ્યો. દમયંતીએ પોતાનો સર્વ વૃત્તાંત માતાપિતાને કહી સંભળાવ્યો. વિદર્ભરાજાએ તેણીના હૃદયને આશ્વાસન આપ્યું અને પોતાના રાજ્યમાં રહીને વ્રતદાન કરવાને સૂચના આપી. પોતાની પુત્રીની શોધ કરનાર હરિમિત્ર બ્રાહ્મણને રાજાએ પાંચસો ગામ ઇનામમાં આપ્યાં. અને પુનઃ જણાવ્યું કે, જો નળરાજાની શોધ કરી લાવશો, તો હું તમને મારૂં અર્ધ રાજ્ય આપીશ.

એક દિવસે સુસમારપુરથી કોઈ દૂતે આવી ભીમકરાજાને કહ્યું, " મહારાજા, હાલમાં નળરાજાનો કોઈ રસોઈઓ દધિપર્ણરાજાને ત્યાં રહ્યો છે, તે સૂર્યપાક રસવતીની બધી ક્રિયા જાણે છે. અને તે કહે છે કે, મારા ઉપાધ્યાય નળરાજા છે અને તેણે મને આ ક્રિયા શીખવી છે. " દૂતનાં આ વચન ત્યાં રહેલી દમયંતીના સાંભળવામાં આવ્યાં. તે વખતે તેણીએ

લજ્જા છોડી પોતાના પિતાને કહ્યું. પિતાજી આ દૂતના વચન ઉપર વિચાર કરવાનો છે. સૂર્યપાક રસોઇ નળરાજા જ જાણે છે. માટે જે તેના રસોયાને નામે રહેલ હશે,. તે નળરાજા પોતાનું રૂપ બદલાવીને રહેલા હશે. તે રસોઇઓ કોણ છે ? કેવી રસોઇ કરે છે? અને તેનું રૂપ કેવું છે? વગેરે સર્વ વૃત્તાંત આપણે જાણવું જોઇએ. વૈદરભીના આ વિચારને અનુસરી રાજા ભીમકે એક ચતુર દૂતને સમજાવી સુસમાપુર મોકલ્યો. તે અનુચર અનુક્રમે સુસમાપુર પોહોંચ્યો. ત્યાં જઇ પુછતો તે જ્યાં કૂબડો રહેતો હતો. ત્યાં આવ્યો. કૂબડાની આકૃતિ જોઇનેજ તે દૂતે મનમાં વિચાર્યું કે, દમયંતીને ખોટો ભ્રમ થયો છે. આવો કુરૂપી નળરાજા હોય જ નહિં. તે દિવ્ય મુર્ત્તિ કયાં ? અને આ કૂબડો કયાં ! કયાં સરસવનો દાણો અને કયાં મેરૂ પર્વત ! કયા ખજવો ! અને કયાં સૂરજ ! આ પ્રમાણે અનુચરે વિચાર્યું, તથાપિ આશાને અનુસરી તે કુબડા પાસે ગયો. અને દમયંતીએ તેને કહેવાના બે શ્લોક શીખવેલા હતા, તે બોલ્યો—તે શ્લોક સાંભળતાંજ કૂબડારૂપી નળને દમયંતીનું સ્મરણ થઇ આવ્યું અને તેથી તેના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા માંડી. પછી કુબડો તે બ્રાહ્મણને વિનંતિ કરી પોતાના સ્થાનમાં લઇ ગયો, ત્યાં તેનો યોગ્ય સત્કાર કરી પોતે બનાવેલી મધુરરસોઇથી તે વિપ્રને ભોજન કરાવ્યું. અને પછી રાજા તરફથી જે પોતાને કીંમતી પોશાક મળ્યો હતો, તે તેણે હરિમિત્રને આપી દીધો. પછી હરિમિત્ર તે કૂબડાની રજા લઇ કુંડિનપુરમાં આવ્યો

ના કહેવા ઉપરથી રાજા દધિપર્ણે દમયંતીને રજા આપી. દમયંતી માતાપિતા સમાન એવા દધિપર્ણ અને ચંદ્રયશાને પ્રેમથી પ્રણામ કરી હરિમિત્રની સાથે મોટી સેના લઈ વિદર્ભદેશમાં આવી. દમયંતીના આવવાના ખબર સાંભળી વિદર્ભરાજાએ દમયંતીનું મોટી ધામધૂમથી સામૈયું કર્યું અને નગરમાં મોટો ઉત્સવ પ્રવર્ત્તાવ્યો. માતાપિતા પ્રેમાશ્રુ લાવી પોતાની પ્રિય પુત્રીને પ્રેમથી મળ્યાં. રાણી પુષ્પદંતી દુહિતાને દુબળી જોઈ રૂદન કરવા લાગી અને વારંવાર તેણીને છાતી સાથે દાબવા લાગી. રાજાએ સાત દિવસ સુધી ગુરૂદેવની પૂજાનો મહોત્સવ કરાવ્યો. દમયંતીએ પોતાનો સર્વ વૃત્તાંત માતાપિતાને કહી સંભળાવ્યો. વિદર્ભરાજાએ તેણીના હૃદયને આશ્વાસન આપ્યું અને પોતાના રાજ્યમાં રહીને વ્રતદાન કરવાને સૂચના આપી. પોતાની પુત્રીની શોધ કરનાર હરિમિત્ર બ્રાહ્મણને રાજાએ પાંચસો ગામ ઇનામમાં આપ્યાં. અને પુનઃ જણાવ્યું કે, જો નળરાજાની શોધ કરી લાવશો, તો હું તમને મારૂં અર્ધ રાજ્ય આપીશ.

એક દિવસે સુસમારપુરથી કોઈ દૂતે આવી ભીમકરાજાને કહ્યું, " મહારાજ, હાલમાં નળરાજાનો કોઈ રસોઈઓ દધિપર્ણરાજાને ત્યાં રહ્યો છે, તે સૂર્યપાક રસવતીની બધી ક્રિયા જાણે છે. અને તે કહે છે કે, મારા ઉપાધ્યાય નળરાજા છે અને તેણે મને આ ક્રિયા શીખવી છે. " દૂતનાં આ વચન ત્યાં રહેલી દમયંતીના સાંભળવામાં આવ્યાં. તે વખતે તેણીએ

લજ્જા છોડી પોતાના પિતાને કહ્યું. પિતાજી આ દૂતના વચન ઉપર વિચાર કરવાનો છે. સૂર્યપાક રસોઇ નળરાજા જ જાણે છે. માટે જે તેના રસોયાને નામે રહેલ હશે, તે નળરાજા પોતાનું રૂપ બદલાવીને રહેલા હશે. તે રસોઇઓ કોણ છે ? કેવી રસોઇ કરે છે ? અને તેનું રૂપ કેવું છે ? વગેરે સર્વ વૃત્તાંત આપણે જાણવું જોઇએ. વૈદરભીના આ વિચારને અનુસરી રાજા ભીમકે એક ચતુર દૂતને સમજાવી સુસમાપુર મોકલ્યો. તે અનુચર અનુક્રમે સુસમાપુર પોહોંચ્યો. ત્યાં જઇ પુછતો તે જ્યાં કૂબડો રહેતો હતો. ત્યાં આવ્યો. કૂબડાની આકૃતિ જોઇનેજ તે દૂતે મનમાં વિચાર્યું કે, દમયંતીને ખોટો ભ્રમ થયો છે. આવો કુરૂપી નળરાજા હોય જ નહિં. તે દિવ્ય મુર્ત્તિ ક્યાં ? અને આ કૂબડો ક્યાં ! ક્યાં સરસવનો દાણો અને ક્યાં મેરૂ પર્વત ! ક્યાં ખજવો ! અને ક્યાં સૂરજ ! આ પ્રમાણે અનુચરે વિચાર્યું, તથાપિ આશાને અનુસરી તે કૂબડા પાસે ગયો. અને દમયંતીએ તેને કહેવાના બે શ્લોક શીખવેલા હતા, તે બોલ્યો—તે શ્લોક સાંભળતાંજ કૂબડારૂપી નળને દમયંતીનું સ્મરણ થઇ આવ્યું અને તેથી તેના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા માંડી. પછી કૂબડો તે બ્રાહ્મણને વિનંતિ કરી પોતાના સ્થાનમાં લઇ ગયો; ત્યાં તેનો યોગ્ય સત્કાર કરી પોતે બનાવેલી મધુર રસોઇથી તે વિપ્રને ભોજન કરાવ્યું. અને પછી રાજા તરફથી જે પોતાને કીંમતી પોશાક મળ્યો હતો, તે તેણે હરિમિત્રને આપી દીધો. પછી હરિમિત્ર તે કૂબડાની રજા લઇ કુંડિનપુરમાં આવ્યો

અને તેણે ઉન્મત્ત હાથીને વશ કરવાની, રસોઇના સ્વાદની અને રાજાની પ્રીતિની તે બધી કુબડાની વાત દમયંતીને કહી સંભળાવી. તે ઉપરથી દમયંતીને ખાત્રી થઇ કે, 'એ કુબડોજ નળ રાજા છે.' પછી તેણીએ પોતાના પિતાને તે વાત યુક્તિથી જણાવી. પછી વિદર્ભરાજાએ દમયંતીનો ફરીવાર સ્વયંવર કરવાનો નિશ્ચય કર્યો. અને તે પ્રસંગે દધિપર્ણ રાજાને બોલાવવાથી તેની સાથે કુબડો આવશે એટલે ખાત્રી થશે, આવો વિચાર પણ કર્યો. આવા વિચારની સાથે તેણે દમયંતીના સ્વયંવરનો આરંભ કર્યો અને તે પ્રસંગે દધિપર્ણ રાજાને બોલાવાને એક ખાસ દૂત મોકલ્યો.

દૂતે જઈ દધિપર્ણરાજાને પરિવારસહિત વિદર્ભરાજા તરફથી આમંત્રણ કર્યું. દમયંતીનો ફરીવાર સ્વયંવર થાય છે, એ વાત સાંભળી કૂબડારૂપે રહેલો નળરાજા આશ્ચર્ય પામી ગયો. સ્વયંવરનો દિવસ નજીક હતો, તેથી ત્યાં સત્વર શી રીતે પહોંચાશે, એવા વિચારમાં પડેલા દધિપર્ણને કુબડે હીંમત આપી કે, "જો મને સારથિ કરો તો, હું પ્રાતઃકાળે તમને કુંડીનપુર પહોંચાડું." આથી રાજા ખુશી થયો અને પછી કુબડાની ઇચ્છા પ્રમાણે અશ્વ જોડી રથ તૈયાર કર્યો. રાજા દધિપર્ણ છત્રધર; સ્થગીધર, બે ચામરધારી અને કૂબડો—એમ છ જણા રથમાં આરૂઢ થયા. કૂબડે વેગથી રથને ચલાવ્યો. માર્ગમાં જતાં એક બેડાનું વૃક્ષ આવ્યું, તે વૃક્ષ ઉપર ઘણાં ફળ હતાં. આ વૃક્ષ ઉપર કેટલાં ફળ છે?

એમ કુબડાને પુછયું, એટલે તેણે કહ્યું કે, જ્યારે આપણે કાર્ય સિદ્ધ કરીને પાછા વળીશું, ત્યારે હું તમને કહીશ, રાજાએ કહ્યું, "એ વિદ્યા તો મારામાં છે," કુબડો ઉંચે સ્વરે બોલ્યો, "જો તમે એ વિદ્યા જાણતા હો તો હમણાંજ આ ફળની સંખ્યા કહી આપો." રાજાએ તરતજ કહ્યું કે, "આ વૃક્ષ ઉપર અઢાર હજાર ફળ લાગેલાં છે" કુબડે રથને ઉભો રાખી મુષ્ટિનો ઘા કરી તે બધાં ફળ નીચે પાડ્યાં. અને ગણ્યાં તો તે અઢાર હજાર બરાબર થયાં હતાં પછી રાજાએ કુબડા પાસેથી અશ્વવિદ્યા શીખી, કુબડાને ગણિત વિદ્યા શીખવી. પછી કુબડે તે રથને વેગથી હંકાર્યો, તે પ્રાતઃકાળે કુંડિનપુરને દરવાજે આવી પહોંચ્યો.

આ રાત્રે વૈદર્ભીને સ્વપ્ન આવ્યું હતું, તેણીએ સ્વપ્નાની વાત પોતાના પિતાને જણાવી, એટલે વિદર્ભરાજાએ તે સ્વપ્નાનો ગૂઢાર્થ સમજાવ્યો. જે સાંભળી દમયંતી હર્ષ પામી હતી.

કોઈ મંગળ નામના દૂતના કહેવાથી રાજા વિદર્ભે દધિપર્ણ રાજાનો સત્કાર કર્યો અને તેને અતિ રમણીય ઉતારામાં ઉતારો આપ્યો. રાજા દધિપર્ણને ઉતારે વિદર્ભરાજા ગયો. તે પેલા કુબડાને મળ્યો. કુબડાને જોઈ વિદર્ભરાજાએ દધિપર્ણને કહ્યું, "આ કુબડો માણસ સૂર્યપાક રસોઈ કરે છે, તે મને જમાડો." રાજા વિદર્ભપતિના કહેવાથી દધિપર્ણે કુબડાની પાસે સૂર્યપાક રસોઈ તૈયાર કરાવી. તે રસોઇ

અને તેણે ઉન્મત્ત હાથીને વશ કરવાની, રસોઇના સ્વાદની અને રાજાની પ્રીતિની તે બધી કૂબડાની વાત દમયંતીને કહી સંભળાવી. તે ઉપરથી દમયંતીને ખાત્રી થઇ કે, ' એ કુબડોજ નળ રાજા છે. ' પછી તેણીએ પોતાના પિતાને તે વાત યુક્તિથી જણાવી. પછી વિદર્ભરાજાએ દમયંતીનો ફરીવાર સ્વયંવર કરવાનો નિશ્ચય કર્યો. અને તે પ્રસંગે દધિપર્ણ રાજાને બોલાવવાથી તેની સાથે કુબડો આવશે એટલે ખાત્રી થશે, આવો વિચાર પણ કર્યો. આવા વિચારની સાથે તેણે દમયંતીના સ્વયંવરનો આરંભ કર્યો અને તે પ્રસંગે દધિપર્ણ રાજાને બોલાવાને એક ખાસ દૂત મોકલ્યો.

દૂતે જઈ દધિપર્ણરાજાને પરિવારસહિત વિદર્ભરાજા તરફથી આમંત્રણ કર્યું. દમયંતીનો ફરીવાર સ્વયંવર થાય છે, એ વાત સાંભળી કૂબડારૂપે રહેલો નળરાજા આશ્ચર્ય પામી ગયો. સ્વયંવરનો દિવસ નજીક હતો, તેથી ત્યાં સત્વર શી રીતે પહોંચાશે, એવા વિચારમાં પડેલા દધિપર્ણને કૂબડે હીંમત આપી કે, " જો મને સારથિ કરો તો, હું પ્રાતઃકાળે તમને કુંડીનપુર પહોંચાડું. " આથી રાજા ખુશી થયો અને પછી કૂબડાની ઇચ્છા પ્રમાણે અશ્વ જોડી રથ તૈયાર કર્યો. રાજા દધિપર્ણ છત્રધર; સ્થગીધર, બે ચામરધારી અને કૂબડો—એમ છ જણા રથમાં આરૂઢ થયા. કૂબડે વેગથી રથને ચલાવ્યો. માર્ગમાં જાતાં એક બેડાનું વૃક્ષ આવ્યું, તે વૃક્ષ ઉપર ઘણાં ફળ હતાં. આ વૃક્ષ ઉપર કેટલાં ફળ છે ?

એમ કૂબડાને પુછ્યું, એટલે તેણે કહ્યું કે, જ્યારે આપણે કાર્ય સિદ્ધ કરીને પાછા વળીશું, ત્યારે હું તમને કહીશ, રાજાએ કહ્યું, "એ વિદ્યા તો મારામાં છે," કુબડો ઉંચે સ્વરે બોલ્યો, "જો તમે એ વિદ્યા જાણતા હો તો હમણાંજ આ ફળની સંખ્યા કહી આપો." રાજાએ તરતજ કહ્યું કે, "આ વૃક્ષ ઉપર અઢાર હજાર ફળ લાગેલાં છે" કુબડે રથને ઉભો રાખી મુષ્ટિનો ઘા કરી તે બધાં ફળ નીચે પાડ્યાં. અને ગણ્યાં તો તે અઢાર હજાર બરાબર થયાં હતાં પછી રાજાએ કૂબડા પાસેથી અશ્વવિદ્યા શીખી, કુબડાને ગણિત વિદ્યા શીખવી. પછી કુબડે તે રથને વેગથી હંકાર્યો, તે પ્રાત:કાળે કુંડિનપુરને દરવાજે આવી પહોંચ્યો.

આ રાત્રે વૈદર્ભીને સ્વપ્ન આવ્યું હતું, તેણીએ સ્વપ્નાની વાત પોતાના પિતાને જણાવી, એટલે વિદર્ભરાજાએ તે સ્વપ્નાનો ગૂઢાર્થ સમજાવ્યો. જે સાંભળી દમયંતી હર્ષ પામી હતી.

કોઈ મંગળ નામના દૂતના કહેવાથી રાજા વિદર્ભે દધિપર્ણ રાજાનો સત્કાર કર્યો અને તેને અતિ રમણીય ઉતારામાં ઉતારો આપ્યો. રાજા દધિપર્ણને ઉતારે વિદર્ભરાજા ગયો. તે પેલા કૂબડાને મળ્યો. કૂબડાને જોઈ વિદર્ભરાજાએ દધિપર્ણને કહ્યું, "આ કૂબડો માણસ સૂર્યપાક રસોઈ કરે છે, તે મને જમાડો." રાજા વિદર્ભપતિના કહેવાથી દધિપર્ણે કૂબડાની પાસે સૂર્યપાક રસોઈ તૈયાર કરાવી. તે રસોઇ

જમી પ્રસન્ન થયેલા વિદર્ભરાજાએ છુપી રીતે એક થાળ દમયંતીને ભોજન કરવા માટે મોકલાવ્યો. તે રસોઈ જમી દમયંતીને ખાત્રી થઇ કે “ આ કૂબડો એજ નળરાજા છે. ” પછી તેણે પિતાની સન્મુખ તે કૂબડાને બોલાવ્યો. પછી દમયંતીએ કહ્યું, કે, આ કૂબડો મારા શરીરને સ્પર્શ કરે તો મને ખાત્રી થાય” સર્વની સમક્ષ તેણે દમયંતીના અંગનો સ્પર્શ કર્યો. એટલે તેણીનું શરીર રોમાંચિત થઇ ગયું. તે ઉપરથી તેને પૂર્ણ પ્રતીતિ આવી, પછી તે કૂબડાને એકાંત લઇ ગઈ. અને પોતાનો પવિત્ર પ્રેમ દર્શાવ્યો. દમયંતીની શુદ્ધ પ્રીતિ જોઈ પેલું નાગે આપેલ શ્રીફળ અને પેટી તરત બહાર કહાડ્યાં અને તેમાથી વસ્ત્રાભૂષણ લઇ તેણે ધારણ કર્યાં, એટલે તે પોતાના મૂળરૂપમાં આવી ગયો, પોતાના પતિને પ્રત્યક્ષ જોઈ દમયંતી તેના કંઠમાં વળગી પડી. પ્રેમના બંધથી બંધાએલાં એ દંપતી ઘણીવાર સુધી મુકતા થયાં નહિ. પછી નળરાજા પોતાને મૂળરૂપે બાહેર આવ્યો, તેને જોઈ રાજા ભીમરથ તેને સ્નેહથી ભેટી પડયો. પછી નળને રાજ્યસિંહાસનપર બેસાડી ભીમરથરાજાએ અંજળિ જોડી કહ્યું–“ હે નૃપશ્રેષ્ઠ, આ રાજયલક્ષ્મી અને અમારા પ્રાણ–એ બધું તમારૂં છે. ” પછી દધિપર્ણરાજાએ નળની ક્ષમા માગી. અને તેની પ્રત્યે ઘણો પ્રેમ દર્શાવ્યો. તે સમયે પેલો ધનદેવ સાર્થવાહ ઘણી ભેટો લઇને ભીમરથરાજાને જોવાને આવ્યો. તે સાર્થવાહને ઓળખી દમયંતીએ તેનો પૂર્વ ઉપકાર સંભારી પોતાના બંધુની

જેમ ભીમરથરાજાની પાસે તેનું ભારે સન્માન કરાવ્યું. પછી દમયંતીએ ચંદ્રયશા, ઋતુપર્ણ, ચંદ્રવતી અને વસંત શ્રી શેખર વગેરે સર્વ પોતાના પૂર્વોપકારીઓને કુંડિનપુરમાં તેડાવ્યા. અને તેમની ભારે આગતાસ્વાગતા કરી પોતાની કૃતજ્ઞતા દર્શાવી.

એક દિવસે પ્રાતઃકાળે ભીમરથરાજા સભા ભરીને બેઠા હતો, તેવામાં આકાશમાંથી કોઈ દેવ આવ્યો. તેણે અંજળિ જોડી દમયંતીને કહ્યું-" ભદ્રે, હું તાપસપુરના તાપસોનો સ્વામી છું. તમારા પ્રતિબોધથી મેં ચારિત્ર લીધું હતું. તે મહાવ્રતને પાળી મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં **અમૃત-શ્રીકેશર** નામે હું દેવતા થયો છું. આ બધો તમારા પ્રતિ બોધનોજ પ્રભાવ છે." આટલું કહી ત્યાં સાત કોટી સુવર્ણની વૃષ્ટિ કરી પોતાને સ્થાને ચાલતો થયો. પછી સર્વ રાજાઓએ મળી નળનો ત્યાં રાજ્યાભિષેક કર્યો. પછી ત્યાં જેટલા રાજાઓ હતા, તેમણે પોતપોતાના રાજ્યમાંથી સેનાઓ મંગાવી, પછી શુભ દિવસે સર્વ સેનાઓને લઈ નળરાજા કોશલાપુર તરફ ચાલ્યો. જ્યારે તે અયોધ્યાના વનમાં આવ્યો, ત્યાં કુબરના જાણવામાં આવ્યું કે-" નળરાજા મોટી સેના સાથે ચડી આવ્યો છે. " આથી કુબર ભયભીત થઈ ગયો. પછી નળે કુબરને દૂત મોકલાવી કહેવરાવ્યું કે-" હે કપટી કુબર, ફરીવાર મારી સાથે જુગાર રમ. તારી લક્ષ્મી તે મારી થશે અથવા મારી લક્ષ્મી તે તારી થશે." નળરાજાના આવાં

સંદેશાથી જેની બુદ્ધિ વિપરીત થયેલી છે એવા કુબરે તે વાત કબુલ કરી અને પોતે નળની પાસે જુગાર રમવાને આવ્યો. જેના પુણ્યકર્મ ઉદય આવેલા છે, એવા નળરાજાએ કુબરની સર્વ સમૃદ્ધિ જીતી લીધી. અને પોતે પાછો કોશલ દેશનો મહારાજા બની ગયો. **પુણ્યોદય થવાનો હોય ત્યારે સર્વ ક્રિયા સિદ્ધ થાય છે.** "

નીતિકુશળ નળરાજાએ પોતાની રાજ્યસત્તા સ્વાધીન કરી અને સર્વ દેશમાં પોતાની આજ્ઞા પ્રવર્ત્તાવી. કુબર દુષ્ટ બુદ્ધિવાળો હતો, તોપણ પોતાનો બંધુ ધારીને તેને પુનઃ યુવરાજ પદવી આપી પોતાની રાજધાનીમાં રાખ્યો હતો. પ્રતાપી નળરાજાએ નિષ્કંટક રાજ્ય ચલાવી ભારતવર્ષ ઉપર ભારે કીર્ત્તિ મેળવી. ભારતના અનેક રાજાઓ ભેટ લઈ તેને શરણે આવ્યા હતા. નળદમયંતી એ રાજદંપતીનું પવિત્ર નામ ત્રણ લોકમાં વિખ્યાત થઈ ગયું હતું. નિર્મળ અને દયાસાગર નળરાજાએ આ ભરતાર્દ્ધનું રાજ્ય હજારો વર્ષ ભોગવ્યું હતું. અને પોતાની પ્રજાને દુર્વ્યસનથી દૂર રાખી હતી.

રાજ્યવૈભવ ભોગવતા એવા નળરાજાની પાસે એક વખતે તેના પિતા નિષધનો જીવ કે જે દેવગતિને પામ્યો હતો, તે આવી કહેવા લાગ્યો–" હે રાજા, તારા રાજ્યભોગની અવધિ આવી રહી છે. હું તારો પૂર્વનો પિતા તારા ઉપકારને માટે તને સૂચના આપવાને આવ્યો છું. " દેવતાના આ વચન સાંભળી નળરાજાને તત્કાળ સંસાર ઉપરથી વૈરાગ્ય

ઉત્પન્ન થઈ આવ્યો. પછી બીજે દિવસે પોતાના પુષ્કળ નામના પુત્રને રાજ્યાભિષેક કરી નળરાજાએ દમયંતી સહિત જિનસેન નામના આચાર્યની પાસે ચારિત્ર ધારણ કર્યું. અંતે અનશનવ્રત લઈ સમાધિમરણ પ્રાપ્ત કરી નળનો જીવ કુબેર નામે દેવ થયો અને દમયંતીનો જીવ દેવી રૂપે ઉત્પન્ન થઈ તે કુબેર દેવનીજ સ્ત્રી થઈ હતી.

વિદુર કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! આ નળકૂબરના આખ્યાન ઉપરથી તમારે વિચાર કરવો જોઈએ. કુબરે જુગાર રમીને પૃથ્વી જીતી, તોપણ તેને અંત સુધી સ્થિર રહી નહિ. અને નળ જુગાર રમી પૃથ્વીને હારી ઘણો દુ:ખી થયો હતો. આ દૃષ્ટાંત ઉપરથી એટલું સમજવાનું છે કે, જુગાર જેવાં નીચ કામ સજ્જનોને લજ્જિત કરનારાં અને દુ:ખ આપનારા છે. જેમ જુગાર રમવામાં અંતે કૂબરનો જય ન થયો, તેમ તમારા પુત્રોનો પણ અંતે જય નહિ થાય. કદિ જુગાર રમીને તમારા પુત્રો પાંડવો પાસેથી પૃથ્વી જીતી લેશે નહિ તો તમારા પુત્રોમાં અથવા તમારા પક્ષમાં એવો કોણ વીર પુરૂષ છે કે, જે તેઓની પાસેથી બળાત્કારે પૃથ્વી લઇ શકે ? જે કોઈ એ સમર્થ પાંડવોની સાથે કલહ કરશે, તેમને પાંડવો ક્ષણવારમાં મારી નાંખશે. કદિ ધર્મરાજા સત્યવાદી હોવાથી જુગાર રમતાં પૃથ્વી હારી જાય તો આપી દે, પણ ભીમ અને અર્જુન જીવતાં તમારા પુત્રો પાસે પૃથ્વી રહે, એવું મને ભાસતું નથી. છેવટે પાંડવો બળાત્કારે પૃથ્વી લઈ લેશે. અને

લોકોમાં તમારૂં હાસ્ય થશે. એટલુંજ નહિ પણ ઇંદ્રપ્રસ્થ પણ તમારા પુત્રોને હાથ નહિ રહે. માટે ભાઈ ધૃતરાષ્ટ્ર, તમારા પુત્રોને સમજાવો અને જુગારના અપવિત્ર કાર્યમાંથી નિવૃત્ત કરો."

વિદુરે આ પ્રમાણે ધૃતરાષ્ટ્રને સાચે-સાચું કહ્યું, પણ કુમતિ ધૃતરાષ્ટ્રે તે માન્યું નહિ. અને પોતે પોતાના આગ્રહને વળગી રહ્યો. પછી વિદુર હૃદયમાં ખેદ પામી ત્યાંથી ઉઠી ગયો. અને તરત હસ્તિનાપુરમાં ચાલ્યો આવ્યો.

વાંચનાર, આ વિસ્તીર્ણ પ્રકરણમાંથી ગ્રાહ્ય બોધ કેટલો છે ? તેનો તું વિચાર કરજે. જેમ દુરાગ્રહી ધૃતરાષ્ટ્રે પોતાના હિતકારી બંધુ વિદુરનાં વચન માન્યાં નહીં, જેથી પરિણામે તેના પુત્રો દુઃખી થશે. તેવી રીતે જે દુરાગ્રહી પુરૂષ હોય, તે કદિપણ પોતાનો દુરાગ્રહ છોડતો નથી. દુરાગ્રહ અને દુર્વ્યસન એ માણસને પાયમાલીના પંથ ઉપર લાવે છે, દુર્વ્યસનનો યોગ થવો, એ પૂર્વના મલિન કર્મનું ફળ છે, તે મલિન કર્મના અંધકારમાં અંજાઇ ગયેલો માણસ પોતાનું હિતાહિત જોઇ શકતો નથી. જો તે સારી કેળવણી પામ્યો હોય અથવા તેનાં પુણ્યો પ્રબળ હોય તો તેને કોઇ હિતકારી પુરૂષનો ઉપદેશ પ્રકાશ આપી તેના હૃદયના અંધકારને દૂર કરે છે. પણ જ્યાં સુધી તે મલિન પુરૂષના હૃદયમાં દુરાગ્રહની ગ્રંથિ પડી ગઈ હોય, ત્યાં સુધી તેને કોઈ પણ પ્રકારનો ઉપદેશ લાગતો નથી. દુરાગ્રહી ધૃતરાષ્ટ્રને તેમજ થયું હતું.

હિતકારી વિદુરે નળાખ્યાન સંભળાવ્યું અને જુગારના દુર્વ્યસનની અનિષ્ટતા સિદ્ધ કરી આપી, તોપણ મલિનબુદ્ધિ ધૃતરાષ્ટ્ર સમજ્યો નહીં. તેણે પોતાનો દુરાગ્રહ છોડયો નહીં. જેનું પરિણામ કેવું વિપરીત આવશે ? તે હવે પછી જોવાનું છે. જે માણસ અનીતિથી ઉદય અને ઉન્નતિ પ્રાપ્ત કરે છે, તે માણસને તે ઉદય અને ઉન્નતિ ટકી શકતી નથી. એ વિષે નળરાજાના ભાઈ કૂબરનું પૂર્ણ દૃષ્ટાંત છે. કુબરે જેવી ઉન્નતિ મેળવી હતી, તેવી આખરે તેની અવનતિ થઈ હતી. રાજ્યારૂઢ થયેલો કૂબર પાછો એજ રસ્તે રાજ્યભ્રષ્ટ થયો હતો. તે ઉપરથી દરેક ભવિ પ્રાણીએ શીખવાનું છે કે, **“ અનીતિને માર્ગે ઉન્નતિ મેળવવા પ્રયત્ન કરવો નહીં. ”**

વાંચનારી બ્હેનો, વિદુરે કહેલા નળાખ્યાન ઉપરથી તમારે પણ કેટલોક બોધ લેવાનો છે. તેમાં ખાસ કરીને સતી દમયંતીનું ચરિત્ર અનુકરણીય છે. સતી દમયંતી જેમ પોતાના પ્રિય પતિની પાછળ જઈ તેના દુઃખની ભાગીયણ બની હતી, તેમ દરેક સદ્ગુણી શ્રાવિકાએ પતિના સુખદુઃખની ભાગીયણ થવું જોઇએ. દમયંતીના જેવો શુદ્ધ પ્રેમ પતિ ઉપર ધારણ કરનારી શ્રાવિકાઓ આલોક તથા પરલોકમાં સત્કીર્ત્તિ મેળવે છે. અને પોતાના સ્ત્રી જીવનને સાર્થક કરે છે. પતિભક્તા દમયંતી જેમ આખરે દુઃખમાંથી મુક્ત થઈ પતિની સાથે રાજ્યમહિષી બની હતી, તેમ જે કોઈ સ્ત્રી સતી અને પતિભક્તા રહે છે, તે સર્વ રીતે સુખી થાય છે.

સતી ધર્મનો પ્રભાવ દિવ્ય છે. તે ધર્મના પ્રભાવથી દમયંતી ની જેમ અનેક પ્રકારના અંતરાયો દૂર થઇ જાય છે. અને આખરે તે વિજયવતિ થઇ આ લોકમાં અને પરલોકમાં સંપૂર્ણ સુખ મેળવે છે.

—※(:◎:)※—



## પ્રકરણ ૨૭ મું.

### સર્વસ્વ હરણ.

એક રમણીય મહેલમાં યુધિષ્ઠિર રાજા પોતાના ભાઇઓની સાથે બેઠો હતો. તેમની વચ્ચે વિવિધ પ્રકારના વાર્ત્તાલાપ થતા હતા. વાર્ત્તાલાપના પ્રસંગમાં પરસ્પર ઉપહાસ્ય થતા, પણ મર્યાદાનો ભંગ થતો ન હતો. નાનામોટાથી મર્યાદા અખંડિત સચવાતી હતી. આ વખતે ભીમ સર્વની વચ્ચે બોલ્યો—" બંધુઓ, આપણા વિદુર કાકા ઇંદ્રપ્રસ્થમાં આવ્યા છે અને કાંઇક નવીન વાત લાવ્યા છે, જો સર્વની ઇચ્છા હોય તો આપણે તેમની પાસે જઈને પુછીએ. " " ઇંદ્રપ્રસ્થ એ આપણા બંધુઓનું રાજ્ય છે, તેમાં કાંઈ નવીન થાય, એ આપણા ઘરમાં થયેલું ગણાય અને જો તે સારૂં હોય તો આપણે ખુશી થવાનું છે. " યુધિષ્ઠિરે નિષ્પક્ષપાતથી શુદ્ધ હૃદયે જણાવ્યું. અર્જુન ઉમંગ લાવી બોલી ઉઠ્યો " મોટાભાઈ, ઇંદ્રપ્રસ્થની બીજી કાંઇ નવીન વાર્ત્તા નથી. મારા સાંભળવામાં

આવ્યું છે કે, દુર્યોધને એક દિવ્ય સભા રચાવેલી છે અને તેમાં આપણા ધૃતરાષ્ટ્ર કાકાએ ઘણી ઈચ્છા બતાવી છે. ”

“દુર્યોધન ગમે તેવી સભા બનાવે, પણ આપણા જેવી અલૌકિક સભા બને નહીં. તેમાં તેનું જે ઉપહાસ્ય થયું છે, તેવું કદિપણ બનવું નથી. ” ભીમે ગર્વ લાવીને કહ્યું.

“દુર્યોધને રચેલી સભા ઉત્તમ હોય તો આપણે વધારે ખુશી થવાનું છે.. કારણ કે, તેની સમૃદ્ધિનો જે વધારો, તે આપણી સમૃદ્ધિનો વધારો છે. આપણે એકજ પિતાના પુત્રો છીએ. ” યુધિષ્ઠિરે પોતાના સમદષ્ટિવાળા વિચારો જણાવીને કહ્યું. આ પ્રમાણે વાતચિત થતી હતી, તેવામાં દ્વારપાળે આવી ખબર આપ્યા કે, “ કોઈ પુરૂષ ઇદ્રપ્રસ્થથી આવ્યો છે, અને તે આપ સર્વને મળવા ઈચ્છે છે. ” યુધિષ્ઠિરની આજ્ઞા થવાથી તેને અંદર પ્રવેશ કરાવ્યો. સર્વને પ્રણામ કરી તે બોલ્યો—“ ઇદ્રપ્રસ્થના મહારાજા દુર્યોધને એક સુંદર સભા બનાવેલી છે, તે જોવાને આપ સર્વને આમંત્રણ કરવાને મને મોકલ્યો છે, તો આપ સર્વ કૃપા કરી પધારો. ” આ પુરૂષ જયદ્રથ હતો. તેને ઓળખી યુધિષ્ઠિરે ઘણું માન આપ્યું. અને સહકુટુંબ ઇદ્રપ્રસ્થમાં આવવાની પોતાની ઈચ્છા દર્શાવી. પછી યુધિષ્ઠિર પોતાના નાનાભાઈ અને દ્રૌપદીની સાથે ઇદ્રપ્રસ્થ જવા તૈયાર થયો. મોટા આડંબરથી પાંડવોની સ્વારી ઈંદ્રપ્રસ્થ તરફ રવાને થઈ. “ જયદ્રથ પાંડવોને લઈ ઇદ્રપ્રસ્થ

માં આવે છે " એ વાર્ત્તા સાંભળી દુર્યોધન હૃદયમાં ખુ
થયો. અને પોતાની દુર્ધારણા સફળ થવાની પૂર્ણ આશા તે
હૃદયમાં બંધાણી. જ્યારે યુધિષ્ઠિરની સ્વારી ઇંદ્રપ્ર
સમીપ આવી, ત્યારે દુર્યોધન તેને લેવા સારૂં સામો આવ્
પરસ્પર પ્રેમથી દુર્યોધન અને પાંડવો મળ્યા. પછી આગ
યુધિષ્ઠિર અને પાછળ દુર્યોધન એમ માનસહિત અ
ક્રમે ઇંદ્રપ્રસ્થમાં આવ્યા. દુર્યોધને પાંડવોનો પુરપ્રવેશનો
ત્સવ મોટી ધામધુમથી કરાવ્યો. યુધિષ્ઠિરે આવી પોતાના ક
ધૃતરાષ્ટ્રના ચરણમાં વંદના કરી. ધૃતરાષ્ટ્રે તેને આશીવ ચ
પી. છળભેદની વાત કોઈના જાણવામાં આવી નહીં. પાંડ
અને કૈરવોની વચ્ચે ઘાટો સંપ સર્વજનને દેખાયો.

યુધિષ્ઠિર પોતાના બંધુઓ સાથે ઘણા દિવસ સુ
ઇંદ્રપ્રસ્થમાં રહ્યો. જ્યારે યુધિષ્ઠિર ઘણા દિવસ સુધી હસ્તિ
પુરમાં ન આવ્યો, એટલે ભીષ્મ વગેરે વડિલો પણ ઇંદ્રપ્રસ
માં આવ્યા હતા. દુર્યોધને પાંડવોને પોતાની રમણીય સ
અને બીજા જે જે દર્શનીય સ્થળો હતા, તે બતાવ્યા. જે જે
પાંડવો હૃદયમાં પ્રસન્ન થતા હતા. એક વખતે દુર્યોધને પ્ર
મથી કરેલા સંકેત પ્રમાણે પોતાની અદ્ભુત સભામાં જુ
રીઓને ગોઠવી રાખ્યા હતા. પછી તે યુક્તિથી તે સભા
જુગારપર પ્રીતિવાળા યુધિષ્ઠિરને લઈ ગયો. ત્યાં જુગાર ર
નારા લોકોએ વિનયથી યુધિષ્ઠિરને કહ્યું. " મહારાજ અ

દુર્યોધન અનુમોદન આપતાં બોલ્યો—" મોટાભાઈ, આ લોકનું કહેવું આપને માન્ય કરવું જોઇએ. " દુર્યોધનનાં આ વચનો સાંભળી યુધિષ્ઠિરનું હૃદય પીગળાઇ ગયું. તત્કાળ 'બહુ સારૂં હું તે માન્ય કરૂં છું,' એમ કહી યુધિષ્ઠિર તેમની સાથે જુગાર રમવાને બેઠો. અને દુર્યોધન પણ તેની સામે આવીને બેઠો. યુધિષ્ઠિરની પાસે તેના બંધુઓ બેઠા અને સૌબળ વગેરે દુષ્ટો દુર્યોધન તરફ બેઠા, રમત શરૂ થઈ. પરસ્પર પાસાઓ નાંખવા માંડયાં. એક પક્ષવાળા બે કહે તો બીજી પક્ષવાળા ત્રણ કહે. એક પક્ષના ચાર કહેતો બીજી તરફના દશ કહે. એમ પરસ્પર પાશાના ખેલ થવા માંડયાં. પ્રથમ આરંભમાં માત્ર ક્રીડાને માટે સોપારી અને પાનની હોડ માંડી, પણ આગળ જ્યારે દ્યુતનો ખેલ વધવા માંડયો અને બાજી રસપર આવી, ત્યારે આંગળીઓમાં પહેરેલી સુવર્ણ મુદ્રિકાઓ પરસ્પર હારજીતમાં માંડી. જેનો દાવ પાંસરો પડે તેની જીત થાય, ને વખતે પાસે બેઠેલાઓ આનંદથી હાસ્ય કરે. તેઓ જુગારની રમતમાં એવા આસક્ત થઈ ગયા કે, ખાન, પાન, અને તાંબૂલ વગેરે ક્રિયાઓને વિસરી ગયા. ' આ રાત્રિ છે કે દિવસ ' તેનું પણ કોઇને ભાન રહ્યું નહીં. પરસ્પર જુગારના અંધકારમાં સર્વ અંધ બની ગયા. જ્યાંસુધી પ્રમાણીકપણે રમતા હતા, ત્યાંસુધીમાં તો કોઈવાર યુધિષ્ઠિરનો અને કોઇવાર દુર્યોધનનો જય થાય; એ પ્રમાણિકતાની રમત ઘણીવાર રહી નહીં. શકુનિએ પોતાની કુટિલતા દર્શાવા માંડી. શકુનિના ઉપદેશથી દુર્યોધન દાવપેચમાં રમવા લાગ્યો. વારંવાર તેનો વિજય થવા માં-

ડયો. અને યુધિષ્ઠિરની હાર થવા માંડી. કુટિલપણાની રમતથી યુધિષ્ઠિર પોતાંના અંગ ઉપરનાં ઉત્તમ વસ્ત્રો ભૂષણ પ્રથમ હારી ગયો. તે જોઈ કર્ણ અને શકુનિ ખુશી થયા. પછી યુધિષ્ઠિરે રાજભંડારનો દાવ માડયો. ક્ષણમાં તે પણ હારી ગયો. તેથી બીજા ચાર પાંડવોના મુખ ઉપર ગ્લાનિ આવી ગઈ અને પ્રતિપક્ષીઓના મન પ્રફુલ્લિત થઈ ગયા. **હાર્યો જુગારી બમણું રમે** એ કહેવત પ્રમાણે યુધિષ્ઠિરે પછી હાથી, ઘોડા અને રથ વિગેરે વસ્તુઓ પણમાં મુકી. આ વખતે ભીષ્મ વગેરે બોલી ઉઠયા "યુધિષ્ઠિર બસ કરો." જ્યાંસુધી ક્રીડાને અર્થે પરસ્પર જુગાર રમાતો હતો, ત્યાંસુધી ઠીક હતું. પણ હવે તો તમે ઉન્મત થઈ રાજ્યપાટ હારવાની બાજી લઈ બેઠા, તે સારૂં નથી. જો તમારા જેવા વિખ્યાત અને વિચક્ષણ પુરૂષ જુગાર રમવામાં રાજ્યપાટ હારી બેસશે તો પછી સૂર્યમાં અંધકાર દેખાવું જોઈએ. જો સર્વ લોકો દુર્વ્યસનને વશ થઈ રહે તો પછી શ્રેષ્ટ ગુણોનું શું કામ છે ? વળી એક પાત્રમાં અમૃત અને ઝેર એ કોઈ સ્થળે એકઠાં જોયાં છે ? માટે તમારે જુગારરૂપ અગ્નિથી નિવૃત્ત થવું જોઈએ. નહીં તો ક્ષણમાં તમારી પાયમાલી થશે. જરા જુવો, આ તમારૂં સદ્ગુણરૂપી વસ્ત્ર દ્યુતરૂપ દાવાનળમાં દગ્ધ થઈ જાય છે.

વડિલોએ આવી શીખામણ આપી યુધિષ્ઠિરને સમજાવ્યો, પણ તે વાત તેના હ્રદયમાં ઉતરી નહિં. યુધિષ્ઠિર જેવો ડાહ્યો પુરૂષ પણ પોતાનું હિત સમજ્યો નહિ. "જ્યારે કર્મ

**પ્રતિકૂળ થાય છે, ત્યારે વિચક્ષણપુરૂષોની બુદ્ધિ પણ વિપરીત થાય છે.** " વિપરીત બુદ્ધિવાળો યુધિષ્ટિર રાજ્ય-ની તમામ રહેઠાશત હારી ગયો. પછી રત્નોની ખાણો, નગર, ગામ અને જેટલી પોતાની પૃથ્વી હતી, તે સર્વ તેણે હોડમાં મુકયું. આ વખતે સભ્યજનોએ તેને એમ કરતાં અટકાવવા માંડયો, પણ તે અટકયો નહિ. ત્યારે સર્વ સભ્યોએ કહ્યું કે, યુધિષ્ટિર પોતાની પૃથ્વી હોડમાં મુકે છે. કદાપિ દુર્યોધન તે જીતી લે તે પૃથ્વી દુર્યોધનના તાબામાં કયાં સુધી રહે ? તેની અવધિ ઠરાવવી જોઇએ. સભાજનોનાં આ વચન સાંભળી કર્ણ બોલી ઉઠયો.—" **પણમાં મુકેલી યુધિષ્ટિરની પૃથ્વી જો દુર્યોધન જીતી લે તો એના તાબામાં એ પૃથ્વી બાર વર્ષ સુધી રહે** " સભ્યોએ તે ઠરાવને અનુમોદન આપ્યું. તરતજ પાશા નાંખવામાં આવ્યા અને યુધિષ્ટિર રાજા બધી પૃથ્વી હારી બેઠો. હવે જ્યારે તેની પાસે કાંઈ પણ રહ્યું નહિ, ત્યારે પોતાના પ્રિયબંધુઓને પણમાં મુકી યુધિષ્ટિર બોલ્યો—"જો હું આ દાવમાં હારૂં તો મારા બંધુઓ દુર્યોધ-નના દાસ થઇ રહે",યુધિષ્ટિર એ પણમાં પણ હારી ગયો. ત-રકાળ તે લોકોમાં હાહાકાર થઈ રહ્યો. પછી યુધિષ્ટિરે પોતાની જાતને હોડમાં મુકી. ભીષ્મ વગેરે તેને વારતા હતા, તથાપિ દ્યૂતાંધકારમાં આવૃત થઈ ગયેલા યુધિષ્ટિરે તે માન્યું નહિ. અને પોતાની જાતને પણ હારી ગયો. આ વખતે યુધિષ્ટિર બાવરો બની ગયો. તેની મુખમુદ્રા શોકાતુર થઈ ગઈ તે વ-

ખતે કપટી શકુનિ બોલ્યો.—"યુધિષ્ઠિર, જો તારે તારાં આત્માને છોડાવવો હોય તો દ્રૌપદીને પણ પણમાં મૂકી તેને પાછો જીતી લે." મુંઝાઈ ગયેલા યુધિષ્ઠિરે તેમ કર્યું. દ્રૌપદીને પણ પણમાં મૂકી તે વખતે લોકોએ આર્ત્તસ્વર કરવા માંડયો. તેવામાં તો શકુનિ વગેરે હર્ષથી પોકાર કરવા લાગ્યા—"દ્રૌપદીને જીતી લીધી." તે સાંભળતાંજ લોકો સ્તબ્ધ અને મૂર્છિત થઇ ગયા અને પાંડવો મૃતવત થઈ ગયા. આ વખતે પ્રચંડ સ્વરૂપ ધારણ કરનારા દુર્યોધને પોતાના સેવકોને આજ્ઞા કરી કે "પાંડવોનું સર્વસ્વ આપણે સ્વાધીન કરો." એ સાભળતાંજ નોકરોએ પાંડવોની સમૃદ્ધિ જપ્ત કરવા માંડી. કૌરવો આનંદિત થઇ વિવિધ પ્રકારની આજ્ઞાઓ કરવા લાગ્યા. પછી દુર્યોધને પોતાના ભાઇ દુઃશાસનને આજ્ઞા કરી કે, પાંડવોના અંગ ઉપરથી વસ્ત્રો ઉતારી લે." તે આજ્ઞા થતાંજ સદાચારી પાંડવોના પોતાના કીંમતી વસ્ત્રાભરણો પોતાની જાતે ઉતારી દુઃશાસનને સ્વાધીન કર્યા. અને પોતે ફાટલતુટલ સામાન્ય વસ્ત્રો પહેર્યાં. અને તેઓ નીચું મુખ કરી બેસી રહ્યા. આટલું કરી મંદબુદ્ધિ દુર્યોધન રહ્યો નહિં, તેણે દુષ્ટબુદ્ધિથી દુઃશાસનને બીજી આજ્ઞા કરી. "ભાઈ દુઃશાસન, દ્રૌપદીને અહિં સભામાં તેડી લાવ" જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞા થતાં દુઃશાસન જ્યાં દ્રૌપદી હતી ત્યાં આવ્યો અને તેણે ઉગ્ર વચનથી દ્રૌપદીને કહ્યું, "ભાભી, ચાલ, તને સભામાં બોલાવે છે. તારા કુબુદ્ધિ પતિઓ જુગારમાં તને હારી બેઠા છે. તું હવે મારા જ્યેષ્ઠબંધુ દુર્યોધનના તાબામાં આવી છું. જો તું મારી

આજ્ઞા નહિં માને તો હું તને બળાત્કારે સભામાં લઈ જઈશ." દુઃશાસનનાં આ વચનો સાંભળી દ્રૌપદી દીનવદના થઈ ગઈ. તે કરૂણ સ્વરે બોલી—"પ્રિય દીયરજી, આ વખતે મારાથી સભામાં આવી શકાય તેમ નથી. હું હાલ રજસ્વલા થઈ છું અને તેથી મેં એક વસ્ત્ર પેહેર્યું છે. વળી હું તમને પુછુંછું કે, મારા પતિ યુધિષ્ટિર રાજા પોતાની જાતને હારી ગયા છે કે નહિં? જો તેઓ પોતાના પંડને હારી બેઠા હોય તો તે પોતે પરતંત્ર થયા ગણાય. અને જ્યારે તે પરતંત્ર થયા ત્યારે બીજા કોઈ ઉપર એમનો દાવ શી રીતે લાગે? તેઓ મને પણમાં શી રીતે મુકી શકે! સૂર્યોદય થયા પછી ચંદ્રનો દેખાવ હોય તો પણ તે ચંદ્ર નિશાપતિ કેમ કહેવાય?"

દ્રૌપદીના આ વચન ઊપર દુઃશાસને ધ્યાન આપ્યું નહિં. ને ક્રોધ કરીને બોલ્યો—"દ્રૌપદી! તું વાચાલ છે, તે હું જાણું છું. તારે વાચાલપણું તજી હવે આગળ ચાલવું છે કે નહીં? તું મને ખોટી રીતે સમજાવે છે. પણ હું તે માનવાનો નથી." "દીયરજી, જરા ન્યાયથી વિચારો" દ્રૌપદીએ વચમાં કહ્યું. તે સાંભળતાંજ દુઃશાસન રોષમાં ભરાયો અને તરતજ તેણે દ્રૌપદીને ચોટલે ઝાલી બાહેર આણી. કંપાયમાન થતી દ્રૌપદી બોલી— "અરે આ શો કોપ! અરે પાપી તું કૌરવ કુળમાં પાપવૃક્ષ લાગે છે. હું રજસ્વલા છતાં મને ગુરૂ, પિતા, પતિ અને વડીલોની સમક્ષ સભામાં લઇ જાય છે." આટલું કહી દ્રૌપદનંદિની રૂદન કરવા લાગી. તેણીએ ફરી-

વાર ઉંચે સ્વરે કહ્યું, "પાપી દુઃશાસન, આવું અનુચિત કાર્ય કર નહીં. આ સતીને શા માટે પીડે છે ? મારા પતિ શિવાય કોઈએ મારૂં મુખ જોયું નથી અને આજે મારૂં સર્વ શરીર મારા શ્વસુર વગેરે વડીલો જોશે એ કેવો જુલમ ? અરે દુરાત્મા, તું આ પરસ્ત્રીનો સ્પર્શ કેમ કરે છે ? કર્મ સાક્ષી ભગવાન્ એક ક્ષણમાં તને ભસ્મ કરી નાંખશે."

દ્રૌપદી આ પ્રમાણે રૂદન કરતી બોલતી હતી અને દુષ્ટ દુઃશાસન તેણીને સભા તરફ તાણી જતો હતો. તે દેખાવ જોઈ લોકો દુઃશાસનને ધિક્કારવા લાગ્યા, શાપ આપવા લાગ્યા, અને ગાળો દેવા લાગ્યા. કેટલાએક તો કહેવા લાગ્યા કે, "અરે ! જુગાર રમતા પેલા યુધિષ્ઠિરની બુદ્ધિ અને જ્ઞાનનો કેમ લોપ થઈ ગયો હતો ? તેણે પોતાની સ્ત્રીની કેવી નઠારી સ્થિતિ કરી ? આવી પવિત્ર સતિના કેવા નઠારાં હાલ થાય છે ?" આ પ્રમાણે લોકોના પોકાર વચ્ચે એકવસ્ત્ર જેણે પેહેર્યું છે અને જેણીના નેત્રોમાંથી જળધારા છુટે છે એવી દ્રૌપદીને દુષ્ટ દુઃશાસન સભામાં તાણી લાવ્યો. દ્રૌપદીની આવી સ્થિતિ જોઇ પાંડવો લજ્જાથી અધોમુખ કરી રહ્યા. પવિત્ર ભીષ્મ વગેરે શરમાઈ ગયા. અને તેમણે લાજથી પોતાના મુખ વસ્ત્રથી ઢાંકી દીધાં. સર્વ સભા સ્તબ્ધ બનીગઇ.

આ વખતે દ્રૌપદી તરફ દૃષ્ટિ કરી પ્રીતિ ધારણ કરતો દુર્યોધન બોલ્યો—"ભદ્રે, હવે તારી અને મારી પરસ્પર પ્રીતિ થશે. આજ સુધી તારે પાંચે પાંડવોનું મન રાખવું

પડતું, એ મહાવિઘ્ન હવે દૂર થઈ ગયું. તારે હવે મને એક-નેજ પ્રસન્ન કરવાનો છે." આટલું કહી તે દુષ્ટે પોતાની જાંગ ઉપરથી વસ્ત્ર ઉંચું લઇ દ્રૌપદીને શાન કરી સમજાવ્યું કે, " અહીં આવી તું મારા ઉત્સંગમાં બેસ."

દુર્મતિ દુર્યોધનનું આવું અસહ્ય કૃત્ય જોઇ દ્રુપદસુતા રક્તનેત્રા થઇ બોલી—" અરે કુરૂકુળમાં કાળકૂટ દુર્યોધન, જરા વિચાર કર. તારામાં જે આ પ્રેરણા થઈ છે, તે મૃત્યુ તરફથી થઈ છે. અલ્પ સમયમાં તારા મસ્તકપર કાળનો ઉગ્ર-દંડ પડશે. અહીં જો કોઇ મારો સંબંધી કે પ્રિય હોય, તો તારો આ અનર્થ સહન કરી શકે ? અને તારૂં અને આ તારા નાનાભાઈનું જીવન ન રહે ?" આટલું કહી પછી દ્રૌપદીએ સભાજનને ઉદ્દેશીને કહ્યું, " સભાજનો, તમોએ જોયું તો કહો કે, યુધિષ્ઠિરરાજા પ્રથમ પોતાની જાત હાર્યા છે કે મને હારી ગયા પછી પોતે હાર્યા છે ? " દ્રૌપદીનાં આ વચનો સાંભળી સભાજનો સ્તબ્ધ બની ગયા. તેવામાં કર્ણ ઉંચે સ્વરે બોલ્યો—" દ્રૌપદી, તારો પતિ યુધિષ્ઠિર રાજ્ય વગેરે સર્વસ્વ હાર્યો છે, તેમાં તું પણ આવી ગઈ, તો તને એકવસ્ત્રસેર અને રજસ્વલા છતાં સભામાં લાવવામાં આવી તેમાં શો દોષ છે ? તું તારા મનમાં સતીપણાનો ફાંકો રાખતી હતી, તે પણ અનુચિત છે. કારણકે, સ્ત્રી માત્રને એકજ પતિ હોય છે, એવું લોક પ્રસિદ્ધ છે, અને તું તો પાંચ પતિવાળી છે, તેથી વેશ્યા જેવી છે. " કર્ણનાં આવાં દુર્વચન સાંભળી સભાજ-

નોને ઘણો ક્રોધ આવ્યો, પણ દુર્યોધનના ભયથી કોઈ બોલ્યું નહિં. પછી દુર્યોધને સાભિમાન થઈ કહ્યું, " દુઃશાસન, દ્રૌપદીએ કરેલા પ્રશ્નનો કોઇએ ઊત્તર આપવો નહિં, માટે તે ઉપરથી આપણે જાણ્યું કે, દ્રૌપદી પણ પણમાં હરાઈ ચુકી છે. માટે તેણીએ જે માનવાળું વસ્ત્ર પેહેર્યું છે, તે ઉતારી લઈ અને તેણીને જીર્ણ વસ્ત્ર પેહેરાવી, જ્યાં આપણી દાસીઓ રહે છે, ત્યાં મોકલાવો." દુર્યોધનની આવી આજ્ઞા થતાં દુષ્ટ દુઃશાસને દ્રૌપદીના અંગ ઉપરથી વસ્ત્ર ખેંચવા માંડ્યું. તે વખતે સતી દ્રૌપદી ઉંચે સ્વરે રૂદન કરવા લાગી અને ' કોઇ મારી રક્ષા કરો ' એમ પોકાર કરવા લાગી. દુષ્ટ દુઃશાસને તેણીનું રૂદન અને પોકાર નહીં ગણતાં તેણીના અંગપરથી વસ્ત્ર તાણી લીધું. જેવું એણે તાણી લીધું તેવુંજ બીજું વસ્ત્ર તેણીના અંગપર પહેરેલું જણાયું. પછી દુશાસને તે વસ્ત્ર ખેંચ્યું, ત્યાં ત્રીજું વસ્ત્ર અંગપર જોવામાં આવ્યું. દુશાસન જેમ જેમ તે રમણીના અંગ ઉપરથી વસ્ત્ર ખેંચવા લાગ્યો, તેમ તેમ નવાં નવાં વસ્ત્રો દ્રૌપદીના અંગ ઉપર થતાં ગયાં. સર્વ સભ્યજનો તે જોઈ આશ્ચર્ય પામી ગયા. કૌરવોની એક અબળા ઉપર આવી અમર્યાદ જોઇ, ભીમ ક્રોધાવેશમાં આવી ગયો. તેના નેત્ર ઉપર રક્તતા છવાઇ ગઈ, શરીર રોમાંચિત થઈ ગયું અને કંપવા લાગ્યું. તે મહાવીર ભૂમિપર ભુજદંડને પછાડી ગર્જનાથી બોલ્યો—"સભ્યજનો, આ સતી દ્રૌપદીને જેણે કેશ પકડી વડિલોની સભામાં ખેંચી

આણી છે, તેની ભુજાને જો હું જડથી ન ઉખેડી નાંખું અને તેના વક્ષસ્થળના રૂધિરથી જો હું પૃથ્વીને ન સિંચું અને જેણે સભા વચ્ચે તે સતીને પોતાના ઉરૂ બતાવ્યા છે, તેના ઉરૂને જો હું ચૂર્ણ ન કરૂં તો હું પાંડુરાજાનો પુત્ર નહીં " ભીમની આવી ભારે પ્રતિજ્ઞા સર્વ સભાસાગર ક્ષોભ પામી ગયો. આ વખતે પ્રમાણિક શિરોમણિ વિદુરે શોક ધારણ કરી ધૃતરાષ્ટ્રને કહ્યું " ભાઈ ધૃતરાષ્ટ્ર, મેં તમને દુર્યોધનના જન્મ વખતે કહ્યું હતું, કે આ પુત્ર દુરાત્મા થશે. તે કૌરવકુળનો નાશ કરવામા ધુમકેતુ જેવો થશે. આખરે એમજ થયું. ભાઈ તારી બુદ્ધિ પણ મલિન થઈ ગઈ. અને કૌરવો, તમે આ ચંડાળના જેવાં નીચ કર્મ કરવા કેમ તૈયાર થયા છો ? પોતાના આત્મારૂપ એવા ભાઈઓને જુગારથી જીતવા, વડિલોની સભામાં સ્ત્રીને કેશ પકડી લાવવી, તેના અંગ ઉપરથી વસ્ત્ર ખેંચવા, આ તમારા કુકર્મને ધિક્કાર છે. પોતાની સતી સ્ત્રીના શરીર ઉપરથી વસ્ત્ર ખેંચેલું જોઇ ભીમસેન જેવા બળવાન્ નરથી તે કેમ સહન થાય ? પોતાની સ્ત્રીનો પરાભવ પક્ષીઓ પણ સહન કરી શકતા નથી તો ભુજ બળવાળા વીર પુરૂષો કેમ સહન કરી શકે ? એ ભીમ સર્વનો નાશ કરવાને સમર્થ છે. તું આ કલહમાં શા માટે ઉપેક્ષા રાખે છે ? તારે તો આવા નીચ દુર્યોધનને ઠાર મારવો જોઈએ. કદિ એમ ન કર તો આ દુષ્ટ પુત્રને આવા નીચ કર્મ કરતાં અટકાવવો જોઇએ. " આટલુ

કહી સમદષ્ટિ વિદુર ક્ષણવાર વિચારમાં પડયો. તે દીર્ઘ વિચાર કરી બોલ્યો—"ભાઈ ધૃતરાષ્ટ્ર, હવે કોઇ પણ ઉપાયથી આ સગોત્ર કલહ શમાવી દેવો જોઈએ. જે થયું તે ખરૂં. ભાવિની આગળ કોઈની સત્તા ચાલતી નથી. આ પાંડવો દ્રૌપદી સહિત બાર વર્ષ સુધી વનવાસ કરે, તેટલો વનવાસ ભોગવ્યા પછી પાછા આવી રાજ્યનો ઉપભોગ કરે. મેં જે આ વ્યવસ્થા કહી છે, તે તારે કબુલ કરવી પડશે. જો તું એ વ્યવસ્થા પ્રમાણે નહિં માને તો તારા કૌરવકુળનો આજ સંહાર થયો જાણજે."

વિદુરનાં આવાં વચનો સાંભળી ધૃતરાષ્ટ્ર ભયથી કંપી ચાલ્યો. તેણે હૃદયમાં રોષ લાવીને દુર્યોધનને કહ્યું "અરે પાપી કર્મચંડાળ, નિર્લજ દુર્યોધન, તને ધિક્કાર છે. તું આવા નઠારા કર્મથી દૂર રહેતો નથી, તે તારૂં નઠારૂં ભવિષ્ય સૂચવે છે. આ તારા સંબંધી પાંડવોને અને દ્રૌપદીને છોડી દે. નહિં તો આ મારૂં તીક્ષ્ણ ખડ્ગ તારા મસ્તકને છેદી નાંખશે. અરે દુરાચારી, તારા જેવો કુબુદ્ધિ પુત્ર કૌરવ કુળમાં કયાંથી ઉત્પન્ન થયો ? કુલાંગાર, તેં મારા કૌરવકુળને કલંકિત કર્યું."

પિતાનાં આવાં ક્રોધ ભરેલાં વચનો સાંભળી દુર્યોધન શાંત થઇ ગયો. તે ભીષ્મ વગેરેની સલાહ લઈ દીર્ઘવિચાર કરી બોલ્યો—"પિતા શાંત થાઓ. તમારી આજ્ઞા પ્રમાણે હું પાંડવોને અને દ્રૌપદીને છોડી મુકું છું, પણ મારી એક

વાત સાંભળો—દ્યુતમાં હારેલા પાંડવો બાર વર્ષ સુધી વનવાસ રહે પણ ત્યાર પછી એક વર્ષ ગુપ્ત રહે. જો છેલ્લા ગુપ્ત રહેવાના વર્ષમાં તેઓનું ગુપ્ત સ્થળ મારા જાણવામાં આવે તો ફરીવાર તેઓ પાછા બાર વર્ષ વનવાસ ભોગવે. ” દુર્યોધનનો આ ઠરાવ ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય, ભીષ્મપિતા વિગેરેની આજ્ઞાથી પાંડવોએ માન્ય કર્યો. તે સમયે ધૃતરાષ્ટ્ર અને દ્રોણાચાર્યના કહેવાથી દુર્યોધને પાંડવોને પહેરવાને સારાં વસ્ત્રો આપ્યાં. પછી પાંડવો ગુરૂજનને પ્રણામ કરી વનવાસ કરવાને ઇંદ્રપ્રસ્થની બાહેર નીકળ્યા. તે વખતે ભીષ્મ વિગેરે વડિલજનો કેટલાક માર્ગ સુધી તેમને વલોટાવવાને આવ્યા. પછી યુધિષ્ઠિરે આગ્રહથી તેમને પાછા વાળ્યા. પાંડવોને જતાં જોઈ લોકોના નેત્રમાં અશ્રુધારા ચાલવા લાગી અને તેઓ દુર્યોધનની નિંદા કરવા લાગ્યા. જ્યાંસુધી પાંડવો દેખાયા, ત્યાંસુધી પ્રેમી લોકો ઊંચે સ્થાને ચડી તેમને જોવા લાગ્યા અને તેમનાં પુનર્દર્શનને માટે ઇષ્ટદેવની પ્રાર્થના કરવા લાગ્યા.

પ્રિયવાચકવૃંદ, તમે પાંડવોની ઉન્નતિ અને અવનતિ પ્રત્યક્ષ જોઈ છે. તે સાથે દુર્યોધનના દુરાચારનું અવલોકન પણ તમે કર્યું છે. આ ઉપરથી મનુષ્યોને શું શિક્ષણ લેવાનું છે? તેનો તમે વિચાર કરજો. પ્રથમ તો કર્મની અદ્ભુત શક્તિને માટે મનન કરજો. જે અવર્ણનીય શક્તિ આખા વિશ્વને અભ્યુદયના ચક્રમાં ભ્રમણ કરાવે છે, જેની સત્તા આગળ કોઈ પણ દિવ્ય શક્તિ પણ ચાલી શકતી નથી, પાંડવો જેવા સ-

મર્થ પુરૂષોને પણ એ શક્તિએ વનવાસ કરાવ્યો. દ્રૌપદી જેવી સતીને પણ સભા વચ્ચે નિમર્યાદ કરી દીધી. હસ્તિનાપુરનો મહારાજા યુધિષ્ટિર આજે વનભૂમિમાં ભટકવા તૈયાર થયો છે. છત્ર, ચામર અને છડીની રાજ્યલક્ષ્મી દુર્યોધનની સેવા કરવાને તૈયાર થઈ છે. અને અંધ ધૃતરાષ્ટ્ર એક મહારાજાના પિતા બની બહુ માન પામે છે, એ બધો પ્રભાવ કર્મ શક્તિનો જ છે. સુખીઆએ સુખનો ગર્વ કરવાનો નથી અને દુ:ખીઆએ નિરાશ થવાનું કારણ નથી. કારણ કે, કર્મની અદ્દભુત શક્તિ સુખીને દુ:ખી અને દુ:ખીને સુખી કરે છે.

વળી આ વૃત્તાંત ઉપરથી દુર્વ્યસનમાંથી દૂર રહેવાનો બીજો બોધ લેવાનો છે. જુગારના દુર્વ્યસનના યોગથી યુધિષ્ટિર જેવો સમર્થ પુરૂષ અધમદશાને પામ્યો છે. દ્યુતરૂપી દાવાનળમાં યુધિષ્ટિરની રાજ્યલક્ષ્મીનો હોમ થઇ ગયો છે. દ્યૂત રૂપી વિષ ચડવાથી યુધિષ્ટિરના પ્રતિષ્ઠા પ્રાણ નાશ પામી ગયા છે. તે સાથે તેના બંધુઓ અને સતી દ્રૌપદી પણ એ વ્યસનના ભોગ થઈ પડ્યાં છે. પ્રતાપી વીર યુધિષ્ટિરનું ઉગ્ર તેજ અને શૌર્ય દ્યુતરૂપી લુંટારાએ લુંટી લીધું છે. તેની સતી અને પવિત્ર પત્ની દ્રૌપદીને તેણે અધમ અવસ્થામાં મુકેલી છે. જુગારરૂપી ક્રૂર રાક્ષસે પાંડવોને પાયમાલ કર્યા છે. આ ઉપરથી સમજવાનું કે, કોઇપણ મનુષ્યે દુર્વ્યસન સેવવું ન જોઇએ. દુર્વ્યસનથી મનુષ્યો સર્વદા દુ:ખજ પામે છે. જે મનુષ્ય દુર્વ્યસનના પંજામાં સપડાયો છે, તે યાવજ્જીવિત દુ:ખી થયા કરે

છે. જ્યાંસુધી એ પંઝમાંથી મુક્ત ન થાય, ત્યાંસુધી તેનો આત્મા સુખાનુભવ કરી શક્તો નથી.

વળી આ પ્રસંગે એક ઉત્તમ બોધ ગ્રહણ કરવા જેવો છે. સર્વ બંધુઓમાં યુધિષ્ટિરની કેવી મર્યાદા હતી ? સર્વે તેની આજ્ઞામાં કેવી રીતે વર્ત્તતા હતા ? અને સર્વની ઉપર તેની કેવી સત્તા હતી ? એ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. કદિ યુધિષ્ટિર પોતાની રાજ્યલક્ષ્મી, અને પોતાની જાત પણમાં મુકે અને તે હારી જાય તો તે તેમ કરવાને સ્વતંત્ર છે. પણ તેણે જુગારના પણમાં પોતાના બંધુઓને અને પોતાની સ્ત્રી દ્રૌપદીને મુકયાં અને તે હારી ગયા, તોપણ તેમણે યુધિષ્ટિરને કાંઈ પણ કહ્યું ન હતું. અને પોતાના વડિલે કર્યું, તે પ્રમાણ છે. એમ ધારી તેઓ દુર્યોધનને તાબે થવાને તૈયાર થયા હતા. આનું નામજ ખરેખરી વડિલ ભક્તિ કહેવાય છે. પોતાનો વડિલ યુક્ત અથવા અયુક્ત જે કાંઈ કરે, તેને માન આપી તે પ્રમાણે વર્ત્તવું, એ મોટામાં મોટો ગુણ છે. સતી દ્રૌપદીના કેશ પકડી દુ:શાસન તેણીને સભામાં લઇ ગયો અને તેણીના શરીર ઉપરથી વસ્ત્ર ખેંચ્યાં અને તેણીની લજ્જા લીધી, તથાપિ 'પોતાના પતિ તેણીને જુગારમાં હારી ગયા છે,' એમ જાણનારી દ્રૌપદીએ કોઈ જાતની આનાકાની કરી ન હતી. સતી દ્રૌપદી પોતાના સતીધર્મના પ્રભાવથી ગમે તે કરી શકે તેવી હતી, તથાપિ તે પતિના કાર્યને અનુસરી દુષ્ટ દુ:શાસનને તાબે થઇ હતી. પોતાની ઉપર ભારે જુલમ થયો,

તથાપિ તેણીના હૃદયમાં પતિ ઉપર અભાવ કે દ્વેષ ઉત્પન્ન થયો ન હતો. પતિએ જે કામ કર્યું, તેને તેણીએ સ્વીકારી લીધું હતું. આ દ્રૌપદીનું ચરિત્ર દરેક શ્રાવિકાને અનુકરણ કરવા યોગ્ય છે. તેણીના જેવી ઉત્તમ પતિભક્તિ ધારણ કરનારી શ્રાવિકા પૂર્વે આર્યદેશમા થતી હતી, તેથી તે કાળે આર્ય જૈનપ્રજા ઉદય કાળમાં રહેલી હતી. આજકાલ તેવી જૈન-યુવતીઓ જોવામા આવતી 'નથી. જો પતિ સર્વ રીતે સુખ આપે તોજ તે પતિભક્તા રહે છે. પણ દૈવયોગે જો પતિ દુઃખદાયક થઇ પડે તો વર્त्तમાનકાળની વનિતાઓ પતિ તરફ વિરક્ત થઈ જાય છે. કેટલીએક અધમ અબળાઓ તો દુઃસ્થિતિમાં આવી પડેલા પતિને ધિક્કારે છે, તેની સામે કટુવચનો કાઢે છે અને ક્ષણે ક્ષણે તેનું અપમાન કરે છે. આવી રીતે વર્ત્તનારી સ્ત્રીઓ આ લોકમાં દુઃખી થઈ પરલોકમાં દુર્ગતિનું પાત્ર બને છે. તેમણે આ દ્રૌપદીના ચરિત્રનું મનન કરવું જોઈએ અને તે પ્રમાણે વર્ત્તવા ઉજમાળ થવું જોઈએ.

જેઓ નવીન વિદ્યાના સંસ્કારથી સુધરેલા થઇ સ્વતંત્ર રીતે ચાલવા તૈયાર થાય છે, અને ઉચ્છૃંખલ થઈ પોતાના વડિલોનો અનાદર કરે છે, તેમણે પાંડવોનું સચ્ચરિત્ર વાંચી તેમાથી ઉત્તમ શિક્ષણ લેવાનું છે. અર્જુન,ભીમ, નકુળ અને સહદેવ પોતાના જ્યેષ્ટ બંધુ યુધિષ્ટિરની કેવી મર્યાદા રાખતા હતા ? યુધિષ્ટિર જુગારમાં સર્વને હારી બેઠા, તથાપિ તેઓ વડિલના કામને માન આપી દુર્યોધનની સેવા કરવાને તૈયાર

રહ્યા હતા. અને તેઓ પૂર્ણ પરાક્રમી છતાં વડિલ બંધુની સાથે વનવાસ ભોગવવાને તૈયાર થયા હતા. આનું નામજ ખરેખરી વડિલભક્તિ કહેવાય. પ્રાચીનકાળે તે ભક્તિનો પ્રભાવ વિશેષ હતો. તેથી આર્ય જૈનપ્રજા સંપ, સંપત્તિ અને સુખની ભોગવનારી થતી હતી. વર્ત્તમાનકાળની નવીન પ્રજા જ્યારે એ ગુણ સંપાદન કરશે ત્યારેજ તેમનો ઉદય થશે. શાસનદેવતા સર્વ જૈન સંતાનોને તેવી સદ્દબુદ્ધિ આપો

—❀(◎)❀—

# પ્રકરણ ૨૮ મું.

## વનવાસ.

પાંડવો વનવાસ જવા ઇદ્રપ્રસ્થમાંથી નીકળી હસ્તિનાપુરમાં આવ્યા હતા. તેમણે પોતપોતાના અસ્ત્રો અને શસ્ત્રો સાથે રાખ્યા હતા. પાંડુ, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, અને દ્રોણ વગેરે વડિલો ઘણે દૂર સુધી તેમને વળાવવાને આવ્યા હતા. પાંડવોના પ્રેમને લઈને તેમના નેત્રોમાંથી અશ્રુધારા ચાલતી હતી. વૃદ્ધ કુંતી પુત્રપ્રેમમાં મગ્ન બની તેમની પાછળ જવા તૈયાર થઈ. તેણી વૃદ્ધાવસ્થાને લઇને ચાલવાને અસમર્થ હતી, તેથી દાસીનો હાથઝાલી ઉભી ઉભી અશ્રુધારા વર્ષાવતી હતી. તે પુત્રવત્સલા માતા પોતાના પુત્રોને હૃદયથી આશીષ આપતી

હતી અને વનમાં પ્રાણીઓને તેમની રક્ષા કરવાને ભલામણ આપતી હતી.

નગરજનો પોતાના પિતારૂપ યુધિષ્ઠિરનો વિયોગ થતો જોઈ આક્રંદ કરતા તેમની પાછળ આવતા હતા. પોતાના મહારાજાના ઉત્તમ ગુણોનું સ્મરણ કરી તેઓ અતિશોક ધારણ કરતા હતા અને દુષ્ટ દુર્યોધન ઉપર ક્રોધ કરી તેના દુષ્ટકર્મને ધિક્કારતા હતા.

હસ્તિનાપુરથી ચાલી પ્રતાપી પાંડવો કામ્યક વનમાં આવ્યા, ત્યાં એક પ્રચંડ રાક્ષસે આવી દ્રૌપદીની પાસે મોટી ભયંકર ગર્જના કરી, એ ગર્જના સાંભળતાંજ દ્રૌપદીએ મોટી ચીસ પાડી એટલે બળવાન ભીમે આવી એક ગદાના પ્રહારથી તેના પ્રાણ હરી લીધા. તે જોઈ સર્વજન આશ્ચર્ય પામી ગયા હતા. આ પ્રચંડ રાક્ષસ દુર્યોધનનો મિત્ર હતો. તેનું નામ કિર્મીર હતું. દુર્યોધનનું હિત કરવાને તે પાંડવોનું અનિષ્ટ કરવા આવ્યો હતો, પણ ત્યાં તો તેનુંજ અનિષ્ટ થયું હતું. લોકોના આગ્રહથી અને ભીમસેનના કહેવાથી યુધિષ્ઠિરે તે વનમાં વાસ કર્યો હતો. અને ત્યાંથી સર્વ અનુયાયી લોકોને વિદાય કરવાની તેણે ધારણા રાખી હતી. તે સ્થળે ભૂમિ શય્યાપર રાત્રિવાસ કરી પ્રાતઃકાળે ભોજન સમયે ભોજનની ઈચ્છા થતાં તેઓ સામગ્રી વિના ચિંતાતુર બન્યા હતા, તે વખતે વીર અર્જુને આહારને આહરણ કરનારી વિદ્યાનું સ્મરણ કર્યું, એટલે સર્વ સામગ્રી પ્રાપ્ત થઈ ગઈ. ચતુર દ્રૌપદીએ રસવતી

કરી સર્વજનોને ભોજન કરાવ્યું. પછી પોતાના સંબંધિઓની સાથે યુધિષ્ટિરે તે સ્થળે વિવિધ વાર્ત્તાના સુખથી દિવસ નિર્ગમન કર્યો હતો.

બીજે દિવસે પ્રાત:કાળ થયો, તેવામાં વિદર્ભકુમાર ધૃષ્ટદ્યુમ્ન ઉતાવળો ઉતાવળો આવી પહોંચ્યો. તે પાડવોને મળી જ્યાં પોતાની બ્હેન દ્રૌપદી હતી, ત્યાં આવી પ્રણામ કરી અંજળિ જોડી બોલ્યો—"પ્રિયબ્હેન, અમારા ગુપ્ત અનુચરો હસ્તિનાપુરમાં ફર્યા કરે છે. તેઓએ આવી તૃમારા વનવાસનું વૃત્તાંત પિતાને જણાવ્યું. તેથી શોકાતુર થયેલા પિતાએ તમારી ખબર લેવાને મને અહિં મોકલ્યો છે. પ્રિયબ્હેન, જો તમારા પતિઓની ઇચ્છા હોય તો હું એકલોજ સ્વર્ગના રાજ્યને જીતી શકું તો પછી દુર્યોધન કોણ માત્ર? કદિ તે વાત તમારે ન કરવી હોય તો, જ્યાંસુધી તમારા પતિ વનવાસ કરે, ત્યાંસુધી તમે આપણા પિતાને ઘેર રહેવા ચાલો."

પોતાના પ્રેમી બંધુ ધૃષ્ટદ્યુમ્નનાં આવાં વચનો સાભળી દ્રૌપદી નૃમ્રતાથી બોલી—"પ્રિય ભાઈ, સત્ય પ્રતિજ્ઞ યુધિષ્ઠિર રાજા દુર્યોધનનો વધ કરવાની ના પાડે છે, નહીં તો ભીમ અને અર્જુન તેને જીવતો કેમ રેવા દે! ન્યાયમાર્ગે ચાલનારા યુધિષ્ટિરને એ વાત અનુચિત લાગે છે. પ્રિય બંધુ, તમે મને પિતાને ઘેર વસવાનું કહો છો, પણ પતિની સહચારિણી થવું, એ સ્રીનો મુખ્ય ધર્મ છે. પતિ વનવાસ કરે અને પત્ની પિતાના રાજમેહેલમાં વસે —એવું કામ કુલિન

કાંતા કેમ આચરે?પાંડવોના પદથી પવિત્ર થયેલા વનમાં તેમની સાથે રહેવું, એ મને સારૂં લાગે છે. આપણા પિતાને કહેજો કે, તમારી દુહિતા સ્વધર્મ પ્રમાણે વર્ત્તવામાં સુખ માને છે. જો તમારી ઈચ્છા હોય તો આ તમારા પાંચે ભાણેજોને પિતાને ઘેર લઈ જાઓ." પોતાની ભગિનીનાં આવાં વચન સાંભળી ધૃષ્ટદ્યુમ્ન કાંઈ વિશેષ બોલી શકયો નહીં. તેના નેત્રમા અશ્રુ આવી ગયા, અને તે શોકાતુર બની ગયો. પછી યુધિષ્ટિરની આજ્ઞા લઈ પોતાના પાચ ભાણેજને લઈ તે પોતાની રાજધાની તરફ રવાને થયો. પુત્રોના વિયોગથી વૈદર્ભીને દુઃખ લાગ્યુ હતુ.

ધૃષ્ટદ્યુમ્ન ગયા પછી બીજે દિવસે પાંડવો કામ્યકવનમાં રહ્યા હતા, ત્યાં કોઈ અનુચરે આવી ખબર આપ્યા કે, દ્વારકાપતિ કૃષ્ણ આપને મળવા આવે છે. પાંડવો આનંદ પામી બેઠા થયા. ત્યાં શ્યામકુમાર કૃષ્ણ આવી તેમને મળ્યા. પાંડવોએ કૃષ્ણને નમસ્કાર કર્યા. પાંડવોને મળી કૃષ્ણ તરતજ ત્યાં રહેલાં કુંતીની પાસે આવ્યા અને તેણે તેમના ચરણકમળમાં વંદના કરી. વૃદ્ધ કુંતીએ હૃદયથી આશીષ આપી. સર્વે આનંદપૂર્વક બેઠા થયા. પછી કૃષ્ણે યુધિષ્ટિરને કહ્યું, "રાજન, દુષ્ટ, દુર્યોધને તમને કપટથી જુગારમાં હરાવ્યા—એ વાત મારા સાંભળવામાં આવી હતી. દુર્યોધનને આ કુકર્મમાં ઉત્તેજન આપનાર કર્ણ અને શકુનિ એ બે મુખ્ય હતા, એ વાત મારા જાણવામાં આવી છે. તે વખતે હું પાસે ન હતો, એટલી દિલ-

ગીરી છે. જો હું પાસે હતે તો આ વાત બનવા ન પામતે. રાહુ હમેશાં ચંદ્રને ગ્રહણ કરે છે, પણ જો તેની પાસે બુધ હોય તો તે ગ્રહણ કરી શકતો નથી. આ ભીમ અને અર્જુન તે સમયે માત્ર તમારા ભયથી કાંઈ બોલી શક્યા નહીં હોય, નહીં તો તેઓ તેજ સમયે દુર્યોધનનો વધ કરત. હજુ પણ તમારા શત્રુને મારવાનું કામ મુશ્કેલ નથી, પરંતુ તમારી સત્ય પ્રતિજ્ઞાનો નિર્વાહ અમોને બંધનરૂપ થઈ પડ્યો છે. રાજા, જુઓ આ સતી દ્રૌપદી મને જોઈ રૂવે છે. દુઃશાસને એ બીચારીની અધમ સ્થિતિ કરી, એ વાત તેણીના હૃદયમાં મને જોઈ સાંભરી આવી છે. તે પણ તમારોજ અન્યાય છે. આ સતીનું રૂદન પ્રત્યક્ષ જોઈ મારો ક્રોધાગ્નિ દુર્યોધનને દહન કરવા તૈયાર થયો છે. આ મહાસતીનો તે લોકોએ જે તિરસ્કાર કર્યો છે, તેનું ફળ તેમને હું સત્વર આપીશ."

કૃષ્ણનાં આવાં વચન સાંભળી શાંતમૂર્ત્તિ અને સત્યવર્ત્તી યુધિષ્ઠિર વિનયથી બોલ્યા—"મહારાજ, આપ વાસુદેવ છો. જે સમયે આપને ક્રોધ ઉત્પન્ન થયો, તે સમયે આપની સામે ઉભો રહેવાને ઇંદ્ર પણ સમર્થ નથી, તો દુર્યોધન શા હિસાબમાં? તેમ વળી મારા ભાઈઓ પણ આપના પ્રભાવથી દુર્યોધનનો પરાભવ કરવાને સમર્થ છે, પરંતુ સત્ય ધર્મ પ્રમાણે વર્ત્તવામાં આગ્રહી એવા મને એ વાત રૂચિકર લાગી નહીં. મેં પોતેજ જુગાર રમવામાં ભાગ લીધો અને તેને અંગે જે મેં સત્ય કરાર કર્યો, તેનો નાશ મારાથી શી રીતે થાય? જો એવી પ્ર-

તિજ્ઞા તોડવામાં આવે તો પછી લોકોમાં મારી અપકીર્ત્તિ થાય. અપકિર્તી થવાના કરતાં મરવું વધારે સારૂં છે. **જેનું જીવન નિષ્કલંક અને સત્યથી પવિત્ર છે. તેજ પુરૂષ જીવન** વાળો છે, એમ હું માનું છું. મારા સંબંધીઓને પણ મારી સત્ય પ્રતિજ્ઞાના નિર્વાહને અર્થે મેં આ સમયે વારી રાખ્યા છે.'

યુધિષ્ઠિરનાં આવાં ધર્મ અને નીતિ ભરેલાં વચનો સાંભળી કૃષ્ણનો ક્રોધ શાંત થઇ ગયો. પછી અહીંથી પ્રયાણ કરવાની ઇચ્છા રાખનારા યુધિષ્ઠિરે પોતાના સર્વ સંબંધિઓને મળવાનો વિચાર કર્યો. પ્રથમ તે પોતાના બંધુઓને સાથે લઇ જ્યા વૃદ્ધ ભીષ્મપિતામહ બેઠા હતા, ત્યાં આવ્યો. યુધિષ્ઠિર તેમને નમસ્કાર કરી વિનયથી બોલ્યો—" દાદા, તમે અમારા મોટા ગુરૂ છો. અમે તમારા યાવજ્જીવિત આભારી છીએ. દૈવયોગે અમારે વનવાસ કરવાનો પ્રસંગ આવ્યો છે; માટે વ્યસનને દૂર કરનારી અને પરમાર્થને દર્શાવતી કાંઇ પણ યોગ્ય શિક્ષા આપો. આપની યોગ્ય શિક્ષા અમોને ઉપયોગી થઇ પડશે."

યુધિષ્ઠિરનાં આવાં વચનો સાંભળી ભીષ્મપિતા પ્રસન્ન થઇને બોલ્યા—" પ્રિય પાંડવો, આ જગત્‌માં જેટલા પ્રાણી છે, તે સર્વ તારા ઉત્તમ ગુણને વશ થઈ રહ્યા છે. તારા જેવો સુજ્ઞ પુરૂષ આ દ્યૂતના દુર્વ્યસનમાં સપડાઇ ગયો, એ વાત આશ્ચર્યકારી છે, પણ ભાવિની પ્રબળતા આગળ કોઇનું ચાલતું નથી. હવે જે બન્યું તે ખરૂં. વનવાસમાં રહીને તારે

ધાની સાવચેતી રાખવાની છે. તમે બધા ભાઈઓ સંપથી વર્તજો. કદિ પણ કુસંપ કરશો નહીં. "**સંપના પ્રભાવથી તમે આ વનવાસની વિપત્તિને સુખે સહન કરી શકશો.**" વત્સ આ સમયે તું અમને અહીંથી વિદાય કરવાની ઈચ્છા રાખે છે, પણ તે અમને રૂચિકર લાગતું નથી. જ્યારે તું રાજમંદિરમાં રહેતો, ત્યારે .અમોને ઉત્તમ ભોજન જમાડીને જમતો, તો અત્યારે વનના મધુર ફળાદિક અમને મુકી એકલો જમવાની ઈચ્છા રાખે છે, તે તારા જેવા ગુરૂભક્ત પુત્રને ઘટે નહીં. તેથી તારે અમોને વનવાસમાં સાથે લઈ જવા જોઈએ."

ભીષ્મનાં આવાં વચન સાંભળી યુધિષ્ટિરે તેમના ચરણમાં મસ્તક મુકી અને અનેક રીતે પ્રાર્થના કરી તેમને વનમાં સાથે આવતા અટકાવ્યા. પછી ભીષ્મે તેમને નીચે પ્રમાણે બોધ આપ્યો—

"વત્સ ! આ જગત્‌માં રાજાને પાંચ પ્રકારના પ્રતિભૂ ગ્રહણ કરવા યોગ્ય છે. દાન, યોગ્યજ્ઞાન, સત્પાત્રનો પરિગ્રહ, સુકૃત અને સુપ્રભુત્વ એવાં એના નામ છે. જે રાજા પોતાને વશ રહેનારા એ પાંચ પ્રતિભૂને ગ્રહણ કરે છે, તે રાજા ઐશ્વર્યને પ્રાપ્ત કરે છે. આ જગતમાં કામ ક્રોધ વગેરે છ સાત વ્યસન, અજ્ઞાનતા અને અસત્ય—એ પંનર ચોરો છે. એ પંનરમાનો એક એક ચોર રાજ્યલક્ષ્મીને હરણ કરવાવાળો છે. જે રાજા પોતાનું કલ્યાણ ઈચ્છતો હોય, તેણે ઉપર કહેલા

પાંચ પ્રતિભૂ ગ્રહણ કરવા અને પંનર ચોરોનો નિગ્રહ કરવો વત્સ યુધિષ્ટિર, એ પંનર ચોરોમાંથી જુગારરૂપ ચોરે તારા રાજ્યનું કેવી રીતે હરણ કર્યું, તે તેં નજરે જોયું છે. તેથી હવે ફરીવાર એ ચોરોને માન આપતો નહીં. તેમનો નાશ કરવાને નિરંતર પ્રયત્ન કરજે. તારા મનને હમેશાં સાવધાન રાખજે અને વનવાસની અવધિ પૂર્ણ થાય ત્યારે સત્વર પાછો ફરજે. આ મારો ઉપદેશ તારા હૃદયમાં સ્થાપિત કરજે."

ભીષ્મ આટલું કહી ત્યાંથી રાજધાની તરફ પાછા ફર્યા હતા. પછી યુધિષ્ટિર દ્રોણાચાર્ય પાસે આવ્યો અને તેમની પાસે હિત શિક્ષાની પ્રાર્થના કરી. દ્રોણાચાર્યે પાંડવો તરફ પ્રેમ બતાવી કહ્યું, શિષ્ય યુધિષ્ટિર, સત્ય, ધર્મ, નીતિ અને વિનયથી તું પૂર્ણ છે. હું તમો પાંડવો અને કૌરવો–બંનેનો ગુરૂ છું. તેમાં તમારા વીર બંધુ અર્જુનને મેં પ્રીતિથી સર્વના કરતાં અધિક વિદ્યા શીખવી છે. જો એ વિદ્યાનો નિરંતર અભ્યાસ રાખે તો યુદ્ધમાં પણ જીતી શકે. તે વીર બંધુની સહાયથી તું સર્વ ઠેકાણે વિજય મેળવીશ. વનમાં વિકટમાર્ગમા તમારૂં કલ્યાણ થાઓ. અને નિર્વિઘ્ને વનવાસી પૂર્ણ કરી તમે સત્વર પાછા ફરો. મારા ઉપવાસી નેત્રોને તમારા દર્શન રૂપી પારણું વેહેલું થાય તેવું કરો. પછી કૃપાચાર્યે પણ તેમને શિક્ષણ સાથે આશીષ આપી હતી. બંને ગુરૂઓ પાંડવોના વિયોગથી મનમાં ખેદ પામી પાછા વળ્યા.

પછી યુધિષ્ટિર અને પાંડવો પોતાના કાકા ધૃતરાષ્ટ્રની રજા

લેવા આવ્યા. યુધિષ્ઠિરે પોતાના અંધકાકાને પ્રણામ કરી કહ્યું, "તાત, અમે તમને પ્રણામ કરીએ છીએ. અમારી ઉપર કૃપાદૃષ્ટિ રાખજો અને બંધુ દુર્યોધનને અમારા તરફનો એક સંદેશો કહેજો. તે એ કે, "હે ભ્રાત દુર્યોધન, આપણા કોરવકુળની જેમ મોટાઇ વધે, તેવી રીતે વર્ત્તી પ્રજાનું પાલન કરજે અને આપણા વિખ્યાત વડિલોની સત્કીર્ત્તિને હાનિ ન પહોંચે એવી રીતે પ્રવર્ત્તન કરજે."

પાંડવોની આવી નમ્રતા જોઇ અને પોતાના પુત્ર દુર્યોધનની દુર્બુદ્ધિ જાણી ધૃતરાષ્ટ્રે કાંઇ પણ ઉત્તર આપ્યો નહીં. તે લજ્જા પામી પોતાના નગર તરફ ચાલ્યો ગયો.

પછી યુધિષ્ઠિર પોતાની માતા સત્યવતીની પાસે રજા લેવા આવ્યો. સત્યવતી યુધિષ્ઠિર વગેરે પાંડવોને જોતાંજ મૂર્છિત થઇ ગઇ, અને તેણીનું હૃદય શોકથી ભેદાઇ ગયું. ક્ષણવારે સાવધાન થઇ તેણીએ ગદ્દગદ્દ કંઠે પોતાના પુત્રોને હૃદયથી આશીષ આપી. બીજી પણ સ્ત્રીઓએ તે પ્રમાણે કર્યું પછી સર્વ સ્ત્રીસમાજ ત્યાંથી પાછો ફર્યો હતો.

પછી યુધિષ્ઠિરે પ્રજાજનની રજા લીધી. પોતાના નીતિમાન્ રાજાના વિયોગથી દુઃખી થએલ પ્રજાજને "મહારાજ, તમારી વનયાત્રા સફળ થાઓ. અમે આપની છાયારૂપ છીએ, પરંતુ જ્યારે આપ અમોને સાથે આવવાની ના કહો છો, ત્યારે અમે નિરૂપાય થઇ પાછા ફરીએ છીએ." આટલું કહી પ્રજાજન શોકાતુર થઇ પાછા ફર્યા. પ્રજાજનને વિદાય

કર્યા પછી યુધિષ્ઠિર બંધુસહિત પોતાના પિતા પાંડુ અને વિદુરની પાસે આવ્યો. યુધિષ્ઠિરે વિદુરને કહ્યું. "પૂજ્ય કાકા-અમે વનવાસ જઈએ છીએ. મારાં માતાપિતાના મન અમારા વિયોગથી અતિ દુઃખી છે, માટે ઉપદેશથી તેમના મનને શાંત અને સ્થિર કરજો. જો આપની સંમતિ હોય તો મારા માતાપિતાને સાથે લેવા મારી ઈચ્છા છે. તેમ વળી મારી પ્રજાની જેવી પ્રીતિ મારા પિતા પાંડુ ઉપર છે, તેવી ધીમે ધીમે મારે વિષે પણ કરાવજો "

યુધિષ્ઠિરના આવા વચન સાંભળી વિચક્ષણ વિદુર આ પ્રમાણે બોલ્યો—"વત્સ યુધિષ્ઠિર, દુર્યોધનનું હૃદય તમારી ઉપર ઈર્ષ્યાવાળુ થઇ રહ્યું છે, માટે સર્વ કુટુંબને સાથે લઈ વનમાં જવું, એ મને યોગ્ય લાગતું નથી; માટે પાંડુને રાજ્યમાં રાખી જાઓ. અને તમારી માતા કુંતીને સાથે લઈ જાઓ. કારણ કે, ધીરવીર પાંડુ તમારા વિયોગને સહન કરી શકશે પણ આ કુંતી તો ક્ષણમાત્ર પણ તમારો વિયોગ સહન કરી શકશે નહીં." આ પ્રમાણે વિદુરનાં વચન સાંભળી યુધિષ્ઠિરે તે વાત માન્ય કરી પછી યુધિષ્ઠિરે પાંડુ પિતાને નમસ્કાર કરી તેમની રજા લીધી. તે વખતે પિતૃભક્ત યુધિષ્ઠિરના નેત્રોમાંથી અશ્રુધારા ચાલવા લાગી. આ સમયે પુત્રોથી વિયોગ ન થયો એ હર્ષ અને પતિથી વિયોગ થયો, એ શોક—એમ કુંતી હર્ષ તથા શોકવાળી થઇ ગઇ. તે વખતે વ્યવહારકુશળ વિદુરે ધીરજ આપતાં કહ્યું, " વત્સ વનના વિકટ માર્ગમાં સાવ-

ધાન રહેજો. જ્યાં જાઓ, ત્યાં ખાવામાં પીવામાં, ચાલવામાં અને નિદ્રામાં એમ સર્વ પ્રકારની ક્રિયામાં પ્રમાદરહિત પ્રવર્ત્તજો. આ તમારાં તીર્થરૂપ કુંતીમાતાની ભક્તિ કરજો. અને તેણીના વચનને અનુસરજો. ”

વિદુરની આ શિક્ષા યુધિષ્ઠિરે વંદન સાથે સ્વીકારી. પછી પાંડુ ગદ્ગદ કંઠે બોલ્યો—“વત્સ, તારા જેવા આજ્ઞાકારી પુત્ર વિના હું એકલો શી રીતે રહી શકીશ. વ્હાલા, વિચાર કર. વળી વનની ભયંકર ભૂમિમાં તું કુટુંબ સાથે લઇ શી રીતે ફરી શકીશ. વનભૂમિમાં કુટુંબનો નિર્વાહ કરવો એ તને મુશ્કેલ પડશે, માટે આ મારી રત્નમય અંગુઠી તું સાથે લઈ જા. એ ચમત્કારી મુદ્રિકા તારા દુઃખને દૂર કરનારી થઈ પડશે.” આટલું કહી પુત્રપ્રેમી પાંડુરાજાએ પોતાની રત્નમય મુદ્રિકા યુધિષ્ઠિરના હાથમાં પહેરાવી. પછી તેણે પોતાની પવિત્ર પત્ની કુંતીને કહ્યું, “ દેવી, આ પુત્રરૂપ પાત્રનું રક્ષણ કરજે. કારણ કે, સંતાનોને સર્વદા માનું જ શરણ હોય છે. ”

પિતાનાં આ વચનો યુધિષ્ઠિરે અંગીકાર કર્યા પછી તેણે પોતાની અપર માતા માદ્રીને કહ્યું, “ માતા, તમે આ અમારા વિયોગી પિતાની સેવા કરજો અને જેમ તેમને અમારૂં સ્મરણ ન થાય, તેવી રીતે વર્ત્તી તેમના હૃદયને સંતોષ આપજો. ”

યુધિષ્ઠિરનાં આવાં પિતૃભક્તિનાં વચનો સાંભળી માદ્રી હૃદયમાં પ્રસન્ન થઇ પોતાના પુત્ર નકુળ અને સહદેવ પ્રત્યે બોલી—“પુત્રો, તમે શુદ્ધ હૃદયથી આ જ્યેષ્ઠ બંધુની સેવા

રજો. અને આ કુંતીને મારી સમાન જાણી તેની આજ્ઞા ઉઠાવજો અને તેની ભક્તિ કરજો.

આ પ્રમાણે વિવિધ પ્રકારની શિક્ષાઓ આપી અને પરસ્પર પવિત્ર પ્રેમ દર્શાવી પાંડુ, વિદુર, માદ્રી વગેરે સર્વ રાજપરિવાર ત્યાંથી પાછો ફર્યો હતો.

સર્વને વિદાય કર્યા પછી યુધિષ્ટિર પોતાના બંધુઓની સાથે ત્યાંથી આગળ ચાલ્યો હતો. તેની સાથે માત્ર કૃષ્ણ અને કેટલાએક પ્રજાજનો અવશિષ્ટ રહ્યા હતા. તેની મનોવૃત્તિમાં પોતાના વડિલોની શિક્ષાનું સ્મરણ થયા કરતું હતું.

પ્રિય વાંચનાર, અહિંથી પ્રતાપી પાંડવોના વનવાસનો આરંભ થાય છે, એ વાત ધ્યાનમાં રાખજે. વનવાસમાં જતી વખતે પાંડવોના પ્રમુખ યુધિષ્ટિરે કેવો શિષ્ટાચાર કર્યો હતો. પૂર્વકાળે આર્યપુત્રોમાં એવો શિષ્ટાચાર ચાલતો હતો. સર્વ કાર્ય વડિલની આજ્ઞાથીજ થતું હતું. વિનીત અને ગુરૂભક્ત યુધિષ્ટિરની તરફ ગુરૂજનની અને લોકોની કેવી પ્રીતિ હતી ? તે યુધિષ્ટિરના પ્રયાણ વખતે પ્રત્યક્ષ દેખાઇ આવી હતી. યુધિષ્ટિર માતૃભક્ત, પિતૃભક્ત, ગુરૂભક્ત અને લોકભક્ત હતો. વિનયના મહાન્ ગુણથી તેણે સર્વ જનોને વશ કરી લીધા હતા. તેથી તેની તરફ સર્વ જનો સારી ભાવના રાખતા હતા. અને તેની પર આશીર્વાદની વૃષ્ટિઓ કરતા હતા.

વાંચનાર, જો તમારે જીવનનો માર્ગ સુધારવો હોય, આ ક્ષણિક જીવનને બદલે ચિરસ્થાયી યશ રાખવું હોય અને

ચિંતામણિ સમાન માનવદેહનું ફળ મેળવવું હોય, તો આર્યપુત્ર યુધિષ્ઠિરની પવિત્ર પદ્ધતિનું અનુકરણ કરજો. તેના જેવા પવિત્ર ગુણો ધારણ કરજો. અને તેની જેમ સદાચારનું સેવન કરજો.

વળી આ સમયે એક બીજી વાત પણ યાદ રાખવાની છે કે, યુધિષ્ઠિરે જ્યારે પોતાના પૂજ્ય ભીષ્મને શિક્ષા આપવાની પ્રાર્થના કરી તે વખતે દયાળુ ભીષ્મે જે શિક્ષાનાં વચનો કહેલા છે, તે સર્વદા મનન કરવા યોગ્ય છે. તેઓએ ખાસ પંનર ચોરનો નાશ કરવાને માટે જે યુધિષ્ઠિરને સૂચના આપેલી છે, તે હૃદયમાં સ્મરણીય છે. યુધિષ્ઠિર જેવો સદ્ગુણી પુત્ર જુગારના દુર્વ્યસનમાં આસક્ત થઈ દુસ્થિતિમાં આવી પડ્યો, એ વાત તેના સ્મરણમાં રાખવાને વિદ્વાન્ ભીષ્મપિતામહે તે વિષેનું સારૂં વિવેચન કર્યું હતું અને પવિત્ર યુધિષ્ઠિરે તે વડિલની શિક્ષા પોતાના હૃદયમા સ્થાપિત કરી હતી.

યુધિષ્ઠિર સર્વગુણ સંપન્ન હતો, તે છતાં તેનામા જુગારનું દુર્વ્યસન રહેલું હતું અને તે દુર્વ્યસનનું કટુ ફળ તેને ચાખવું પડયું હતું. પણ જ્યારે ભીષ્મપિતામહે તે વિષેનો ઉત્તમ બોધ આપ્યો, ત્યારે તે મહાનુભાવે, તે વ્યસનનો સર્વથા ત્યાગ કર્યો હતો.

આજકાલ સ્વતંત્રતાને ઈચ્છનારા ઉચ્છૃંખલ તરૂણો જો કોઇ દુર્વ્યસનમાં પડી જાય છે અને તે વ્યસનથી તેમને ઘણી હાનિ થાય છે. તે છતાં તેઓ એ દુર્વ્યસનનો ત્યાગ કરી

શકતા નથી. અને પોતાને થતી હાનિનો વિચાર કરતા નથી. તેવા ઉન્મત્ત યુવકોને કદિ કોઇ વડિલજન કે હિતેચ્છુજન શિખામણ આપવા આવે તો તેઓ તેમનો અનાદર કરે છે. અને પોતે સ્વતંત્રતાથી વર્ત્તવા તત્પર થાય છે. તેવાઓએ આ સત્યવીર યુધિષ્ઠિરના પ્રવર્ત્તનને અનુસરવું જોઇએ અને તેમ કરી પોતાના દુરાચારનો ત્યાગ કરવો જોઇએ.



## પ્રકરણ ૨૯ મું.

### કપટસંદેશ.

એક સુંદર સરિતા વ્હેતી હતી. તેના રમણીય તીર ઉપર ઘાટી છાયાવાળાં વૃક્ષો શ્રેણીબંધ ઉભાં છે. વિવિધ જાતના પક્ષીઓ મધુર સ્વર કરી રહ્યા છે. સુગંધી પુષ્પો ઉપર ભ્રમરાઓ ગુંજારવ કરી રહ્યા છે. આ સ્થળે એક સુંદર જિનાલય ઉભું છે. તે વિમાનના જેવું દેખાય છે. ભારતની શિલ્પકળા તેના ઉપર ખીલી રહી છે. ચારે તરફ ઉત્તમ પ્રકારની કારીગરી પ્રકાશી રહી છે. ચૈત્યની ઉપર આવેલો ધ્વજદંડ ગગનની સાથે વાતો કરે છે. તેના દર્શનને માટે અનેક યાત્રાળુઓ આવજા કરે છે. તેની અંદર થતા ઘંટના ટંકોરાના પ્રતિધ્વનિ સરિતાના તીર ઉપર પડે છે.

આ વખતે એક પુરૂષ તે સ્થળે આવી ચડયો. તે લંબી

મુસાફરી કરીને શ્રાંત થઇ ગયો હતો. તેના શરીરનો બાંધો મજબુત હતો તેના લલાટ ઉપર ચંદનનું તિલક હતું. તેની આકૃતિ ઉપર તે બ્રાહ્મણ હોય તેવો દેખાતો હતો.

તે પુરૂષ આવી આ સુંદર ચૈત્યમાં પ્રવેશ કર્યો. તે પ્રથમ પ્રભુનાં દર્શન કરી ચારે તરફ ફરવા લાગ્યો. તેવામાં કોઇ એક બીજો પુરૂષ તેના જોવામા આવ્યો. તે પુરૂષને જોઇ આ શ્રાંત થયેલો પુરૂષ તેની પાસે આવ્યો, અને તેણે નમ્રતાથી પુછયું, “ ભદ્ર, તમે કોણ છો ? અને આ સ્થળે કેમ આવ્યા છો ? ” તે પુરૂષે ઉત્તર આપ્યો—“ હું દ્વારકાપતિ કૃષ્ણનો દૂત છું અને અહિં જિનપૂજા કરવા માટે આવ્યો છું ” તે પુરૂષે ઇંતેજારીથી પુછયું. “તું દ્વારકાપતિ કૃષ્ણનો દૂત અહિં કયાંથી ? તારા સ્વામી કૃષ્ણ અને પાંડવો કયાં છે ? અને આ જિનાલય કોનું છે ? ”

કૃષ્ણના દૂતે શુદ્ધ હૃદયથી કહ્યું, “ ભદ્ર, યુધિષ્ટિર વગેરે પાંડવો અહિં નાશિકનગરમાં આવ્યા છે. આ ગોદાવરીને તીરે શ્રીચંદ્રપ્રભપ્રભુનું ચૈત્ય છે. આ ચૈત્યમાં પાંડવો, તેમની માતા, કુંતી અને કૃષ્ણ સર્વે આ જિનાલયમાં આવી ચંદ્રપ્રભપ્રભુની પૂજા કરે છે અને આ સ્થળે રહે છે. તમે કોણ છો ? અને અહિં કેમ આવ્યા છો ? કૃષ્ણદૂતના આ વચન સાંભળી તે પુરૂષ બોલ્યો—“ભાઇ મારૂં નામ **પુરોચન** છે. હું હસ્તિનાપુરના નવા રાજા દુર્યોધનનો પુરોહિત છું. અમારા રાજા દુર્યોધને પાંડવોને એક સંદેશો કહેવાને મને મોકલ્યો છે. પાંડવોના પ્રમુખ યુધિષ્ટિર કયાં છે ? તે મને કૃપા કરી બતાવો. ”

પુરોહિત પુરોચનનાં આવાં વચન સાંભળી તે કૃષ્ણદૂત તેને નાશિકનગરમાં લઈ ગયો. અને યુધિષ્ઠિરની પાસે તેના ખબર પહોંચાડયા.

વિવેકી યુધિષ્ઠિરે તત્કાળ પુરોહિત પુરોચનને પોતાની પાસે બોલાવ્યો અને તેને દુર્યોધનની કુશળવાર્ત્તા પુછી આવવાનું કારણ પુછયું. પુરોચન યુધિષ્ઠિરને પ્રણામ કરી બોલ્યો—"રાજન, તમારા બંધુ દુર્યોધને મારે મુખે આ પ્રમાણે કહેવરાવ્યું છે—જ્યેષ્ઠ બંધુ યુધિષ્ઠિર, તમે મહાપુરૂષોમાં અગ્રેસર છો અને હું અનાર્યોમાં અગ્રેસર છું. તમે ગુણીઓમાં અગ્રગામી છો અને હું નિર્ગુણીઓમાં અગ્રગામી છું. તમે સજ્જનોમાં પ્રકાશમાન છો. અને હું દુર્જનોમાં પ્રકાશમાન છું. તમે સદ્બુદ્ધિઓમાં અગ્રણી છો અને હું દુર્બુદ્ધિઓમાં અગ્રણી છું. તમે કૃતજ્ઞોના શિખર છો અને હું કૃતઘ્નોનો શિખર છું. તમે ઉત્તમોમાં રત્ન છો, તો હું અધમોમાં રત્ન છું. માટે હે ભાઈ, વિવેકરહિત થઇ મેં તમારા અનવધિ અપકાર કર્યા છે. હે દયાનિધિ, મારા એ અપકારોના અપરાધની તમારે ક્ષમા કરવી જોઈએ. કારણકે, તમે મોટા છો. મોટાએ નાનાને ક્ષમા આપવી યોગ્ય છે. તેથી તમે મારા અપરાધ ભુલી જઈ વનવાસમાંથી પાછા વળો અને આ તમારી રાજધાની હસ્તિનાપુરમાં આવી નિવાસ કરો અને તમે સુખે તમારા રાજ્યની સમૃદ્ધિનો ઉપભોગ કરો. મેં તમારા અપરાધ કર્યા, તેથી

મારા મસ્તકપર સર્વ પ્રજાઓની અને વડિલોની પસ્તાળ રૂપી રજ પડી છે. તે કૃપા કરી આવી મારા મસ્તકની રજને દૂર કરો. હવેથી હું તમારી આજ્ઞાને નિરંતર મારા મસ્તકપર ધારણ કરીશ. કદિ તમારે તમારૂં સત્યવ્રત રાખવું હોય તો પણ જેમ મુનિ ફરતા ફરતા સ્વદેશમાં આવી ચડે છે, તેમ તમે તમારા ગામ તરફ આવી તમારા પવિત્ર ચરણકમળને ધારણ કરો. હે આર્ય! જો તમે તમારા લઘુબંધુ સહિત અહિં હસ્તિનાપુરમાં આવીને રહેશો તો હું તમારા સર્વની ઈચ્છા પ્રમાણે સેવા કરીશ." રાજન, આ પ્રમાણે તમારા લઘુબંધુ દુર્યોધનને મારી સાથે કહેવરાવ્યું છે. જો આપ હસ્તિનાપુર આવશો તો હું પણ તમારી સાથે રહીશ.

દુર્યોધનનો આવો સંદેશો પુરોહિત પુરોચને કહ્યો. તે સાંભળી કૃષ્ણ વગેરે બધા ખુશી થઇ ગયા અને પાંડવોને સુખ થવાની આશા ધારણ કરવા લાગ્યા.

"મારા ભાઈ દુર્યોધનના આવા ઉત્તમ વિચાર જાણી હું ખુશી થયો છું. અમારે દુર્યોધનની સાથે કાંઇ પણ દ્વેષ નથી." કૃષ્ણે ઉત્સાહથી પુરોહિતને કહ્યું પછી તરતજ યુધિષ્ઠિરની આજ્ઞાથી સર્વ પ્રકારની તૈયારી થવા માંડી અને વિવિધ પ્રકારનાં વાહનો જોડી બધો કાફલો હસ્તિનાપુર જવાને તૈયાર થયો. તે કાફલો અનુક્રમે ચાલતો હસ્તિનાપુરની નજીક આવ્યો. યુધિષ્ઠિરના આવવાના ખબર સાંભળી હસ્તિનાપુરની

પ્રજા વિવિધ પ્રકારના નજરાણા લઈ તેમની સામે આવી. યુધિષ્ઠિરે પોતાના કાફલા સાથે વારણાવત નામના હસ્તિનાપુરના પરામાં પ્રવેશ કર્યો. ત્યા એક સુંદર મહેલ તેમના જોવામાં આવ્યો. પુરોહિત પુરોચને તેમાં યુધિષ્ઠિરને ઉતારો કરાવ્યો અને તે મહેલની સુંદર રચના તેમને બતાવી.

દુર્બુદ્ધિ દુર્યોધન પણ ત્યા સામો આવ્યો અને તેણે ઉત્તમ પ્રકારે યુધિષ્ઠિરના આતિથ્યને માટે ગોઠવણ કરી. યુધિષ્ઠિર વગેરે સર્વ મીજમાનોને જે જે વસ્તુની જરૂર પડે તે તે વસ્તુ દુર્યોધન તેમને પહોચાડવા લાગ્યો. યુધિષ્ઠિરને અને બીજા રાજાઓને દુર્યોધને એવા બરદાસથી એવા પ્રસન્ન કર્યા કે, તેઓ પોતપોતાના ગૃહવૈભવને પણ ભુલી ગયા. યુધિષ્ઠિર પોતાના બંધુઓ અને કુંતીમાતા સાથે તે સ્થળે શાંત મને વાસ કરી રહ્યો. પોતાના સંબંધી પાંડવોનું આવું સુખ જોઈ કૃષ્ણ પોતાની રાજધાની દ્વારિકામાં જવાને તૈયાર થયા. તે સમયે પોતાની માતાને મળવા ઉત્કંઠિત થયેલી સુભદ્રાને જોઈ યુધિષ્ઠિરે કૃષ્ણની સાથે તેને દ્વારકામાં મોકલી અને બીજા જે યુધિષ્ઠિરને મળવા માટે ત્યાં આવ્યા હતા, તેમને યુધિષ્ઠિરે પોતપોતાના સ્થાનમાં વિદાય કર્યા હતા.

એક સમયે સત્યવર્ત્તી યુધિષ્ઠિર પોતાના કુટુંબથી પરિવૃત થઇ મેહેલના વિશાળ ભાગમાં બેઠો- હતો. દુર્યોધનની આવી ઉત્તમ વૃત્તિની પ્રશંસા થતી હતી. વનવાસની વિપત્તિ ન થતાં આવા આવા રાજસુખની પ્રાપ્તિથી તેઓ

બધા આનંદમય બની ગયા હતા આ વખતે એક પુરૂષ આવી તેમની સમક્ષ ઉભો રહ્યો તેણે યુધિષ્ઠિરને પ્રણામ કર્યો અને નમ્રતાથી જણાવ્યું,—"મહારાજ આપને કાંઈ એકાંતે કહેવાનુ છે" તે પુરૂષના આવા વચન સાભળી યુધિષ્ઠિર પોતાના કુટુંબમાથી જુદો થઈ તે પુરૂષને લઈ એક તરફ આવ્યો તે પુરૂષે યુધિષ્ઠિરને કહ્યુ "મહારાજ હુ પ્રિયવદ નામે વિદુરનો દૂત છુ. તમારા પૂજ્ય કાકા વિદુરે તમને કહેવરાવ્યુ છે કે, "જે મહેલમા તમે ઉતર્યા છો, ત મેહેલ બનાવતી વખતે તેની અદર શણ, તેલ, અને વાસની યોજના કરેલી છે તમને તેડવાને કપટ સદેશો લઈ જે પુરોચન પુરોહિતને મોકલ્યો છે, તે આવતી કૃષ્ણ ચતુર્દશીને દિવસે તે મેહેલને આગ લગાડવાનો છે અને તે યુક્તિથી દુર્યોધન તમારો નાશ કરવાને ઈચ્છે છે આ વાત અમે કાનોકાન સાભળી છે તેથી તે સાચી છે માટે તમે પ્રમાદમા રહેશો નહીં વળી આ ઘરમાથી સુરગ કરી તે માર્ગે બાહેર જવાનો માર્ગ કરવાને માટે એક શુનક નામનો ચતુર માણસ વિદુરે મારી સાથે મોકલ્યો છે તે સુરગ ખોદવામા પ્રવીણ છે" આટલુ કહી તે પ્રિયવદ યુધિષ્ઠિરને પ્રણામ કરી ત્યાથી વિદુર પાસે ચાલ્યો આવ્યો

હિતકારી વિદુરનો સદેશો સાભળી યુધિષ્ઠિરને દુર્યોધન ઉપર ક્રોધ ચડયો. પછી તેણે તે બધી વાત પોતાના બધુઓને જણાવી પછી તેમણે તે કપટ મેહેલની તપાસ

કરવા માંડી, ત્યાં તેમને માલુમ પડયું કે, 'આ મેહેલ શણનો બનાવેલો છે.' પછી યુધિષ્ઠિરે તે વિષે પોતાના ભાઈઓનો મત લીધો. તે વખતે પરાક્રમી ભીમ બોલી ઉઠયો—"મોટા ભાઇ આજ્ઞા આપો તો હું એ કપટી દુર્યોધનના હૃદયને ચીરી નાંખું." અર્જુન, નકુલ અને સહદેવે તે વાતને અનુમોદન આપ્યું.

યુધિષ્ઠિરે સર્વને શાંત કરીને કહ્યું, "બંધુઓ, સાહસ કરો નહીં. તેમ કરવાથી મારી સત્ય પ્રતિજ્ઞાને હાનિ પહોચશે. મારો વિચાર એવો થાય છે કે, આ વખતે આપણે અહિંજ રહેવું. જ્યારે કૃષ્ણપક્ષની ચતુર્દશીનો દિવસ આવે. ત્યારે અહિંથી ગુપ્ત રીતે સુરંગને માર્ગે નીકળી જવું. વિદુર કાકાના શુનક નામના એક માણસની પાસે મેં સુરંગની યોજના તૈયાર કરાવી છે. જ્યારે મેહેલ બળી જશે, એટલે પાપી દુર્યોધન જાણશે કે, પાંડવો બળી મુવા. તેથી તે પછી આપણી શોધ ફરી કરશે નહીં, જેથી આપણે બાર વર્ષ સુધી સુખે વનવાસ કરીશું." યુધિષ્ઠિરે પોતાનો યોગ્ય મત જાહેર કર્યો, તેવામાં પેલો સુરંગ ખોદનાર શુનક ત્યાં આવ્યો અને તેણે ભીમસેનની શય્યાથી માંડીને બાહેર દૂર સુધી તૈયાર કરેલી સુરંગ યુધિષ્ઠિરને બતાવી, પછી તે વિદુરની પાસે ચાલ્યો ગયો.

પાંડવોને તે મેહેલમાં વસવાનો અવિશ્વાસ થઇ ગયો છે, તથાપિ ઉપરથી તેઓ વિશ્વાસ બતાવતા હતા. "બળ-

વાન્ ભીમસેન ફરવા જવાને મિષે અશ્વારૂઢ થઈ સુરંગ ક્યાં નીકળે છે અને તેનો સિધો માર્ગ કેવી રીતે જઈશે ” એ સર્વનો નિશ્ચય કરતો હતો. નકુળ અને સહદેવ કુંતી તથા દ્રૌપદીને સુરંગમાર્ગે ચાલવાનો અભ્યાસ તથા પરિચય કરાવતાં હતાં.

દૈવયોગે એવું બન્યું કે, કોઈ વૃદ્ધા સ્ત્રી પોતાના પાંચ પુત્રો અને એક પુત્રવધૂ સાથે તે મેહેલમા આવી ચડી. કુંતીએ તેણીને બ્હેન સમાન ગણી માન આપ્યું. અને પ્રેમથી પોતાને ત્યાં રાખી. માર્ગના શ્રમથી થાકી ગયેલી તે વૃદ્ધા પોતાના પાચ પુત્રો અને વધૂ સાથે તે રાત્રિવાસ ત્યા રહી. તે દિવસ કૃષ્ણચતુર્દશીનો હતો. એ વાત કુંતીના ધ્યાનમા ન રહી.

કૃષ્ણચતુર્દશીનો દિવસ જાણી યુધિષ્ઠિર પોતાના કુટુંબ સાથે સુરંગને માર્ગે ચાલી નીકળ્યો અને એકલો ભીમ તે મેહેલના દરવાજામાં ગુપ્તપણે ઉભો રહ્યો. બરાબર સમય થયો, એટલે પેલો પુરોચન તે દ્વાર આગળ આવ્યો અને તેણે ત્યાંથી આગ લગાડી. આવું દુષ્ટ કર્મ જોઈ ભીમને ભારે ક્રોધ ઉત્પન્ન થયો. તેણે તે દુષ્ટ પુરોચનને દ્વારની પછવાડેથી આવી પકડી લીધો. અને મુષ્ટિનો પ્રહાર કરી તેના પ્રાણ લીધા. પછી તેને બળતા અગ્નિમા નાખી પરાક્રમી ભીમ જ્યાંથી સુરંગ હતી, ત્યાંથી ચાલી પોતાના સંબંધીઓને જઈ મળ્યો. યુધિષ્ઠિર વગેરે સર્વ સુરંગ માર્ગે થઇ બીજે

છેડે નીકળી ગયા પછવાડે તે મહેલ અગ્નિમા ભસ્મ થઈ ગયો સર્વે લોકો તેને બળતો જોઈ પાંડવોને માટે કલ્પાંત કરવા લાગ્યા અને દુર્યોધન તથા પુરોહિતને ગાળો આપવા લાગ્યા

સુરંગમાર્ગે નીકળી પાડવોનુ કુટુબ આગળ ચાલ્યું. ત્યા વિકટ માર્ગ આવ્યો દ્રૌપદીના કોમળચરણમા સોયની જેમ કાટાઓ ભાગતા હતા અને તેણીને મહાવેદના થતી હતી કોઈ કોઈ વાર તો રૂધિરની એવી ધારાઓ ચાલતી કે જાણે તેપર અલતાનો રગ જ હોય, તેવા તે દેખાતા હતા. કોમળચરણા કુતી પણ માર્ગની વેદનાથી પીડિત થઈ હતી અને વનમાર્ગની અતિવેદના ભોગવતી હતી

એમ કરતા કુતી અને દ્રૌપદી માર્ગે આગળ ચાલ્યા. ત્યાં માર્ગના પરિશ્રમથી પૃથ્વીપર ઢળી પડયા. આ વખતે દયાળુ ધર્મરાજાએ પોતાના હૃદયમા ઘણો અપશોષ કર્યો— " અરે દૈવ, તને ધિક્કાર છે કે તેં આ મારા રાજકુટુંબ ઉપર આવી વિપત્તિ પાડી આ વખતે સૂર્યનો ઉગ્રતાપ તપે છે. અને પાછળ ગજ્યનો મહાભય છે. આવે સમયે આ માતા અને સ્ત્રીની આવી સ્થિતિ થઇ. હવે શું કરવું ? " આ પ્રમાણે યુધિષ્ટિર ચિતાતુર થઈ શોક કરતો હતો, તે વખતે ભીમ બોલી ઉઠયો—" મોટાભાઇ, અપશોષ કરો નહીં. હૂં મારા બળનો ઉપયોગ કરીશ. " આ પ્રમાણે કહી.



કુંતીને ડાબા ખભા ઉપર અને દ્રૌપદીને જમણા ખભા ઉપર
બેસાડી ભીમસેન આગળ ચાલ્યો

(પૃષ્ઠ ૩૯૦)

Krishna Press Bombay

ઉપર બેસાડી ભીમસેન આગળ ચાલ્યો. થોડે ચાલતા નકુલ અને સહદેવ બને શ્રાંત થઈ બેસી ગયા એટલે ભીમે તેમને પોતાની પીઠ પાછળ બેસાડી દીધા વળી થોડે ચાલતા અર્જુન અને યુધિષ્ઠિર પણ થાકી ગયા એટલે તેમને તેણે પીઠ પાછળ બેસાડી દીધા બળવાન્ ભીમ સર્વને નૌકાતુલ્ય થઈ મહાવેગથી આગળ ચાલ્યો અને તે રાત્રિ માર્ગમાંજ પ્રસાર કરી દીધી ગગનમણિનો ઉદય થયો, એટલે કોઈ ઉત્તમ જળાશયવાળુ એકાંત સ્થળ જોઈ, તેઓએ ત્યાં પડાવ કર્યો અને સર્વે શાંત થઈ બેઠા

પ્રિય વાચનાર, આ પ્રસંગ આટલેથીજ પૂર્ણ કરવામા આવે છે, તથાપિ તેની ઉપરથી કાંઈ પણ સાર લેવાનો પ્રયત્ન કરજો

પ્રથમ તો વિદુરની કુટુંબ પ્રીતિનો દાખલો ગ્રહણ કરજો દુષ્ટ દુર્યોધને બનાવટી મહેલ રચી તેમા પાંડવોને બાળવાને યોજના કરી હતી પણ કુટુંબપ્રેમી વિદુરે તે ખબર મેળવી પાંડવોને ચેતવણી આપી તેમનો બચાવ કર્યો હતો એક કુટુંબીજન પોતાના કુટુંબીઓનો નાશ કરવા ઇચ્છે છે, ત્યારે બીજો કુટુંબી તેમને બચાવવાની યોજના કરે છે એકજ બદરીના વૃક્ષમાથી થયેલા કાંટા કેટલા વાંકા હોય છે અને કેટલાક સીધા હોય છે દરેક ઉત્તમ મનુષ્યે વિદુરના જેવો કુટુંબપ્રેમ રાખવો જોઈએ કુટુંબપ્રેમી પુરૂષ સર્વ રીતે વિજયી અને સુખી થાય છે

બીજું શિક્ષણ પુરોચનના પાપી ચરિત્ર ઉપરથી લેવાનું છે. પાપી પુરોચન પાંડવોને લલચાવી બનાવટી મેહેલમાં લઇ ગયો હતો અને તે મેહેલને સળગાવી પાંડવકુટુંબને નાશ પમાડવા તે તૈયાર થયો હતો, પણ આખરે બળવાન્ ભીમને હાથે તેનોજ નાશ થઈ ગયો. અન્યનું અનિષ્ટ ચિંતવનારા અને કરનારા પાપીઓનો નાશ થાય છે. 'ખોદે તે પડે' એ ગુર્જરી કહેવત ખરેખર મહાવાક્ય રૂપ છે.

ત્રીજું શિક્ષણ ભીમના મહાન્ ચરિત્ર ઉપરથી લેવાનું છે. રાત્રે સુરંગમાથી પ્રસાર થયેલા પોતાના બંધુઓ, માતા અને સ્ત્રીને ખંભા ઉપર ઉપાડી લઇ જનાર કુટુંબવત્સલ ભીમને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. આ ઉત્તમ કાર્યથી ભીમે પોતાના બળનો અને શક્તિનો ખરેખરો સદુપયોગ કરેલો છે. આવા કુટુંબપ્રેમી અને કુટુંબવત્સલ પુરૂષનું જીવન ખરેખર પ્રશંસનીય છે. એવા જીવનારા પુરૂષોજ જીવે છે, બાકીના જીવતાં છતાં મૃતતુલ્ય છે. કુટુંબભક્ત ભીમસેનનું જીવન તેવું હતું અને તેથી તેણે પોતાના જીવનમાં પરિણામે ઉત્તમ સુખ મેળવ્યું હતું. ભીમની પેઠે બીજાઓએ પણ તે ગુણ ધારણ કરવો જોઇએ. ભીમના પવિત્ર ચરિત્ર ઉપરથી એજ ખરેખરૂં શિક્ષણ લેવાનું છે અને તે શિક્ષણથી હૃદયને સુશિક્ષિત કરી આ અસાર સંસારમાં પ્રવર્ત્તન કરવાનું છે. એવા શિક્ષણથી સુશિક્ષિત થયેલા અને એવા પ્રવર્ત્તનથી પવિત્ર થયેલા પુરૂષોનું જીવનજ આ જગત્‌માં પ્રશંસનીય અને યશસ્વી છે.

# પ્રકરણ ૩૦ મું.

## વનવાસની વિટંબણા અને હેડંબા પતિ ભીમ.

એક ભયંકર જંગલમાં હિંસક પ્રાણીઓના ક્રૂર શબ્દો થઇ રહ્યા છે. ચારે તરફ ભયનું રાજ્ય પ્રવર્તે છે. વિકરાળ કાળની મહાસેના ચારે તરફ ફરી રહી છે. વૃક્ષોના કુંજ, પર્વતોની ગુફાઓ અને ખીણોમાંથી ભયંકર પ્રાણીઓના પ્રતિધ્વનિઓ સંભળાય છે. આ વખતે એક પ્રચંડ પુરૂષ તે જંગલમાં ભમે છે. તેનું હૃદય તેવા ભયંકર પ્રદેશમાં પણ નિષ્કંપ છે. સાહસનું ઉગ્ર તેજ તેના વિશાળ લલાટ ઉપર ચળકે છે. તે પુરૂષ ઘણીવાર ભમી એક છાયાદાર વૃક્ષ નીચે ક્ષણવાર વિશ્રાંત થયો. તેવામાં સારસ પક્ષીઓનો મધુર ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. તે ઉપરથી તેણે જાણ્યું કે, 'આ સ્થળે સરોવર હશે.' તરત બેઠો થઇ તે શબ્દને અનુસારે ચાલ્યો. ત્યાં એક સુંદર સરોવર દષ્ટિએ પડયું. કેટલાએક પત્રકુટ (પડીઆ) કરી તેમાંની જળ ભરી તે પાછો ફર્યો. તે પોતાને સ્થાને આવી જુવે છે, ત્યાં પોતાના સર્વ સાથીઓ સુઇ ગયેલા તેના જોવામાં આવ્યા. તેમાં એક પુરૂષને ઉદ્દેશી તે નીચે પ્રમાણે બોલ્યો—

"અહા ! જે પુરૂષ રત્નજડિત પલંગ પર પોઢતો હતો, તે આ વનની કઠોર ભૂમિમાં સુતો છે. રત્નજડિત

સિંહાસન ઉપર વિરાજિત થનાર આ પવિત્ર પુરૂષની કેવી સ્થિતિ થઈ છે ! જેની સન્મુખ મધુર ગીતના ગાયનો થતા, તે આજે શ્રૃગાળ વગેરે વનપશુઓના નાદ સાંભળે છે. જેના શરીર પર ચંદન અને કસ્તુરીના લેપ થતા, તે આજે આ માર્ગની રજથી છવાઇ રહ્યો છે."

આ પ્રમાણે મનમાં ચિંતવતાં તે પુરૂષની દૃષ્ટિ ત્યાં સુતેલા બીજા પુરૂષ ઉપર પડી. તેને જોઈ તેણે ચિંતવ્યું, અહા ! આ વીર પુરૂષ પણ કેવી સ્થિતિમા આવી પડ્યો છે ? વૈમાનમાં બેશી આકાશગમન કરનારો આ વીર નર કંગાળની જેમ પડયો છે. અરે ! તેની પાસે આ બે પુરૂષોને પડેલા જોઇ મારા મનમાં દયા ઉત્પન્ન થાય છે. આ બંને વીર મારી ગોદમાં ખેલનારા અને મનવાંછિત પદાર્થ મેળવનારા હતા, તે આજે આ અઘોર અરણ્યમાં નિદ્રાવશ થઈ પડેલા છે. અહા ! કર્મની ગતિ કેવી વિચિત્ર છે ! ત્યાંથી આગળ દૃષ્ટિ કરી, ત્યાં બે સ્ત્રીઓ ભૂમિશય્યા પર પડેલી તેના જોવામાં આવી. તેને જોઈ તે પુરૂષ સખેદ થઇ ચિંતવવા લાગ્યો—" અહા ! આ પરાક્રમી પાંચ પુત્રોની માતા અને આ પાંચ પતિઓની પત્ની કેવી દીન થઇ સુતેલી છે ? અરે આ રાજરમણી આવી અવસ્થા અનુભવે—એ કેવી દીલગીરી ! અરે કર્માવળી ! તારી શક્તિ અદ્ભુત છે. તું સર્વ જીવાત્માને અસ્તોદયના તીવ્ર ચક્રમાં નાંખી શકે છે. આવા ઉત્તમ રાજકુળના પરિવારને તેં આવી અધમદશાએ પહોંચાડ્યાં છે. આ હૃદયવેધક બનાવ મારી દૃષ્ટિએ જોઇ શકાતો નથી."

આ પ્રમાણે ચિંતવી, એ વીર પુરૂષ અવીર અને અધીરની જેમ રૂદન કરવા લાગ્યો. તેના રૂદનના ધ્વનિનો પ્રતિધ્વનિ જંગલમાં ચારે તરફ પ્રસરી ગયો. ક્ષણવાર રૂદન કરી તે પુરૂષે એક દિશા તરફ દૃષ્ટિ નાંખી, ત્યાં એક ભયંકર રૂપવાળી, પીળા નેત્રવાળી અને લાંબા કેશને ધારણ કરનારી અદ્ભુત સ્ત્રી તેના જોવામાં આવી. તે આ પુરૂષની નજીક જેમ જેમ આવતી ગઇ, તેમ તેમ તેણીનામાં વિશેષ સૌંદર્ય પ્રગટ થવા માંડયું. ક્ષણમાં પાછું, તેણીનું રૂપ ભયંકર થઈ ગયું. વળી પાછું ક્ષણમાં સુંદર થઈ ગયું. આ અદ્ભુત દેખાવ જોઈ તે પુરૂષ હૃદયમાં વિશેષ આનંદ પામી ગયો.

જ્યારે તે અદ્ભુત અબળા નજીક આવી, એટલે તે પુરૂષે નિર્ભય થઇ પુછયું, " સુંદરી, તું કોણ છે ? ક્ષણમાં ભયંકર અને ક્ષણમાં સુંદર સ્વરૂપ ધારણ કરે છે. એ શું છે ?"

તે સ્ત્રી બોલી—" સુભગ, હું રાક્ષસી છું. આ વન મારા ભાઈનું છે. આ વનમાં કોઈ પણ મનુષ્ય પ્રવેશ કરી શકતું નથી. મનુષ્ય ગમે તેવો શૂરવીર અને પરાક્રમી હોય, તોપણ જો અહીં આવે તો મારો ભાઈ રાક્ષસ તેનું ભક્ષણ કરી જાય છે. હું તે મારા રાક્ષસ બંધુની સાથે રહું છું. હમણા મારો ભાઈ નિદ્રામાંથી જાગ્રત થયો, ત્યારે તેણે મને કહ્યું કે,—"બ્હેન, અહીં કોઈ મનુષ્યની ગંધ આવે છે, માટે આટલામાં જઈને તપાસ કર. જો કોઇ મનુષ્ય માલમ પડે તો તેને અહીં લાવ. હું તેનું ભક્ષણ કરીશ. મને ઘણા

દિવસ થયાં ક્ષુધા લાગી છે.” બંધુના આવાં વચન સાંભળી, હું અહીં આવી. ત્યાં મેં તમને સર્વને અહીં જોયા. આ નિદ્રાવશ થયેલા મનુષ્યોને લેવાની ઈચ્છા હું કરતી હતી. ત્યાં તમારૂં સુંદર રૂપ જોઇ મને મોહ ઉત્પન્ન થયો. આ વખતે હું મારા ભાઈનો આદેશ ભુલી ગઈ છું અને કામના આવેશથી વ્યાપ્ત થઇ ગઇ છું, તેથી હું મારૂં ભયંકરરૂપ છોડતી અને સુંદર રૂપ ધારણ કરતી તારી પાસે આવી છું. હે મહાવીર, તું મારી ઉપર અનુગ્રહ કરી મારૂં પાણિગ્રહણ કર. આ કાર્ય સત્વર કરવાનું છે. જો વિલંબ થશે તો મારો ભાઇ અહીં આવશે. જ્યાં સુધી તે આવી ન પહોંચે, ત્યાં સુધી આ શુભ કામ કરી લે. જો તમે મારા પ્રાણનાથ થશો અને મને સાથે રાખશો તો રાક્ષસ તો શું પણ બીજું કોઇ પણ તમારી સમીપ ટકી શકશે નહીં.”

તે અદ્ભુત સ્ત્રીનાં આવાં વચન સાંભળી તે પુરૂષ વિચારમાં પડી ગયો. તેના હૃદયમાં અનેક સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા.

પ્રિય વાંચકવૃંદ, આ ચાલતી વાત તમારા સમજવામાં થોડી ઘણી આવી હશે. તથાપિ તેનું વિશેષ સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા છે. જે પુરૂષ ભયંકર જંગલમાં ભમતો હતો, તે ભીમસેન હતો. જ્યારે કુંતી, દ્રૌપદી વગેરે સર્વ પરિવાર શ્રાંત થઇ ગયો અને ભીમસેન તેને ઉપાડી ચાલ્યો, તે પછી તે રાજકુટુંબ કોઈ છાયાદાર વૃક્ષ નીચે બેઠું હતું.

રાત્રિના વિશેષ શ્રમથી શ્રાંત થયેલા તે કુટુંબને અર્જુને ફળાદિ લાવી દીધાં. સર્વ સાથે બેશી તેનો આહાર કર્યો. પછી તૃષાતુર થયેલા એ સર્વને માટે ભીમ જળાશય શોધવા નીકળ્યો હતો તે પડીયા ભરી જળ લાવ્યો, ત્યાં સર્વ શ્રાત થઇ સુઇ ગયાં હતાં. જેમને જોઈ ભીમે અતિશય શોક પ્રગટ કર્યો હતો. તે પ્રસંગનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે.

તે વખતે જે અદ્ભુત રૂપવતી સ્ત્રી આવી હતી, તે હેડંબા રાક્ષસી છે. હેડંબાને હેડંબ નામે એક ભાઈ છે, જે તે વનમાં રહે છે. તેના ઉપરથી એ વનનું નામ પણ **હેડંબવન** કહેવાય છે. હેડંબા પોતાના ભાઇ હેડંબની આજ્ઞાથી તે શ્રાંત થઇ ગયેલા યુધિષ્ઠિરના કુટુંબને લેવાને આવી હતી. ત્યાં ભીમનું પ્રચંડરૂપ જોઇ તે મોહ પામી ગઈ હતી. જ્યારે તેણીએ ભીમની સાથે પરણવાની પોતાની ઇચ્છા બતાવી ત્યારે ભીમ દીર્ઘ વિચાર કરી આ પ્રમાણે બોલ્યો—" સુગાત્રી, તારા જેવી પ્રગલ્ભા સ્રી મહાપુણ્યથીજ લભ્ય થાય છે. તેવી સ્રી પોતે આપોઆપ આવી મને વરવાનું કહે છે, એ ઘણી ઉત્તમ વાત છે. તથાપિ તું એક મારી વાત સાંભળ—જે આ ચાર પુરૂષો સુતા છે, તે મારા ચાર દયાળુ ભાઈઓ છે. આ વૃદ્ધા મારી માતા છે અને આ યુવતિ અમારા પાંચેની પ્રાણવલ્લભા છે. આ એક સહચારિણીએ અમો પાંચેને કૃતાર્થ કર્યાં છે. આવી કુલીન અને સુંદર સતી સ્રીને છોડી બીજી સ્રીનું ગ્રહણ કેમ થાય ?

ના આવા વચન સાંભળી ભીમસેન બોલ્યો—" જ્યેષ્ઠ બંધુ, તમારી અમૃતમય દૃષ્ટિથી મારૂં મન પ્રફુલ્લિત થઈ ગયું છે. હવે મારે કોઈની મદદ જોઈતી નથી. આ તમારા નાના ભાઈનું સામર્થ્ય જુવો. તમારા બધા દેખતાં હું આ ક્રૂર રાક્ષસને મારી નાખીશ. આ દુષ્ટ રાક્ષસના ભયથી આ વનમાં કોઈ મનુષ્ય પ્રવેશ કરી શકતું નથી, પણ હવે તમારી કૃપાના પ્રભાવથી મનુષ્યો પણ આ વનમા પ્રવેશ કરશે." આ પ્રમાણે કહી ભીમસેન હેડંબ ઉપર તુટી પડ્યો. બંનેનું ભયંકર યુદ્ધ ચાલ્યું. મુષ્ટામુષ્ટિ અને કેશાકેશિ ચાલી. જયલક્ષ્મી ડોલાયમાન થવા લાગી. હેડંબ યુદ્ધમાં ચડીઆતો થવા લાગ્યો. તેના ચરણની રજથી આકાશ છવાઈ ગયું. ભીમની જરા નિર્બલતા અને હેડંબની પ્રબળતા જોઈ યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું, "ભાઈ અર્જુન, તૈયાર થઈ જા. જો વિલંબ કરીશ તો હવે ભીમનો ઘાત્ત થઈ જશે અને ક્ષણમાં આ જગત્ નિર્વીર થઇ જશે. જો, આ મદોન્મત્ત રાક્ષસ તારા વડા ભાઈને ભુજામાં લઈ મર્દન કરે છે. ઉભો ઉભો શું જુવે છે?" આ પ્રમાણે યુધિષ્ટિર અધીરો થઇ અર્જુનને કહેતો હતો, તેવામાં તો પરાક્રમી ભીમસેને તે રાક્ષસને પોતાની ભુજાવડે ગ્રીવાથી પકડી પશુની જેમ મારી નાંખ્યો. આથી યુધિષ્ટિર રોમાંચિત થઇ ખુશી થઈ ગયો. તે હર્ષથી શત્રુઘાતક પોતાના ભાઈ ભીમસેનના શરીર ઉપરથી રજ ખંખેરવા લાગ્યો. અને અર્જુન, નકુલ અને સહદેવ ભીમના પસીનાવાળા દેહનો વાયુ ઢોળવા લાગ્યા. પછી ભીમ ક્ષણવાર વિશ્રાંતિ લેવા બેઠો,



તેવામાં પરાક્રમી ભીમસેને તે રાક્ષસને પોતાની ભુજાવડે ગ્રીવાથી
પકડી પશુની જેમ મારી નાખ્યો

(પૃષ્ઠ ૪૦૦)

એટલે દ્રૌપદી તેની પાસે આનંદપૂર્વક ગઈ અને તેણીએ પોતાના વિજયથી પતિને આલિંગન આપ્યું. કામશોક અને બંધુવિયોગનો શોક એ બંને શોકથી આતુર એવી હેડંબાને ભીમસેને શાંતિ આપી. ભીમ ઉપર આસક્ત થયેલી હેડંબાએ શુશ્રુષા અને અધિકમાન એ બે વિધિથી કુંતીનું તથા દ્રૌપદીનું મન પોતાને વશ કરી લીધું હતું. તેથી હેડંબા સર્વના મનને ગમી ગઇ હતી

રાત્રી વીત્યા પછી પ્રાતઃકાળે પાંડવો ત્યાંથી આગળ ચાલ્યા હતા. ભીમસેન યુધિષ્ટિરની ભુજા ઝાલી આગળ ચાલતો હતો. અર્જુન સર્વની પાછળ ચાલતો હતો અને કુંતી તથા દ્રૌપદીને પીઠ ઉપર બેસાડી હેડંબા ભીમ તથા અર્જુનની વચ્ચે ચાલતી હતી. થોડે જતાં હેડંબાએ આકાશ માર્ગે ચાલવા માંડયું. આગળ જતાં કુંતીને અતિ તૃષા લાગી. તે સ્થળે તપાસ કરી પણ કોઈ ઠેકાણે જળ મળ્યું નહીં. અતિ તૃષાતુર થયેલી કુંતીને મૂર્છા આવી ગઈ. આ સમયે એક દિશા તરફ અર્જુન દોડ્યો અને બીજી તરફ ભીમ દોડ્યો. કુંતીની આવી અવસ્થા જોઈ યુધિષ્ટિર શોકાતુર થઈ ગયો. માતૃભક્ત યુધિષ્ટિરના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા લાગી. એટલામાં ભીમ અને અર્જુન જળ વગર પાછા આવ્યા અને માતાની વિપરીત સ્થિતિ જોઈ શોક કરવા લાગ્યા. આ વખતે હેડંબાએ કમળપત્રનો દડીઓ કરી, તેમા શીતળ જળ ભરી લાવી કુંતીને પાયું. જળના પ્રવેશથી ધીરે ધીરે કુંતી મૂર્છા રહિત થઇ

કુંતીને પાતાં વધેલું જળ થોડું થોડું પી પોતાએ તૃષા ટાળી. પાંચ પાંડવોએ હેડંબાનો ઉપકાર માની તેને કહેવા લાગ્યા કે, "તેં અમારી માતાનો પ્રાણ ઉગાર્યો."

તે સ્થળેથી પાડવો આગળ ચાલ્યા. ત્યાં રાત્રિ પડી. દૈવયોગે પાંડવો આગળ ચાલ્યા ગયા. અને દ્રૌપદી પાછળ રહી ગઈ. તેવામા એક પ્રચંડ સિંહ દ્રૌપદીના જોવામાં આવ્યો, ક્રૂર આકૃતિવાળો સિંહ દ્રૌપદીની પાસે આવ્યો, એટલે દ્રૌપદી સ્તબ્ધ થઈ કંપવા લાગી. અને તેજ સ્થાને ધૈર્ય ધરીને ઉભી રહી. તેણીએ રેખા કરી આણુ દીધી કે, "જો યુધિષ્ટિરનું સત્યબળ હોય તો આ સિંહ આ રેખાની આણુ તરફ આવી ન શકે." આટલું કહી તેણીએ સિંહને કહ્યું, "હે શાર્દૂળ મારા સ્વામિએ કોઈ દિવસ પણ સત્યરેખા ઓળંગી ન હોય તો તું પણ આ સત્યરેખા ઓળંગીશ નહિં." આ પ્રમાણે દ્રૌપદીના વચનના પ્રભાવથી તે શાર્દૂળ ત્યાંજ સ્થિર થઇ ઉભો રહ્યો. દ્રૌપદી તે વિકરાળ સિંહના ભયથી મુક્ત થઇ આગળ ચાલી પણ પાંડવો તો દૂર નીકળી ગયા. અને દ્રૌપદી પાછળ રહી ગઈ. આગળ જતાં એક ભયંકર સર્પ દ્રૌપદીને દંશ મારવા સામો આવ્યો તેને જોઈ સતી દ્રૌપદી સિંહની જેમ આણુ દઇને બોલી—"જો મેં મન વચન અને કાયાથી મારા પાંચે પતિ તરફ કદાપિ કપટ ન કર્યું હોય તો હે સર્પ, તું અહિંથી બીજે સ્થળે ચાલ્યો જા" દ્રૌપદીનાં આ વચનોથી તે સર્પ

**ત્યાંથી બીજે સ્થળે ચાલ્યો ગયો.** રાત્રિની પ્રવૃત્તિ થવાથી અંધકાર સર્વ સ્થળે વ્યાપી ગયું હતું. પતિઓથી વિખુટી પડેલી દ્રૌપદી ભયંકર રાત્રિ પ્રસાર કરવાની મનમાં ચિંતા કરતી હતી. આ વખતે હેડંબા અંજલિ જોડી સતીની આગળ આવી ઉભી રહી. હેડંબાને જોઈ સતીના મનમાં આશ્વાસન મળ્યું. હેડંબાએ વિનયથી કહ્યું, "ભદ્રે, તમારા વિયોગથી પાંચે પાંડવો શોકાતુર થઈ રહ્યા છે. તેમણે તમારી ઘણી શોધ કરી પણ કોઈ સ્થાને તમારો પત્તો મળ્યો નહીં. આખરે તેમના નેત્રોમાંથી અશ્રુધારા ચાલી રહી છે, એવા તમારા પતિઓ પ્રાણ ત્યાગ કરવાને ઉધુક્ત થયા છે. માતા કુંતી પણ પુત્રોનું દુઃખ જોઈ તેમની સાથે પ્રાણ ત્યાગ કરવા સજ્જ થયાં છે. "તે સર્વની આવી સ્થિતિ જોઈ હું ઘણી પૃથ્વીને ઓળંગી તમારી પાસે આવી પોહોંચી છું. હવે મારી પીઠ ઉપર આરૂઢ થઈ તમારા પતિઓના પ્રાણની રક્ષા માટે સત્વર ચાલો." આ પ્રમાણે હેડંબા દ્રૌપદીને પોતાની પીઠ ઉપર બેસાડી જ્યાં પાંડવો અને કુંતી શોકાતુર થઈ પડયાં હતાં, ત્યાં આવી પહોંચી. દ્રૌપદી સહિત હેડંબાને જોઈ કુંતી અને પાંડવો પ્રસન્ન થયા અને તેમણે હેડંબાનો હૃદયથી ઉપકાર માન્યો. હેડંબાના અપાર ઉપકારમાં આક્રાંત થયેલી કુંતીએ કહ્યું, "બ્હેન હેડંબા! તું રાક્ષસી નથી, પણ દેવી છે. તેં અમારા ઉપર જે ઉપકાર કર્યા છે, તેનો બદલો અમારી આ સ્થિતિમાં કોઈપણ રીતે વાળી શકાય તેમ નથી. તથાપિ તું કહે કે, તારો

પ્રત્યુપકાર શું કરીએ ? ” હેડંબા સસ્મિતવદને બોલી—“ માતા, તમે સર્વ જગત્‌ને ઉપકાર કરનારા પાંડવોની માતા છો. તમારા જેવી માનવદેવી પાસે હું રાક્ષસી કોણ માત્ર ! મારા જેવી તુચ્છ રાક્ષસી તમારો શો ઉપકાર કરી શકે ? દરિદ્રિ હોય તે ચક્રવર્ત્તીનો શો ઉપકાર કરી શકે ? પરંતુ મહાજનોની એવી રીતિ છે કે, જેઓએ પૂર્વે કશો પણ ઉપકાર ન કર્યો હોય, તોપણ તેઓ તેમનો ઉપકારજ કરે છે. ચંદ્રની કાતીનો કોઈએ ઉપકાર કર્યો નથી, તે છતા તે કાંતિ સર્વ લોકોને પ્રકાશ આપી આનંદ ઉસન્ન કરે છે. દેવી, જો તમે મારી ઉપર પ્રસન્ન થયા હો તો, તમારી પાસે મારી એટલીજ માગણી છે કે, જે દિવસથી મેં તમારા પુત્ર ભીમસેનને જોયા છે, તે દિવસથી મેં મારા મનથી તેમને સ્વામી તરીકે લેખ્યા છે. માટે એ વીર પુરૂષની સાથે મારૂં પાણિગ્રહણ કરાવી મને દાસી કરી લેવાનો અનુગ્રહ કરો. ” હેડંબાનાં આ વચન સાંભળી કુંતીએ દ્રૌપદીની સામે જોયું. પોતાની પૂજ્ય સાસુની મનોવૃત્તિ જાણી દ્રૌપદી હેડંબાના મહાન્ ઉપકારનું સ્મરણ કરી બોલી—“ બ્હેન હેડંબા, તારો પ્રત્યુપકાર હું મારા પ્રાણવડે કરવાને તૈયાર છું, તો પછી તારી સાથે સ્વામીના સુખને અર્ધોઅર્ધ વહેંચી લેવું, એમાં ઉપકારની શી મોટી વાત છે ? ” દ્રૌપદીની આવી સંમતિ જાણી કુંતી પોતાની પુત્રવધુ દ્રૌપદીને સાથે લઈ ભીમસેનની પાસે આવી અને ભીમની ઈચ્છા નહિ છતાં અતિ આગ્રહ કરી હેડંબાની સાથે પાણીગ્રહણ કરાવ્યું. માયાયિકની હેડં-

બાએ પોતાની માયાયિક વિદ્યાના બળથી તે સ્થળે એક સુંદર બગીચો વિકુર્વ્યો અને તેની અંદર વિવિધ પ્રકારના ક્રીડાના સ્થળો ઉત્પન્ન કર્યા. અને તેમાં રહી તેણીએ ભીમની સાથે વિષયભોગ ભોગવવા માંડ્યા. અનુક્રમે હેડંબા તે સ્થળને વિષે ગર્ભિણી થઇ.

તે સ્થળે કેટલાએક દિવસ રહી ત્યાંથી પાંડવોએ આગળ પ્રયાણ કર્યું હતું.

આગળ પ્રયાણ કરતાં પાંડવો એક સુંદર નગરીની પાસે આવી પહોંચ્યા. તે નગરીનું નામ **એકચક્રા** હતું. તે નગરી પાસે આવેલા એક વનમાં આવતા એક મહામુનિ તેમના જોવામાં આવ્યા. જાણે સાક્ષાત્ ચારિત્ર હોય, તેવા તે મહામુનિ એક સુવર્ણ કમળ ઉપર બેશી ઉત્તમ ધર્મોપદેશ આપતા હતા. ચંદ્રની જેમ તે પવિત્ર મુનિના દર્શનથી પાચે પાંડવોને આલ્હાદ થયો અને તેમનો મહાશ્રમ શાંત થઇ ગયો. તેમણે ઉત્સુક હૃદયથી મુનિને વંદના કરી અને તેમની ભક્તિભાવથી સ્તુતિ કરી તેમની સન્મુખ બેઠા. પાંડવોને જોઇ પર્ષદામાં બેઠેલા સભ્યજનો 'આ કોણ હશે' એમ સાનંદાશ્ચર્ય થઇ ગયા. અને પાંડવોની પ્રચંડ મૂર્તિઓને વારંવાર જોવા લાગ્યા. તે વખતે તે જ્ઞાની મુનિએ પાંડવોને ઉદ્દેશી નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો—

"આ સંસારમાં જેટલા પુરૂષાર્થ છે, તેમાં "ધર્મ" એ ચુડામણિ છે અને સર્વ પ્રાણી ઉપર જે દયા છે, તે ધર્મના

તિલક સરખી છે. વર્ષાકાળમાં મેઘમાળા જેમ વનશ્રેણીને નૂતનતા આપે છે, તેમ શુદ્ધ દયા રાજ્યલક્ષ્મીને નૂતનપણું પમાડે છે. જીવદયા એ દિવ્ય ગુણ છે, તે સર્વ રોગ તથા સર્વ અનર્થનો નાશ કરે છે. અને તે આયુષ્યની વૃદ્ધિનું અમૂલ્ય કારણ છે."

મુનિરાજની આ દેશનાએ ભીમપત્ની હેડંબાના હૃદયમા સારી અસર કરી. તે રાક્ષસીએ ત્યારપછી નિરપરાધી જીવોની હિંસા ન કરવાનો દૃઢ નિયમ ગ્રહણ કર્યો. મુનિદેશના સાંભળી પવિત્ર થયેલી કુંતીએ તે સમયે પોતાનો સંશય દૂર કરવાને અંજળિ જોડી કહ્યું "મહામુનિ, આ મારા પુત્રો વિપત્તિના સાગરને ક્યારે ઉતરશે ?" કુંતીનો આ પ્રશ્ન સાંભળી જ્ઞાની મુનિ પ્રસન્નવદને બોલ્યા—"ભદ્રે, તારા પુત્રો પુણ્યથી પવિત્ર છે. તેઓ અનુક્રમે નિરૂપમ ભક્તિ અને મુક્તિના પાત્ર થશે. કેટલાએક સમય પછી તારા પુત્રોને પુનઃ રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થશે. આ તારો જ્યેષ્ટ પુત્ર યુધિષ્ટિર દુષ્ટોને શિક્ષા કરનારો અને આર્હત ધર્મની પ્રભાવનાને વધારનારો થશે. છેવટે પાંચે પુત્રો અનુક્રમે સંયમને આરાધી, કર્મને નિર્મૂળ કરી પાંચમી ગતિને સંપાદન કરશે."

મહામુનિની આવી ભવિષ્ય વાણી સાંભળી કુંતી અને પાંચે પાંડવો હૃદયમાં પ્રસન્ન થઇ ગયા. તેવામાં તે મહાત્મા મુનિ ત્યાંથી વિહાર કરી બીજે સ્થળે ચાલ્યા ગયા. અને મુનિ ગયા પછી સર્વ સભા વિસર્જન થઇ ગઈ.

આ સમયે ધર્મવીર યુધિષ્ટિરે પોતાની ભ્રાતૃપત્ની હેડંબાને કહ્યું ભદ્રે, તું નિષ્કારણ પરોપકારિણી છે. તારી સહાયથી અમોએ વનમાં વિકટ માર્ગને ઉલ્લંઘન કર્યો છે. અમે હવે કેટલાએક દિવસ આ એકચક્રાનગરીમાં રહીશું. તું તારા બંધુ હેડંબના સ્થાનમાં જા, અને તારા ભાઈની સંપત્તિનું રક્ષણ કર. ત્યાં રહીને અમારા બંધુ ભીમથી રહેલો ગર્ભરૂપ નિધાન જે તારા ઉદરમાં છે, તેની રક્ષા કરવા માટે યત્ન કર. જ્યારે અમે તારૂં સ્મરણ કરીએ, ત્યારે તું અમારી પાસે પ્રાપ્ત થજે." પોતાના જ્યેષ્ટ યુધિષ્ટિરનાં આ વચન હેડંબાએ માન્ય કર્યાં. પછી સર્વની આજ્ઞા લઈ તે પવિત્ર રાક્ષસી પોતાના હેડંબવનમાં આવી, અને ત્યાં રહી શ્રી વીતરાગપ્રભુની સેવામાં તત્પર રહેવા લાગી. પાંચે પાંડવોએ વિપ્રનો વેષ લઈ પોતાના કુટુંબ સાથે એકચક્રાનગરીમાં પ્રવેશ કર્યો હતો.

વાંચનાર, પાંડવોના વનવાસના કષ્ટને દર્શાવનારો આ પ્રસંગ તારે બોધનીય છે. તેમાંથી યોગ્ય શિક્ષણ મેળવવાનું છે. પ્રથમ તો અસ્તોદયના ચક્રની સત્તા કેવી પ્રબળ છી અને એ ચક્રને ગતિ આપનાર કર્મની પ્રકૃતિઓ કેવી સત્તાયુક્ત છે, તે પણ વિચારવાનું છે. હસ્તિનાપુર જેવી રમણીય રાજધાનીનો મહારાજા યુધિષ્ટિર, પોતાના રાજકુટુંબની સાથે વનમાં કેવાં કષ્ટ ભોગવે છે ? તેજ રાજ્યની મહારાણી દ્રૌપદી અને રાજમાતા કુંતાની કેવી દયાજનક સ્થિતિ છી? આ બધો પ્રભાવ કર્મનો છે. કર્મની આગળ કોઈ પણ વ્યકિત બળવાન્ નથી. તેની મહાસત્તામાં સર્વને આક્રાંત થવું પડે છે.

પ્રતાપ, ગૌરવ, બળ, ઉગ્રતા, સત્તા, વિક્રમ, અને હિંમત એ સર્વ ઉત્કૃષ્ટ ગુણો પણ કર્મની આગળ નિર્બળ છે. તેથી સર્વને વિચાર કરવો જોઇએ કે, 'જેવી રીતે નઠારાં કર્મના બંધ ન થાય તેવી રીતે પ્રવર્ત્તન કરવું.' અશુભ કર્મ અશુભ ફળ આપે છે અને શુભ કર્મ શુભ ફળ આપે છે.

બીજું આ પ્રસંગે ભીમની કુટુંબભક્તિ ખરેખર શિક્ષણ લેવા યોગ્ય છે. વનમા દુઃખી થયેલા સર્વ કુટુંબને પોતાની પીઠ ઉપર બેસાડી પરાક્રમી ભીમે વનમાર્ગને ઉલ્લંઘન કર્યો હતો. આ મહત્ કાર્યથી ભીમનું શારીરીક બળ કૃતાર્થ થયું હતું. જે પુરૂષ પોતાની શક્તિનો ઉપયોગ કુટુંબને સહાય આપવામાં કરે છે, તે પુરૂષનું જીવન સર્વ રીતે ઉપયોગી ગણાય છે. દરેક સમર્થ કુટુંબીએ આ વાત ધ્યાનમાં રાખવાની છે. જે પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કુટુંબભક્તિમાં કે પરોપકારમાં કરે છે, તે આલોકમાં સત્કીર્ત્તિનું પાત્ર બની પરલોકમાં સદ્ગતિનું પાત્ર થાય છે.

ત્રીજું અહિં હેડંબાની પરોપકાર વૃત્તિનું અવલોકન કરવાનું છે. રાક્ષસ કુળમાં જન્મેલી અને અધમ કાર્યથીજ પોતાનો નિર્વાહ કરનારી હેડંબા એક પવિત્ર પાંડવપત્ની થઈ ગઈ, તેનું કારણ તેણીની પરોપકારવૃત્તિ અને વડિલ ભક્તિ જ હતી. હેડંબાએ દ્રૌપદી અને કુંતીની ભારે સેવાભક્તિ કરી હતી. તેમને પ્રાણાંત કષ્ટમાંથી પણ બચાવી હતી, તે ઉત્તમ વૃત્તિને લઈને હેડંબા એક પવિત્ર શ્રાવિકા બની ગઈ

હતી. જે મનુષ્યમાં પરોપકારવૃત્તિ અને સેવા—ભક્તિ કરવાનો ગુણ હોય છે, તે મનુષ્ય ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત કરે છે. આ ઉપરાંત તેમાંથી એક બીજી વાત શિક્ષણીય છે. રાક્ષસી હેડંબા જે ઉત્તમ જીવનમાં આવી હતી, તે સત્સંગનો પણ પ્રભાવ છે. હેડંબાને જ્યારથી પાંડવોના પવિત્ર કુટુંબનો સત્સંગ થયો, ત્યારથીજ તેની મનોવૃત્તિમાં સુધારણા થતી આવતી હતી. એકચક્રાનગરીના ઉદ્યાનમાં મુનિનો સમાગમ, તેમના મુખથી ઉપદેશનું શ્રવણ અને અહિંસાવ્રતનું ગ્રહણ એ સર્વ સદાચારનો યોગ હેડંબાને જે થયો હતો, તેનું કારણ પાંડવોના ઉત્તમ કુટુંબનો સમાગમ હતો. સત્સંગ એ દિવ્ય ગુણ છે અને તેનાથી અધમ જન પણ ઉત્તમ બની જાય છે; તેથી સર્વ ભવિજનોએ સર્વદા સત્સંગ કરવો. અધમ અને દુરાચારને સેવનારા રાક્ષસકુળમાં જન્મેલી, અને અધમ સહવાસમાં ઉછરેલી હેડંબા પાંડવકુટુંબના સત્સંગથી ગુરૂભક્તા પરોપકારિણી, ધર્મિણી અને વ્રતધારિણી શ્રાવિકા થઈ, એ સત્સંગનો કેવો પ્રભાવ ? આવા દિવ્ય ગુણને ધારણ કરનારા પ્રાણીઓ આ વિશ્વ ઉપર માનવજીવનની સાર્થકતા કરવા સમર્થ થાય છે. તેથી પ્રાચીન જૈનાચાર્યો કહે છે કે, સત્સંગ એ ભવતાપને શમાવવામાં મેઘરૂપ છે, સર્વ પ્રકારના વાંછિત આપવામાં કલ્પવૃક્ષ છે અને અજ્ઞાનથી અંધ થયેલાને દિવ્યાંજન છે.





# પ્રકરણ ૩૧ મું.

## અભયદાન અને જીવિતદાન.

એક વિશાળ ગૃહમાં બે બાળકો આનંદથી નિર્દોષ બાળક્રીડા કરતા હતા. શિક્ષાની નાની નાની વાર્ત્તાઓ એક બીજાને કહેતા હતા, અને તે વાર્ત્તાનો સાર પોતાના મુગ્ધ હૃદયમા ઉતારતા હતા. ક્ષણે ક્ષણે નવી નવી શંકાઓ કરી પાછા પોતાના મુગ્ધ વિચારથી તે શંકાઓનું સમાધાન પોતાની મેળેજ કરતા હતા. તેઓમાંથી એક બાળક ઉઠીને ઘરમાં ગયું. અને ક્ષણવારે પાછું આવી પેલા બીજા બાળકની સામે શોકાતુર ચહેરે ઉભું રહ્યું.

દામોદર—કેમ બ્હેન, તું ઘરમાં જઈ શોકાતુર ચહેરે પાછી કેમ આવી ?

ગંગા—ભાઈ, હું આપણા પિતાશ્રીને વંદન કરવા ગઈ હતી, ત્યાં તેઓ શોકાતુર થઈ બેઠા હતા. તેમના નેત્રમાંથી અશ્રુધારા ચાલતી હતી. હમેશાં જ્યારે હું તેમને વંદન કરવા જાઉં છું, ત્યારે તેઓ મને હસતે મુખે બોલાવે છે અને ઉત્સંગમાં બેસાડી રમાડે છે. પણ આજે તો તેઓ કાંઈ બોલ્યા નહીં અને મને જોઈને ઉલટા વધારે શોકાતુર દેખાયા. આથી મારૂં હૃદય શોકાતુર થઈ ગયું અને મારા મુખ ઉપર ગ્લાનિ આવી ગઈ છે. પ્રિય ભાઈ, આપણા પિતાશ્રી શામાટે

શોકાતુર હશે ? પિતાને શોકાતુર જોઈ કયું સંતાન શોકાતુર ન થાય માત પિતાને સુખે સુખી અને દુઃખે દુઃખી રહેનારા બાળકો ઉત્તમ ગણાય છે.

દામોદર--બ્હેન તારી વાત સાંભળી મને પણ ચિંતા થાય છે કે. આપણા પુજ્ય પિતા શા માટે શોકાતુર હશે ? ઇષ્ટદેવ તેમના શોકને દૂર કરો.

ગંગા--ભાઈ, મને એક વાતની શંકા થાય છે કે, કેટલાએક દિવસ થયા આપણા ઘરમાં પેલા સાત મીજમાન. આવ્યા છે, તેમને લઇને તો આપણા પિતાને શોક થતો નહીં હોય ?

ગંગા—અરે ના ભાઈ, એ વાત તદ્દન અસંભવિત છે. તેઓ બધા ઘણા સારા માણુસ છે. તેઓ એવા માયાળુ અને પ્રેમી છે કે, તેમના જેવા કોઈ બીજા થોડા હશે. તેઓ આપણા માબાપને પોતાની સમાન ગણે છે અને આપણને પોતાના છોકરા માફક રાખે છે. તેમનાથી પિતા શોકાતુર થાય એ વાત તો કદિપણ બને નહીં.

દામોદર—બ્હેન, એ ખરી વાત છે. તેમના સ્વભાવ ઘણા ઉત્તમ અને શાંત છે. તેમનાથી પિતા શોકાતુર થાય, એ વાત તો હું પણ માનતો નથી.

ગંગા—ચાલો, ત્યારે આપણે માતા પાસે જઇએ અને તેમને તે વાત પુછીએ.

પછી ગંગા અને દામોદર બંને ભાઈ બ્હેન માતાની

પાસે આવ્યા. તેમની માતાનું નામ **સાવિત્રી** હતું. તે પવિત્ર હૃદયની પતિવ્રતા સ્ત્રી હતી. તેણીના હૃદયમા જ્ઞાનકળાની સારી છાયા પડી હતી, તેથી તે હમેશા મન, વચન અને કાયાની શુદ્ધથી પોતાના ધર્મમાં વર્ત્તતી હતી.

ગંગા અને દામોદર જ્યારે પોતાની માતા સાવિત્રીની પાસે આવ્યાં, ત્યારે તે પણ શોકાતુર થઈ અશ્રુપાત કરતી તેમના જોવામા આવી. માતાને શોકાતુર જોઈ બંને બાળકો શોકાતુર થઈ ગયા. અને તેમના નેત્રોમાંથી અશ્રુધારા ચાલવા લાગી.

**દામોદર** અને **ગંગા**—માતા, શામાટે રૂવો છો? અમારા પિતા પણ આજે શોકાતુર છે. એવું શું કારણ બન્યું છે કે, જેથી આપ પૂજ્ય માતાપિતા આવો અપાર શોક કરો છો. જો કે, અમે બાળક આપનો શોક દૂર કરવાને સમર્થ નથી, તપાપિ તે જાણવાની અમારી ઇચ્છા છે.

**સાવિત્રી**—બેટા, તમારે એ ચિંતા શામાટે કરવી જોઈએ. એ શોકની વાત કહી તમારા કુમળા હૃદયને દુ:ખ આપવાની મારી ઇચ્છા નથી. જેવું આપણું ભાગ્ય હશે, તેવું બનશે.

આ પ્રમાણે સાવિત્રી પોતાના બંને બાળકોને કહેતી હતી, ત્યાં તેનો પતિ દેવશર્મા શોક કરતો ત્યાં આવ્યો. દેવશર્મા અને તેની સ્ત્રી સાવિત્રી પરસ્પર મળતાં વધારે શોકાતુર થઈ ગયાં. તેઓ આવો શોક કરતાં હતાં, ત્યાં પેલા બીજ-

માન માંહેલી એક સ્ત્રી ત્યાં આવીને ઉભી રહી. તે દંપતીને શોકાતુર જોઇ, તે સ્તબ્ધ બની ગઈ.

વાંચનાર, આ પ્રસંગને સ્પષ્ટ રીતે જાણવાની તારી ઈચ્છા થઇ હશે, અને તેને માટે તારા હૃદયમાં તર્ક-વિતર્ક થયા કરતા હશે. તેનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે, તે સ્પષ્ટ રીતે ધ્યાન દઈને સાંભળજે. પ્રતાપી પાંડવોને આપણે એક ચક્રાનગરીમાં મુકેલા છે. તે પછી તેમની શી ગતિ થઈ ? તે જાણવાથી ઉપરનો સંબંધ સ્પષ્ટ રીતે સમજાશે.

હેડંબાના ગયા પછી પાંડવોએ બ્રાહ્મણનો વેશ ધારણ કરી એકચક્રાનગરીમાં પ્રવેશ કર્યો હતો. તે નગરીના રાજમાર્ગમાં જતાં તેમને **દેવશર્મા** નામે એક બ્રાહ્મણ મળ્યો હતો. તે બ્રાહ્મણ ઘણો પવિત્ર અને માયાળુ હતો. તે પોતાની શક્તિ પ્રમાણે હમેશાં કોઈ અતિથિ આવે, તેનો સત્કાર કરતો હતો. પાંડવોના કુટુંબને જોતાંજ તે ઘણો પ્રસન્ન થયો હતો, અને તેમને ઘણો આગ્રહ કરી તે પોતાને ઘેર લઇ ગયો હતો. શાંત સ્વરૂપ યુધિષ્ઠિરને તેણે વિનંતિ કરી કે-" મહાનુભાવ, આ મારૂં ઘર, આ મારી સ્ત્રી અને આ મારા પુત્ર અને પુત્રી તમારાજ છે. આ ઘરમાં રહી તમે મારા ઘરને અને કુટુંબને પવિત્ર કરો. " દેવશર્માની આવી મધુરવાણી સાંભળી યુધિષ્ઠિર પોતાના કુટુંબ સાથે તેને ઘેર રહ્યા હતા. પાંડવો ઉપરથી બ્રાહ્મણનો આચાર પાળતા હતા, પણ અંદર તેઓ પરમ આર્હત હતા. કુંતી અને દ્રૌપદીએ તેના ઘરમાં રહી તે

બ્રાહ્મણની સ્ત્રી સાવિત્રીની સારી પ્રીતિ મેળવી હતી. જાણે એકજ કુટુંબના હોય તેવી રીતે તેઓ બધા વર્ત્તતા હતા. દામોદર અને ગંગા એ બ્રાહ્મણના પુત્ર અને પુત્રી હતા. તેઓ પણ પાંડવોને અને કુંતી તથા દ્રૌપદીને પોતાના વડિલ હોય તેમ માનતાં હતાં. કુંતી અને દ્રૌપદી. દામોદર અને ગંગાને પોતાના સંતાનની જેમ ગણતા હતા. માયાળુ અને પ્રેમી એવા દેવશર્માના ઘરમાં રહી અને તેના કુટુંબના સહવાસથી પાંડવો પોતાના રાજ્યસુખને પણ વિસરી ગયા હતા. અને ત્યાં પૂર્ણ સંતોષથી રહેતા હતા.

આજે દેવશર્મા અને તેની સ્ત્રી સાવિત્રી શોકાતુર થઇ ગયા છે. તેમના હૃદયમા ભારે સંતાપ પ્રગટ થયો છે. જ્યારે દેવશર્મા અને તેની સ્ત્રી બહુ શોક કરતા હતાં, તે વખતે જે સ્ત્રી આવી હતી, તે કુંતી હતી. તે જોઇ કુંતીના હૃદયમાં દયા આવી અને તેણીએ દેવશર્માને પુછ્યું, "ભાઇ દેવશર્મા, તમે સ્ત્રી પુરૂષ આજે આટલો બધો શોક કેમ કરો છો ? આવો મહાશોક ઉત્પન્ન થવાનું શું કારણ છે ? તે કૃપા કરી જણાવો." કુંતીનાં આવાં વચન સાંભળી દેવશર્મા બોલ્યો— "દેવી, આ એકચક્રાનગરીમાં પૂર્વે એક વખતે પાષાણવૃષ્ટિ થવા લાગી અને તે પછી પ્રલયકાળના જેવો વરસાદ વરસવા લાગ્યો. આથી સર્વ પુરવાસિઓ આકુળ—વ્યાકુળ થઇ ગયા. વરસાદની સાથે વૃક્ષોને જડમૂળમાંથી ઉખેડી નાખે તેવો પ્રચંડ પવન વાવા લાગ્યો. તે પવનના સુસવાટાથી સર્વ લોકો ભયભીત થઇ અકળાઇ ગયા. સ્ત્રીઓ પોતાના પતિને અને

બાળકો માબાપને વળગી પડ્યાં. સર્વજનો એ અરિષ્ટ દૂર કરવાને પોતપોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરવા લાગ્યા. પછી રાજા અને સર્વ લોકો એકઠા થઈ અંજળિ જોડી ઉંચે સ્વરે બોલ્યા—"કોઈ રાક્ષસ અથવા યક્ષ આ નગરી ઉપર કોપ પામ્યો હોય તે અમારી ઉપર દયા કરો." રાજા અને લોકોની આવી પોકારપૂર્વક પ્રાર્થના સાંભળી એક ક્રુર રાક્ષસ આકાશમાર્ગે પ્રગટ થયો. કૃષ્ણવર્ણ અને પીળા નેત્રવાળા એ રાક્ષસને જોઈ લોકો ભયાકુળ થઈ કંપવા લાગ્યા. અને નમ્ર થઈ તે રાક્ષસ પ્રત્યે બોલ્યા—"મહાભાગ, તમે કોણ છો ? કોઈ દેવ છો કે દાનવ છો ? આ પુરીનો સંહાર શા માટે કરો છો ? મહાત્મા પુરૂષો પરોપકારને માટે પોતે દુઃખી થાય છે, પણ બીજાને દુઃખ આપતા નથી." લોકોનાં આવાં વચન સાંભળી તે આકાશમાં બોલ્યો—"હું બક નામે વિદ્યાધરોનો રાજા છું. મેં અનેક દુઃસાધ્ય વિદ્યાઓ સાધ્ય કરી છે. તે વિદ્યાઓનું કૌતુક જોવાને આ નગરીને સંહાર કરવાની મારી ધારણા છે. માટે તમે સર્વે પોતપોતાના ઇષ્ટદેવની આરાધના કરી લ્યો. હવે થોડા વખતમાં શિલાઓની વૃષ્ટિથી તમે ચુર્ણ થઈ જશો" તે બકરાક્ષસનાં આવાં વચન સાંભળી લોકો દીન થઈને બોલ્યા—"હે વિદ્યાધરાધીશ, માત્ર વિદ્યાનું કૌતુક જોવા આ નગરીનો સંહાર કરવો યોગ્ય નથી. ક્રીડાને માટે મનોહર મેહેલ તોડી પાડવો, એ સારૂં કામ ન કહેવાય. ભસ્મને માટે ચંદનવનને બાળી નાંખવું, તે અયોગ્ય કહેવાય.

આવી પાપ-બુદ્ધિ દૂર કરો. આ નગરીના સંહારને બદલે તમારે જે કાંઈ સેવા કરાવવાની હોય, તે અમને કહો. ”

લોકોની આવી દીન વાણી સાભળી બકરાક્ષસ બોલ્યો— “ પુરવાસીઓ, તમારા પ્રાણનું રક્ષણ કરવાનો માત્ર એકજ ઉપાય છે. જો તમારે મારી કૃપા સંપાદન કરવી હોય તો ભૈરવ નામના અરણ્યમાં મારે માટે એક પ્રાસાદ નિર્માણ કરો અને તેમા નિત્યે કેટલાએક ઉપહાર સાથે એક મનુષ્યનું બળિદાન મોકલાવો. જો એમ નહી કરો તો તમારો વિનાશ થઇ જશે. ” તે રાક્ષસના આવા વચનો સાભળી લોકોએ તે વાત કબુલ કરી પછી ભૈરવ નામના અરણ્યમાં એક પ્રાસાદ કરાવ્યો અને તેમા બકરાક્ષસની મૂર્ત્તિ સ્થાપન કરી. તેમાં પ્રતિદિન મનુષ્યનું બળિદાન આપવાની ગોઠવણ કરી. હે કુંતી માતા, તે દિવસથી તે બકરાક્ષસને હમેશાં એક મણ ભાત અને એક માણસનું બળિદાન, વારા પ્રમાણે મોકલવામાં આવે છે. આજે તે ક્રૂર રાક્ષસનું બળિદાન થવાનો મારો વારો આવ્યો છે. રાજાની આજ્ઞાથી હું આજે બળિદાનરૂપ થઇ ભૈરવવનમાં જવાનો છું. આથી આ મારૂં કુટુંબ શોકાતુર બની ગયું છે અને તે કુટુંબના વિયોગથી હું પણ દીલગીર થાઉ છું. હું તે ભયંકર રાક્ષસનો ભક્ષ થવા જવાનો છું, એવું ધારી આ મારી પવિત્ર સ્ત્રી મને વારંવાર કહે છે કે, “ સ્વામીનાથ, તમારા વિના મારૂં જીવન શા કામનું છે. હું અપત્યવાળી છતા તમારા વિના પરાભવ પામીશ; માટે એ વિદ્યાધરનું બળિદાન થવા મને જવા દો કુલીન સ્ત્રીનો એવો

ધર્મ છે કે, પોતાના પ્રાણનો ત્યાગ કરી પતિના પ્રાણની રક્ષા કરવી. સ્વામીનાથ, તમારી સાથે રહી મેં સારા સારા પદાર્થો ભક્ષણ કર્યા. સારા સુખવિલાસ ભોગવ્યા, અને આ પુત્ર તથા પુત્રીના સુખ જોયાં. હવે મારે કોઇ સુખની ઇચ્છા નથી; તો મૃત્યુનો ભય શા માટે હોય ? હે નાથ, તમે આનંદમાં રહી આ પુત્ર પુત્રીની રક્ષા કરો અને મને સૌભાગ્ય સાથે મૃત્યુ પામવા દો. ”

દેવશર્મા આ પ્રમાણે કુંતીને કહેતો હતો, તે સાંભળી તેની પુત્રી ગંગા બોલી ઉઠી—“ હે માતાપિતા, તમો બંને આરોગ્ય રહો. હું તે રાક્ષસના મુખમાં જાઉં છું. તમારા જીવવાથી આ મારો ભાઇ પણ ઉછરી જશે. આ મારી માતા કલ્પ સુધી જીવી તમારી સેવા કરશે. હું પુત્રી હોવાથી અંતે પારકી થાપણ છું. તમારે જ્યારે ત્યારે પણ મને બીજાને ઘેર મોકલવી પડશે. તે કરતાં કુટુંબના જીવનને માટે મારૂં મરણ થાય તો તે યુક્ત છે. ” આ પ્રમાણે કહી ગંગા રૂદન કરવા લાગી. તેવામાં દામોદર બોલી ઉઠ્યો—“ પૂજ્ય માતા-પિતા, અને બ્હેન, તમે કોઇ શોચ નહીં. તે રાક્ષસને હું મારી નાંખીશ. અને આપણા કુટુંબનો બચાવ કરીશ. ” આ પ્રમાણે કહી તે ઉંચે સ્વરે રોવા લાગ્યો. પોતાના બંને બાળકોનું રૂદન જોઇ દેવશર્મા અને સાવિત્રી પણ રૂદન કરવા લાગ્યાં. દેવશર્માના બધા કુટુંબ ઉપર મહાન્ શોકની મલિન

છાયા પ્રસરી રહી. અને દશે દિશાઓ શૂન્ય થઇ ગઈ. આ વખતે જેના હૃદયમાં દયાનો સાગર ઉછળી રહ્યો છે, એવી કુંતી દેવશર્મા પ્રત્યે બોલી—"દ્વિજવર્ય, ચિંતા કરો નહીં. આ તમારા બાળપુત્રના મુખમાંથી જે વાણી નીકળી છે, તે સત્ય થશે. એ ક્રૂર રાક્ષસ સ્વયમેવ મૃત્યુ પામી જશે, એમાં કોઈ જાતનો સંશય રાખશો નહીં. તમારૂં કુટુંબ કુશળ રહેશે. ભદ્ર, મારા જે પાચ પુત્રો છે, તે બળવાન્ અને યુદ્ધમાં કુશળ છે. તેઓમાથી એકને તમારી વતી હું રાક્ષસની પાસે મોકલીશ. મારો બળવાન્ પુત્ર તે રાક્ષસને અવશ્ય મારશે અને આખા નગરને મરણના દુઃખમાંથી મુક્ત કરશે."

કુંતીના આવાં વચન સાંભળી દેવશર્મા હસીને બોલ્યો: "માતા, એ જગતશત્રુ રાક્ષસ આપણુ બ્રાહ્મણથી હણાય તેવો નથી. તેના ઉગ્ર પરાક્રમની તમને ખબર નથી. તે સૂર્યાસ્ત સમયે આ નગરીમાં આવે છે, તે વખતે જાણે બીજો સૂર્ય ઉદિત થયો હોય, એવો તેના તેજનો પ્રભાવ છે. માતા, એવા ઉગ્ર રાક્ષસની પાસે તમારા પુત્રને શામાટે મોકલવો જોઇએ? યમનો ગ્રાસ થવા હું જ તેની પાસે જઇશ."

" દેવશર્માનાં આ વચન સાંભળી કુંતી તેને ધીરજ આપી જ્યાં ભીમ હતો, ત્યાં આવી. અને તેની આગળ તેણીએ તે દેવશર્માની કહેલી બધી વાત કહી સંભળાવી. તે સાંભળી ભીમસેન ઉઠી જ્યાં દેવશર્માનું કુટુંબ બેઠું હતું, ત્યાં આવ્યો:

ભીમસેને ઉંચે સ્વરે દેવશર્માને કહ્યું, "ભાઈ, અમારી

પુત્રવતી માતા તમારે પણ માન્ય છે. તે માતા સર્વની ઉપર દયા કરનારી છે, તેથી તમારૂં દુઃખ જોઇ તે બહુ દુઃખી થાય છે. તેથી મારી માતાએ કહ્યું છે કે, 'જે રાક્ષસથી દેવશર્માના કુટુંબનું રક્ષણ કરશે, તેજ મારો પુત્ર.' માટે હું મારી માતાની ધારણા પૂર્ણ કરવા તત્પર થયો છું. તમે આનંદમા રહેો. તે રાક્ષસની પાસે હું જવાનો છું."

દેવશર્માએ ખિન્નવદને જણાવ્યું, "બંધુ, મારા પ્રાણની રક્ષા કરવા તમારા જેવા બ્રાહ્મણને મોકલી હું જીવતો રહું. એ કામ મારાથી ન થાય. મારા જેવા બ્રાહ્મણને બદલે તમારા જેવા તેજસ્વી બ્રાહ્મણનો નાશ થાય, એ ઇંદ્રનીલમણિનું મર્દન કરી કાચને સંગ્રહ કરવા જેવું છે. હે મહાત્મા, આ તારી ભુજા જોઈ શત્રુઓ ભયભીત થતા હશે પણ એ બક તો બકજ છે. તેનો સંહાર કરવો બહુ મુશ્કેલ છે. તમારી ભુજારૂપી બંધનમાં જો એ બક આવી જાય તો કેવળી ભગવાને કહેલા વચન સંશયવાળા થાય. એક દિવસે જાણે બીજો સૂર્ય હોય તેવા તેજસ્વી કોઈ કેવળી ભગવાન આ નગરીની બાહેર રહેલા પર્વતના શિખર ઉપર આવ્યા હતા. તે ખબર જાણી સર્વ પુરવાસીઓ તેમને વંદન કરવાને ગયા. તે કરૂણાવંત ભગવાને સર્વને ધર્મોપદેશ આપ્યો. તેમના ઉપદેશરૂપ અમૃતના પાનથી સર્વ લોકો હર્ષ પામ્યા. તે વખતે લોકોએ તેમને પુછ્યું કે, " ભગવાન્ આ બકરાક્ષસનો કોઇ દિવસ ઉપદ્રવ નાશ થશે કે નહિં ?" તે સાંભળી કેવળી

ભગવાન્ બોલ્યા—" પુરવાસિઓ, દ્યુતમાં પરાભવ પામી પાંડવો હસ્તિનાપુરથી નીકળી જ્યારે આ નગરીઆં આવી ચડશે, ત્યારે આ એકચક્રાનગરી નિરૂપદ્રવ થશે. "

આ પ્રમાણે કહી તે કેવળી ભગવાન્ ત્યાંથી વિહાર કરી ગયા. તે કેવળીના આ વચન સાંભળી લોકો ' પાંડવો કયારે આવશે ' એમ તેની રાહ જોવા લાગ્યા. પછી તેઓમાંથી કેટલાએક ' પાંડવો હસ્તિનાપુરમાથી નીકળ્યા કે નહીં, ' એ જાણવાને કુળદેવીની પ્રાર્થના કરી હસ્તિનાપુરને રસ્તે ચાલ્યા. માર્ગે જતાં કોઈ એક મુસાફર તેમને સામો મળ્યો. લોકોએ ઉત્કંઠાથી તે મુસાફરને પુછયું કે, " ભદ્ર આ માર્ગને વિષે કોઈ પણ સ્થળે પાંડવ સંબંધી કાંઈ પણ વાર્ત્તા તેં સાંભળી છે ? " મુસાફરે કહ્યું, હું જ્યારે વારણાવતમાં આવ્યો ત્યારે ત્યાંના રહેવાસીઓએ રૂદન કરતા મને જણાવ્યું, " ભાઇ, દુર્યોધનના વચનથી લાક્ષાગૃહમાં વાસ કરનારા પાંડુ પુત્રો તીવ્ર અગ્નિના યોગથી દહન થઈ ગયા. તે સમયે તેમના વફાદાર સેવકો પણ તે સ્થળે ચિતા કરી બળી મુવા." આ ખબર સાંભળી મારા મનમાં પણ અપાર દુઃખ ઉત્પન્ન થયું. મુસાફરનાં આ વચનો સાંભળી તે લોકો આક્રંદ કરતા પાછા ફર્યા. પોતાની રક્ષાને માટે નિરાશ થએલા લોકો અત્યારે તે દુષ્ટ રાક્ષસના મનોરથ પૂરા કરે છે. અને વારા પ્રમાણે આત્મભોગ આપ્યા કરે છે. આથી મને એમ લાગે છે કે, કેવળીની વાણીમાં પણ ફેરફાર થઈ ગયો. ભાઇ, આજે તે રા

ક્ષસનો મનોરથ પૂર્ણ કરવાને મારો વારો આવ્યો છે. હું પણ કુળદેવીનું સ્મરણ કરી ત્યાં જવાને તમારી આજ્ઞા માગું છું. આ પ્રમાણે કહી તે દેવશર્મા બ્રાહ્મણ પોતાના કુટુંબને લઈ કુળદેવતાને નમસ્કાર કરવા ગયો.

પછવાડે કુંતીએ ભીમસેનને કહ્યું, "વત્સ, તારા જેવો સમર્થ પુત્ર છતાં હું એક પણ બ્રાહ્મણને અભયદાન આપવાને સમર્થ ન થઈ, એ કેવી દીલગીરીની વાત ? જે સમર્થ પુરૂષ સર્વ પ્રાણીઓના રક્ષણ માટે અભયદાનરૂપ ડંકો બજાવે છે, તે પુરૂષને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. જે પુરૂષ વિપત્તિરૂપ મહાન દીમાં પડેલા ઉપકારી પુરૂષને નૌકાવત્ થઈ તારનાર થતો નથી, તે પુરૂષનું જીવન વ્યર્થ છે. પુત્ર, દેવશર્મા આપણો પૂર્ણ ઉપકારી છે. તેના ઉપકારનો બદલો આપવાનો આ સમય છે. જો આપણે આ અવસર ચુકીશું, તો પછી આપણે ધિક્કારને પાત્ર થઈશું, માટે તું પોતે બળિદાનરૂપ થઈ તે રાક્ષસને સ્થાને જા અને ત્યાં જઈને કેવળીભગવાનનું વચન સત્ય થાય તેમ કર."

માતાની આજ્ઞા થતા માતૃભક્ત ભીમસેન સત્વર તૈયાર થયો. માતાના ચરણમાં વંદના કરી એક મણ ભાતનો ઉપહાર લઈ, જ્યાં સુંદર છાયાદાર વૃક્ષો રહેલા છે, એવા બકરાક્ષસના વનમાં જવાને નીકળ્યો. વનની રમણીયતા જોતો જોતો ભીમસેન ચાલતો હતો, ત્યાં કોઇ એક પુરૂષ તેના જોવામાં આવ્યો. ભીમસેને તે પુરૂષને પુછ્યું, "ભદ્ર આ અતિ ઉંચો પ્રાસાદ

કોનો છે ? તું કોણ છે ? અને ક્યાં રહે છે ? બકરાક્ષસનું બળિદાન ક્યાં મુકાય છે ?" તે પુરૂષે ઉત્તર આપ્યો "જે આ મહેલ છે, તે બકરાક્ષસનો છે. તે એકચક્રાનગરીના લોકોએ તેને માટે બંધાવી આપ્યો છે. તે સ્થળે તે રાક્ષસને બળિદાન અપાય છે, અને જે પુરૂષ બળિદાનરૂપે આવ્યો હોય, તે આ શિલા ઉપર બેસે છે. હું પુરવાસિઓની આજ્ઞાથી આ મહેલની રક્ષા કરૂં છુ. માહાત્મન, તમને જોઈ મને વિચાર થાય છે કે, તમારા જેવી પ્રચંડ આકૃતિને ધારણ કરનારો કોઈ પુરૂષ અહીં બળિદાન થવા આવ્યો નથી. મરણને માટે આવેલો કોઈપણ તમારી જેમ હર્ષિત મુખવાળો મારા જોવામાં આવ્યો નથી."

આ પ્રમાણે ભીમસેન અને તે પુરૂષ વાતચિત કરતા હતા, તેવામાં "આગળ ચાલ આગળ ચાલ" એવો ભયંકર શબ્દ અકસ્માત્ સાંભળવામાં આવ્યો. તે સાંભળી પેલા રક્ષકે ભીમસેનને કહ્યું, "ભદ્ર, એ રાક્ષસ આવે છે. હું હવે અહિંથી દૂર થઈ જાઉં છું" એમ કહી તે રક્ષક અદૃશ્ય થઇ ગયો. રાક્ષસને આવતો જોઈ હૃદયમાં નિર્ભય એવો ભીમ પેલી વધશિલા ઉપર પલંગની જેમ નિઃશંકપણે લાંબો થઈને સૂતો તેવામાં બકરાક્ષસ પિશાચપ્રેતની સાથે તેની પાસે આવી પહોંચ્યો. તેણે ભયાનક મુખ કરી ભીમસેનની સામે જોયું. ભીમની ભયંકર આકૃતિ જોઈ રાક્ષસ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો—"આવો પુષ્ટ અને મોટા પેટવાળો મજબુત પુરૂષ કે જે આ શિલા ઉપર સમાતો પણ નથી. તે બળિદાન-

મા મળવાથી આજે ઘણા દિવસના ક્ષુધાતુર એવા મારા સં બંધીઓ મારી સાથે તૃપ્ત થશે." આવું ચિંતવી હૃદયમા પ્રસન્ન થતા રાક્ષસે ભીમના શરીર ઉપર બચકું ભર્યું. વજ્રના જેવા ભીમના શરીરને કાંઈ થયું નહિં. અને બકરાક્ષસના દાત પડી ગયા. આથી તે ઘણો વિસ્મય પામી ગયો. પછી તેણે પોતાના નખવડે ભીમના શરીરને વિદારણ કરવા માંડયુ. પણ શરીરને કાંઈપણ થઈ શક્યું નહિં અને તેના તીવ્ર નખ તુટી પડયા. આ જોઈ બકરાક્ષસ આશ્ચર્ય પામી ગયો. તેણે પોતાના પરિવારને કહ્યું, "આજ સુધીમાં મેં આવો કોઇ મ જબુત પુરૂષ જોયો નથી. માટે એને ઉપાડી આપણા સ્થાનમાં લઇ ચાલો, ત્યાં ખડ્ગથી એના શરીરના કટકા કરી આપણે ભક્ષણ કરીશું" રાક્ષસની આવી આજ્ઞાથી તેઓએ ભીમના સ્થૂલ શરીરને ઉપાડયું, પણ તેના ભારથી તેઓના મુખમાથી રૂધિરનું વમન થઈ ગયું અને તેઓ પૃથ્વી ઉપર અથડાઈ પડયા. પછી બકરાક્ષસ ઘણું બળ કરી ભીમને ઉપાડી માંડ માંડ પોતાના સ્થાનમાં લઈ ગયો હતો.

અહિં દેવશર્મા ઇષ્ટદેવની પ્રાર્થના કરી સાશ્રુવદને પોતાના કુટુંબની છેલ્લી ભેટ લઈ રૂદન કરતો કરતો દરવાજા પાસે આવ્યો, ત્યા ઉપહારનું ગાડુ તેના જોવામા આવ્યું નહીં. તેથી આકુળ–વ્યાકુળ થઇ રાક્ષસના વન તરફ દોડ્યો. તેણે વધસ્થાનની શિલા ઉપર જોયું, ત્યા તેની પાસે એક ગદા પડેલી અને તેની આસપાસ કેટ-

લાંએક પગલાં પડેલાં જોયાં. તે વખતે પેલો દેવળ નામે રક્ષક તેના જોવામાં આવ્યો, એટલે તેને પુછયું, "ભદ્ર, અહીં રાક્ષસ આવ્યો હતો કે નહિં? તથા તેના ભક્ષ માટે કોઈ મનુષ્ય આવ્યું હતું કે નહીં? રક્ષકે કહ્યું, "ભાઈ, કોઈ મજબૂત સ્થૂલ શરીરવાળો પુરૂષ આવ્યો હતો. તે આવી નિર્ભય થઇ આ શિલા ઉપર સૂઈ ગયો હતો. એટલામાં રાક્ષસ આવી તે પર્વત જેવા પ્રૌઢ પુરૂષને ઉપાડી લઈ ગયો છે. હવે તો તેના કટકેકટકા કરી ભક્ષણ કરી ગયો હશે. બળિદાનનો વધ્યવેષ તો તેં પહેરેલો છે, તે ઉપરથી લાગે છે કે, તે પરોપકારી મહાન્ પુરૂષે તારે બદલે પ્રાણ ત્યાગ કર્યો હશે.

રક્ષકનાં આવાં વચન સાંભળી દેવશર્મા ઘણો દિલગીર થઇ ગયો. તેણે ઉંચે સ્વરે કહ્યું,—"અરે ભાઇ, તેં પરોપકારને માટે પ્રાણદાન આપ્યું, તે ઘણું સાહસ કર્યું. મહાબાહુ, મારી ઉપર મોટા ઉપકારનું ઋણ ચડાવી તું રાક્ષસને ઘેર ગયો, એ બહુ ખોટું થયું. બંધુ, તારા પ્રાણ કીંમતી હતા. તું એકલો આ વિશ્વના પ્રાણ બચાવવાને સમર્થ હતો. તેં મારા એકલાના પ્રાણની રક્ષા શા માટે કરી? હવે મારા પ્રાણની રક્ષા કરવાનું શું પ્રયોજન છે? અરે મેં ઘાસના આભૂષણને માટે એક મહાન્ અમૂલ્ય મણિ ગુમાવ્યો."

આ પ્રમાણે શોક કરતો દેવશર્માએ ત્યાં આવી ચડેલા કોઈ માણુસની સાથે કુંતીને તે ખબર પહોંચડાવ્યા. આ ખબર સાંભળતાંજ શોકાતુર થયેલી કુંતી પોતાના ચાર પુત્રો

અને દ્રૌપદીને લઈ જ્યાં દેવશર્મા હતો; ત્યા આવી. સર્વ પાંડવકુટુંબ અશ્રુપાત કરી વિલાપ કરવા લાગ્યું. દેવશર્માએ શોકાતુરવદને ગદ્‌ગદ્ કંઠે યુધિષ્ઠિરને જણાવ્યું,–"મહારાજ, તમે વિશ્વની રક્ષા કરવાને સમર્થ છો. તમારો ભાઇ મારા પ્રાણની રક્ષા કરવા માટે રાક્ષસનો ભોગ થઇ પડયો. તેણે બહુ ખોટું કામ કર્યું. હું મારા ઇષ્ટદેવને નમસ્કાર કરવા ગયો, તે અવકાશનો લાભ લઈને દયાળુ પુરૂષ ચાલી નીકળ્યો અને તેણે મારા ક્ષુદ્ર પ્રાણને માટે પોતાના અમૂલ્ય જીવનનો ભોગ આપ્યો. જો હું ઇષ્ટદેવને નમસ્કાર કરવા ગયો ન હોત તો આ બનાવ બનત નહીં."

દેવશર્માની આવી ખિન્નતા જોઇ યુધિષ્ઠિર બોલ્યો— "મહારાજ, તમે પશ્ચાત્તાપપૂર્વક ચિંતા કરશો નહીં. મારા ભાઇને તે રાક્ષસ કાંઇ પણ કરી શકશે નહીં. મારા ભાઇનો પરાભવ કરી શકે તેવું રાક્ષસમાં સામર્થ્ય નથી. અંધકાર શું સૂર્યને દબાવી શકે ? મારા ભાઇની પ્રચંડ ભુજામાં એક બક રાક્ષસ બગલાની જેમ દબાઇને મૃત્યુ પામી જશે."

આ પ્રમાણે યુધિષ્ઠિર દેવશર્માને કહેતો હતો, ત્યાં આકાશમાંથી ધ્વનિ કરતું એક મોટું મસ્તક તેમની પાસે પૃથ્વીપર પડયું. તેના આઘાતથી ભૂકંપ થવા લાગ્યો. સર્વે સંભ્રાંત થઈ તેને જોવા લાગ્યા, ત્યાં મસ્તક ઉપર ભીમના જેવાં ચિન્હ જોવામાં આવ્યાં. 'આ ભીમનુંજ મસ્તક છે' એમ ખાત્રી થવાથી યુધિષ્ઠિર વગેરે સર્વ પાંડવકુટુંબ ઉંચે

સ્વરે રૂદન કરવા લાગ્યું. કુતી અને દ્રૌપદી મૂર્છિત થઈ પૃથ્વીપર પડી ગયા. બંધુપ્રેમી યુધિષ્ઠિરે ઉચે સ્વરે વિલાપ કરતા કહ્યું—" અરે ! આ શો જુલમ થયો ? મારો પરાક્રમી વીરબંધુ કે જેણે હેડંબરાક્ષસને ક્ષણમા મારી નાખ્યો હતો, તે આ બકરાક્ષસથી કેમ પરાભવ પામ્યો હશે ? અરે બંધુ ! તારો ઉપકાર અમારાથી કદિપણ ભુલાય તેમ નથી તેં અમને વનમા ખાધ ઉપર ચડાવી મોટી સહાય આપેલી છે તારા વિના અમને આ દુ:ખી અવસ્થામા કોણ સહાય કરશે ? આ વનવાસરૂપ મહાસાગરમા તુ અમારે વાહાણરૂપ હતો." આ પ્રમાણે યુધિષ્ઠિર વિલાપ કરતો હતો, તેવામા કુંતી અને દ્રૌપદી મૂર્છામાથી મુક્ત થઈ કરૂણ સ્વરે વિલાપ કરવા લાગ્યા પછી પતિના મરણથી વિહ્વળ થયેલી દ્રૌપદીએ પતિની સાથે સહગમન કરવાને ચિતા રચવા માંડી. તેની સાથે યુધિષ્ટિર વગેરે પાડવો અને કુતી પણ મરવાને તૈયાર થયા. 'આ બધાના મરણનો હેતુ હુંજ છુ' એમ વિચારી દેવશર્મા બ્રાહ્મણ પણ મરવાને શરણ થવા તૈયાર થયો. આ વખતે અચાનક પર્વતની ગુફામાંથી ભયંકર શબ્દ સાભળવામા આવ્યો તે સાંભળી યુધિષ્ટિરના મનમા શંકા થઇ કે, તે બકરાક્ષસ ભીમનો સંહાર કરી અમને મારવા આવે છે તેથી યુધિષ્ટિરે અર્જુનને તૈયાર થવાની આજ્ઞા કરી સર્વ પાડવકુટુંબ અને પેલો દેવશર્મા ચકિત થઈ ચારે દિશાઓમાં જોવા લાગ્યા. આ વખતે ત્યા આવેલી સાવિત્રી પોતાના પતિની સાથે ચિતા ખડકતી હતી, તેણીને દેવશર્માએ કહ્યુ—" પ્રિયે,

આ સર્વ ઉત્પાતનું કારણ હું છું. આ પવિત્ર કુટુંબના એક સંબંધીને મારાથી અદૃશ્યપણે મારી નાંખ્યો પણ આ લોકોનું મરણ મારાથી પ્રત્યક્ષપણે જોઈ શકાશે નહીં. કાંતો હું મૃત્યુને શરણ થાઉં અથવા આ રાક્ષસની સામે જઇ તેનો ભોગ થઇ પડું."

દેવશર્મા આ પ્રમાણે સાવિત્રીને કહેતો હતો, તેવામા તો ભીમસેન ગર્જના કરતો તે સ્થળે પ્રગટ થઇ ગયો. ભીમને જોતાંજ સર્વે રોમાંચિત થઇ મહાનંદ પામી ગયા. તે વખતે યુધિષ્ટિર આનંદના આવેશમાં બોલી ઉઠયો—"અરે તે અધમ રાક્ષસની શી પ્રબળતા હોય, કે જે મારા બળવાન્ ભાઇને મારી શકે ? અમો પાંચે ભાઈના પ્રત્યેકના જન્મ વખતે આકાશવાણી થઇ હતી કે, 'આ પાંચેનો અજય થશે.' શું એ આકાશવાણી મિથ્યા થાય ? 'આ પાંચે ભાઈઓ પાંચમી ગતિને પ્રાપ્ત થશે,' એમ જ્ઞાનીમુનિઓએ પણ અમારા માટે ભવિષ્યવાણી કહેલી છે, એ શું વૃથા થઇ શકે?" વીર યુધિષ્ટિર આ પ્રમાણે કહેતો હતો, ત્યાં ભીમ આવી તેના ચરણમાં નમી પડ્યો અને બીજા ભાઇઓને તેણે આલિંગન કર્યું. સર્વ ભ્રાતાઓ અતિ પ્રીતિથી પરસ્પર મળ્યા અને પરસ્પર કુશળ સમાચાર પુછી અંતરમાં આનંદિત થવા લાગ્યા. અર્જુનના પુછવાથી ભીમસેને પોતાની સર્વ હકીકત સર્વને કહી સંભળાવી. આ વખતે ભીમસેને પોતાના કુટુંબમાં દ્રૌપદીને જોઈ નહીં, એટલે તેણે આમ દૃષ્ટિ ફેરવવા

માંડી, ત્યાં ઘણે દૂર જ્યાં ચિતા ખડકેલી હતી, ત્યાં દ્રૌપદીને ઉભી રહેલી જોઇ, ભીમસેન ત્વરાથી ત્યાં ગયો. એટલે દ્રૌપદી સંભ્રમથી રાક્ષસને આવેલો જાણી ક્રોધ કરી બોલી—" અરે અધમ રાક્ષસ, તું મારાથી દૂર રહે. તેં આર્યપુત્ર ભીમસેનને મારી નાંખેલ છે, તેથી હું તારૂં મુખ જોવાને ઇચ્છતી નથી. તારા જેવા અધમ આત્માને ન જોવો, એટલા સારૂંજ મેં મારાં નેત્રો મીંચ્યા છે. જે હાથે તેં મારા પ્રાણનાથનો વધ કર્યો છે, તે હાથનો મને સ્પર્શ કરીશ નહીં. જ્યારથી મારા સ્વામી મૃત્યુ પામ્યા છે, ત્યારથી હું પણ મરેલીજ છું. અરે દુરાત્મા, તું મરેલીને મારવા શું આવ્યો છે ? હું હવે મારા પ્રાણનાથની પાછળ જાઉં છું. તું સ્પર્શ કરી મારા પવિત્ર અંગને મલિન કરીશ નહીં.

દ્રૌપદીનાં આવાં વચનો સાંભળી ભીમે વિચાર્યું કે, " આ રમણી મને શત્રુ આવેલો જાણી બોલી છે. એની ભ્રાંતિ દૂર કરવાને મારે બોલવું જોઇએ. " આવું વિચારી ભીમસેન મધુર સ્વરે બોલ્યો—" ભદ્રે, કાંઇપણ ભય રાખીશ નહિં. હું રાક્ષસોનો ક્ષય કરનાર તારો પ્રિયતમ છું. " આ વચન સાંભળતાંજ દ્રૌપદીએ પોતાનાં નેત્ર ઉઘાડ્યાં. ત્યાં પેલું મસ્તક અદૃશ્ય થયેલું જેયું અને ભીમસેનને આગળ ઉભેલો જોયો. તે જોતાંજ પાંડવરમણી અત્યંત પ્રસન્ન થઇ ગઇ. તેણીએ મનમાં વિચાર્યું–" અરે, મારા પ્રાણનાથ તો આરોગ્ય છે. અને પેલું મસ્તક તો માયાવી હતું. મેં દુર્ભાગ્યાએ

મારા પતિનું અનિષ્ટ ધાર્યું. "આ પ્રમાણે ચિંતવી અને મનમાં લજ્જા પામી પ્રસન્નવદના દ્રૌપદીએ પોતાના પતિને આલિંગન આપ્યું. પોતાની પ્રિય સુંદરીના આલિંગનથી ભીમસેનનો યુદ્ધપરિશ્રમ દૂર થઈ ગયો. એવામાં બકાસુરના વધથી દેવતાઓએ આકાશમાં વિજયવાજા વગાડ્યાં. તે નાદ ભીમસેનના સાંભળવામાં આવ્યો. દેવતાઓના વાદ્યોનો ધ્વનિ સાંભળી એકચક્રાનગરીના રાજાએ અનુમાન કર્યું કે, નિશ્ચે બકરાક્ષસ મરણ પામ્યો. એ ખુશાલી આખી નગરીમા પ્રવર્ત્તી રહી. પછી રાજા પુરવાસિઓ સહિત વિવિધ પ્રકારના માંગલ્ય પદાર્થો લઈ જ્યાં પાંડવો રહેલા હતા, ત્યાં આવ્યો. ભીમસેન, યુધિષ્ટિર વગેરે પાંડવો એકત્ર થઈ બેઠા. રાજા, પ્રધાન અને નગરીની પ્રજાએ આવી પાંડવોની આગળ ભેટ ધરી અને તેમણે વિનયથી કહ્યું,—" મહાત્મા, આજ તમે સર્વ પ્રજાના કુટુંબોને મરણથી ઉગાર્યા છે. આ નગરીની સર્વ પ્રજાને મોટું અભયદાન આપી તમે તમારા માનવ જીવનને કૃતાર્થ કર્યું છે." રાજાએ કહ્યું, " મહાત્મા, આ એકચક્રાનગરીની પ્રજાના પ્રાણદાનનું સદાવ્રત માંડી અપાર પુણ્ય બાંધનારા એવા તમારૂં સદા કલ્યાણ થાઓ." પછી રાજાએ કુંતીને ઉદ્દેશીને કહ્યું, " જ્યારથી આ ભાગ્યવતી માતા, આ નગરીમાં આવ્યાં છે, ત્યારથી મારી પ્રજામાં ઘેરઘેર આનંદ વર્તાઈ રહ્યો છે. તેમાં વળી બકરાક્ષસને યમરાજને ઘેર પહોંચાડ્યો, તેથી સર્વ પ્રજામાં અધિકાનંદ પ્રવર્ત્યો છે. આ તમારા ઉપકારની સાથે આ દેવશર્મા અને સાવિત્રીનો ઉપ-

કાર પણ અમે માનીએં છીએ. કે, જેઓએ તમારાં જેવા પરોપકારી અતિથિને ઘેર રાખી સર્વ પ્રજાનો ઉદ્ધાર કરાવ્યો છે. " આ વખતે યુધિષ્ટિરે ભીમની સામે આંગળી કરીને કહ્યું, મહારાજા અને પ્રજાજનો, આ મારા ભાઈ ભીમસેને બકરાક્ષસને મારી તમારો ઉપકાર કર્યો છે, માટે તેને ધન્યવાદ આપો." તે વખતે લોકો નેત્રોમાં હર્ષાશ્રુ લાવી ભીમસેનને જોવાને ઉભા થયા. તેમણે અંજળિ જોડી ભીમસેનને કહ્યું, " મહાનુભાવ, એ પ્રચંડ રાક્ષસને આપે શી રીતે માર્યો ? તે વૃત્તાંત સાંભળવાની અમારી ઇચ્છા છે " લોકોનાં આ વચનો સાંભળી ભીમસેને વિચાર્યું કે, " મારા પરાક્રમની વાત હું મારા મુખે કહું, તે યોગ્ય ન કહેવાય, તેમાં મારી લઘુતા છે. " આ પ્રમાણે વિચારી ભીમ કાંઇ બોલ્યો નહિં. તેવામાં એક તરૂણ અને એક વૃદ્ધ, એવા બે પુરૂષો આકાશમાંથી ઉતરી પાંડવોની સન્મુખ ઉભા રહ્યા. તેઓમાં જે વૃદ્ધ હતો, તે યુધિષ્ટિર પ્રત્યે બોલ્યો—" મહાત્મા, બક રાક્ષસનો દુર્બુદ્ધિ નામે હું મંત્રી છું અને આ યુવાન પુરૂષ તે મહાબળ નામે બકરાક્ષસનો પુત્ર છે. જે વખતે બકરાક્ષસ મરાયો, તે વખતે તે લંકાપુરીમાં હતો. જ્યારે તે લંકાથી પાછો આવ્યો અને પોતાના પિતાને મૃત્યુ પામેલો જોયો, ત્યારે તેણે મને પુછયું કે, " મારા પિતાનો કોણે વધ કર્યો? " તે વખતે મેં તેને કહ્યું કે, " મહાબળ, તારા પિતાએ નિત્યના ભક્ષ માટે કોઇ મજબુત અને બળવાન પુરૂષને લાવવા અમને આજ્ઞા કરી કે, " આ પુરૂષને આપણા સ્થાન ઉપર લાવો. '

તેની આજ્ઞાથી અમો તે મજબૂત પુરૂષને માંડમાંડ સ્થાન ઉપર આણ્યો હતો. પછી તે પુરૂષ મહાક્રોધ કરી બોલ્યો કે, અરે દુષ્ટ, નિરપરાધીને નાશ કરનારા એવા તારૂં આયુષ્ય આજના દિવસનું છે. હું તને કહું છું કે, તું મારીપર પ્રહાર કર.

તે પુરૂષનાં આવાં વચન સાંભળી તે રાક્ષસે તેના વજ્ર સમ અંગ ઉપર ખડ્ગનો પ્રહાર કર્યો. ખડ્ગના તો બે કટકા થઈ ગયા અને તે પુરૂષ અક્ષત રહ્યો. પછી તેણે પોતાના અતુલ બળથી બકરાક્ષસ ઉપર મુષ્ટિનો ઘા કર્યો. એકજ ઘાએ તે પર્વતની જેમ તુટી પડ્યો. હે વત્સ, તારા પિતાના મરણથી નાયક વગરનું બધુ સૈન્ય આકુળ વ્યાકુળ થઈ ગયું. તે સમયે ' કપટથી તે પુરૂષના કુળનો હું સંહાર કરીશ ' એવું ધારી મેં એક સુમાય નામના રાક્ષસને મોકલ્યો. તે મારી આજ્ઞાથી કાર્યસિદ્ધિ કરવા ગયો. એટલામાં તો બકાસુર સાવધાન થઈ બેઠો થયો. અને તેણે ક્રોધથી પોતાની ભુજાવડે તે પુરૂષને નીચે નાંખ્યો અને પોતે તેના વક્ષસ્થળ ઉપર ચડી બેઠો તેને મૃતપ્રાય થયેલો જાણી બકાસુરે ગર્જના કરી. તે જોઈ મારૂં મન પ્રફુલ્લિત થઈ ગયું. તે વખતે પેલા સુમાયરાક્ષસે તે પુરૂષનું કત્રિમ મસ્તક ત્યાં નાંખ્યું. અને તારા પિતાનું પરાક્રમ વધતું ચાલ્યું. આ વખતે પેલો મૃતપ્રાય થઈ પડેલો પુરૂષ બેઠો થયો અને બકરાક્ષસને ગોળાંટ ખવરાવી તેની છાતી ઉપર ચડી બેઠો. અને તે મુષ્ટિ ઉગામી બોલ્યો— " અરે દુષ્ટ, તારા પગમાં એક કાંટો વાગે છે, તો તને

કેવું દુઃખ થાય છે તો તું લોકોના પ્રાણ હરણ કરવાનું મહાપાપ કરતાં કેમ વિચારતો નથી ? રાવણે આર્હતધર્મથી પવિત્ર કરેલા કુળને તું કુકર્મથી કલંકિત કરે છે, તથાપિ જો તું આજથી આ દુષ્ટ કર્મ કરવું ત્યજી દે, તો હું તને અભય કરૂં." તે પુરૂષના આવાં વચનો સાંભળી તારો પિતા વધારે ક્રોધાયમાન થઈ બોલ્યો-"મૂઢ, તું મને શું ઉપદેશ આપે છે ? હું આજે સકુટુંબ ક્ષુધાતુર છું. માટે હમણા તારૂં ભક્ષણ કરી પછી તારા સર્વ પ્રશ્નનો ઉત્તર આપીશ." આવાં સ્વામી બકરાક્ષસનાં વચન સાભળી તે પુરૂષે કહ્યું, " દુરાચારી, હવે તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે. **માંસ અને મદિરાને સેવનારા પ્રાણીને કદિપણ કલ્યાણસંપત્તિ થતી નથી."** આ પ્રમાણે કહી તે પુરૂષે વજના જેવી મુષ્ટિનો પ્રહાર કર્યો, જેથી તેનું મસ્તક ભેદાતાં તે મૃત્યુને વશ થઈ ગયો. ગેલો સુમાયરાક્ષસ પોતાની વિદ્યાથી થયેલું વર્ત્તમાન જાણી તત્કાળ વેગથી મારી પાસે આવ્યો. તેણે આવી તમારો બધો વૃત્તાંત જણાવ્યો. પછી આ બકરાક્ષસનો પુત્ર મહાબળ પોતાના પિતાનું વૈર લેવાને અહીં આવેલો છે. અહીં આવતાં મેં તેને માર્ગમાં સમજાવ્યું છે કે, " એ બળવાન્ પુરૂષોની સાથે વૈર કરવું યોગ્ય નથી. તું ભક્તિથી તારી કુળદેવીની પૂજા કરી પ્રશ્ન પુછી નિશ્ચય કરી લે." પછી તેણે કુળદેવીની ઉપાસના કરી એટલે તે દેવીએ પ્રસન્ન થઇ તેને જે કહ્યું છે, તે આ મહાબળ પોતેજ તમને કહેશે."

આ પ્રમાણે કહી તે દુર્બુદ્ધિ વાગ્વ્યાપારથી વિરામ પામ્યો, એટલે મહાબળ વિનયથી યુધિષ્ટિર પ્રત્યે બોલ્યો– મહાનુભાવ, આરાધના કરી પ્રસન્ન કરેલા મારા દેવીએ મને પ્રત્યક્ષ થઈને કહ્યું કે, "વત્સ, તું ક્રોધનો ત્યાગ કરી ક્ષમાનું સેવન કર. અને સદ્ભાવ ધારણ કરી પાડવોની પાસે જઈ તેઓનું શાત્વન કર. એ **પાંડવો વીર પુરૂષો છે.** તેઓ મહા બળવાન્ અને શત્રુઓના સમૂહને નાશ કરનારા છે. એમને પ્રસન્ન કરવાથી તને ભક્તિ અને મુક્તિ બંને પ્રાપ્ત થશે. તારા મરનાર પિતાને પણ મેં કહ્યું હતું કે, તુ કદિ પણ પાડવોનો પ્રતિપક્ષી થઇશ નહીં. જો તુ ભક્તિથી તેઓની સેવા કરીશ તો કલ્પવૃક્ષની જેમ તને મનવાછિત ફળની પ્રાપ્તિ થશે અને જો તું તેમનો પ્રતિપક્ષી થઇશ તો તેઓ તને વિષવૃક્ષ તુલ્ય થશે. જો તારો પિતા મનુષ્યવધનો નિયમ છોડી દેવા તત્પર થયો હોત તો ભીમસેન તેને મારત નહી. પણ જે બનવાનું હતુ તે બન્યું હવે તું નમ્ર થઈ પાંડવોને પિતા તુલ્ય જાણી નમસ્કાર કર તેઓ તને પુત્રવત્ માની તારૂં હિત કરશે. સત્પુરૂષો કદિ વૈરી શરણે આવે તોપણ તેનુ હિત કરે છે." આ પ્રમાણે દેવીના ઉપદેશથી જેના હૃદયમા આપ પાંડવો તરફ ભક્તિ ઉત્પન્ન થયેલી છે, એવો હુ બકાસુરનો પુત્ર મહાબળ આપને શરણે આવ્યો છું. પછી દુર્બુદ્ધિ મંત્રીએ કહ્યું, "મહાનુભાવ, આ કુમાર ઉપર દયા કરી તમે એનું રક્ષણ કરો." આ વાત સાભળી સર્વ પુરવાસીઓ આશ્ચર્ય પામી ગયા અને

ભીમસેનને ધન્યવાદ આપવા લાગ્યા. આ વખતે સર્વના સાંભળતાં ભીમસેન બોલ્યો—"મહાબળ, તું આ મારા જ્યેષ્ટ બંધુ યુધિષ્ટિરને પગે લાગ. અને આજથી મનુષ્ય હિંસાનો ત્યાગ કર." ભીમનાં આવાં વચન સાંભળી મહાબળ મનુષ્યવધ નહીં કરવાનો નિયમ લઈ યુધિષ્ટિર રાજાને ચરણે લાગ્યો. અહિંસાવ્રત લેવાથી પ્રસન્ન થયેલા યુધિષ્ટિરે મહાબળને તેના પિતાના રાજ્ય ઉપર સ્થાપન કર્યો. આ સર્વ વૃત્તાંત સાંભળી એકચક્રાનગરીના રાજાને અને સર્વ પ્રજાને નિશ્ચય થયો કે, "જેઓની સત્કીર્ત્તિ દશે દિશાઓમાં નૃત્ય કરી રહી છે, એવા આ મહાન્ પુરૂષો તો પાંડવોજ છે." પછી રાજાએ અને પ્રજાએ પાંડવોનો એકચક્રાનગરીમાં મોટા ઉત્સવ સાથે પ્રવેશ કરાવ્યો. તે પ્રસંગે એકચક્રાનગરીની સર્વ પ્રજાએ પોતાને અભયદાન આપનાર પાંડવોના પ્રવેશોત્સવમાં મોટો ભાગ લીધો હતો અને આખી નગરીને ધ્વજા, પતાકા, તોરણ અને સ્વસ્તિકોથી શણગારી હતી. નગરની રમણીઓ ઉલટભેર પાંડવોના પવિત્ર દર્શન કરવાને શ્રેણીબંધ આવી હતી. અને "આ નગરીની પ્રજાને જીવિતદાન આપી અભય કરનાર અને બકરાક્ષસનો વધ કરનાર આજ શ્રેષ્ટ પુરૂષ છે." એમ કહી ભીમસેનને પ્રેમસહિત નિરખતી હતી. એકચક્રાનગરીનો રાજા મોટી ધામધૂમથી પાંડવોને પોતાના દરબારમાં લઈ ગયો હતો. ધર્મવીર યુધિષ્ટિરે પાંચ છ દિવસ રાખી બકાસુરના પુત્ર મહાબળને પછી પિતાના રાજ્યમાં મોકલ્યો હતો. પ્રતાપી

પાંડવો કેટલાએક દિવસ સુધી એકચક્રાનગરીના અધિપતિના દરબારમાં રહ્યા હતા. જ્યાં તેમની ભારે આગતા-સ્વાગતા થઈ હતી.

પ્રિય વાંચનાર, આ અભયદાનનું ઉપયોગી પ્રકરણ તારા હૃદયમાં સદા સ્થાપિત કરજે. તેમાં આવેલા ત્રણ પ્રસંગો તો ખાસ મનન કરવા યોગ્ય છે. પ્રથમ દેવશર્મા બ્રાહ્મણના કુટુંબની પ્રીતિ સર્વ રીતે અનુકરણ કરવા યોગ્ય છે. જે કુટુંબમાં અતિથિ સત્કાર થાય છે, તેજ કુટુંબ ઉત્તમ ગણાય છે. મેહેમાનોની આગતા-સ્વાગતા કરનારા કુટુંબોથીજ ખાનદાનો અને કુલીનતા પ્રકાશિત થાય છે. કોઈ પણ સ્નેહી કે સંબંધી મીજમાન આવવાથી હૃદયમાં પ્રસન્ન થનારો અને તેની બરદાસ કરવામાંજ પોતાના ગૃહાવાસને સફળ માનનારો ગૃહસ્થ સત્કીર્ત્તિ અને પુણ્યનું પાત્ર બને છે. એ મહાન્ ગુણને ધારણ કરવાથી અનેક જૈનકુટુંબો પ્રશંસાપાત્ર થયેલાં છે, અને થાય છે. વર્ત્તમાનકાળે તેવું આતિથ્ય કરનારાં ઘણાં થોડાં કુટુંબો હોય છે. મીજમાન આવવાથી રાજી થનારા અને તેનો સત્કાર કરી પ્રસન્ન થનારા જૈન ગૃહસ્થો થોડા જોવામાં આવે છે. કેટલાએક તો મીજમાનને દેખી મનમાં કચવાય છે અને ' આ ક્યાંથી આવ્યો ' એમ માની તેની તરફ ઉપેક્ષા અને અનાદર કરે છે. પોતાને ઘેર સારી સંપત્તિ છતાં મેહેમાનને એક વેઠ તરીકે માનનારા ઘણા ગૃહસ્થો પોતાના ગૃહવાસને નિંદાપાત્ર બનાવે છે. કેટલાક તો ' ક્યારે આવ્યા અને ક્યારે

જશો ?' એવા પ્રશ્નો કરી વાતચિતમાંજ અનાદર દર્શાવે છે. આવું પ્રવર્ત્તન ગૃહવાસને અનુચિત છે. અને તેથી ગૃહસ્થ શ્રાવક પોતાની પ્રતિષ્ઠાને અને પુણ્યને હાનિ પહોંચાડે છે. જેને ઘેર અતિથિ સત્કાર થાય છે, તેજ ગૃહ સ્વર્ગસમાન ગણાય છે. તેથી દરેક શ્રાવક ગૃહસ્થે તન, મન અને ધનથી અતિથિ સત્કાર કરવો જોઇએ. અતિથિ સત્કારને માટે દેવશર્માના કુટુંબનો દાખલો ખરેખર લેવા યોગ્ય છે. પૂર્વકાળે એવા પરોણાગત કરનારા ઘણા આર્યકુળો ભારતભૂમિ ઉપર વસતા હતા. શુદ્ધ હૃદયથી કરેલો અતિથિસત્કાર કદિ પણ વ્યર્થ જતો નથી. દેવશર્માના પવિત્ર આતિથ્ય ગુણનો પ્રભાવ તેને જીવિતદાન આપનાર થઈ પડ્યો હતો. તેના પ્રાણની રક્ષા કરવા માટે ભીમ આત્મભોગ આપવાને તૈયાર થયો હતો.

બીજો પ્રસંગ કુંતીની પ્રેરણાથી ભીમે આપેલા જીવિતદાનનો છે. કુંતીના જેવી આર્ય જૈન માતાઓ પૂર્વકાળે આર્યભૂમિને અલંકૃત કરતી હતી. જેઓ બીજાને અભયદાન કે જીવિતદાન આપવાને પોતાના પુત્રોને આજ્ઞા કરતી હતી. હાલના જેવી ભીરૂ અને નાહિંમત સ્ત્રીઓના જેવી તેઓ ન હતી. પોતાના સંતાનોને ભીરૂ અને નાહીંમત બનાવનારી અને પરોપકારનો અનાદર કરનારી સ્ત્રીઓ સંસારની ઉન્નતિ કરી શકતી નથી. તેથી દરેક શ્રાવક રમણીએ કુંતીના જેવા ઉત્તમ ગુણો ધારણ કરવા જોઈએ. તેજ પ્રસંગમાં આપણે માતૃભક્ત ભીમસેનને પણ ધન્યવાદ આપવો જોઈએ. માતા

કુંતીની આજ્ઞાથી દેવશર્માનો પ્રાણ બચાવવા બકરાક્ષસનું બળિદાન થનાર ભીમને પૂર્ણ સાબાશી ઘટે છે. બીજાને જીવિતદાન આપનાર ભીમના જેવા આર્યપુત્રો હવે આ દુનિયામાં કયારે ઉત્પન્ન થશે ? આવા આત્મભોગ આપનારા આર્યોના સંતાનોથીજ આ ભારતભૂમિ અલંકૃત થયેલી હતી. વર્ત્તમાનકાળના જૈનોના સંતાનોએ એ શિક્ષા ગ્રહણ કરવા જેવી છે. કારણ કે સ્વાર્થ તથા આત્માનો ભોગ આપી પરોપકાર કરનારા ભવ્યાત્માઓ પુણ્યાનુબંધી પુણ્ય બાંધે છે અને ઉત્તરોત્તર સ્થાનારોહણના ક્રમથી મોક્ષ સુધી પહોંચે છે.



# પ્રકરણ ૩૨ મું.

## દુર્યોધનનો બળાપો.

રાજમહેલના એક ભાગમાં દુર્યોધન શોકાતુર થઈને બેઠો હતો. તેની મલિન મુખમુદ્રાની આસપાસ ચિંતાની છાયા પ્રસરી રહી હતી. તે ક્ષણે ક્ષણે કુવિચારોની માળા પોતાના હૃદયમાં ફેરવ્યા કરતો હતો. તેની ધારણા નિષ્ફળ થવાથી તે ક્ષણમાં નિરાશ થતો અને ક્ષણમાં પાછો કુવિચારના બળથી આશા બાંધી પ્રોત્સાહિત થતો હતો.

આ વખતે તેનો મામો શકુનિ આવી ચડ્યો. કૌરવપતિને ચિંતાતુર જોઇ તેના મનમાં અનેક તર્ક–વિતર્ક થવા

લાગ્યા. પોતાના ભાણેજની ચિંતાએ તેને પણ ચિંતાતુર બનાવી દીધો. શકુનિ પાસે આવ્યો. ત્યાંસુધી શોકાંધ થયેલા દુર્યોધનની દૃષ્ટિ તેને જોઇ શકી નહીં. શકુનિ પાસે બેઠો તો-પણ દુર્યોધનના દૃષ્ટિ વિષયમાં તે આવ્યો નહીં. શકુનિએ પ્રણામ કર્યો, તે પણ વ્યર્થ થયો. ચિંતાતુર દુર્યોધને તેનો સ્વીકાર કર્યો નહીં દુર્યોધન ચિંતા અને શોકવ્યાસ છે, એવું જાણી શકુનિએ ' મહારાજા, દૃષ્ટિ કરો ' એમ ઉંચે સ્વરે કહ્યું. આ શબ્દો સાંભળતાંજ દુર્યોધનની દૃષ્ટિ તેની તરફ આકર્ષાણી. પોતાના મામાને પાસે બેઠેલો જોઇ કૌરવપતિ ચમકી ગયો અને જાણે શરમાયો હોય તેમ દેખાયો. ' શું મામો શકુનિ ?' એમ સંભ્રમ પામી દુર્યોધને સાવધાનીથી કહ્યું અને પોતાની ગફલતને માટે તેની ક્ષમા માગી.

શકુનિએ કહ્યું, રાજેંદ્ર, કેમ ચિંતાતુર દેખાય છે ? તને શી આધિ–વ્યાધિ ઉત્પન્ન થઈછે ? દાવાનળની જ્વાળાએ કરી દગ્ધ થયેલા પર્વતના જેવું તારૂં શરીર શુષ્ક કેમ થઇ ગયું છે ? તારી આવી સ્થિતિ જોઇ મને કલેશ થાય છે, માટે એમ થવાનું કારણ શું છે ? તે કહે. " દુર્યોધન ચિંતાતુર ચહેરે બોલ્યો—" મામા, તમારા જેવા બુદ્ધિમાન્ હીંમતદાર મામાની મારે સહાય છે, તોપણ મારા સર્વ આરંભ નિષ્ફળ થાય છે. વિધાતા જ્યારે પ્રતિકૂળ થાય, ત્યારે મનુષ્યના મનોરથ વ્યર્થ થાય છે. મારા દુશ્મન પાંડવો હજુ જીવતા છે. તેમને વિષ અમૃતના કોગળા જેવું થયું છે. લાક્ષાગૃહની બધી

યોજના નિષ્ફળ થઇ છે. હેડંબ, બક અને કીર્મિર જેવા વીરને તેમણે મારી નાંખ્યા અને તેથી તેમની કીર્ત્તિનો ડંકો ત્રૈલોક્યમાં વાગી રહ્યો છે. એ પ્રતાપી પાંડવોનો નાશ કરવાને જે જે ઉપાયો કર્યા, તે બધા વૃથા થઈ પડ્યા છે. પૂજ્ય માતુલ, તે વિષેની મારા મનમાં શંકા થયા કરે છે. રખેને તેઓ વનવાસમાંથી પાછા આવી આ હસ્તિનાપુરના રાજ્યનો આનંદ ભોગવે. આ મહાચિંતા મારા હૃદયને દગ્ધ કરે છે. માટે તેના ભારે શોકરૂપ વ્યાધિને નાશ કરવામાં તમે વૈદ્ય થાઓ.

દુર્યોધનનાં આવાં વચનો સાંભળી શકુનિએ તેને હીંમત આપવા કહ્યું, "રાજન્, પાંડવો યમપુરીમાં પહોંચ્યા છે, એમ તું જાણી લેજે. હવે તેઓનું તારી પર કાંઈ પણ ચાલવાનું નથી. તું સાર્વભૌમ રાજા ક્યાં ! અને ભિક્ષુક સરખા એ પાંડવો ક્યાં ? ક્યાં ખદ્યોત ! અને ક્યાં સૂર્ય ! તારી પાસે રાજ્ય અને જે સત્તા છે, તેના સોમાભાગનું રાજ્ય કે સત્તા યુધિષ્ટિરની પાસે નથી. અત્યારે તારા પ્રતાપના કિરણો ચારે તરફ પ્રકાશી નીકળ્યા છે. યુધિષ્ટિરની આજ્ઞાને માનનારા રાજાઓ હમણાં તારી આજ્ઞાને આધીન છે. તારા દરબારમાં ઐરાવતના જેવા હસ્તીઓ છે. સૂર્યના અશ્વ જેવા અશ્વો છે, યુદ્ધમાં ચાલી શકે તેવા મજબુત રથો છે અને શૂરવીર તથા શસ્ત્રાસ્ત્રમાં પ્રવીણ એવું અસંખ્ય પાયદળ છે. આવી મહાન્ સંપત્તિ તારા વિના બીજા કોને છે ? તું રાજાધિરાજ છે અને પાંડવો રાજ્યભ્રષ્ટ છે. તું ભોગયુક્ત છે અને પાંડવો ભોગ-

રહિત થયેલા છે. તું મોટા પરિવારવાળો છે અને પાંડવો પરિવાર રહિત છે. આ વખતે જો તું પાંડવોને જો તો, તેઓની દુર્દશા જોઇ સાયંકાળે વનસ્પતિની જેમ તારૂં મુખ પ્રસન્ન થશે. જો પાંડવો તારી સંપત્તિ જુવે તો તેમના મનમાં ખેદ થયા વિના રહેશે નહીં. કારણકે, માનવંત પુરૂષ વિપત્તિમાં પ્રતિપક્ષિઓની સંપત્તિ જુવે, તો તેમને જીવતાં છતાં મરણથી પણ અધિક દુઃખ લાગે છે. સત્યવર્ત્તી યુધિષ્ઠિરને તો તારા રાજ્યની અપેક્ષા નથી, પરંતુ જો ભીમસેન અને અર્જુન તારી સાથે યુદ્ધ કરશે, તો જાણજે કે, આ પૃથ્વી અપાંડવી થઈ જશે. "

આ પ્રમાણે શકુનિ દુર્યોધનને કહેતો હતો, ત્યાં દુઃશાસન અને કર્ણ આવી ચડયા. તેમણે શકુનિના વચનને ટેકો આપ્યો.

શકુનિનાં આવાં વચનો સાંભળી દુર્યોધનનું મન જરા શાંત થઈ ગયું, તથાપિ પાંડવો તરફ તેના કુવિચારો ઉત્પન્ન થતા બંધ થયા નહીં. પાંડવોને કષ્ટ આપવાના, તેમના પ્રાણનો નાશ કરવાના અને તેમને અનેક રીતે હેરાન કરવાના કુવિચારોથી દુર્યોધનનું હૃદય વ્યાપ્ત થઇ ગયું હતું. એવા કુવિચારોથી પ્રેરાએલો દુર્યોધન જરા આશ્વાસન પામીને બોલ્યો—" મામા, તમારાં વચનોએ મારા હૃદયમાં હીંમતનો પૂર્ણ પ્રકાશ પાડયો છે; તથાપિ જ્યાંસુધી પાંડવો પૃથ્વીપર જીવતા ફરે છે, ત્યાંસુધી હું મારા મનને અસંતુષ્ટ જાણું છું. પાંડવોનો પ્રતાપ જ્યાંસુધી ભારતવર્ષમાં પ્રસરી રહ્યો છે,

ત્યાંસુધી મારો અંતરાત્મા ઉપાધિથી મુક્ત થવાનો નથી. હવે કોઈ પણ ઉપાયે એ પાંડવોનો નાશ કરી મારા રાજ્યને નિષ્કંટક કરો. ”

શકુનિએ ઉત્સાહથી જણાવ્યું, “રાજન્, કોઈ વાતની ચિંતા રાખશો નહીં. હું, આ દુ:શાસન અને કર્ણ કોઈ પણ યુક્તિથી આ પૃથ્વીને પાંડવ વગરની કરીશું. ”

આ વખતે દુ:શાસન બોલ્યો—“ જ્યેષ્ટ બંધુ, શામાટે ચિંતા રાખો છો. આપણા હાથમાં આવેલું આ મહાન રાજ્ય હવે કદિપણ પાંડવો ભોગવવાના નથી. સર્વ મંત્રીઓ, સામંતો અને હસ્તિનાપુરની પ્રજા આપણી પૂર્ણ રાગી બની છે. સર્વ લોકો યુધિષ્ટિરના રાજ્યને ભુલી ગયા છે. આપણી સત્કીર્તિ ભારતના ચારે ખુણામાં ગવાય છે. કદિ પાંડવો વનવાસ પૂર્ણ કરી પુન: રાજ્યમાં આવે તોપણ કોઈ મંત્રિજન કે પ્રજાજન તેનીપર પ્રીતિ ધારણ કરશે નહીં. કારણકે, આપની રાજનીતિવડે સર્વ પ્રધાનમંડળ અને પ્રજામંડળ વશીભૂત થઈ ગયેલ છે. ”

દુ:શાસનનાં આ વચનો સાંભળી દુર્યોધન ક્ષણવાર ટટાર થયો; પણ પછી તરતજ પાંડવોની સત્કીર્તિ તથા ક્ષેમકુશળતાની વાત યાદ આવવાથી તે બોલી ઉઠયો—“ ભાઇ દુ:શાસન, તમે મારા હૃદયને શાંત કરવાને મારો ઉત્કર્ષ અને પાંડવોનો અપકર્ષ કહો છો, પણ પાંડવો વનવાસમાં પોતાની કીર્ત્તિ વધારતા જાય છે. આપણે કરેલા લાક્ષાગૃહના

પ્રયોગમાંથી બચીને પાંડવો એકચક્રાનગરીમાં ગયા હતા, ત્યાં તેમણે બકરાક્ષસને મારી ત્યાંના લોકોને અભયદાન–જીવિતદાન આપી ભારે કીર્ત્તિ સંપાદન કરી છે. અને તેમનું યશોગાન દેવતાઓ પણ કરે છે. એકચક્રાનગરીના રાજાએ અને પ્રજાએ અતિ આદર આપી તેમનો નગર પ્રવેશોત્સવ ભારે ધામધૂમથી ઉજવ્યો હતો. આ સાંભળી મારૂં હૃદય દગ્ધ થઈ જાય છે અને આ સમૃદ્ધિવાન્ રાજ્ય ચિરકાળ ભોગવવામાં નિરાશ થઈ જાય છે. ”

દુર્યોધનનાં આ વચનો સાંભળી વચમાં કર્ણ બોલી ઉઠયો—“ રાજેંદ્ર, શામાટે ચિંતા કરો છો ? પાંડવોનો પ્રતાપ તમારા પ્રતાપની આગળ તુચ્છ છે. પાંડવો ગમે તેટલી કીર્ત્તિ મેળવે, પણ જ્યાંસુધી તેઓ સાધનસંપન્ન થયા નથી, ત્યાંસુધી તે કીર્ત્તિ શા કામની છે ? કોઈ નિર્ધન માણસ કદિ સ્વભાવે સારો હોય, અને તેથી તેની પ્રશંસા થાય, પણ જ્યાંસુધી તેની પાસે દ્રવ્ય નથી, ત્યાંસુધી તે પ્રશંસા શા કામની છે ? તેવી લુખી પ્રશંસાથી કાંઈ નિર્ધન ધનવાન્ થતો નથી. તેવી રીતે પાંડવો ગમે તેટલી સત્કીર્ત્તિ મેળવે, પણ જ્યાંસુધી તેમની પાસે રાજ્યસત્તા નથી, ત્યાંસુધી એ પાંડવોની કીર્ત્તિ નકામી છે. ”

કર્ણનાં આવાં વચન સાંભળી દુર્યોધનના હૃદયને ક્ષણવાર આશ્વાસન મળ્યું, પણ તેના અંતરંગમાં જે પાંડવોનો બળાપો હતો, તે શાંત થયો નહિં. વિષ પ્રયોગ તથા લાક્ષા-

ગૃહ પ્રયોગની વ્યર્થતા અને હેડંબ, કીર્મિર અને બકરાક્ષસનો નાશ એ બધા બનાવો સાંભળી દુર્યોધનનું મન પાંડવોથી ભયભીત થયું હતું. પાંડવોના પ્રતાપે તેના ધૈર્યનો વિચ્છેદ કરી નાંખ્યો હતો; પણ શકુનિ, દુઃશાસન અને કર્ણની ઉશ્કેરણીથી દુર્યોધન પાછો સતેજ થયો હતો અને પાંડવોને નિર્જીવ કરવા નવનવા ઉપાયો યોજવાની તૈયારી કરતો હતો.

પ્રિય વાચકવૃંદ, આ લઘુ પ્રકરણમાંથી વિશેષ બોધ મળી શકવાનો સંભવ નથી. કારણકે. આ પ્રકરણમાં તો દુર્યોધનના બળાપાનોજ ચિતાર છે. તે સાથે શકુનિ, દુઃશાસન અને કર્ણ જેવા દુષ્ટ પુરૂષોના કુવિચારોનો આવિર્ભાવ છે. તથાપિ તેની અંદર એટલો સાર તો નીકળશે કે, દુર્યોધનના જેવા કુવિચારો ન કરવા જોઈએ. પોતાના બંધુઓની ઉપર આવી વૈરબુદ્ધિ ન રાખવી જોઈએ. એકજ પિતાના પુત્રોનો નાશ કરવા ઉપાય યોજવો અને સર્વદા તેનુંજ અહિત ચિંતવવું, એ મહાપાપનું કારણ છે. આવો દુરાચાર ઉત્તમ જીવોએ કદિપણ સેવવો ન જોઈએ. દુર્યોધન પાંડવોની કીર્ત્તિ સાંભળીને હૃદયમાં દગ્ધ થતો હતો અને પાંડવોથી ભય પામી પોતે નમ્ર થવાનો ઈરાદો રાખતો હતો, પણ દુઃશાસન, શકુનિ અને કર્ણના કુવિચારોએ તેને ઉત્સાહિત કર્યો હતો. જો તેઓ તેને ઉત્સાહિત કરવાને પ્રવર્ત્યા ન હોત તો દુર્યોધન આખરે પાંડવોના પ્રતાપથી ભય પામી વૈરભાવને શિથિલ કરત. પણ શકુનિ, દુઃશાસન

અને કર્ણ જેવા દુષ્ટ પાશવાનોએ તેને વધારે ઉશ્કેર્યો હતો. નઠારા પાશવાનો પોતાના સ્વામીને કે શેઠને નુકશાની કરે છે, તેનું આ પૂર્ણ દૃષ્ટાંત છે. તેથી સુજ્ઞ સ્વામીએ કે શેઠે પોતાની પાસે સારા પાશવાનો રાખવા જોઇએ. સારા પાશવાનો રાખવાથી સારી સલાહ મળેછે અને તેથી તેમનો સ્વામી કે શેઠ સારી રીતે સુખી થાય છે. આખરે દુર્યોધનની સંપત્તિ અને સુખ તેના નઠારા સલાહકારોથીજ વિનાશ પામશે. આ વાત સર્વ વ્યવહારીઓએ અને શેઠ શ્રીમંતોએ સ્મરણમાં રાખવા જેવી છે. અને આ પ્રકરણમાંથી એજ સર્વોત્તમ સાર ગ્રહણ કરવાનો છે. સંપત્તિ, વૈભવવિલાસ અને સુખ ચિરકાલ ટકી રહેવાનું કારણ સારી સલાહ અને સારો સહવાસજ છે.






## પ્રકરણ ૩૩ મું.

### ચેતવણી.

એક તરૂણ પુરૂષ વિકટમાર્ગમાં ચાલ્યો જતો હતો. તેણે પથિકના જેવો વેષ પહેર્યો હતો. હાથમાં ખડ્ગ ધારણ કર્યું હતું. તેનો વેષ ઉદ્‌ભટ હતો, પણ તેનો સ્વભાવ ઉદ્‌ભટ ન હતો. માર્ગે ચાલતાં તેના હૃદયમાં અનેક વિચારો ઉદ્‌ભવતા હતા. થોડે દૂર જતાં એક છાયાદાર વૃક્ષ તેના જોવામાં

આવ્યું. તે વૃક્ષને જોઇ તેને વિશ્રાંતિ લેવાની ઇચ્છા થઇ. તે ક્ષણવાર વિશ્રાંતિ લેવા બેઠો. તેવામાં કોઈ બીજો મુસાફર ત્યાંથી પ્રસાર થતો તેના જોવામાં આવ્યો. તેને જોઈ વિશ્રાંત થયેલો તે તરૂણ પુરૂષ ખુશી થયો. તે તરૂણે નમ્રતાથી પેલા મુસાફરને પુછયું. "ભાઈ, અહીંથી દ્વૈતવન કેટલેક દૂર છે? અને ત્યાં જવાનો કયો રસ્તો છે?" તે શાણા અને સદગુણી મુસાફરે તેને નમ્રતાથી કહ્યું—"ભદ્ર, હવે અહીંથી દ્વૈતવન નજીક છે. જો તમને વિશ્રાંતિ મળી હોય તો હવે સત્વર ચાલવા માંડો. પછી જો સૂર્યાસ્ત થશે તો આ વિકટમાર્ગમાં જવું મુશ્કેલ થઇ પડશે. કારણકે, અહિંથી દ્વૈતવનનો આરંભ થાય છે. તે વન ઘણુંજ ભયંકર છે. શાર્દૂલ, વ્યાઘ્ર, વરૂ, અને સર્પ વગેરે ભયંકર પ્રાણીઓ તેમાં વસે છે. વિવિધ પ્રકારના પક્ષીઓનો કોલાહલ ત્યાં થયા કરે છે. જેવું તે ભયંકર છે, તેવું રમણીય પણ છે. ચંપક, નાગકેશર આંબા, અશોક, રાયણ વગેરે સુંદર મધુર ફળવાળા વૃક્ષોની ઘટા ત્યાં છવાઇ રહેલી છે. અનેક પારધિઓ શિકાર કરવાને ત્યા ફર્યા કરે છે. વિવિધ તપને આચરનારા તાપસોના સ્વાધ્યાય ધ્વનિ થયા કરે છે.

તરૂણે પુનઃ પ્રશ્ન કર્યો, "ભાઈ, તમે કયાંથી આવો છો? જો તમે દ્વૈતવનમાંથી આવતા હો તો ત્યાં કોઈ મુસાફરો તમારા જોવામાં આવ્યા? તેઓમાં પાંચ પુરૂષો અને બે સ્ત્રીઓ છે." મુસાફરે આશ્ચર્ય પામી કહ્યું, "ભાઈ, હું તે દ્વૈતવનમાંથીજ આવું છું. તમારા કહેવા પ્રમાણે કોઈ પાંચ

પુરૂષો અને બે સ્ત્રીઓ તે વનમાં આવીને રહ્યાં છે. જ્યારે તેઓ દ્વૈતવનમાં આવતાં હતાં, ત્યારે મારે તેમનો માર્ગે સાથ થયો હતો. તેઓમાં એક વૃદ્ધ સ્ત્રી છે, અને બીજી તરૂણ સ્ત્રી છે. માર્ગમાં તે બંને સ્ત્રીઓ ઘણીજ શ્રાંત થઈ જતી હતી. તે પાંચ પુરૂષોમાં એક મજબુત બાંધાનો પુરૂષ છે, તે બંને સ્ત્રીઓને સ્કંધ ઉપર ચડાવી ચાલતો હતો. હું તેમનો દેખાવ જોઈ આશ્ચર્ય પામતો હતો. થોડે દૂર જતાં સૂર્યાસ્ત થયો એટલે તે બળવાન્ પુરૂષે એવો ચમત્કાર કર્યો કે, જે જોઈ હું મારા મનમાં અતિશય આશ્ચર્ય પામી ગયો. જ્યારે સૂર્યાસ્ત થયો, ત્યારે સર્વ સ્થળે ઘાટું અંધકાર વ્યાપી ગયું. ગાઢ અંધકારને લઈને અમે બધા આકુળ-વ્યાકુળ થઈ ગયા. તે વખતે તે મજબુત પુરૂષે ચાક્ષુપી વિદ્યાના પ્રભાવથી સર્વ સ્થળે પ્રકાશ કરી દીધો. મેં સાનંદાશ્ચર્ય થઈ તે પુરૂષો માંહેલા એક પુરૂષને પુછ્યું, એટલે મને તેણે કહ્યું કે, હેડંબા નામની રાક્ષસી પાસેથી આ વિદ્યા સંપાદન કરવામાં આવી છે. પછી તેઓ તે વિદ્યાના પ્રકાશે ચાલી દ્વૈતવનના મધ્યભાગમાં આવ્યા. તેઓમાં એક જ્યેષ્ટ પુરૂષ હતો, તેના આગ્રહથી હું બે દિવસ ત્યાં રહ્યો હતો. ભદ્ર, તે પવિત્ર કુટુંબ દ્વૈતવનના મધ્ય ભાગે અદ્યાપિ રહેલું છે. તેઓમાં જે શરીરે મજબુત પુરૂષ છે, તે વનમાંથી આહાર લાવી તેમનો નિર્વાહ કરે છે. એક પુરૂષ વલ્કલ વસ્ત્રો બનાવી સર્વ કુટુંબને વસ્ત્રો પૂરા પાડે છે. એક પુરૂષ ખાખરા વગેરેના પત્રો લઈ તેના પડીઆ બનાવી સર્વને પાત્ર પૂરે છે. એક પુરૂષ હાથમાં ધનુષ્યબાણ રાખી તે પવિત્ર

કુટુંબની રક્ષા કરે છે. તેઓમાં જે વૃદ્ધ માતા છે, તે પોતાના કુટુંબના કલ્યાણની ઈચ્છા રાખી **શ્રીશાંતિ પ્રભુના ચરણ કમળનું નિરંતર** સ્મરણ કરે છે અને પંચપરમેષ્ટિના ધ્યાનમાંજ પોતાના દિવસ નિર્ગમન કરે છે. અને જે તરૂણ સ્ત્રી છે, તે ગૃહકાર્યમાં તત્પર રહે છે અને શુદ્ધ હૃદયથી એ પાંચે પુરૂષોની સેવા કરે છે. ભદ્ર, આવી રીતે એ કુટુંબને દ્વૈતવનમાં સુખે રહેલું જોઇને હું આવું છું." આટલું કહી તે મુસાફર ત્યાંથી જવાને તૈયાર થયો. પેલા તરૂણ પુરૂષે શુભ સમાચાર આપનાર તે મુસાફરનો હૃદયથી ઉપકાર માન્યો.

પ્રિય વાંચનાર, વાર્ત્તાના સંબંધને લઈને ચાલતો પ્રસંગ તમારા સમજવામાં આવ્યો હશે, તથાપિ સ્પષ્ટીકરણ કરવાની આવશ્યક્તા છે, જે તરૂણ પુરૂષ હતો. તે વિદુરે પાંડવોની ખબર કાઢવાને મોકલેલો **પ્રિયંવદ** નામનો અનુચર હતો. પ્રિયંવદ તેવા કાર્યમાં ઘણો પ્રવીણ હતો. 'પાંડવો દ્વૈતવનમાં ગયા છે, એવા ખબર સાંભળી પ્રિયંવદ આ દ્વૈતવનને માર્ગે આવ્યો હતો. રસ્તામાં તેને પાંડવોના કુટુંબની ખબર જાણનારો કોઈ મુસાફર મળી ગયો હતો. મુસાફરે જે ખબર આપ્યા તે યથાર્થ હતા. જ્યારે **ભીમસેને બકરાક્ષસને** માર્યો અને એકચક્રાનગરીમાં તેમનું ભારે સન્માન થયું, તે વખતે યુધિષ્ટિરે પોતાના બંધુઓને જણાવ્યું હતું કે, "આપણી કીર્ત્તિનો કોલાહલ સર્વ સ્થળે થઇ જશે અને તેથી આપણે જાહેરમાં આવી જઈશું, લાક્ષાગૃહમાંથી આપણે જીવતા રહ્યા છીએ, એ

વાત જ્યારે દુર્યોધનના જાણવામાં આવશે, ત્યારે દુર્યોધન અહીં આવીને કાંઈ પણ ઉપદ્રવ કર્યા વિના રહેશે નહી. " યુધિષ્ટિરના આ વિચારને સર્વ બંધુઓએ ટેકો આપ્યો. પછી પાડવો તે એકચક્રા નગરીમાંથી ચાલી નીકળ્યા હતા. રસ્તામાં કુંતી અને દ્રૌપદીને ભારે કષ્ટ પડયા હતા. જેમાંથી ભીમસેને તેમનો ઉદ્ધાર કર્યો હતો, જે વાત પેલા મુસાફરે પ્રિયંવદની પાસે જણાવી હતી. ત્યાથી નીકળીને પાંડવો દ્વૈત વનમા આવી વસ્યા છે અને ત્યા રહી પોતની રાજધાનીના સુખને પણ વિસરી ગયા છે.

મધ્યાહ્નનો સમય હતો. ગગનમણિ પોતાનો રથ લઇ આકાશના મધ્ય ભાગે આવ્યો હતો. વનભૂમિના છાયાદાર વૃક્ષો વિશ્વના પ્રાણીઓનો ઉપકાર કરતા હતાં. રવિતાપથી તપેલા પશુ પક્ષીઓ વૃક્ષોની શીતળ છાયાનો આશ્રય કરતા હતા.' આ સમયે પાડવકુટુંબ દ્વૈતવનના સુંદર આશ્રમમાં સાથે મળી બેઠું હતું. ચાર પાંડવો જ્યેષ્ટ યુધિષ્ટિરની સદ્દભાવથી સેવા કરતા હતા. ભીમસેન તેના ચરણ ચાપતો હતો. અને દ્રૌપદી કુંતીના ચરણ ચાપતી હતી. સહદેવ વસ્ત્રનું છત્ર કરી તેને છાયા કરતો હતો. નકુળ ચામર લઈ વા ઢોળતો હતો. અને અર્જુન હાથમાં ધનુષ્ય લઇ સર્વની રક્ષા કરતો હતો. સર્વ કુટુંબ વિવિધ પ્રકારની ધર્મવાર્ત્તા કરી વનવાસમાં પણ રાજધાનાના જેવો લાભ મે-

વતો હતો. તેની ઉપર ધનંજયની દૃષ્ટિ પડી. અર્જુન તેને બરાબર ઓળખી શકયો નહીં. તેણે યુધિષ્ટિરને કહ્યું, “ જ્યેષ્ટ બંધુ, જુઓ કોઈ આ મુસાફર આપણી તરફ આવે છે. યુધિષ્ટિરે તેને જોતાંજ ઓળખી લીધો. અને જણાવ્યું, “ ભાઈ અર્જુન, આ તો આપણો પ્રિયંવદ દૂત આવે છે. ” તે સાંભળતાંજ સર્વેએ તેની તરફ દૃષ્ટિ પ્રસારી. અર્જુન હૃદયમાં આનંદ પામતો તેની સામે ગયો. તેને પ્રેમથી મળી જ્યાં યુધિષ્ટિર બેઠા હતા ત્યાં લાવ્યો. યુધિષ્ટિર વગેરે સર્વ પાંડવો ઉભા થઈ તેને પ્રીતિથી દૃઢ આલિંગન આપી મળ્યા. સહદેવે ધર્મરાજાની આગળ તેને યોગ્ય આસન આપ્યું. પ્રિયંવદ સર્વને પ્રણામ કરી તેની ઉપર બેઠો. યુધિષ્ટિરે પ્રસન્ન વદને પ્રિયંવદને પુછયું, “ હે પ્રિય, અમારા પિતા, અમારા પૂજ્ય કાકા વિદુર, અમારા પરમ પૂજ્ય ગુરૂ દ્રોણાચાર્ય, અમારા હિતચિંતક વડિલ ભીષ્મપિતામહ, પુત્રવત્સલ ધૃતરાષ્ટ્ર કાકા, ઉપકારી ગુરૂ કૃપાચાર્ય અને અમારી પૂજ્ય માતાઓ સર્વે આનંદમાં છે કે ? વળી જેની સર્વ અભિલાષા પૂર્ણ થઈ છે ” એવો અમારો બંધુ દુર્યોધન કુશળ છે ? લાક્ષાગૃહ બાળ્યા પછી શું શું થયું ? અને અમે આ સ્થળે છિએ. એ વાત તારા જાણવામાં શી રીતે આવી ? ”

યુધિષ્ટિરનાં આવાં વચનો સાંભળી પ્રિયંવદ બોલ્યો— “ મહારાજ, આપના વિના આપના હિતેચ્છુઓ અને આશ્રિતો ઘણાં દુઃખી થયા છે. તેઓ સર્વે માત્ર શરીરથી જીવે

છે. જ્યારે લાક્ષાગૃહમાં અગ્નિ લાગ્યો ત્યારે લોકો ' અરે પાંડવો બળે છે ' એવું ધારી શોકાતુર થઈ તે અગ્નિ ઓલ્હવવાને દોડ્યા હતા. તે અગ્નિ ઓલ્હવવામાં જેટલું જળ વપરાયું, તેના કરતાં બમણું જળ તેમના નેત્રોમાંથી પડયું હતું. તે વખતે હું પણ ઉદાસીન વૃત્તિથી બેઠો હતો. એટલામાં તમારા જેવા પુષ્ટ શરીરવાળા પાંચ પુરૂષો અને બે સ્ત્રીઓ લોકોએ અંદરથી મુએલા બાહેર ખેંચી કાઢ્યાં. તે દગ્ધ થયેલાને જોઈ લોકોએ નિશ્ચય કર્યો કે, આ પાંડવોજ છે. આ વખતે જો કે મને તો નિશ્ચય હતો કે, તમે આરોગ્ય છો, તેમ છતાં તેઓનું શોકવર્દ્ધનરૂદન સાંભળી મારૂં ધૈર્ય રહ્યું નહિ. ' તમે સુરંગ માર્ગે નીકળ્યા હશો, ' એવી મને ખાત્રી હતી, જ્યારે મેં તે મરેલાં મુડદા જોયાં, એટલે મારા મનમાં ધીરજ રહી નહીં. મેં તે વાત હસ્તિનાપુરમાં જઈને સર્વ રાજકુટુંબને જણાવી. તે વખતે દુર્યોધન શિવાય સર્વ લોકો શોકાતુર બની ગયા. વિદુરે અને પાંડુરાજાએ મને એકાંતે ખરી વાત પુછવા માંડી, ત્યારે મેં તેમને દગ્ધ થયેલા મુડદાની વાત કરી એટલે તેઓ મૂર્છિત થઈ ગયા. અને પછી ઉંચે સ્વરે રૂદન કરવા લાગ્યા. આથી રાજકુળમાં ભારે હાહાકાર થઈ ગયો. સત્યવતી વગેરે માતાઓ પણ ભારે આક્રંદ કરવા લાગી.

રાજેંદ્ર, આ વખતે ગંગાના પ્રવાહની જેમ સર્વ ભૂમિને પવિત્ર કરતી બકરાક્ષસનો વધ કરવાથી ઉત્પન્ન થયેલી

તમારી સત્કીર્તિરુપી દૂતી હસ્તિનાપુરમાં આવી પહોંચી. તે વાત જાહેર થતાં આપણા સ્નેહીઓ અને નગરવાસીઓના મુખ ઉપર સુધા પ્રસરી ગઈ અને શત્રુઓના મુખ ઉપર મષી ઢળી ગઈ. તે વખતે દુર્યોધનને જે ચિંતા અને શોક થઈ આવ્યો તે અકથનીય હતો. તેને શકુનિ, દુ:શાસન અને કર્ણે કેટલીક ધીરજ આપી ત્યારે માંડમાડ તેના મનને શાંતિ વળી હતી.

મહારાજ, આ વખતે કદાચિત્ દુર્યોધન શકુનિની સંમતિથી આ દ્વૈતવનમાં આવે અને તમને ઉપદ્રવ કરે એવી શંકા લાવી તમને ચેતવણી આપવાને વિદુરજીએ મને આ સ્થળે મોકલ્યો છે. તમારા દ્વૈતવનના નિવાસની વાત એક મુસાફરે મને માર્ગમાં કહી હતી. કોઇ એક દૂત એકચક્રાનગરીથી હસ્તિનાપુરમાં આવ્યો હતો. તેણે તમે દ્વૈતવનમાં છો, એવા ખબર આપ્યા હતા. તેથી વિચક્ષણ વિદુરજીએ મને આ સ્થળે મોકલ્યો છે. તે દૂતે બકરાક્ષસના વધની અને એકચક્રાનગરીની પ્રજાને જીવિતદાન આપવાની તમારી સત્કીર્ત્તિ હસ્તિનાપુરમાં ફેલાવી હતી. વળી લોકોમાં એવું પણ કહેવાય છે કે, **જે નગરમાં પાંડવો રહે છે, ત્યાં અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે ઉપદ્રવો થતા નથી, કોઇને વ્યાધિ થતો નથી, અકાળ મૃત્યુ થતું નથી, પરચક્રનો ભય થતો નથી અને દુકાળ તથા મહામારી આવતા નથી. જ્યાં પાંડવો હોય ત્યાં સર્વ પ્રજા સુખસંપત્તિ અને**

આનંદ ભોગવે છે. કદિ પાંડવો વનમાં જાય, તો તે વન પણ નવપલ્લવ તથા ફળફુલથી સમૃદ્ધિમાન્ થાય છે. અને ગાય અને વ્યાઘ્ર, સિંહ અને હરણ એક સાથે ક્રીડા કરે છે.

મહાનુભાવ, હું જ્યારે આ વનને માર્ગે આવતો હતો, તે વખતે આ વનના વૃક્ષોનો તથા પરસ્પર વૈર છોડી ફરતા જાનવરોનો દેખાવ જોઇ મને ખાત્રી થઇ હતી કે, આ વનમાં પાંડવો અવશ્ય હોવા જોઇએ.

યુધિષ્ઠિરે કહ્યું, પ્રિયંવદ, એતો ઠીક; પણ દુર્યોધન કેવું રાજ્ય ચલાવે છે? દેશનું કેવી રીતે પ્રતિપાલન કરે છે? ભીષ્મ અને દ્રોણ વગેરેની તેની ઉપર કેવી પ્રીતિ છે? દુર્યોધનને તેઓ કોઇવાર અન્યાય કરતાં વારે છે કે નહિં?

યુધિષ્ઠિરના આ પ્રશ્નો સાંભળી પ્રિયંવદ બોલ્યો—"મહારાજ, આપની ન્યાયકીર્ત્તિની પ્રશંસા સાંભળી દુર્યોધન પોતાની કીર્ત્તિ વધારવાને નીતિથી રાજ્ય ચલાવે છે. પિતા જેમ પુત્રનું પાલન કરે તેમ તે પ્રજાનું પાલન કરવામાં તત્પર રહે છે. અન્યાયી પુરૂષોને શિક્ષા આપે છે. અને પરસ્પર વિરોધ ન આવે, તેવી રીતે ધર્મ, અર્થ અને કામને સેવે છે. પ્રજા તેના નિવર્ત્તનથી પ્રસન્ન થઇ તેની સાથે સારી રીતે વર્ત્તે છે. લાક્ષાગૃહમાં તમારા મૃત્યુના ખબર સાંભળ્યા પછી ભીષ્મ વગેરેએ દુર્યોધનનો આશ્રય લીધો છે. દુર્યોધન પણ [illegible] સારો સત્કાર કરે છે. તેઓની તેણ

એટલી પ્રીતિ મેળવી છે કે, કદિ દુર્યોધનને માટે પ્રાણ દેવા પડે તોપણ તેઓ પ્રાણ આપવાને તૈયાર થઈ જાય છે. ભીષ્મ અને દ્રોણાચાર્યને વશ કરી તેમના પ્રતાપથી દુર્યોધન એમ સમજે છે કે, હું ચક્રવર્તીસમાન રાજાધિરાજ છું. આવુ છતા પણ તે તમારાથી ભય પામતો રહે છે. કોઈ અર્જુનવૃક્ષનુ નામ લે ત્યાં તેને અર્જુનના વીર પરાક્રમનું સ્મરણ થઈ આવે છે અને વૃક (વરૂ) નું નામ લે ત્યાં વૃકોદરનું પરાક્રમ સાભરી આવે છે. અને તેથી ભયાતુર થઈ હૃદયમાં કંપી ઉઠે છે. અર્જુન અને ભીમનું નામ સાંભળતાં દુર્યોધન અને તેની સ્ત્રી ભાનુમતી ગાઢનિદ્રામાંથી પણ જાગ્રત થઇ જાય છે. ”

પ્રિયંવદના મુખથી આ બધો વૃત્તાત સાંભળી યુધિષ્ઠિર બોલ્યો “ પ્રિયંવદ, તારા મુખથી સર્વ ઉપયોગી વૃત્તાત સાંભળી અમે ખુશી થયા છીએ. વિદુરકાકાએ તને મોકલી અમારી સંભાળ લીધી, તેને માટે તેમનો હૃદયથી અમે ઉપકાર માનીએ છીએ. તારા સમાગમથી આજનો દિવસ અમારે ઉત્સવતુલ્ય થયો છે. ”

પ્રિયંવદ નમ્રતાથી બોલ્યો—“ મહારાજ, હવે મને આજ્ઞા આપો. હું સત્વર જઈને ચિંતા અને શોકથી આકુળ —વ્યાકુળ થયેલા વિદુરજી અને બીજા કુટુંબીઓને તમારી કુશળ વાર્ત્તા કહી આનંદિત કરૂં. ”

યુધિષ્ઠિર બોલ્યા—“પ્રિયંવદ, તું સત્વર જા. આ પ્રસંગે તને રોકવાની અમારી ઇચ્છા નથી. અમારા પરમપૂજ્ય

ભીષ્મપિતામહ અને વિદુરને કહેજે કે, તમારા પુત્ર પાંડવોએ તમને દંડવત્ પ્રણામ કહેલા છે. અમારો આપત્તિનો સમય જાણી સ્નેહને લઇ તમે મનમાં કાંઈ ઓછું લાવશો નહીં. તમ સરખા વડિલોની કૃપાથી અમારા પ્રતિપક્ષીઓ પ્રબળ નહીં થઇ શકે. ”

આ પ્રમાણે કહી યુધિષ્ટિરે તેને વિદાય થવાની આજ્ઞા આપી. આ વખતે દ્રૌપદી બોલી—પ્રિયંવદ, દુષ્ટ દુર્યોધને કપટ કરીને પૃથ્વી જીતી લીધી. મારા કેશનું આકર્ષણ કર્યું અને વનવાસ દીધો; તોપણ એ શત્રુ હજુ તૃપ્ત થતો નથી. આ બધો દોષ મારા સ્વામી પાંડવોનોજ છે. દુષ્ટ દુઃશાસને આવું ભારે અપમાન કર્યું, તે છતાં તેઓ જોઇ સહન કરીને બેસી રહ્યા. આ વિષે પ્રથમ તો **કુંતીમાતાને શરમાવાનું છે, કારણકે, તેમના ઉદરમાંથી આવા પુત્રો કેમ ઉત્પન્ન થયા, કે જેઓ શત્રુએ આપેલા કષ્ટોને મુંગે મોઢે સહન કરે છે.**

દ્રૌપદીના આવાં વચનો સાંભળી કુંતી બોલી—દ્રૌપદી, તેં કહ્યું તે સત્ય છે. શત્રુ આવી આવી મહાપીડા આપે છે. તે છતાં ધર્મપુત્ર યુધિષ્ટિર તેને સહન કરે છે. મારા ભીમ અને અર્જુન આવું સહન કરી શકે તેવા નથી, પણ વડિલ બંધુની આજ્ઞાને આધીન થઇ તેઓ સહન કરે છે. આ પ્રમાણે દ્રૌપદીને કહી કુંતી યુધિષ્ટિર પ્રત્યે બોલી—"પુત્ર, હવે વિચાર કર. તારે આટલો બધો ક્ષમાગુણ રાખવો યોગ્ય નથી.

આ તારા રાજકુમાર બંધુઓની સ્થિતિ જો. તેમના શરીર ઉપર રાજપોશાકને બદલે વલ્કલનો પોશાક રહેલો છે. સુકોમળ શય્યા ઉપર સુનારી આ દ્રૌપદી હસ્તિનાપુરની મહારાણી છે. તે બિચારી આજે ભૂમિની કઠોર શય્યા ઉપર સુવે છે. અને આ હું કુંતી કે જે રાજમાતા છું, તેની કેવી સ્થિતિ છે ? તેનો તું વિચાર કર. આ વૈભવને ભોગવનારૂં તારૂં રાજકુટુંબ વનમાં ભિક્ષુકની જેમ પોતાનો નિર્વાહ કરે છે, તે જોઈ તને લજ્જા કેમ આવતી નથી ? ”

કુંતીના આ વચનો સાંભળી યુધિષ્ટિર કાંઈ બોલ્યા નહીં, એટલે દ્રૌપદી તેને ચાનક ચડાવા ઉંચે સ્વરે બોલી—“ સ્વામીનાથ, આપ તાપસની જેમ શાંત થઈને કેમ બેસી રહ્યા છો ? ઉઠો, સજ્જ થાઓ. અને આયુધ ઉપર દૃષ્ટિ કરો. જો તમે તમારી પ્રતિજ્ઞાના ભંગની શંકા રાખતા હો તો આ ભીમ અને અર્જુનને આજ્ઞા આપો. ”

દ્રૌપદીનાં આવાં અનુકૂલ અને પોતાને સંમત એવા વચનો સાંભળી **ભીમસેન** વચમાં પ્રોત્સાહિત થઇ બોલી ઉઠયો. ” મોટાભાઈ, તમારી આજ્ઞા એજ મારે બંધનરૂપ છે. શિરોવંદ્ય એવી તમારી આજ્ઞાને લઇને મેં શત્રુઓને માર્યા નહીં, પણ જો હવે અહિં આવશે, તો તેનો ઉન્માદ હું સહન કરીશ નહીં. વડિલ, હવે બે હાથ જોડી હું તમારી કૃપા માગું છું. જો દુર્મતિ શત્રુઓ અહિં આવશે, તો તે સમયે **હવે તમે મારા વડિલ નથી અને હું તમારો આજ્ઞાંકિત**

નથી. હસ્તિનાપુરના સામ્રાજ્યના ગર્વ પર્વત ઉપર બેઠેલા દુર્યોધનને લીલામાત્રમાં જીતી લઈ નીચે ઢાળી પાડીશ. " ભીમના આ વચનને અર્જુને ટેકો આપ્યો અને સર્વે એક સંમત થયા.

આ વખતે દીર્ઘવિચારી અને સત્ય પ્રતિજ્ઞ યુધિષ્ટિર શાંત સ્વરે બોલ્યા-" વાહ ધન્ય છે. ! ક્ષત્રિઓના વંશજોના વચનો આવાજ જોઈએ. પરંતુ મારા અનુરોધથી આપણે થોડા વર્ષ વનવાસ ભોગવવાનો છે. કાંઈપણ ઉત્પાત કર્યા વિના રહો તો બહુ સારૂં. વનવાસની અવધિ પૂર્ણ થશે એટલે મારી સત્ય પ્રતિજ્ઞા પૂર્ણ થઈ રહેશે. પછી તમારી ઈચ્છા આવે તેમ કરજો. વીર્યના સમુદ્રરૂપ એવા તમારો પાર કોનાથી લઈ શકાશે ? તે વખતે ભયંકર યુદ્ધમાં દુઃશાસન સહિત દુર્યોધનને દ્રૌપદીના કેશકર્ષણનો બદલો આપજો. "

યુધિષ્ટિરના આ વચનો સાંભળી સર્વ ભાઈઓ વડિલ બંધુની આજ્ઞાને તાબે થયા. અને પોતપોતાના ઉદ્ધત વિચારો મૂલતવી રાખી યુધિષ્ટિરની પ્રતિજ્ઞાને માન આપ્યું. તેમનું આવું પ્રવર્ત્તન જોઈ સત્યપ્રતિજ્ઞ યુધિષ્ટિર હૃદયમાં પ્રસન્ન થઈ ગયો અને પોતાના અનુજ બંધુઓના વિનયની તેણે પ્રશંસા કરી. વિદુરનો વિશ્વાસુ દૂત પ્રયંવદ ત્યાંથી વિદાય થઇ હસ્તિનાપુર તરફ ચાલ્યો ગયો. અને પછી પાંડવોએ ત્યાંથી બીજે સ્થળે જવાનો નિશ્ચય કર્યો હતો.

પ્રિય વાંચનાર, આ પ્રકરણમાંથી પણ દિવ્ય ગુણ સંપા-

દન કરવાને પ્રયત્ન કરજે. પાંડવોને ચેતવણી આપવાનું મહાન્ કાર્ય વિદુરની કુટુંબ ભક્તિને દર્શાવી આપે છે પોતાના ભત્રીજાઓ તરફ તેની શુદ્ધ પ્રીતિ ખરેખર ગ્રહણ કરવા યોગ્ય છે. તેમના પ્રતિપક્ષી દુર્યોધનના રાજ્યમાં રહીને પણ વિદુર સર્વદા પાંડવોનું હિત ચિંતવતો હતો અને તેને માટે પૂર્ણ કાળજી રાખતો હતો. તે કાર્ય અત્યંત પ્રશંસા કરવા યોગ્ય હતું.

વળી બીજી શિક્ષા પ્રિયંવદ જેવા વફાદાર અને વિશ્વાસી દૂત પાસેથી પણ ગ્રહણ કરવા યોગ્ય છે. પ્રમાણિકતા, શુદ્ધ વૃત્તિ અને સ્વામિભક્તિના જે ઉત્તમ ગુણો સેવકમાં હોવા જોઈએ અને તેવા સદ્ગુણી સેવકો પોતાની પવિત્ર ફરજ બજાવી પોતાના સેવકપણાના જીવનને સાર્થક કરે છે અને તેથી તે ઉભયલોકમાં સર્વ રીતે યશસ્વી નીવડે છે. પ્રિયંવદે પોતાનો જે સેવકધર્મ બજાવ્યો છે, તે સર્વ રીતે પ્રશંસનીય અને અનુકરણીય હતો તેવો ધર્મ બીજા સર્વ સેવકોએ બજાવવો જોઈએ. જે સેવકો પોતાના પાલક સ્વામી તરફ પ્રિયંવદના જેવો સેવકધર્મ બજાવતા નથી, તેઓ આ લોકમાં નિંદાપાત્ર બની પરલોકમાં નારકી પીડાનો ભોક્તા બને છે. તેથી જે જેઓને સેવકની સ્થિતિમાં રહેવાનો પ્રસંગ આવે, તો તેમણે પ્રિયંવદના જેવો પોતાનો પવિત્ર સેવકધર્મ બજાવવો. એજ પ્રિયંવદના ચરિત્રમાંથી ગ્રહણ કરવાનું છે.

ત્રીજું શિક્ષણ યુધિષ્ઠિરના અનુજ બંધુઓ પાસેથી

શીખવાનું છે. જ્યારે પ્રિયંવદે પાંડવોને ચેતવણી આપી અને દુર્યોધન દ્વૈતવનમાં આવી તેમને દુઃખ આપવાનો છે, એવા ખબર આપ્યા, તે ઉપરથી દ્રૌપદીના હૃદયમાં પોતાને કરેલ પૂર્વાપકારનું સ્મરણ થવાથી અતિશય રોષ ઉત્પન્ન થયો અને તેથી તેણીએ યુધિષ્ટિર તરફ કેટલાંએક આક્ષેપના વચનો કહ્યાં અને તેમાં કુંતીએ પૂર્ણ રીતે પુષ્ટિ આપી, આથી ભીમ અર્જુન ઉશ્કેરાઇ ગયા અને તેમણે દુર્યોધનનો સદ્ય પરાભવ કરવાના આવેશવાળાં વચનો કહ્યાં. તે છતાં જ્યારે યુધિષ્ટિરે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ ન કરવાની ઈચ્છા બતાવી, તે વખતે તેના આજ્ઞાંકિત બંધુઓએ તરત યુધિષ્ટિરની ઈચ્છાને માન આપ્યું હતું અને વડિલ બંધુના વચનો અંગીકાર કર્યા હતા. આ કેવી વડિલ ભક્તિ! કેવું બંધુ ગૌરવ! દરેક મનુષ્યે તેવીજ રીતે વડિલોની આજ્ઞામા વર્ત્તવું જોઇએ. પૂર્વકાળે આર્ય પુત્રો તેવી રીતે વડિલની આજ્ઞામાં વર્ત્તતા હતા, અને વડિલના વચનને પૂર્ણ માન આપતા હતા. આજ કાલ તેવું પ્રવર્ત્તન ચાલતું નથી. વર્ત્તમાન કાળના તરૂણો ઉદ્ધત બની વડિલોનું અપમાન કરે છે. અને સ્વતંત્ર રીતે વર્ત્તવા પ્રયત્ન કરે છે. તેવા પુરૂષોએ આ યુધિષ્ટિરના અનુજ બંધુઓનો દાખલો ગ્રહણ કરવો જોઇએ. જ્યાંસુધી એ પૂર્વાચાર પ્રાપ્ત થશે નહીં, ત્યાંસુધી આર્ય કુટુંબો ઉચી સ્થિતિમાં આવશે નહીં.



# પ્રકરણ ૩૪ મું.

## વનવાસમાં વિજય.

એક રમણીય પર્વત જાણે પૃથ્વીનો આધાર સ્તંભ હોય તેવો ઉભો છે. વિવિધ વૃક્ષોથી પરિપૂર્ણ વન, જળપૂર્ણ સરોવર અને નિર્મળ જળથી વહેતી નદીઓથી તે વ્યાપ્ત છે. ઝરણોના ધ્વનિઓથી અને નદીઓના ઘુરઘુર શબ્દોથી તે ગર્જના કરી રહ્યો છે વૃક્ષો ઉપર મનોહર અને મિષ્ટ ફળો લચી રહ્યાં છે. સર્વ ઋતુઓમાં વનની રચના ઘણી સુંદર લાગે છે. અપ્સરાઓના યૂથો પોતાના પ્રિયતમોની સાથે ત્યા વિવિધ લીલા કરી રહ્યા છે. આ પર્વતની પાસે બીજો એક પર્વત આવેલો છે. એ પણ વિવિધ પ્રકારની વનલીલાથી પરિપૂર્ણ છે. તેમાં આવેલાં છાયાદાર વૃક્ષો નીચે બેસવાથી સૂર્યના કિરણો પણ જાણે ચંદ્રના કિરણો હોય, તેવા શીતળ લાગે છે. એ પર્વતમાં બીજા કેટલાએક દિવ્ય દેખાવો દીપી રહેલા છે. કારણ કે, તે દેવતાઓનું ક્રીડાસ્થાન છે, સ્વર્ગપતિ ઇંદ્ર પોતાની પ્રિયા ઇંદ્રાણીને લઇને તે પર્વત ઉપર નિરંતર આવ્યા કરે છે, અને ત્યાં વિવિધ પ્રકારની દિવ્ય ક્રીડાઓ કરે છે. ખેચરો જ્યારે ખેદ પામે છે, ત્યારે એ પર્વતના વૃક્ષોની શીતળ છાયામાં આવી પોતાનો ખેદ દૂર કરે છે.

એક તેજસ્વી પુરૂષ ફરતો ફરતો તે પર્વત ઉપર આવી ચડ્યો હતો. પર્વતની રમણીય રચના જોતો અને તેથી હૃદય

માં પ્રસન્ન થતો તે પુરૂષ આગળ ચાલતો હતો. ત્યાં એક સુંદર જિનાલય તેના જોવામાં આવ્યું. તે વિમાનના જેવું મનોહર મંદિર જોઈ તે તેજસ્વી પુરૂષે તેમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાં તેની જમણી તરફ ચંદ્રકાંતમણિના પગથીઆવાળી એક વાવ દીઠી. તેની અંદર અતિ સુંદર કમળો પ્રફુલ્લિત થયેલાં હતાં. તે પુરૂષે તેમાં પ્રવેશ કરી સ્નાન કર્યું અને તે કમળ-પુષ્પો લઈને બાહેર આવ્યો. પછી જિનાલયમાં જઈ તે કમળ-પુષ્પોથી જિનપ્રતિમાની પૂજા કરી અને પછી ઉત્તમ ભાવના ભાવી સ્તવનવડે પ્રભુની સ્તુતિ કરી. ત્યારપછી મંદિરની બાહેર એક પવિત્ર ભૂમિ ઉપર બેશી તે વિદ્યામંત્રનું પરાવર્ત્તન કરવા લાગ્યો. શુદ્ધભાવથી વિદ્યોપાસના કરતાં તે પુરૂષની આગળ તે વિદ્યાના દેવતા પ્રગટ થયા અને તે મધુર સ્વરે બોલ્યા-"ભદ્ર, તારી ભક્તિ જોઈ અમે પ્રસન્ન થયા છીએ. શી આજ્ઞા છે તે અમને જણાવ." દેવતાનાં આ વચન સાંભળી તે તેજસ્વી પુરૂષે કહ્યું, "મહારાજ, જ્યારે હું મારા પ્રતિપક્ષીઓનું મથન કરૂં, તે વખતે જો તમારૂં સ્મરણ કરૂં તો તમે મને સહાય કરવા સત્વર આવજો." આ પ્રમાણે કહી તે વીર પુરૂષ ત્યાંથી બાહેર નીકળ્યો. અને આ મનોહર ગિરિરાજની શોભા જોવાને ચારે તરફ ફરવા લાગ્યો.

પ્રિય વાચકવૃંદ! નવલકથાની પદ્ધતિથી લખાયેલા આ પ્રકરણનો હાર્દ તમારા સમજવામાં ન આવ્યો હોય તો તે આ પ્રમાણે છે-જ્યારે પ્રિયંવદ પાંડવોને ચેતવણી આપી ચાલ્યો

ગયો; તે પછી યુધિષ્ઠિરની સલાહથી તેઓ દ્વૈતવન છોડી ચાલ્યા ગયા હતા અને પ્રથમ વર્ણવેલા પર્વત ઉપર આવી વસ્યા હતા. પ્રકરણના આરંભમાં જે પર્વતનું વર્ણન કરવામાં આવ્યું છે, તે **ગંધમાદન** પર્વત છે. તે રમણીય ગિરિ ઉપર પાંડવો વાસ કરીને રહ્યા હતા. તેની પાસે જે બીજા પર્વતનું વર્ણન કરેલું છે, તે **ઇંદ્રકીલ** નામે પર્વત છે. ઇંદ્ર પોતાની ઇંદ્રાણી સાથે એ પર્વત ઉપર આવી નિરંતર ક્રીડા કરે છે, તે ઉપરથી તેનું નામ ઇંદ્રકીલ પડેલું છે. જે તેજસ્વી પુરૂષ તે પર્વત ઉપર આવ્યો છે, તે આપણી કથાનો વીર નાયક અર્જુન છે. જ્યારે પાંડવો ગંધમાદન ઉપર વસ્યા, ત્યારે અર્જુને યુધિષ્ઠિરને કહ્યું કે, "આ ઇંદ્રકીલ પર્વત ખેચરી વિદ્યાનું આરાધન કરવા માટે એક ઉત્તમ સ્થાન છે. પૂર્વે તમારી આજ્ઞાથી હું એ સ્થળે વિદ્યા સાધવાને આવ્યો હતો. જો તમારી આજ્ઞા હોય તો હું પાછો ત્યાં જઈ તે વિદ્યાનું પુનરાવર્ત્તન કરૂં" અર્જુનનાં આવાં વચનો સાંભળી યુધિષ્ઠિરે તેને તેમ કરવાની આજ્ઞા આપી હતી, તેથી અર્જુન આજે આ સ્થળે આવ્યો હતો. અર્જુને જિનપૂજા કરી તે ખેચરી વિદ્યા સાધી હતી, અને તેના અધિષ્ટાયક દેવતા પાસેથી તેનું વરદાન પણ મેળવ્યું હતું. જે પ્રસંગ વાચકોના જાણવામાં છે. ખેચરી વિદ્યાના અધિષ્ટાયક દેવતા પાસેથી વરપ્રદાન પ્રાપ્ત કરી હૃદયમાં આનંદ પામતો અર્જુન ઇંદ્રકીલ પર્વતના રમણીય પ્રદેશમાં ફરતો હતો. ગિરિરાજની સુંદર શોભાને અવલોકતો વીર અર્જુન એક નંદનવન જેવા રમણીય વનમાં

આવ્યો. અને વનની લક્ષ્મીને જોતો જોતો ત્યાં ચારે તરફ ફરવા લાગ્યો. આ વખતે પાડાના જેવો મદોન્મત્ત એક પ્રચંડ વરાહ બાણથી ઘાયેલ થયેલો અર્જુનના જોવામાં આવ્યો. બાણથી ઘાયલ થયેલો હતો તે છતાં તે અર્જુનની સન્મુખ ઘુરી કરતો આવતો હતો. 'આ વરાહ મારો નાશ કરવા આવે છે' એવું ધારી અર્જુને પોતાનું ધનુષ્ય સંભાળ્યું. પછી તે વરાહના પ્રાણમાર્ગને રૂંધન કરનારૂં એક તીક્ષ્ણ બાણ તેને લક્ષીને છોડયું. વરાહ પણ પ્રાણદાન કરી કૃતાર્થ થયો. પછી અર્જુન વરાહના શરીરમાંથી બાણ ખેંચી લેવાને તેની પાસે ગયો, તેવામાં કોઈ કઠોર દૃષ્ટિવાળો ભિલ્લ તે તરફ દોડી આવતો અર્જુનના જોવામાં આવ્યો. તે ભિલ્લની આકૃતિ ભયંકર હતી. તેના હાથમાં ચડાવેલું ધનુષ્ય હતું. અર્જુને તેને જોયો હતો, તોપણ તેણે વરાહના શરીરમાંથી પોતાનું સુવર્ણના પુંખડાવાળું બાણ કાઢવા માંડયું. તે વખતે ભીલ્લે આવી ઉંચે સ્વરે કહ્યું, "સૌમ્ય ! જેતું કાઢે છે, તે મારૂં બાણ છે. પારકી વસ્તુની ચોરી કરવી તે તારા જેવા સજ્જનને ઘટિત નથી. ભદ્ર ! તારા દેખાવ ઉપરથી તારો આચાર શ્રેષ્ઠ લાગે છે, પણ તારા કૃત્યમાં વ્યભિચાર જણાય છે. તારા જેવી પુણ્યમૂર્ત્તિ આવું ચોરીનું કામ કરે તે અત્યંત અનુચિત છે. મહાત્માઓ પોતાના પ્રાણનો ત્યાગ કરે છે, પણ આવું મલિન કર્મ કરતા નથી. સત્પુરૂષો સદાચારથી ભિક્ષા માગીને નિર્વાહ કરે છે, પણ આવા અનાચારથી પ્રાપ્ત થયેલી સંપત્તિને શ્રેષ્ઠ ગણતા નથી. હે સૌમ્ય ! તેથી વનમાં પશુઓ-

ના રૂધિરને પ્રાશન કરનારૂં અને મુખ ઉપર વિષ્ઠાથી લીંપાએલું આ મારૂં બાણુ તારે લેવું યોગ્ય નથી. ભદ્ર! હું તને ઓળખું છું, તું કુરૂવંશમાં ચંદ્ર રૂપ છે. આ ભયંકર વરાહ તારો નાશ કરવા આવતો હતો. એમ જાણી મેં એનું નિવારણ કર્યું છે. એ મારા ઉપકારના બદલામાં આ મારૂં રત્નમય બાણુ કાઢવાનો પ્રયત્ન શામાટે કરે છે? તારા શત્રુને મારી તે રૂપ દ્રવ્યથી ખરીદ કરેલો તું મારો મિત્ર થઈશ, એવી મારી આશા તો હવે દૂર થઈ અને તેને બદલે હવે તું મારો શત્રુ થયો. જ્યારે તારા જેવા કુલીન પુરૂષો આવે અવળે માર્ગે ચાલવા તૈયાર થાય તો પછી સામાન્ય મનુષ્યોની શી વાત કરવી? તેમ છતાં જો આ બાણુ લેવાની તારી ઈચ્છા હોય તો તારી મિત્રતાની ઈચ્છાથી હું તને તે બાણુ આપીશ. મારી આગળ પ્રાર્થના કરી માગી લે. મારો એવો નિયમ છે કે, અર્થીઓની પ્રાર્થનાનો ભંગ કદિપણુ કરવો નહિં. તેમાં પણુ તારા જેવા અર્થીઓ મહાપુણ્યવડે પણુ મળવા દુર્લભ છે. જો તું હઠ કરીને આ બાણુ લેવાની ઈચ્છા રાખીશ તો તારૂં તેવું સામર્થ્ય નથી કે તું મને જીતીને એ બાણુ લઈ જઈશ."

ભીલનાં આવાં વચન સાંભળી અર્જુનના મનમાં જરા ચાનક આવી અને તે ગંભરતાથી બોલ્યો—"અરે કિરાત! આ તારૂં બોલવું સર્વ અસત્ય છે, તેમ છતાં તું સત્યના જેવું કહે છે. આ બાણુ તારૂં નથી પણ મારૂં છે. મારૂં બાણુ ખેંચી લઉં છું, તેમાં તારે લાંબી લાબી વાતો કરી મારી નિંદા તથા ઉપહાસ્ય કરવાનું શું કારણુ છે? દુર્જનો સજ્જનોની

મર્યાદાનો લોપ કરે એમાં આશ્ચર્ય નથી. તું મને વારંવાર કહે છે કે, ' તું ચોરી કરીશ નહિં ' અને તું પોતે ક્રૂરચિત્તવાળો થાય છે. એમ પ્રગટપણે તું અમિત્ર છતાં આવાં કૃત્યો કરી મારો મિત્ર શી રીતે થઈશ ? નીચ માણસની સાથે સારા માણસને મિત્રાચાર શાનો હોય ? સૂર્યને અને અંધકારને કદિપણ મિત્રતા હોય નહિં. તેં જે મને દુર્વચન કહ્યાં છે, તેથી હુ મારા મનમાં ક્ષોભ પામતો નથી, કારણ શીયાળના બોલવાથી સિંહને શો ક્ષોભ થાય ? આ બાણ મારૂં છે અને તે હું એ ચી લઉં છું. જેની ભુજામા સામર્થ્ય હોય, તે સામે આવી ઉભો રહે. અરે કિરાત ! તું નરેંદ્ર નથી, દેવેંદ્ર નથી કે એચરેંદ્ર નથી, તેથી તારી સામે થતા મારા ધનુષ્યને લજ્જા થાય છે. "

અર્જુનનાં આવા વચનો સાંભળી ભીલ્લ રોષાતુર થઇને બોલ્યો–"અરે સૌમ્ય ! મિથ્યા વિવાદ શામાટે કરે છે ? સર્પ ગમે તેટલું જોર પછાડે પણ તે ગરૂડને શું કરી શકે ? તું તારૂં શૂરવીરપણું હવે છોડીશ નહિ." આટલું કહી ભીલ્લે અર્જુનની સામે પોતાનું બાણ સંધાડયું. પછી અર્જુને પણ વરાહના રૂધીરથી રકત થયેલું પોતાનું બાણ સામું સંધાડી તૈયાર કર્યું. અર્જુન અને ભિલ્લની વચ્ચે જાણે પ્રલયકાળ આવ્યો હોય, તેવું તુમુલ યુદ્ધ પ્રવર્ત્યું. ભિલ્લની મોટી સેના એકઠી થઈ અર્જુનની ઉપર તુટી પડી. વીર અર્જુને સામે એવા બાણ મુકયા કે જેથી તે સૈન્ય કયાં ગયું, તે કાંઈ જણાયું નહીં. તે અવ્યવસ્થિત થઈ છિન્ન ભિન્ન થઈ ગયું.

મર્યાદાનો લોપ કરે એમાં આશ્ચર્ય નથી. તું મને વારંવાર કહે છે કે, ' તું ચોરી કરીશ નહિં ' અને તું પોતે ક્રૂરચિત્તવાળો થાય છે. એમ પ્રગટપણે તું અમિત્ર છતાં આવાં કૃત્યો કરી મારો મિત્ર શી રીતે થઈશ ? નીચ માણસની સાથે સારા માણસને મિત્રાચાર શાનો હોય ? સૂર્યને અને અંધકારને કદિપણ મિત્રતા હોય નહિં. તેં જે મને દુર્વચન કહ્યાં છે, તેથી હુ મારા મનમાં ક્ષોભ પામતો નથી, કારણ શીયાળના બોલવાથી સિંહને શો ક્ષોભ થાય ? આ બાણ મારૂં છે અને તે હું ખેંચી લઉં છું. જેની ભુજામા સામર્થ્ય હોય, તે સામે આવી ઉભો રહે. અરે કિરાત ! તું નરેંદ્ર નથી, દેવેંદ્ર નથી કે ખેચરેંદ્ર નથી, તેથી તારી સામે થતાં મારા ધનુષ્યને લજ્જા થાય છે. ”

અર્જુનનાં આવાં વચનો સાંભળી ભીલ્લ રોષાતુર થઇને બોલ્યો–“અરે સૌમ્ય ! મિથ્યા વિવાદ શામાટે કરે છે ? સર્પ ગમે તેટલું જોર પછાડે પણ તે ગરૂડને શું કરી શકે ? તું તારૂં શૂરવીરપણું હવે છોડીશ નહિ. ” આટલું કહી ભીલ્લે અર્જુનની સામે પોતાનું બાણ સંધાડયું. પછી અર્જુને પણ વરાહના રૂધીરથી રક્ત થયેલું પોતાનું બાણ સામું સંધાડી તૈયાર કર્યું. અર્જુન અને ભિલ્લની વચ્ચે જાણે પ્રલયકાળ આવ્યો હોય, તેવું તુમુલ યુદ્ધ પ્રવર્ત્યું. ભિલ્લની મોટી સેના એકઠી થઈ અર્જુનની ઉપર તુટી પડી. વીર અર્જુને સામે એવા બાણ મુકયા કે જેથી તે સૈન્ય કયાં ગયું, તે કાંઈ જણાયું નહીં. તે અવ્યવસ્થિત થઈ છિન્ન ભિન્ન થઈ ગયું.



વીર અર્જુન લાગ જોઇ તે ભીલ્લને પગમાંથી ઝાલી અને હીલાથી માથા ઉપર ફેરવી એક શિલા ઉપર પટકવા જાય છે. (પૃષ્ટ ૪૬૫)

જ્યારે કિરાત સૈન્ય પરાભવ પામ્યું, ત્યારે તે ભિલ્લને ભારે ક્રોધ ઉત્પન્ન થયો. તેણે પોતાનું યુદ્ધકૌશલ્ય અર્જુનને બતાવ્યું. તે બંને વીરોનું મહાયુદ્ધ જોવાને વ્યોમચારીઓ વિમાનમાં બેશી આકાશમાં એકઠા થઈ ગયા. તે વખતે આકાશની શોભા એક સરોવરના જેવી દેખાતી હતી. તેમાં દેવતાઓ રૂપી કમળો ખીલી રહ્યાં હતાં. વીર અર્જુન જે બાણ મુકતો તેને તે ભીલ્લ અર્ધમાર્ગેથી ખંડિત કરતો હતો. આથી અકળાઇને અર્જુને તેજના પુંજને પ્રગટ કરતું અગ્ન્યસ્ત્ર બાણ છોડયું. તે બાણના પ્રભાવથી સર્વ સ્થળે અગ્નિનો પ્રસાર થઇ ગયો. તેને શમાવવાને ભિલ્લે વરૂણાસ્ત્ર સામું મુક્યું. આથી ભિલ્લને શસ્ત્રાસ્ત્રમાં દુર્નિવાર્યધારી અર્જુન મુષ્ઠામુષ્ટિ યુદ્ધ કરવાને પ્રવર્ત્યો. કળાનિધિ ભીલ્લ પણ તે મુષ્ટિયુદ્ધ કરવાને સામો આવ્યો. મદથી ઉન્મત્ત થયેલા તે બંને વીર ભુજાઓનું આસ્ફાલન કરવા લાગ્યા. જાણે પર્વત ફાટ્યો હોય, તેવા તેના ધ્વનિ થવા લાગ્યા. જેમ મદોન્મત્ત ગજેંદ્રો પોતાના દંતોશળથી યુદ્ધ કરે તેમ ભીલ્લ અને અર્જુન ભુજાઓથી ઘોર યુદ્ધ કરવા લાગ્યા. આ પ્રમાણે ઘણીવાર યુદ્ધ ચાલ્યા પછી વીર અર્જુન લાગ જોઇ તે ભીલ્લને પગમાંથી ઝાલી અને લીલાથી માથા ઉપર ફેરવી એક શિલા ઉપર પટકવા જાય છે, તેવામાં તે ભીલ્લ દિવ્યરૂપ ધારણ કરી અર્જુનની સન્મુખ ઉભો રહ્યો. તે દિવ્ય મૂર્ત્તિને જોઇ અર્જુન વિસ્મય પામી ગયો. અને ક્ષણવાર તે સ્તબ્ધ

થઈ ઉભો રહ્યો. અર્જુનને અતિ વિસ્મય પામેલો જોઈ તે દિવ્ય પુરૂષ વિનયથી બોલ્યો—" ભદ્ર, તારૂં પરાક્રમ જોવાને મેં આ માયા રચી હતી. તારા અદ્ભુત પરાક્રમથી હું સંતુષ્ટ થયો છું. તારી જે ઈચ્છા હોય તે માગી લે. હું વિશાલાક્ષનો **ચંદ્રશેખર** નામે પુત્ર છું. મારી પાસે ઘણી વિદ્યાઓ સાધ્ય છે. શત્રુએ પીડેલા મારા એક મિત્રના કામ માટે હું તારી પાસે આવ્યો છું."

તેનાં આવાં વચન સાંભળી અર્જુને કહ્યું, " ચંદ્રશેખર, જ્યારે મારે જરૂર પડશે, ત્યારે હું તમારા વરદાનનો ઉપયોગ કરીશ. પરંતુ તમારે મારી શી સહાય લેવી છે? તે કહો."

અર્જુનનાં આવા ઉદાર વચનો સાંભળી ચંદ્રશેખર પ્રસન્નવદને બોલ્યો—" મહાવીર, અહિંથી નજીક વૈતાઢ્યપર્વત ઉપર **રથનુપૂર** નામે નગર છે. તે નગરમાં **વિદ્યુત્પ્રભ** નામે એક પરાક્રમી રાજા થઇ ગયો છે. તે રાજાને **ઇંદ્ર** અને **વિદ્યુન્માલી** નામે બે પુત્રો થયા. રાજા વિદ્યુત્પ્રભે ઇંદ્રને રાજ્યપદ અને વિદ્યુન્માલીને યુવરાજપદ આપી આ સંસારથી વિરક્ત થઈ દીક્ષા ગ્રહણ કરી. સંયમના ઉત્તમ માર્ગને સાધી તે પવિત્ર રાજા મોક્ષ માર્ગનો અધિકારી થયો. તે પછી ઈંદ્ર અને વિદ્યુન્માલી બંને ભાઇઓ રથનુપૂર નગરનું રાજ્ય ચલાવવા લાગ્યા. નીતિમાન્ ઇંદ્રે પોતાના રાજગૃહમાં ઇંદ્રના જેવી સંપત્તિ વધારી. તેની સંપત્તિને વધતી જોઈ લોકો તેને **ઈંદ્રતુલ્ય** ગણવા લાગ્યા. ઈંદ્રે પોતાના રાજ્યનો કારભાર

પોતાના ભાઈ વિદ્યુન્માલીને સોંપી દીધો. રાજાની આ કૃપાનો લાભ લઈ વિદ્યુન્માલી ઉદ્ધત થઈ દુષ્કર્મ કરવા લાગ્યો. તેણે પ્રજાની સુંદર સ્ત્રીઓનું હરણ કરી તેમની લાજ લુંટવા માંડી. અને તે નગરવાસીઓને પણ ભારે દુ:ખ આપવા લાગ્યો. વિદ્યુન્માલીનો આવો ભારે જુલમ જોઈ પ્રજાએ રાજા ઈંદ્રની પાસે ફરીયાદ કરી. લોકોની ફરીયાદ સાંભળી ઈંદ્રે વિદ્યુન્માલીને એકાંતે બોલાવી અનીતિ ન કરવાની શિખામણ આપી, તથાપિ દુર્મદ અને વિષયલુબ્ધ વિદ્યુન્માલીએ તેની શિખામણ માની નહિં, પણ ઉલટો તે ઈંદ્ર ઉપર ક્રોધાતુર થઈ નગરની બાહેર નીકળ્યો. નગર બાહેર નીકળી તેણે એવો વિચાર કર્યો કે, "કોઈપણ ઉપાયથી ઇંદ્રને મારી નાખવો." પછી કપટી વિદ્યુન્માલી સુવર્ણપુરના રહેવાસી અને ખરદૂષણના વંશમાં ઉત્પન્ન થયેલા **નિવાતકચવ** નામના રાક્ષસોની સાથે મળ્યો અને તેમની મૈત્રી કરી. એ રાક્ષસો યમરાજથી પણ નિર્ભય છે અને ઘણાં બળવાન્ છે. તેમ વળી લોકોમા તેમનો એટલો બધો ત્રાસ છે કે, સર્વ લોકો તેઓને કાળકેતુના નામથી ઓળખે છે. વળી એક તાળવામાં અને એક હાથમાં, એમ તેઓના અંગના બે ભાગમાં એકજ ફેરે સાથે વીંધે તોજ એ મરે તેમ છે, તેથી તેમને **તળતાલવ** પણ કહે છે. દુરાચારી વિદ્યુન્માલી તે રાક્ષસોની મદદ લઈ ઇંદ્રની નગરી ઉપર વારંવાર ઘેરો ઘાલી નિરંતર ભય બતાવે છે. ઈંદ્ર તે બંધુના ભયથી સદા ભયભીત રહે છે. તે હંમેશાં પોતાના નગરના દરવાજા બંધ કરી રહ્યા કરે છે.

એક વખતે પોતાના શત્રુરૂપ બંધુના ભયથી કંટાળી ગયેલા ઈંદ્રરાજાએ બુદ્ધ નામના એક ભવિષ્યવેત્તાને તેડાવીને પુછયું કે, "મહારાજ, આ દુર્નિવાર અને દુર્જન એવા મારા શત્રુઓનો ક્યારે નાશ થશે"? ઇંદ્રનો આવો પ્રશ્ન સાંભળી બુધ્ધે કહ્યું, "રાજા, તમારા શત્રુઓને અર્જુન જીતી શકશે. તમારા પ્રચંડ શત્રુઓને જીતવાનું સામર્થ્ય બીજા કોઈનામાં નથી. આ ત્રણ લોકમાં અર્જુનના જેવો કોઇ ધનુર્ધારી નથી. તે વીર અર્જુન હાલ ખેચરવિદ્યાને પ્રસન્ન કરવા ઇંદ્રકીલ પર્વત ઉપર રહેલ છે. ત્યાં જઈ એ પાર્થની પ્રાર્થના કરો. એ વીરનર ઘણો નમ્ર અને પરોપકારી છે, તેથી તે તમારી પ્રાર્થના પ્રેમથી સાભળશે." ભવિષ્યવાદી જોષીનાં આવાં વચન સાંભળી ઈંદ્રરાજા પ્રસન્ન થયો અને પછી તેણે મને બોલાવીને કહ્યું, "મિત્ર ચંદ્રશેખર, તું પરોપકારી અર્જુનની પાસે જા અને તેમને અહીં લાવી મારા ખેદને દૂર કર. એ મહાવીર મારા શત્રુઓને ક્ષણમાં મારી નાંખશે અને મારૂં રાજ્ય નિષ્કંટક રહેશે. હે સખા! તારા વિના બીજાથી વીર ધનંજય અહીં આવશે નહીં. કારણકે, અર્જુનની સાથે પિતાના સંબંધને લઈને તારે મૈત્રી છે. એક વખતે તારો પિતા વિશાલાક્ષ બંધાએલો હતો, તેને પાંડુએ છોડાવ્યો હતો. તેથી તું અર્જુનની પાસે જા અને તેને વિનંતિ કરી અહીં લાવ. તારા અને તેમના પિતાના સંબંધને લઇને તારે તેની સાથે તરત મૈત્રી થઈ જશે"

મારા મિત્ર રાજા ઇંદ્રના વચન સાંભળી હું તમને બોલાવવા આવ્યો છું. તમે ત્યાં આવી ઇદ્રના શત્રુઓનો પરાભવ કરી તેના પિતૃઓના રાજ્યમાં તેને નિર્ભય કરો. તમારી આંગળીમાં જે શોભાયમાન મુદ્રિકા છે, તે મારા પિતા વિશાલાક્ષ અને તમારા પિતા પાંડુરાજાની પરસ્પર પ્રીતિ વિષેની સાક્ષી ભૂત છે. તેઓની પરસ્પર મૈત્રી થયા પછી મારા પિતા વિશાલાક્ષે પોતાની ઉપર જેણે મોટો ઉપકાર કર્યો છે, એવા તમારા પિતા પાંડુરાજાને કહ્યું હતું કે, આ મુદ્રિકાના પ્રભાવથી ઘા રૂઝવાનો અને આકાશગમનનો ગુણ પ્રાપ્ત થાય છે. તેથી હાલ જે આ તમારૂં શરીર ઘાયલ થયેલું છે, તેને આ મુદ્રિકાના જળથી સ્નાન કરાવો, એટલે તે વ્રણરહિત થઈ જશે." ચંદ્રશેખરનાં આ વચનો સાંભળી અર્જુન આશ્ચર્ય પામી ગયો અને તેણે જાણ્યું કે, જેની સાથે મેં હમણાં વાદવિવાદ કર્યો, તે ચંદ્રશેખર તો મારે જ્યેષ્ઠ બંધુ સમાન છે. પછી અર્જુને પ્રસન્ન થઈ ચંદ્રશેખરને આલિંગન કર્યું અને કહ્યું, "ભદ્ર, તું મારે યુધિષ્ઠિર સમાન છે. યુધિષ્ઠિરની જેમ તારી આજ્ઞા મારે શિરસાવંદ્ય છે. મને એ પૂર્વવાતનું સ્મરણ આવે છે. અમે જ્યારે વનવાસ કરવા નીકળ્યા, ત્યારે મારા પાંડુ પિતાએ આ મુદ્રિકા ધર્મરાજાને આપી કહ્યું હતું કે, "પુત્ર, આ મુદ્રિકા મને મારા મિત્ર વિશાલાક્ષે મૈત્રીમાં ભેટ તરીકે આપી છે, એ મુદ્રિકા પ્રભાવવાળી છે, તેને તું સદા પાસે રાખજે." આ મુદ્રિકા અમારા પાંચે બંધુઓમાંથી જેની તેની પાસે રહેતી હતી. જ્યારે હું આ તરફ એકલો

ફરવા નીકળ્યો, ત્યારે મારા પૂજ્ય યુધિષ્ઠિરે મને પહેરાવી છે. કારણ નાનાભાઇ ઉપર મોટાભાઈનો અતિ પ્રેમ હોય છે. પાંડુ અને વિશાલાક્ષને જેવો પરસ્પર સ્નેહ હતો, તેવો સ્નેહ આપણ તેમના પુત્રોમાં પણ થવો જોઈએ."

આ પ્રમાણે કહી અર્જુન ચંદ્રશેખરની સાથે રથમાં બેઠો અને અશ્વોને પવનવેગે ચલાવવા લાગ્યો. આકાશમાર્ગે દૂર જતાં વૈતાઢ્ય પર્વત દેખાયો એટલે ચંદ્રશેખરે અર્જુનને કહ્યું, "પરોપકારી વીર, ભારતભૂમિરૂપી સ્રીના સીમંતરૂપ આ વૈતાઢ્ય પર્વત દેખાય છે. એ પર્વતનો વિસ્તાર પચાશ યોજન અને ઉંચાઈ પચીશ યોજન છે. એ પર્વત ઉપર વિદ્યાધરીઓના વૃંદ તમારા યશનું ગાયન કરે છે. આ રૂપાનો ગિરિ, તમારા યશના જેવો કેવો ઉજ્વળ શોભે છે? જ્યારે આપણે આ પર્વત ઉપર દશ યોજન સુધી જઇશું એટલે પર્વતની પાસે દશ યોજન વિસ્તારવાળી બે વનપંક્તિઓ આવશે. આપણે વેગથી તેમાંની દક્ષિણ દિશા ભણી આવ્યા છીએ. હવે ક્ષણમાં રથનુપૂર નગર આવશે, ત્યાં ઇંદ્રરાજા તમને મળવાને ઉત્સુક થઇ બેઠા હશે. આ ડાબા હાથ ભણીનો જે રસ્તો જાય છે, તે રસ્તો તલતાલવ શત્રુઓ જે નગરમાં રહે છે, તે ભણી જાય છે." અર્જુન ઉત્સાહથી બોલી ઉઠ્યો. "ચંદ્રશેખર, શત્રુઓના મુખ જોયા વગર ઇંદ્ર રાજાનું મુખ જોવાની મારી ઇચ્છા નથી. માટે તે દિશા તરફ રથ હાંક. હું જાણું કે, મારા શત્રુઓ કેટલા છે?"

ચંદ્રશેખર મનમાં હર્ષ લાવીને બોલ્યો—" વીર ધનંજય, હમણાં ત્યાં જવાનું શું પ્રયોજન છે ? તમે સહાય વગરના એકલા છો અને શત્રુઓ લક્ષાવધિ છે. શત્રુઓની એવી ભયંકર સેનામાં તમારે એકલા જવું એ મને યોગ્ય લાગતું નથી. કદિ તેમ કરવાથી મારા મનોરથ વ્યર્થ થઈ જાય. હમણાં તો ઈંદ્ર પાસે ચાલો. ઈંદ્રની મોટી સેનાની સહાય લઈ પછી તમે શત્રુઓપર ચડાઈ કરજો." અર્જુને ઉત્સાહથી કહ્યું. " મિત્ર ચંદ્રશેખર, સેનાની સહાય શા માટે લેવી જોઈએ ? સિંહ જ્યારે ઉન્મત્ત ગજેંદ્રોના કુંભસ્થળ ઉપર બેસી તેનો વધ કરે છે, ત્યારે તેને કોની સહાય હોય છે ? " અર્જુનના આ વચનો સાંભળી ચંદ્રશેખર હૃદયમાં ખુશી થઈ ગયો. અને તેણે જ્યાં કાલકેતુ રાક્ષસો રહેતા હતા, તે દિશા તરફ પોતાનો રથ હાંકયો. રથ જ્યારે નજીક આવ્યો એટલે તેને જોઈ સર્વ શત્રુઓ પોતાના શસ્ત્રાસ્ત્રો લઇ સજ્જ થઈ ગયા. તેમણે ચંદ્રશેખર જેનો સારથિ છે, એવા અર્જુનને રથમાં બેઠેલો જોયો. તેમણે એકત્ર મળી નિશ્ચય કર્યો કે, " અર્જુનને હાથે આપણું મૃત્યુ છે, એવું જોષી લોકો પાસેથી જાણી ઈંદ્રે અર્જુનને મોકલ્યો છે, પણ આપણે માયા અથવા કપટે કરી કોઈ પણ પ્રકારે એ શત્રુને મારી નાંખવો." આવો નિશ્ચય કરી તેઓ અર્જુનના રથ ઉપર તુટી પડ્યા. તે વખતે સેનામાં દુંદુભિ વગેરે રણવાદ્ય વાગવા લાગ્યા. અસંખ્ય બાણોની વૃષ્ટિ કરી સૂર્યને આચ્છાદિત કરી દીધો. વીર અર્જુને પોતાના બાણોથી

સર્વના બાણોને કાપવા માંડ્યા. જળમાં, સ્થળમાં અને આકાશમાં રહી જેમ જેમ તેઓ યુદ્ધ કરવા લાગ્યા. તેમ તેમ અર્જુન રથ ઉપર રહી તેઓની સાથે યુદ્ધ કરવા લાગ્યો. પરાક્રમી અર્જુને પોતાનું યુદ્ધચાતુર્ય એવું બતાવ્યું કે, તેઓ બધા ચકિત થઇ ગયા. અર્જુનની આ છટા જોઈ ચંદ્રશેખર ઘણોજ આનંદ પામ્યો. બાણાવળી અર્જુને એવી ચાલાકીથી તેમના બાણોને કાપવા માંડયા કે, જેથી તેઓ સર્વને એમ ભાસ્યું કે, ' આપણા પ્રત્યેકની સામે અર્જુન યુદ્ધ કરે છે' આટલી વાર સુધી અર્જુને હજુ તેમના બાણોને કાપ્યા હતા; તેમને માર્યા ન હતા. પછી શત્રુઓએ એકદમ લાગ જોઈ અર્જુનની ઉપર પ્રચંડ બાણોનો મારો ચલાવ્યો. આ વખતે અર્જુને ચંદ્રશેખરને કહ્યું. " મિત્ર, આ શત્રુઓ પ્રૌઢબુદ્ધિ, યુદ્ધનિપુણ અને દુર્જય છે. માટે રથને રણભૂમિથી જરા પાછો હઠાવ" અર્જુનનાં આ વચન સાંભળી ચંદ્રશેખર જરા ખેદ પામ્યો અને તે ખિન્નવદને બોલ્યો—" અર્જુન, તમારા જેવા વીરનરના મુખમાંથી આવું વચન નીકળવું ન જોઈએ. આ રથ ઇંદ્રરાજાના શત્રુઓને વધ કરવામાં કુશળ છે. રણભૂમિમાં પાછા હઠવાનો અભ્યાસ આ રથના ચક્રોએ કદિ પણ પૂર્વે કર્યો નથી. તેણે હમેશાં આગળ ચાલવાનોજ અભ્યાસ કર્યો છે. આ સમયે તમારા સરખો રણવીર પુરૂષ કહે છે કે રથને પાછો હઠાવ ' તે ઉપરથી હું જાણું છું કે, શત્રુઓનું ભાગ્ય પ્રબળ છે. "

ચંદ્રશેખરના આ વચનો સાંભળી અર્જુને આગ્રહ કરી કહ્યું, મિત્ર ચંદ્રશેખર, હું કાંઈ થોડાપણ વિશ્રામની ઇચ્છા રાખતો નથી, પણ યુદ્ધકળાની સગવડતાની ખાતર તારે એમ કરવું પડશે. તારા મનમાં કોઈ જાતની શંકા લાવીશ નહીં. હું તને હાથ જોડી કહું છું કે, 'રથને જરા પાછો હઠાવ' અર્જુનનો આવો આગ્રહ જોઈ ચંદ્રશેખરે રથને પાછો હઠાડયો. તે જોઈ શત્રુઓ મુછે હાથ દઈ ગર્જના કરવા લાગ્યા. અને તરત રથની આગળ ધસી આવ્યા. પછી અર્જુને પોતાના દ્રોણ ગુરૂએ આપેલા મંત્રનું સ્મરણ કરી શત્રુઓના પ્રાણને હણનારા અનેક બાણ ઉત્પન્ન કરનારા બાણો છોડવા લાગ્યો. જેમ અંગારામાંથી હજારો તણખા ઉડે, તેમ અર્જુનના એક એક બાણમાંથી હજારો બાણ ઉત્પન્ન થવા લાગ્યા. જેટલા શત્રુ હતા, તેટલા બાણ થઈ તાળવું અને હાથનું સાથે વેધન કરી તેમના પ્રાણોને સાથે લઇ આગળ જઈ પૃથ્વીપર પડવા લાગ્યાં. તેની સાથેજ મૃત્યુ પામેલા શત્રુઓના પર્વત જેવાં મસ્તકો પૃથ્વીપર પડવા લાગ્યાં. આ વખતે વીર અર્જુનના મસ્તકપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. અર્જુનનું અદ્ભુત પરાક્રમ જોઇ આકાશમાં દેવતાઓના દુંદુભિ વાગવા માંડ્યાં. આ વખતે તેના સારથિ ચંદ્રશેખરનું મુખ પ્રફુલ્લિત થઈ ગયું. તે પ્રસન્નવદને અર્જુન પ્રત્યે બોલ્યો– "મહાબાહુ ધનંજય, તમને સાબાશ છે. તમે લીલા માત્રમાં શત્રુઓને જીતી લીધા છે." આમ કહી તે અર્જુનને પ્રણામ કરી ભેટી પડયો. આ સમયે આનંદસાગરમાં મગ્ન થતો ઇંદ્ર

નજા વિમાનમા બેશી આકાશમાર્ગે આવતો હતો ત દૂરથી ખરે હર્ષિત થઈ તેણે અર્જુનને બતાવી કહ્યુ, " મહાવીર, જુઓ, આ વિદ્યાધરપતિ ઈદ્રરાજા પોતાના પરિવાર સાથે વિમાનમા બેશી અહિ આવે છે એટલામા વિમાન પાસે આવ્યુ, એટલે અર્જુન રથ ઉપરથી ઉતરી તેની પાસે ગયો, ઇદ્રે અર્જુનને પોતાના વિમાનમા લઈ આલિંગન આપી અર્ધાસન ઉપર બેસાડ્યો અને અજલિ જોડી કહ્યુ,—" વીર અર્જુન, તને ધન્ય છે તારા ઉપકારનો બદલો માગથી વાળી શકાય તેમ નથી, તારી સ્તુતિ જેટલી કરીએ તેટલી થોડી છે આ મારૂ રાજ્ય અને મારા પ્રાણ તારે આધીન છે તે શિવાય હુ તારો બીજો પ્રત્યુપકાર શો કરૂ ? હે મહાવીર, તારા જેવા પરોપકારી વીર પુરૂષના દર્શન કરવાને મારા નગરની પ્રજા આતુર છે, માટે મારી સાથે રથનુપુર નગરમા ચાલ ત્યા મારી વિદ્યાધર પ્રજા મગળકારક આચારો કરી તારી સ્તુતિ કરશે અને તારા પવિત્ર દર્શન કરી આનદ પામશે " ઈદ્રના આવા વચન સાભળી અર્જુન નમ્રતાથી બોલ્યો—" મહારાજ, આપની આજ્ઞા માન્ય કરવાને હુ ખુશી છુ કારણકે, આપ મારે પિતા તુલ્ય છો, પરતુ આ તમારા શત્રુઓની રાજધાની જોવાની મારી ઇચ્છા છે તેમ અહિ એક સિદ્ધાયતનકૂટ નામે પ્રસિદ્ધ સ્થળ છે જે જોવાની મારી પૂર્ણ અભિલાષા છે " અર્જુનના આમ કહેવાથી ઇદ્ર અર્જુનને વિમાનમા બેસાડી તે શત્રુઓની રાજધાનીમા લઈ ગયો તે નગરીની દુર્દશા જોઈ પ્રસન્ન થયેલો ઇદ્ર હૃદયમા સતુષ્ટ થઈ બોલ્યો—મહાવીર, જો, આ

નગરીની તેં કેવી દશા કરી છે ? તે શત્રુઓ શબરૂપે ભૂમિ ઉપર પડેલા છે. અત્યારે તેમના મસ્તકપર છત્રને બદલે ગીધ પક્ષીઓની છાયા થાય છે. રણભૂમિની રજ તેને ચંદન થયેલું છે અને રૂધિર કેશર થયેલું છે. શત્રુઓના શબને તેમની સ્ત્રીઓની જેમ શિવાઓ ( શીયાળણીઓ ) મળે છે, પછી સુંઘે છે અને તે પછી નખથી વિદીર્ણ કરી લાડ કરે છે. જો, આ વિદ્યુન્માળી જેવો મારો બળવાન્ ભાઇ તારા તીક્ષ્ણ બાણુથી પ્રાણરહિત થઇ ભૂમિપર પડયો છે. તેને જોઇ મને ઘણી પીડા થાય છે. પણ આખરે તેણે કુસંગીના સંગનું નઠારૂં ફળ મેળવ્યું છે. વીર અર્જુન, જો, આ તેમનું સુવર્ણ ગૃહવાળું સુવર્ણપુર છે. મારો ભાઇ વિદ્યુન્માલી અને કાળકેતુ વગેરે અહિં રહીને મને નિરંતર ઉપદ્રવ કરતા હતા. જુઓ, આ શત્રુઓની સ્ત્રી છુટા કેશ મુકીને હૃદય કુટતી રૂવે છે. અને સ્વામીના શબને નિરખી નિરખી કરૂણામય રૂદન કરે છે. ભદ્ર અર્જુન, આ શોકમય દેખાવ જોવાથી વધારે ખેદ થાય તેવું છે. ચાલો, હવે આપણે સિદ્ધાયતન ઉપર જઇએ. ત્યાં મનને અતિશય આનંદ આપનાર **આર્હત મંદિર** છે. તેનાં દર્શન કરી આત્માને પવિત્ર કરીએ. એ પછી ઈંદ્રે પોતાનું વિમાન સિદ્ધાયતન તરફ હંકાર્યું. વિમાન તે સ્થળે આવી પહોંચ્યું, એટલે તેઓ વિમાનમાંથી નીચે ઉતર્યા અને પૂર્ણ શ્રદ્ધાથી ત્યાં રહેલા **શાશ્વત તીર્થંકર શ્રી વર્દ્ધમાનપ્રભુને વંદના કરવા લાગ્યા.** આસ્તિક અર્જુને ત્યાં સ્નાન કરી

પવિત્ર થઇ પ્રભુની શાશ્વત પ્રતિમાની પૂજા કરી. પછી કેટલાક દિવસ સુધી એ પવિત્ર ક્રિયા કરવાને અર્જુન તે સ્થળે વાસ કરી રહ્યો હતો. ત્યાં વાસ કરી ઉત્તમ પ્રકારની ભાવના ભાવી વીર અર્જુન વિમાનમાં બેસીને ઇંદ્રની રાજધાનીમાં આવ્યો. ઇંદ્રની આજ્ઞાથી રથનુપૂર નગરની સર્વ પ્રજાએ અર્જુનનો પ્રવેશોત્સવ મોટી ધામધૂમથી ઉજવ્યો હતો. તે પ્રસંગે વિવિધ પ્રકારના શૃંગારોથી ઇંદ્રરાજાની રાજધાની શણગારવામાં આવી હતી. પાંડવવીર અર્જુન લોકોની ઉલટભેર વધામણી અંગીકાર કરતો રાજદ્વારમાં આવ્યો. ઇંદ્રની રાણીએ દ્વારમાં પ્રવેશ કરતાં અર્જુનની આરતિ ઉતારી હતી. અને બીજી ચપળનેત્રા સ્ત્રીઓએ તેની સ્તુતિ કરી હતી. ઇંદ્રે અર્જુનને સિંહાસનપર બેસાડયો. પછી વારાંગનાઓએ નૃત્ય ગીતનો આરંભ કરી તેને પ્રસન્ન કર્યો હતો.

વીર અર્જુન ઇંદ્રરાજાના આગ્રહથી કેટલાક દિવસ સુધી તે રાજધાનીમાં રહ્યો હતો. "ઇંદ્રે અર્જુન પોતાના પુત્રોમાં જ્યેષ્ટ પુત્ર સમાન છે." એવી સર્વ સ્થળે આણુ ફેરવી જાહેર કર્યું હતું.

અર્જુન ત્યાં રહી ઇંદ્રના પુત્રોની સાથે પોતાના ન્હાના ભાઇઓની જેમ વર્ત્તતો હતો. અને તેમને અનેક પ્રકારે આનંદ પમાડતો હતો. કોઇવાર અર્જુન નગરમાં ફરવા નીકળતો, ત્યારે નગરની સ્ત્રીઓ તેના સુંદર રૂપને જોઇને મોહિત થતી હતી. અને કામાતુર બની જતી હતી. તથાપિ જિતેંદ્રિય

અર્જુન તેઓની ઇચ્છા કરતો નહોતો. કેટલીક કામાતુર કામિનીઓ તો તેની પાસે આવી પ્રાર્થના કરતી કે ભદ્ર, ' તું અમારો સ્વામી થા. ' પણ અર્જુન તે વાતનો અનાદર કરતો અને પોતાના પ્રિય બંધુઓના દુઃખની ચિંતા કરતો હતો. તે નગરના વાસી **ચિત્રાંગદ, વિચિત્રાંગ અને ચિત્રસેન** વગેરે એકસો ખેચરો અર્જુનને જોવા સારૂ આવ્યા હતા અને તેઓએ અર્જુનની ધનુર્વિદ્યાની પ્રવિણતા જોઇ તેને પોતાનો ગુરૂ થવાની પ્રાર્થના કરી હતી. પછી વીર અર્જુને તેઓને પોતાની ધનુર્વિદ્યા શીખવી હતી. ધનુર્વિદ્યામાં પ્રવીણ થયેલા ખેચરોએ અર્જુનને ગુરૂદક્ષિણામાં પોતાનું સર્વસ્વ આપવા માંડયું, ત્યારે અર્જુને અતિ આગ્રહથી તેમને નિવાર્યા હતા. અર્જુનનો આવો આગ્રહ જોઇ તે ખેચરોએ નિશ્ચય કર્યો હતો કે, જ્યારે જરૂર પડે ત્યારે અર્જુનને ગુરૂદક્ષિણામાં પ્રાણદાન કરવું. આથી અર્જુન અને ખેચરોની વચ્ચે ગાઢ મૈત્રી બંધાઇ હતી. સંગીતમાં પ્રવીણ એવા ચિત્રાંગદ ગંધર્વે સંગીતવડે અર્જુનની આરાધના કરી, તેથી તે ચિત્રાંગદની ઉપર અર્જુનની વિશેષ પ્રીતિ થઇ હતી.

વીર અર્જુન આ પ્રમાણે ઘણું મિત્રબળ વધારી ઇંદ્રના રાજ્યમાં કેટલાક દિવસ સુધી રહ્યો હતો. એકવખતે તેને પોતાના બંધુઓનું સ્મરણ થઇ આવતાં તેનું હૃદય ઉત્સુક થઇ ગયું. તત્કાલ તેણે પોતાના બંધુઓની પાસે જવાને ઇંદ્રની આજ્ઞા માગી. ઇંદ્ર અર્જુનના પ્રેમમાં એટલો બધો બંધાઇ

ગયો હતો, કે તે અર્જુનને આજ્ઞા આપતાં દિલગીર થઇ ગયો. તથાપિ પોતાના વનવાસી કુટુંબને મળવાને ઉત્કંઠિત થયેલા અર્જુનને તેને રજા આપવાની જરૂર પડી. અર્જુન જ્યારે ત્યાંથી જવાને તૈયાર થયો, ત્યારે રાજા ઇંદ્ર અને બીજા વિદ્યાધરોના નેત્રોમાંથી અશ્રુની ધારા ચાલવા લાગી. તેઓએ પ્રેમથી ગદ્‌ગદિત સ્વરે અર્જુનને આશીષ આપી. અર્જુન કેટલાએક પ્રેમી વિદ્યાધરોથી પરિવૃત થઇ વિમાનમાં બેશી ચાલવાને તૈયાર થયો. રાજા ઇંદ્ર અને બીજા વિદ્યાધરો તેને વળાવવાને સાથે ચાલ્યા. ધર્મવીર અર્જુન સર્વ વિદ્યાધરોને સાથે લઇ ત્યાંથી **સમેતશિખર તીર્થમાં** આવ્યો. આર્હત-પ્રાસાદોથી પવિત્ર એવા એ તીર્થની યાત્રા કરી. અર્જુને તે પ્રસંગે માર્ગમા આવતાં બીજા તીર્થોને પણ અભિવંદન કર્યું હતું. ત્યાંથી કેટલાએક વિદ્યાધરોને લઇ તે મહાવીર ગંધમાદન પર્વત ઉપર આવ્યો. ખેચરોએ અગાઉથી આવી તેના પવિત્ર કુટુંબને ખબર આપ્યા. તેથી બધાંને અતિશય આનંદ ઉત્પન્ન થયો હતો. પુત્રવત્સલ માતા કુંતીને તે વખતે જે હર્ષ ઉત્પન્ન થયો હતો, તે અવર્ણનીય હતો. તે મહાદેવીના શરીર ઉપર આનંદના આવેશથી રોમાવળી ઉભી થઇ ગઇ હતી. ધર્મપ્રિય યુધિષ્ઠિર પણ પોતાના બંધુઓની સાથે અર્જુનની લક્ષ્મીને નિર્નિમેષ દષ્ટિએ જોઇ હૃદયમાં અતિ આનંદ પામી ગયો. પોતાના પતિનો દિવ્ય વૈભવ જોઇ દ્રુપદનંદિનીનું મુખકમળ પ્રફુલ્લિત થઇ ગયું હતું. વડિલભક્ત અર્જુન વિમાનમાંથી ઉતરી પોતાની માતાના ચરણમાં પડ્યો. પવિત્ર

કુંતીએ અર્જુનના મસ્તકપર ચંદ્રના સરખો શીતળ કર ફેરવી તેને આનંદના અશ્રુથી સ્નાન કરાવ્યું. અને બંને હાથે તેને હૃદયમાં ચાંપી તેના મસ્તકને પ્રેમથી વારંવાર સુંઘવા માંડ્યું. પછી અર્જુને પોતાના જ્યેષ્ઠબંધુ યુધિષ્ઠિરને અને ભીમને નમસ્કાર કર્યો. નકુળ અને સહદેવે અર્જુનને પ્રણામ કર્યા. પાંડવકુટુંબ પરસ્પર મળી આનંદસાગરમાં તરવા લાગ્યું. પછી પાર્થની આજ્ઞા લઇ ખેચરો યુધિષ્ઠિરરાજાને નમસ્કાર કરી પગે લાગ્યા. પતિપ્રેમી દ્રુપદનંદિની લજ્જાનો ત્યાગ કરી પોતાના વિજયીપતિને વારંવાર નિરખતી હતી. પછી યુધિષ્ઠિરે ખેચરોની સાથે કેટલોએક વાર્ત્તાલાપ કર્યો. અને તેમને વિશ્રાંતી આપી કહ્યું કે, "પ્રિય વિદ્યાધરો, જ્યારે અમે સ્મરણ કરીએ, ત્યારે તમે આવજો." આ પ્રમાણે કહી તેમને પ્રીતિપૂર્વક વિદાય કર્યા હતા.

વિદ્યાધરો વિદાય થયા પછી પોતાના પ્રેમી બંધુઓની પાસે વીર અર્જુને પોતાનો બધો વૃત્તાંત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવ્યો. જે સાંભળી તેઓ ઘણો આનંદ પામ્યા અને તેમણે અર્જુનને ધન્યવદ આપ્યો હતો.

પ્રિય વાંચનાર, આ પ્રસંગમાંથી જે બોધ લેવા યોગ્ય હોય, તેનો તું પોતેજ વિચાર કરી લેજે. પ્રતાપી પાંડવોના ચરિત્રમાં પદે પદે બોધ રહેલો છે. એવા ધર્મવીરોનું ચરિત્ર જગતને બોધનીયજ છે. વીર અર્જુન પોતાના કુટુંબનો ઉદ્ધાર કરવાને ઇંદ્રકીલ પર્વત ઉપર પોતાની પૂર્વવિદ્યાનું આવર્ત્તન

કરવાને આવ્યો હતો. પૂર્વકાળે દરેક પુરૂષો પોતાના કુટુંબની ભક્તિ કરવામાં તત્પર રહેતા હતા અને તેના અવાંતર પ્રસંગે પરોપકાર કરતા હતા.

વીરઅર્જુને પોતાનું કાર્ય સિદ્ધ કર્યું હતું, પણ ચંદ્રશેખરના કહેવાથી ઇંદ્રરાજાની સહાય કરવાને તે તૈયાર થયો હતો. કારણ કે, ચંદ્રશેખરના પિતાની સાથે પોતાના પિતા પાંડુનો સંબંધ હતો. પિતાનો સંબંધ જાળવવાને તેણે ઇંદ્રરાજાના ભયંકર દુશમનોની ઉપર ચડાઈ કરી અને તેમાં વિજય મેળવી પોતાના સંબંધીના સંબંધનું કાર્ય સિદ્ધ કરી આપ્યું હતું. આ ઉપરથી જણાઇ આવે છે કે, પૂર્વકાળે આર્યપુરૂષો પોતાના વડિલોનો સંબંધ કેવી રીતે જાળવતા હતા? અને તે સંબંધ જાળવવાને કેવું સાહસ ઉઠાવતા હતા?

આજકાલ તે પ્રવૃત્તિ વિપરીત રીતે ચાલે છે. પિતાના સંબંધીઓને માન આપનારા વિરલા પુત્રોજ ઉત્પન્ન થાય છે. એટલુંજ નહીં પણ કેટલાએક તો પૂર્વના નાતાને નભાવી પણ શક્તા નથી. આ પ્રવર્ત્તન નિંદવા લાયક છે. વીરઅર્જુને જેમ પિતાના સંબંધને લઈને ચંદ્રશેખરના મિત્ર ઇંદ્રરાજાનો ઉપકાર કર્યો હતો, તેવી રીતે દરેક સુજ્ઞ મનુષ્યે કરવું જોઇએ.

અહિં પ્રત્યુપકાર કરવાના પ્રવર્ત્તનને માટે પણ ઘણું શિક્ષણ મેળવવાનું છે. અર્જુનના ઉપકારથી પ્રસન્ન થયેલા ઇંદ્રે અર્જુનની ઉપર જ્યેષ્ટ પુત્રના જેવી દૃષ્ટિ કરી તેના ઉપકારનો બદલો સારી રીતે આપવા પ્રયત્ન કર્યો હતો. ઉપકાર

અને પ્રત્યુપકારની નીતિ પૂર્વકાળે સારી રીતે પ્રકાશિત થતી હતી. દરેક આર્યપુત્ર ઉપકારનો બદલો આપવાની ઈચ્છા રાખતો અને જ્યા સુધી પ્રત્યુપકાર ન થયો હોય, ત્યા સુધી પોતાના આત્માને અસંતુષ્ટ માનતો હતો.

આજકાલ એ નીતિનું પ્રવર્ત્તન જોઈએ તેવું થતુ નથી. ઉપકારનો પ્રત્યુપકાર કરવાને બદલે અપકાર કરનારા ઘણા અધમ જનો ઉભા થાય છે કદિ કોઈ કુલીન હોય તો અપકાર નથી કરતો, પણ પ્રત્યુપકાર કરવાની ઉમદી ઈચ્છા ધારણ કરનારો ભાગ્યેજ નીકળે છે બીજાના ઉપકારને ભુલી જનારા ઘણા મનુષ્યો જોવામાં આવે છે. તેમણે આ અર્જુનનું ચરિત્ર મનન કરી વિચાર કરવો જોઈએ અને અર્જુનના તથા ઈંદ્ર રાજાના જેવા ઉત્તમ ગુણને અનુસરવા પ્રયત્ન કરવો જોઈએ.



## પ્રકરણ ૭૫ મું.




### કમળનું ફુલ.

એક ભયંકર સરિતા ઘુઘવાટ કરતી ચાલી જાય છે. નદીનું પૂર પરિપૂર્ણ છે, તેના અગાધ જળમાં વિવિધ પ્રકારના જળજંતુઓ ફરી રહ્યા છે, તેના તીર ઉપર એક કુટુંબ શોકાતુર થઈ રહેલું છે, કુટુંબનો નાયક સર્વને ધીરજ આપે

છે, તથાપિ કોઈના હૃદયને આશ્વાસન મળતું નથી. છેવટે દુઃખી થયેલા કુટુંબમાંથી એક પુરૂષે કહ્યું કે, "ભાઈ, શામાટે આપણે દુઃખી થઈએ છીએ? જો તમારી આજ્ઞા હોય તો હું મારી વિદ્યાનું સ્મરણ કરૂં." "આવા નજીવા કાર્યમાં વિદ્યાનું સ્મરણ કરવું યોગ્ય નથી." કુટુંબ નાયકે દીર્ઘ વિચાર કરી તેને ઉત્તર આપ્યો. તે પછી સર્વની સંમતિ લઇ કુટુંબપતિએ નેત્ર મીંચી કોઇ ઈષ્ટનું સ્મરણ કર્યું, તેવામાં એક પ્રચંડ શરીરવાળી સુંદર સ્ત્રી એક નાના બાળકની સાથે પ્રગટ થઈ ઉભી રહી, તે સ્ત્રીને જોતાંજ સર્વ આશ્ચર્ય પામી ગયા. તેની સાથે આવેલા અદ્દભુત બાળકને જોઈ બધા આનંદિત થઈ ગયા અને પ્રેમની દૃષ્ટિથી તે સુકુમાર બાળકનું અવલોકન કરવા લાગ્યા. જાણે તે બાળક પોતાના કુટુંબનો હોય તેમ તે દેખાયો અને તેની તરફ તેઓના અંતરની લાગણી સ્વાભાવિક રીતે આકર્ષાણી.

હૃદયમાં આનંદ પામતો કુટુંબપતિ તે સ્ત્રી પ્રત્યે બોલ્યો. ભદ્રે, કોઇપણ કાર્ય સિદ્ધ કરવાને તારૂં સ્મરણ કરવામાં આવ્યું છે. તું પ્રથમથીજ અમારી ઉપકારિણી છે. આ સુંદર બાળક જાણે અમારા કુટુંબનો હોય તેવો દેખાય છે. તેની સુકુમાર મૂર્ત્તિ જોતાંજ અમારામાં તેને માટે કુટુંબવાત્સલ્ય પ્રગટ થાય છે, તેનું શું કારણ છે? તે કુટુંબસ્વામીનો આ પ્રશ્ન સાંભળી તે સ્ત્રી લજ્જાયુક્ત થઇને બોલી—"મહાનુભાવ, એ પુત્ર તમારા કુટુંબનોજ છે. જ્યારે હું પ્રથમ તમારા

કુટુંબમાં સામેલ હતી, તે વખતે મારી સગર્ભા સ્થિતિ થઈ હતી. આપની આજ્ઞાથી જ્યારે હું મારા ભ્રાતૃગૃહમાં ગઈ, ત્યાં મારા ઉદરમાંથી આ કુમારનો જન્મ થયો છે. એ તમારા પરાક્રમી બંધુનો પુત્ર છે.

તે સ્ત્રીનાં આ વચન સાંભળી તે કુટુંબપતિ અતિશય આનંદ પામી ગયો, અને તેણે તે કુમારને ઉત્સંગમા લઈ પોતાના હૃદય સાથે દાબ્યો અને તેના કોમળ મુખ ઉપર ચુંબન કરવા માંડયું.

પ્રિય જ્ઞાનાભિલાષી વાચકવૃંદ, આ વાર્ત્તાના પ્રસંગને માટે તમારા હૃદયમાં જિજ્ઞાસા ઉત્પન્ન થઈ હશે, તો તેનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે, તે સાવધાન થઈને મનન કરજો.

સદ્‌ગુણી ગુરૂભક્તા દ્રૌપદી અર્જુનને મળ્યા પછી વિશેષ હર્ષિત થઈ હતી, પોતાના પતિ અર્જુનના વનવાસના વિજયની વાર્ત્તા સાંભળી એ વિદુષીબાળા વનવાસના દુઃખોને ભુલી ગઈ હતી. એક વખતે દ્રૌપદી ગંધમાદન પર્વતના આશ્રમ સ્થાનમાં બેઠી હતી, તેવામાં એક કમળનું પુષ્પ પવનથી ઉડીને તેના ઉત્સંગમાં આવી પડયું. સુંદર પાંખડીવાળું અને સુગંધથી મનોહર એ કમળનુ પુષ્પ જોઇ પાંડવરમણી હૃદયમાં અત્યંત પ્રસન્ન થઈ અને તે પદ્મની મનોહર શોભા નિરખવા લાગી. આ વખતે તે સ્થળે પાંડવો બેઠા હતા, દ્રૌપદીના હાથમાં કમળનું પુષ્પ જોઇ તેઓ તેણીના મુખની સાથે સરખાવવાની ભાવના ભાવતા હતા. કમળમાં પરાગ છે અને

દ્રૌપદીના મુખકમળમાં પરાગ નથી, તેથી તેઓ દ્રૌપદીના મુખને કમળથી વિશેષ માનવા લાગ્યા, કમળપુષ્પની રમણી યતા જોઇ દ્રૌપદીને તેની ઉપર વિશેષ મોહ થયો અને તેવા બીજા કમળો મેળવવાની તેણીના અતરમા ઇચ્છા ઉત્પન્ન થઈ. તત્કાળ તે મોહિત રમણીએ પોતાના પતિ ભીમસેનને પ્રાર્થના કરી કે, "પ્રાણનાથ, મને આવા બીજા ઘણા કમળો લાવી આપો " પોતાની પતિવ્રતા પત્નીની તે પ્રાર્થના પૂર્ણ કરવાને ભીમસેન ઉત્સાહિત થયો અને પોતાની પ્રિયપત્નીનો મનોરથ પૂર્ણ કરવામા પોતાની કૃતાર્થતા માનવા લાગ્યો બળવાન્ ભીમ તરત ઉભો થયો અને પોતાના વડિલ બધુ યુધિષ્ઠિરની આજ્ઞા લઇને જે દિશામાથી કમળપુષ્પોની સુગધ આવતી હતી, તે દિશા તરફ તે ચાલતો થયો કેટલોક પ્રદેશ ઉલ્લઘન કરી આગળ ચાલ્યો. ત્યા કમળપુષ્પોથી ભરપૂર એક સરોવર તેના જોવામા આવ્યું, આ સરોવર આગળ આવતા ભીમને વિલંબ થયો હતો. કારણકે, તેની શોધમા તે વનમા ઘણીવાર ભમ્યો હતો જ્યારે ભીમને પાછા આવતા વાર લાગી એટલે યુધિષ્ઠિરના મનમાં ચિંતા ઉત્પન્ન થઈ અને તેથી તે ભીમની પાછળ જવાને તૈયાર થયો દૈવયોગે આ વખતે કેટલાએક દુર્નિમિત્તો થયા, તેથી ભીમની ચિંતામાં વધારો થયો પછી તે પોતાના કુટુંબને સાથે લઈ ભીમસેનની પાછળ શોધવા નીકળ્યો હતો, યુધિષ્ઠિર પરિવાર સાથે ફરતો ફરતો એક મોટી નદી આગળ આવી પહોંચ્યો હતો પ્રથમ જે નદીને

નીરે કુટુંબ ઉભું હતું, તે યુધિષ્ઠિરનું કુટુંબ હતું, તે ભયં-કર નદીને ઉતરી આગળ જવા વિચાર કરતું હતું, પણ એ દુસ્તર નદી તેમનાથી ઉલ્લંઘન કરી શકાય તેવી ન હતી, આ વખતે તે કુટુંબ માંહેલા જે એક પુરૂષે વિદ્યાનું બળ લેવા વિચાર કર્યો હતો. તે અર્જુન હતો, પણ આવા સામાન્ય કાર્યમાં વિદ્યાનો ઉપયોગ ન કરવો, એમ જે કુટુંબપતિએ કહ્યું હતું, તે કહેનાર યુધિષ્ઠિર હતો. પછી કુટુંબનાયક યુધિષ્ઠિરે જે ઈષ્ટનું સ્મરણ કર્યું હતું, તેના સ્મરણમાત્રથી હેડંબા ત્યાં આવી હાજર થઈ હતી, તેની સાથે જે કુમાર હતો, તે તેના પતિ ભીમસેનનો પુત્ર હતો. હેડંબા સગર્ભા થઇને પોતાના ભાઇ હેડંબના વનમાં ગઈ હતી. ત્યાં તેણે એક સુંદર પુત્રને જન્મ આપ્યો હતો. ભીમ-સેનના પુત્રને જોઈને પાંડવોના મનમાં સ્વાભાવિક રીતે સ્નેહ ઉત્પન્ન થયો હતો. જે વાત પ્રથમ દર્શાવવામાં આવેલી છે. ભીમનો પુત્ર તેના મામાના સ્થાનમા રહી સર્વ વિદ્યામાં પ્રવીણ બની ગયો હતો. તેને બાલ્યવયમાથીજ સર્વ પ્રકારની કેળવણી આપી હતી. તેની સુજ્ઞ અને ધાર્મિક માતાએ એ કુમારનું નામ ઘટોત્કચ પાડયું હતું. તે કેટલીએક કળાઓ શીખ્યો હતો અને કેટલીએક કળા શીખતો હતો. જ્યારે હેડંબાએ 'આ પુત્ર તમારા ભાઈ ભીમસેનનો છે' એમ કહ્યું ત્યારથી પાંડવો તેને અતિ પ્રેમથી રમાડતા હતા.

હેડંબા પ્રગટ થયા પછી યુધિષ્ઠિરે તેને તે નદી ઉલ્લં-

ઘન કરી ભીમસેનને શોધવાની વાર્ત્તા કહી, એટલે હેડંબાએ પોતાની વિદ્યાનું બળ તેમની આગળ પ્રગટ કર્યું, એટલામાં તેજ સ્થળના અગ્રભાગે પ્રફુલ્લિત કમળવાળું સરોવર અને તેમાં રહી કમળના પુષ્પોને ગ્રહણ કરતો ભીમસેન તેમના જોવામાં આવ્યો. સર્વે અત્યંત આનંદિત થઇ ભીમસેનને અવલોકવા લાગ્યાં. પછી પોતાના કાર્યની સિદ્ધિ થયેલી જોઇ યુધિષ્ઠિરે હેડંબાને તેના કુમાર સાથે સ્વસ્થાનમાં જવાની આજ્ઞા આપી, અને ભીમસેનના કુમારની રક્ષા કરવાને માટે ભલામણ કરી પોતાના જ્યેષ્ઠની આજ્ઞાથી હેડંબા પોતાના બાળપુત્ર ઘટોત્કચને લઇ પોતાના બંધુ હેડંબના વનમાં ચાલી ગઈ. વીરભીમસેન તે સરોવરમાંથી કમળોના પુષ્પો લઈ બાહેર આવ્યો અને તેણે તે સુંદર કમળો પોતાના બંધુ ઓને બતાવ્યા. જે જોઇ પાડવો ઘણાજ ખુશી થઇ ગયા. જ્યારે ભીમસેને તે કમળો દ્રૌપદીને આપ્યાં, તે વખતે દ્રૌપદીનું જમણું નેત્ર ફરક્યું, આથી તેણીના મનમાં કમલ પુષ્પોના દર્શનથી હર્ષ થવાને બદલે શોક ઉત્પન્ન થયો. તે પછી શોકાતુર દ્રૌપદીએ જ્યારે ભીમસેનની સામે જોયું, ત્યારે તેણીનું જમણું અંગ પુનઃ સ્ફુરાયમાન થયું, આથી તેણીના મનમાં ભારે ચિંતા ઉત્પન્ન થઈ. પછી ભીમસેન દ્રૌપદીને આનંદ આપવાને ત્યાંથી વનની રમણીય ભૂમિમાં ફરવાને લઇ ગયો. તેની સાથે અર્જુન, નકુલ અને સહદેવ પણ ગયા. ત્યાં ચારે બધુઓએ મળી વિવિધ પ્રકારની વનક્રીડા કરી, તેથી દ્રૌપદીનું મન હર્ષિત થઇ ગયું અને તે દુ

નિમત્તની વાત તદન ભૂલી ગઈ. એક વખતે દ્રૌપદીને પાછી કમળપુષ્પોની ઇચ્છા થઈ, તેથી તેણીએ પોતાના પ્રિય પતિ ભીમસેનને કમળપુષ્પ લાવવાને મોકલ્યો. વીર ભીમસેન તે સરોવરમાં પડયો અને તરતો તરતો જ્યાં કમળાકર ખીલી રહેલ છે તે સ્થાને આવ્યો. ત્યાં તેણે જળમાં તરવાની અનેક પ્રકારની ક્રીડા કરી. ભીમના ભારે શરીરના અવગાહનથી તે સરોવરનું જળ ક્ષોભ પામી ગયું. પછી બળવાન્ ભીમે કમળના ખીલેલા પુષ્પોને ચુંટવા માંડયા અને તેને તે કિનારાપર ફેંકવા લાગ્યો. ત્યાં એકઠા થયેલા કમળપુષ્પોને દ્રુપદનંદિની વીણી વીણી એકત્ર કરવા લાગી અને તેથી તે પોતાનો મનોરથ સફળ થયેલો જાણી હૃદયમાં અતિ આનંદ પામવા લાગી. આ વખતે યુધિષ્ટિર વગેરે સર્વ રાજકુટુંબ સરોવરના તીર ઉપર આવી તે ભીમસેનની જળક્રીડા અને દ્રૌપદીની ક્રીડા જોતું હતું.

આ વખતે ભીમસેને અકસ્માત્ ડુબકી મારી અને તે જળની અંદર ઊંડા ચાલ્યો ગયો. ઘણીવાર થઇ તોપણ તે બાહેર આવ્યો નહિં. ત્યારે તીર ઉપર બેઠેલા યુધિષ્ટિર વગેરે સત્વર ચિંતાતુર થઈ ગયા. પ્રાણનાથના દર્શન કરવાને આતુર એવી દ્રૌપદી આકુળ-વ્યાકુળ થઈ ગઇ. અને કુંતી પણ ઉદાસ થઈ પુત્ર મુખને જોવા આતુર બની ગઈ. ઘણીવાર થઇ તોપણ ભીમ જળની બહાર આવ્યો નહિં. એટલે કુંતી અને દ્રૌપદીએ આક્રંદ કરવા માંડયું. સર્વત્ર હાહાકાર થઈ

રહ્યો. તે વખતે પુત્રવત્સલ માતા કુંતી ઉંચે સ્વરે બોલી—"અર્જુન, દોડ દોડ સહાય કર. તારા ભાઇ ભીમને કોઇ ગ્રાહ પકડી ગયો લાગે છે." માતાનાં આ વચન સાંભળતાંજ વીર અર્જુન ઉભો થયો અને સત્વર તેણે જળમાં પ્રવેશ કર્યો. તે પણ ભીમની જેમ અંદરજ રહ્યો. ઘણીવાર થઇ તોપણ બાહેર આવ્યો નહિં. જ્યારે ભીમ અને અર્જુન બંને અંદર રહ્યા, એટલે બંધુપ્રેમી નકુળે તરત જળની અંદર ઝંપલાવ્યું. નકુળને પણ ઘણીવાર થઇ એટલે સર્વના હૃદય વિશેષ ચિંતાતુર થયાં. તે સમયે શૌર્ય ધારણ કરી સહદેવ જળમાં કુદી પડયો. સહદેવ પણ ઘણીવાર સુધી બાહેર આવ્યો નહિ. એટલે વરિષ્ટ યુધિષ્ટિરને ભારે ચિંતા થઈ પડી. તેણે કુંતીમાતાને જણાવ્યું, "માતા, હવે શું કરવું ? ચારે બંધુઓ જળમાં કેમ અદ્રશ્ય થઇ ગયા ? આ શું હશે ? તમે બંનેને એકલા તીર ઉપર મુકી મારે જળમાં જવું, તે જોખમ ભરેલું છે. હું ઉભય રીતે સંકટમાં આવી પડયો." યુધિષ્ટિરના આવાં વચનો સાંભળી કુંતી રૂદન કરતી બોલી—"વત્સ, તું તારા બંધુઓની શોધ કરવા જા, અને તેમને જળના સંકટમાંથી મુક્ત કર. અમારી કશી ચિંતા કરીશ નહિં. **અમારી હૃદયરૂપી ગુફામાં પંચપરમેષ્ટિરૂપ સિંહ સદા વિરાજમાન છે.** એ બળવાન્ સિંહને જોઇ વિપત્તિરૂપી હાથીઓના યૂથ દશે દિશામાં નાશી જશે. અને તે બળવાન્ સિંહને તું પણ તારી હૃદયગુફામાં રાખજે. આ સૂર્ય અસ્ત થયા

પહેલાં તું તારા બંધુઓની શોધ કરી જલદી પાછો આવ અને અમને સનાથ કરી ચિંતાગ્નિની પ્રચંડ જ્વાળામાંથી મુક્ત કર. જ્યાંસુધી આ ગગનમણિ અસ્ત થયો નથી, ત્યાંસુધી અમે તારા આવવાની રાહ જોઈ અમારા પ્રાણ ધારણ કરી શું." કુંતીની આ આજ્ઞા દક્ષ યુધિષ્ઠિરે અંગીકાર કરી અને તે પંચપરમેષ્ઠીનું સ્મરણ કરતો બેઠો થઈ જળની અંદર ગયો. કુંતીએ પોતાના પ્રિયપુત્રને હૃદયથી આશીષ આપી. યુધિષ્ઠિર પણ તરત પાછો આવ્યો નહિં. તેને વિલંબ થયો, એટલે કુંતી અને દ્રૌપદી અતિ શોકાતુર થઈ પોકાર કરવા લાગી. તેમના આર્ત્તનાદથી ગગનપ્રદેશ ગાજી ઉઠ્યો. જાણે તે પવિત્ર સ્ત્રીઓનો કરૂણાજનક દેખાવ જોઈ શક્યો ન હોય, તેમ સૂર્ય અસ્તગિરિપર આરૂઢ થયો અને અલ્પ સમયમાં તો તે અસ્ત થઈ ગયો.

સૂર્યાસ્ત થયા પછી કુંતી અને દ્રૌપદી વધારે ચિંતાતુર થઈ ગયાં. તેમના હૃદય શોકથી આકુળ—વ્યાકુળ થઇ ગયાં. "હવે શું કરવું ? કયાં જવું અને કોનું શરણ લેવું ? એમ દિગ્મૂઢ થઇ રૂદન કરવા લાગી. ક્ષણવાર મૂર્છા અને ક્ષણવાર વિલાપ કરતી કુંતી અને દ્રૌપદી વનપશુઓને પણ રોવરાવતી હતી. તેમની આ વખતની દયાજનક સ્થિતિ જોઈ અવાચક પ્રાણીઓ પણ દુ:ખી થઈ જતાં હતાં.

કુંતીએ કરૂણસ્વરે કહ્યું વત્સો, "આ તમારી પુત્રવત્સલ માતાને અને આ તમારી પ્રેમ પ્રિયાને દર્શન આપી

આનંદિત કરો. આ ઘોર રાત્રે તમારા શિવાય અમારી રક્ષા કોણ કરશે ? " દ્રૌપદીએ પોકાર કરી કહ્યું " પ્રાણનાથ, તમે મને ત્યજીને કયાં ચાલ્યા ગયા ? પાંચે પતિ વિના આ દીન સ્ત્રી શી રીતે રાત્રિ નિર્ગમન કરશે ? તમે આપેલી આ પુષ્પમાળ હજુ કરમાઇ ગઈ નથી. હજી તેવીને તેવી છે. એટલામાં તો તમે ચાલ્યા ગયા. અને મને આ દશામાં મુકી ? " દ્રૌપદીનો પોકાર સાંભળી કુંતી તેણીને ધીરજ આપવાને બોલી—"દ્રૌપદી, હૃદયમાં ધૈર્ય રાખ, ઉંચે સ્વરે રોઇશ નહિં, તારા પતિઓ હજુ કુશળક્ષેમ છે. જ્ઞાનિ મુનિઓએ કહ્યું છે કે, ' તેઓ વિપત્તિનો પાર પામી ફરી રાજ્યવૈભવ પામશે ' હવે આપણે તેઓના રક્ષણને માટે કાંઈ પણ ઉપાય કરવો જોઈએ. વિપત્તિરૂપ વૃક્ષના અંકુરને છેદન કરવાવાળો માત્ર એક **ધર્મજ** છે. જો આપણે આ સમયે શુદ્ધ ભાવથી **ધર્મારાધના** કરીશું તો આપણા મનોરથ સિદ્ધ થશે " કુંતીના આ વિચાર સાંભળી દ્રૌપદીના હૃદયમા જરા હિંમત આવી અને તે મંદસ્વરે બોલી —" પૂજ્ય માતા, તમે કહો છો, તે યથાર્થ છે. આ સમયે ધર્મ શિવાય કોઇ ગતિ નથી. પણ આ બધા ઉત્પાતનું કારણ હું પોતે છું. મારા અપરાધથી મારા પતિઓની ઉપર આપત્તિ આવી પડી છે. એથી મને કલેશ થાય છે. આ અપરાધિની દ્રૌપદીનું જીવન હવે નકામું છે. તમારા પુત્ર ભીમસેનને કમલપુષ્પ લાવવાને મેં જો ન કહ્યું હોત તો આવો અનર્થ ઉત્પન્ન ન થાત. આ વિચાર કરતાં મને ઘણોજ કલેશ પ્રાપ્ત થાય છે અને મારૂં હૃદય દગ્ધ થઈ જાય છે.

કુંતીએ આશ્વાસન આપવાને કહ્યું, દ્રૌપદી, તારો આમાં કાંઇ દોષ નથી. જે ભાવિ બનવાનું હોય તે કદિ પણ અટકાવી શકાતું નથી. કર્મની ગતિ અસ્ખલિત છે. હવે આપણે નિષ્કપટ ધર્માચરણ કરવું યોગ્ય છે.

આ પ્રમાણે સાસૂ અને વહૂ વાર્ત્તાલાપ કરતાં હતાં, ત્યાં નિશાપતિ ઉદિત થયો. જાણે તે એ દુઃખી અબળાના શોકાશ્રુને પોતાના કિરણરૂપી વસ્ત્રથી લુંછતો હોય તેમ દેખાવા લાગ્યો. તે વખતે કમળો જાણે તેમને દુઃખ આપવાથી શરમાયા હોય, તેમ મ્લાન થઈ ગયા. અને કુમુદગણ જાણે પોતાના વિરોધી કમળોનું નઠારૂં કાર્ય જોઇ ખુશી થયા હોય, તેમ વિકસિત થવા લાગ્યા.

ધર્મવતી કુંતી આ વખતે પ્રાર્થના કરવા લાગી— **" જો મારા ઇષ્ટદેવ અરિહંત હોય અને સુસાધુ મારા ગુરૂ હોય તો સર્વ સમ્યગ્દર્શી દેવતાઓ મારા પુત્રોના વિઘ્ન દૂર કરો."** આ પ્રમાણે કહી પંચપરમેષ્ટીનું સ્મરણ કરતી કુંતીએ બે ભુજા પ્રસારી કાયોત્સર્ગ કર્યો. તે જોઇ દ્રૌપદી બોલી—**" હે દેવતાઓ, કિંનરો અને ખેચરો, આ ચંદ્રના જેવું ઉજ્વલ મારૂં શીળ હોય તો મારા પ્રિય પતિઓની સર્વ આપત્તિ દૂર કરવામાં સહાય કરો."** આ પ્રમાણે કહી શ્રી જિનભગવંતનું ધ્યાન કરતી દ્રૌપદી કાયોત્સર્ગે સ્થિત થઈ. આ બંને સતીઓને કાયોત્સર્ગે રહેલી જોઈ વનના પ્રાણીઓ પોતાનું પરસ્પર વૈર

છોડી જળપાનનો ત્યાગ કરી તે બંને અબળાઓની આસપાસ વૃક્ષોની પેઠે સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. ક્રૂર રાક્ષસો પણ જાણે પ્રાણાયામ કે ધ્યાન કરતા હોય તેમ હિંસાનો પરિહાર કરી તેમની પાસે સ્થિર થઇ ગયા. તેમની આ સ્થિતિ માંજ રાત્રિ વ્યતીત થઈ ગઈ અને તેમના દુષ્કર્મની જેમ અંધકાર નષ્ટ થઇ ગયું. જાણે પુણ્યના પ્રભાવનો આરંભ થયો હોય તેમ સૂર્યના તેજનો પ્રભાવ પ્રકાશિત થયો. અને પાંડવોના વિયોગે મ્લાન થઇ ગયેલો ચંદ્ર અસ્ત પામ્યો. આ વખતે ક્ષુદ્ર ઘંટિકાના શબ્દોથી કર્ણને પ્રિય લાગતું એક સુંદર વિમાન સરોવરમાથી પ્રગટ થયું. સુવર્ણના સ્તંભવાળું અને અમૂલ્ય મણિરત્નોથી જડેલું તે વિમાન પ્રકાશ કરતું બાહેર આવ્યું અને જ્યા કુંતી અને દ્રૌપદી કાયોત્સર્ગે રહ્યાં હતાં, તે સ્થળે ઉભું રહ્યું. તે વિમાનમાંથી વિપત્તિના મહાસાગરને તરી ગયેલા પાંડવો નીચે ઉતરી ધ્યાનસ્થ માતાના ચરણમાં પડયા. તેમની સાથે એક દિવ્ય મૂર્ત્તિ યુવાન દેવતા આવ્યો હતો. તેણે કુંતીને અંજળિ જોડી કહ્યું, **"પવિત્ર વૃદ્ધમાતા, તારૂં ધર્મારાધન સફળ થયું છે. હવે આ કાયોત્સર્ગને પાર. આ તારા પુત્રો નમ્ર થઇ તારા ચરણપર પોતાના મસ્તક નમાવી રહ્યા છે."**

આ સમયે કુંતી કાયોત્સર્ગવ્રતનું વિસર્જન કરી જાગ્રત થઈ. તે સાનંદવદના થઇ પોતાના પુત્રોના સર્વાંગ ઉપર હસ્તકમળે સ્પર્શ કરવા લાગી. પછી તેણીએ દ્રૌપદીનો હાથ ઝાલી

તેણીને ધ્યાનાવસ્થામાથી જાગ્રત કરી શિકારી પ્રાણીઓ પછી જળપાન કરી પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. દ્રૌપદી પોતાના પાચે પતિઓને જોઇ અતિ આનંદ પામી અને ધર્મના પ્રભાવને હૃદયથી પ્રશંસવા લાગી. પાડવકુટુંબ સ્વસ્થ થઈ શાતિસુખને અનુભવવા લાગ્યુ અને પરસ્પર પ્રેમમગ્ન દૃષ્ટિએ અવલોકવા લાગ્યું પુત્રોના દર્શનથી જેનુ હૃદય પ્રફુલ્લિત થયેલુ છે, એવી કુતીએ પોતાના પુત્રોની દિવ્ય કથા દેવતાને પુછી એટલે તે દેવતા પ્રફુલ્લિતવદને કહેવા લાગ્યો—" હે કલ્યાણી, થોડીવાર પહેલા ઇદ્ર પોતાના વિમાનમા બેશી કેવળીમુનિને વદના કરવા આકાશમાર્ગે જતા હતા જ્યારે તે વિમાન આ સ્થળે આવ્યું, એટલે તેની ગતિ મંદ થઈ ગઈ. વિમાનના વેગની ગતિ તત્કાળ મંદ થવાથી ઇદ્રને કોપઉત્પન્ન થયો. અરે ! કયા મુર્ખ પુરૂષે મારા વિમાનની ગતિ મંદ કરી ? જો તે મારી દૃષ્ટિએ પડશે તો હું તેના મસ્તક ઉપર વજ્રનો પ્રહાર કરીશ " આ પ્રમાણે કહી તેણે પોતાના હાથમા વજ્ર લીધું અને આસપાસ ચારે તરફ જોવા માડયું; પણ કોઇ પુરૂષ તેના જોવામા આવ્યો નહિં. ક્ષણવારે નીચે દૃષ્ટિ કરી ત્યાં તમો બંને કાયોત્સર્ગે રહેલા તેના જોવામા આવ્યા નિરૂપાધિ સમાધિમાં રહેલા તમોને સાક્ષાત જોઇ ઇદ્રના હૃદયમા આનદ ઉત્પન્ન થયો. અને તેણે પ્રસન્ન દૃષ્ટિથી મને કહ્યું "વત્સ, આ પવિત્ર રમણીઓ પુત્ર અને પતિના વિયોગથી દુઃખી થઇ આ સમાધિધ્યાને રહેલી છે. તેમના સમાધિના પ્રભાવથી આ વિમાનની ગતિ

સ્ખલિત થઈ છે. આ પવિત્ર રમણીઓ દેવતાઓને પણ માન્ય છે. તેઓ બંનેમાથી એક પ્રતાપી પાંડવોની માતા કુંતી છે. અને બીજી પાડવોની સધર્મિ સ્ત્રી દ્રૌપદી છે. આ કુંતીનું સમ્યકત્વ રૂપી રત્ન ઘણું પ્રકાશિત છે. તેના તેજથી વિપત્તિરૂપ અંધકાર દૂર થઈ જાય છે. તેમણે જે આ કાયોત્સર્ગ ધ્યાન કરેલું છે તે સર્વ તીર્થંકરોએ એક સમયે આશ્રય કરેલું અને સર્વ પાપરૂપ અંધકારને નાશ કરનારૂં માનસિક તીર્થ છે. વળી આ દ્રૌપદી શીળવ્રતના મહાન્ તેજથી પ્રકાશિત છે. માટે તું સત્વર જઈ પાંડવોનો વિપત્તિના કાદવમાંથી ઉદ્ધાર કર. એટલે આ બંને મહાસતીઓના મનોરથ પૂર્ણ થશે. વત્સ, સમુદ્રનું જાણે સહોદર હોય, તેવું આ સરોવર પાતાળપતિ નાગેંદ્રનું છે. જો કોઈ આ સરોવરનું મથન કરે તો તે નાગેંદ્ર સહન કરી શકતો નથી. દ્રૌપદીએ કૌતુકથી પોતાના પતિ ભીમસેનની પાસે કમળપુષ્પની પ્રાર્થના કરી અને તેથી ભીમસેને તે કમળ લેવાને આ સરોવરમાં પ્રવેશ કર્યો હતો. ભીમસેને સેંકડો કમળપુષ્પ લેવા માંડ્યા અને જળનું ભારે મથન કર્યું, તેથી નીચે કોપ પામેલા નાગદેવે ભીમસેનને આકર્ષી હરી લીધો. પછવાડે તેની શોધને માટે તેના ચારે બંધુઓ અનુક્રમે ગયા, તેઓને પણ નાગદેવોએ નાગપાશનું બંધન કરી કેદ કર્યા. પછી તેમને નાગેંદ્રની પાસે લઈ જવામાં આવ્યા છે. હે દેવ, માટે તું સત્વર નાગેંદ્રની પાસે જા અને તેમને આપત્તિમાંથી મુક્ત કર. જો

નાગેંદ્ર, 'આ પાંડુ પુત્રો છે ' એમ જાણશે તો તેમનો અતિ સત્કાર કરશે."

માતા કુંતી, આ પ્રમાણે મારા સ્વામી ઈંદ્રની આજ્ઞા થવાથી હું પાતાળમાં નાગેંદ્રના સ્થાનમાં ગયો. તે વખતે દૃઢ નાગપાશથી બંધાએલા લજ્જિત થઇ અધોમુખ કરી બેઠેલા અને શોકાશ્રુથો નેત્ર ભરતા તમારા પુત્રો મારા જોવામાં આવ્યા. તે સમયે નાગરક્ષકોએ નાગરાજને કહ્યું કે, "દેવ, આ કોઇ મનુષ્યોએ આપણા સરોવરનું મથન કરેલું છે. તેમણે પાડાની જેમ સરોવરનું જળ ડોળી નાંખી ઘણા કમળપુષ્પોને મૂળથી ઉખેડી નાંખ્યા છે." રક્ષકોની આ પ્રાર્થના સાંભળી નાગેંદ્રે પાંડવોની સામે જોયું. તેમને જોતાંજ તે સ્તબ્ધ થઇ ગયો અને તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, "આવા બળવાન્ પુરૂષો કોણ હશે?" આ વખતે હું લાગ જોઈને બોલ્યો—" નાગેંદ્ર, તમે આ પુરૂષોને માટે કાંઇ વિચાર કરશો નહી. ત્રણે લોકમાં જેમની કીર્ત્તિ પ્રખ્યાત છે, તે આ પાંડવો છે. તેઓમાંથી કોઈએ તમારો અપરાધ કર્યો નથી, એવું જાણી અમારા સ્વામી ઈંદ્રે તેમને બંધનમુક્ત કરવા માટે તમારી પાસે મને મોકલ્યો છે. આ તમારા સેવકોએ દુષ્ટબુદ્ધિથી માત્ર જળક્રીડા કરનારા આ આયુધરહિત પાંડવોને કપટથી બાંધી લીધા છે. આ પરાક્રમી પાંડવોને માટે યોગ્ય કર્ત્તવ્ય શું છે? એ કર્ત્તવ્ય તમે પોતે જાણો છો."
મારા આ વચન સાંભળી સંતુષ્ટ થયેલા નાગેંદ્રે તરત તમારા

પુત્રોને નાગપાશ બંધનમાંથી મુક્ત કર્યા અને પોતાના સરખાં બીજા આસન ઉપર બેસાડી તેમનો ભારે સત્કાર કર્યો. જે સેવકો તેમને બાંધીને લાવ્યા હતા, તેમને નાગેંદ્રે અપમાન કરી કાઢી મુકયા. પછી નાગેંદ્રે, 'આ યુધિષ્ઠિર, આ અર્જુન, આ ભીમ' એમ અનુક્રમે સર્વને ઓળખી યુધિષ્ઠિરને પ્રેમથી આલિંગન કરી કહ્યું—"ક્ષમાશીળ યુધિષ્ઠિર રાજા, મારા સેવકોએ જે તમારો અપરાધ કર્યો છે, તે તમે ક્ષમા કરવા યોગ્ય છો. કારણ કદિ પામરજનથી અજાણતા અવજ્ઞા થાય તો મહાત્મા પુરૂષો તેના ઉપર ક્રોધ કરતા નથી. વચ્છનાગ વગેરે સ્થાવર અને સર્પ વગેરે જંગમ એમ બંને પ્રકારના વિષને દૂર કરનારી આ મણિમાળા હું તમને ભેટ આપું છું." આ પ્રમાણે કહી નાગેંદ્રે એક પ્રકાશિત મણિમાળા યુધિષ્ઠિરને અર્પણ કરી અને દ્રૌપદીને કર્ણભૂષણ માટે એક નીલકમળ આપ્યું અને તે સાથે જણાવ્યું કે, "જ્યાંસુધી તેણીના પાંચપતિઓ કલ્યાણવંત હશે ત્યાંસુધી આ કમળ વિકસિત રહેશે. અને જો તે પતિઓને અક્ષેમ હશે તો આ કમળ ગ્લાનિ પામશે." આટલું કહ્યા પછી નાગેંદ્રે યુધિષ્ઠિરની પ્રશંસા કરતાં જણાવ્યું "ધર્મરાજ, તમારા બંધુ ભીમસેને અને અર્જુને કીર્મિર વગેરે રાક્ષસોનો નાશ કર્યો, એ અતિ અદ્ભુત કાર્ય કર્યું છે. તેમના એ અદ્ભુત ચરિત્રોનું ગાન અમારી નાગાંગનાઓ હીંડોળે હીંચતાં હીંચતાં ગાય છે. ભદ્ર, તમે પાંચે પાંડવો આ પાતાળમાં રહી અમારા સ્થાનને પવિત્ર કરો."

નાગેંદ્રનાં આ વચનો સાંભળી ધર્મરાજ યુધિષ્ટિર વિનયથી બોલ્યો—નાગપતિ, તમારો પ્રેમ અને સત્કાર જોઈ અમે પ્રસન્ન થયા છીએ. હાલ અમારાથી અહિં વાસ થઈ શકે તેમ નથી. કારણકે, અમારી માતા કુંતી અને પત્ની દ્રૌપદી અમારા વિયોગથી દુ:ખી થઈ પ્રાણસંકટમાં પડ્યાં હશે. જ્યારે તેઓ અમને જીવતા જોશે, ત્યારે તેમના હૃદયને શાંતિ મળશે. માટે તમે કોઈ પણ ઉપાયે અમોને સત્વર વહેલા વિદાય કરો. યુધિષ્ટિરનો આવો આગ્રહ જોઇ નાગપતિએ તેમનો સત્કાર કરી વિદાય કર્યા. અને પોતે ઘણે દૂર તેમને વળાવવાને પાછળ આવ્યો. આ વખતે દયાળુ યુધિષ્ટિરે નાગરાજને કહ્યું-"પાતાળપતિ, આપની પાસે એક મારી વિનંતિ છે. તમોએ સરોવરના રક્ષકોને અમારે માટે દૂર કર્યા છે, તેમને કૃપા કરી પાછા તમારી સેવામાં રાખો. અમારા નિમિત્તે તેઓને કષ્ટ થાય, તે યોગ્ય ન કહેવાય." યુધિષ્ટિરની આ વાણી સાંભળી નાગદેવ બોલ્યો—"ધર્મરાજ, એ રક્ષકોમાં અંદ્રચૂડ મુખ્ય છે. જ્યારે ભારતમાં કર્ણ અને અર્જુનનું યુદ્ધ થશે, તે વખતે તેઓ અર્જુનને સહાય કરશે. ત્યારપછી તેઓને હું મારી સેવામાં રાખીશ." નાગરાજનાં આ વચનો યુધિષ્ટિરે માન્ય કર્યા. પછી યુધિષ્ટિર નાગપતિને પ્રણામ કરી ત્યાંથી વિદાય થયા. હે દેવી, પછી તમારા પુણ્યના પ્રભાવે ઈંદ્રની આજ્ઞાથી આ તમારા પાંચ પુત્રોને લઈ હું અહિં આવ્યો છું. આટલું કામ તો મેં ઇંદ્રની આજ્ઞાથી કર્યું છે. હવે હું પોતે તમારી

સેવા કરવાને ઇચ્છું છું. જો તમારી ઇચ્છા હોય તો આ વિમાનમાં બેસો. જ્યાં તમારે જવું હશે, ત્યાં હું લઇ જઇશ." કુંતીએ નમ્રતાથી કહ્યું–"દેવ, તમે મારો મહાન્ ઉપકાર કર્યો છે. તમારા પ્રભાવથી આ મારા પુત્રોના મુખનું મને દર્શન થયું છે હવે જો તમને યોગ્ય લાગે તો અમને સર્વને અહિંથી વિમાનમા બેસાડી દ્વૈતવનમા લઇ જાઓ. અમો સર્વ અહિંથી ત્યા જવાને ઇચ્છિએ છીએ." કુંતીની આવી માગણી તે દેવતાએ આનંદથી અંગીકાર કરી અને પોતે પછી પાડવકુટુંબને વિમાનમાં બેસાડી વાયુવેગથી દ્વૈતવનમા લઇ ગયો હતો. પછી તે દેવ પાંડવોની આજ્ઞા લઇ જે સ્થળેથી પોતે આવ્યો હતો, ત્યાં ચાલ્યો ગયો.

હવે પાંડવો આનંદથી દ્વૈતવનમાં રહ્યા હતા. આમ તેમ વનમાં ફરતાં તેમને પાચ વર્ષ વીતી ગયાં હતાં. યુધિષ્ઠિર રાજા પોતાના કુટુંબ સાથે ત્યાં રહી સુખવિહાર કરતા હતા. નાગરાજે આપેલી દિવ્ય મણિમાળા યુધિષ્ઠિરે પોતાના કંઠમાં પહેરી હતી. અને પેલું કમળનું ચમત્કારી પુષ્પ યુધિષ્ઠિરે સતી દ્રૌપદીને તેના કર્ણભૂષણમાં ધારણ કરાવ્યું હતું. સર્વ પાંડવો પોતાની માતાની અને પ્રિયાની સમાધિના અદ્ભુત પ્રભાવનું વારંવાર સ્મરણ કરી દ્વૈતવનમાં આનંદને અનુભવતા સુખે કાળ નિર્ગમન કરતા હતા. અને વિદ્યાધરપતિ ઇંદ્ર અને નાગપતિ નાગેંદ્રની પ્રીતિનું વારંવાર સ્મરણ કરતા હતા.

પ્રિય વાંચનાર, આ ચમત્કારી પ્રકરણમાંથી યોગ્ય સાર

લઇ તું તારા વાંચનનું ફળ સંપાદન કરજે. કોઇ પણ જાતની પ્રબળ ઇચ્છા કરવી તે પ્રથમ દોષ છે અને તે ઇચ્છાને ઉત્તેજન આપવું, એ બીજો દોષ છે. વિદ્વાન્ અને વિચક્ષણ માણસ પણ કોઇવાર તેવી પ્રબળ ઇચ્છાને આધીન થઇ જાય છે અને તેથી તેને પછી ભારે કષ્ટ વેઠવું પડે છે. દ્રૌપદી વિદુષી અને ડાહી હતી. તે છતાં કમળ પુષ્પને માટે તેનામાં પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ અને તેથી તેણીએ તે મેળવવાનો ભીમને આગ્રહ કર્યો. જેથી કરીને તેમને ભારે શોક કરવાનો વખત આવ્યો હતો. આ ઉપરથી સર્વ બંધુઓ અને બ્હેનોએ ઘણોજ વિચાર કરવાનો છે. કોઈ પણ પદાર્થ ઉપર પ્રબળ ઇચ્છા કરવી ન જોઇએ. પ્રબળ ઇચ્છાનો વેગ માણસને અંધ બનાવી દે છે અને તેની મૂર્છામાં આવી પડેલો મનુષ્ય અત્યંત દુ:ખી થાય છે. આ પ્રસંગમાંથી સર્વ વાંચકોએ બોધ ગ્રહણ કરવાનો છે.

બીજી શિક્ષા ધાર્મિક પ્રભાવની છે. સતીકુંતી અને દ્રૌપદીએ કરેલા ધર્મારાધનથી તેમને મહાન્ લાભ થયો હતો. આવા વિપત્તિના વખતમાં મુંઝાઇને દુ:ખી થનારા માણસોએ જ્યારે કોઈ પણ ઉપાય ઉપલબ્ધ થાય નહીં, ત્યારે ધર્મનું શરણ કરવું જોઇએ. શુદ્ધ હૃદયથી કરેલું ધર્મારાધન કદિપણ નિષ્ફળ થતું નથી. અસહાયને સહાય કરનાર અને અશરણને શરણ આપનાર ધર્મજ છે, ધર્મના દિવ્ય પ્રભાવ આગળ કોઇપણ વિપત્તિ કે વિઘ્નો ટકી શકતાં નથી. કુંતી અને દ્રૌપદીએ જ્યારે ધર્મનું શરણ લીધું અને કાયોત્સર્ગના મહા-

ધ્યાનમાં તે પ્રવૃત્ત થઇ, ત્યારે ઇંદ્રનું વિમાન સ્ખલિત થઇ ગયું અને તેથી તેને તે બંને મહાસતીઓની વિપત્તિને દૂર કરવી પડી. તે બંને સતીઓના દિવ્ય પ્રભાવથી પાંચે પાંડવો કુશળક્ષેમ પાછા આવ્યા હતા. ધર્મનો આવો ઉત્તમ પ્રભાવ જાણી સર્વ ભવ્ય પ્રાણીઓએ સર્વદા ધર્મારાધન કરવું કે, જેથી આ લોક અને પરલોક બંનેમાં તેઓ ઉત્તમ કલ્યાણ પ્રાપ્ત કરી શકે.



# પ્રકરણ ૩૬ મું.

## અપકાર પ્રત્યે ઉપકાર.

દ્વૈતવનના શાંત આશ્રમમાં પાંડવો પોતાના કુટુંબ સાથે રહ્યા હતા. નિત્ય ધાર્મિક આચાર-વિચારની વાર્ત્તાઓ કરવામાં અને વનના રમણીય પ્રદેશો જોવામાં તેમનો કાળ વ્યતીત થતો હતો.

એક વખતે દ્રૌપદી પોતાના આશ્રમની બાહેર ફરતી હતી. તેણીના હૃદયમાં અનેક વિચારો તરંગની જેમ ઉત્પન્ન થઇ વિલીન થતા હતા. ક્ષણમાં આકાશ તરફ, ક્ષણમાં વનશોભા તરફ અને ક્ષણમાં પર્વત તરફ તેણીની ચપળદષ્ટિ પ્રસરતી હતી. આ વખતે એક રમણી દૂરથી તેના જોવામાં આવી. તે રમણીના શરીર ઉપર રાજતેજ ચળકતું હતું. તે

આવી સુંદર હતી, તે છતાં આ વખતે ઘણી નમ્ર દેખાતી હતી. તેના સૌંદર્ય ઉપર શોકની છાયા પ્રસરી રહી હતી. તેણીની ભવ્યમુદ્રા ભયભીત અને આકુળ-વ્યાકુળ દેખાતી હતી. આ સ્ત્રીને દૂરથી જોતાંજ દ્રૌપદી વિચારમાં પડી. જ્યાંસુધી એ દૂર હતી, ત્યાંસુધી તેણીની મુખાકૃતિ બરાબર ઓળખાતી ન હતી. તેથી દ્રૌપદીના હૃદયમાં અનેક વિકલ્પો થવા લાગ્યા. જેમ જેમ તે નજીક આવી, તેમ તેમ જાણે પૂર્વ પરિચિત હોય તેમ દ્રૌપદીને દેખાવા લાગ્યું. જ્યારે તે પાસે આવી એટલે દ્રૌપદીએ વિચાર્યું—"અરે! આ તો દુર્યોધનની સ્ત્રી ભાનુમતી! અહિં કયાંથી? રખેને મને સંભ્રમ તો નહિં થયો હોય? શું હસ્તિનાપુરની મહારાણી થયેલી ભાનુમતી આ જંગલમાં આવે? દ્રૌપદીએ બરાબર લક્ષ આપીને જોયું તો તેને ખાત્રી થઇ કે, 'આ તો નિશ્ચય ભાનુમતીજ છે.' પછી સદ્ગુણી દ્રૌપદી તેની સામે ગઇ અને તેણીને સંભ્રમથી મળીને પુછયું, "બ્હેન ભાનુમતિ, તમે અહીં કયાથી? તમે એકલા છો કે, તમારી સાથે કોઇ છે?" દ્રૌપદીના આ પ્રશ્નનો ઉત્તર ભાનુમતી આપી શકી નહીં. તેણીના મુખ ઉપર ગ્લાનિ વ્યાપી ગઇ. અને નેત્રમાંથી અશ્રુધારા ચાલવા લાગી. ભાનુમતીની આવી સ્થિતિ જોઇ દ્રૌપદીના હૃદયમાં દયા આવી અને તેણીનો હાથ ઝાલી તેને પોતાના આશ્રમમાં લાવી. ભાનુમતીએ કુંતી અને યુધિષ્ઠિરને વંદના કરી. ભાનુમતીને આમ અચાનક જોઇ પાંડવો અને કુતી આશ્ચર્ય પામી ગયા. કુંતીએ સંભ્રમથી તેણીને એકલા અહિં આવવાનું કારણ

પુછયું. તે કારણ જાણવાને યુધિષ્ઠિર પણ ઉત્કંઠિત થઈ ગયો. ભાનુમતી કાંઈ પણ બોલી શકી નહીં. તે ગગ્દદિત થઈ ગઈ. તેણી મ્લાનવદના થઈ યુધિષ્ઠિરને ખોળો પાથરી પગે લાગવા માંડી. તેની આવી સ્થિતિ જોઈ દયાળુ ધર્મરાજા મધુર સ્વરે બોલ્યા —"વત્સે, તને મહાભય થવાનું કારણ શું છે ? તું અહિં નિર્ભય છું. આ તારૂં કુટુંબ છે, જે વાત બની હોય તે સત્વર કહે" ધર્મરાજની આ વાણી સાંભળી ભાનુમતી આક્રંદ કરી રોવા લાગી. તે વખતે વધૂવત્સલા કુંતીએ તેણીને હૃદયની સાથે દાબી આશ્વાસન આપ્યું અને તેણીના નેત્રના આસુ લુંછયા ક્ષણવારે શાંત થઈ ભાનુમતિ ગદ્ગદ્ કંઠે બોલી—"દેવ, હું આપની પાસે મારા ભર્તારની ભિક્ષા માગવા આવી છું." "શું મારા દુર્યોધન વગેરે બંધુઓ કોઈ વિપત્તિમાં આવી પડયા છે ?" યુધિષ્ઠિરે ઉત્કંઠાથી ભાનુમતીને પુછયું, ભાનુમતી આશ્વાસિત થઈ બોલી—" કૃપાધર, તમારા બંધુ દુર્યોધન થોડા વખત પહેલાં ગાયોના વૃંદને જોવા પોતાના બંધુઓની સાથે આ દ્વૈતવનમાં આવ્યા હતા. કેટલીકવાર વનમાં ફર્યા પછી પોતાને ઉતરવાને માટે કોઈ યોગ્ય જગ્યા શોધવાને દૂતને આજ્ઞા કરી. દૂત આસપાસ તપાસ કરી પાછો આવ્યો. અને તેણે પોતાના સ્વામી દુર્યોધનને કહ્યું—"દેવ, આ વનની પાસે એક બીજું સુંદર વન છે, તે વનમાં એક રમણીય મહેલ છે. તે આપણા મહેલથી પણ વધારે મનોહર છે. મેં તેમાં પ્રવેશ કરવા માંડયો, પણ ત્યાં રહેલા રક્ષકોએ મને તેમાં પેસવા દીધો નહીં. દૂતનાં આવાં

વચન સાંભળી તમારા બંધુ દુર્યોધને ક્રોધથી આજ્ઞા કરી કે, આપણી સેનાને લઈને ત્યાં જાઓ અને તે રક્ષકોનો વધ કરી તે મહેલ આપણે કબજે કરો. તમારા બંધુની આજ્ઞાથી તે દૂત મોટી સેના લઈ ત્યાં ગયો અને તેણે રક્ષકોનો નિગ્રહ કરી તે સુંદર મહેલ સ્વાધીન કરી લીધો. પછી તમારા બંધુએ આવી તે મહેલમાં વાસ કર્યો. ઇંદ્ર જેમ નંદન વનમાં ક્રીડા કરે, તેમ તમારા બંધુએ તે મહેલમાં રહી વનની અંદર ક્રીડા કરવા માંડી. કોઇવાર તે પોતાના પરિવાર સાથે પર્વત ઉપર જઈ વિવિધ પ્રકારની ક્રીડા કરતા અને કોઇવાર જળાશયમાં જઇ જલક્રીડા કરતા હતા. કેવળ ક્રીડા કરીને તે શાંત થયા નહીં, પણ તે વનમાં કેટલાએક પ્રદેશોને તેમણે ભાંગ ફોડ કરી બગાડી નાંખ્યા હતા.

એક વખતે તમારા બંધુ પરિવાર સાથે તે સુંદર મહેલમાં બેઠા હતા, તેવામા આકાશ માર્ગે હજારો વિમાનો આવી ચડયાં. તે વિમાનોમાં હજારોગમે સુભટો બેઠેલા હતા અને તેઓ ભયંકર ગર્જના કરતા હતા. તેઓએ નીચે આવી તમારા બંધુના સૈનિકોને કહ્યું, “ અરે સૈનિકો, અનીતિને માર્ગે ચાલનારો તમારો સ્વામી દુર્યોધન કયાં છે? તેને ખબર આપો કે, આ વનનો સ્વામી ચિત્રાંગદ તેની શોધ કરે છે. અને તેને પકડવાને માટે આ વિદ્યાધરોની મોટી સેના આવેલી છે.” તેઓના આવાં વચનો સાંભળી અને તેમની મોટી સેના જોઇ તમારા બંધુ, કર્ણ અને બીજા કૌરવો ક્ષોભ પામી ગયા.

કેટલાએક સામંત રાજાઓ જેઓ તમારા ભાઈની સાથે આવ્યા હતા, તે હૃદયમાં ભયભીત થઈ ગયા. અને કેટલાએક તો ત્યાંથી પલાયન પણ થઇ ગયા. પછી વિદ્યાધરોની અને તમારા ભાઇની બંને સેનાઓ સામસામી યુદ્ધ કરવાને તત્પર થઇ. બંનેની વચ્ચે ઘણું તુમુલ યુદ્ધ ચાલ્યા પછી વિદ્યાધરોની સેનાએ તમારા ભાઈ દુર્યોધનની સેનાનો નાશ કરી દીધો, તે સમયે સોમદત્ત, કલિંગ, ભગદત્ત, જયદ્રથ, વિશલ્ય, ભૂરિશ્રવા, ચિત્રસેન, વૃહદ્દગલ, સુશર્મા અને કૃતવર્મા વગેરે બીજા અનેક રાજાઓ તે વિદ્યાધરોની સાથે યુદ્ધ કરવા પ્રવૃત્ત થયા. તેઓની સામે વિદ્યાધરો પોતાના પરાક્રમથી તુટી પડયા. તોપણ તે પરાક્રમી રાજાઓ પાછા હઠયા નહીં. પછી વિદ્યાધરોએ મોહનાસ્ત્રનો પ્રયોગ કરી તે રાજાઓને બેભાન કરી દીધા. તેમના હાથમાંથી શસ્ત્રો પડી જવા લાગ્યાં. અને તેઓ કાયર થઇ ગયા. આ વખતે પ્રચંડ ગર્જના કરતો કર્ણ વિદ્યાધરોની સામે યુદ્ધ કરવા આવ્યો. કર્ણે પોતાની યુદ્ધકળા તેઓને દર્શાવવા માંડી, તે વખતે વિદ્યાધરપતિ પણ પોતાની યુદ્ધકળા બતાવવા લાગ્યો. બંનેની વચ્ચે રોમહર્ષણ યુદ્ધ પ્રવર્ત્યું. છેવટે વિદ્યાધર પતિએ કર્ણના મર્મસ્થળમાં એવું એક બાણ માર્યું કે, જેથી કર્ણને ત્યાંથી નાશી જવું પડયું. જ્યારે કર્ણ પરાજિત થયો, એટલે તમારા ભાઇ દુર્યોધન શકુનિ વગેરેને લઇ દુંદુભિ વગડાવી યુદ્ધ કરવા આવ્યા. દુર્યોધનને યુદ્ધ કરવા આવેલો જાણી વિદ્યાધર પતિ તેની સામે આવ્યો. પ્રથમ તો તમારા બંધુએ વિદ્યાધરપતિને અને તેની સેનાને પરાભૂત

કર્યા હતા. પણ પાછળથી વિદ્યાધરો લાગ જોઇ તેની ઉપર ધસી આવ્યા અને શ્વાન જેમ વરાહને ઘેરી લે, તેમ તેમણે તમારા ભાઈ દુર્યોધનને ઘેરી લીધા. પછી તેઓએ અતિ પરાક્રમ કરી દુર્યોધનને બંધુસહિત પકડી બાંધી લીધા અને તેમના પગમાં લોહ શૃંખલાવાળી બેડી નાંખી જપ્ત કર્યા. આ પ્રમાણે તેમને કેદ કરી વિદ્યાધરપતિ તે મહેલમાં રહ્યો છે. પછી તેણે અનુચરોને મોકલી હસ્તિનાપુરની રાજ્યલક્ષ્મી હરણ કરી લીધી. આ વખતે પતિની પીડા જાણી હૃદયમાં ખેદ પામી હું રાજધાનીમાંથી બાહેર નીકળી રણભૂમિમાં આવી. મેં તમારા બંધુના ઘણા મિત્રોને તેમને છોડાવી લાવવા વિનંતી કરી, પણ તેઓ બધા લજ્જાથી નીચું મુખ કરી ઉભા થઇ રહ્યા. વળી કોઈ કોઇવાર તે વિદ્યાધરપતિ વિદ્યાધરોમાં તમારા બંધુ દુર્યોધનને બંધન સાથે લાવી સર્વની સમક્ષ કહે છે કે, " જેઓ આ દુર્યોધનના ખરેખરા મિત્રો કે સંબંધીઓ હોય તેઓ આવી તેને છોડાવો. " આ દેખાવથી મારા હૃદયમાં ભારે શોક ઉત્પન્ન થાય છે. તમારા બંધુઓના મિત્રો તથા સંબંધીઓ માહેથી કોઈપણ તેને છોડાવવાને સમર્થ થઇ શકતું નથી.

આ વખતે દુર્યોધનના બંધનથી હૃદયમાં ખેદ પામી અને ધૃતરાષ્ટ્રને રાજ્ય સોંપી ભીષ્મપિતા, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય આ દ્વૈતવનમાં આવેલા છે. હું રાજધાનીમાંથી બાહેર નીકળી પતિના બંધનથી દુઃખ પામતી તેમની પાસે

આવી ઉંચે સ્વરે રૂદન કરવા લાગી. મારા રૂદનથી ભીષ્મપિતાને હૃદયમાં અતિ દયા આવી અને તે ગદ્દગદ્દ થઈને બોલ્યા—" વત્સે, તું રોઈશ નહિં. જેવી ભવિતવ્યતા હોય, તેમ બને છે. તારા ભર્ત્તારને માટે કાંઈપણ ચિંતા કરીશ નહિં. તું પાંડવોની પાસે જા અને તેમને વિનંતી કર. તારા પતિને એ બંધનમાંથી મુક્ત કરવાને પાંડવોજ સમર્થ છે. તેમની પાસે જવામાં તું કાંઈપણ શંકા રાખીશ નહિં. સાધુ પુરૂષો પોતાને અપકાર કરનાર પુરૂષ ઉપર પણ ઉપકાર કરે છે." દયાળુ ભીષ્મનાં આવાં વચનો સાંભળી હું તમારી પાસે આવી છું. અને આપની પાસે મારા પતિની ભિક્ષા માગું છું. હે દેવ, આ કાર્ય સત્વર કરવા તૈયાર થાઓ. કારણ કે, તે ખેચરપતિ હમણા પોતાના નગરમાં જવાનો છે. પછી આપને યોગ્ય લાગે તેમ કરો. કૌરવકુળમાં આપ ગગનમણિ છો. તમારા અનુજબંધુઓ બંધનમાં રહે એ તમારી હાનિ છે. કારણ કે આપ એકજ પિતાના પુત્રો છો."

ભાનુમતીનાં આવાં વચનો સાંભળી દ્રૌપદીનો હાથ દાબી ભીમસેન બોલી ઉઠયો—" દેવી દ્રૌપદી, તેં સાંભળ્યું કે ? તારા કેશને ગ્રહણ કરવાના ફળનો આરંભ તમારા દેખતાંજ થવા માંડયો. જેઓ નિરર્થક વૈર કરે છે, તેમને દૈવ ઉતાવળેજ ફળ આપે છે. જે સમયે તેઓએ તારા કેશનું ગ્રહણ કર્યું, તે વખતે હું દુર્યોધનને શિક્ષા કરવા ઉત્સુક થયો હતો, પણ તે કાળે આવી યુધિષ્ઠિરે મને વારી

રાખ્યો હતો. મોટાભાઈની આજ્ઞા શિરોવંદ્ય છે, એવું જાણી હું તે વખતે ગમ ખાઇ ગયો હતો. હવે આ વખતે શત્રુઓ વિપત્તિમાં સપડાયા છે, તેમને વિપત્તિમુક્ત કરવા આર્ય યુધિષ્ઠિર આજ્ઞા કરશે તો એથી આપણું શું શ્રેય થવાનું છે. હું એમ ધારૂં છું કે, હમણા ઉદાસીન વૃત્તિવાળા ધર્મરાજ શત્રુઓને મુક્ત કરવાની આજ્ઞા આપશે નહિં, કારણ કે, દુર્યોધન જે ઈરાદાથી આ દ્વૈતવનમાં આવ્યો છે, તે ઈરાદો આપણો પ્રિયંવદ યુધિષ્ઠિરને નિવેદન કરી ગયો છે. તે વાત તેઓ સંભાર્યા વગર રહેશે નહિં." ભીમસેને આવા વચનો કહ્યાં, તોપણ અપકારને બદલે ઉપકાર કરવાના સ્વભાવવાળા યુધિષ્ઠિરે ભાનુમતીને કહ્યું; 'વત્સે, નિશ્ચિંત થા. હું મારા ભાઈને છોડાવીશ, એ વાત નિ:સંશય જાણજે. તેણે ગમે તેવો અપરાધ કર્યો છે, તોપણ તે મારો બંધુ છે. તેને બંધન થયું, એ જાણી મને ઘણો કલેશ થાય છે." આ પ્રમાણે ભાનુમતીને આશ્વાસન આપી આર્ય યુધિષ્ઠિરે ભીમસેન અને દ્રૌપદીના દેખતાં અર્જુનને કહ્યું—"ભાઇ અર્જુન, કોઈ દુષ્ટ ખેચરે આપણાં ભાઇ દુર્યોધનને બાંધી લીધો છે, તેને સત્વર જઈ છોડાવ." યુધિષ્ઠિરની આવી આજ્ઞા થતાં ભીમસેન ગંભીરતાથી બોલ્યો—"આર્ય, તમે આ શું કહો છો, આપણું અપ્રિય જુઓ છો કે શું ? હવે આપણું હિત કર્યું તે પણ તમે સહન કરી શકતા નથી ? ઝેર આપ્યું, જળમાં ડુબાડ્યા અને કપટ જુગારથી પ્રિયાને જીતી સભા વચ્ચે કેશ પકડ્યા ઈત્યાદિ એ લોકોએ આપણો અનેક પ્રકારે અપકાર કર્યો છે,

તે કેમ વીસરી ગયા ? " ભીમનાં આવાં વચનો સાંભળી યુધિષ્ટિર શાંત સ્વરે બોલ્યો—" વત્સ ભીમસેન, નાનાભાઈ ઉપર જો કોઈ આપત્તિ આવે તો તે આપત્તિ મનેજ આવી એમ જાણવું. સત્પુરૂષો પોતાના જનો ઉપર આપત્તિ આવેલી જોઈ ઉપેક્ષા કરતા નથી. સૂર્ય પ્રતિદિન કમળની આપત્તિ પ્રાતઃકાળે હરણ કરે છે. વળી પોતાના ગોત્રની અહોનિશ રક્ષા કરવી એ કુલીન પુરૂષોનો ધર્મ છે. પ્રાચીન ઋષિઓએ ગોત્રઘાતી પુરૂષોને અકુલીન કહેલા છે. મેઘ પોતાની પાસે રહેનારી વિજળીના અગ્નિને જળની જેમ છોડી ન દેતાં સદા તેનું રક્ષણ કરે છે. ચંદ્ર પૂર્ણિમાએ પૂર્ણ કળાવાન્ થઈ સૂર્યનો અસ્ત જુએ છે, તોપણ જ્યારે અમાવાસ્યાને દિવસે તે ક્ષીણ થઈ પોતાની પાસે આવે છે, ત્યારે સૂર્ય ચંદ્ર ઉપર ઉપકારજ કરે છે. દુર્યોધન વગેરે સો કૌરવો અને આપણે પાંચ પાંડવો પરસ્પર વાદ ભલે કરીએ, પણ જો કોઈ પ્રતિપક્ષી ઉભો થાય તો તેની સામા આપણે એકસોને પાંચ ભાઈઓ છીએ, એમ માનવાનું છે. માટે કુળધર્મનો વિચાર કરી અર્જુન દુર્યોધનને બંધમુક્ત કરવા જાય. વળી બંધુ ઉપર ઉપકાર કરવાનો આવો વખત ફરી ક્યાંથી મળશે. "

યુધિષ્ટિરની આવી આજ્ઞા થતાં અર્જુન આજ્ઞાધીન થઈ ગયો. તે વખતે અર્જુને એકાંતે બેસી વિદ્યાદ્વારા પેલા ખેચરપતિ ઈંદ્રની પ્રાર્થના કરી. તે સમયે ઈંદ્રે વિદ્યાના બળથી તે વાત જાણી વિદ્યાધરોની મોટી સેના સાથે ચંદ્રશેખરને અર્જુન

પાસે મોકલ્યો. ચંદ્રશેખર મોટું સૈન્ય લઇ વિમાનમાં બેશી ખેચરોની મોટી સેના સાથે અર્જુન પાસે આવી હાજર થયો, અને તેણે અર્જુનને નમસ્કાર કર્યો, એટલામાં તો વિદ્યાધરોના હજારો વિમાનો દ્વૈતવનમાંથી તે માર્ગે પસાર થતાં જોવામા આવ્યાં. અને તેમાં મોટી સેના વચ્ચે બંધનથી કેદ કરેલો દુર્યોધન પણ જોવામાં આવ્યો. તેને જોતાંજ અર્જુન વિદ્યાધરોની સેના લઇ તેમના સામે આવ્યો. અર્જુનના સેનાપતિએ પેલા વિદ્યાધરપતિને કહ્યું " ઉભા રહો, ઉભા રહો. દુર્યોધનનો બંધુ અને તમારો શત્રુ તમારી સામે યુદ્ધ કરવા આવે છે. " આ વચનો ખેચરપતિને વિષ જેવાં અને દુર્યોધનને અમૃતના જેવાં લાગ્યાં. તરતજ તે વિદ્યાધરો દુર્યોધનને નહીં છોડવાનો આગ્રહ રાખી અર્જુન અને તેની સેના સાથે યુદ્ધ કરવા તૈયાર થયા. પ્રથમ આગળ રહેલી સેનાઓની વચ્ચે યુદ્ધ ચાલ્યું. તે વખતે વીર અર્જુને પોતાની સમીપ શત્રુઓએ બાંધેલા દુર્યોધનને જોયો. દુર્યોધન અર્જુનને જોઈ ખેદ પામી ગયો. તેના મલિન મુખ ઉપર વિશેષ મલિનતા પ્રસરી ગઈ. તેણે હૃદયમાં ચિંતવ્યું કે, " આ વખતે મૃત્યુ આવે તો વધારે સારૂં. આ અર્જુન મને બંધનમાંથી છોડાવે, એ મારા હૃદયમાં મર્મને ભેદનારૂં અને મૃત્યુથી પણ અધિક દુઃખદાયક થશે. " આ સમયે ખેચરપતિ ચિત્રાંગદે આવી જોયું, ત્યાં દુર્યોધનની સામેના ભાગમાં અર્જુનને ઉભેલો જોયો. અર્જુનને જોતાંજ તેણે આજ્ઞા કરી યુદ્ધ અટકાવ્યું અને પોતે જઈ અર્જુનના

ચરણકમળમાં વંદન કરવા લાગ્યો. વીર અર્જુને તેને બેઠો કરી દૃઢ આલિંગન આપ્યું. પછી ચિત્રાંગદ નમ્રતાપૂર્વક અર્જુનની પાસે આસન ઉપર બેઠો. અર્જુને પુછયું—મિત્ર ચિત્રાંગદ, આ વૃત્તાંત કેમ બન્યું ? તે મને કહે. ચિત્રાંગદ વિનયથી બોલ્યો—"વીરકુમાર, તમોને વિદાય કરી હું મારી નગરી તરફ જતો હતો, ત્યા મને માર્ગમાં નારદમુનિ મળ્યા. મેં નારદને વંદના કરી. નારદ મારા મસ્તકપર હાથ ફેરવી પ્રેમ બતાવી બોલ્યા—"ચિત્રાંગદ, આટલા દિવસ તું કયાં હતો ? આજે તને જોઇ મારૂં મન પ્રસન્ન થયું છે." મેં નારદ મુનિને નમ્રતાથી કહ્યું-"મુનિનાથ, હું આદિનાથ પ્રભુને વંદના કરવા ઈંદ્રકીલ પર્વત ઉપર ગયો હતો. ત્યાં મેં અર્જુન અને કિરાતના વિજયનો કોલાહલ સાંભળ્યો. પછી તે જોવાને હું રથનુપૂર નગરમાં ગયો. ત્યા તેને જોતાંજ હું વિસ્મય પામી ગયો અને મારા બંધુઓને પણ વિસરી ગયો. પછી અર્જુનની સાથે મૈત્રી થઈ અને તેણે ત્યાં રહી મને ધનુર્વિદ્યા શીખવી. મારી સાથે બીજા સેંકડો વિદ્યાધરો તે વિદ્યા શીખવાને તેના શિષ્યો થયા. એ સર્વમાં અર્જુનની મારા ઉપર વિશેષ પ્રીતિ થઈ. વીર અર્જુન અમારે ત્યાં ઘણા દિવસ રહી પછી પોતાના બંધુઓને મળવા સારૂ ગયા છે. હવે હું તેમની આજ્ઞા લઇ મારી નગરી તરફ જાઉં છું." આ પ્રમાણે મારૂં વૃત્તાંત સાંભળી નારદમુનિ બોલ્યા કે. "ચિત્રાંગદ, પોતાના સંબંધીઓને સાથે લઈ દુર્યોધન તમારા ગુરૂ અર્જુનને દ્વૈતવનમાં મારવા આવે છે. જો

તેઓ અર્જુનને મારશે તો પછી ગુરૂભક્તિને લઈને તમને ભારે શોક ઉત્પન્ન થશે. માટે તું હમણાંજ તેનો પ્રતીકાર કરવા વિચાર કર. " આ પ્રમાણે નારદમુનિ મને કહેતા હતા, તેવામાંજ મારા બે અનુચરોએ આવી ખબર આપ્યા કે, "દ્વૈતવનની અંદર આવેલા આપણા કેલિવનમા દુર્યોધને આવીને બહુ ઉપદ્રવ કર્યો છે. તેણે આપણા મહેલને ઢળાવી તેમા ઉતારો કર્યો છે અને ઘણા પ્રકારની ભાગ–ફોડ કરી છે. સુગંધી પુષ્પોએ પુષ્પિત થયેલા વૃક્ષોને તેણે મૂળમાથી ઉખેડી નાંખ્યા છે. અમે તેને અટકાવવા ગયા તોપણ તેણે માન્યું નહીં અને બળાત્કાર કરી આપણા રક્ષકોને મારી કાઢી મુક્યા છે. અમે આકાશમાર્ગે ઉડી આપને આ સમાચાર કહેવા આવ્યા છીએ, " આ પ્રમાણે પ્રથમ નારદની અને પછી અનુચરોની વાર્તા સાંભળી હું ક્રોધાતુર થઈ તેમની ઉપર ચડી આવ્યો અને મેં તે દુર્યોધનને હરાવી કેદ કર્યો છે. આ સમયે અર્જુને કહ્યું, "મિત્ર ચિત્રાંગદ, મારા જ્યેષ્ઠ બંધુ યુધિષ્ઠિરની આજ્ઞાથી મારે દુર્યોધનને છોડાવવો છે. દુર્યોધનની સ્ત્રી ભાનુમતિએ ખોળો પાથરી વિનંતિ કરી તેથી દયાળુ ધર્મરાજાએ તેને છોડાવવાની આજ્ઞા કરી છે. " આ બધી વાત સાભળી દુર્યોધનને ઘણીજ શરમ લાગી હતી. તે વખતે તેને મનમાં એવું લાગ્યું કે, આથી મરવું એ દરજ્જે સારૂં છે.

ચિત્રાંગદે અર્જુનને કહ્યું, " વીર કુમાર, તમારા પૂજ્ય બંધુ યુધિષ્ઠિરની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે. " પછી તેણે

યુધિષ્ઠિરને નમસ્કાર કરવાનું કબુલ કરાવી દુર્યોધનને છોડી મુક્યો. પછી ચિત્રાંગદ અર્જુન અને દુર્યોધનને સાથે લઇ ઘંટિકાના શબ્દોથી મધુર એવા વિમાનમાં બેશી યુધિષ્ઠિરની પાસે આવ્યો. યુધિષ્ઠિર, કુંતી અને દ્રૌપદી વિમાનપર બેઠેલા દુર્યોધન સહિત અર્જુનને જોઈ આનંદ પામ્યા. તે વખતે તે અર્જુનને તેજસ્વી અને પોતાના સ્વામી દુર્યોધનને નિસ્તેજ જોઇ ભાનુમતીના હૃદયમાં હર્ષ અને શોક બંને પ્રગટ થયા હતા. બધાએ યુધિષ્ઠિરની પાસે આવી વંદના કરી, પણ દુર્યોધન વંદના ન કરવાનો નિશ્ચય કરી ઉભો રહ્યો હતો. ચિત્રાંગદે દુર્યોધનનો હાથ ઝાલી યુધિષ્ઠિરની પાસે ઉભો રાખ્યો, પણ તે દુર્મતિએ યુધિષ્ઠિરને વંદના કરી નહીં. જેમ સજ્જન પોતાની સજ્જનતા બતાવ્યા વિના રહેતો નથી, તેમ દુર્જન પોતાની દુર્જનતા બતાવ્યા વિના રહેતો નથી. કુંતીએ દુર્યોધનને જોઇ અતિ આનંદ સાથે તૃણ તથા અક્ષતથી વધાવી લીધો. અને તેને આશીર્વાદ આપ્યો. ધર્મરાજાએ દુર્યોધનનો સત્કાર કરી પ્રીતિથી તેને આલિંગન આપ્યું. તેમણે મધુર સ્વરે કહ્યું, "વત્સ, તેજસ્વી એવા ચંદ્ર અને સૂર્યને પણ પ્રસંગોપાત રાહુના બંદીગૃહમાં વાસ કરવો પડે છે, પરંતુ તેમનો એ વાસ્તવિક પરાભવ નથી. તેમ આ વિદ્યાધરોથી તારો અલ્પ પણ પરાભવ થયો નથી એમ તું માનજે. હવે તું હસ્તિનાપુરમાં સત્વર જા. કારણ કે, તારા બીજા સર્વ બંધુઓ અનાથ હોઈને અતિ દુઃખ પામતા હશે." આ પ્રમાણે કહી તેનો આદર-સત્કાર કરી યુધિષ્ઠિરે દુર્યોધનને તેના

બંધુસહિત હસ્તિનાપુરમાં મોકલ્યો. દુર્યોધન શ્યામ મુખ કરી ત્યાંથી ચાલી નીકળ્યો. મરૂદેશમાં વૃષ્ટિનું જળ જેમ સ્થિર રહેતું નથી, તેમ દુર્બુદ્ધિ પુરૂષ ઉપર કરેલો ઉપકાર તેના મનમાં સ્થિર રહેતો નથી. ત્યાર પછી ધર્મરાજાએ ઉપકાર માની ચિત્રાંગદ અને ચંદ્રશેખરને વિદાય કર્યા હતા. પછી પોતે પોતાના કુટુંબ સાથે તે સ્થળે આનંદવાર્ત્તા કરતા રહ્યા હતા.

પ્રિય વાંચનાર, આ રમણીય પ્રસંગમાં તારે જેટલો બોધ લેવાનો હોય, તેટલો લઈ લેજે. અપકારનો બદલો ઉપકાર કરવાનો મહાગુણ આ સ્થળે પ્રાપ્ત થાય તેમ છે. ધર્મવીર યુધિષ્ઠિરની કેવી વિશાળ ઉદારતા ! તેનું કેવું ઉપકારી પવિત્ર હૃદય ! તેને માટે તારે બહુજ મનન કરવાનું છે. જો તારે તારા મનુષ્ય જીવનને કૃતાર્થ કરવાનું હોય તો તેજ ઉદારતા ગ્રહણ કરી તારા જીવનને ઉજ્વળ બનાવજે. તું એક બીજો પણ મહાન્ ગુણ અવાંતર લાભરૂપે ગ્રહણ કરજે. તે ગુણ અર્જુન અને ભીમસેનની ભ્રાતૃભક્તિનો છે. ભીમસેને દુર્યોધનના અવગુણો સંભારી તેની ઉપર ઉપકાર કરવાની પોતાની અનિચ્છા પ્રગટ કરી હતી, પણ આખરે તેને પોતાના વડિલ બંધુને માન આપવું પડયું હતું અને તેની આજ્ઞાવિરૂદ્ધ વર્ત્તવાને તેણે જરા પણ હીંમત કરી ન હતી. પછી મૌન ધરી બેશી રહ્યો હતો. એજ ગુરૂજનનો મહાન્ વિનય કહેવાય છે. પૂર્વકાળે લઘુજન ગુરૂજનનું એવું માન રાખવાને પ્રવૃત્તિ કરતો

હતો. એવી પ્રવૃત્તિ વર્ત્તમાનકાળે કવચિતજ જોવામાં આવે છે, એજ આપણી અવનતિનું મુખ્ય કારણ છે. તેથી આપણે પૂર્વના એ મહાન્ ગુણને ગ્રહણ કરી ઉન્નતિનો મહાન્ માર્ગ ગ્રહણ કરવો જોઈએ. એના એજ આપણે આર્ય પુત્રો છીએ. જો આપણામાં ગુરૂજનનો વિનય કરવાનો અને અપકારને બદલે ઉપકાર કરવાનો મહાન્ ગુણ સંપાદિત હોય, તો આપણે પૂર્વની ઉન્નતિ કે જાહોજલાલી મેળવવાને પૂર્ણ ભાગ્યવાન્ થઈએ.



# પ્રકરણ ૩૭ મું.

## ધર્મારાધનનો પ્રભાવ.

એક પ્રચંડ પુરૂષ પીડાતો સીમળાના ઝાડ નીચે પડયો છે, તેના મુખ ઉપર ભારે ગ્લાનિ પ્રસરી ગઈ છે. હૃદય શોકાનળથી દગ્ધ થયા કરે છે. વારંવાર મુખમાંથી નિશ્વાસ નાંખે છે અને ક્ષણે ક્ષણે ' અરેરે ' એવા પોકાર કર્યા કરે છે. તેના બંને પગમાં ભારે પીડા થાય છે. અનેક સેવકો તેની સેવા માટે હાજર રહ્યા છે. કોઈ તેને પવન નાંખે છે, કોઇ તેના શરીરને પંપાળે છે અને કોઈ તેના પગ ચાંપે છે.

આ વખતે કોઇ બીજો પુરૂષ તેની પાસે આવ્યો. તેની આકૃતિ ભવ્ય અને પ્રચંડ હતી. તેના મુખ ઉપર શૂરવીરતાનું



એક પ્રચંડ પુરૂષ પીડાતો સીમળાના ઝાડ નીચે પડયો છે,
તેના મુખ ઉપર ભારે ગ્લાનિ પસરી ગઇ છે

( પૃષ્ઠ ૫૧૪ )

hrishna Press, Bombay 2

મહાતેજ પ્રસરી રહ્યું હતું. તે આવી તે આજારી માણસની પાસે ઉભો રહ્યો અને પ્રણામ કરી તેની સામે રહેલા આસન ઉપર બેઠો. તેને જોતાંજ તે પલંગપર પડેલા દુઃખી માણસના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા લાગી. જ્યારે તેને બહુ દુઃખ લાગ્યું, એટલે તે આવેલ પુરૂષ શાંત્વન કરતો બોલ્યો—"દેવ, શા માટે ખેદ કરો છો ? જય અને પરાજય દૈવાધીન છે. રણભૂમિમાં ઘણા શૂરવીર પુરૂષો કદિ જય પામે છે અને કદિ પરાજય પામે છે. તમને તમારા શત્રુએ બંધનમાંથી મુક્ત કર્યા, તેમાં એઓએ શો ઉપકાર કર્યો છે ? તેઓ હાલ તમારી પ્રજા છે. જ્યારે તેઓ તમારી ભૂમિમાં રહે છે, ત્યારે તેમણે તમને છોડાવવા જોઇએ. તે તેઓની ફરજ છે. હે બંધુ, તમારે તે વિષેની કાંઇપણ ચિંતા રાખવી નહીં. બંધન થયાની અને બંધનમુક્ત થયાની વાત તમારે સંભારવીજ નહીં. વિપત્તિના સ્મરણથીજ માણસને ક્ષણે ક્ષણે દુઃખ થાય છે."

આવાં તે પુરૂષનાં વચન સાંભળી તે દુઃખી માણસના મનને શાંતિ મળી. તથાપિ તે મંદસ્વરે બોલ્યો—"બંધુ, તારા વચનોએ મારા હૃદયના દાહને સમાવ્યો છે. તથાપિ મારા હૃદયમાંથી તે પરાભવનું સ્મરણ જતું નથી. હવે નગરમાં આવવાની મારી ઇચ્છા નથી હું અહીંજ રહીને મારૂં જીવન પૂર્ણ કરીશ."

પેલા પુરૂષે શાંતતાથી કહ્યું, "મહારાજ, આ તમારો વિચાર પ્રશંસનીય નથી. તમારા વિના તમારો બંધુર્વગ

અને પ્રજાવર્ગ દુઃખી થશે. જો પોતાના ચોકથી બીજા ઘણાઓને દુઃખ થતું હોય તો, તેણે પોતાનો આગ્રહ છોડી દેવો જોઈએ. દુરાગ્રહ અતિશય દુઃખકારક થાય છે. ”

તે પુરૂષના આ વિચારને બીજા ઘણાઓએ અનુમોદન આપ્યું અને તેથી પેલા પહેલા પુરૂષના વિચાર ફરી ગયા, અને તે ત્યાંથી નગર તરફ રવાને થયો. ચરણની પીડાથી પાગળો થઇ ગયેલો તે પુરૂષ તેના સંબંધીઓના હાથનો ટેકો લઇ માંડમાંડ નગરમાં આવી પહોંચ્યો. નગરમાં આવ્યા પછી પણ તે શૂન્ય થઈને પડી રહેતો હતો. કોઈ જાતની રમત ગમત તેને રૂચિકર લાગતી ન હતી. આખો દિવસ ચિંતામા મગ્ન થઇ સંકલ્પ-વિકલ્પ કર્યાં કરતો હતો.

વાંચનાર, ચાલતા પ્રસંગને લઈને તમારા હૃદયમાં આ વાતનું સ્પષ્ટીકરણ થઈ ગયું હશે, તથાપિ વિશેષ સ્પષ્ટ કરવાને તેને પલ્લવિત કરવું યોગ્ય ધારીએ છીએ.

જ્યારે ચિત્રાંગદે યુધિષ્ઠિરની આજ્ઞાથી દુર્યોધનને બંધનમાંથી છોડી મુકયો હતો, ત્યારે તે પાંડવોથી શરમાઈને ત્યાંથી પોતાની રાજધાની હસ્તિનાપુર તરફ રવાને થયો, પણ ઘણા દિવસના બેડીના બંધનથી તેના પગ સુઝી ગયા હતા, તેથી તે ચાલી શકયો નહીં. તેને ચાલતાં ચરણમાં ભારે પીડા થતી હતી. દુઃશાસન અને બીજા કેટલાએક પોતાના માણસોના હાથનો ટેકો લઈ તે માંડમાંડ અર્ધ પંથે આવી પહોંચ્યો, ત્યાં એક સીમળાનું ઝાડ આવ્યું,

તેની નીચે વિશ્રાંતિ લેવાને દુ:શાસને દુર્યોધનને બેસાડ્યો હતો.

જે પુરૂષ સીમળાના વૃક્ષ નીચે પડયો હતો. અને અતિશય ચિંતા તથા શોક કરતો હતો, તે દુર્યોધન હતો. તે વખતે જે બીજો પુરૂષ આવ્યો તે કર્ણ હતો. કર્ણના જાણવામાં આવ્યું કે, દુર્યોધનનો પરાભવ કરી વિદ્યાધરોએ તેને બાંધ્યો અને યુધિષ્ઠિરે તેને છોડાવ્યો. આથી તે ઘણો લજ્જિત થઇ ચિંતાતુર થયો છે અને હસ્તિનાપુરમાં નહિં આવવાનો નિશ્ચય કરી બેઠો છે. તેથી કર્ણ તેને શાંત્વન કરવા આવ્યો હતો. પછી કર્ણે સમજાવી શાંત કર્યો હતો અને તેને કર્ણ હસ્તિનાપુરમાં લાવ્યો હતો.

એક વખતે પાંડવો ચિંતામાથી મુક્ત થઇ દ્વૈતવનમાં બેઠા હતા. યુધિષ્ટિર અર્જુને કરેલા પરાક્રમોની પ્રશંસા કરતા હતા. આ વખતે નારદમુનિ અકસ્માત્ આવી ચડયા. નારદની પવિત્ર મૂર્ત્તિ જોઇ પાંડવો ઉભા થયા. અને તેમને આદર-સત્કાર કરી આસન ઉપર બેસાડયા. પરસ્પર કુશળવાર્ત્તા પુછયા પછી ભીમસેને કહ્યું. " મુનીંદ્ર, આપ કયાંથી પધારો છો ?" નારદ બોલ્યા—ભીમસેન, તમે દુષ્ટ દુર્યોધનને બંધનમાંથી મુક્ત કરી તેના નગરમાં મોકલ્યો, એ વૃત્તાંત સાંભળી હું અહિં આવ્યો છું. ભીમસેને કૌતુકથી પુછયું, " મુનિરાજ, દુર્યોધન અહિંથી શી રીતે ગયો? અને તે હાલ કયાં છે? એ વાત જો આપના જાણવામાં હોય તો કહો " નારદ બોલ્યા

—" પાંડવો, જ્યારે તે દુર્યોધન અહિંથી છુટીને ગયો, ત્યારે પગમાં બેડીઓ ઘાલેલી તેના ફાપા પડેલા, તેથી તેને ચાલતાં ભારે પીડા થતી હતી. તેને લઈને ક્રોધાતુર થતો તે દુઃશાસનના સ્કંધ ઉપર પોતાની ભુજા મુકી માંડમાંડ ચાલતો હતો. અર્ધમાર્ગે જતાં એક સીમળાનું વૃક્ષ આવ્યું, ત્યાં તે ઢીલો થઈને પડયો, આ વખતે તેનું સર્વ વૃત્તાંત સાંભળી કર્ણ આવ્યો અને તેણે કેટલાએક વચનો કહી સમજાવી શાંત કર્યો, તથાપિ તે લજ્જિત થઈ પોતાના નગરમાં નહીં જવાનો નિશ્ચય કરી ત્યાં બેઠો. પછી કર્ણ વગેરેએ તેને ઘણું સમજાવ્યો, ત્યારે તે માંડમાંડ હસ્તિનાપુરમાં ગયો હતો. તે તમારા ઉપકારને ભુલી જઈ ઉલટો દ્વેષ કરવા તત્પર થયો છે. હસ્તિનાપુરની પોળે પોળે અને શેરીએ શેરીએ દુર્યોધને એવો ઢંઢેરો પીટાવ્યો છે કે, " પાંડવોને શસ્ત્રથી, અસ્ત્રથી, મંત્રથી, તંત્રથી જે કોઈ સાત રાત્રિમાં મારી નાંખશે, તેને દુર્યોધન પોતાનું અર્ધરાજ્ય આપશે. " આ ઢંઢેરો સાંભળી પુરોચન પુરોહિતના ભાઈએ એ કામ કરવાને માથે લીધું છે. તેણે દુર્યોધનની સમીપ જઈને કહ્યું કે, " મેં કૃત્યા નામની એક રાક્ષસીની ઉપાસના કરેલી છે. તે કૃત્યા જો ક્રોધ કરે તો આ સમગ્ર પૃથ્વીને ભક્ષણ કરી જાય તેવી છે. તેની પાસે પાંડવો તો કોણ માત્ર છે ? તમારૂં ઇષ્ટ કરવાને હું તેમને સાતમે દિવસે મારી નાંખીશ. વળી તે પાંડવોએ મારા ભાઈ પુરોચનનો પૂર્વે વધ કરેલો છે, તેથી તેઓ મારા શત્રુ છે. આ પ્રમાણે કહી તે બ્રાહ્મણ હાલ કૃત્યાનું સાધન

કરે છે. તમે સાવધાન રહેજો. હું તમને ચેતવણી આપવાને ખાસ આવેલો છું."

નારદનાં આવાં વચનો સાંભળી યુધિષ્ઠિરે કહ્યું—"મહર્ષિ, આપે ચેતવણી આપી, તે માટે અમે આપનો ઉપકાર માનીએ છીએ. કર્મયોગે હાલ અમારી ઉપર એવાને એવા ઉપદ્રવો આવે છે. દુર્મતિ દુર્યોધન ઉપકારનો બદલો અપકારમાં આપવાને સદા તત્પર રહે છે. હમણા તેના બનેવી જયદ્રથની પાસે તેણે અમારી ઉપર મહાન્ ઉપદ્રવ કરાવ્યો હતો, પણ આપના જેવા પ્રભાવિક પુરૂષોના પ્રભાવથી અને ધર્મના આરાધનથી અમે તે ઉપદ્રવમાથી મુક્ત થયા હતા.

નારદે ઇ તેજારીથી પુછયું, "વળી જયદ્રથે શો ઉપદ્રવ કર્યો હતો ? તેની મને જિજ્ઞાસા છે."

યુધિષ્ઠિરે કહ્યું, "દુર્યોધનને બંધનમાથી મુક્ત કર્યા પછી અમે સર્વ પાંડવો જલક્રીડા કરવાને વનમા ગયા હતા. આ સમયનો લાગ જોઇ જયદ્રથ કપટ કરી દ્રૌપદીને હરી ગયો. પતિપ્રાણા દ્રૌપદીએ તે વખતે અમારા દરેકના નામ પોકારી આક્રંદ કરવા માંડયું. તે મારા ભાઈ ભીમસેન અને અર્જુનના સાંભળવામાં આવ્યું. તે વખતે અમારા દયાળુ માતા કુંતી આશ્રમમાં હતાં. તેમણે જયદ્રથને ઓળખ્યો હતો, તેથી તેને મારવા તૈયાર થયેલા ભીમાર્જુનને કુંતિએ વિનંતિ કરી કહ્યું કે, 'એ જયદ્રથને જીવથી મારશો નહીં. કારણ કે, તેને મારવાથી દુ:શલા વિધવા થશે.' માતાનું એ

વચન માન્ય કરી ભીમ અને અર્જુન જયદ્રથની પાછળ વેગથી દોડવા ગયા. જ્યાં આગળ ગયા ત્યાં જયદ્રથ મોટી સેનાનો વ્યૂહ રચી તેમની સામે યુદ્ધ કરવાને ઉભો રહ્યો. બળવાન્ ભીમસેને પોતાની ઉગ્ર ગદાનો પ્રહાર કરી જયદ્રથની સેનાનો નાશ કર્યો. તેમાંથી કેટલાએક જીવતા નાશી ગયા. પછી વીર અર્જુને આવી જયદ્રથને પકડયો અને તેનાજ વસ્ત્રથી તેને મજબૂત બાધી લીધો. પછી ભીમસેને અર્જુનના ભાથામાંથી એક બાણ લઈ તેવડે જયદ્રથના મસ્તક ઉપર પાંચ શિખા કરી અને દ્રૌપદીને પોતાની ભુજામાં લઈ લીધી. આ વખતે ભીમસેને કહ્યું કે, “ અરે અધમ, કુંતી માતાની આજ્ઞાથી તને અહિંથી જીવતો મુકું છું. ” તે વખતે જયદ્રથ લજ્જાથી નમ્ર મુખ કરી બોલ્યો—“ હે ગર્વિષ્ટ વૃકોદર, તેં વિવેકને છેક દૂર કરી મારી આ દશા કરી છે, પણ મારી આ પાંચે શિખા તમારા પાંચે ભાઈઓના મૃત્યુની કારણરૂપ ધૂમકેતુ રૂપ થશે.” આટલું કહી જયદ્રથ ત્યાંથી ચાલ્યો ગયો હતો.”

યુધિષ્ટિરના મુખથી આ વૃત્તાંત સાંભળી નારદમુનિ ખેદ પામી અને ઉપકારને બદલે અપકાર કરનાર દુષ્ટ દુર્યોધનના આચરણને ધિક્કારી ત્યાંથી ચાલ્યા ગયા હતા.

નારદના મુખથી કૃત્યા રાક્ષસીના આવવાના ખબર સાંભળી ભીમસેન પોતાની પ્રચંડગદા ઉંચી કરી બોલ્યો— “ જયેષ્ટ બંધુ, જો કૃત્યા આવશે તો આ ગદાથી તેના સહસ્ર ખંડ કરી હું તમારી રક્ષા કરીશ. ” યુધિષ્ટિરે હાસ્ય કરીને

કહ્યું, "ભીમ, તું સત્ય કહે છે, પણ જો એ કૃત્યા તારી દૃષ્ટિગોચર થશે, તો તું તેનું ખંડન કરી શકીશ. પણ એ રાક્ષસજાતિ અનેક પ્રકારના છળ-કપટને જાણનારી હોઇ અદૃશ્ય રહી ઉપદ્રવ કરે છે. માટે તેને દૂર કરવાનો ઉપાય ધર્મારાધન છે. ધર્મના આરાધનથી કર્મરૂપી દૂતે નાંખેલી વિપત્તિઓ નાશ પામી જાય છે. તેથી આપણે આ વખતે ધર્મારાધન કરવાની જરૂર છે. ધર્મની સહાયથી આપણે સર્વ રીતે નિરાબાધ રહી શકીશું."

યુધિષ્ઠિરના આવા શીખામણના વચન સાંભળી સર્વ પાંડવોએ ધર્મારાધન કરવાનો નિશ્ચય કર્યો. તેઓ ખાન, પાન અને નિદ્રા વગેરેનો ત્યાગ કરી નિર્જન સ્થાનમાં ગયા. ત્યાં જુદા જુદા બેશી ઇંદ્રિયોને વશ કરી ઉત્કટિકા આસન ઉપર બેઠા અને મનની સ્થિરતા ધારણ કરી **સાત દિવસ સુધી પંચપરમેષ્ટીનું ધ્યાન કરવા લાગ્યા. વીરઅર્જુન એક પગે કાયોત્સર્ગધ્યાને રહી નવકારરૂપ મહામંત્રનો જાપ કરવા લાગ્યો.** તેની સાથે ભીમસેન, નકુળ, સહદેવ, કુંતી. અને યુધિષ્ઠિર આદરસહિત ધર્મારાધના કરવા લાગ્યાં. આ પ્રમાણે ધર્મક્રિયા કરતાં તેમને છ દિવસ વ્યતીત થઈ ગયા. સાતમે દિવસે કૃત્યાનો ભય થવાનો છે, એવું જાણી શસ્ત્રાસ્ત્ર પાસે રાખી એકાગ્રમને ધર્મધ્યાન કરતા હતા.

આવી સ્થિતિમાં રહી પાંડવકુટુંબ ધ્યાનમાં રક્ત થયું હતું, તેવામાં સાતમે દિવસે ધુમ્રાકાર જેવો ધૂળનો સમુદાય

આકાશમાં ઉડતો જોવામાં આવ્યો. ક્ષણવારે તેની પાછળ અતિવેગથી દોડતી મોટી અશ્વસેના દેખાણી. તેઓમાંથી કેટલાએક સ્વારો પાંડવોની પાસે આવી કહેવા લાગ્યા. " વનચરો, તમે આ સ્થળને છોડી બીજે ઠેકાણે જાઓ, અહિં **ધર્માવતંસ** મહારાજા આવીને વાસ કરવાના છે. " આવા તેનાં દુર્વચનો સાંભળી બીજા તો શાંત રહ્યા, પણ અસહનશીલ ભીમસેન તે વચનો સહન કરી શકયો નહીં. તે શાંતિને દૂર કરી ધ્યાનમાંથી જાગ્રત થઈ ઉભો થઇ બોલ્યો—" દુષ્ટો, તમે કોણ છો ? તમારામાંથી કોઈની ઉપર કાળે કટાક્ષ કરેલો દેખાય છે. તક્ષકનાગના મસ્તકનો મણિ બળાત્કારે હરણ કરવા કયો પુરૂષ ઇચ્છા કરે છે ? અમે અહીં સુખે બેઠા છીએ, તેને કાઢી મુકનાર કોણ છે ? અમારૂં અહિં વાસસ્થાન છે, તેથી અમો તમનેજ કાઢી મુકીએ છીએ. " આ પ્રમાણે કહી ભીમસેને તેઓને ગળે ઝાલી દૂર ફેંકવા માંડયા. પછી તે સેના સજ્જ થઈ પાછી આવી અને તેણે પાંડવોને ઘેરી લીધા. ' આ દુષ્ટોએ અહીં આવી આપણા તપનો ભંગ કર્યો, ' એવું ધારી તપના તેજથી પ્રકાશિત થયેલા પાંડવોએ પોતપોતાના હથિયારો લઈ યુદ્ધની તૈયારી કરી. ક્ષણવારમાં તેમણે શસ્ત્રોનો મોટો મારો ચલાવી તે સેનાનો નાશ કરવા માંડયો, પાંડવોના પ્રહારથી ભય પામી બધા સૈનિકો ત્યાંથી પલાયન કરી ગયા. પાંડવો તેમની પાછળ પાછળ દોડતા ગયા.

અહિં આશ્રમમાં રહેલા **છ દિવસનાં ઉપવાસી**

**કુંતી અને દ્રૌપદી** ચિંતાતુર થઈ ગયા. તેવામાં કોઈ રાજચિન્હને ધારણ કરનારા પુરૂષે તેમના આશ્રમમાં પ્રવેશ કર્યો. તે પ્રવિષ્ટ થયેલા પર પુરૂષને જોઈ પાંડવો પાસે ન હોવાથી બંને સતીઓ ભયભીત થઈ જિનેશ્વરનું સ્મરણ કરવા લાગી. એટલામાં તે રાજવેષધારી પુરૂષ પોતાની બે ભુજા પ્રસારી દ્રૌપદીને બળાત્કારે પકડી અશ્વ ઉપર બેસારી અને પોતે બીજા અશ્વપર બેશી વેગથી ચાલ્યો. આ સમયે સતી દ્રૌપદીએ ઉંચે સ્વરે આક્રંદ કરવા માંડયું, તે સેનાની પાછળ ગયેલા પાંડવોના સાંભળવામાં આવ્યું. તત્કાળ તેઓ સેનાનો પીછો છોડી દઈ દ્રૌપદીનું હરણ કરનાર તે પુરૂષની પાછળ દોડયા. પાંડવો આવી પહોંચે એટલામાં તે પુરૂષ દ્રૌપદીને લઈ પોતાના વેગવાળા અશ્વથી સેનામાં આવતો રહ્યો. "અમારી પ્રિયાનું હરણ કરી તું કયાં જાય છે ?" એમ કહી અર્જુને તેની ઉપર બાણવૃષ્ટિ કરવા માંડી. પાંચે પાંડવો યુદ્ધ કરતા તેની નજીક આવ્યા, ત્યાં તો તે પુરૂષ દ્રૌપદીના ઉપર ચાબુકના પ્રહાર કરવા લાગ્યો. એવામાં અકસ્માત્ પાંડવોને સખ્ત તૃષા લાગી. તૃષાથી પિડીત એવા ધર્મરાજાએ પોતાના બંધુઓને કહ્યું, "વત્સો, મને તૃષાની અતિ પીડા થાય છે, માટે આટલામાં કોઈ સ્થળે જળ છે ? તેની શોધ કરો. મને કેટલીએક સૂચનાથી લાગે છે કે, અહિં કોઈ ઠેકાણે નજીક જળાશય હોવું જોઈએ. આ દ્રૌપદીનો ચોર વિલંબ કરે છે, એટલા વખતમાં તમે જળ લઈ આવો. હું તૃષારહિત થયા પછી એ શત્રુને યમપુરીમાં પહોંચાડી પ્રિયા

દ્રૌપદીને પાછી લાવીશ." યુધિષ્ઠિરનાં આવાં વચનો સાંભળી નકુળ અને સહદેવ ઉતાવળા સરોવર શોધવાને ગયા. ત્યાં જતાં વિવિધ પક્ષીઓના મધુર સ્વરથી ગર્જિત થયેલું અને કમળાકરથી વિભૂષિત એવું સુંદર એક સરોવર તેમના જોવામાં આવ્યું. નકુળ અને સહદેવ બંને ભાઈઓએ તેમાંથી ઇચ્છા પ્રમાણે જળપાન કર્યું. પછી કમળપત્રના દડીઆ કરી અને તેમાં જળ ભરી તેઓ પાંચ-છ ડગલાં આગળ ચાલ્યા, તેવામાં તેમને મૂર્છા આવવાથી તેઓ પૃથ્વીપર ઢળી પડયાં.

અહિં જળ લાવતાં વિલંબ થવાથી રાજા યુધિષ્ઠિરને ચિંતા થઈ. પછી તેમની તપાસ કરવાને અર્જુનને પાછળ મોકલ્યો. અર્જુને તે સરોવરની નજીક આવી જોયું, ત્યાં નકુળ અને સહદેવ બંનેને મૂર્છિત થયેલા જોયા. તેણે હૃદયથી પોતાના ભ્રાતાઓનો શોક કર્યો. પછી તેણે વિચાર્યું કે, "જ્યેષ્ટ બંધુ તૃષાથી આકુળ-વ્યાકુળ થતા હશે માટે તેમને પ્રથમ જળપાન કરાવી આ બંધુઓની મૂર્છાનો ઉપાય કરીશ." આવું ચિંતવી અર્જુન સરોવરમાંથી જળપાન કરી યુધિષ્ઠિરને માટે પાત્રમાં જળ લઈ થોડે દુર ચાલ્યો. ત્યાં તે પણ મૂર્છિત થઈને પૃથ્વી ઉપર ઢળી પડયો. અર્જુનને આવતાં વિલંબ થવાથી યુધિષ્ઠિરે ભીમસેનને તે માર્ગે તપાસ કરવા મોકલ્યો, ભીમસેને સરોવરના તટ ઉપર પોતાના ત્રણે બંધુઓને મુર્છિત થયેલા જોયા. તે જોતાંજ તેના નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. અને તે અતિશય વિલાપ કરવા લાગ્યો.

તેણે પણ ચિંતવ્યું કે "જ્યેષ્ઠ બંધુ યુધિષ્ઠિરની તૃષા દૂર કર્યા પછી હું મારા બંધુઓની વિપત્તિનો પ્રતિકાર કરીશ." એમ હૃદયમાં ચિંતવી ભીમસેને જળપાન કરી એક પત્રના પાત્રમાં જળ લઈ ચાલ્યો. થોડું ચાલ્યા પછી તેની પણ તેવી જ સ્થિતિ થઈ.

જ્યારે ભીમસેનને આવતાં વિલંબ થઈ, એટલે રાજા યુધિષ્ઠિર વધારે ફિકરમાં પડયો. પછી પોતે જાતે સર્વ બંધુઓની તપાસ કરવાને જળાશય તરફ આવ્યો; તે સ્થળે આવી જોયું, ત્યાં પોતાના ચારે બંધુઓ મુર્છિત થઈ પૃથ્વીપર પડેલા તેના જોવામાં આવ્યા. તે જોતાંજ યુધિષ્ઠિરના હૃદયમાં ભારે શોક ઉત્પન્ન થઈ આવ્યો. નેત્રમાંથી અશ્રુધારા વહન થવા માંડી, શોકાતુર યુધિષ્ઠિર આક્રંદ કરતો બોલ્યો-"મારા પ્રિય બંધુઓ, આ તમારી શી દશા થઇ? તમો મને એકલાને છોડી કેમ ચાલ્યા ગયા? ચાર સમુદ્રોથી વેષ્ટિત એવી પૃથ્વીના પ્રદેશની જેમ તમે ચાર બંધુઓથી વેષ્ટિત એવો હું શત્રુને અલંધ્ય હતો. વત્સ ભીમસેન, મારો ત્યાગ કરી તું ભરનિદ્રામાં કેમ સૂતો છે? તારા જેવા પરાક્રમીવીરે આમ કરવું યોગ્ય નથી. હજી તેં તારી ગદાએ કરી દુર્યોધનના ઉરૂનો ભંગ કર્યો નથી અને દુઃશાસનના ઉરસ્થળને ભેદ્યું નથી! પ્રચંડ એવા હેડંબ, કીર્મીર અને બક જેવાનો નાશ કરનારૂં તારૂં પરાક્રમ કયાં ગયું? વત્સ અર્જુન, તું મારા પ્રાણની સાથે રહેનાર છતાં હું જીવતાં તારી આવી અવસ્થા

કેમ થઇ? લલતાલલ જેવા પ્રચંડ શત્રુઓને મૃત્યુની સાથે આલિંગન કરાવનાર તારા ગાંડીવ ધનુષ્યનો તેં કેમ ત્યાગ કર્યો? વ્હાલા ભાઈ! શત્રુઓની ઉપર પરાક્રમ કરવાનું વિસરી જઈ તું આમ કેમ સુતો છે? વ્હાલા બંધુઓ, આપણી પ્રાણપ્રિયાનું કોઈ શત્રુએ હરણ કર્યું છે, તેની પાસેથી તેને છોડાવ્યા વગર તમને ઘોર નિદ્રા કેમ આવી છે? હવે આપણી બાર વર્ષની આપત્તિ પૂર્ણ થવા આવી છે. મોટા સમુદ્રને તરી હવે ગોષ્પદમાં કેમ બુડો છો? હે વત્સ નકુળ અને સહદેવ, તમારી આ દશા જોઈ મારૂં હૃદય વિદીર્ણ થઈ જાય છે. વનવાસની અવધિ પૂર્ણ થતાં જ્યારે હું નગરીમાં જઇશ, ત્યારે માદ્રી માતાને શો ઉત્તર આપીશ?"

આ પ્રમાણે યુધિષ્ટિર વિલાપ કરતો હતો, ત્યાં એકાએક કોઇએક ભિલ્લ આવ્યો અને તેણે યુધિષ્ટિરને કહ્યું, "અરે કાયર પુરૂષ, આ તારા બંધુઓનો વિલાપ કરતો અહિં બેઠો છે, પણ તારી પ્રિયાની તો સંભાળ લે? તેને કોઈ પુરૂષ તેના વસ્ત્ર ઉતારીને ચાબુકના ઘા કરે છે, અને તે બિચારી 'પ્રાણનાથ, પ્રાણનાથ' એમ પોકાર કરે છે. આ તારા બંધુઓ તો આ સરોવરના શીતળ પવનના સ્પર્શથી બેઠા થશે, પણ તે બીચારી અબળાની રક્ષા કરવા જા. સ્ત્રીનું રક્ષણ ન કરવું, એ પુરૂષોને મોટું કલંક છે." તે ભિલ્લનાં આવાં વચન સાંભળી યુધિષ્ટિર પોતાની તૃષા શાંત કરવાને સરોવરમાંથી જળનું પાન કરી તે સ્થળે ઉતાવળો જતો હતો, તેવામાં તે અકસ્માત્ મૂર્છિત

થઈ પોતાના ચાર બંધુઓની જોડે પૃથ્વી પર પડી ગયો. આ વખતનો દેખાવ જોવાને આકાશમાં દેવતાઓ એકત્ર થઈ ઉભા હતા. અને વનનાં પશુપક્ષીઓ જાણે પાંડવોની સ્થિતિનો શોક કરતાં હોય તેમ પોતાનો ચારો ત્યજી દઈ તેમની આસપાસ સ્તબ્ધ થઈને ઉભા રહ્યા હતા.

કેટલીક વાર થયા પછી પાંડવો મૂર્છારહિત થયા, તેઓ બેઠા થઈને જુવે છે, ત્યાં પવિત્રહૃદયા દ્રૌપદી રત્નમાળા સહિત કમલના પત્રના દડીયામાં જળ ભરી તેઓની ઉપર સિંચન કરતી તેમના જોવામાં આવી. તેની પાસે કુંતી ઉભી રહી પોતાના વસ્ત્રના પલ્લવથી તેમને વાયુ ઢોળતી હતી અને પોતાના નેત્રમાંથી અશ્રુધારા વર્ષાવતી હતી. પછી જ્યારે પાંડવો પૃથ્વી ઉપરથી બેઠા થયા, એટલે હર્ષિત થયેલી કુંતીએ તેમના શરીર ઉપરથી રજ ખંખેરી નાંખી. પાંડવોએ સર્વ દિશા તરફ જોવા માંડયું પણ કોઈ બીજો પુરૂષ જોયો નહીં, એટલે તેમણે દ્રૌપદીને પુછયું, "પ્રિયા, તારૂં હરણ કરનાર પાપિશિરોમણિ તે પુરૂષ કયાં ગયો? અને તું આ કમળપત્રના દડીયામાં રત્નમાળા નાંખી તેના જળથી અમને સિંચન કેમ કરે છે?" દ્રૌપદી સંભ્રાંત થઈને બોલી– "સ્વામીનાથ, તમે જ્યારે પાણી પીવાને અહિં આવ્યા, તે સમયે મેં મને હરનાર પુરૂષને કે સેનાને જોઈ નહીં. તે કોણ હતો અને શું થયું? તેની પણ મને ખબર પડી નહીં. વનમાં હું એકલી દેખાવા લાગી. વનના ભયંકર પ્રાણીઓના શબ્દો મારા સાંભળવામાં આવવા લાગ્યા. પછી હું ભયભીત થઈને

અરણ્યમા આમતેમ ફરવા લાગી. તેવામાં કોઈ દયાળુ ભિલ્લ મારી પાસે આવ્યો. તેના હાથમાં ધનુષ્યબાણુ હતાં અને તે શરીરે વૃદ્ધ દેખાતો હતો. તેણે મને કહ્યું,—“ વત્સે, તું શા માટે આ ભયંકર જંગલમા ભમે છે ? તું મારી સાથે આવ. મૃતપ્રાય થઈ પડેલા તારા પતિઓને હું દેખાડું. ” આ પ્રમાણે કહી તે ભિલ્લ મને અહિં લાવ્યો અને પછી માતા કુંતીને પણ તે અહીં લાવ્યો. અમે જ્યારે અહિં તમને મૂર્છિત થયેલા જોયા એટલે અમારા હૃદયમાં ભારે શોક ઉત્પન્ન થયો અને અમે અશ્રુધારા વર્ષાવી રોવા લાગ્યાં. એટલામા સહસા એક ભયંકર શબ્દ અમારા સાંભળવામાં આવ્યો. થોડી વારે પીળાનેત્રવાળી, પીંગળ કેશ ધારણ કરનારી અને શ્યામવર્ણી કોઇએક રાક્ષસી આકાશમાર્ગે ત્વરાથી આવતી અમારા જોવામાં આવી. તેની ભયંકર આકૃતિ જોઈ અમોએ નિશ્ચય કર્યો કે, “ આજ કૃત્યા હશે. ” તેને જોતાંજ અમારાં શરીર કંપાયમાન થવા લાગ્યાં. આ વખતે તે દયાળુ ભિલ્લ અમારૂં હિત કરવાનો ઉદ્યોગ કરવા ત્યાંથી અદૃશ્ય થઈ ગયો. તેવામાં કૃત્યા પાસે આવી તમોને મૂર્છિત પડેલા જોઈ તે કૃત્યા પોતાની સાથે આવેલી પિંગલા નામની રાક્ષસી પ્રત્યે બોલી—“ હે પિંગળા, તે દુરાત્મા બ્રાહ્મણે આ મરણ પામેલા પાડવોને મારવાને મને શામાટે મોકલી હશે, માટે આ પાડવોનું મરણ કત્રિમ છે કે સત્ય છે.? તેનો તું તપાસ કર. ” પોતાની સ્વામીનીની આવી આજ્ઞા થતાં તે પિંગળા તમોને જોવા સારૂ આવી. આ વખતે પેલો દયાળુ ભિલ્લ પ્રગટ

થઈને બોલ્યો—" પિંગળે, આવા મુડદાને સ્પર્શ કરવો તે તને મંગળકર્ત્તા નથી. આ પુરૂષો આ સરોવરના વિષરૂપ જળનું પાન કરી મરણ પામ્યા છે. જો તેઓ જીવતા હોત તો પોતાના વિપક્ષીઓનો ક્ષય કરવા નિશ્ચય પરાક્રમ કરત. વળી તું વિચાર કર કે, કુતરી શીયાળ વગેરે નીચ શ્વાપદો મુડદા ઉપર બેસે છે અને તેનું માસ ખાય છે, પણ સિંહવધુ કદિપણ તેવું કામ કરતી નથી, તે તો જીવતા હાથીના કુંભ સ્થળ ઉપર જઈ બેસે છે. " તે ભિલ્લના આવાં વચનો સાંભળી તે તરત પાછી ફરી અને તે વાત પોતાની સ્વામિની કૃત્યાને જણાવી. તે સમયે કૃત્યા પોતાને ફસાવનારા બ્રાહ્મણ તરફ તેનો નાશ કરવા પાછી ફરી. દુષ્ટ પુરૂષે કરેલો પ્રયોગ તે દુષ્ટ પુરૂનોજ નાશ કરે છે. તે કૃત્યા ગયા પછી હું અને કુંતી બંને જણીઓ આપની પાસે આવી રૂદન કરવા લાગી તે સમયે મને પેલા નાગરાજનું વચન સાભરી આવ્યું. પછી મેં તરતજ કુંતીમાતાને કહ્યું, " દેવી, આગ કર્ણભરણના કમળ પ્રફુલ્લિત છે, માટે આ તમારા પુત્રોને પ્રાણવિયોગ થયો નથી. માત્ર તેઓ કોઈ વિપત્તિના વમળથી મૂર્છિત થયા છે. હવે તેમની મૂર્છા નાશ પામે એવો કોઈ ઉપાય આપણે કરવો જોઈએ. " આ વખતે પેલા દયાળુ ભીલ્લે આવીને મને કહ્યું, " ભદ્રે, તું શામાટે ચિંતા કરે છે ? આ તારા પતિ યુધિષ્ઠિરના કંઠમાં રહેલી રત્નમાળા લે અને તેને સરોવરના જળમા બોળી તે જળનું તેમની ઉપર સિંચન કર. " ભિલ્લનાં આવા

વચનથી મેં તે રત્નમાળા લઈ તેના સ્પર્શવાળા જળથી તમારી ઉપર સિંચન કર્યું, એટલે તમે સત્વર સચેતન થયા અને અમારા મનોરથ સફળ થયા. "તે ઉપકારી ભિક્ષ હમણાં ક્યાં ગયો છે!" યુધિષ્ઠિરે ઉત્સાહથી પુછ્યું. "તે ભિક્ષ હમણાં સુધી અહિં હતો, અત્યારે ક્યાં ગયો, એ મને ખબર નથી." દ્રૌપદીએ આસપાસ જોઈને કહ્યું. આ વખતે પાંડવોએ તે ભિક્ષને શોધવાને આસપાસ જોવા માંડયું, ત્યાં તે સરોવર, વૃક્ષ કે કાંઇપણ જોવામાં ન આવ્યું. થોડીવારે સુવર્ણ જેવી કાંતિવાળો એક દિવ્ય પુરૂષ યુધિષ્ઠિરના જોવામાં આવ્યો. તે દિવ્ય પુરૂષ પ્રસન્ન થઇને બોલ્યો—"રાજન, તમે એકાગ્રચિત્તે જે ધર્મારાધન કર્યું હતું તેનો આ પ્રભાવ છે. હું ધર્માવતંસ નામે સૌધર્મ દેવલોકનો નિવાસી દેવતા છું. સૌધર્મપતિ ઇંદ્રની મારી ઉપર અત્યંત પ્રીતિ છે. હું સર્વ ધાર્મિકોનું પ્રતિપાલન કરનારો છું. તમારા જેવા ધર્મારાધક તપસ્વી જનની ઉપર કૃત્યા રાક્ષસીની પીડા થનારી છે, એવું અવધિજ્ઞાનથી જાણી, તેનો નાશ કરવા હું આ સ્થળે આવ્યો હતો. જે સેના તમારા જોવામાં આવી હતી, તે મેં વિકુર્વી હતી. તમારી પ્રિયા દ્રૌપદીના શરીર પર જે આ ચાબુકનો માર દેખાતો હતો તે ખોટો હતો. તેતો તે પવિત્ર રમણીની કમળપુષ્પે પૂજા થતી હતી. તમારી પ્રિયાનું હરણ પણ મેંજ કર્યું હતું. આ સુંદર સરોવરના જળને વિષરૂપ પણ મેંજ કર્યું હતું. અને ભિક્ષ પણ હુંજ થયો હતો. સંપ્રતિ તમો

તમારૂં દુષ્કૃત્ય ભોગવી ચુક્યા છો. તમારા તપના પ્રભાવથી તમારૂં અનિષ્ટ નિવૃત્ત થયું છે. હવે મને મારા સ્વર્ગલોકમાં જવાની આજ્ઞા આપો. હું સર્વદા તમારો સહાયક છું, એમ માનજો." આ પ્રમાણે કહી તે દેવ ત્યાંથી પોતાના ધામમાં ચાલ્યો ગયો. તે સમયે સૂર્ય પણ અસ્ત થઇ ગયો અને રાત્રિ રૂપી સ્ત્રી આકાશરૂપી થાળમાં નક્ષત્રરૂપ અક્ષત ભરી અને ચંદ્રરૂપી દધિ લઇ જાણે મહાત્મા પુરૂષોને વધાવવા આવી હોય, તેમ દેખાવા લાગી. તે વખતે પાંડવકુટુંબ નિશાસમયનું ધાર્મિકકૃત્ય કરી પોતાના આશ્રમમાં વિશ્રાંત થઇ ગયું.

બીજે દિવસે પ્રાતઃકાળ પ્રગટ થયો. ગગનમણિનાં કિરણોથી સમગ્રવિશ્વ જાણે રૂપ્યમય બન્યું હોય, તેમ દેખાવા લાગ્યું. આજે પવિત્ર પાંડવકુટુંબને સાત દિવસના મહાવ્રતનું પારણું હતું. દ્રૌપદીએ ફળ, ધાન્ય અને વનના મનગમતા ભક્ષ્ય પદાર્થો મંગાવી તેની નવીન રસભરી રસવતી ઉતાવળથી બનાવી. સમય થયો એટલે પાંડવો ભોજન કરવા બેઠા. પુત્રવત્સલા કુંતીએ સર્વને ભોજન પીરસવા માંડ્યું. આ વખતે પાંડવોના હૃદયમાં સ્વાભાવિક રીતે વિચાર થયો કે, "આ વખતે જો કોઇ સત્પાત્ર અતિથિ પ્રાપ્ત થાય, તો આપણા ભાગ્યની અનુકૂળતા સમજવી. જે પુરૂષને આવે સમયે તપોમય સત્પાત્ર પ્રાપ્ત થાય, તો તે પુણ્યવાન્ પુરૂષ ગણાય છે. ન્યાયોપાર્જિત દ્રવ્યને બીજની જેમ સુક્ષેત્રે વાપરનારા પુરૂષોને પૂર્ણ ધન્યવાદ છે."

પાંડવોની આ ચિંતા ચિંતામણિની પ્રભારૂપ થઈ. તેજ કાળે કોઈ પવિત્ર ચારિત્રધારી તપસ્વી મુનિ **માસક્ષપણને** પારણે ફરતા ફરતા ત્યા આવી ચડ્યા. તેમનું નામ **સુચરિતસૂરિ** હતું. લોકોત્તર ગુણવાળા તે મુનિને સન્મુખ આવતા જોઈ પાંડવો અત્યંત પ્રસન્ન થઇ ગયા. જેમ તૃષાતુરને અમૃત જળ મળે તેમ તેઓને ઈચ્છિત યોગ મળવાથી આનંદ થઈ ગયો. તેઓએ વિચાર્યું—" અહા ! આપણા પુણ્યનો પ્રભાવ કેવો ઉત્તમ ! ક્યાં આ હિંસક પ્રાણીઓના સંચારવાળી ભૂમી ! અને ક્યાં આ પુણ્યથી પણ દુર્લભ એવા મુનિરાજ ! મરૂદેશમાં કલ્પવૃક્ષની જેમ આ વનમાં આપણને મુનિરાજનો મેળાપ થયો છે. " આ પ્રમાણે વિચારી પાંડવો પોતપોતાના ભોજનના પાત્રો લઈ મુનિ સન્મુખ ઉભા રહ્યા. અને વિનયથી આ પ્રમાણે બોલ્યા—" પ્રભુ, આજનો દિવસ સુપ્રભાત છે. આજે અમારૂં પુણ્યરૂપી વૃક્ષ પુષ્પિત થયું. તમોએ અમારા આ પર્ણકુટીના આંગણાને પવિત્ર કર્યું છે. મહારાજ, આ શુદ્ધાહાર ગ્રહણ કરો અને અમારી ઉપર અનુગ્રહ કરો. "

પાંડવોની ભક્તિભાવવાળી આ પ્રાર્થના સાંભળી અને તે શુદ્ધ પ્રાસુક આહાર જાણી મુનિવરે તે ભિક્ષા ગ્રહણ કરી. આ વખતે આકાશમા દેવતાઓએ દુંદુભિનો નાદ કર્યો. અને તે સ્થળે સુવર્ણ, પુષ્પ તથા સુગંધી જળની વૃષ્ટિ કરી. કોઈ એક દેવ આકાશમાર્ગે સંચાર કરતો ઉંચે સ્વરે નીચે પ્રમાણે બોલ્યો—

**" હે પાંડવો, તમે કરેલા સત્પાત્રદાનના પ્રભાવથી તમને સત્વર સંપત્તિ પ્રાપ્ત થશે. "**

પવિત્ર મુનિ શુદ્ધ ભિક્ષા લઈ ધર્મલાભની આશીષ આપી ત્યાંથી ચાલ્યા ગયા. પછી પાંડુપુત્રોએ પવિત્ર ભાવના ભાવતાં પુણ્યમય પારણું કર્યું. અને પછી તેઓ કેટલાક દિવસ સુધી તે દ્વૈતવનમાં સુખે રહ્યા હતા.

પ્રિય વંચનાર, આ પ્રકરણમાં કેવળ ધર્મનોજ પ્રભાવ વર્ણવેલો છે. પાંડવો જ્યારે દુર્યોધને કરેલા ઉપદ્રવથી મુંઝાયા, ત્યારે તેમણે ધર્મનુંજ શરણ લીધું હતું. તેમણે એકનિષ્ઠાથી અને ખરી ટેક રાખી સાત દિવસ સુધી ધર્મારાધન કર્યું, તેના પ્રભાવથીજ તેઓ કૃત્યા રાક્ષસીના દુષ્ટ પંઝામાંથી બચ્યા હતા. સૌધર્મ દેવલોકમાં પ્રભાવિક દેવતા પાંડવોના ધર્માચરણથી આકર્ષાઇ આવ્યો હતો અને તેણે અનેક યુક્તિઓ કરી કૃત્યાના ઘોર ભયમાંથી પાંડવોની રક્ષા કરી હતી. વાંચનાર, આ ઉપરથી તારા હૃદયને ધર્મના આરાધનમાં જોડી દેજે. ધર્મનો પ્રભાવ ચમત્કારી, દિવ્ય અને અદ્ભુત છે. આર્હત ધર્મના શરણને સંપાદન કરનારા આત્માઓનું કદિપણ અનિષ્ટ થતું નથી. કદિ કર્મયોગે તેઓ વિપત્તિના મહાસાગરમાં મગ્ન થાય, તોપણ ધર્મનું દિવ્યનાવ તેમને તેમાંથી તારી લે છે પૂર્વકાળના ઇતિહાસમાં એવા ધર્મના સેંકડો ચમત્કારો જોવામાં આવે છે. અનેક ધર્મવીરો વિપત્તિને વિદારી સંપત્તિના પાત્ર બનેલા છે. તેમનું યશોગાન અદ્યાપિ ભારતની જૈનપ્રજા પોતાના સઝાયધ્યાનમાં કરે છે.

# પ્રકરણ ૩૮ મું.

## દુષ્ટ ઇરાદાનું દુષ્ટ ફળ.

એક મનોહર મંદિરમાં તરૂણ પુરૂષ હીંડોળા ઉપર બેઠો બેઠો હીંચકા લેતો હતો. તેણે સુંદર રાજપોશાક પહેર્યો હતો. તેના દ્વાર આગળ અનેક માણસો તેને મળવાની રાહ જોઈ ઉભા હતા. અનેક અધિકારીઓ પોતાના કાર્યની સિદ્ધિ કરવાને તેની ઉપાસના કરવાને આવતા હતા. આજે તેણે આજ્ઞા કરી પોતાના દ્વાર આગળ સર્વનો અવરોધ કરાવ્યો હતો. કોઈપણ માણસ આજે તેની મુલાકાત કરી શકે તેમ ન હતું. તે આજે કોઈ ગંભીર વિચારમાં પડ્યો હતો. તેથી તેણે અંદર આવવાની સર્વ જનને અટકાયત કરી હતી. તેની મનોવૃત્તિ મલિન માર્ગ તરફ દોરાયલી હતી. કુવિચારોના જાળથી તેનું હૃદય ભરપૂર થઈ ગયું હતું. તે સાથે મદનના વિકારોએ તેને ઘેરી લીધો હતો. વિશ્વને અવનતિ આપનારો મદન પોતાનું પુષ્પમય ધનુષ્ય સજ્જ કરી તેની આગળ ઉભો હતો. તેણે તરત પોતાની એક વિશ્વાસુ દાસીને બોલાવવાને સેવકને આજ્ઞા કરી એટલે તે દાસી તેની આગળ મંદમંદ મધુર હાસ્ય કરતી આવી. તે પુરૂષે દાસીને પોતાના હીંડોળાની પાસે બેસાડી અને કહ્યું, “ પ્રિય દાસી, હમણાં નવીન ખબર શું છે ? ” દાસી અંજળી જોડી બોલી—સાહેબ, હાલમાં આપણા મહારાજાના દરબારમાં કોઈ પાંચ પુરૂષો

અને એક સ્ત્રી નવાં દાખલ થયા છે. કોઈ એક બ્રાહ્મણ પોતાના અંગપર બાર તિલક કરી, હાથની આંગળીઓમાં દર્ભની પવિત્રિઓ પહેરી સુંદર યજ્ઞોપવીત ધારણ કરી અને ચંદ્રના જેવા શ્વેતાંબર વસ્ત્રો પહેરી આપણા મહારાજાની પાસે આવ્યો હતો. તેણે મહારાજાની મુલાકાત લઈ જણાવ્યું કે, "મારૂં નામ કંક છે અને હું હસ્તિનાપુરના રાજા યુધિષ્ઠિરનો પ્રિય પુરોહિત છું. પાંડવોએ જુગારમાં રાજ્યને હારી વનવાસ કર્યો, તેથી હું ત્યાંથી છુટો થઈ અહિં આવ્યો છું." તે બ્રાહ્મણના આવાં વચન સાંભળી રાજાએ તેને પોતાની પાસે રાખ્યો છે. અને તેની સુવર્ણ પુષ્પોથી પૂજા કરી પોતાની રાજસભાનો તેને મુખ્ય સલાહકાર સભાસદ નીમ્યો છે. તે પછી એક પ્રચંડ પુરૂષ હાથમાં કડછો અને રવૈયો લઈ રાજાની નજરે ચડ્યો, એટલે રાજાએ તેને બોલાવ્યો. તેણે રાજાને કહ્યું કે, "હું વલ્લવ નામે યુધિષ્ઠિર રાજાનો રસોઈઓ હતો. અને ધર્મરાજાના મલ્લસમુદાયમાં હું શ્રેષ્ટ ગણાતો હતો. પાંડવોનો વનવાસ થયા પછી સર્વ કળાઓમાં કુશળ ગણાતા એવા આપની પાસે હું આવ્યો છું." તેના આવાં વચન સાંભળી રાજાએ કહ્યું કે, "તારી આકૃતિ રસોઈઆપણાને યોગ્ય નથી. તારી બળવાન્ ભુજાઓ જોતાં તું આખી પૃથ્વીનું રક્ષણ કરવાને સમર્થ જણાય છે. તે છતાં જો તારી ઈચ્છા હોય તો તને હું પાકશાળામાં રાખીશ." આ પ્રમાણે કહી તે રાજાએ તેને પોતાની પાકશાળાનો અધિપતિ બનાવ્યો છે. તે પછી

શરીર ઉપર કંચુકી ધારણ કરી, મસ્તકપર કેશનો અંબોડો વાળી, કાનમા કુંડળ પહેરી, અને નેત્રોમાં અંજન આંજી પુરૂષ છતાં સ્ત્રીને વેષે કોઇ પુરૂષ રાજાને મળવા આવ્યો. તે પંઢ પુરૂષને જોઇ રાજાએ વિચાર્યું કે, "આ સ્ત્રી નૃત્ય તથા ગાયનમાં કુશળ હશે, માટે આ અંતઃપુરને લાયક છે." આવું વિચારી તેણે પુછયું કે, "ભદ્રે, તું સ્ત્રીના જેવો દેખાય છે, પણ તારા શરીર ઉપર સ્તન વગેરેનો દેખાવ જોવામાં આવતો નથી. વળી તારી આકૃતિ એવી છે કે, 'તું સ્ત્રી છે કે પુરૂષ છે, એ વાતનો નિર્ણય કરવો મુશ્કેલ થઇ પડે છે." રાજાના પુછવા ઉપરથી તેણે કહ્યું કે, "રાજન્! હું સ્ત્રી નથી તેમ પુરૂષ પણ નથી; હું તો વૃહન્નટ નામનો પંઢ છું. નૃત્ય, ગીત અને વાદ્ય—એ ત્રણે વિષયનું રહસ્ય હું જાણું છું. મારા એ ગુણોને લઇ પાંડુકુમાર યુધિષ્ઠિરે પોતાના અંતઃપુરમાં મારો નિયોગ કર્યો હતો, પણ તેમનો વનવાસ થવાથી હું મુક્ત થઇ ફર્યા કરૂં છું." તેના આવાં વચન સાંભળી આપણા ક્યાણુ રાજાએ રાજકુમારી ઉત્તરાને અભ્યાસ કરવાને માટે તેનો નિયોગ કર્યો છે. અને રાજપુત્રી ઉત્તરાને તેને સ્વાધીન કર્યા છે. મહારાજાએ તેને માટે રાજમહેલથી ઉત્તર તરફ એક નાટ્યશાળા બાંધી આપી છે.

તે પછી હાથમાં ચાબુક લઇ એક ચપળ અશ્વને ખેલાવતો અને અશ્વને વિચિત્ર ચાલ શીખવતો કોઇ પુરૂષ આવ્યો. તે રાજાની દૃષ્ટિએ પડતાં તેને બોલાવી પુછયું, ત્યારે તેણે

કહ્યું કે, “ માઢું નામ તાંતપાળ છે અને હું પંડવપતિ યુધિષ્ઠિરને ત્યાં અશ્વોની પરીક્ષા કરનાર તરીકે નોકર હતો. ‘અમુક ઘોડો કયા દેશનો છે, કેટલા વર્ષનો છે અને તેની વહનશક્તિ કેવી છે’ એ બધા અશ્વલક્ષણોને હું સારી રીતે જાણું છું અને તે સાથે અશ્વોના રોગની ચિકિત્સા પણ કરૂં છું. ” આવા તેનાં વચનો સાંભળી અને તેની આકૃતિ ઉપરથી તેના ચાતુર્યનું અનુમાન કરી રાજાએ તેને પોતાની અશ્વશાળાનો ઉપરી બનાવ્યો છે.

તે પછી અર્ધું વસ્ત્ર પહેરી, બાકીના અર્ધા વસ્ત્રે કેડ બાંધી અને હાથમાં મોટી યષ્ટિકા લઇ કોઈ ભરવાડના જેવો પ્રચંડ પુરૂષ આવ્યો. તેને દૂરથી જોઈ રાજાએ બોલાવ્યો અને પુછયું કે, “તું કોણ છે ?” તેણે ઉત્તર આપ્યો–“રાજેંદ્ર ! માઢું નામ ગ્રંથિક છે. યુધિષ્ઠિરરાજાના ગાયોના વૃંદનો હું રક્ષક, પાલક અને ચિકિત્સક છું. પશુઓની સર્વ પ્રકારની પરીક્ષા કરવામાં હું પ્રવીણ છું. યુધિષ્ઠિરની ગોશાળામાં પ્રત્યેક વાડામાં એક એક લાખ ગાયો હતી. તેઓના રક્ષકોનો હું સ્વામી હતો.” આવાં તેનાં વચન સાંભળી રાજાએ તેને પોતાની ગોશાળામાં નીમ્યો છે અને સર્વ ગોપાલોનો અધિપતિ કર્યો છે.

તે પુરૂષે હીંડોળાને હલાવતાં હલાવતાં કહ્યું, “ મનોરમે, એ વાત તો મારા જાણવામાં છે, પણ જે રાજાના અંતઃપુરમાં એક સુંદરી આવેલી છે, જે સૈરંધ્રીને નામે ઓળખાય છે. તે કોણ છે ? તેનું મનોહર સૌંદર્ય જોઈ માઢું મન આકુળ-

વ્યાકુળ થઇ ગયું છે. તે સ્ત્રી વશ થાય તેવી છે કે નહીં ? એ મારે જાણવાનું છે, હું ઘણીવાર પ્રેમથી તેણીની સામે જોઉં છું, પણ એ રમણી પોતાના કોમળ કટાક્ષો મારી તરફ ફેંકતી નથી. એ બાળાનું રૂપ કામદેવની સ્ત્રી રતિથી પણ અધિક છે. તેણીના શરીરની સુંદરતા મારા મનને આકર્ષણ કર્યા કરે છે, તેથી તારે ગમે તે ઉપાય કરી મને એ સુંદરીના યૌવનવયનો સ્વાદ ચખાડવો. હું તને ઉત્તમ પ્રકારનાં આભૂષણોથી પ્રસન્ન કરીશ. ”

તે પુરૂષના આવા વચન સાંભળી તે ચતુર દાસી બોલી “ રાજકુમાર, આપે બતાવેલા આ કાર્યથી હું પ્રસન્ન થઈ છું. આપનું કાર્ય સફળ કરવાને આ દાસી હાજર છે. એ સૈરંધ્રી ગમે તેવી પવિત્ર હશે, તોપણ હું તેને ભ્રષ્ટ કરી આપની પાસે હાજર કરીશ એ રમણી હવે આપનીજ છે, એમ નિશ્ચયથી જાણજો. તેણીના નવ યૌવનના રસના ભોક્તા થવાને આપ ભાગ્યશાળી થઈ ચુકયા છો. ” આ પ્રમાણે કહી તે સુંદર દાસી તે પુરૂષને વિનયથી પ્રણામ કરી પોતાનું કાર્ય કરવાને ચાલી ગઈ હતી.

વાંચનારને આ પ્રસંગે જાણવાની તીવ્ર ઈચ્છા થઇ હશે. તેથી આ સ્થળે તેનું સ્પષ્ટીકરણ કરવું યોગ્ય છે.

પરાક્રમી અને પુણ્યવંત પાંડવો દ્વૈતવનને છોડી વિરાટનગરમાં આવ્યા હતા. માર્ગમાં આવતાં એક આમ્રવૃક્ષ નીચે વિશ્રાંત થયા. તે વખતે યુધિષ્ઠિરે તેઓને જણાવ્યું હતું

કે, " વનવાસની અવધિનાં બાર વર્ષ વીતી ગયાં છે. હવે તેરમા વર્ષમાં પ્રવેશ થયો છે, તેથી આ વર્ષ આપણે ગુપ્ત રીતે પ્રસાર કરવાનું છે. ગુપ્તવાસ કરવાને માટે આપણે કોઈ રાજાની સેવાવૃત્તિ સ્વીકારવી પડશે. માટે તમારે બધાએ ઘણી સાવધાનીથી વર્ત્તવાનું છે. સ્વામી અને સેવકનો ધર્મ તમારે જાણવો જોઇએ. બીજાની તાબેદારી ઉઠાવવી એ ઘણું જોખમ ભરેલું છે. તમે એ વૃત્તિ સ્વીકારી બરાબર વર્ત્તજો. રાજરીતિ પ્રમાણે વર્ત્તી કામ, ક્રોધ તથા લોભનો ત્યાગ કરજો. રાજાની અને રાજાના પ્રિયજનની મનોવૃત્તિ સાચવજો. તેમની અનુકૂળતા સાચવી સ્વકર્ત્તવ્ય બજાવવાને તત્પર રહેજો." આ પ્રમાણે કેટલોએક બોધ આપી યુધિષ્ઠિરે તેમને જુદા જુદા વેષ ધરી જુદી જુદી સેવામાં રહેવાની સૂચના આપી હતી. પછી જય, જયંત, વિજય, જયસેન અને જયબળ એવાં સાંકેતિક નામ પાડી પરસ્પર ઓળખવાની યુક્તિ દર્શાવી હતી. પાંડવોએ જ્યારે વિરાટ્નગરમાં પ્રવેશ કર્યો, ત્યારે ત્યાંના સ્મશાનમાં આવેલા એક શમડીના વૃક્ષ ઉપર તેમણે પોતાના હથીઆરો મુકયા હતા અને કુંતી માતાને કોઈ એક ગુપ્ત-ગૃહમાં રાખવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે ઉત્તમ પ્રકારની ગોઠવણ કરી પાંડવો વિવિધ પ્રકારના વેષ ધારણ કરી વિરાટ-રાજાના દરબારમાં સેવાધર્મથી રહેલા હતા.

જે પુરૂષ હીંડોળા ઉપર હીંચતો હતો. તે વિરાટરાજાનો સાળો કીચક હતો. વિરાટ રાજાની રાણી સુદેષ્ણા તે

કીચકની બ્હેન થતી હતી. સુદેષ્ણા માનીતી રાણી હોવાથી રાજાની આગળ કીચકનું બહુ માન હતું અને દરેક રાજકીય બાબતમાં કીચકની સલાહ લેવામાં આવતી, તેથી ઘણા લોકો કીચકની ઓશીયાળ ભોગવતા અને પોતાના કાર્યની સિદ્ધિ કરવાને કીચકને ઘેર આંટા ફેરા ખાતા હતા. રાજાનો માનેલો સાળો કીચક સ્વતંત્ર અને રંગેશુણી હતો, તે સાથે તેનામાં કેટલાએક દુર્ગુણો રહેલા હતા.

વિરાટપતિના દરબારમાં યુધિષ્ઠિર કંક નામે પુરોહિત થઇ રહ્યો હતો. ભીમસેન વલ્લવ નામે રસોડાનો ઉપરી બન્યો હતો. અર્જુન બૃહન્નટ નામે બ્યંઢલ બની જનાનામાં સંગીત વિદ્યાનો શિક્ષક બન્યો હતો. નકુળ અશ્વશાળાનો અધિકારી થયો હતો અને સહદેવ રાજાના ગોવૃંદનો ઉપરી બન્યો હતો. પવિત્રહૃદયા સતી દ્રૌપદી સુદેષ્ણાની પાસે સૈરંધ્રી નામે દાસી થઇને રહી હતી. એક વખતે કીચક પોતાની બ્હેન સુદેષ્ણાની પાસે અંતઃપુરમાં ગયેલો, ત્યાં સુંદર અંગવાળી સૈરંધ્રી તેના જોવામાં આવી એટલે તે તેણીની ઉપર મોહિત થયો હતો. આજે તે હીંડોળા ઉપર બેશી તેને મેળવવાનો વિચાર કરતો હતો. પોતાનો તે દુષ્ટ ઇરાદો પાર પાડવાને તેણે પોતાની વિશ્વાસુ દાસીને બોલાવી હતી. દાસી કીચકને રાજી રાખવા તે કામ કરવાની હીંમત ધરી ત્યાંથી પ્રસાર થઇ હતી. વાંચનાર, તે પ્રસંગ તારો જાણવામાં છે.

એક વખતે સુદેષ્ણા અને સૈરંધ્રી સાથે બેશી વાર્ત્તા-

લાપ કરતાં હતાં. વાર્તા પ્રસંગે સુદેષ્ણાએ સૈરંધ્રીને પુછયું, " શુભે, તું મારી પાસે દાસી થઈને રહેલી છું, પણ તારા શરીરની આકૃતિ જોતાં મને લાગે છે કે, તુ કોઇ ઉત્તમ કુળમાં જન્મેલી છું. તેથી તારા કુળની અને નિવાસની ખરી હકીકત જાણવાની મારી ઇચ્છા છે. " સૈરંધ્રી નમ્રવદને બોલી—" દેવી, હું હસ્તિનાપુરના રાજા પાંડુની પટરાણી દ્રૌપદીની **માલિની** નામે દાસી છું. મને લોકો સૈરંધ્રી પણ કહે છે. મહારાણી દ્રૌપદી મારી ઉપર પૂર્ણ વિશ્વાસ રાખતાં હતાં. અને હું દાસી છતાં તેઓ એક આપ્ત સખીની જેમ મારી સાથે વર્ત્તતાં હતાં. દ્વારકાપતિ કૃષ્ણના મહારાણી સત્યભામા પણ મારી ઉપર અતિ પ્રેમ રાખતાં હતાં. હું એવા ઉત્તમ રાજકુળમાં ઉછરેલી છું, તેથી મારી આકૃતિ કુલીનતાને સૂચવે છે. " સૈરંધ્રી-દ્રૌપદીનાં આવાં વચન સાંભળી સુદેષ્ણાના મનને ખાત્રી થઇ કે, ' આ કોઇ પવિત્ર સ્ત્રી દેખાય છે. માટે તેને સારી રીતે રાખવી યોગ્ય છે. ' આવું વિચારી સુદેષ્ણા પ્રેમ દર્શાવતી બોલી—" ભદ્રે, તું કોઇ જાતની ચિંતા રાખીશ નહિં. હું તને દ્રૌપદીની માફક મારા અંતઃપુરમાં રાખીશ. પણ એટલી વાત યાદ રાખજે કે, રાજા જ્યારે અંતઃપુરમાં પધારે, ત્યારે તું મારી બીજી દાસીઓની સાથે ઉભી રહીશ નહિં. કારણ કે, રાજા તારા સૌંદર્યથી મોહિત થઇ વખતે અમારો ત્યાગ કરે. " સુદેષ્ણાના આવાં વચનો સાંભળી દ્રૌપદીએ કહ્યું, " દેવી, એ વાતની તમે ચિંતા કરશો નહિં. મારે પાંચ ગંધર્વ પતિઓ છે, તે હમેશાં ગુપ્ત રહીને મારી

રક્ષા કર્યા કરે છે. જો કોઈ પુરૂષ મારી ઉપર કુદૃષ્ટિ કરે તો તેઓ તેના જીવિતને લેવા તૈયાર થાય છે. વિદ્યાના પ્રભાવથી તે મારા પતિઓ હમેશાં મારી આસપાસ સર્વ સ્થળે સંચાર કરે છે. તેઓના બળની આગળ સિંહ સરખાની પણ ગણના નહિં, તો પછી રાજા કોણ માત્ર છે!" સૈરંધ્રીનાં આવાં વચન સાંભળી સુદેષ્ણા પ્રસન્ન થઈ બોલી—"ભદ્રે, જો એમ હોય તો તારે માટે હું નિશ્ચિંત છું. આ મારી રાજ્યલક્ષ્મી તારીજ છે, એમ તું સમજજે. અને ઇચ્છા થાય તે નિઃશંક થઈ મને જણાવજે." આ પ્રમાણે સુદેષ્ણાના વચનથી દ્રૌપદીના હૃદયમાં વિશેષ હિંમત આવી અને ત્યારથી તે તન, મનથી મહારાણી સુદેષ્ણાની આજ્ઞા ઉઠાવવા તત્પર થતી હતી અને આર્હતધર્મની ઉપાસના કરી પોતાના પવિત્ર શીળનું રક્ષણ કરતી હતી.

એક વખતે દ્રૌપદી અંતઃપુરના મહેલમાં પોતાના કર્ત્તવ્યથી નિવૃત્ત થઈને એકલી બેઠી હતી. તેવામાં કીચકે મોકલેલી પેલી દુર્મતિ દાસી ત્યાં હસતી હસતી આવી. તેણી સૈરંધ્રીને નમન કરી દીનતા દર્શાવી બોલી—"સૈરંધ્રી, આજકાલ દરબારમાં ચારે તરફ તમારી પ્રશંસા ઘણી સાંભળવામાં આવે છે. વળી જગતમાં તમારૂં પતિવ્રતાપણું પ્રખ્યાત છે, તે વાત મારા જાણવામાં છે, તથાપિ તમને એક ગુપ્ત વાત કહેવાને આવી છું. તે તમે ધ્યાન દઈને સાંભળશો. આપણાં મહારાણી સુદેષ્ણાદેવીનો સગો ભાઇ કીચક છે,

તે તમારા જાણવામાં છે ? તે ઘણો સુંદર અને રસિક પુરૂષ છે. આજે કોઇ એક કારણથી એકાએક તે કીચકનું શરીર અસ્વસ્થ થયું છે. કોઈપણ ઉપાયે કરી તે સ્વસ્થ થતો નથી. હું ધારૂં છું કે, તમારા કોમળ હાથના સ્પર્શથી તેની વ્યથા શાંત થઈ જશે. કારણ કે, તમે પતિવ્રતા છો. પતિવ્રતાના પ્રભાવથી સર્વ પ્રકારના દોષ શાંત થઈ જાય છે. માટે તમે ઉતાવળાં એ કીચકની પાસે ચાલો અને તમારા સ્પર્શરૂપ અમૃતરસે કરી કીચકના તાપને શાંત કરો, એથી દેવી સુદેષ્ણા અને રાજા તમારી ઉપર ઘણા પ્રસન્ન થશે. "

તે દૂતીનાં આવાં-ઉપરથી મધુર, પણ અંદરથી કપટ ભરેલાં-વચનો સાંભળી પવિત્રહૃદયા દ્રૌપદીને ભારે ક્રોધ ઉત્પન્ન થઇ આવ્યો. તે રમણી રોષાતુર થઇને બોલી-" હે ચતુરદૂતી, વિષથી મિશ્રિત મિષ્ટાન્નના જેવાં આ તારાં વચનો સાંભળતાં તો મધુર લાગે છે, પરંતુ તે પરિણામે ભયંકર છે. જો આ તારા વચન પ્રમાણે આચરણ કર્યું હોય તો અવશ્ય શીલરૂપી પ્રાણનો સંહાર થાય. અરે કપટી દાસી, જો તારો કીચક મારા હાથનો સ્પર્શ કરવા ઇચ્છે છે, તો તે મરવાનીજ ઇચ્છા કરે છે, એમ તું જાણજે. સિંહણના પંજાના સ્પર્શની ઇચ્છા કરનાર શીયાળ શું જીવે છે ? દાસી, તું જાણે છે કે, હું એકાકી છું, પણ એમ નથી. મારી સાથે મારા પાંચ ગંધર્વ પતિઓ ગુપ્ત રીતે રહેલા છે. જો તેઓ આ વાત જાણશે, તો તારા કીચકના પ્રાણનો અંત આવી જશે. " આ

પ્રમાણે શૂરવીર સૈરંધ્રીએ ગળે પકડી તે દૂતિને તિરસ્કાર કરી કાઢી મુકી. દૂતી વિલક્ષ અને નિરાશ થઈ ત્યાંથી હૃદયમા દુઃખ પામતી કીચક પાસે આવી અને સર્વ વાત તેને નિવેદન કરી દુષ્ટ કીચક એટલેથી અટક્યો નહિ. તે પછી તેણે અનેક યુક્તિઓ કરી તથા દ્રવ્યની ભારે લાલચ બતાવી દ્રૌપદીને લોભાવવા માડી પણ સતી દ્રૌપદી તેના મલિન પાશમા આવી નહિં.

બીજે દિવસે કામી કીચક લાગ જોઇ એકાંતમાં દ્રૌપદીની પાસે આવ્યો. જેમ કમલિનીને હાથી પકડે તેમ તેણે દ્રૌપદીને બળાત્કારે પકડી. બળવતી અને શીલના તેજથી જાજ્વલ્ય માન દ્રોપદી તેના કરપાશમાથી મુક્ત થઇ રાજસભા તરફ નાશી ગઇ. એટલે તે દુષ્ટ કીચકે પાછળ દોડી તેણીના બરડામા લાતોનો પ્રહાર કર્યો. દીનવદની અને સાશ્રુમુખી સૈરંધ્રી તેથી પોકાર કરતી વિરાટરાજા પાસે આવી અને ઉંચે સ્વરે પોકાર કરવા લાગી—" મહારાજા, મારી રક્ષા કરો. આપ અન્યાયરૂપ દાવાનળને શાંત કરવામાં મેઘસમાન છો. અને દુષ્ટોને શાસન કરનારા છો. અરે ! જેને આશ્રયે જઇ રહ્યા અને તેનાથીજ આવું મહાભય પ્રાપ્ત થાય તો પછી કોની શરણે જવું ? હે ધરાધીશ, તમારા નોકરો મહા અન્યાય કરે છે આ તમારા સેવક અને સંબંધી કીચકે મને લાતોનો પ્રહાર કર્યો છે આ વખતે જો મારા પાંચ ગંધર્વપતિઓ હાજર હોત તો આ લાતોના પ્રહાર કરનારને શિક્ષા કરત. હું નિરપ-

શધી પતિવ્રતા છું મારો પરાભવ કરવાને કોઇપણ પાપી સમર્થ નથી."

દ્રૌપદીનું આક્રંદ સાંભળી ભીમસેન દોડી આવ્યો અને તે ભયંકર ક્રોધ કરી કીચકનો વધ કરવા તૈયાર થયો. પણ કંકરૂપે રહેલા યુધિષ્ઠિરે તેને શાન કરી અટકાવ્યો હતો.

વિરાટરાજા ન્યાયી હતો, પણ રાજ્યકારભારમાં ચતુર એવા કીચકને તે કાંઇ પણ કહી શક્યો નહીં. સૈરંધ્રીની ફરીયાદ સાંભળી સ્તબ્ધ થઇ બેસી રહ્યો. જ્યારે વિરાટપતિ કાંઇપણ બોલ્યો નહિં એટલે કંકપુરોહિત-યુધિષ્ઠિર અસંતુષ્ટ થઇ ગયો. તેણે ઉદાસીનભાવથી દ્રૌપદીને કહ્યું, "ભદ્રે, તું કાંઇ છે કે, મારે પાંચ ગંધર્વપતિઓ છે અને તે કોઇનો અન્યાય સહન કરી શકે તેવા નથી, તો તું તેમની પાસે શામાટે જતી નથી ? જો તું તેમની પાસે જઇશ, તો તારી ઉપર અન્યાય કરનાર કીચકને તે દગ્ધ કરી દેશે." કંકપુરોહિતે આ પ્રમાણે ઉદાસીન વૃત્તિથી શિખામણ આપી, તે સૈરંધ્રીએ હૃદયથી સ્વીકારી. રાજા કાંઇપણ બોલ્યો નહિં. તે મુંગો મુંગો રાજસભામાંથી ઉઠી રાજગૃહમાં ચાલ્યો ગયો.

તે દિવસે રાત્રે સૈરંધ્રી કોઇ ન જાણે તેમ હળવે હળવે પગલા ભરતી પાકશાળામાં જ્યાં ભીમ હતો, ત્યાં તેની પાસે આવી. તે વખતે ભીમસેન નાસિકાનો ધ્વનિ કરતો મહાસુખે સુતો હતો. દ્રૌપદીએ પગનો અંગુઠો દાબી તેને ધીમે ધીમે

જગાડયો. જાગ્રત થયેલા ભીમસેને પોતાની પાસે અશ્રુધારા વર્ષાવતી દ્રૌપદીને દીઠી. ભીમસેન હૃદયમાં કચવાઇને બોલ્યો– " પ્રિયા, આમ શોકાતુર થઈ શામાટે રૂવે છે ? " દ્રૌપદી જરા આક્ષેપ કરી બોલી—" પ્રાણનાથ, જાણે કશું જાણતા ન હો, તેમ શું પુછો છો ? દુષ્ટ કીચકે મારી તરફ જે વર્ત્તણૂક કરી છે, તે શું તમે નથી જાણતા ? સર્વના દેખતા આ તમારી પ્રાણપ્રિયાનો તેણે એવો તિરસ્કાર કર્યો છે, કે જે કોઈ દુર્ભાગી સ્ત્રીને પણ બન્યો નહિં હોય. **તોપણ તમે હજુ એમ માનો છો કે અમે જીવીએ છીએ !** સ્વામી, હું તો એમ માનું છું કે, તમારૂં શૌર્ય, સત્વ, અહંકાર અને પ્રચંડ ભુજાનો પ્રતાપ—એ સર્વ તમારી રાજ્યલક્ષ્મીનો સાથેજ ગયા. નહીં તો પોતાના દેખતાં પ્રિયાનો કોઈ તિરસ્કાર કરે, તે પંખી પણ સહન કરી શકતાં નથી; તો શૂર અને માની પુરૂષ કેમ સહન કરી શકે ? "

દ્રૌપદીનાં આવાં આક્ષેપ વચનો સાંભળી ભીમસેન ચાનક લાવીને બોલ્યો—" દેવી, એ દુરાત્મા કીચકનો અપરાધ હું અત્યાર સુધી કેમ સહન કરૂં ? મેં તો તે વખતેજ કીચકનો સંહાર કર્યો હોત. પણ આર્ય યુધિષ્ઠિરે ભ્રકુટીની સંજ્ઞાથી મને અટકાવ્યો હતો. તથાપિ હવે જો પ્રાતઃકાળે એ કીચકને યમરાજનો દાસ ન કરૂં, તો મારા પુરૂષાર્થની તું નિંદા કરજે. હે શીળવતી, તે કામી કીચક તને ભોળવવા સારૂ સવારે ફરી પ્રયત્ન કરશે. તે જ્યારે તારી પ્રાર્થના કરે,

ત્યારે તું તેનું કહેવું માન્ય કરજે. કારણ કે મત્સ્યને મારવાની ઇચ્છાવાળાએ તેને પકડવાના કાંટા ઉપર પ્રથમ માંસ નાખવું જોઈએ. તે કીચકનું વચન માન્ય કરી મધ્યરાત્રે અર્જુનની નાટ્યશાળામાં કીચકની સાથે ક્રીડા કરવાનો સંકેત કરજે. હું પ્રથમથી તારો વેષ પહેરી ત્યાં જઈને બેસીશ અને જ્યારે એ આવશે એટલે દૃઢ આલિંગન કરવાનો મિષ કરી તેના પ્રાણને હરી લઈશ" વલ્લવનામધારી ભીમસેનનાં આવાં વચન સાંભળી દ્રૌપદી પ્રસન્ન થઈ પોતાના સ્થાન પ્રત્યે ચાલી ગઈ. બીજે દિવસે સૈરંધ્રી સુંદર વેષ ધારણ કરી વિરાટપતિના બાગમાં આવેલા એક સુંદર સરોવરના દરવાજા આગળ ઉભી રહી. આ વખતે કામી કીચક તે માર્ગે પ્રસાર થતો હતો. તેણે સૌંદર્યથી સુશોભિત એવી સૈરંધ્રીને તે સ્થળે અવલોકી. તેને જોતાંજ કીચક સ્તંભિત થઈ ગયો. જાણે સતીના અવલોકનથી થયેલા પાપે તેને ઘેરી લીધો હોય, તેમ તે દેખાવા લાગ્યો. તેના અંગમાં કામવિકાર પ્રગટ થઈ આવ્યો. તેના અંગમા પસીનો આવી ગયો. અને રોમાંચ પ્રગટ થઈ આવ્યાં. દ્રૌપદી પણ હાવભાવથી તેની સામું જોવા લાગી. દ્રૌપદીની માનસિક ઇચ્છા દેખાવાથી કીચક ખુશી થયો અને તેની પાસે આવી દીનતાથી આ પ્રમાણે બોલ્યો—" સુંદરી, તારા હૃદયનો ભાવ જાણી હું પ્રસન્ન થયો છું. હવે કૃપા કરી મારી પ્રાર્થનાનો અંગીકાર કર." દ્રૌપદીએ મધુર સ્વરે કહ્યું, "આજે મધ્યરાત્રે હું નાટ્યશાળામાં આવીને રહીશ. તમે તેજ સમયે ત્યાં જરૂર આવજો." દ્રૌપદીની આ વાણી તેને

અમૃતસમાન લાગી અને તે મનમા મલકાતો મલકાતો ત્યાથી ચાલ્યો ગયો

જ્યારે મધ્યરાત્રિનો સમય થયો એટલે ભીમસેન કપટથી સ્ત્રીનો વેશ ધારણ કરી નાટ્યશાળામા આવીને બેઠા ગાઢ અધકાર વ્યાપી ગયુ હતુ તે સમયે સમયની રાહ જોઇ રહેલો કીચક સુંદર પોશાક પહેરી નાટયશાળામા આવ્યો તેને આવેલો જાણી ભીમસેને માત્ર હુંકાર શબ્દ કર્યો તે શબ્દ સાભળી દ્રૌપદીને આવેલી જાણી કીચક કામાતુર થઇ બોલ્યો–" દેવી સૈરધ્રી, આવ તારા હિમમય બાહુરૂપી કમળતતુએ કામના સતાપથી પીડિત એવા મારા શરીરને આલિંગન કરી શાંત કર " કીચકના આ શબ્દો સાભળી બળવાન્ ભીમસેન કીચકની પાસે આવ્યો અને તેણે તેને એવા જોરથી આલિંગન કરી દબાવ્યો કે, તેના પ્રાણ તરત બાહેર નીકળી ગયા પછી હાથ, પગ અને મસ્તક વગેરે એકત્ર કરી માસના પિંડરૂપ કીચકના દેહને ભીમસેને બાહેર ફેંકી દીધો પછી પોતે પોતાની પાકશાળામા આવી સુઈ ગયો

કીચકને બીજા સો ભાઇઓ હતા પ્રાત કાળે પોતાના જ્યેષ્ઠ બધુના મૃતદેહને પડેલો જાણી તેઓએ મોટો આક્રંદ કરવા મડયો અને તેના શત્રુની શોધ ચારે તરફ કરવા માડી પણ તેમને કોઈ શત્રુનો પત્તો મળ્યો નહીં પછી તેમણે એકત્ર થઇ વિચાર કર્યો કે, " આપણા બંધુ કીચકની સૈરધ્રી દાસીની ઉપર પ્રીતિ હતી તેથી તેણીના પાચ ગધ

ર્વપતિઓએ તેને માર્યો હશે, એ નિ:સંશય છે. પણ તે ગંધર્વો ગુપ્ત સંચારી છે, માટે તે આપણને મળી શકશે નહીં. તેથી તે સૈરંધ્રીને ચિતાગ્નિમાં હોમી દઈ આપણા વૈરનો બદલો વાળો.” આવું વિચારી તેઓ જ્યાં માનિની—સૈરંધ્રી હતી, ત્યાં આવ્યા અને તેણીને બળાત્કારે આકર્ષણ કરવા માંડી. તે વખતે સૈરંધ્રીએ ઉંચે સ્વરે પોકાર કરવા માંડયો–“હે જય, હે જયંત, હે વિજય, હે જયસેન અને હે જયબળ, તમે ગમે ત્યાં હો પણ મારૂં રક્ષણ કરો. ચિતાગ્નિમાં હોમવા સારૂ આ દુષ્ટો મને પકડી લઇ જાય છે.” આ પોકાર પાકશાળામાં રહેલા ભીમસેને સાંભળ્યો. તરત તે શ્મશાન તરફ દોડી ગયો. શ્મશાનના માર્ગમાં જતાં કીચકના બંધુઓની પાસે આવી તેણે કહ્યું, “કીચકો! તમે બળાત્કારથી આ સ્ત્રીને કયાં લઈ જાઓ છો? એનું રક્ષણ કરવાને સમર્થ એવો કોઈ નામનો કોઈ પુરૂષ પણ કોઈ ઠેકાણેજ હશે.” તેના આવાં વચન સાંભળી કીચકો બોલ્યા—“હે વલ્લવ, આ સ્ત્રી અમારા ભાઇ કીચકના મૃત્યુનો હેતુ છે. તેના વિના અમારા ભાઈને કોણે માર્યો, તે અમે જાણતા નથી. જ્યારે કોઇ શત્રુ અમારા જાણવામાં આવતો નથી, ત્યારે આ સ્ત્રીને ચિતામાં નાંખી અમારૂં વૈર શાંત કરીશું?” ભીમસેને કહ્યું, “તમારા ભાઇએ પરસ્ત્રીની સાથે રમણ કરવાની ઈચ્છા કરી મોટો અન્યાય કર્યો છે. માટે તેનું ફળ તે પામ્યો છે. તમે આ સ્ત્રીહત્યા કરી બીજું પાપ શામાટે કરો છો? તેનું ફળ તમને પ્રાપ્ત થયા વિના રહેશે નહીં.”. કીચકોએ ક્રોધથી કહ્યું,

"અમે આ સ્ત્રીને ચિતાગ્નિમા નાંખીએ છીએ; જેની ભુજામાં બળ હોય તે આવી તેની રક્ષા કરે; કીચકોના આ વચન સાંભળતાંજ ભીમસેન ગાઢ ઉઠયો. તરત ત્યાં રહેલું એક મોટું વૃક્ષ ઉખેડી તે વડે તેણે કીચકોને પ્રહાર કર્યો. તે એકજ પ્રહારથી સોએ કીચકો મૃત્યુ પામી પૃથ્વી ઉપર ઢળી પડ્યા. અને સૈરંધ્રીને છુટી કરી તેને સ્થાને મોકલાવી ભીમસેન પોતાની પાકશાળામાં આવી હાજર થઇ ગયો. આ ખબર લોકોમાં ફેલાઇ રાજદ્વારસુધી આવી. કીચકોના જુલમથી કંટાળેલી વિરાટનગરની પ્રજા તે વાત સાંભળી ખુશી થઇ. મહારાણી સુદેષ્ણા તે માઠા ખબર સાંભળી રૂદન અને પોકાર કરતી રાજા પાસે આવી કહેવા લાગી—"આર્યપુત્ર, તમારો મારી ઉપર પ્રેમ છે, એ વાત સત્ય નથી. માત્ર આડંબર છે. તમારા સેવકોએ મારા ભાઈઓને મારી નાંખ્યા, છતાં એ વાત તમે મનપર લેતા નથી. મારા મોટાભાઈ કીચકને મારનાર શત્રુનો પત્તો નથી, પણ આ સો બંધુઓને મારનાર તમારી પાકશાળાનો ઉપરી વલ્લવ છે. જો તમે એ વલ્લવને નહીં મારો તો હું પ્રાણઘાત કરીશ." સુદેષ્ણાનાં આવાં વચનો સાંભળી વિરાટપતિ તેના નેત્રના અશ્રુ પોતાને હાથે લુંછી તેણીને શાંત કરી બોલ્યો—"દેવી, તારા બંધુઓના અનર્થ તારા પ્રેમને લઇને હું સહન કરતો હતો. પણ બીજા બળવાન્ પુરૂષો શું સહન કરે? તથાપિ તારા વચનને માન આપી હું વલ્લવને શિક્ષા કરૂં, પણ એ બળવાન્ વીર એકલો આપણી સેનાનો નાશ કરે તેવો છે. તોપણ તેનો વધ

કરવા માટે મેં એક ઉપાય શોધ્યો છે, તે સાંભળ. હાલ દુર્યોધન રાજાનો વૃષકર્પર નામનો એક શ્રેષ્ટ મલ્લ હસ્તિનાપુરથી આપણા નગરમાં આવ્યો છે. તેણે અનેક મલ્લયુદ્ધમાં વિજય મેળવ્યો છે. તેની સાથે આપણે વલ્લવને મલ્લયુદ્ધ કરવા પ્રેરીશું. વલ્લવને મલ્લયુદ્ધ કરવ નો અભ્યાસ નથી, તેથી મલ્લયુદ્ધમાં પ્રવીણ એવો વૃષકર્પર તેને હરાવી મારી નાખશે." આ પ્રમાણે મૃદુવચનો કહી વિરાટ રાજાએ સુદેષ્ણાને શાંત કરી અંતઃપુરમા મોકલી હતી.

એક દિવસ વિરાટપતિએ દરબાર ભરી તેમાં દુર્યોધનના રાજમલ્લ વૃષકર્પરને બોલાવ્યો. વૃષકર્પરે કહ્યું, " તમારા રાજ્યમાં જો કોઇ મારી સાથે યુદ્ધ કરે તેવો પુરૂષ હોય તો તેને બોલાવો." તે વખતે રાજાએ તે વાત વિચાર ઉપર મુકી. પછી તેણે પાકશાળામાંથી વલ્લવને બોલાવી પુછયું. વલ્લવ—ભીમસેને તે વત ખુશીથી કબુલ કરી, એટલે રાજાએ બીજે દિવસે મલ્લકુસ્તી કરવાનો અખેડો તૈયાર કરાવ્યો. અને પોતાના સર્વ પરિવારને બોલાવ્યો. મંત્રિઓ, સામંતો અને ઉમરાવો આવી તે અખેડ ના મંડપમા હાજર થયા મધ્યભાગે આવેલા એક ઉચ્ચ સિંહાસન ઉપર વિરાટપતિ વિરાજમાન થયો. ધર્મ વગેરે પાંડવો ભીમસેનને માટે નિશ્ચિંત થઇ સભામાં આવી હાજર થયા. જ્યારે સભામંડપ પૂર્ણરીતે ચીકાર ભરાઈ ગયો, ત્યારે ચંદ્ર જેવા ઉજ્વળ પોશાક ધારણ કરી, ચંદનનો લેપ કરી અને પુષ્પમાળા પહેરી જાણે સહ્યાદ્રિ. અને વિંધ્યાદ્રિ

પર્વતો હોય, તેવા વૃષકર્પર અને વલ્લવ રંગભૂમિમાં હાજર થયા તે વખતે લોકો છાનું છાનું કહેવા લાગ્યા કે, "આ વલ્લવ મલ્લવિદ્યાથી અજ્ઞાત છે અને વૃષકર્પર મલ્લવિદ્યાનો જ્ઞાતા છે એથી આ બંનેનું મલ્લયુદ્ધ કરાવવામાં વિરાટરાજાએ ન્યાય કર્યો નથી પોતાના સાળાઓ કીચકોનો વધ કરનાર આ વલ્લવને મારી નખાવવાની રાજાએ આ કુયુક્તિ કરેલી લાગે છે '

આ પ્રમાણે સર્વ સભ્યલોકો વિરાટરાજાની નિંદા કરતા હતા આણી તરફ બંને વીરમલ્લો યુદ્ધ કરવાને સજ્જ થયા પર્વતોની ગુફાઓને પણ વિદીર્ણ કરે તેવા બંને મલ્લોના ભુજાટંકાર થવા લાગ્યા, તે ટંકારવથી બધુ વિશ્વ બધિર થઈ ગયુ પૃથ્વીને કંપાવતા તે બંને પરસ્પર તાળોટા પાડી વિવિધ પ્રકારની રચના કરી કુદાળે પડી આમતેમ ફરવા લાગ્યા ભગવાન્ ભીમ વૃષકર્પરને એક ક્ષણમા મારવાને સમર્થ હતો, પણ લોકોને તમાસો બતાવવા સારૂ તેણે વૃષકર્પરની સાથે કેટલીએક રમત કરવા માડી તેમા વલ્લવનો અને વૃષકર્પરનો ન્હેકડોવાર જય પરાજય થયો ઘણીવાર કુસ્તી ચલાવ્યા પછી પરાક્રમી ભીમસેને વૃષકર્પરને પોતાના દાવપેચમા આણ્યો અને તેને એવી રીતે દાબ્યો કે, તે ક્ષણમા પ્રાણરહિત થઈ પૃથ્વીપર પડી ગયો વલ્લવનો આ મહાન વિજય જોઈ વિરાટરાજા અને બીજા પ્રેક્ષકોના શરીર રોમાંચિત થઈ ગયા, લોકોનો મોટો કોલાહલ થઈ પડ્યો, અને હર્ષની તાળીઓના ધ્વનિ થવા લાગ્યા આ વખતે વિરાટપ

તેણે પોતાની પાસે રહેલી સુદેષ્ણાને કહ્યું, "પ્રિયા, જોયું! આ વલ્લવ કેવો બળવાન્ છે? આના જેવો વીર સહાયકારક આપણને કોઇ મળનાર નથી. માટે મારી જેમ તું પણ એની ઉપર પ્રસન્ન થા." રાજાનાં આવાં વચનો સુદેષ્ણાએ અંગીકાર કર્યાં. સર્વ સભ્યજનોએ વલ્લવને સાબાશીના શબ્દોથી વધાવી લીધો. ગુપ્ત વેષે રહેલા તેના ચારે બંધુઓ અંતરમાં અતિશય ખુશી થયા. પતિપ્રાણા દ્રૌપદી પોતાના પતિનો વિજય જોઇ હૃદયમાં અતિશય આનંદ પામી ગઇ. "વલ્લવનો વિજય, વલ્લવનો વિજય" એમ બોલતો સર્વ સમાજ વિસર્જન થઇ ગયો.

પ્રિય વાંચનાર, આ પ્રકરણમાંથી મનોરંજક બોધ ગ્રહણ કરજો. "જે કોઇ પોતાના હૃદયમાં દુષ્ટ ઇરાદો રાખે, તેને કદિ પણ દુષ્ટ ફળ મળ્યા વિના રહેતું નથી," આ ઉત્તમ નીતિસૂત્ર આ પ્રકરણમાંથી શિક્ષણીય છે. કીચકને તેની કુબુદ્ધિનું કટુ ફળ પ્રાપ્ત થયા વિના રહ્યું નહિં. તે સાથે તેના કુબુદ્ધિ બંધુઓ પણ તેની પાપબુદ્ધિના ભોગ થઇ પડ્યા. સતી દ્રૌપદીના શીળનું સારી રીતે રક્ષણ થયું. શીળવતી સુંદરી જો પોતાના શીળવ્રતમાં દઢ હોય તો તેનો પરાભવ કરવાને કોઇપણ સમર્થ નથી. શીળના દિવ્ય પ્રભાવ આગળ કોઇ પણ શક્તિ ચાલી શકતી નથી. સતી સ્ત્રીના શીળની રક્ષા કરવા માટે કદિ કોઇ માનવ આત્મા ન મળે તો આખરે તેના અધિષ્ઠાયક દેવતાઓને હાજર થવું પડે છે.

પર્વતો હોય, તેવા વૃષકર્પર અને વલ્લવ રંગભૂમિમાં હાજર થયા. તે વખતે લોકો છાનું છાનું કહેવા લાગ્યા કે, "આ વલ્લવ મલ્લવિદ્યાથી અજ્ઞાત છે અને વૃષકર્પર મલ્લવિદ્યાનો જ્ઞાતા છે. એથી આ બંનેનું મલ્લયુદ્ધ કરાવવામાં વિરાટરાજાએ ન્યાય કર્યો નથી. પોતાના સાળાઓ કીચકોનો વધ કરનાર આ વલ્લવને મારી નખાવવાની રાજાએ આ કુયુક્તિ કરેલી લાગે છે"

આ પ્રમાણે સર્વ સભ્યલોકો વિરાટરાજાની નિંદા કરતા હતા. આણી તરફ બંને વીરમલ્લો યુદ્ધ કરવાને સજ્જ થયા. પર્વતોની ગુફાઓને પણ વિદીર્ણ કરે તેવા બંને મલ્લોના ભુજાટંકાર થવા લાગ્યા, તે ટંકારવથી બધું વિશ્વ બધિર થઈ ગયું. પૃથ્વીને કંપાવના તે બંને પરસ્પર તાળોટા પાડી વિવિધ પ્રકારની રચના કરી કુંડાળે પડી આમતેમ ફરવા લાગ્યા. બળવાન્ ભીમ વૃષકર્પરને એક ક્ષણમાં મારવાને સમર્થ હતો, પણ લોકોને તમાસો બતાવવા સારૂ તેણે વૃષકર્પરની સાથે કેટલીએક રમત કરવા માંડી. તેમાં વલ્લવનો અને વૃષકર્પરનો સેંકડોવાર જય પરાજય થયો. ઘણીવાર કુસ્તી ચલાવ્યા પછી પરાક્રમી ભીમસેને વૃષકર્પરને પોતાના દાવપેચમાં આણ્યો અને તેને એવી રીતે દાબ્યો કે, તે ક્ષણમાં પ્રાણરહિત થઈ પૃથ્વીપર પડી ગયો. વલ્લવનો આ મહાન વિજય જોઈ વિરાટરાજા અને બીજા પ્રેક્ષકોના શરીર રોમાંચિત થઈ ગયાં, લોકોનો મોટો કોલાહલ થઈ પડ્યો, અને હર્ષની તાળીઓના ધ્વનિ થવા લાગ્યા. આ વખતે વિરાટપ-

તિએ પોતાની પાસે રહેલી સુદેષ્ણાને કહ્યું, "પ્રિયા, જોયું! આ વલ્લવ કેવો બળવાન્ છે? આના જેવો વીર સહાયકારક આપણને કોઇ મળનાર નથી. માટે મારી જેમ તું પણ એની ઉપર પ્રસન્ન થા." રાજાનાં આવાં વચનો સુદેષ્ણાએ અંગીકાર કર્યાં. સર્વ સભ્યજનોએ વલ્લવને સાબાશીના શબ્દોથી વધાવી લીધો. ગુપ્ત વેષે રહેલા તેના ચારે બંધુઓ અંતરમાં અતિશય ખુશી થયા. પતિપ્રાણા દ્રૌપદી પોતાના પતિનો વિજય જોઈ હૃદયમાં અતિશય આનંદ પામી ગઈ. "વલ્લવનો વિજય, વલ્લવનો વિજય" એમ બોલતો સર્વ સમાજ વિસર્જન થઈ ગયો.

પ્રિય વાંચનાર, આ પ્રકરણમાંથી મનોરંજક બોધ ગ્રહણ કરજે. "જે કોઇ પોતાના હૃદયમાં દુષ્ટ ઈરાદો રાખે, તેને કદિ પણ દુષ્ટ ફળ મળ્યા વિના રહેતું નથી," આ ઉત્તમ નીતિસૂત્ર આ પ્રકરણમાંથી શિક્ષણીય છે. કીચકને તેની કુબુદ્ધિનું કટુ ફળ પ્રાપ્ત થયા વિના રહ્યું નહિં. તે સાથે તેના કુબુદ્ધિ બંધુઓ પણ તેની પાપબુદ્ધિના ભોગ થઇ પડ્યા. સતી દ્રૌપદીના શીળનું સારી રીતે રક્ષણ થયું. શીળવતી સુંદરી જો પોતાના શીળવ્રતમાં દૃઢ હોય તો તેનો પરાભવ કરવાને કોઈપણ સમર્થ નથી. શીળના દિવ્ય પ્રભાવ આગળ કોઈ પણ શક્તિ ચાલી શકતી નથી. સતી સ્ત્રીના શીળની રક્ષા કરવા માટે કદિ કોઇ માનવ આત્મા ન મળે તો આખરે તેના અધિષ્ઠાયક દેવતાઓને હાજર થવું પડે છે.

શીળવ્રતનો આવો મહિમા જાણી દરેક સ્ત્રીએ પોતાના શીળનું રક્ષણ કરવું જોઈએ. શીળવતી સતીઓની સત્કીર્ત્તિ ભારતના ઉજ્વળ ઈતિહાસમાં સુવર્ણાક્ષરે લખાએલી છે.

પ્રિય વાંચનાર, જો તારે જીવનને ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિ તરફ લઈ જવું હોય તો તું તારા શીળરત્નને સાચવજે. શીળવ્રતને પાળનારા આર્ય વીરો પરનારી સહોદરની ઉત્તમ પદવી પ્રાપ્ત કરી આલોક તથા પરલોકમાં સત્ખ્યાતિ અને સદ્ગતિ પ્રાપ્ત કરી ગયા છે. તેમના નિર્મળ નામને ભારતીપ્રજા પોતાના ધર્મની ક્રિયામાં સ્મરે છે. તેથી દરેક આર્ય જૈન બંધુએ પોતાના શીળવ્રતનું રક્ષણ કરી પોતાના શ્રાવક ધર્મને દીપાવવો જોઈએ પરસ્ત્રીને માતા અને બ્હેનની દૃષ્ટિએ જોવી જોઈએ, કારણ કે, કુદૃષ્ટિથી અવલોકન કરનારા ઉન્મત્ત યુવાનોને કીચકની જેમ કટુફળ ભોગવવું પડે છે. એ કુકર્મના યોગથી આ લોકમાં દેહાંત શિક્ષા અને પરલોકમાં નારકીની શિક્ષા ભોગવવી પડે છે. તેથી સર્વ સુજ્ઞ પુરૂષોએ તેવા દુરાચારથી દૂર રહેવું યોગ્ય છે.



# પ્રકરણ ૩૯ મું.



## કૌરવ કપટ અને પાંડવ પ્રકાશ.

પ્રાત:કાળનો સમય હતો. સૂર્યે પોતાના પ્રકાશથી વિશ્વને પ્રકાશમય કરી દીધું હતું. ઉદ્યોગી પ્રજા જાગ્રત થઈ

ઉમંગથી ઉદ્યોગના રંગમાં પ્રવર્ત્તી હતી. આ વખતે વિરાટ પતિ પ્રાતઃકાળની સર્વ ક્રિયા કરી રાજકાર્યમાં મગ્ન થવાની તૈયારી કરતો હતો. તેવામાં એક અનુચરે આવી ખબર આપ્યા કે, "મહારાજ, દ્વાર આગળ કેટલાએક ગોવાળ લોકો આવ્યા છે અને તે આપને મળવા ઇચ્છે છે." અનુચરના આ વચન સાંભળી વિરાટરાજા સંભ્રાંત થઈ ગયો. તેણે તરત ગોવાળોને સમક્ષ લાવવાની આજ્ઞા કરી. રાજાની આજ્ઞાથી તે અનુચર ગોવાળોને રાજાની સમક્ષ લઇ ગયો. તેઓ રાજાને પ્રણામ કરી બોલ્યા—"મહારાજ, દુર્યોધનનો પક્ષપાતી સુશર્મારાજા પુષ્કળ સૈન્ય લઈ ચડી આવ્યો છે. તે અમારી ઉપર બાણોની વૃષ્ટિ કરી દક્ષિણ દિશા ભણીની સર્વ ગાયોને હરી લઈ જાય છે; માટે હે પૃથ્વીપતિ, આપ ક્ષત્રિય ધર્મને અનુસરી ગાયોને પાછી વાળવા વેગથી દોડો." ગોવાળોની આ ફરીઆદ સાંભળી વિરાટરાજા ચમકી ગયો. 'પ્રાણ જતાં પણ ગાયોનું રક્ષણ કરવું,' એવો તેણે નિશ્ચય કર્યો કારણ કે, ક્ષત્રિયવીરો ગાય, કવિ, બ્રાહ્મણ, બાળક અને સ્ત્રીઓનું રક્ષણ કરવામાં પોતાના પ્રાણને પણ તૃણતુલ્ય ગણે છે. 'જાઓ, હું તમારી ગાયોની વાર કરવા આવું છું.' આ પ્રમાણે કહી ગોવાળોને આશ્વાસન આપી વિદાય કરી રાજાએ સેનાને સજ્જ કરવાની આજ્ઞા આપી. તેજ વખતે એક દૂતે આવી ખબર આપ્યા કે, "મહારાજ, હસ્તિનાપુરનો રાજા દુર્યોધન મોટી સેના લઇ નગરના સીમાડા ઉપર આવ્યો છે. અને તેની સાથે દ્રોણાચાર્ય વગેરે મોટા મોટા યોદ્ધાઓ આવેલા છે.

આ ખબર સાંભળી વિરાટપતિ ઉશ્કેરાયો અને સત્વર યુદ્ધ કરવાને તૈયાર થયો.

આ વખતે તે અર્જુન શિવાય ચારે પાંડવો વિરાટરાજાના સૈન્યમાં આવ્યા હતા. કારણ કે, જો અર્જુન સ્ત્રીનો વેષ છોડી અને ગાંડીવ ધનુષ્ય લઇ સાથે આવે તો સર્વ વાત ખુલ્લી થઇ જાય. આ સમયે સહદેવ શમીવૃક્ષ ઉપરથી શસ્ત્રાસ્ત્ર લઇ આવ્યો. પોતે પોતાનાં લઇ બાકીનાં તેઓને આપ્યાં હતાં. વિરાટરાજા અશ્વ સૈન્ય લઇ નગરની બાહેર નીકળ્યો. તે વખતે આકાશમાં એવી ધુળ ઉડી કે, સૂર્યોદય છતાં ચારે તરફ અંધકાર વ્યાપી ગયું. વિરાટરાજાના રણવાદ્યનો ધ્વનિ સુશર્માના કાનમાં આવ્યો તેથી તેની ધાકો ઉઘડી ગઇ. તરત તે ધેનુઓના વૃંદને પછવાડે રાખી વિરાટરાજાની સામો ઉભો રહ્યો. બંને સેનાઓના વીર પુરૂષોના બાણોના પ્રહારરૂપ મહા યુદ્ધ પ્રવૃત્ત થયું. ક્ષણમાં તો રૂધિરની નદીઓ વહેવા લાગી. તેની અંદર પડેલા વીરોનાં માથાં જાણે કાચબા હોય, તેવા દેખાવા લાગ્યા. અને હાથ પગ મત્સ્યરૂપે દેખાવા લાગ્યા. કપાઇ પડેલા શૂરવીરોના હાથના પંજાઓ કમળપુષ્પના જેવા જણાવા લાગ્યા. તુમુલ સંગ્રામ જામ્યા પછી વિરાટરાજાની સેનાએ એવો ધસારો કર્યો કે, સમુદ્રની લહેરોથી જેમ નદીની લહેર હઠી જાય, તેમ સુશર્મારાજાની સેના હઠી ગઇ. પછી પોતાની ખાસ સેના લઇ સુશર્મા પોતે યુદ્ધ કરવા સામો આવ્યો. જાણે શત્રુરૂપ તૃણને બાળવાને દાવાનળ હોય,. તેમ

તે દેખાવા લાગ્યો. તેના તીવ્ર શસ્ત્રોની જ્વાળાએ કરી વિરાટરાજાના સૈનીકો પક્ષીની જેમ ભયભીત થઈ આક્રોશ કરી નાસવા લાગ્યા. બાકીના કેટલાએક વીરો ધૈર્ય પકડી સુશર્માની સામે યુદ્ધ કરવા ટકી રહ્યા, તે સમયે બંને સેનાના વીરોમાથી કોઈનો પણ નાશ ન થયો. અને બંનેની વચ્ચે તુમુલ સંગ્રામ પ્રવર્ત્યો. એકનો વિજય થાય, તેના ઉપર પુષ્પ વૃષ્ટિ થતી એટલે બીજાઓ તે સહન ન કરી વિજય મેળવતા હતા. અને દેવતાઓની પુષ્પવૃષ્ટિ સંપાદન કરતા હતા. પર્વતના શિખર જેવા રથ ઉપર બેશી વિરાટ અને સુશર્માએ એવું યુદ્ધ કર્યું કે જેથી પરસ્પર તેમના શસ્ત્રો તથા અસ્ત્રો ખુટી ગયા. પછી તેમણે રથ ઉપરથી ઉતરી મલ્લયુદ્ધ કરવા માંડ્યું. છેવટે બળવાન્ સુશર્માએ વિરાટરાજાને મર્મસ્થળમાં પ્રહાર કરી પકડી બાંધી લીધો અને તેને પોતાના રથમાં કેદ કરી બેસાડયો. વિરાટરાજાને કેદ કરેલો જોઈ કંક નામધારી યુધિષ્ઠિરે ભીમસેનને બોલાવીને કહ્યું, "વત્સ, આપણે આ વિરાટ રાજાના આશ્રયમાં રહી તેરમું વર્ષ પ્રસાર કર્યું છે, માટે તે ઉપકારના બદલામાં તું પરાક્રમ કરી આ વિરાટરાજાને છોડાવ. કારણકે, અનુપકારી પુરૂષ પણ જો સંકટમાં આવ્યો હોય, તો તેનો ઉદ્ધાર કરવો જોઈએ, તો સર્વ રીતે ઉપકાર કરનાર આ વિરાટરાજાને છોડાવવો તેમાં શું કહેવું ?" યુધિષ્ઠિરની આવી આજ્ઞા થતાં ભીમસેન પોતાની ભુજાઓ સજ્જ કરી અને બે બંધુઓને સાથે લઈ તરત સુશર્માની સામે દોડયો. જાણે જંગમ પર્વત હોય, તેવા ભીમસેનને આવતો જોઈ સુશર્માના

વીરો ભયભીત થઈ પલાયમાન થવા લાગ્યા. જેમ ઈંદ્ર વજ્રે કરી પર્વતને ચુર્ણ કરે તેમ ભીમસેને ગદા મારી સુશર્માના રથને ચુર્ણ કરી નાંખ્યો. અને તે વખતે સુશર્માને જીવતો મુક્યો. પછી પોતાના ઉપકારી વિરાટરાજાને શત્રુના બંધનમાંથી મુક્ત કરી અને પોતાની સ્વામિભક્તિના ગુણોએ બંધ કરી તેના રથ ઉપર બેસાડી દીધો. ભીમનું આવું અદ્‌ભુત ચરિત્ર જોઈ વિરાટપતિ મનમા અતિ આનંદ પામ્યો અને તેણે ચિંતવ્યું કે "અહા ! શું આ કોઈ દેવતાઓ પૃથ્વીપર અવતાર ધારણ કરી પ્રગટ થયા છે ! જો આ સમર્થ પુરૂષો મારી સહાયતામા ન હોત તો ક્રૂર શત્રુઓ મને હતો-નોતો કરી દેત, અને આ સુશર્મારૂપી મેઘ મારા યશરૂપી ચંદ્રને આચ્છિાદિત કરી નાંખત. પણ વલ્લવરૂપી વાયુએ સુશર્મારૂપી મેઘનું નિવારણ કરી મારા યશરૂપ ચંદ્રનું સારી રીતે રક્ષણ કર્યું, " આ પ્રમાણે વિચારી વિરાટરાજાએ ચારે પાંડવોને કહ્યું, "હે કંક, હે વલ્લવ, હે તિંતિપાલ અને હે ગ્રંથિક ! આ રાજ્ય, આ લક્ષ્મી અને આ મારૂં આયુષ્ય—એ સર્વ આજથી તમારૂં છે. તમે મારા પૂર્ણ ઉપકારી છો. તમારી ભુજાના પરાક્રમ રૂપી પાટીયાવડે કરી મારી કીર્ત્તિ સુશર્મારૂપી વિપત્તિના સમુદ્રને તરી પારંગત થઈ છે." રાજાની આવી સ્તુતિ સાંભળી તે પાંડવોએ કહ્યું, " રાજન્, અમોએ જે શત્રુને જીત્યો, એ તમારોજ પ્રભાવ છે. પ્રાતઃકાળે અરૂણ અંધકારનો નાશ કરે છે, તે સૂર્યના કિરણોનોજ પ્રભાવ છે. " આ પ્રમાણે કહી સર્વ યોદ્ધાઓની સંભાવના કરી સર્વ ગાયોને પાછી વાળી

એકત્ર કરી અને સેનાની મોખરે રાખી અને પોતે વિરાટરાજાની આગળ ચાલી ચારે પંડવો સર્વ લોકોને આશ્ચર્ય ઉત્પન્ન કરતા વિરાટ નગરીમાં જવાને નીકળ્યા.

રાજા વિરાટ પોતાની નગરીમાં આવી રાજદ્વારમાં ગયો, ત્યાં રાણી સુદેષ્ણા ચિંતાતુર થઇ બેઠેલી તેના જોવામાં આવી સુદેષ્ણાને દીનવદના જોઇ વિરાટપતિ બોલ્યો—" પ્રિયા, તારૂં મુખ પ્રાતઃકાળના ચંદ્રની જેમ નિસ્તેજ કેમ થયું છે? મારો પ્રિયકુમાર ઉત્તર કેમ દેખાતો નથી? તે કયાં ગયો છે?" સુદેષ્ણા દીર્ઘ નિઃશ્વાસ નાંખી બોલી—" સ્વામીનાથ, તમે દક્ષિણ દિશાની ગાયોને પાછી વાળવા સેના સહિત ગયા પછી બીજા કેટલાએક ઘાયલ થયેલા ગોવાળો અહિં પોકાર કરતા આવ્યા હતા. ઉત્તરકુમારે તેમને ઘાયલ થવાનું કારણ પુછયું, એટલે તેમણે જણાવ્યું કે, " ઉત્તર દિશા ભણી દુર્યોધને કર્ણ, દુઃશાસન, અને ભીષ્મપિતા સહિત મોટું સૈન્ય લાવી અમારી ગાયોનું હરણ કર્યું છે. અમોએ તેમની સામે યુદ્ધ કરવા માંડયું, પણ તેમણે તીક્ષ્ણ બાણોના પ્રહારથી અમને ઘાયલ કરી નસાડી મુકયા છે. અમો માંડ માંડ જીવતા આવ્યા છીએ. કેટલાએક તો ગાયોની રક્ષા કરવા માટે પ્રાણરહિત થયા છે. અમારી પાલન કરેલી ગાયો તે ગોવાળોના શબની આસપાસ વીંટાઇને ઉભી છે." ગોવાળોનાં આવાં વચનથી કુમારે ત્યાં જવાને મારી આજ્ઞા માગી, ત્યારે મેં તેને કહ્યું કે, "રાજકુમાર; તું ક્ષત્રિય પુત્ર છે, આ સમયે તને

યોગ્ય લાગે તેમ કર, " તે વખતે તમારો કુમાર ક્રોધના આવેશથી બોલ્યો—" માતા, મને આજ્ઞા આપો. કર્ણ, તથા દ્રોણાચાર્ય અને ભીષ્માદિક સાથે આવેલો દુર્યોધન મારી શી ગણત્રીમાં છે? હું એકલો છતા પણ એ સર્વનો પરાભવ કરીશ. પણ મારે એક સારથિ જોઇએ. ઉત્તમ પ્રકારના ચાલાક સારથિ વિના યુદ્ધમાં જય થઇ શકતો નથી. વિશ્વને દહન કરનાર અગ્નિ પવન વિના પ્રદીપ્ત થતો નથી." ઉત્તરકુમારની આ ચિંતા જાણી મારી પાસે રહેનારી સૈરંધ્રી દાસીએ કુમારને કહ્યું, " રાજકુમાર, તમારી બ્હેન ઉત્તરાને સંગીત કળા શીખવનાર જે વૃહન્નટ છે, તે સર્વ સારથિઓમાં શિરોમણિ છે. પાંડવોના રાજ્યમાં કોટયવધિ અશ્વોને હાંકતો મેં તેને જોયો છે." સૈરંધ્રીના આ વચન સાંભળી ઉત્તમકુમારના મનમાં શંકા આવી કે, વૃહન્નટ નપુંસક છે, તેનાથી એ કાર્ય કેમ થશે? તથાપિ તેણે સૈરંધ્રીના વચન ઉપરથી વૃહન્નટ—અર્જુનને સારથિ કર્યો. પછી પોતાના હથીયારો લઇ ઉત્તરકુમાર એકલો શત્રુઓની સામે યુદ્ધ કરવાને ગયો છે."

સુદેષ્ણાની આવી વાણી સાંભળી પુત્રવત્સલ વિરાટરાજા યુદ્ધને માટે એકલા ગયેલા પુત્રનો શોક કરવા લાગ્યો. "અરેરે! ઘણું અનુચિત થયું. ક્યાં મારો અસહાય પુત્ર! અને ક્યાં કૌરવોની બળવાન્ સેના! એ ભયંકર યુદ્ધરૂપી અગ્નિમાં મારા કુમારનો અવશ્ય હોમ થઇ ગયો હશે. હવે હું શું કરીશ?"

આ પ્રમાણે વિરાટરાજાનો અતિ વિલાપ સાંભળી માલિની— સૈરંધ્રી રાજાને ધીરજ આપવાને બોલી—"મહારાજા, જો બૃહન્નટની સહાય હોય તો તમારા કુમારને કોઈ જાતનો ભય નથી." આ વખતે કંકપુરોહિત આવ્યા, અને તેણે રાજાને શોક કરતો જોઈ અને તેનું કારણ જાણીને કહ્યું, "રાજેંદ્ર, જરાપણ ભય રાખશો નહિં. બૃહન્નટ તમારા પુત્રને સહાય કરી વિજય અપાવશે." કંકના વચનથી રાજાના હૃદયમાં વિશેષ ધૈર્ય આવ્યું. આ પ્રમાણે રાજા ધૈર્યનું અવલંબન કરી રહ્યો છે. તથાપિ પુત્રના વિજયમાં તે શંકાશીલ થતો હતો. એટલામાં એક દૂત દોડતો આવ્યો અને તે ઉત્સાહિત થઈ બોલ્યો—"મહારાજા, આપના રાજકુમાર વિજય મેળવી આવ્યા છે." આ વધામણીની વાણી સાંભળતાંજ રાજાના હૃદયમાં હર્ષનો ઉભરો આવી ગયો. અને શરીર રોમાંચિત થઈ ગયું. તેજ વખતે રાજકુમાર ઉત્તર બૃહન્નટની સાથે આવ્યો અને રાજાના ચરણમાં પડ્યો. પુત્રને બેઠો કરી રાજાએ દૃઢાલિંગન કર્યું. અને 'કેવી રીતે વિજય મેળવ્યો?' એ વૃત્તાંત પુછ્યો. ઉત્તરકુમાર અંજલિ જોડી બોલ્યો— "પિતાજી, આ સ્ત્રી વેષધારી બૃહન્નટની પૂરી સહાયથી મેં વિજય મેળવ્યો છે. એ પંઢ નથી પણ સાક્ષાત્ જયરૂપ વીર પુરૂષ છે." આ વાણી સાંભળતાંજ રાજા અતિ વિસ્મય પામી બોલ્યો "રાજપુત્ર, તે કેવી રીતે બન્યું? તે વિસ્તારથી કહે" કુમાર આનંદ પૂર્વક બોલ્યો—"પિતાજી, કોઇ

પણ યોગ્ય સારથિ ન મળવાથી હું તેને સારથિ કરી લઇ ગયો હતો. જ્યારે હું રણભૂમિમાં ગયો, ત્યા કૌરવોની મોટી સેના સિંહનાદ કરી આકાશને ગજાવી મુકતી હતી. તે વખતે પ્રલયકાળના જેવો દેખાવ થઈ રહ્યો હતો. જ્યા રણભૂમિને મોખરે આવ્યો, ત્યા ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, દુર્યોધન, કર્ણ અને શકુનિ વગેરે મહાવીરો મારા જોવામાં આવ્યા. તેમને જોતાજ મારૂં સત્વ અને ધૈર્ય ચાલ્યું ગયું. પરાક્રમ અપરાક્રમ થઇ ગયું અને તેજ નિસ્તેજ થઇ ગયું. હું મારા શસ્ત્રાસ્ત્રોને પણ ભુલી ગયો. " તે વખતે મેં અધીર થઇને વૃહન્નટને કહ્યું —" વૃહન્નટ, આ કૌરવની સેનાનો મહાસાગર મારાથી જોઇ શકાતો નથી. આ મહાસાગર મારા શસ્ત્રરૂપ કળશોથી શુષ્ક થનાર નથી. તેથી હું અહિંથી પલાયન કરવાને ઈચ્છું છું " આટલું કહી હું પલાયન કરવા તૈયાર થયો, ત્યારે વૃહન્ને મને પકડીને કહ્યું, " રાજપુત્ર " તું વિરાટરાજાનો પુત્ર થઇ આમ કરે છે, તે તેને ઘટિત નથી. શત્રુનું સૈન્ય જોઇ પલાયન કરવું, એ શૂર પુરૂષને અપકીર્તિનું કારણરૂપ છે. આ તારો પ્રાણ તું પલાયન કરીશ તોપણ કોઈ દિવસ જવાનો છે, તો તેવા નાશવંત પ્રાણને માટે શાશ્વતયશ કેમ સંપાદન ન કરવો ? તું પલાયન કરીને જે અપકીર્ત્તિ પ્રાપ્ત કરીશ, તે તારા પિતાને મરણ પર્યંત શલ્યની જેમ દુ:ખ આપશે. અને પછી અધોગતિ આપશે. માટે તું ધૈર્ય રાખી બેશી રહે. હું તને સર્વ પ્રકારની સહાય કરીશ. માત્ર ગાયોને હરવામાં પરાક્રમ

એવા આ શત્રુઓને જ્યાંસુધી હું જીતી લઉં, ત્યાંસુધી તું મારો સારથિ થઇને રહે." આ પ્રમાણે કહી તેણે મને સારથિ બનાવ્યો અને પોતે સ્ત્રીવેષનો ત્યાગ કરી યુદ્ધ કરવા તત્પર થયો. જાણે મૂર્ત્તિમાન્ ધનુર્વેદ હોય અને સાક્ષાત્ મૂર્ત્તિમાન્ વીરરસ હોય, એવી તેની દિવ્ય મૂર્ત્તિ જોઈ હું ચિંતવવા લાગ્યો કે, "આ ..ઈ સ્ત્રીવેષધારી વિદ્યાધર હશે." હું તો તેની વીરમૂર્ત્તિ જોઇ ચકિત થઇ ગયો. એટલામાં તો તેણે રાજાઓના મસ્તક અને વક્ષઃસ્થળરૂપ પાષાણોને છેદવાનું જાણે ટાંકણું હોય? તેવું ટંકાર શબ્દ કરતું ધનુષ્ય વગાડયું. તે વખતે સામા ઉભેલા દ્રોણાચાર્ય ભીષ્મપિતામહ વગેરે સાવધાન થઇ પરસ્પર કહેવા લાગ્યા કે, "જુઓ, આ તો સામો વીરઅર્જુન છે!! અર્જુન વિના આવી ધૈર્ય સંપત્તિ કોની હોય?" આવા તેમના વચનો સાંભળી હું તદ્દન નિઃશંક અને નિર્ભય થયો. પછી મારા મનમાં 'આ પાંડવ અર્જુન છે.' એવી શંકા પ્રાપ્ત થઈ. સાંપ્રતકાળે ભારતભૂમિમાં પાંડવો જેવા બીજા યોદ્ધા છે નહિં. તેથી આ પાંડવજ સ્ત્રીવેષ ધારણ કરી અજ્ઞાતવાસ કરવાને આવેલા હશે." આવું મેં માની લીધું. પછી હું પૂર્ણ ધૈર્ય પ્રાપ્ત કરી અર્જુનની ઇચ્છા પ્રમાણે રથના અશ્વ ચલાવવા લાગ્યો. એક તરફ એકલો અર્જુન અને એક તરફ કોટયવધિ શૂરવીરો પણ તારાઓ જેમ ઉદય પામેલા સૂર્યને સહન કરી શકતા નથી, તેમ અસંખ્ય શત્રુઓ અર્જુનને સહન કરી શકયા નહિ. પછી અર્જુને એવો ચાલાકીથી બાણો છોડવા

માંડયા કે, મેં તો તેનું બાણ સંધાનજ જોયું; પરંતુ બાણ કેટલા છોડયાં, તે તો મારા જાણવામાં આવ્યા નહિં. ક્ષણવારમાં વીર અર્જુને જાણે સૂર્યનો તાપ નિવારવાને માટે હોય, તેમ બાણોનો સ્તંભ રહિત આકાશમાં મંડપ કરી દીધો. શત્રુઓના શરીરરૂપી ગુલાબદાનીમાંથી, રૂધિર રૂપ ગુલાબજળ છંટાવા માંડયા. શત્રુઓના રૂધિરની નદીઓ ઉપર કીર્ત્તિરૂપી સ્ત્રીને સંચાર કરવા માટે વીર અર્જુને બાણોનો સેતુ રચી દીધો. દેવાંગના સાથે સમાગમની ઇચ્છા કરનારા શત્રુઓના કબંધો હર્ષથી નૃત્ય કરવા લાગ્યા. પછી વીર અર્જુનની બાણ વૃષ્ટિથી આકુળવ્યાકુળ થયેલા દ્રોણાચાર્ય અને ભીષ્મપિતામહ યુદ્ધને મોખરેથી યુદ્ધ છોડીને ચાલ્યા ગયા. અને બાકીના વીરો તો શરમાઇને ત્યાંથી પલાયન કરી ગયા. જ્યારે પોતાની સેના પરાસ્ત થઇ ત્યારે દુર્યોધન ચકિત થઇ ગયો. પછી પોતાની લાજ રાખવાને કર્ણને યુદ્ધ કરવાની આજ્ઞા કરી પોતે લુંટારાની જેમ ગાયોના સમુદાયને લઇ હસ્તિનાપુર તરફ રવાને થયો.

પાછળ કર્ણ અને અર્જુનની વચ્ચે તુમુલયુદ્ધ પ્રવર્ત્યું. ઘણીવાર સુધી તે બંને વીરોના જય પરાજયનો નિશ્ચય થયો નહિં. યુદ્ધ કરતાં કરતાં તે બંનેના મસ્તક ઉઘાડાં થઇ ગયાં અને કેશ છુટા થઇ ગયા. ગગનગામી બાણો એવા ઉછાળ્યા કે તેમનો આકાશમાં મોટો ઢગલો થઇ ગયો. તેમનું તુમુલયુદ્ધ જોવાને અંતરીક્ષમાં આવેલા કૌતુકી દેવતાઓ પણ નાશી જવાનો વિચાર કરવા લાગ્યા. પછી અર્જુને કર્ણના કરતાં

અમણાં બાણો છોડવા માંડયા, તેથી કર્ણનો સારથિ આકુળ વ્યાકુળ થઈ ગયો. તેણે અંજલિ જોડી કર્ણને કહ્યું—" હે સ્વામી, દુર્યોધન રાજા ગાયોનો સમુદાય લઇ નીકળી ગયા છે. તો હવે તમે શામાટે આત્માને કલેશ આપો છો? હજી તમારે તમારા મિત્ર દુર્યોધનના ઘણા કર્ત્તવ્ય આચરવાના છે." સારથિના આ વચનો કર્ણે ગણકાર્યા નહિ અને પાછા હઠવાની ઇચ્છા દર્શાવી નહિં એટલે અર્જુનના બાણોથી મુંઝાયેલો સારથિ સ્વતંત્રપણે બળાત્કારે રથને રણભૂમિની બહાર એક બાજુએ દૂર લઇ ગયો. પછી કર્ણ પણ પ્રાણની આશાયે રણભૂમિમાંથી નીકળી ગયો.

આ વખતે અર્જુને મને કહ્યું, " રાજકુમાર રથને મહાવેગથી ચલાવો. દુરાત્મા દુર્યોધન ગાયોને લઈ મારી આ ગળથી ચાલ્યો જાય છે તે સ્થળે આ રથને ઉતાવળે લઇ જાઓ. " અર્જુનની આવી આજ્ઞાથી મેં વેગવડે દુર્યોધનની પાછળ રથ હંકાર્યો. ' પાછળ અર્જુન આવે છે ' એવું જોઇ દુર્યોધનના સૈનિકો જેમ પવનથી રૂ ઉડી જાય તેમ ઉડી પલાયન કરવા લાગ્યા. પછી દુર્યોધન રણભૂમીનો ધુરંધર થઇ ગાયોને પાછળ રાખી અર્જુનની સામે યુદ્ધ કરવા ઉભો રહ્યો. ' આ મારો ભાઈ છે. ' એમ જાણી દયાળુ અર્જુને પ્રથમ તેની સામે સાધારણ બાણો ચલાવ્યા. પણ દુર્યોધન પોતાની શક્તિ પ્રમાણે અર્જુનને તીવ્ર બાણો મારવા લાગ્યો. તથાપિ દુર્યોધનના બાણ અર્જુનના બાણોથી અધિક સામર્થ્યવાન થયા નહિં. ગજેંદ્ર ગમે તેવી ગર્જના કરે તોપણ તે મેઘની

ગર્જનાને જીતી શકતો નથી. પછી અર્જુને પોતાના બાણોથી દુર્યોધનની ધ્વજાનો દંડ તોડી પાડયો તથાપિ દુર્યોધને પોતાનું હિત ન જાણી અર્જુન ઉપર વેગથી બાણ મારવા માંડયા. અર્જુનના હૃદયમાં તો દયા સ્થિર રહી હતી. પછી અર્જુને પ્રસ્વાપન વિદ્યાનું સ્મરણ કરી પ્રાણઘાત ન કરનારા અને શીઘ્ર નિદ્રા ઉત્પન્ન કરનારા બાણો છોડયાં. એટલે અંધકારની લહેરી પ્રવૃત્ત થઈ અને દુર્યોધનના સૈનિકોના નેત્રો નિદ્રાથી ઘેરાવા લાગ્યા. અને સેનાસહિત દુર્યોધનના હાથમાથી શસ્ત્રાસ્ત્રો પૃથ્વીપર પડવા લાગ્યા. પ્રસ્વાપનના અસ્ત્રથી દુર્યોધન પોતાની ધ્વજાનો આશ્રય કરી નિદ્રાધીન થયો, પછી અર્જુને મારી પાસે તેના અંગ ઉપરથી ઉત્તરીય વસ્ત્ર હરણ કરાવ્યું પછી અર્જુને દયાથી પોતાના મોહનાસ્ત્રનો ઉપસંહાર કર્યો એટલે સર્વ સેનામાં ચૈતન્ય પ્રાપ્ત થયું. દુર્યોધન તો હજી નેત્રાંધ જેવો થઈ ગયો હતો. તે વખતે પોતાના વાછડાને મળવા ઉત્સુક થયેલી ગાયોને વાળી વીર અર્જુન પાછો ફર્યો. પિતાજી, તેજ આ વીર નર કે જેણે આપણી ગાયો પાછી વાળી મને વિજય કીર્ત્તિ અપાવી. મને પાછા ફરતા અર્જુને આ વાત આપને કહેવાની ના કહી હતી. તથાપિ આ મારી જીવ્હા એવું મિથ્યા કહેવાને સમર્થ થઈ નહિં. કારણ પોતાની શક્તિ ઉપરાંત મિથ્યાવાદ કરવાથી માણસ લોકમાં ઉપહાસ પામે છે. હરિણે કરેલો સિંહનો પરાભવ કોણ સત્ય માને ? પૂજ્ય પિતાજી, મને આપના ચરણનું દર્શન કરવા

મોકલી; તે અર્જુન પાછો સ્ત્રીવેષ પહેરી નાટયશાળા તરફ ગયો છે."

રાજકુમારનાં એવાં અમૃત સમાન વચનો સાભળી વિરાટરાજાનું મુખકમળ પ્રફુલ્લિત થઈ ગયું. પછી તેણે એક અનુચરને નાટ્યશાળામાંથી અર્જુનને પોતાની પાસે બોલાવવા મોકલ્યો. અર્જુન નાટ્યશાળામાંથી આવ્યો એટલે વિરાટપતિ આનંદાશ્રવર્ષાવતો અને રોમાંચિત થતો તેની સામો ગયો. અને અતિ આનંદના આવેશથી તે સ્ત્રીવેષધારી અર્જુનને ભેટી પડયો. " વીર અર્જુન, તમે પાંડવ છો. આવા પરાક્રમી છતા. તમે આવો સ્ત્રીવેષ કેમ ધારણ કર્યો છે ? હવે તમારે સ્ત્રી-વેષનો ત્યાગ કરવો જોઈએ." આ પ્રમાણે કહી વિરાટરાજાએ તેનો સ્ત્રીવેષ ઉતારી લીધો અને ઉત્તમ અલંકારવાળો સુંદર પુરૂષનો રાજવેષ પહેરાવી તેને પોતાની સાથે સિંહાસન ઉપર બેસાડયો. પછી પ્રેમાશ્રુસહિત વિરાટપતિ વિનયથી બોલ્યો— " વીર પુત્ર, સર્વ દિવસ કરતાં આજનો દિવસ મારે મંગળમય છે. તારા જેવા વીર પુરૂષનું આગમન આજે અમૃતમય મુહૂર્ત્તરૂપ થયું છે. હે વીરમણિ, તું કિરીટી છે. તને હવે એ દિવ્ય મૂર્ત્તિથી હું જોઉ છું. આજે તારા આગમનરૂપ અમૃતે કરી તું મારો ઉત્તમ રાજ્યાભિષેક કરે છે. તારા જેવા વિજયી વીરના સ્પર્શથી મારો આખો દેશ શત્રુરહિત થયો છે. આ કંક, વલ્લવ, તંતિપાલ અને ગ્રંથિક જેઓએ વેષ બદલી મારી સેવા કરી છે, તેમનો હું યાવજ્જીવિત ઋણી થયો છું. તેમાં

મારા પુત્રના જીવનની રક્ષા કરી તું તો મારા જીવનનો જીવન થયો છું."

વિરાટપતિના આવા વચન સાંભળી અર્જુન હાસ્ય કરી બોલ્યો—"રાજન્, શત્રુઓનો વિજય કરવો, એ પાંડુપુત્રોનો અખંડ સ્વભાવ છે." વિરાટરાજા આનંદથી બોલી ઉઠયો—"ત્યારે તમે પોતે અર્જુન ખરા, એ વાત સિદ્ધ થઈ. કહો બાકીના ચાર પાંડવોની કેવી રીતે વાર્તા છે.?"

વિરાટરાજાની અતિ જિજ્ઞાસા જાણી અર્જુન પાંડવત્વ પ્રકાશ કરવાની ઇચ્છાથી બોલ્યો—"જેને શત્રુ વર્ગથી જરાપણ ભય નથી. એવા આ કંકપુરોહિત, તે મારા જ્યેષ્ટ બંધુ યુધિષ્ટિર છે. શત્રુરૂપી વલ્લીને દહન કરવામાં દાવાનળ સમાન આ વલ્લવ મારો પ્રિય બંધુ **ભીમસેન** છે. આ તંતિપાળ તે શત્રુઓના કુળને કુળરહિત કરનાર યથાર્થ નામવાળો **નકુળ** છે. શત્રુઓની પાસે સેવા કરાવનારો આ અંથિક, તે મારો ભાઈ **સહદેવ** છે. અને દેવી સુદેષ્ણાને ખુશી કરનારી આ માલિની અથવા સૈરંધ્રી તે **દ્રૌપદી** છે." અર્જુનની આ વાણી વિરાટપતિને કર્ણમાં અમૃતજેવી લાગી. તે સાનંદાશ્ચર્ય થઈ પાંચે પાંડવોની પૂજા કરવા લાગ્યો. પછી ઉત્તમ વસ્ત્રો તથા સુવર્ણાલંકારોથી પાંડવોને અલંકૃત કરી વિરાટરાજાએ સુવર્ણના સિંહાસનપર બેસાડી પોતે અંજલિ જોડી અગ્રભાગે બેઠો. રાજા ગદ્ગદ્ કંઠે બોલ્યો—"દેવો, મેં કદિ અજ્ઞાનતાના વચનથી તમારી પ્રત્યે અપ્રિય ભાષણ કર્યું હોય, તે મન

માં લાવશો નહીં. આ સતી દ્રૌપદીને દાસી તરીકે ગણી દેવી સુદેષ્ણાએ કાંઇ અયોગ્ય વર્તન કર્યું હોય તેને માટે તેણીને ક્ષમા આપશો. મહાનુભાવ પાંડવો, આજે મારા ભાગ્યનો અને મારા રાજ્યનો ખરેખરો ઉદય થયો છે. આજે હું ખરેખરો ધાર્મિક અને પુણ્યની લક્ષ્મીને પ્રાપ્ત કરનાર થયો છું. તમારા પ્રસાદરૂપ અમૃતે કરી સિંચાએલી અને તમારા પ્રતાપરૂપ સૂર્યે કરી તપાએલી આ મારી સંપત્તિરૂપ વલ્લી નવપલ્લવિત થઇ શોભે છે. મારી કીર્ત્તિરૂપી લતા દુર્યોધન વગેરે શત્રુઓરૂપી દાવાનળથી દગ્ધ થઈ હતી, પણ તમારા પરાક્રમના મહિમારૂપ જળે કરી પાછી અંકુરિત થઈ છે. તમારા જેવા વીરોએ મારા દરબારમાં વાસ કરવાથી હું સર્વ રાજાઓમાં શિરોમણિ થયો છું. જો પ્રથમથીજ જાણ્યું હોત કે, મારા રાજગૃહમાં પાંડવો છે, તો હું તમારી સેવાભકિત કરી મારા જીવનને વિશેષ કૃતાર્થ કરત. પણ તમો પાંડવોની સેવાભક્તિ કરવાનું મારૂં મહાભાગ્ય કયાંથી હોય? મહાવીરો, આ રાજ્ય અને જીવિત તમોએ મને આપ્યું છે, હવે એના કરતાં હું તમોને બીજી શી ભેટ કરૂં? પણ આ વીર અર્જુને મારી ઉત્તરા કન્યાને સંગીતકળા શીખવી છે તે કન્યા આ અર્જુનને ભેટ કરીશ પરંતુ જો તમે પ્રસન્ન થઈ એ વાત અંગીકાર કરશો તો તે બનવાની છે.”

વિરાટરાજાના આ વચન સાંભળી પોતાના જયેષ્ટ બંધુના સાંભળતાં અર્જુન બોલ્યો—“દેવ, તમારી ઉત્તરા કન્યા, મારી શિષ્યા થઈ માટે તે મારે કન્યા તુલ્ય છે. પણ જો

આપ પોતાની કન્યા કુરૂવંશમા આપવાની ઈચ્છા રાખતા હો તો સુભદ્રાના પુત્ર અભિમન્યુને તે કન્યા આપજો." અર્જુનની આ પ્રેમગર્ભિત વાણી સાંભળી વિરાટરાજાએ તે વાત અંગીકાર કરી. તેને યુધિષ્ઠિર વગેરેએ અનુમોદન આપ્યું.

જ્યારે વિરાટરાજાના દરબારમાં દુર્યોધને મોકલેલો વૃષક પંરમલ્લ ભીમે મારી નાંખ્યો હતો. તે વાત દુર્યોધનના જાણવામા આવવાથી દુર્યોધન દ્રોણુ, ભીષ્મ વગેરેને સાથે લઈ મોટા સૈન્યસહિત વિરાટનગરમા ચડી આવ્યો હતો. જ્યારે તેણે પ્રયાણ કર્યું, ત્યારે ઘણા અપશુકનો થયા હતા; પણ માની દુર્યોધન તેને અવગણી ચાલ્યો હતો, અને ત્યાં આવી ગાયોને હરી પાડવોને પ્રગટ કરવાની તેણે ધારણા રાખી હતી. દક્ષિણ અને ઉત્તરદિશાનો ગોનિગ્રહ કરી તેણે પાંડવોને પ્રગટ કર્યા હતા. એથી આ સમયે કૌરવોએ કપટ કરી પાંડવોને પ્રકાશમાં આણ્યા હતા. આથી કૌરવકપટ અને પાંડવપ્રકાશ ખરેખર થયો હતો.

જ્યારે વિરાટરાજાએ આગ્રહપૂર્વક પોતાની ઈચ્છા જણાવી ત્યારે યુધિષ્ઠિરે સુભદ્રા, અભિમન્યુ અને કૃષ્ણને બોલાવવા દ્વારકામાં એક દૂતને મોકલ્યો હતો. દૂતના કહેવાથી કૃષ્ણ, સુભદ્રા, અભિમન્યુ અને પોતાનો બીજો પરિવાર લઈ વિરાટની રાજધાનીમાં આવ્યા હતા. વિરાટપતિએ ઘણાં ઉત્સાહથી તેમનો સત્કાર કર્યો હતો. સુભદ્રા, પોતાના પાંચ પાંચાળપુત્રોને સાથે લાવી હતી. સુભદ્રા, અભિમન્યુ અને કૃષ્ણ

વગેરે કુંતીના ચરણમાં નમ્યાં હતા અને પરસ્પર મળી અતિ આનંદ પામ્યા હતા. તે વખતે તેમનો મેળાપનો જે આનંદ ઉદ્ભવ્યો હતો, તે અવર્ણનીય હતો.

પછી શુભ દિવસે વિરાટરાજાએ પોતાની કુમારી ઉત્તરાના વિવાહનો દિવસ નક્કી કર્યો. તે ઉત્તમ પ્રસંગે વિરાટ નગરને સારી રીતે શણગારવામાં આવ્યું અને રાજમહેલને અતિ રમણીય બનાવવામા આવ્યો. તે મહોત્સવમાં અભિમન્યુને ઉત્તમપ્રકારે સુશોભિત કરી વિવાહમંડપમાં લાવવામાં આવ્યો હતો. જેની સાથે પાંડવો અને કૃષ્ણનો પરિવાર મોટા આડંબરથી ચાલ્યો હતો. વિવિધ પ્રકારના વાજિંત્રો અને માંગલ્યગીતોથી ગગનમંડળ ગાજી ઉઠ્યું હતું. વિરાટકુમારી ઉત્તરા અને પાંડવકુમાર અભિમન્યુનો વિવાહનો સંબંધ જોવાને અંતરીક્ષમાં દેવતાઓ પણ આવ્યા હતા. વિવાહની સમાપ્તિ વખતે વિરાટરાજાએ ઉત્તમ પ્રકારના અમૂલ્ય રત્નોના આભૂષણો, વસ્ત્રાલંકારો, અને હાથી, ઘોડા તથા રથના સમુદાયો પહેરામણીમાં આપ્યા હતા, વિવાહોત્સવ પૂર્ણ થયા પછી પાંડવો અને યાદવોએ પરસ્પર પ્રેમે કરી આનંદમય, અમૃતમય, કલ્યાણમય, ક્રીડામય, ઉત્સાહમય અને કૌતુક શોભામય એવા કેટલાએક દિવસ વિરાટનગરમાં રહી નિર્ગમન કર્યા હતા.

પ્રિય વાંચનાર, આ પ્રકરણમાં કેટલોક ભાગ વૃત્તાંતથી ભરપૂર છે. માટે તેમાંથી લાંબો બોધ મળી શકે તેમ નથી. તે

છતાં પણ એક લઘુ બોધ તેમાંથી મેળવવા જેવો છે, તે એ છે કે "કપટી દુર્યોધને ગાયોને હરવાની યુક્તિથી વિરાટનગરમાંથી પાંડવોને પ્રગટ કરવા પ્રયત્ન કર્યો હતો. પાંડવો પોતાના વનવાસનું તેરમું વર્ષ ગુપ્ત રીતે રહેવાની ઇચ્છાથી વિરાટનગરમાં રહ્યા હતા, પણ જ્યારે પોતાને આશ્રય આપનાર વિરાટરાજાની ઉપર સુશર્મા અને દુર્યોધનની ચડાઇ થઇ અને ગાયોને પાછી વાળવાના સ્વધર્મને બજાવવા વિરાટરાજાને તથા ઉત્તમકુમારને તેમની સામે લડાઇ કરવા જવું પડયું. આ વિપત્તિને વખતે પાંડવોએ તેમને પૂર્ણ સહાય આપી—એ ખરેખર તેમની કૃતજ્ઞતા પ્રકાશી રહી હતી. આખરે તેમણે પોતાનું પરાક્રમ બતાવી વિરાટરાજાને સત્કીર્ત્તિ અપાવી હતી. જે ઉપકાર વિરાટરાજાએ પાંડવોના પ્રગટ થવા વખતે માન્યો હતો. આશ્રય આપનાર તરફ કૃતજ્ઞતા રાખવાનો મહાન્ ગુણ આ પ્રકરણમાથી શીખવાનો છે. કોઇપણ માણસ આપણને વિપત્તિમાં આશ્રય આપે, તે તરફ સર્વદા કૃતજ્ઞતા રાખવી જોઇએ. જે માણસ કૃતજ્ઞતાનો ઉત્તમ ગુણ ભુલી જાય છે, તે માણસ પાપનો ભોકતા થઇ અધમગતિનો અધિકારી બને છે. એટલુંજ નહિં પણ આ લોકમાં અનેક પ્રકારની લોકનિંદાનો પાત્ર બને છે. તેથી સર્વ ભવિજનોએ કૃતજ્ઞતાનો ગુણ ધારણ કરવો જોઇએ.

# પ્રકરણ ૪૦ મુ

## વિદુરવૈરાગ્ય.

એક પ્રૌઢ વયનો પુરૂષ શાંતભુવનમા એકલો બેઠો બેઠો વિચાર કરતો હતો. તેની મુખમુદ્રા ઉપર વૈરાગ્યની છાયા પ્રસરી રહી હતી. જાણે આ સંસારની આધિ ઉપાધિથી કંટાળી ગયો હોય, તેવો તે દેખાતો હતો. તેના પવિત્ર હૃદયમાં અનેક ભાવનાઓ પ્રગટ થતી હતી. આ નશ્વર જગત્ ઉપરથી તેનો માનસિક મોહ દૂર થઈ ગયો હતો. ઘણા ઘણા વિચાર કર્યા પછી તે પોતાના હૃદયમાં આ પ્રમાણે ચિંતવવા લાગ્યો —" આ સંપત્તિ વિપત્તિરૂપ છે. પ્રભુત્વ આધિનું ઉત્પાદક છે અને વિષયસુખ વિષરૂપ છે. જેને માટે પુત્ર પિતાને, પિતા પુત્રને, મિત્ર મિત્રને, બાંધવ બાંધવને, પરસ્પર નિર્દય થઈને હણે છે. પાપથી ઉત્પન્ન થયેલી અને પાપને પ્રસવનારી દુષ્ટની સંપત્તિ ધિક્કારવા યોગ્ય છે. વિષલતા વિષ ઉત્પન્ન કરે છે, અને અમૃતલતા અમૃત ઉત્પન્ન કરે છે. જેવી લતા તેવાંજ ફળ ઉત્પન્ન થાય છે. સંપત્તિરૂપ ચાંડાળીને આલિંગન કરી મહાપાપી થયેલા દુર્યોધન વગેરે ધર્મરૂપ યુધિષ્ઠિરને સ્પર્શ કરવા માટે પણ અધિકારી નથી. વિષયોના સંગરૂપ કાદવથી જે મનોહર ખરડાયેલા છે એવા દુર્યોધનાદિક આનંદ યુક્ત થઇ મુક્તિરૂપ સ્ત્રીનું સેવન કેમ કરશે ? અધર્મરૂપ ચાંડાળના સ્પર્શથી મલિન થયેલા કૌરવોને રણભૂમિમાં મરણ પામતાં

જોવાની હું ઇચ્છા કરતો નથી. સાંપ્રતકાળે આ મારા જીવનને બીજા પવિત્ર માર્ગ ઉપર લઇ જવું જોઈએ. જ્યાં વિપરીત કાર્યો બનતાં હોય, તેવા સ્થળનો ત્યાગ કરવો યોગ્ય છે." આ પ્રમાણે તે પ્રૌઢ પુરૂષ ચિંતવતો હતો, તેવામાં કોઇ પુરૂષે ખબર આપ્યા કે, "વિશ્વકીર્ત્તિ નામના કોઈ જ્ઞાની મુનિ નગરની બાહેર ઉદ્યાનમાં પધાર્યા છે." આ વચન તેના સુવિચારને ઉત્તેજક થયું અને તૃષાતુરને અમૃત જળના પાનરૂપ થયું. તેના અંગમાં રોમાંચ થઇ આવ્યાં અને તે આનંદ ઉદધિમાં તરવા લાગ્યો. પછી તે તરત તૈયાર થઇ ત્યાંથી ઉઠી ઉદ્યાનમાં આવેલા તે મહાનુભાવને વંદના કરવા આવ્યો. પવિત્ર મુનિના દર્શનથીજ તે પરમાનંદનો અનુભવ કરવા લાગ્યો.

વાંચનાર, જો આ પ્રસંગને બુદ્ધિબળથી વિચાર કરશે તો જાણી શકશે. તથાપિ અહિં સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા છે. જે પ્રૌઢ પુરૂષ શાંતભુવનમાં બેસી વિચાર કરે છે તે વિદુર છે. આ વખતે વિદુરના હૃદયમાં વૈરાગ્યભાવના પ્રગટ થઇ હતી. કારણ કે, તે કૌરવો અને પાંડવોની વચ્ચે સંમાધાનની ઇચ્છતો હતો. પણ દુર્યોધને તે વાત માન્ય કરી ન હતી. તેથી કંટાળી વિદુરનું હૃદય આ સંસાર ઉપરથી વિરકત થઇ ગયું હતું. આવી ઉત્તમ ભાવના ભાવતી વખતેજ જૈનમુનિ વિશ્વકીર્ત્તિના આગમનના ખબર તેણે જાણ્યા હતા. તેથી તે ખુશી થયો હતો. તરતજ એ મુનિને વંદના કરવા આવ્યો હતો.

વિરાટનગરમાં અભિમન્યુ અને ઉત્તરાનો વિવાહ થયા પછી કૃષ્ણ પોતાના પરમ સ્નેહી પાંડવકુટુંબને દ્વારકામાં લઇ ગયા હતા. ત્યાં કૃષ્ણે શુદ્ધ હૃદયથી તેમનો ભારે સત્કાર કર્યો હતો. સતી દ્રૌપદી જ્યારે સત્યભામાને મળી, ત્યારે તેણીના હૃદયમાં અપાર હર્ષ ઉત્પન્ન થયો હતો. કારણ કે, તેમની વચ્ચે પ્રથમથીજ સ્નેહ બંધન થયેલું હતું. તેમનો સંખીભાવ પરસ્પર સંમિલિત થયો હતો.

દ્રૌપદી અને સત્યભામા સાથે મળી બેઠાં હતાં. તે વખતે સત્યભામાએ દ્રૌપદીને પુછ્યું, કે " **સખી, તારે માટે મને અતિ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. મારા જેવી સ્ત્રી એક પણ પતિનું આરાધન કરી શકતી નથી, તો તું પાંચે પતિઓનું, આરાધન કેમ કરી શકે છે? વિવિધ પ્રકૃતિના પુરૂષોને સાધ્ય કરવા, એ ઘણું મુશ્કેલ છે."** સત્યભામાના આ વચન સાંભળી દ્રૌપદીએ કહ્યું-- " સખી, મને મારી માતાએ કેળવણી આપતાં પતિને વશ કરવાનો મહામંત્ર શીખવ્યો છે. હું હમેશાં મન, વચન અને કાયાથી પતિઓમા તલ્લીન રહું છું. મારા પતિઓની રૂચિને અનુસરીને હું ચાલું છું. પતિઓના ભોજન પછી ભોજન કરૂં છું. તેમના શયન પછી શયન કરૂં છું અને તેમની પહેલા જાગ્રત થાઉં છું. તે પાંચે પતિઓમાંથી જે કોઇ બાહેરથી આવે, ત્યારે હું તેને અતિ આદર આપું છું અને તેઓ જે વાત કહે, તે હું ધ્યાન દઇને નમ્રતાપૂર્વક સાંભળું છું. તેઓના

શરીરની સેવા હું પોતે કરૂં છું. હું તે પાંચેમાંથી કોઈનાથી ભિન્નભાવ રાખતી નથી. મારા આવા પ્રવર્તનથી તે પાંચે પતિઓ મને પોતાના પ્રાણ કરતાં પણ પ્રિય માને છે."

પાંડવકુટુંબ જ્યારે દ્વારકામાં આવ્યું, ત્યારે સમુદ્ર વિજય વગેરે દશ દશાર્હ આવી કુંતીના ચરણમાં નમ્યા હતા. પવિત્ર કુંતીએ પોતાના ભાઈઓને આશીષ આપી હતી. પાંડવો પણ પોતાના પૂજ્ય મામાના ચરણમાં નમી પડયા હતા. પરસ્પર કુશળતા પુછયા પછી દશાર્હોએ કહ્યું કે, "પૂર્વે અર્જુન જ્યારે તીર્થ યાત્રા પ્રસંગે અહિં આવેલ તે વખતે અમોએ તેમને સુભદ્રા આપી હતી. તે વખતે લક્ષ્મીવતી, વેગવતી, વિજયા અને રતિ–એવા નામની ચાર કન્યાઓ અવશિષ્ટ રહી હતી. તે આ વખતે તમો ચાર પાંડવોને અમે આપીએ છીએ." તેમનું આ વચન યુધિષ્ઠિરે માન્ય કર્યું હતું. પછી તે ચારે કન્યાઓનો ચાર પાંડવોની સાથે દ્વારકામાં વિવાહોત્સવ કરવામાં આવ્યો હતો.

પછી ભીમ અને અર્જુનની પ્રેરણાથી કૃષ્ણે સમાધાની કરવાને માટે દ્રુપદરાજાના એક પુરોહિતને દુર્યોધનની પાસે મોકલ્યો હતો. તે પુરોહિત ઘણો ચતુર અને વક્તા હતો. તે પુરોહિત હસ્તિનાપુરમાં જઈ મોટી સભા ભરી બેઠેલા દુર્યોધનની પાસે આવ્યો હતો. ત્યાં તે દુર્યોધનની ભારે જાહોજલાલી જોઈ ચકિત થઈ ગયો હતો. તેણે સભામાં બેઠેલા દુર્યોધનને કહ્યું હતું કે, "રાજન્, તમારા બંધુ પાંડવોએ

બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ કરી પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી છે. હવે તમારા જ્યેષ્ટ બંધુ યુધિષ્ઠિર તમારૂં મુખકમળ જોવાને આતુર છે. તમારા વિયોગથી તેમના મનમાં ઘણો કલેશ રહ્યા કરે છે. હવે તે તમારા આમંત્રણની રાહ જોઈ રહ્યા છે. કારણ કે, મોટા પુરૂષો આમંત્રણના અપેક્ષક હોય છે. હાલ તેઓ દ્વારકામાં પોતાના પરિવાર સાથે રહેલા છે. હવે તમારે પોતાના બંધુઓને હસ્તિનાપુરમાં બોલાવી લેવા તે યોગ્ય છે. કારણ કે તમે બંને બંધુ છો. તમારામાં વિના કારણે વિરોધ થવો ન જોઈએ. બંધુ નિમિત્તે વૈર ઉત્પન્ન કરી બંધુની સંપત્તિ હરણ કરવાની ઈચ્છા કરનાર લુબ્ધ અને અધમ બંધુ કહેવાય છે. જો તમે એવા લુબ્ધ થઇ ધર્મરાજાને હસ્તિનાપુરમાં નહિં તેડાવો તો તેના બંધુઓ બળાત્કારે તેમને હસ્તિનાપુરમાં લાવશે. અને એવી રીતે આવેલા પાંડવો તમારા કલ્યાણના હેતુ નહીં થાય. કારણ કે, તેઓ પોતાના સામર્થ્યથી તમારા ભાગની અને પોતાના ભાગની સંપૂર્ણ ભૂમિને દબાવી લેશે. અને તે વખતે તમારે યુદ્ધમાં ઉતરવું પડશે. જેથી તમારે મૃત્યુ પામવાનો પ્રસંગ આવશે. અથવા આ રાજ્યસંપત્તિનો ત્યાગ કરી તમારે તેમની જેમ વનમાં રઝળવું પડશે. ”

પુરોહિત દૂતની આ વાણી સાંભળતાંજ દુર્યોધન અતિશય ક્રોધાતુર થઈ ગયો હતો. તેના અધર કંપવા લાગ્યા. અને નેત્ર લાલચોળ થઇ ગયા. તે વખતે તેણે ક્રોધાવેશથી

પુરોહિતને કહ્યું કે, " તારી કઠોર વાણી મને ઘણીજ અપ્રિય લાગે છે મારા ભુજસ્તંભને વિષે સ્થાપિત થયેલી ભૂમિને નીચે ઉતારનાર કોણ છે? એ તારા પાંડવો મારી આગળ કોણ માત્ર છે? સૂર્યની આગળ ચંદ્રની ગણત્રી નથી તો પછી નક્ષત્રોની શી ગણના હોય? તેમ મારી આગલ કૃષ્ણની પણ ગણના નથી તો પછી પાંડવો શા હીસાબમા છે? જો પાંડવો કૃષ્ણની સહાયથી ગર્વ ધરતા હોય તો તે કૃષ્ણ મારા જેવા સિંહની આગળ શીયાળ છે. "

દુર્યોધનના આવા વચનો સાભળી તે વાચાળ બ્રાહ્મણ ઉશ્કેરાઈને બોલ્યો " અરે દુર્યોધન! લક્ષ્મીનો પૂર્ણ ઉપભોગ કરનારા કૃષ્ણની સાથે તારો ઉત્કર્ષ કોણ જોનાર છે? સૂર્યની આગળ ખદ્યોતની સ્પર્ધાનો શબ્દ કોણ સાભળે છે? સમર્થ કૃષ્ણના ક્રોધાગ્નિમા અરિષ્ટાસુર, કેશી અને ચાણુર વગેરે યોદ્ધાઓની આહૂતી કર્યા પછી છેવટે કંસાદિકની પૂર્ણાહૂતિ થયેલી છે, એ કૃષ્ણની આગળ તુ કોણ છે? તેમની વાત તો એક તરફ રહી પણ પ્રતાપી પાંડવોને પણ સહન કરનાર કોણ છે? તપ, શાસ્ત્રાધ્યયન, અને ઇંદ્રિયનિગ્રહથી યુક્ત એવા યુધિષ્ઠિરરૂપ મેઘમાથી ઉત્પન્ન થયેલો વિદ્યુતાગ્નિ શત્રુઓની સેંકડો સ્ત્રીઓના અશ્રુજળના પૂરથી પણ શાત થનાર નથી હેડંબ, કીર્મીર, બક અને કીચક વગેરેના પ્રાણને હરનાર ભીમસેન યુદ્ધભૂમિમા કોનું સર્વસ્વ નહીં હરે? વિદ્યાધરોના વૃંદમા જેની વીરકીર્ત્તિ ગવાય છે, તે અર્જુન આગળ

કોણ ટકી શકનાર છે ? વળી કાલ સવારનીજ વાત. તેં વિરાટરાજાની ગાયો હરણ કરી, છતાં તારી પાસેથી કેવળ ગાયોજ પાછી વાળી લીધી એમ નથી; પણ પોતાના બાણોથી તમારા શસ્ત્રોને અને વસ્ત્રોને તે અર્જુને આકર્ષણ કર્યાં હતા, તે સમયે તારૂં બળ કયાં ગયું હતું ? નકુળ અને સહદેવ શાંત છે, તે છતાં શત્રુનો અને શત્રુસેનાનો નાશ કરવામાં કેવળ યમતુલ્ય છે. માટે હે દુર્યોધન! તું પાંડવોને વંદન કરી તેમની ભૂમિ પાછી તેમને સમર્પણ કરીશ તોજ તારૂં કલ્યાણ થશે. " પુરોહિતનાં આવાં કઠોર વચનો સાંભળી દુર્યોધનને ભારે ક્રોધ ચડી આવ્યો હતો. તે સમયે તેણે કેટલાએક તિરસ્કારનાં વચનો કહી તે પુરોહિતને ગળે પકડી સભાની બાહેર કાઢી મુકયો હતો.

તે વિદ્વાન્ અને વક્તા પુરોહિત ત્યાંથી ઉતાવળો દ્વારકામાં આવ્યો હતો. અને તેણે તે બધો વૃત્તાંત પાંડવોના સાંભળતાં કૃષ્ણને કહી સંભળાવ્યો હતો. તે સાથે દુર્યોધનની જાહોજલાલી અને તેની ઉત્તમ પ્રકારની રાજ્યપદ્ધતી વિષે પણ કેટલુંએક વિવેચન કહી બતાવ્યું હતું.

પુરોહિતના મુખથી આ બધો વૃત્તાંત સાંભળી કૃષ્ણે પાંડવોની આગળ પોતાના વિચાર જાહેર કર્યા હતા. તેમાં જણાવ્યું હતું કે, " આ કાર્ય દંડ વિના સિદ્ધ થવાનું નથી. દુર્યોધનની પ્રકૃતિ મારા જાણવામાં છે. વળી મારે કહેવું જોઈએ કે, દુર્યોધનના હૃદયમાં યુદ્ધનો ઉત્સાહ સારો છે. તેણે નિશ્ચય

કર્યો છે કે, રણક્ષેત્રમાં શત્રુઓનું બાહુબળ જોયા શિવાય જે પૃથ્વી આપી દેવી, તે શૂર પુરૂષને શરમ ભરેલું છે. જેઓ બાહુબળીયા હોય, તેઓ બીજાએ છતેલી સંપત્તિને ઈચ્છતા નથી. સિંહ પોતે શિકાર કરેલા ગજેંદ્રનોજ આહાર કરે છે."

કૃષ્ણના આ વચનોથી ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ ઉશ્કેરાઇ ગયા હતા. પછી શાંત યુધિષ્ટિર એટલું બોલ્યા હતા કે, "બંધુવધ કરવાને મારૂં મન પ્રવૃત્ત થતું નથી. પરંતુ તે કાર્ય દૈવેજ બતાવ્યું, તો હવે શું કરવું ? પછી યુધિષ્ટિરે યુદ્ધની તૈયારી કરવાની આજ્ઞા આપી હતી.

આ વખતે ધૃતરાષ્ટ્રનો પ્રખ્યાત સારથિ સંજય વિષ્ટિ કરવા માટે યુધિષ્ટિરની પાસે આવ્યો હતો. તેણે યુધિષ્ટિરની આગળ ધૃતરાષ્ટ્રનાં વચનો કહ્યાં હતાં. તેમાં ધૃતરાષ્ટ્રે જણાવ્યું હતું કે, " મારો પુત્ર દુર્મતિ દુર્યોધન મારૂં કહ્યું માનતો નથી. તેની પડતી દશા આવી હોય તેમ લાગે છે. માટે વત્સ યુધિષ્ટિર, તું વિવેકપૂર્વક વિચાર કરી બંધુઓની સાથે વિરોધનો ત્યાગ કરવા પ્રયત્ન કરજે." ધૃતરાષ્ટ્રનો આ સંદેશો સંજયના મુખથી સાંભળી યુધિષ્ટિરે તેને કહ્યું હતું. " આર્ય સંજય! વૃદ્ધપિતા ધૃતરાષ્ટ્રને મારા નમસ્કાર કરી નિવેદન કરજે કે, બાંધવોનો વધ ન થાય તેને માટે મારૂં હૃદય પ્રયત્ન કર્યા કરે છે, પણ તમારા દુર્યોધનની એવી પ્રવૃત્તિ છે કે, એ કાર્ય થયા વિના રહેશે નહીં. કદિ હું શાંત થઇ પૃથ્વીનો ત્યાગ કરીશ, પણ જેઓનું પરાક્રમ અનિવાર્ય છે એવા મારા ભીમ-

સેન વગેરે બંધુઓની મારી સાથે એકતા રહેનાર નથી માટે તે બંધુઓની સાથે વિચાર કરી જે સર્વને યોગ્ય લાગશે તે કરીશું." શાંત યુધિષ્ઠિરે સંજયને આ પ્રમાણે કહ્યું, તેવામાં ભીમસેન આવેશથી બોલી ઉઠયો—સંજય! દુર્યોધન ની સાથે અમે સંધિ કરવાના નથી. કારણ કે, ઘણા વખત સુધી અમોએ રાહ જોઈ તે છતાં તેને યુદ્ધ કરવાનો ઉત્સાહ પ્રાપ્ત થયો છે, તો એ યુદ્ધના ઉત્સાહમાં સેંકડો શત્રુઓના કબંધોનું તાંડવ નૃત્ય દષ્ટિએ પડશે તે વખતે હું દુર્યોધનની જંઘાને ભેદી, તેમજ દુઃશાસનની ભુજાનું છેદન કરી યુદ્ધ સાગરનો પારગામી થઈશ. તે પછી અર્જુન, સહદેવ અને નકુલે પણ પોતાની યુદ્ધેચ્છા પ્રદર્શિત કરી હતી. તે સર્વ સાંભળી સંજય હસ્તિનાપુરમાં આવ્યો હતો. ત્યાં જઇ તેણે દુર્યોધન વગેરેના સાંભળતાં ધૃતરાષ્ટ્રને બધી વાત જણાવી હતી. અને છેવટે કહ્યું હતું કે, " પાંડવોને પૃથ્વીનો સ્વીકાર કર્યા વિના સંધિ ઈષ્ટ નથી. તમે તેમને પૃથ્વી અર્પણ કરી છતાં પણ તે પાંડવો સંધિ કરવાની ઈચ્છા કરતા નથી. દ્રૌપદીના કેશકર્ષણનો પ્રતિકાર કરવા સારૂ ઉદ્યુક્ત એવા તે પાંડવો તમારા પ્રાણની સાથે પૃથ્વીનો સ્વીકાર કરશે." સંજયનાં આ વચનો સાંભળી દુર્યોધન અતિરોષાતુર થઇ બોલ્યો —" અરે સંજય! તને આવી વષ્ટિ કરવાનું કામ કોણે સોંપ્યું હતું? તું પાંડવોની સાથે મળી ગયો લાગે છે. પણ તને ખબર નથી કે આ મારા ખડ્ગરૂપી રાક્ષસના પાસે પાંડવો પ્રથમ પ્રાણાહૂતિ થઇ જશે. મારા બાહુરૂપી વજ્રગૃહાથી રક્ષણ

થયેલી પૃથ્વીનું હરણ કરનાર કોણ છે ? આ દુરાત્મા સંજય પાંડવોના પક્ષમાં રહી આપણી નિંદા કરે છે, માટે એને આપણે શત્રુ સમજવો." આ પ્રમાણે સંજયની અવજ્ઞા કરી દુર્યોધન સભામાંથી ઉઠી ગયો હતો અને પછી તેણે કુરૂક્ષેત્રમાં પ્રયાણ કરવાની તૈયારીઓ કરવા આજ્ઞા કરી હતી.

બીજે દિવસે દુર્યોધનની વૃત્તિ જોઈ કુલક્ષય થવાની શંકા કરનાર ધૃતરાષ્ટ્ર વિદુરને એકાંતે બોલાવી 'કુળનું કલ્યાણ કેવી રીતે થાય ?' એ વાત પુછી હતી. ડાહ્યા વિદુરે વિચાર કરી પોતાના બંધુ ધૃતરાષ્ટ્રને કહ્યું કે, "ભાઈ ધૃતરાષ્ટ્ર! તેં જ્ઞાનચક્ષુએ ભવિષ્ય જોયું નહીં, તેનું આ પરિણામ છે. આ વૈરરૂપી વૃક્ષનું મૂળ તુંજ છે. કારણ કે, તેં જન્મતાજ દુરાત્મા દુર્યોધનનો ત્યાગ કર્યો નહીં, તે વખતે મારી વાણી તને અપ્રિય લાગી હતી. જે પુરૂષ પોતાના આંગણામાં વધેલા વિષવૃક્ષનું છેદન કરતો નથી, તેજ પુરૂષ એ વિષવૃક્ષના યોગે ભવિષ્યમાં થનારા પોતાના કુળક્ષયની ઉપેક્ષા કરે છે. જેમ વર્ષાઋતુમાં નદીના મોટા તરંગો નદીના તીરનો નાશ કરનાર થઈ કલમના સમૂહ સાથે સર્વ નદીને કાદવવાળી કરે છે; તેમ જે પુરૂષ પોતાના પુત્રોને અન્યાય પ્રવૃત્તિમાં પરાયણ કરે છે, તે પોતાના કુળના નાશનુંજ કારણ થાય છે. અન્યાયથી ધર્મભ્રષ્ટ થયેલા પુરૂષને કદિ સંપત્તિ મળી તોપણ તે સંપત્તિ નાશવંત જાણવી. વર્ષાઋતુમાં મૃત્તિકાએ વ્યાપ્ત થયેલું પાણી જેમ હંસોએ સેવન કરવા યોગ્ય નથી, તેમ અધમવડે વ્યાપ્ત

થયેલી સંપત્તિ સાધુપુરૂષને ભોગવવા યોગ્ય નથી. અધર્મ પુરૂષની પાસે સંપત્તિ નિરંતર રહેલી હોય, તોપણ હાથમાં રહેલા દિપકની કાંતિના સરખી તે પુરૂષથી દૂરજ રહે છે. ધર્મ અને કર્મ—એ બંને જેને ઉત્તમ પ્રકારે ચાલે છે, તે પુરૂષના વંશને વિષે લક્ષ્મીરૂપ વલ્લી નવપલ્લવિત થઇ સુશોભિત થાય છે. રાજાઓની સંપત્તિ એ ધર્મરૂપ કલ્પવૃક્ષના પલ્લવ છે, શત્રુનો જય એ તેના પુષ્પ છે, અને સુખસંપદાની પ્રાપ્તિ એ તેના ફળ છે. જે સમયે ધર્મરૂપી સૂર્ય ઉદય પામવાનો થાય છે, તે સમયે વૈરિઓની પરાભૂતિ રૂપી રાત્રિ ક્ષય પામતી જાય છે. જે પુરૂષની પાસે ધર્મ રૂપી ચોકીદાર નિરંતર જાગ્રત રહે છે, તેને વ્યસનરૂપ ભયંકર ચોર શું કરનાર છે? આવા ધર્મને લુબ્ધ પુરૂષો ઓળખી શકતા નથી. જેમ અદેખાને કોઈની સાથે મૈત્રી થતી નથી, તેમ લોભી પુરૂષને ધર્મ પ્રાપ્ત થતો નથી. ધર્મ અને લોભ એ બંને એક સ્થળે વાસ કરી શકતા નથી. લોભ એ ન્યાયરૂપ પર્વતને છેદન કરવામાં વજ્ર રૂપ છે અને કીર્તિરૂપી કમલને સંકોચ કરવામાં ચંદ્ર સમાન છે. એ માટે મોટા પુરૂષોએ લોભનો ત્યાગ કરવો જોઈએ." આવો વિચાર તારા લોભી પુત્ર દુર્યોધનના હૃદયમાં કદિપણ આવવાનો નથી. હવે મૃત્યુનો ગ્રાસભૂત થવા તૈયાર થયેલા તારા પુત્ર દુર્યોધનને તેના નિંદ્યઆગ્રહથી નિવારણ કર અને આપણા કુળની રક્ષા કર." વિદુરનાં આવાં બોધક વચનો ધૃતરાષ્ટ્ર સાંભળી રહ્યો હતો. ઘણીવાર વિચાર કર્યા પછી

ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે કહ્યું હતું—" ભાઇ વિદુર! નિંદ્ય આગ્રહ રૂપી રોગથી પીડાએલા મારા પુત્ર દુર્યોધનને આવી વાણી-રૂપ પથ્ય કોણ કહેશે? આ તારી વાણી પ્રથમ કાનને અતિ-કટુ લાગે છે પરંતુ પરિણામે હિતકારી છે. તેં એ દુર્યોધનને હજારવાર બોધ કર્યો છે, તે છતાં એ દુરાગ્રહી પિશાચ કોઇપણ પ્રકારે સમજણ લેતો નથી. માટે આપણે બંને એકવાર દુર્યોધન પાસે જઇએ અને તેને સારી રીતે સમજાવીએ. છેવટનું આપણું કર્તવ્ય આપણે બજાવીએ."

ધૃતરાષ્ટ્રના આ વિચારને વિદુરે સંમતિ આપી હતી. પછી તેઓ બંને દુર્યોધન પાસે ગયા હતા. અને તેમણે આ પ્રમાણે કહ્યું—" વત્સ! અમારા હૃદયમાં જે વાત્સલ્ય છે, તે તને બોધ કરવા માટે બળાત્કારે પ્રેરણા કરે છે. તેને લઈને અમારે કહેવું પડે છે. ભાઈ! તું હવે લાંબો વિચાર કરી અમારા વચનને માન આપજે. તું જો અમારા વચનનો લોપ કરીશ તો તારી સંપત્તિ સ્થિર રહેનારી નથી, એમ સમજજે. પાંડવો તારા ભાઈઓ છે. તારી પૃથ્વી ઉપર તેમનો પૂર્ણ હક છે. પાંડવોના બાહુદંડના પરાક્રમને મનમાં લાવી સાંપ્રતકાળે પાંડવોને પૃથ્વી દેવાનો જે તારો સત્ય કરાર છે, તે પ્રમાણે વર્ત્તવા વિચાર કરજે. જો તું તારા કરારને તોડવા તત્પર થઈશ તો તને તેમાં મોટી હાનિ થશે. પાંડવોનું બાહુસામર્થ્ય કેવું છે, તે ગંધર્વરાજ ચિત્રાંગદના અને ગોગ્રહણ નિમિત્તે થયેલા યુદ્ધને વિષે તેં પ્રત્યક્ષ અનુ-

થયેલું છે. દયાળુ અર્જુને યુધિષ્ઠિરની આજ્ઞાથી તને બંધનમુક્ત કર્યો હતો, એ વાત તને સાંભરે છે ? વળી ધર્મરાજાને ઘણા દિવસથી ધર્મને અનુસરનારી રાજ્યલક્ષ્મીનો સમાગમ થયો નથી, તો હવે ધર્મજ તેને સહાય કરી તે લક્ષ્મીનો સમાગમ કરાવશે. અગ્નિ જેમ તૃણને બાળી નાંખે છે, તેમ ધર્મની સહાયવાળો પુરૂષ શત્રુઓના સમુદાયનો સંહાર કરે છે. માટે હે વત્સ ! દુરાગ્રહ છોડી દઈ આ પૃથ્વી પાંડવોને અર્પણ કર. ધર્મ જેનું આયુષ્ય છે એવી કીર્ત્તિનો તું ક્ષયદિવસ થઈશ નહિં " પોતાના વડિલોનાં આ વચન દુર્યોધનને રૂચ્યાં નહીં. તેના ઈર્ષ્યાળુ હૃદયમાં ક્રોધ વ્યાપી ગયો. અને તત્કાળ ઉંચે સ્વરે બોલ્યો હતો—" તાત ! ક્ષત્રિયોના ધર્મને તમે કેમ જાણતા નથી ? કયો ક્ષત્રિય હસ્તગત થયેલી પૃથ્વી બીજાને અર્પણ કરશે ? જે ક્ષત્રિય ભયથી પૃથ્વી બીજાને અર્પણ કરે, તેના બાહુની કીર્ત્તિ મલિન થાય છે. કદાચિત્ શત્રુ તરફથી ભય પ્રાપ્ત થાય છતાં જે નિર્ભય રહે તેજ નિર્ભય કહેવાય અને જે તેવી સ્થિતિમાં રાજ્ય ભોગવે, તેજ રાજ્ય ભોગવ્યું કહેવાય. તમે શામાટે બીવો છો ? મારો પરાક્રમરૂપ અગ્નિ જ્યારે આ બધા જગત્‌ને ગ્રાસ કરવા તત્પર છે, ત્યારે એ અગ્નિથી એ પાંડવો દગ્ધજ થયા સમજજો. મારા નિર્ભય મનને ઉત્સાહ આપો. આમ ભયથી વિહ્વલ એવા વૃદ્ધ પ્રલાપે કરી મને વારંવાર દુઃખ દેશો નહીં." દુર્યોધનનાં આવાં વચન સાંભળી ધૃતરાષ્ટ્ર અને વિદુર ત્યાંથી ઉઠીને ચાલતા થયા હતા. તેઓ કાંઈપણ બોલ્યા ન હતા.

તે પછી વિદુરના હૃદયમાં વૈરાગ્યભાવના પ્રગટ થઇ આવી હતી. અને તેને લઈને વિદુરને આ અસાર સંસાર ઉપર અભાવ આવી ગયો હતો. તે પ્રસંગ વાંચનારને વિદિત છે. વિરક્ત થયેલા વિદુર **મુનિ વિશ્વકીર્ત્તિને વંદના** કરી આગળ બેઠો તે વખતે તે મહામુનિએ આ સંસારરૂપ મહાતાપને નાશ કરવામાં અમૃત સરખી ધર્મદેશના નીચે પ્રમાણે આપવા માંડી—

" ગુરૂના વચનરૂપી જળે કરી સિંચન કરેલા આ દેહના મનરૂપ ક્ષેત્રને વિષે પુણ્યરૂપી બીજ અંકુરિત થાય છે. ગુરૂની વાણીરૂપ અમૃત કષાયદૃષ્ટિ રૂપ સર્પિણીના વિષથી વ્યાકુળ થયેલા હૃદયમાં પરમ શાંતિને આપે છે. માટે તેવી ગુરૂવાણી શ્રવણ કરવાનો અભ્યાસ રાખવો. અને હૃદયથી કષાયનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો. કષાયરૂપ મેઘની વૃષ્ટિએ કરી વિવેકરૂપ કમળોનો નાશ થવાથી મનરૂપ વાપિકાને વિષે ધર્મરૂપી હંસ રહી શકતો નથી. કષાયરૂપ મદ્યના સ્વાદથી જેઓનું ચિત્ત વિપરીત થયેલું છે, એવા પુરૂષો પોતાના બંધુઓને પણ મારવાની ઈચ્છા કરે છે. કષાયરૂપી નદીનું પૂર ભાગ્યરૂપ વૃક્ષોનું મૂળમાંથી ઉચ્છેદન કરી પ્રાણીઓને ન્યાયરૂપ દ્વીપમાંથી લઇને વિપત્તિરૂપ સમુદ્રમાં નાખે છે. કષાયરૂપી સ્વતંત્ર ચોર જો માર્ગમાં મળે નહીં તો મનુષ્ય યથેચ્છ રીતે સનાતનપુરીમાં સુખે જઈ શકે છે. જે મનુષ્ય પુણ્યરૂપ અમૃત સરોવરની મધ્ય ભાગે રહે છે, તેજ પુરૂષ કષાયરૂપ

દાવાનળમાથી મુક્ત થાય છે અરે ! અજ્ઞાની જીવ આ સ સારરૂપ અન્યને વિષે કષાયરૂપ જળથી સિ ચન થયેલા અને પ્રાણને હરણ કરનારા વિષવૃક્ષોનુ સેવન કરે છે ” આ ટલુ કહી તે મુનિએ વિદુરની સામે જોઇને કહ્યુ ‘ હે વિદુર ! સાપ્રતકાળે તારા સ બધીરૂપ કષાયના તેજથી યુક્ત એવા ગ્રીષ્મઋતુના તાપથી તારો આત્મા તપી ગયેલો છે તેને તુ શમરૂપ અમૃતથી શાત કર તારૂ મન આ સ સારથી ઉદ્વિગ્ન થયેલુ છે, એવુ અવધિજ્ઞાનથી જાણી હુ દૂરથી આવ્યો છુ હવે જે સ પાદન કરવા યોગ્ય હોય તેને તુ સ પાદન કર આ જગત્મા ભવિતવ્યતા સર્વને સ હાર કરનારી રાક્ષસી છે તે તારા કુળનો ક્ષય કર્યા વિના રહેનારી નથી ”

મુનિ વિશ્વકીર્તિની આ દેશના સાભળી વિદુરે ઉભો થઈ અ જળિ જોડીને કહ્યુ, “ મુનિનાથ, આ સ સારરૂપ સા ગરમા તમે દ્વીપભૂમિ છો સર્વ જગત્ના જીવોને કલ્યાણરૂપ જીવનને આપવામા મેઘરૂપ એવા તમારા દર્શન કરી મારા મને આ સ સારના તીન સ તાપનો ત્યાગ કર્યો છે હવે કૃપા કરી મને મુક્તિમાર્ગમા પાથેયરૂપ એવુ મહાવ્રત આપવા કૃપા કરો ”

વિદુરની આ પ્રાર્થના અ ગીકાર કરી તે મહામુનિએ કહ્યુ –“ભદ્ર વિદુર ! તુ કોઇનો પણ પ્રતિબ ધ રાખીશ નહીં પરિણામે તારી મહદિચ્છા પૂર્ણ થશે ” મુનિના આ વચન સાભળી વિદુર તેમને પ્રેમભક્તિથી વ દના કરી પુન હસ્તિ

નાપુરમાં આવ્યો. અને ત્યાં જ્યેષ્ઠ બંધુ ધૃતરાષ્ટ્રની તથા પાંડુરાજાની આજ્ઞા લઈ તેમના રક્ષણને માટે માદ્રીને ભલામણ કરી ફરી તે મુનિ પાસે આવ્યો. ત્યાં સર્વ સાવદ્યની નિવૃત્તિ કરી તે મહામુનિની પાસે તેણે ચારિત્ર ગ્રહણ કર્યું. અને વાયુની જેમ અપ્રતિબદ્ધ થઈ તે પૃથ્વી ઉપર વિહાર કરવા પ્રવર્ત્યો હતો. અનેક પ્રકારના વ્રત, તપ અને નિયમ પાળી વિદુરજી યથાર્થ રાજર્ષિ થયા હતા.

અહિં દ્વારિકાપતિ કૃષ્ણ કેટલાએક રસાલા સાથે દુર્યોધનને સમજાવવા હસ્તિનાપુર આવ્યા હતા. તેમણે દુર્યોધનની સમક્ષ ધૃતરાષ્ટ્રને કહ્યું કે, કૌરવકુળનો ક્ષય ન થાય, તેવા ઈરાદાથી તમારા એક સંબંધી તરીકે હું પાંડવોનો દૂત થઈ કહેવા આવ્યો છું. જો દુર્યોધન મારા વચન ઉપર ધ્યાન આપે તો હું કહું. પછી ધૃતરાષ્ટ્રે કૃષ્ણને કહેવાને જણાવ્યું, એટલે કૃષ્ણ બોલ્યા. ભાઈ દુર્યોધન! જો તું પાંડવોને પૃથ્વીનો થોડો ભાગ પણ આપવાની ઈચ્છા નહીં કરે તો પાંડવો તારા પ્રાણ સાથે પૃથ્વી લેવાની ઈચ્છા રાખે છે. તેથી તારે ઘણો વિચાર કરવાનો છે. વળી કદાચિત્ તું પાંડવોને જીતીને સમગ્ર પૃથ્વીનું રાજ્ય કરીશ, તથાપિ તેમાં કાંઈ કલ્યાણ નથી. સ્વજન વગરની સંપત્તિ શા કામની છે? પાંડવોમાં ધર્મબળ વધારે છે, તેથી અંતે તેમનો વિજય થવાનો, એ વાત નિશ્ચે કરી માનજે. દુર્યોધન! તને વધારે કહેવાનું નથી. ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ—એ ચારને કુશસ્થળ, વૃષસ્થળ, માકંદી

અને વારૂણાવત—એ ચારગામ આપવાના છે અને એક ગામ શાંતમૂર્ત્તિ યુધિષ્ઠિરને આપવાનું છે. એટલું આપવાથી એ પાંડવો મારા વચનથી તારી સાથે સંધિ કરશે. કારણકે, સજ્જન પુરૂષો કુળક્ષય થતો જોઈ અલ્પલાભથી પણ સંતોષ માને છે. આટલું જો તું નહીં માને તો સર્વ જગત્‌ને ડુબાવનાર સમુદ્રની મર્યાદાના જેવા તારી સેનામા પાંડવરૂપ સમુદ્રનો સેતુ કોણ થનાર છે ? અર્થાત્ કોઇ નથી."

કૃષ્ણનાં આવાં વચન સાંભળી દુર્યોધન કર્ણની સામે જોઇ "પાંડવોને કાંઇપિણ આપવું નહિં" એવી સૂચના કરી બોલ્યો–"ગોવિંદ ! તમે પાંડવોનું એટલું બધું બળ માનો છો, પરંતુ એટલું બળ પાંડવોમાં હોય, એવું મને લાગતું નથી. આજ સુધી પાંડવોને મેં જીવતા મુકયા છે, પણ જો હવે પાંડવો પોતાના બાહુમદે કરી એક પણ ગામ લેવાની વાત કરશે તો તે સિદ્ધ થનાર નથી. જો તેઓ પોતાના બાહુબળનું છેવટ જોવાની ઇચ્છા રાખતા હોય તો તેમણે સત્વર કુરૂક્ષેત્રની યુદ્ધભૂમિમાં આવવું" આ પ્રમાણે કહી દુર્યોધને એક તરફ જઈ કર્ણની સાથે મસલત કરી કે, "**આ વષ્ટિ કરનાર કૃષ્ણનેજ બાંધી લેવો**" આ મસલત સત્યકિના જાણવામાં આવતાં તેણે તે વાત કૃષ્ણને સૂચવી આપી. પછી જ્યારે દુર્યોધન અને કર્ણ મસલત કરી આવ્યા એટલે કૃષ્ણે ક્રોધાવેશથી કહ્યું.–"હોમેલો અગ્નિ તેમાં હોમ કરનારને શું નથી બાળતો? ઉપકાર કરનારા પુરૂષ ઉપર કુમતિ પુરૂષ અપ-

કાર કરે છે. દુર્યોધન મારે માટે ગમે તે વિચારે પણ તેનાથી મને શું થવાનું હતું ? સિંહ સ્વસ્થ થઈને બેઠો હોય, તો પણ શીયાળ તેનો પરાભવ કરી શકતું નથી. અત્યારે કેવળ દયાને લઈને હું દુર્યોધનનો નાશ કરવા ઈચ્છતો નથી. પાંડવોનો ભયંકર ક્રોધજ તેનો નાશકર્ત્તા થાઓ. ભલે દુર્યોધન કુરૂક્ષેત્રમા જઈ પાડવોની ભુજાબળનો સ્વાદ ચાખે. હું અહિં ઉતાવળ કરી આવ્યો હતો. પાડવોને તો યુદ્ધનો પૂર્ણ ઉત્સાહ છે." આટલું કહી કૃષ્ણ ક્રોધથી તામ્રવર્ણ થઈ ત્યાંથી ચાલી નીકળ્યા. તે સમયે દ્રોણાચાર્ય, ભીષ્મ, ધૃતરાષ્ટ્ર વગેરે પણ સભામાંથી ઉઠી કૃષ્ણને શાંત્વન કરવાને પછવાડે ગયા અને તેમનો હાથ ઝાલી કેટલાએક શબ્દોથી તેમના રોષાતુર હૃદયને શાંત કર્યું હતું. પછી કૃષ્ણ રથમાં બેશી તેમની સાથે પાંડુરાજાને મળવા વિદુરને ઘેર ગયા હતા. રસ્તામાં સાથે આવેલા કર્ણને કૃષ્ણે યુધિષ્ઠિરની સાથે સ્નેહ રાખવા ઘણું સમજાવ્યો હતો. તેને કહ્યું હતું કે, તું કુંતીનો પુત્ર છે, માટે પાંડવો તારા બંધુઓ છે, તેમની સાથે તારે રહેવું જોઇએ. અને તારા બંધુઓનો દ્વેષ કરનાર દુર્યોધનની સાથે તારે સહવાસ કરવો યોગ્ય નથી. જ્યારે હું અહિં આવવા નીકળ્યો, ત્યારે કુંતીએ મને એકાંતે કહ્યું હતું કે, કર્ણને કહેજો કે, તું મારો પુત્ર છે. રાધાદાસીએ તારૂં પુત્રવત્ પાલન કર્યું, તેથી તું રાધેય કહેવાય છે. માટે તું પાંડવોનો સહોદર બંધુ થઈ તેની સાથે વિરોધ રાખે છે, તે તને યોગ્ય ન કહેવાય. કુંતીના આ વ-

ચન કૃષ્ણના મુખથી સાંભળી કર્ણે ઉત્તર આપ્યો કે, " ગો વિંદ ! આપ કહો છો તે સત્ય છે, પણ મેં દુર્યોધનને યાવજ્જીવિત મૈત્રી રાખવાનું વચન આપ્યું છે, તેથી દુર્યોધન મને કદિ પ્રાણદાન કરવાની આજ્ઞા કરે તોપણ મારે તે માન્ય કરવી જોઈએ. આ વખતે જો હું છુટીને પાડવો તરફ આવું તો મારા જીવનને કલંક લાગે અને હું જગત્‌માં ખરેખરો કૃતઘ્ની કહેવાઉં. હે કૃષ્ણ, તમે મારી માતા કુંતીને મારી વંદના કહીને કહેજો કે, ' તમારા ચાર પુત્રોનું આયુષ્ય હું હણનાર નથી. માત્ર મારૂં મન કોઈ કારણને લઈને બાળપણથી જ અર્જુનને જીતવાની ઈચ્છા રાખે છે. અને યુદ્ધમાં તેને મારવાની ઈચ્છા પણ કરે છે. વળી કહેજો કે, હે માતા ! છેવટે તારા પાંચ પુત્રો બાકી રહેવાના છે. જો અર્જુનનું મૃત્યુ થશે તો હું પાંચમો ગણાઈશ અને મારૂં મૃત્યુ થશે તો અર્જુન પાંચમો ગણાશે. "

કર્ણે આપેલો માતાનો સંદેશો સાંભળી કૃષ્ણ પ્રસન્ન થયા ને તેને પ્રેમથી આલિંગન કરી માર્ગમાંથીજ પાછો વિદાય કર્યો. તે પછી કૃષ્ણ જ્યાં પાંડુરાજા રહેલા છે, એવા વિદુરના મંદિરમાં આવ્યા હતા. કૃષ્ણને જોઈ પાંડુરાજા ઘણો ખુશી થયો હતો. પછી કૃષ્ણે દુર્યોધનના દુર્વચનો પાંડુને કહી સંભળાવ્યાં, એટલે પાંડુરાજાના હૃદયમાં કૌરવો ઉપર ભારે ક્રોધ ઉત્પન્ન થઈ આવ્યો. તે ક્રોધાવેશથી બોલ્યો—કૃષ્ણ ! તમે કુંતીપુત્રોને મારીવતી આ પ્રમાણે કહેજો—" જો તમારો

મારાથી જન્મ થયો હોય તો તમે જરાપણ ભયભીત થશો નહીં. જો કે પોતાના બંધુઓને વિષે પ્રેમ કર્ત્તવ્ય છે; તથાપિ જો તે બંધુઓ સર્વસ્વનો નાશ કરવાને તત્પર થાય તો તેઓને વિષે પ્રેમ કરવો ન જોઈએ. જે ક્ષત્રિય પોતે જીવતાં છતાં શત્રુઓ ભૂમિનું હરણ કરે, તે ક્ષત્રિય કહેવાતો નથી. જેના કંઠ ઉપરની ચાળ તોડી નાંખી છે, એવો સિંહ શું સિંહ છે ? માટે વત્સો ! તમે યુદ્ધ સમયે શાંતિનો પરિત્યાગ કરી યુદ્ધને મહોત્સાહ માની શત્રુએ હરેલી પૃથ્વીને કીર્ત્તિની સાથે પાછી લ્યો. પ્રિયકૃષ્ણ! બીજું શું કહું ? તમારા જેવા યુદ્ધનિપુણ વીરની સહાયથી મારા પાંડવોનો કદિપણ પરાભવ થનાર નથી." પાંડુના આ વચનો સાંભળી કૃષ્ણ પ્રસન્ન થયા અને તેમણે અનુમોદન આપી કહ્યું કે, "પાંડુરાજા ! તમારા પુત્રો તમારા વિયોગથી આતુર છે. માટે મારી સાથે દ્વારકામાં આવો." પાંડુએ પ્રેમપૂર્વક જણાવ્યું, "હરિ ! તમારી સહાયથી હવે મારા પુત્રોનો વિજય મેળવી રાજયસંપત્તિને પ્રાપ્ત થયેલા પાંડવોને હું ફરી જોવાની ઇચ્છા રાખું છું" માટે તમે ઉતાવળા દ્વારકામાં જઈ તેમને યુદ્ધના ઉત્સાહમાં પ્રેરો અને તે તમારા સંબંધીઓને ફરી તેમની સામ્રાજ્ય સંપત્તિ આપો."

પાંડુના આ વચન સાંભળી કૃષ્ણ ત્યાંથી રથમાં બેશી વિદાય થયા હતા. તે પવનવેગી અશ્વોવાળા રથવડે સત્વર દ્વારકામાં આવી પહોંચ્યા હતા. ત્યાં આવી તેમણે પાંડવોની આગળ હસ્તિનાપુરનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો હતો.

તે ઉપરથી યુધિષ્ઠિરની આજ્ઞાથી પાંડવોએ કુરૂક્ષેત્રના યુદ્ધની મોટી તૈયારી કરવા માંડી હતી. યુદ્ધને માટે મોટા મોટા રથો સજ્જકરવાને પ્રવીણ સૂત્રકારો, લોહકારો અને બીજા કારિગરોને બોલાવવામાં આવ્યા હતા. ભારતના મહાયુદ્ધની મોટી તૈયારી કરવામાં આવી હતી.

આ તરફ મહર્ષિ વિદુર ચારિત્ર ધારણ કરી આત્મસાધન કરવાને ભારત ઉપર વિચરતા હતા. પાંડવ અને કૌરવના યુદ્ધની તૈયારીની વાર્ત્તા સાંભળી તે મહાનુભાવના હૃદયમાં ખેદ થયો હતો, તથાપિ કર્મની સત્તાના સ્વરૂપને જાણનારા તે રાજયોગી તે તરફ ઉદાસીન ભાવ રાખી વર્ત્તતા હતા. તેમના હૃદયમાં સમતારસનો દિવ્ય પ્રભાવ વહન થતો હતો. તેથી તેઓ પાંડવ અને કૌરવ બંનેને એક સામાન્ય જંતુની દૃષ્ટિથી સમભાવે વિલોકતા હતા.

પ્રિય વાંચનાર! આ પ્રકરણમાં અનેક વિષયો ચર્ચવામાં આવ્યા છે. તે છતાં તેમાં વિદુરની વૈરાગ્યની પ્રધાનતા રાખવામાં આવી છે. તે બોધ લેવા યોગ્ય છે. આ સંસારનું સ્વરૂપ કેવું આધિ ઉપાધિથી પરિપૂર્ણ છે? એ વિદુરના સુવિચાર ખરેખર મનન કરવા યોગ્ય છે. વિદુરે પોતાના સ્નેહ સંબંધને લઇને કૌરવોનું હિત કરવા મહાન્ પ્રયત્ન કર્યો હતો. કારણ કે, યુદ્ધમાં અનેક પ્રાણીઓની હિંસા થવાથી ઘણો અધર્મ થશે આવું તેઓ ધારતા હતા, પણ જ્યારે

દુરાગ્રહી દુર્યોધને તે વાત ન માની ત્યારે તેના આસ્તિક હૃદયમાં વૈરાગ્યભાવના પ્રગટ થઇ હતી. દરેક ગૃહસ્થે વિદુરની એ ભાવના ભાવવા યોગ્ય છે. ગૃહવાસમાં રહેલો ગૃહસ્થ જ્યારે અનેક પ્રકારની સાંસારિક ઉપાધિમાં આવી પડે છે. ત્યારે તેનું હૃદય સર્વ પ્રકારે વિરક્ત અને ઉદાસી થાય છે. આવે પ્રસંગે પૂર્વના આર્ય જનો સંસારમાંથી મુક્ત થવા નિર્ગ્રંથ માર્ગને અનુસરવા ચારિત્ર ગ્રહણ કરતા હતા. આજકાલના અલ્પમતિ લોકો ;સંસારથી કંટાળી આત્મઘાત કરવા તૈયાર થાય છે. આ મલિન માર્ગ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. એ માર્ગે પ્રયાણ કરનારો આત્મઘાતી આત્મા નરકની પીડાને પ્રાપ્ત કરે છે. તેમણે આ આર્યવીર વિદુરની પવિત્ર પદ્ધતીને અંગીકાર કરવાની છે.

બીજો શિક્ષણીય વિષય દુર્યોધનના કદાગ્રહ ઉપરથી લેવાનો છે. પૂજ્ય વડિલોએ અને બીજા સંબંધીઓએ ઘણી વૃષ્ટિ કરી તેને સમજાવવામા આવ્યો, તોપણ એ દુરાગ્રહી દુર્મતિ સમજ્યો નહીં. તેના મલિન હૃદયમાં સુવિચાર ઉત્પન્ન થયો નહીં આખરે તેના પાપી વિચારથી મોટા રાજવંશનો કુળક્ષય થશે અને એકજ પિતાના પુત્રો તેના દુરાગ્રહના ભોગ થઇ પડશે. બંધુઓને હાથેજ બંધુઓના રૂધિરની નદીઓથી કુરૂક્ષેત્રની ભૂમિ તૃપ્ત થશે. અને ભારત ઉપર અનેક આત્માઓના પ્રાણોની આહૃતિઓ થશે. આવું અતિ વિપરીત કાર્ય થવાનું જાણતાં છતાં પણ દુર્યોધન એકનો બે-થયો નહીં આ

ઉપરથી વાંચનારે બોધ લેવાનો છે કે, દુર્યોધનના જેવો દુરાગ્રહ કદિપણ ધારણ કરવો ન જોઈએ. સુજ્ઞ મનુષ્યે કોઈ પ્રસંગે આગ્રહ રાખવો પણ દુરાગ્રહ ન રાખવો. જો આગ્રહ રાખવો હોય તો દેશોન્નતિ, ધર્મોન્નતિ અને કુલોન્નતિ કરવાનો આગ્રહ રાખવો, પણ કોઈ જાતની અવનતિ થવાનો આગ્રહ રાખવો નહીં.



## પ્રકરણ ૪૧ મું

### યુદ્ધારંભ.

એક રાજમહેલમાં વિધવા સ્ત્રી બેઠીબેઠી ચિંતા કરતી હતી. તેનામાંથી સૌભાગ્ય શોભા દૂર થઇ હતી. પણ તેણીના શરીરની સ્વાભાવિક શોભા દૂર થઇ ન હતી. તથાપિ પતિના વિયોગથી અને વિલાસના અભાવથી તે શોભા નિસ્તેજ દેખાતી હતી તેણીના હૃદયમાં પૂર્વના વૈભવનું અને પૂર્વના વિલાસનું સ્મરણ થયા કરતું હતું, આથી તેણીની સુખ મુદ્રા ચિંતાતુર દેખાતી હતી.

આ વખતે એક પ્રૌઢ વયનો પરાક્રમી પુરૂષ ત્યાં આવી ચડ્યો. તેના શરીર ઉપર તેજસ્વી રાજવેષ પ્રકાશી રહ્યો હતો. તેના મુખ ઉપર ગર્વનું ઉગ્ર તેજ ઝળકી રહ્યું હતું. આ પુરૂષ આવી તે વિધવાના મુખ સામે ક્ષણવાર જોઈ રહ્યો હતો. તેનું અવલોકન પ્રેમ ભરેલું અને વાત્સલ્યથી પરિપૂર્ણ હતું. વિ-

ધવાના મુખ ઉપર ચિંતાની છાયા છવાયેલી જોઇ તે પુરૂષ પણ ચિંતાતુર થઇ ગયો. તે શોકથી મંદ થયેલા સ્વરથી બોલ્યો—" પુત્રી ! તું શા માટે ચિંતા કરે છે ? જો કે વૈધવ્યને લઇને તું યાવજ્જીવિત દુઃખી છે. એ વાત મારા જાણવામા છે; તથાપિ આજની ચિંતાથી તારી મુખમુદ્રા વિશેષ ઘેરાયલી દેખાય છે. તારી સદાકાળની ચિંતામાં આજે કાંઇક વધારો થયેલો છે. વત્સે ! જો કાંઇ પણ લજ્જાકારી ન હોય તો તારી ચિંતાનું કારણ જાણવાની મારી ઈચ્છા છે. "

તેનાં આવાં વચન સાંભળી તે દુઃખી વિધવા નમ્રતાથી મંદસ્વરે બોલી—પિતાજી ! જ્યારથી મારા દુર્ભાગ્યે મને વૈધવ્ય આપ્યું છે, ત્યારથી મારા હૃદયમાં ચિંતાએ સદાને માટે વાસ કરેલો છે. એવી એક ક્ષણ પણ નથી ગઈ કે જેમાં હું ચિંતાથી મુક્ત થઇ સુખે રહી હોઉં. તેમાં આજે મારી ચિંતામાં વધારો થવાનું એક મોટું કારણ બન્યું છે, તે હું આપને નિવેદન કરૂં છું. " આજે કેટલાએક વેપારીઓ રત્નકંબલ લઇ આપણા દરબારમાં વેચવા આવ્યા હતા. તે ઉત્તમ વસ્તુ ખરીદવાની ઈચ્છાથી મારી માતાએ તેમને અંતઃપુરમાં બોલાવ્યા. રત્નકંબલની શોભા જોઈ તે માલ ખરીદ કરવાની મારી ઇચ્છા થઈ. મેં તેમનો માલ તેના પ્રમાણનું મૂલ્ય ખરીદવાની માગણી કરી, ત્યારે તે વેપારીઓના મુખ ગ્લાનિ આવી ગઇ. મેં જ્યારે તેમને ગ્લાનિ થવાનું પુછયું, એટલે તેઓ બોલ્યા કે, " રાજપુત્રી !

પૂર્વે આ માલ દ્વારકાના લોકોએ તમે જે મૂલ્ય કહ્યું, તેનાથી આઠગણા મૂલ્યે માગ્યો હતો, તથાપિ અમોએ તેમને તે માલ આપ્યો ન હતો. તે કરતાં વધારે મૂલ્ય મેળવવાની આશાથી અમે આ માલ આ રાજધાનીમાં લાવ્યા છીએ. પણ જ્યારે આપ રાજકુમારી ઓછા મૂલ્યથી અમારા આ કીંમતી માલની માગણી કરો છો, તેથી અમને ભારે ખેદ ઉત્પન્ન થાય છે." પિતાજી! પછી દ્વારકાનું નામ સાંભળી મેં તેમને પુછયું. હે વ્યાપારીઓ! શું આ પ્રતિવાસુદેવની રાજધાનીના કરતાં તે દ્વારકા શ્રેષ્ટ છે? પછી તેમણે કહ્યું કે, "રાજપુત્રી! દ્વારકાનગરીની શી વાત? એ મહાનગરી દેવતાઓએ નિર્માણ કરેલી છે, તે નગરીની બધી રચના સુવર્ણમય છે. તેના ઉંચા કોટ ઉપર મેઘ આવી વિશ્રાંતિ કરે છે. રાત્રે તે નગરીની સુવર્ણમય ચંદ્રશાળાઓ ઉપર આવેલો ચંદ્ર પીતવર્ણી થઇ જાય છે. તેની પાસે આવેલા સમુદ્રના તીર ઉપર વિહાર કરતો પવન પોતાની શીતળ લ્હેરોથી યદુકુમારોના શરીરના પરસેવાના બિંદુઓનું પાન કરે છે જાણે દ્વારકાનગરીના અદ્ભુત રત્નરાશિને ગ્રહણ કરવા ઇચ્છતો હોય તેમ સમુદ્ર તેની આસપાસ વેષ્ટિત થઈ તે નગરીની સેવા કરે છે. એ દ્વારકાનગરીમાં ઇંદ્રના ગર્વને તુચ્છ કરનાર યાદવપતિ મહારાજા સમુદ્રવિજય મોટી સમૃદ્ધિવાળું રાજ્ય કરે છે. તેનો લઘુબંધુ વસુદેવ એવો તો પરાક્રમી છે કે, દેવાંગનાઓ જેના ગુણોનું યશોગાન સદા કર્યા કરે છે. તે વસુદેવને ચંદ્ર અને સૂર્યના જેવા બે પરાક્રમી પુત્રો છે. તેમાં મોટો પુત્ર બળદેવ આ જગતમાં બળવાન

તરીકે પ્રખ્યાત છે. નાના પુત્રનું નામ કૃષ્ણ છે, તેનો બાહુવૈભવ શત્રુઓને ઉપભોગ કરવા યોગ્ય છે. ગોપાંગનાઓના પરિવારથી પરિવૃત થયેલા એ કૃષ્ણની લીલા યમુનાનદી સારી રીતે જાણે છે. તેનો પરાક્રમરૂપ ભૈરવ હાથમાં શક્તિ લઇ આ પૃથ્વીને કંપાયમાન કરી નૃત્ય કરે છે. તે મહાવીરે પોતાના પરાક્રમથી મથુરાપતિ કંસનો ઘાત કરી પોતાની વીરકીર્ત્તિ દિગંત સુધી પહોંચાડી છે. રાજા સમુદ્રવિજય પોતાના ભ્રાતૃપુત્ર તે કૃષ્ણની સંમતિથી પોતાનું રાજ્ય ચલાવે છે. રાજપુત્રી ! શું તમે દ્વારકાપતિ કૃષ્ણની કીર્ત્તિ નથી સાંભળી ? આ જગતમાં કોઇ પણ મનુષ્ય કૃષ્ણના પવિત્ર નામથી અજ્ઞાત નથી. " હે પૂજ્ય પિતા ! આવી રીતે તે વેપારીઓએ મારા શત્રુની પ્રશંસા કરી તે સાંભળી મને ઘણું દુઃખ લાગ્યું છે. મને મારા પૂર્વ વૈભવનું સ્મરણ થઈ આવ્યું છે. મારા સૌભાગ્યને લુંટનારા અને મારી સર્વ સંપત્તિરૂપ લતાને દહન કરવામાં દાવાનળ રૂપ થયેલા એ કૃષ્ણનું નામ સાંભળતાં મારૂં હૃદય કંપાયમાન થયું છે. મારા રોમેરોમમાં દ્વેષનાં અંકુરો સ્ફુરી રહ્યા છે. અને હું પૂર્ણ ક્રોધાવેશમાં આવી ગઇ છું. પણ શું કરૂં ? હું અબળા થઈ, મારી પાસે શું સાધન છે કે, જેથી હું મારા સ્વર્ગવાસી પતિનું વૈર લઉં ? આથી આ વખતે હું અતિ ચિંતાતુર થઇ રહી છું અને મૂઢ બની ગઇ છું. તમારા જેવા પ્રતિવાસુદેવ પિતાની પુત્રી થઈ આ પ્રમાણે દુઃખી થાઉં, એ તમને પણ લજ્જાકારી છે."

પોતાની વિધવા પુત્રીનાં આ વચનો સાંભળી તે પ્રૌઢ પુરૂષ

એકદમ ઉશ્કેરાઈ ગયો. તેના નેત્રામાં લાલાશ આવી ગઇ. અને તેનું વીર હૃદય ક્રોધાક્રાંત બની ગયું. તે ક્રોધના પૂર્ણ આવેશથી બાલ્યો—"પુત્રી! નિશ્ચિંત થા. હું તારા વૈરીનો વિનાશ કરી શાંત થઈશ અને વૈરીની સ્ત્રીને તારી જેમ શોકાતુર કરાવી તેણીના નેત્રામાંથી અશ્રુધારા વર્ષાવીશ." પિતાના આ વચનો તે વિધવાના શોકાનળને બુઝાવવા જરા ઉપયુક્ત થયા. તેની ચિંતારૂપી તીવ્ર જ્વાલા જરા મંદ પડી ગઈ

વાંચનાર! તમારા હૃદયમાં આ પ્રસંગે જિજ્ઞાસા ઉત્પન્ન થઈ હશે. તમારી જિજ્ઞાસા તૃપ્ત કરવાને એ પ્રસંગનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. જે વિધવા સ્ત્રી છે તે રાજગૃહનગરીના રાજા જરાસંધની પુત્રી જીવયશા છે. તે મથુરાના રાજા કંસની સ્ત્રી થાય છે. કૃષ્ણે કંસને માર્યા પછી તે વિધવા થઈ પિતાને ઘેર રહી છે. જીવયશા દુ:શીલા અને વૈરધારિણી વનિતા છે. દ્વારકાના વેપારીઓએ પોતાનો માલ વેચવાને પ્રસંગે દ્વારકાની પ્રજાની સમૃદ્ધિ અને કૃષ્ણની જાહોજલાલી વર્ણવી, તે સાભળી તે ચિંતા અને શોકથી વ્યાપ્ત થઇ ગઈ હતી. કારણકે, પોતાના પતિને મારનાર કૃષ્ણની ઉન્નતિ તેનાથી સહન થઇ શકી નહી. જે પ્રૌઢ પુરૂષ તેણીની પાસે આવ્યો હતો, તે રાજગૃહનગરીનો મહારાજા જરાસંધ છે. જરાસંધ પ્રતિવાસુદેવ હોવાથી તે કૃષ્ણવાસુદેવનો દ્વેષી છે. વાસુદેવ અને પ્રતિવાસુદેવને સ્વાભાવિક વેર હોય છે. તેમાં પણ પોતાના જમાઈ કંસને મારનાર કૃષ્ણ ઉપર તેને વિશેષ વૈર ઉત્પન્ન થવાનું તે સબળ કારણ છે.

તરીકે પ્રખ્યાત છે. નાના પુત્રનું નામ કૃષ્ણ છે, તેનો બાહુ વૈભવ શત્રુઓને ઉપભોગ કરવા યોગ્ય છે. ગોપાંગનાઓના પરિવારથી પરિવૃત થયેલા એ કૃષ્ણની લીલા યમુનાનદી સારી રીતે જાણે છે. તેનો પરાક્રમરૂપ ભૈરવ હાથમાં શક્તિ લઇ આ પૃથ્વીને કંપાયમાન કરી નૃત્ય કરે છે. તે મહાવીરે પોતાના પરાક્રમથી મથુરાપતિ કંસનો ઘાત કરી પોતાની વીરકીર્ત્તિ દિગંત સુધી પહોંચાડી છે. રાજા સમુદ્રવિજય પોતાના ભ્રાતૃપુત્ર તે કૃષ્ણની સંમતિથી પોતાનું રાજ્ય ચલાવે છે. રાજપુત્રી ! શું તમે દ્વારકાપતિ કૃષ્ણની કીર્ત્તિ નથી સાંભળી ? આ જગત્‌માં કોઇ પણ મનુષ્ય કૃષ્ણના પવિત્ર નામથી અજ્ઞાત નથી." હે પૂજ્ય પિતા ! આવી રીતે તે વેપારીઓએ મારા શત્રુની પ્રશંસા કરી તે સાંભળી મને ઘણું દુઃખ લાગ્યું છે. મને મારા પૂર્વ વૈભવનું સ્મરણ થઈ આવ્યું છે. મારા સૌભાગ્યને લુંટનારા અને મારી સર્વ સંપત્તિરૂપ લતાને દહન કરવામાં દાવાનળ રૂપ થયેલા એ કૃષ્ણનું નામ સાભળતાં મારૂં હૃદય કંપાયમાન થયું છે. મારા રોમેરોમમાં દ્વેષના અંકુરો સ્ફુરી રહ્યા છે. અને હું પૂર્ણ ક્રોધાવેશમાં આવી ગઇ છું. પણ શું કરૂં ? હું અબળા થઈ, મારી પાસે શું સાધન છે કે, જેથી હું મારા સ્વર્ગવાસી પતિનું વૈર લઉં ? આથી આ વખતે હું અતિ ચિંતાતુર થઈ રહી છું અને મૂઢ બની ગઇ છું. તમારા જેવા પ્રતિવાસુદેવ પિતાની પુત્રી થઈ આ પ્રમાણે દુઃખી થાઉં, એ તમને પણ લજ્જાકારી છે." પોતાની વિધવા પુત્રીનાં આ વચનો સાંભળી તે પ્રૌઢ પુરૂષ

એકદમ ઉશ્કેરાઈ ગયો. તેના નેત્રોમાં લાલાશ આવી ગઇ. અને તેનું વીર હૃદય ક્રોધાક્રાંત બની ગયું. તે ક્રોધના પૂર્ણ આવેશથી બોલ્યો—"પુત્રી! નિશ્ચિંત થા. હું તારા વૈરીનો વિનાશ કરી શાંત થઈશ અને વૈરીની સ્ત્રીને તારી જેમ શોકાતુર કરાવી તેણીના નેત્રોમાંથી અશ્રુધારા વર્ષાવીશ." પિતાનાં આ વચનો તે વિધવાના શોકાનળને બુઝાવવા જરા ઉપયુક્ત થયા. તેની ચિંતારૂપી તીવ્ર જ્વાલા જરા મંદ પડી ગઈ.

વાંચનાર! તમારા હૃદયમાં આ પ્રસંગે જિજ્ઞાસા ઉત્પન્ન થઈ હશે. તમારી જિજ્ઞાસા તૃપ્ત કરવાને એ પ્રસંગનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. જે વિધવા સ્ત્રી છે તે રાજગૃહનગરીના રાજા જરાસંઘની પુત્રી જીવયશા છે. તે મથુરાના રાજા કંસની સ્ત્રી થાય છે. કૃષ્ણે કંસને માર્યા પછી તે વિધવા થઈ પિતાને ઘેર રહી છે. જીવયશા દુ:શીલા અને વૈરધારિણી વનિતા છે. દ્વારકાના વેપારીઓએ પોતાનો માલ વેચવાને પ્રસંગે દ્વારકાની પ્રજાની સમૃદ્ધિ અને કૃષ્ણની જાહોજલાલી વર્ણવી, તે સાંભળી તે ચિંતા અને શોકથી વ્યાપ્ત થઇ ગઈ હતી કારણકે, પોતાના પતિને મારનાર કૃષ્ણની ઉન્નતિ તેનાથી સહન થઇ શકી નહીં. જે પ્રૌઢ પુરૂષ તેણીની પાસે આવ્યો હતો, તે રાજગૃહનગરીનો મહારાજા જરાસંઘ છે. જરાસંઘ પ્રતિવાસુદેવ હોવાથી તે કૃષ્ણવાસુદેવનો દ્વેષી છે. વાસુદેવ અને પ્રતિવાસુદેવને સ્વાભાવિક વૈર હોય છે. તેમાં પણ પોતાના જમાઈ કંસને મારનાર કૃષ્ણ ઉપર તેને વિશેષ વૈર ઉત્પન્ન થવાનું તે સબળ કારણ છે.

પોતાની વિધવા પુત્રી જીવયશાનાં વચન સાંભળી જરાસંધના મનમાં પ્રથમથી ધમધમી રહેલો ક્રોધાનળ એકદમ પ્રજ્વલિત થઈ ગયો. આજસુધી જરાસંધ એમ જાણતો હતો કે, યાદવો પૂર્વના ઉપદ્રવમાં બળીને ભસ્મ થઈ ગયા છે; તેની સાથે કૃષ્ણ અને રામ પણ દગ્ધ થયેલા છે; તેથી તે શાંત થઈને બેઠો હતો. કૃષ્ણે જરાસંધ ન જાણે તેમ ગુપ્ત રીતે જઈ દ્વારકામા રાજધાની જમાવી છે, એ વાતથી જરાસંધ તદ્દન અજ્ઞાત હતો. તેની વિધવા પુત્રી જીવયશા પણ તે વાત જાણતી ન હતી. જ્યારે દ્વારકાના વેપારીઓ અચાનક આવી ચડ્યા અને તેમણે કૃષ્ણની સમૃદ્ધિનું વર્ણન કર્યું, તેથી જરાસંધ અને તેની વિધવા પુત્રી જીવયશાએ કૃષ્ણ વિદ્યમાન છે, એવી વાત જાણી હતી. અને તે જાણવાથી તેઓ ક્રોધના આવેશમાં આવી ગયાં હતાં.

પોતાની પુત્રી જીવયશાને ધીરજ આપી રાજગૃહપતિ જરાસંધ તરત સભાસ્થાનમાં આવ્યો હતો. પછી તેણે પોતાના મંત્રિઓની સલાહ લઇ એક સશોક નામના પોતાના દૂતને બોલાવ્યો હતો. સશોક દૂત રાજનીતિને જાણનારો, રાજપદ્ધતીમાં પ્રવીણ બનેલો અને ઉત્તમ પ્રકારનો વક્તા હતો. રાજસભામાં કેવી રીતે જવું જોઇએ, કેમ બોલવું જોઇએ અને કેમ વર્ત્તવું જોઈએ—એ સર્વ બાબતમાં સશોક ઘણો હુશીઆર હતો. જરાસંધે સશોકને બોલાવી તેને સર્વ હકીકત જણાવી કૃષ્ણની પાસે દ્વારકામાં મોકલ્યો. ચતુરમતિ સશોક

નિત્ય પ્રયાણ કરતો અનુક્રમે દ્વારકાનગરીમાં આવી પહોંચ્યો. સુવર્ણમય મહેલોથી દેખાતી અને ગગનચુંબી કિલ્લાથી પરિવેષ્ટિત દ્વારકાનગરી તેના જોવામાં આવી. તેની આસપાસ રહેલા રત્નાકરના તરંગો ઘુઘવાટ શબ્દ કરી રહ્યા હતા. જે સાંભળી સશોક અશોક થઇ ગયો હતો.

સશોક દૂત નગરીની રચના નિરખતો નિરખતો રાજા સમુદ્રવિજયના દરબારમાં આવ્યો અને તેણે તરત રાજાની મુલાકાત લીધી. કૃષ્ણ, બળભદ્ર, વસુદેવ વગેરે યાદવોથી પરિવૃત થઈ બેઠેલા રાજા સમુદ્રવિજયને પ્રણામ કરી સશોક ઉંચે સ્વરે બોલ્યો—" દ્વારકાપતિ ! જેણે પોતાના માહાત્મ્યથી મેરૂપર્વતનો પણ તિરસ્કાર કરેલો છે અને ઇંદ્રના જેવી જેની કીર્ત્તિ છે એવા રાજગૃહનગરીના મહારાજા જરાસંઘે આપને કહેવાને માટે મને મોકલ્યો છે. તેણે કહેવરાવ્યું છે કે, " ગાયોનું દૂધ પી અતિ પુષ્ટ થયેલા જે રામ અને કૃષ્ણ નામે બે ઉન્મત્ત છોકરાઓ તમારા રાજ્યમાં છે, તેમણે મારા જમાઈ કંસને મારેલો છે. જ્યારે એ બનાવ બન્યો, ત્યારે મારી વિધવા થયેલી પુત્રી જીવયશાએ અતિરૂદન કરવા માંડયું હતું. તે સાંભળી હું મોટી સેના લઈ તેમની સાથે યુદ્ધ કરવા તૈયાર થતો હતો; પણ મારા કાળ નામના પુત્રે મને અટકાવ્યો અને પોતે તમારી પાછળ ચડી આવ્યો હતો, તે વખતે તે તમારા ઉન્મત્ત છોકરાઓ નાશી એક પર્વતમાં ભરાઇ ગયા. મારો પુત્ર પછવાડે દોડ્યો. તેવામાં એક સેનાનો

મોટો પડાવ તેના જોવામાં આવ્યો. જ્યાં તેની પાસે જાય, ત્યાં સેનાને બદલે ચિતાઓ સળગતી જોવામાં આવી. મારો કાલપુત્ર તેની આગળ ગયો ત્યાં એક વૃદ્ધ સ્રી યાદવોના નામ લઇ રૂદન કરતી તેને સામી મળી. મારા પુત્રે તેણીને રોવાનું કારણ પુછયું, ત્યારે તે ડોશીએ કહ્યું કે, "કાળ નામના કોઈ જરાસંધના પુત્રના ભયથી રાજા સમુદ્રવિજય, વસુદેવ, બળરામ, કૃષ્ણ અને બીજા યાદવોએ આ જુદીજુદી ચિતાગ્નિમાં પ્રવેશ કર્યો છે. હું કૃષ્ણની બ્હેન છું અને મારો વિચાર પણ ચિતાગ્નિમાં પ્રવેશ કરવાનો છે." તે વૃદ્ધાનાં આવાં વચન સાંભળી અલ્પ બુદ્ધિવાળા મારા પુત્રે વિચાર કર્યો કે, "મારા પિતા જરાસંધની આગળ મેં એવી પ્રતિજ્ઞા કરી છે કે, યાદવો ગમે ત્યાં ગયા હશે, તોપણ તેઓને હું તમારી પાસે લાવ્યા વિના રહીશ નહિં. માટે તેઓને અગ્નિમાંથી પણ મારે પકડવા જોઈએ." આવું વિચારી એ મૂર્ખ પુત્ર તેના સૈનિકોએ વાર્યો તોપણ તે કૃષ્ણની ચિતાગ્નિમાં પ્રવેશ કરી દગ્ધ થઈ ગયો. પછી મારા શોકાતુર સૈનિકોએ પાછા ફરી મને તે વૃત્તાંત જણાવ્યો. પુત્રના મૃત્યુથી મને ઘણો શોક થયો હતો, પણ મારા સર્વ યાદવશત્રુઓ અગ્નિમાં ભસ્મ થયા, એ વાત જાણી મેં મારા મનને શાંતિ વાળી હતી. અને મારી વિધવા પુત્રી જીવયશા પણ પોતાનું વૈર વળ્યું, એમ જાણી પોતાના સ્વર્ગવાસી પતિને જલાંજલિ આપી સુખી થઇહતી. પણ પાછા દ્વારકાના વેપારીઓને મુખે કૃષ્ણની જાહો-

જલાલી સાંભળી મને અને મારી પુત્રીને ભારે શોક તથા ક્રોધ થયો છે. તમે હજુ જીવો છો, એ વાત જાણી મારો ક્રોધાગ્નિ પુનઃ પ્રજ્વલિત થયો છે, તે તમારી આહુતિ આપ્યા વિના શાંત થશે નહીં. જે વૃદ્ધસ્ત્રીએ મારા કાળ પુત્રને ફસાવી અગ્નિમાં બાળ્યો છે, તે કોઇ યાદવોની દેવી હોવી જોઈએ. યાદવોના કપટથી એ કામ બનેલું છે. તેનું ફળ સર્વ યાદવોને મળ્યા વિના રહેશે નહીં. પરંતુ મારી પુત્રીને વિધવા કરનાર એવા બળરામ અને કૃષ્ણને જો તમે મને અર્પણ કરશો તો તમારા યાદવકુળનું થોડે ઘણે અંશે પણ કલ્યાણ થશે." આ સંદેશો કહેવા સારૂ સ્વામી જરાસંધે મને મોકલ્યો છે. માટે રાજન્! પોતાના કુળનું કલ્યાણ થવા સારૂ તમે એ ગોપના પુત્રોને જરાસંધને સોંપી દો. જે કાર્ય કરવાથી ઘણો લાભ થતો હોય, તેવું કામ સુજ્ઞ પુરૂષે કરવું જોઈએ. મહારાજ જરાસંધ સમર્થ છે તેની આજ્ઞા તમારે મસ્તક પર ધારણ કરવા યોગ્ય છે. જો તમે એની આજ્ઞાને માન્ય નહીં કરો તો તમારે ઘણુંજ શોચવું પડશે."

દૂતનાં આવાં વચન સાંભળી રાજા સમુદ્રવિજયે કહ્યું. "દૂત! તારા પ્રભુની આ વાણી યુક્તિથી સુંદર છે. પોતાના મિત્રવર્ગી રાજાઓના આશ્રયમાં જઇ રહેનારા અપરાધીઓને મિત્રવર્ગી રાજા પાસેથી માગવા એ ક્ષત્રિયવંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓને યોગ્ય નથી. પરંતુ તારો સ્વામી જરાસંધ જો મિત્રતાથી તેઓને મારી પાસેથી માગતો હોય તો રામ-

કૃષ્ણને સોંપી દેવામાં કાંઇપણ હરકત નથી. કારણ કે, જે મારી પાસે છે તે સર્વ મારા મિત્રોનુંજ છે, એમ હું સમજું છું; પણ તારો સ્વામી સજ્જનતાનો ત્યાગ કરી બળાત્કારે રામકૃષ્ણને માગે છે એ તો અત્યંત અયોગ્ય છે. વળી બાળહત્યા કરનાર અને ઉદ્ધત એવા કંસનો રામકૃષ્ણે વધ કર્યો તેનું તારા સ્વામીને શામાટે ખોટું લાગે છે? કારણકે, રાજાઓએ પાપી પુરૂષોને અવશ્ય શાસન કરવું જોઇએ. રામકૃષ્ણને ગોપના છોકરા કહી અપમાન કરનારો અને ભુજાના બળથી દુર્મદ થયેલો જરાસંધ રામકૃષ્ણને મારવાની ઈચ્છા કરે છે; પરંતુ એ ગોપબાળકનું સામર્થ્ય તે જાણતો નથી. જ્યાંસુધી વૃક્ષ બળીને ભસ્મ થયું નથી, ત્યાંસુધી તે વૃક્ષ અગ્નિનો પ્રતાપ શી રીતે જાણે. જેમ દુષ્ટ ઉંદર વગેરેનો નાશ કરનારા સર્પની નિંદા કરી તેના પરાભવની ઇચ્છા કરનારો દેડકો પોતાના જીવની હાનિ કરે છે, તેમ તારો સ્વામી જરાસંધ મરણ પામેલા કંસને પોતાના આયુષ્યની જળાંજલિ આપવાની ઈચ્છા કરે છે. જમાઇ કંસ અને પુત્ર કાળ એ બંને યમરાજના અતિથિ થવા જે માર્ગે થઇને ગયેલા છે. તેજ માર્ગે થઇને જવાની તારો પ્રભુ ઈચ્છા રાખે છે. ”

રાજા સમુદ્રવિજયનાં આવાં વચન સાંભળી તે ચતુર દૂત સશોક જરા ઉંચે સ્વરેથી બોલ્યો—“ રાજન્! આજસુધી જરાસંધની આજ્ઞા તમે પોતાના મસ્તકને વિષે પુષ્પવત્ ધારણ કરી છે. આજે મૃત્યુકાળ પાસે આવતાં જેમ કિડી

પાંખને ધારણ કરે તેમ તમોને આ અહંકાર રૂપ નવીન અંકુર કયાથી પ્રાપ્ત થયો ? જો તમે આ ગોપબાળકના સામર્થ્યથી ગર્વ કરતા હો તો તેમ કરશો નહિં. કારણ ઘુવડપક્ષી અંધકારનો આશ્રય કરી સૂર્યોદય થાય ત્યાસુધીજ સુખ પામે છે. યાદવપતિ ! વિચાર કરો. મારા સ્વામીના કાળપુત્રથી ભય પામી તમે જ્યારે મથુરાપતિને છોડી નાશી ગયા હતા, તે વખતે એ બંને ગોપપુત્રોએ તમારી રક્ષા કરી હતી ? મહા સમર્થ જરાસંઘની આગળ તમે અને રામકૃષ્ણ શી ગણત્રીમાં છો ? જરાસંઘ રૂપી દાવાગ્નિ યુદ્ધભૂમિરૂપ અરણ્યને વિષે તમો દશાર્હ રૂપી મોટા વૃક્ષોને બાળી નાખશે, પરંતુ રામકૃષ્ણ રૂપ કાંટાવાળા વૃક્ષોને બાળવા માટે તો તે અત્યંત પ્રદીપ્તજ થશે.

હે રાજા ! વળી બીજી પણ એક વાત વિચારવા જેવી છે. સાંપ્રતકાળે કૌરવપતિ દુર્યોધન પોતાના શત્રુઓને નાશ કરવાની ઈચ્છાથી અગીયાર અક્ષૌહિણી સૈન્ય સાથે જરાસંઘને આવી મળ્યો છે, એથી હમણા તો એ જરાસંઘ ઇંદ્રથી પણ જીતી શકાય તેમ નથી. સમુદ્ર સર્વકાળ દુસ્તરજ છે, તે જો ગ્રીષ્મ ઋતુના યોગથી તોફાની થયો હોય તો પછી તેની શી વાત કરવી ? તેમાં વળી મારા સ્વામી જરાસંઘનો દુર્યોધન મિત્ર છે. તેના શત્રુ પાંડવોનો તમે પક્ષ કર્યો છે, એ તમે બીજો અપરાધ કર્યો છે. જ્યાં સુધી એ જરાસંઘ તમારા એ બીજા અપરાધને મનમાં નથી લાવતો, ત્યાંસુધી એ બંને ગો-

પપુત્રોને અર્પણ કરી તમે તેની પ્રસન્નતા સંપાદન કરો. હજી પણ તમે જાગ્રત થાઓ અને તમારા હિતનો વિચાર કરો. તમારા મોટા યાદવકુળનો ક્ષય કરાવશો નહીં. એ બંને છોકરાને ત્વરાથી સોંપી દ્યો.

દૂતનાં આવાં ઉદ્ધત વચનો સાંભળી કૃષ્ણની મુખમુદ્રા ક્રોધથી રક્ત થઈ ગઈ. તે આવેશથી બોલ્યો—"અરે દૂત! તું વધારે વાચાળ દેખાય છે. તારા સ્વામીના સંદેશા ઉપરાંત બોલવાની સારો હિંમત લાગે છે? તારો પ્રભુ મને ગોપ કહે છે, તે ખરેખર છે. હું યથાર્થ ગોપજ છું. 'ખલ પુરૂષ પાસેથી 'गो' એટલે પૃથ્વીને હરી 'प' એટલે પાલન કરે, તે 'गोप' કહેવાય છે. હું પણ તારા પ્રભુનો તેવોજ ગોપ છું. મારી આગળ અર્ધ ભરતપતિ જરાસંધ શા હિસાબમાં છે. દાવાનળની આગળ ઘાસની ગંજી શી ગણત્રીમાં હોય? જય-પ્રાપ્તિનું કારણ કેવળ બળજ છે, કાંઈ ઘણું સૈન્ય નથી. એકજ વ ટોળીઓ રૂના મોટા રાશિને ઉડાડી શકે છે. બાળહત્યા કરનારા કંસનો જરાસંઘે પક્ષપાત કર્યો, તેથી શું થવાનું છે? દુષ્ટ કંસનો પક્ષપાતી જરાસંઘે મારે પણ શાસન કરવાને યોગ્ય થયો. અન્યાય કરનારા કૌરવોને આશ્રય આપનારો તારો સ્વામી પણ અન્યાયીજ છે. હું અન્યાયને સહન કરી શકતો નથી. અમે તે અન્યાયી કૌરવોને મારવા માટે યુદ્ધની તૈયારી કરીએ છીએ. જો તારા પ્રભુને તેમાં સામેલ થવું હોય તો તે સામો આવે અને તેના મનનો હેતુ પૂર્ણ કરે. જેમ

કાષ્ટનો સમુદાય અગ્નિના ઉત્સાહને માટેજ થાય છે, તેમ શત્રુઓનો સમુદાય શૂર પુરૂષને હર્ષને માટેજ થાય છે. હે દૂત! યાદ રાખજે કે, જ્યારે યુદ્ધભૂમિરૂપ આકાશમાં હું ભયંકર વાયુરૂપ પ્રવર્ત્તીશ, ત્યારે તારો પ્રભુ મેઘની જેમ વિધ્વંસ પામી જશે,.તારા સ્વામીને કહે જે કે, તે પોતાના સર્વસૈન્ય સહિત યુદ્ધભૂમિમાં સત્વર આવે, એટલે ઘણા દિવસથી ઉપવાસી એવા મારા ખડ્ગને પારણું થાય."

કૃષ્ણે આ પ્રમાણે કહી તે દૂતને વિદાય કર્યો. પછી પોતે આ વૃત્તાંત પાંડવોને જણાવ્યો, એટલે વીર પાંડવો જરાસંધને જીતવાનું કામ પણ પોતેજ કરવા માટે ઈચ્છા કરતાં અતિ હર્ષ પામ્યા હતા.

પવિત્ર કુંતીમાતાના હાથનું મંગલ તિલક કરી પાંડવોએ શુભ લગ્ને યુદ્ધનું પ્રસ્થાનું કર્યું હતું. વિરાટ અને દ્રુપદ વગેરે કેટલાએક રાજાઓ પોતપોતાની સેના લઈ પોતાના સંબંધી પાંડવોને સહાય કરવા રાજ્યદ્વારને વિષે આવી હાજર થયા હતા. દેવકીના હાથનું મંગળ તિલક કરી કૃષ્ણે પોતાના અનેક મીત્ર રાજાઓની સાથે દ્વારકામાંથી બાહેર નીકળી પ્રસ્થાન કર્યું હતુ. તેની પાછળ સમુદ્રવિજય રાજા, વસુદેવ, બળરામ વગેરે યાદવોના પરિવાર સાથે પ્રયાણ કરી બાહેર નીકળ્યા હતા. તે સમયે મયૂરપિચ્છનું છત્ર ધારણ કરી પોતાના દેહના સૌંદર્યથી સર્વને મોહિત કરતા અને યાદવકુમારોના પરિવારથી પરિવૃત થયેલા **શ્રીનેમિકુમાર**

રથમાં બેશી યુદ્ધ કરવા બાહેર નીકળ્યા હતા. તે કાળે દુંદુભિના શબ્દ થતા હતા. શીતળ અને રજરહિત પવન વાતો હતો. મદથી ઉન્મત્ત બનેલા ગજેદ્રો ગર્જના કરતા હતા. ચંચળ તુરંગો હણહણાટ કરી પોતાનો યુદ્ધોત્સાહ દર્શાવતા હતા. પવિત્ર મિત્રોના અંતઃકરણની જેમ ધર્મરાજાની અને કૃષ્ણની સેના એકત્ર થઇ ગઈ. ગંગારૂપ યાદવ સેના અને યમુનારૂપ પાંડવસેના એકત્ર થઇ યુદ્ધરૂપ સાગરમાં મળવાને નીકળી હતી. તે સમયે ઉડેલી સુવર્ણભૂમિની રજે આકાશને સુવર્ણમય બનાવી દીધું હતું. હસ્તીઓના સમુદાયના મદતરંગોથી પંકિલ થયેલી રસ્તાની સુવર્ણભૂમિ જંબૂરસે સિંચન કરેલા મેરૂપર્વતની જેમ શોભતી હતી. ઉંટો, પાડાઓ અને ખચ્ચરો યુદ્ધની સામગ્રી લઈ શ્રેણીબંધ નીકળતા હતા. રાજસ્રીઓ શરીર ઉપર બુરખા પહેરી મીયાનામાં બેશી ચાલતી હતી. વારાંગનાઓ અશ્વ ઉપર આરૂઢ થઈ યુદ્ધના પરિવારને શ્રૃંગારિત કરતી હતી. જયલક્ષ્મીના આકર્ષણ માટે જાણે હાથની આંગળીઓ હલાવતી હોય તેવી ધ્વજાઓ ફરકતી હતી. તેજસ્વી હથીઆરો ઉપર પડતા સૂર્યનાં કિરણો દશે દિશાઓને ચળકાવતા હતા. અને વીર યોદ્ધાઓના સિંહનાદથી બધું વિશ્વ ગાજી રહ્યું હતું.

સર્વ સેનાએ બાહેર આવી ઉંચા તંબૂઓમાં પડાવ કર્યો, તેથી જાણે બીજું નગર વસેલું હોય, તેવો દેખાવ થઈ રહ્યો હતો. આ સમયે એક વિશાળ તંબૂમાં બેઠેલા યુધિષ્ઠિરની

પાસે આવી એક દ્વારપાળે વિનંતિ કરી કે, "મહારાજા! મદ્રાસનો રાજા શૈલ્ય આપણા તંબૂના દ્વાર આગળ આવી ઉભો છે અને તે આપને મળવાની ઉત્કંઠા રાખે છે." દ્વારપાળનાં આ વચન સાંભળી યુધિષ્ઠિરે તેને પ્રવેશ કરાવાની આજ્ઞા કરી એટલે દ્વારપાળ શૈલ્યરાજાને લઈ અંદર આવ્યો. મહારાજા યુધિષ્ઠિર પોતાના બંધુઓ સાથે મદ્રપતિ શૈલ્યને લેવા બે ચાર ડગલા સામો આવ્યો. રાજા શૈલ્ય પાંડુપત્ની માદ્રીનો સહોદર ભાઈ હતો. તેથી તે નકુળ અને સહદેવનો સગો મામો થતો હતો. યુધિષ્ઠિરે પોતાના માતુલને યોગ્ય આસન ઉપર બેસાર્યો અને તેને કુટુંબની કુશળવાર્ત્તા પુછી. પછી શૈલ્ય વિનયથી બોલ્યો—" સર્વ જગત્‌ના કલ્યાણ કરનારાં તમારા જેવા જેના ભાણેજ છે તેનું સદા કલ્યાણજ છે. સર્વ જગત્‌ને કલ્યાણ કરનારી કુંતી અને માદ્રી મારી બ્હેનો છે, તેથી હું મારા આત્માને ધન્ય માનું છું. ધર્મરાજા! આ વખતે હું તમને જે કાંઈ કહેવા આવ્યો છું તે મને લજ્જા કરે તેવું છે. તથાપિ તમે ન્યાયી હોવાથી તે સાંભળવાને યોગ્ય છો. " પૂર્વે તમે યુદ્ધને વિષે આમંત્રણ કરવા સારૂ દૂત મોકલ્યો હતો. પરંતુ તે દૂતના આવ્યા પહેલાં દુર્યોધને પોતાની સહાયતા કરવાને કેટલાએક ભક્તિવાળા વચનોથી મને કહેવરાવ્યું હતું, તે ઉપરથી મેં તેને કહેવરાવ્યું છે કે 'હું તને સહાય કરવા આવીશ.' હું વચનથી તેની સાથે બંધાઈ ગયા પછી તમારો દૂત આવ્યો. એટલે મને ઘણો વિચાર થઈ

પડ્યો. કારણકે, તમે મારા ભાણેજ છો. હવે મારે મારૂં વ-
ચન અન્યથા કરવું એ મને યોગ્ય લાગતું નથી. જે પુરૂ-
ષની વાણી ઉચ્ચાર થયા પ્રમાણે નિર્વાહ કરતી નથી તે પુરૂષ
સર્વ રીતે નિંદનીય છે. હે રાજન્! આ પ્રમાણે મારૂં સત્ય
વૃત્તાંત તમને કહેવા માટેજ હું અહિં આવ્યો છું."

ત્યાથી ધર્મરાજા ઉત્સાહથી બોલ્યા—"મામા! તમારૂં
કહેવું યથાર્થ છે. મારી જેમ દુર્યોધન પણ તમારો ભાણેજજ
છે. માટે તેમાં કાંઈપણ લજ્જા પામશો નહિ. સત્વર તમારી
સેના લઈ દુર્યોધનની પાસે જાઓ. દુર્યોધન તમારી સહાયથી
ભલે ઉત્કર્ષ પામે." ધર્મરાજાનાં આવાં વચનો સાંભળી
શલ્ય ત્યાંથી ઉઠી આગળ ચાલ્યો, ત્યાં તેની પાછળ નકુલ
અને સહદેવ ચાલ્યા અને થોડે દૂર જઇ તેઓ શૈલ્ય પ્રત્યે
બોલ્યા—"મામા! તમે જે વાત કહી, તે સર્વરીતે અયોગ્ય
છે. કોઇ પ્રસંગે જ્ઞાતા પુરૂષોની બુદ્ધિ પણ મોહ પામી જાય
છે. આ તમારી પ્રતિજ્ઞા ભારે પડતી છે. એ પ્રતિજ્ઞાના ભા-
રથી અમારી માદ્રી માતા લજ્જાને ભારે કરી એવા નમ્ર થઇ
જશે કે, લોકોમાં પોતાનું મસ્તક કેવી રીતે ઉંચુ કરશે? અને
ભીમસેને કૌરવોને મારતા છતાં તમે તેનો આશ્રય કરનારા
થયા છો, એવા તમારા દુર્યશથી મલીન થયેલા અમારા મુ-
ખને અમે યુધિષ્ઠિરને કેવી રીતે દેખાડી શકીશું? મામા!
તમે વિચાર કરો: આ તમારા ભાણેજનો પક્ષ છોડી તમે વિ-
પક્ષમાં સામેલ થાઓ છો, એ તમારી કીર્તિને મલિન કર-

નારૂં છે." નકુળ અને સહદેવના આવાં વચન સાભળી શૈલ્ય વિચાર કરી બોલ્યો—"હે વત્સ નકુળ અને સહદેવ! તમે કહો છો તે યોગ્ય છે, પણ હું મારા વચનનો નિર્વાહ કર્યા વગર રહીશ નહિ તે છતા તમારી જે ઈચ્છા હોય તે મારી આ ગળ જણાવો શૈલ્યની આ વાણી શ્રવણ કરી નકુળ અને સહદેવ બોલ્યા—"મામા! જો અમારી ઈચ્છા તમારે પૂર્ણ કરવી હોય તો કર્ણનો યુદ્ધ કરવાનો ઉત્સાહ તમે ભગ કરજો." શૈલ્યે પોતાના ભાણેજનો આ વાણી માન્ય કરી અને પોતે ત્યાથી ચાલતો થયો.

બીજે દિવસે પાડવોની સેના પ્રયાણ કરી કુરૂક્ષેત્રમાં આવી પુગી હતી સરસ્વતી નદીની પાસે યુધિષ્ઠિર અને કૃષ્ણે પડાવ નાખ્યો હતો કૃષ્ણના મોટા તંબૂ ઉપર ગરૂડના ચિન્હ વાળો ધ્વજદંડ ચડાવવામા આવ્યો. ચપળ ઘોડાઓ અને વિચિત્ર ઝૂલો તથા અંબાડીવાળા હાથીઓ પર્વતો હોય તેવા દેખાવા લાગ્યા. રણવીર મહાન્ યોદ્ધાઓ પોતાના શસ્ત્રોને તીક્ષ્ણ કરવાની તૈયારી કરવા લાગ્યા. અશ્વોના હણહણાટથી, ગજેંદ્રોની ગર્જનાથી અને શૂરવીરોના ઘોર–ઘોરથી સરસ્વતીનો તટ ગાજી રહ્યો હતો. કૃષ્ણ અને પાડવોની સેનાના સૈનિકો વિવિધ પ્રકારનો રણોત્સાહ દર્શાવતા હતા.

આણી તરફ ગર્વને ધારણ કરનારો જરાસંઘ મોટી સેના લઇ કૌરવોનો પક્ષ કરવાને અને જમાઇ કંસનું વૈર લેવાને કુરૂક્ષેત્રમા ચડી આવ્યો હતો. અશ્વો, ગજેદ્રો, રથો અને

પેદલ સૈનિકોની ચતુરંગ સેનાથી પરિવૃત થયેલા જરાસંઘે રણવાદ્ય વગાડવાની આજ્ઞા કરી હતી. પ્રાતઃકાળે ગગનમણિ ઉદય પામતાં તો તેણે યુદ્ધના પ્રભાતીયાં વગડાવ્યાં અને કૌરવોના અગ્રેસર યોદ્ધાઓની સાથે મળી પ્રયાણ કર્યું હતું. મંદરાચળવડે ક્ષોભિત થયેલા સમુદ્રની જેમ તેની સેનાનો મહાન્ કોલાહલ ચારે તરફ પ્રસરતો હતો.

આ વખતે જરાસંઘ સર્વના સમાજ વચ્ચે બેશી નીચે પ્રમાણે બોલ્યો—"વીર દુર્યોધન વગેરે રાજાઓ અને સુભટો ! આજે આપણે એક કર્ત્તવ્ય બજાવવાનું છે. આપણા અને આપણા મિત્રોના મોટા શત્રુઓની ઉપર આપણે મહાન્ વિજય મેળવવાનો છે. માટે સર્વેએ તન, મન અને ધનથી યુદ્ધનો ઉત્સાહ ધારણ કરવો અને શત્રુઓના મસ્તકોથી રણભૂમિને આચ્છાદિત કરી દેવી. મેં તો મારી ભુજાના બળથી પ્રતિજ્ઞા કરી છે કે, આવતી કાલે પ્રાતઃકાળે હું પાંડવ રહિત ભૂમંડળ કરી મારા મિત્ર દુર્યોધનના રાજ્યને નિષ્કંટક કરીશ." જરાસંઘનું આવું ભાષણ સાંભળી દુર્યોધન અંજળિ જોડી બોલ્યો—"રાજેંદ્ર ! તમારી અદ્ભૂત શક્તિનો મને પૂર્ણ વિશ્વાસ છે. શૂરવીર પુરૂષોમાં રત્નરૂપ એવા તમે જ્યારે યુદ્ધભૂમિમાં પ્રાપ્ત થાઓ, ત્યારે અન્યની વાત તો એક તરફ રહી, પણ પાકશાસન એવો ઇંદ્ર પણ તે તમારી આગળ કશા હિસાબમાં નથી. હે મહાવીર ! તમારા જેવા મિત્રની સહાયથી પાંડવોનો હું વિનાશ કરી ચંદ્રના જેવો ઉજ્વળ યશ

સંપાદન કરીશ. એટલુંજ નહીં પણ તમારા શત્રુ કૃષ્ણને મારી આ જગત્‌માં યશના પટહને વગડાવીશ. જ્યાંસુધી આ કુરૂક્ષેત્રમાં પાંડવ અને કૌરવનું મહાયુદ્ધ પૂર્ણ થાય, ત્યાંસુધી આ સૈન્યમાં તમારી હાજરી રહેશે તો હું તમારો ઉપકાર માનીશ." દુર્યોધનનાં આ વચનોને જરાસંઘે પ્રતિજ્ઞા લઇ અનુમોદન આપ્યું. પછી દુર્યોધને ભીષ્મપિતા, દ્રોણાચાર્ય અને કર્ણ પ્રમુખ અનેક યોદ્ધાઓની સામે જોઇને કહ્યું— "મહાવીરો ! હવે ક્ષણવાર પછી યુદ્ધનો આરંભ થશે. એ યુદ્ધરૂપી અગાધ સમુદ્ર તરવાને માટે તમારા બાહુદંડ સેતુરૂપ થશે એવી હું આશા રાખું છું. જે કાર્યને વિષે પુરૂષો એક ચિત્તવાળા થઇ સંપથી ઉત્સાહ ધારણ કરે છે, તે કાર્ય અતિ દુષ્કર હોય તોપણ સ્હેલું થાય છે. કારણકે ચંદ્ર, વસંત અને મલય પવને સહાય કરેલો કામદેવ મોટા મુનિવરોના ચિત્તને પણ મથન કરી શકે છે. હું પણ તમારા બાહુબળના પરાક્રમથી શત્રુઓને જીતી શકીશ. હું તમારા પ્રબળ પક્ષથી શત્રુઓના મહાસાગરને સુખે તરી જઇશ. પક્ષિપતિ ગરૂડ પણ પોતાના પક્ષે કરી આકાશરૂપ સમુદ્રને તરી જાય છે. શત્રુઓના શસ્ત્રરૂપ જળના સિંચનને શોષણ કરનાર તમારા બાહુરૂપ તાપે કરી મારી કીર્ત્તિરૂપી ગ્રીષ્મલતા નિરંતર વિકાશ પામી પ્રફુલ્લિત રહેશે. સાંપ્રતકાળે મારે તમને એટલું કહેવાનું છે કે, મારા શ્રદ્ધાળુ મિત્ર જરાસંઘે પાંડવોની સાથે પ્રથમ યુદ્ધ કરવાની ઇચ્છા બતાવી છે, માટે હાલ તે મહાવીર

યુદ્ધ કરવા તત્પર થયો છે, તે વીરમિત્રને સહાય આપવાને માટે તમારે સજ્જ થઈ તૈયાર રહેવું. તે શિવાય આ પ્રસંગે મારે તમારી એક સલાહ લેવાની છે કે, આપણા આ મહાન સંગ્રામમા સેનાધિપતિની ઉત્તમ પદવી કોને આપવી ? તે વિષે તમારી શી સંમતિ છે ? તે મારી આગળ પ્રગટ કરશો. વળી આપણા સૈન્યમાં અતિરથિ, મહારથિ અને અર્ધરથિ કેટલા છે ? તે મારે જાણવું છે, તે તમે કહો." દુર્યોધનનાં આવાં વચન સાંભળી ભીષ્મ બોલ્યો—"રાજન્ ! આ તું શું બોલે છે ? સર્વ ધનુર્ધારીઓનું રહસ્ય તારા જાણવામાં છે; તેથી તારે અમારી સંમતિ લેવાની જરૂર નથી. તથાપિ મારે મારો અભિપ્રાય આપવો જોઈએ. અતિરથિ અને મહારથિ એવા કેટલાએક યોદ્ધાઓ આપણી સેનામાં છે, પરંતુ આ કર્ણ અર્ધરથિ છે એવું મને ભાસે છે. કારણ કે, તે યુદ્ધભૂમિને વિષે કૃપાળુ અને પ્રમાદી છે."

ભીષ્મનાં આ વચનો કર્ણના કર્ણમાં વિષરૂપ થઈ પડ્યાં. તેના હૃદયમાં ક્રોધાનળ પ્રગટ થઈ આવ્યો. તરત તે બેઠો થઈ ઉંચે સ્વરે બોલ્યો—"જ્યાંસુધી આ ભીષ્મપિતામહ યુદ્ધને વિષે અતિરથિ થઈ રહ્યા હોય, ત્યાંસુધી પાંડવોની સાથે યુદ્ધ કરવા હું ધનુષ્ય ધારણ કરનાર નથી." આ પ્રમાણે કહી કર્ણ ક્રોધાતુર થઈ ત્યાંથી ઉઠીને ચાલવા લાગ્યો. તે વખતે ભીષ્મપિતામહે દુર્યોધનને કહ્યું, "રાજન્ ! આ કર્ણ ગર્વ કરી ચાલ્યો જાય છે તેથી તું ખેદ પામીશ નહીં. જો હું ધનુષ્ય

ધારણ કરૂં તો પછી કર્ણનું શું પ્રયોજન છે ? અને જો હું ધનુષ્યધારી ન થાઉં તો કર્ણથી શું થવાનું છે ? " ભીષ્મનાં આ વચન સાંભળી દુર્યોધન બોલ્યો—" હે પિતામહ ! કર્ણને મારી સેનાનું આધિપત્ય આપવાની મારી ઈચ્છા હતી. જો એ મહાન્ પદ તમે પોતે સ્વીકારો તો પછી મારે કોઈ બીજાને વિનવવાની જરૂર નથી. માટે હું પ્રાર્થના કરૂં છું કે, મારા યુદ્ધનો ભાર અને અગ્રેસરપણું તમે પોતે જ અંગીકાર કરો. શેષનાગ શિવાય આ મહીમંડળને ધારણ કરવાને બીજો કોણ સમર્થ થાય ? " દુર્યોધનની આ વાણી ભીષ્મે અંગીકાર કરી એટલે દુર્યોધને ભીષ્મપિતામહને સેનાધિપતિપણાનો અભિષેક કર્યો હતો.

આ તરફ રાજા યુધિષ્ટિર યુદ્ધની તૈયારી કરવાની આજ્ઞા કરી પોતાના તંબુમાં બેઠા હતો. ત્યાં એક બંદી આવી ઉભો રહ્યો. દ્વારપાળે ધર્મરાજાને ખબર આપ્યા, એટલે તેણે પ્રવેશ કરવાની આજ્ઞા કરી. તે બંદી વિનયથી વંદન કરી બોલ્યો— " રાજન્ ! પોતાના અનુપમ સામર્થ્યથી શત્રુઓના મંડળને જિતનાર મહાવીર દુર્યોધનનો હું બંદી છું. તેણે મારે મુખે કહેવરાવ્યું છે કે, હું દુર્યોધન તમોને પૃથ્વીનો ભાગ નહી આપનારો છું. તમે પૃથ્વીના ભાગની સાથે મારી કીર્ત્તિનો ભાગ માગો છો, પણ જ્યાંસુધી કૌરવપતિ દુર્યોધન ભુજદંડ ધારણ કરે છે, ત્યાંસુધી તમારે એવી કોઈ જાતની આશા રાખવી નહીં. આવતી કાલે પ્રાતઃસમયે ભીષ્મપિતામહના સે-

નાધિપત્ય નીચે જરાસંધ સહિત મોટા યુદ્ધનો સમારંભ થાશે. તે વખતે તમે ભીષ્મપિતામહને આગળ કરી રણભૂમિમાં આવેલા એવા મને જોશો. માટે જો તમારા અંતઃકરણમાં બળનો અને ધૈર્યનો કાંઈપણ ઉત્કર્ષ હોય, સર્વ ભૂમીના વૈભવના ઉપભોગની ઇચ્છા હોય, વીરોને નાશ કરવા માટે સિદ્ધ બનારૂં બાહુબળ હોય અને યુદ્ધ ભૂમિમાં ટકી શકવાનું અતુલ સામર્થ્ય હોય તો તમે તમારા અને કૃષ્ણના સૈન્ય સાથે યુદ્ધભૂમિમાં મારી સન્મુખ ઉભા રહેજો. "

બંદીનાં આવા વચન સાંભળી યુધિષ્ઠિર બોલ્યો—"બંદીરાજ ! તારા પ્રભુએ જે કહેવરાવ્યું તે સાંભળી મને સંતોષ થયો છે. હવે તું મારીવતી તારા સ્વામીને કહેજે કે, તેં જેવો આ ઉત્સાહ બતાવ્યો છે તેવો ઉત્સાહ તું આખર સુધી રાખજે. આ તારા વિચારને સર્વદા સ્થિર રાખજે. હું પ્રાતઃકાળે તારી પહેલાં યુદ્ધભૂમિમાં હાજર થઇશ. જો હું યુદ્ધ કરવા ન આવું તો રાજવ્રતને ધારણ કરનારો હું મારા વ્રતથી ભ્રષ્ટ થયો એમ તું સમજજે." આ પ્રમાણે કહી ધર્મરાજાએ એ બંદીને શિરપાવ આપી વિદાય કર્યો હતો.

બંદી ગયા પછી યુધિષ્ઠિરે એ વાત પોતાના પૂર્ણ સ્નેહી કૃષ્ણને જણાવી અને તે સાથે પ્રાર્થના કરી કે, "તમે અમારા સ્નેહને લઈને કૌરવોની સાથે પ્રથમ સંગ્રામ કરો." યુધિષ્ઠિરની આ પ્રાર્થના સાંભળી કૃષ્ણ બોલ્યા—"વીર યુધિષ્ઠિર ! તમારા આ શત્રુ તુચ્છ માત્ર છે. તમારા શત્રુરૂપ રૂને

દહન કરવામાં તમે મને શા માટે ભાગીદાર કરો છો? તમારે તેમાં કોઇની સહાય લેવાની જરૂર નથી. તમે પાંડવો તમારા પિતા પાંડુના પરાક્રમના વારસ છો અને તમારો પ્રતાપ આ જગત્માં ગ્રીષ્મ ઋતુના સૂર્યની જેમ તપે છે. તથાપિ તમે મને પ્રાર્થના પૂર્વક યુદ્ધનું આમંત્રણ કરો છો, તેથી હું વીર અર્જુનનો સારથી થઇ ધનુર્ધારી યોદ્ધાઓની દૃષ્ટિને સારથિપણાથી સંતુષ્ટ કરીશ."

કૃષ્ણની આ વાણી યુધિષ્ઠિરે માન્ય કરી અને પછી યુદ્ધ કરવાની આજ્ઞા આપી. તેણે પોતાના સામંત રાજાઓની સમતિથી દ્રુપદરાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્નને બોલાવી સેનાનો અધિપતિ બનાવ્યો.

બીજે દિવસે પ્રાતઃકાળે રણવીર રાજાઓ સૈનિકોના સમુદાય લઇ યુદ્ધ કરવાને નીકળી પડ્યા હતા. શૂરવીરો કેસરીઆ વસ્ત્ર પહેરી બાહેર નીકળ્યા. તે વસ્ત્રો જાણે તેમના ક્રોધરૂપી અગ્નિની જ્વાળા હોય તેવા દેખાવા લાગ્યા. કેટલાએક વીરોએ કંઠમાં નવીન માળાઓ ધારણ કરી હતી. તે જાણે વિજયલક્ષ્મીની વરમાળા હોય તેવી દેખાતી હતી. વીર સ્ત્રીઓએ પોતાના પતિઓનું વિજયકલ્યાણ ઇચ્છી તેમના લલાટમા વિજય તિલક કર્યાં હતાં. કેટલીએક વીરબાળા પોતાના પતિને કહેવા લાગી "પ્રાણનાથ! હું વીર કન્યા છું અને વીરવધુ છું, માટે તમારે મને અખંડ વીરપત્નીનું મહાપદ આપવું. અર્થાત્ જો તમે યુદ્ધમાં પરાક્રમ કરી વિજય મેળવશો તો હું

જગતમાં **વીરપત્ની** કહેવાઈશ. હું તમને મારા અંતરની આશીષ આપું છું કે, તમે રણમાં તમારા શત્રુઓની દૃષ્ટિને ભયભીત કરો અને તમારા પ્રભુની દૃષ્ટિ તમારીપર આનંદ યુક્ત થઇ વિશ્રાંતિ પામો." કોઈ વીર રમણીએ પોતાના વીરપતિને કહ્યું કે—"તમારા ખડ્ગથી ભેદાએલા ગજેંદ્રોના ગંડસ્થળમાંથી નીકળતા મોતીઓની માળા મને અર્પણ કરજો, જેથી હું તમારી વીરકીર્ત્તિને વર્ણન કરનારી થાઉં." કોઈ વીરબાળાએ પોતાના પતિને જણાવ્યું. કે—"પ્રાણેશ! તમે શત્રુઓને જીતી ઘાયલ થઈને આવશો, તો હું તમને દૃઢ આલિંગન આપી તમારા ઘાની વ્યથાને શાંત કરીશ."

આ વખતે કેટલાએક વીરો પરસ્પર કહેવા લાગ્યા, કે "આપણે શત્રુઓને જરજર કરી યુદ્ધરૂપ રંગમંડપને વિષે આપણા સ્વામીની જયલક્ષ્મીનો સ્વયંવર કરાવીશું." તે સમયે યુદ્ધ માટે ઉતાવળ કરનારા કેટલાએક વીરો ગજ, અશ્વ, રથ અને પેદલને સજ્જ કરવામાં સંભ્રમ પામવા લાગ્યા. હસ્તીઓ પોતાના પગને વિષે રહેલી સુવર્ણની શૃંખલા ખડખડાવી પોતાના મ્હાવતોને જગાડતા હતા. અશ્વો હણહણાટ કરી પોતાના સ્વારોને તૈયારી કરવાની સૂચના આપતા હતા.

શૂરવીરો શરીરપર ધારણ કરેલા બખ્તરોને યુદ્ધના ઉત્સાહથી રોમાંચની પુષ્ટિવડે તંગ કરતા હતા. આ સમયે પાંચે પાંડવો નાના પ્રકારના આયુધો ધારણ કરી જાણે શત્રુ-

ઓના પ્રલયકાળના મેઘ હોય તેવા દેખાવા લાગ્યા. તે પાંચ પાંડવો જાણે પાંચ ઈંદ્રો હોય, તેમ યુદ્ધના સાધનોથી ભરેલા રથ ઉપર આરૂઢ થયા અને તેમની આસપાસ દેવોની જેમ કેટલાએક આસં રાજાઓ વીંટાઈ વળ્યા હતા.

જ્યારે પાંડવસેનારૂપ ભગીરથીનો ધોધ કુરૂક્ષેત્ર સાગર તરફ વળ્યો તે વખતે મણિચૂડ, સહસ્રાક્ષ, ચંદ્રાપીડ, મહાબળ, અને ચિત્રાંગદ વિગેરે વિદ્યાધરોના રાજાઓ શ્રેણીબંધ વિમાનો લઈ આવી મળ્યાં. તેમણે યુધિષ્ઠિરને નમન કરી જણાવ્યું. "દેવ! પૂર્વે તમારા બંધુઓએ અનેક પ્રકારનાં કામ કરી અમારા જીવિતને ખરીદી લીધું છે. માટે અમો તમારી સેવા કરવાને હાજર થયા છીએ." આ પ્રમાણે કહી તેઓ પાંડવસેનારૂપ સરિતામાં મળી ગયા. એવામાં હેડંબાનો પુત્ર ઘટોત્કચ આવી પોતાના પિતા ભીમ અને કાકાને વંદન કરી ઉભો રહ્યો. આ સમયે અશ્વોના હણહણાટથી, હસ્તીઓની ગર્જનાથી, વીરોના સિંહનાદથી અને રથોના ગડગડાટથી યુક્ત એવો યુદ્ધના વાજિંત્રોનો નાદ સ્વર્ગ તથા ભૂમિના સંપુટને ફોડતો હતો, સર્વ લોકોની કર્ણેંદ્રિયને લુંટતો હતો, પર્વતોની ગુફાઓને વિદારતો હતો, સમુદ્રને ક્ષોભ કરતો હતો અને પૃથ્વીને કંપાવતો હતો. આ વખતે સૂર્ય જેમ મકર રાશિમાં આવી હિમના નાશને માટે ઉત્તર દિશામાં ગમન કરે, તેમ ધર્મરાજા શત્રુઓના નાશને માટે રથમાં બેશી રણભૂમિમાં ગમન કરવા લાગ્યા. પાંડવોનો સેના સમુદાય

ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી યુદ્ધભૂમિ તરફ ચાલવા લાગ્યો. પૃથ્વી ઉપરથી ઉડેલી રજ આકાશના સર્વ પ્રદેશમાં પ્રસરી ગઈ. તેનાથી સર્વ સ્થળે અંધકાર થઇ ગયું, પણ વિદ્યાધરોના વિમાનોએ સર્વ તરફ સારો પ્રકાશ પાડી દીધો. જ્યારે પાંડવ-સેના રણભૂમિના મધ્ય ભાગમાં વ્યૂહથી ગોઠવાઈ ગઈ, ત્યારે દુર્યોધનની સેનામાં શંખનો નાદ થયો. શંખનો નાદ સાંભળી સર્વ યોદ્ધાઓ સજ્જ થઈ ગયા અને યુદ્ધના આરંભની અને પોતપોતાના સેનાપતિની આજ્ઞાની રાહ જોઈ ઉભા રહ્યા. આકાશમાં દેવતાઓ પાંડવો અને કૌરવોનું મહાયુદ્ધ જોવાને શ્રેણીબંધ વિમાનો ઉભા રાખી સ્થિર થયા હતા. એક તરફ ચારણભાટો યુદ્ધોત્સાહને વધારનારા વીર કાવ્યો બોલતા હતા.

પ્રિય વાંચનાર ! આ યુદ્ધના પ્રસંગમાંથી તને જોઇએ તેવો બોધ મળી શકશે નહીં, તથાપિ તારા હૃદયમાં પૂર્વકાળના આર્યવીરોની કેટલી મહત્તા હતી ? તેનો વિચાર કરજે અને પૂર્વની વીરતા અને સાંપ્રતકાળની નીર્માલ્યતાનો તોલ કરી પૂર્વની ભાવના ભાવજે. જો કે યુદ્ધનો પ્રસંગ હિંસાનો છે, તથાપિ આર્યભૂમિની ગૌરવતા જાળવવાનો તે એક પ્રશંસનીય ગુણ છે. જો એ ગુણ આ જગત્ ઉપર ન હોત તો આર્યપ્રજાનું અનીતિમાંથી રક્ષણ થાત નહિ. દુર્યોધન જેવા દુરાચારી અધમ નરોને શિક્ષાની જરૂર છે. અને તેવા પુરૂષો રાજ્યાધિપતિ થઇ બેઠા હોય તો તેને માટે યુદ્ધ સિવાય બીજો ઉપાય નથી. સત્તા એ દિવ્ય શક્તિ છે, અને તે શક્તિનો જો

દુરૂપયોગ થાય તો પછી તેને દબાવનારી બીજી પ્રબળ શક્તિની આવશ્યકતા છે. પાંડવજ્યેષ્ટ યુધિષ્ઠિર આર્હત ધર્મના ઉપાસક હતા. તે સાથે શાંત અને દયાળુ હતા. તેવા પવિત્ર પુરૂષને યુદ્ધ કરવાનો પ્રસંગ દુર્યોધનની દુષ્ટ સત્તાથીજ પ્રાપ્ત થયો હતો. જો કે દુર્યોધન પ્રજા ઉપર સારૂં રાજ્ય ચલાવતો હતો; તથાપિ તે કુટુંબનો દ્વેષી, અભિમાની, કૃતઘ્ની અને નઠારા સલાહકારોની સલાહથી ચાલનારો હતો, તેથીજ તેની સત્તા છીનવી લેવાને ન્યાયી યુધિષ્ઠિરની ઇચ્છા થઇ હતી. જો તેણે પાંડવોને માત્ર પાંચ ગામ આપ્યાં હોત, અર્જુને કરેલા બંધમુક્તના ઉપકારનો તે કૃતજ્ઞ થયો હોત અને મહાન્ સમર્થ કૃષ્ણની વષ્ટિને તેણે માન આપ્યું હોત તો તેને આવો યુદ્ધ પ્રસંગ ન આવત.

વળી જ્યારે અભિમાની જરાસંધ તરફ જોઇએ તો તે પણ ખરેખરો દુષ્ટ બુદ્ધિનો હતો એમ માલૂમ પડે છે. જગત્ ઉપર મહા અનીતિ કરનારા પોતાના જમાઇ કંસને મારનાર કૃષ્ણ ઉપર તેણે શામાટે દ્વેષ કરવો જોઇએ ? કદિ પોતાનો સહોદર બંધુ પણ જો અતિ અનીતિ કરનારો હોય તો સુજ્ઞ પુરૂષ તેનો પક્ષ કરતો નથી. આ પ્રમાણે અનીતિને માર્ગે ચાલનારા દુર્યોધન અને જરાસંધની નઠારી સત્તા દબાવવાની જરૂર હતી અને તેથી તેમના દુષ્કૃત્યોએ પાંડવ અને કૃષ્ણને તેમને શિક્ષા કરવાની પ્રેરણા કરી હતી. માટેજ આ યુદ્ધનો સમારંભ થયેલો હતો.

યુદ્ધ કરવાને માટે ઠરાવ કર્યો કે, " જે યોદ્ધાના હાથમાં શસ્ત્ર ન હોય અને જે સ્ત્રી હોય, તેની પર મારો કરવો નહીં." આ ઠરાવને સર્વ વીરોએ અભિનંદન આપ્યું. પછી પાંડવ સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નના રથ આગળ અર્જુન અને ભીમ પોતાના રથ લાવી ઉભા રહ્યા. તે સમયે અર્જુનના સારથિ કૃષ્ણે કૌરવોની સેનાના વીર નાયકોને ઓળખાવવા અર્જુનને કહ્યું, " જુવો, આ તાળના ચિન્હવાળી ધ્વજાથી અને શ્વેત રંગના ઘોડાથી યુક્ત એવા રથ ઉપર શત્રુઓના ગર્વને દમન કરવામાં સમર્થ એવા ગંગાપુત્ર **ભીષ્મપિતામહ** છે. કળશનાં ચિન્હવાળી ધ્વજાવાળા અને રાતા ઘોડાઓ જોડેલા રથ ઉપર **દ્રોણાચાર્ય** છે. કમંડલના ચિન્હથી અંકિત અને ચંદનનાં જેવી કાંતિવાળા અશ્વરથ ઉપર **કૃપાચાર્ય** ધનુર્વિદ્યારૂપ લતાના કંદરૂપ થઈ ઉભા છે. જેની ધ્વજા ઉપર નાગનું ચિન્હ છે અને જેના નીલવર્ણા ઘોડા છે એવો આ **દુર્યોધન** ધનુર્ધારી થઈ સજ્જ થયેલો છે. જાગના ચિન્હવાળી ધ્વજાવાળો અને જેના રથને પીળા વર્ણના અશ્વ જોડેલા છે, એવો આ દુષ્ટ **દુઃશાસન** સન્મુખ ઉભો છે. જેના રથને વાલ્હીકદેશના ઘોડા જોડેલા છે અને ધ્વજા ઉપર પાડાનું ચિન્હ છે એવો આ દુષ્ટ **શકુનિ** છે. જેની ધ્વજા ઉપર સિંહના પુચ્છનું ચિન્હ છે અને જેના આકાશવર્ણી ઘોડા છે એવા આ **અશ્વત્થામા** છે. જેની ધ્વજા ઉપર હળના ચાસનું ચિન્હ છે અને જેના જાંબુવર્ણી અશ્વ છે એવો આ **શલ્ય** છે. તે શિવાય વિવિધ જાતની ધ્વજાવાળા અને વિવિધ વર્ણી ઘોડાવાળા આ **જયદ્રથ**, **ભૂરિશ્રવા**,

હોય તો તેની ઉપર નિઃશંકપણે પ્રહાર કરવો, એવું ક્ષત્રિઓનું વ્રત છે. આપણા બંધુઓ જ્યાંસુધી આપણને પરાભવ કરવાની ઇચ્છા ન કરે ત્યાંસુધી બાંધવોને બાંધવો જાણવા, પણ જ્યારે તેઓ આપણો પરાભવ કરવાની ઈચ્છાથી શસ્ત્ર લઇને સામા થાય, ત્યારે બાહુબળના મહાવ્રતને ધારણ કરનારા વીર પુરૂષે તેનો શિરચ્છેદ કરવો યોગ્ય છે. અગ્નિ જેમ કરસ્પર્શને સહન કરતો નથી અને સિંહ જેમ શિકારી પ્રાણીઓના શબ્દને સહન કરતો નથી, તેમ ક્ષત્રિયવીર શત્રુઓના પ્રહારને સહન કરતો નથી. હે અર્જુન ! તેથી તારા જેવા ક્ષત્રિયવીરે આવા કાયર વિચાર લાવવા ન જોઈએ. સર્વ જગતમાં એકજ ધનુર્ધારી એવા તારા જેવા બંધુ છતાં તારા વડિલ બંધુ યુધિષ્ઠિરની રાજ્યલક્ષ્મીને શત્રુઓ આકર્ષણ કરે છે, એ તને મોટી લજ્જા છે. માટે તું દયા છોડી હાથમાં ધનુષ્ય લઈ યુદ્ધ કરવા તૈયાર થા અને આ પૃથ્વીનું આધિપત્ય તારા બંધુ યુધિષ્ઠિરને આપ. વીર અર્જુન ! આ કૌરવોને તેમણે કરેલા દુષ્ટ કર્મોથીજ મૃત્યુકાળ સમીપ આવ્યો છે. તું તો તેમના મૃત્યુને માટે કેવળ નિમિત્ત રૂપજ થઇશ. માટે તું ધનુષ્ય ઉપર પણચ ચડાવી તૈયાર થઈ જા. ”

કૃષ્ણનાં આવાં વચનો સાંભળી અર્જુને પોતાના વિચારો ફેરવી દીધા. શસ્ત્ર લઇને સામે આવનારની સાથે યુદ્ધ કરવું, એ ક્ષત્રિઓનું કર્તવ્ય છે, આવો નિશ્ચય કરી વીર અર્જુન હાથમાં ધનુષ્ય લઈ યુદ્ધ કરવા તૈયાર થઈ ગયો.

અને ભગદત્ત સજ્જ થઈ ઉભા છે. હે વીર અર્જુન! આ વીર સમૂહરૂપ સમુદ્રને ગાંડીવરૂપ વાહાણમાં બેશી તું ઉતરી જા. તારે તેમાં કોઇની સહાય લેવાની જરૂર નથી."

કૃષ્ણનાં આવાં વચન સાંભળી અર્જુન ખિન્નવદને બોલ્યો—"કૃષ્ણ! આ સર્વ મારા સંબંધીઓ છે. કોઈ મારા ગુરૂઓ, કોઇ મારા બાંધવો અને કોઇ મારા પ્રાણસ્નેહીઓ છે. તેઓને હણવાને મારૂં અંતઃકરણ ઉત્સાહ ધારણ કરતું નથી. આવા સંબંધીઓના વધરૂપ, પાપનું બીજ એવું રાજ્ય અને સામર્થ્ય શા કામનું છે? જે ભીષ્મપિતામહનો ખોળો મારા દેહરૂપ લતાનો કયારો છે. તે ઉપકારી ગુરૂ ઉપર મારાં બાણ શી રીતે પડે? આ દ્રોણાચાર્ય કે જેણે પોતાના પુત્ર અશ્વત્થામા[illegible] મને વધારે રાખ્યો છે અને

હોય તો તેની ઉપર નિઃશંકપણે પ્રહાર કરવો, એવું ક્ષત્રિઓનું મત છે. આપણા બંધુઓ જ્યાંસુધી આપણને પરાભવ કરવાની ઇચ્છા ન કરે ત્યાંસુધી બાંધવોને બાંધવો જાણવા, પણ જ્યારે તેઓ આપણો પરાભવ કરવાની ઈચ્છાથી શસ્ત્ર લઇને સામા થાય, ત્યારે બાહુબળના મહાવ્રતને ધારણ કરનારા વીર પુરૂષે તેનો શિરચ્છેદ કરવો યોગ્ય છે. અગ્નિ જેમ કરસ્પર્શને સહન કરતો નથી અને સિંહ જેમ શિકારી પ્રાણીઓના શબ્દને સહન કરતો નથી, તેમ ક્ષત્રિયવીર શત્રુઓના પ્રહારને સહન કરતો નથી. હે અર્જુન ! તેથી તારા જેવા ક્ષત્રિયવીરે આવા કાયર વિચાર લાવવા ન જોઈએ. સર્વ જગતમાં એકજ ધનુર્ધારી એવા તારા જેવા બંધુ છતાં તારા વડિલ બંધુ યુધિષ્ઠિરની રાજ્યલક્ષ્મીને શત્રુઓ આકર્ષણ કરે છે, એ તને મોટી લજ્જા છે. માટે તું દયા છોડી હાથમાં ધનુષ્ય લઈ યુદ્ધ કરવા તૈયાર થા અને આ પૃથ્વીનું આધિપત્ય તારા બંધુ યુધિષ્ઠિરને આપ. વીર અર્જુન ! આ કૌરવોને તેમણે કરેલા દુષ્ટ કર્મોથીજ મૃત્યુકાળ સમીપ આવ્યો છે. તું તો તેમના મૃત્યુને માટે કેવળ નિમિત્ત રૂપજ થઇશ. માટે તું ધનુષ્ય ઉપર પણચ ચડાવી તૈયાર થઈ જા."

કૃષ્ણનાં આવાં વચનો સાંભળી અર્જુને પોતાના વિચારો ફેરવી દીધા. શસ્ત્ર લઇને સામે આવનારની સાથે યુદ્ધ કરવું, એ ક્ષત્રિઓનું કર્તવ્ય છે, આવો નિશ્ચય કરી વીર અર્જુન હાથમાં ધનુષ્ય લઇ યુદ્ધ કરવા તૈયાર થઈ ગયો.

હવે પાંડવો અને કૌરવોના સૈનિકો ધનુષ્યના ટંકાર કરી સિંહનાદ કરવા લાગ્યા. શંખો અને રણવાદ્યોના શબ્દોથી ગગન ગાજી રહ્યું. પવિત્ર ધર્મરાજાએ રથમાંથી નીચે ઉતરી પગે ચાલી ભીષ્મપિતા, કૃપાચાર્ય અને દ્રોણાચાર્યને વંદન કર્યું. તેમણે તેને વિજયદાયક આશીર્વાદ આપ્યો. તેઓ લજ્જાથી નમ્ર થઇ બોલ્યા—"વત્સ! તારે માટે અમારૂં વાત્સલ્ય રતિપણ નાશ પામ્યું નથી. તેમજ તારી ભક્તિ પણ અમારી ઉપર અવિચળ છે. પરંતુ શું કરીએ? કૌરવોએ અમોને સેવાથી વશ કરી લીધા છે. તેમની સેવા એવી પ્રબળ છે કે, અમે તેમનો ત્યાગ કરવાને ઉત્સાહ ધારણ કરી શકતા નથી. અમોએ દ્રવ્યના લોભથી અને સેવાની લાલચથી આ દેહ વિક્રય કરી દીધો છે, પણ તમે ખાત્રી રાખજો કે યુદ્ધને વિષે તમારો વિજય થવાનો છે. કારણ કે તમારા પક્ષમાં ધર્મ અને ન્યાય એ બે સંચાર કરે છે." ભીષ્મ વગેરેના આ વચન સાંભળી યુધિષ્ઠિર પાછો પોતાના રથમાં બેઠો. પછી તરતજ બંને સેનાપતિઓની આજ્ઞાથી યુદ્ધનું કાર્ય શરૂ થયું તે સમયે સર્વ દિશાઓના અંત ભાગને જાણે એકત્ર કરતા હોય અને આકાશને ગોળાકાર બનાવતા હોય, તેવા બાણો શત્રુઓના રક્તનું ભોજન કરવાને આકાશમાં સંચાર કરવા લાગ્યાં. બાણોની પાંખોના અવાજથી ગગન મંડળ ગાજી ઉઠયું. બાણોના પરસ્પર ઘર્ષણથી ઉત્પન્ન થયેલા અગ્નિમાથી તણખાની વૃષ્ટિ થવા લાગી. રથી રથીની સાથે, વિદ્યાધર વિદ્યાધરની સાથે, ખડ્ગધારી ખડ્ગધારીની સાથે, સ્વાર સ્વારની સાથે

અને મહાવત મહાવતની સાથે એમ પરસ્પર દ્વંદ્વયુદ્ધ પ્રવર્ત્તવા લાગ્યું. યોદ્ધાઓના પાદપ્રહારથી અને રથના ચક્રવેગથી ઉત્પન્ન થયેલી રજ " આ સૂર્યના કિરણોરૂપી બાણો વીરોના ઉપર ન પડે " તે માટેજ જાણે હોય, તેમ સૂર્યને આચ્છાદિત કરવા લાગી. મદોન્મત્ત ગજેંદ્રો અને ચપલ અશ્વો સામસામા આવી અથડાવા લાગ્યા. રથોની પંક્તિ વાયુએ કંપાયમાન કરેલી ધ્વજાઓના વસ્ત્રાચળથી જાણે શત્રુઓના રથોને બોલાવતી હોય, એમ સંચાર કરવા લાગી. ઉંચા કેશવાળા અને શૌર્યથી રક્ત નેત્રવાળા પાયદળના સુભટો જાણે યમકિંકર હોય, તેમ ચારે તરફ યુદ્ધ કરવાને સંચાર કરતા હતા. પંડવોની સેનાનો અધિપતિ ધૃષ્ટદ્યુમ્ન અને કૌરવોની સેનાનો સ્વામી ભીષ્મ એઓ બંને પોતપોતાની સેનાના સર્વ યોદ્ધાઓને સૂચના આપી યુદ્ધ કરાવતા હતા. પાંડવ સેનાના મહાવીર ઉત્તર કુમાર, અભિમન્યુ અને દ્રૌપદીના પાંચ પાંચાલો યુદ્ધનો ઉત્સાહ, ક્ષાત્રધર્મ, વીરવ્રત અને શૌર્ય ધારણ કરી રણભૂમિમાં ઘુમતા હતા. તેઓના તીક્ષ્ણ બાણોના મારાથી કૌરવસેનાના સુભટો સિંહથી શૃગાળની જેમ પલાયન કરી જતા હતા.

આ વખતે રથ ઉપર બેઠેલા મદ્ર ( મદ્રરાજ ) ના રાજા શલ્ય અને હાથીપર બેઠેલા વિરાટરાજાના ઉત્તરકુમારનું ભયંકર યુદ્ધ ચાલ્યું. તેઓ કાન સુધી ધનુષ્ય ખેંચી ખેંચીને બાણોની વૃષ્ટિ કરતા હતા. તેમનું યુદ્ધ આકાશમાં રહેલી દે-

વાજનાઓ કૌતુક અને ભયથી જોતી હતી ક્ષણવારમા ઉત્તરકુમારે બાણોનો વરસાદ વર્ષાવી શલ્યને આચ્છાદિત કરી દીધો. પછી શલ્યે એવું જોર બતાવ્યુ કે જેના બાણોના પ્રહારથી ઇંદ્ર જેમ વજ્રથી પર્વતને પાડે તેમ ઉત્તરકુમારને પોતાની શક્તિથી પાડી દીધા હતો આ વખતે પાડવસેનામા હાહાકાર થઇ ગયો પછી ધર્મરાજાના ધનુર્ધારી યોદ્ધાઓ કૌરવોના સેનાપતિ ભીષ્મની સામે યુદ્ધ કરવા લાગ્યા વીરમણિ ભીષ્મે પ્રલયકાળના મેઘની ધારાવૃષ્ટિ જેવા બાણોથી સર્વ દિશાઓને આચ્છાદિત કરી દીધી. આથી કેટલાકના રથો માનની સાથે ભાગી ગયા. કેટલાકની ધ્વજાઓ પરાક્રમની સાથે તુટી પડી અને કેટલાકની ધનુર્લતાઓ ધૈર્યની સાથે ધ્વસ્ત થઇ ગઈ. કેટલાક સુભટોના પ્રાણુની સાથે અશ્વો પલાયન કરી ગયા, કવચો છિન્નભિન્ન થઇ ગયા, છત્રો ભાગી પડયા અને સારથિઓ મૂર્છિત થઇ ગયા ભીષ્મપિતામહે આ પ્રમાણે પાડવોની સેનાને આકુળવ્યાકુળ કરી દીધી. પછી ભીષ્મના પરાક્રમથી ઉત્સાહિત થયેલા ધૃષ્ટદ્યુમ્ને પણ કૌરવોની સેનાનો મહાન સંહાર કર્યો આ વખતે કુરૂક્ષેત્રની ભૂમિમા શોણિતની સરિતાઓ ચાલી તે નદીઓમા વાળ શેવાળ બન્યા, વીરપુરૂષોના મુખ કમળ થયા, રથો નૌકા થઈ, હાથ પગ મત્સ્ય થયા, શ્વેત છત્રો પોયણીઓ થઇ, ધ્વજાઓ તટવૃક્ષો બની અને ગજેદ્રો પર્વત થયા હતા. કુરૂક્ષેત્રની રણભૂમિ ધ્વજમય, ધનુષ્યમય, છત્રમય, અશ્વમય, ગજમય, વીરમય અને રથમય દેખાવા લાગી. વીરરત્ન ભીષ્મે ઘણીવાર યુદ્ધ કર્યા પછી દયાવડે

પોતાના ધનુષ્યની પણચ ઉતારી એટલે કૌરવ તથા પાંડવોના સૈનિકોએ યુદ્ધ કરવું બંધ કર્યું હતું. વિરાટપતિના રાજકુમાર ઉત્તરનું મૃત્યુ થવાથી હૃદયમાં ખેદ પામતા પાંડવો પોતાની છાવણીમાં આવ્યા, અને તેથી આનંદ પામતા કૌરવો પણ પોતાના શિબિરમાં પાછા ફર્યા હતા.

પોતાના પુત્ર ઉત્તરકુમારના મૃત્યુથી નેત્રમાં અશ્રુ લાવી શોક કરતી સુદેષ્ણાના ખબર જાણી યુધિષ્ઠિર તેની પાસે ગયા અને તેણીને શાંત્વન કરવા નીચે પ્રમાણે બોલ્યા—"કલ્યાણી સુદેષ્ણા! તમે વીરપત્ની થઈ આવો શોક કરો તે અનુચિત છે. તમારા ઉત્તરકુમારે તમને વીરમાતા કહેલી છે. અને તમારા પુત્રના પરાક્રમથી ચકિત થયેલા સુભટોએ તમને ધન્યવાદ આપેલો છે. વળી હું તમારી પાસે પ્રતિજ્ઞા કરું છું કે, તમારા પુત્રને મારનાર શૈલ્યનું વૈર ન લઉં તો મારો યુદ્ધારંભ નિષ્ફળ થાઓ. જો મારી આ પ્રતિજ્ઞા અસત્ય ઠરે તો તમે મને કદિ પણ સત્યપ્રતિજ્ઞ માનશો નહીં."

આ પ્રમાણે સુદેષ્ણાને આશ્વાસન આપી ધર્મરાજાએ પોતાના ઘાયલ થયેલા સૈનિકોને વાત્સલ્યથી સારાં ઈનામો આપ્યાં હતાં અને તેમના ઘાનું દુઃખ નિવૃત્ત કરવાને ઔષધોપચાર કરાવ્યો હતો.

મહાવીર ભીષ્મપિતાએ સાત દિવસ સુધી યુદ્ધ કર્યું હતું અને શત્રુપક્ષના અનેક રાજાઓના સૈન્યને મારતાં છતાં પણ દયાળુપણે પોતાના સૈન્યનું રક્ષણ કર્યું હતું. હ-

સ્તિનાપુરમાં રહેલા ગાંધારી સહિત ધૃતરાષ્ટ્રને ઉદાર સંજય દિવસે દિવસે જે યુદ્ધપ્રકાર બને, તેનું અવલોકન કરી રાત્રે તેનો વૃત્તાંત કહેતો હતો.

આઠમે દિવસે ભીષ્મપિતામહ યુદ્ધ કરવાને ચડ્યા હતા, પણ તે દિવસે તેમણે જોઈએ તેવો મારો ચલાવ્યો ન હતો. ફક્ત કેટલાએક વીરોના હાથની આંગળીઓ કાપી હતી, જેથી તે વીરો ધનુષ્ય ચડાવાનું કામ કરવાને અશક્ત બની ગયા હતા તે દિવસે પરિણામે પાંડવોના વીરોએ કૌરવોના પક્ષના વીરોની મોટી સંખ્યા મારી હતી, તેથી પાંડવો હૃદયમાં આનંદિત થયા હતા. જ્યારે સૂર્ય અસ્તાચળ તરફ પાછો ફર્યો એટલે બંને પક્ષના વીરો યુદ્ધથી વિરામ પામી પોતપોતાની છાવણીમાં પાછા ફર્યા હતા.

તેજ રાત્રે પોતાની સેનાનો મોટો સંહાર થયેલો જાણી ભીષ્મ ઉપર શંકા લાવી દુર્યોધન ભીષ્મની પાસે આવી બોલ્યો—" પૂજ્ય તાત ! અમોને તમારા ધનુર્ધારીપણાનો મુખ્ય આધાર છે. અને તમારે આધારે પાંડવોના નાશ માટે આ યુદ્ધારંભ થયો છે. તમારી સહાય વિના પાંડવોનો પરાભવ કરવાને કોણ સમર્થ છે ? આજના યુદ્ધમાં મારા જાણવામાં આવ્યું છે કે તમે પાંડવોનો પક્ષ કરો છો. આજે મારા સુભટોનો મોટો સંહાર થયો તે છતાં તમે તેમની ઉપેક્ષા કરી છે. એ માટે જો તમોને પાંડવો પ્રિય હોય અને તેમને રાજ્ય દેવાની તમારી ઇચ્છા હોય તો તમે હમણાંજ તમારા હાથે મારો વધ કરો. "

દુર્યોધનનાં આવાં વચનો સાંભળી ભીષ્મપિતા બોલ્યા– "વત્સ! આવી તુચ્છ વાણીનો ઉચ્ચાર કેમ કરે છે? એ પાંડવોના બંધુપણા માટે જો કે મારૂં ચિત્ત તેમને વિષે વાત્સલ્યભાવ ધારણ કરે છે, તથાપિ મેં મારૂં જીવિત તારે માટે વેચી દીધું છે તેથી હું પાંડવોનું વાત્સલ્ય છોડીને યુદ્ધ કરૂં છું, તથાપિ મારે તને કહેવું જોઈએ કે, જે સૈન્યમાં અર્જુન ધનુષ્યધારી ઉભો રહે, તે સૈન્યની સાથે યુધ્ધ કરતાં અવશ્ય જય પ્રાપ્ત થવાની મને શંકા છે. તથાપિ જન્મથી અભ્યાસ કરેલા નિર્દોષ યુધ્ધથી હું પ્રાતઃકાળે પૃથ્વીને શૂરરહિત કરીશ." ભીષ્મનાં આવાં વચન સાંભળી દુર્યોધન હૃદયમાં ખુશી થતો પોતાની છાવણીમાં આવ્યો હતો

નવમે દિવસે ભીષ્મપિતામહ યુધ્ધને મોખરે આવી ઉભા રહ્યા હતા. તેમણે પોતાના બાણોની વૃષ્ટિથી ગગનને એવું આચ્છાદિત કરી દીધું કે, પ્રાતઃકાળના સૂર્યના રક્ત કિરણો કુરૂક્ષેત્રની ભૂમિને પ્રકાશિત કરી શકયા નહીં. ભયંકર ભીષ્મે બાણોનો મારો એવો ચલાવ્યો કે જેથી પાંડવોના કેટલાએક વીરો ધ્વજદંડની પાછળ અને રથની નીચે સંતાઈ ગયા હતા. તે દિવસે ભીષ્મના ભયંકર પ્રહારની સામે પાંડવ સેના ટકી શકી નહીં. કેટલાએક સુભટોએ કુરૂક્ષેત્રની પવિત્ર ભૂમિમાં પોતાના પ્રાણ અર્પણ કરી દીધા. ભયથી યુધ્ધનો પ્રતિબંધ કરવાની જાણે ઈચ્છા કરતો હોય, તેમ સૂર્ય અસ્ત ગિરિમાં અદૃશ્ય થઈ ગયો. તે વખતે છડીદારો યુધ્ધનો નિ-

વેધ કરવાની આજ્ઞા ઉંચે સ્વરે કહેવા લાગ્યા. પોતાના વિજયથી પ્રફુલ્લિત થતા કૌરવો અને પરાભવથી ખિન્ન થતા પાંડવો પોતપોતાની છાવણીમાં પાછા ફર્યા.

આ દિવસે રાત્રે ધર્મરાજા કૃષ્ણ વગેરે પોતાના સ્નેહી સભાજનોને બોલાવી વિચાર કરવા બેઠો. તેણે સર્વ પ્રધાન વીરોની આગળ જણાવ્યું કે, "જ્યાંસુધી ભીષ્મપિતામહ યુધ્ધભૂમિમાં ધનુષ્યનો ટંકાર કરે છે, ત્યાંસુધી આપણને વિજય પ્રાપ્ત થવો દૂર છે. વિજયની વાત તો એક તરફ રહી પણ જીવવાની આશા રાખવી મુશ્કેલ છે. આ વખતે આપણે કેવો યત્ન કરવો જોઇએ ? તેને માટે તમે વિચાર કરીને જણાવો. આપણામાંથી ભીષ્મપિતામહને કોણ કેવી રીતે મારશે ? એમાં મારૂં ચિત્ત શંકિત થઈ ગયું છે."

આ વખતે કૃષ્ણ બોલ્યા—"રાજન્! આજના યુધ્ધમાં જ્યારે ભીષ્મપિતામહે આપણી સેનાનો સંહાર કરવા માંડ્યો, ત્યારે મારા બાહુ તેને મારવાનો ઉત્સાહ ધારણ કરતા હતા, પણ અર્જુને સોગન આપી મારા ઉત્સાહનો નિરોધ કર્યો હતો. જો તમારી ઈચ્છા હોય અને તમારી આજ્ઞા હોય તો હું આવતી કાલે પ્રાતઃકાળે આ ભૂમિને ગાંગેય વગરની કરી દઉં."

કૃષ્ણનાં આવાં વચનો સાંભળી યુધિષ્ઠિરે કહ્યું, "કૃષ્ણ! તમારી શક્તિ આગળ ઇંદ્ર પણ ટકી શકે તેમ નથી, તો પછી ભીષ્મની શી વાત કરવી ? પણ જેમના ઉત્સંગરૂપ પલંગને

વિષે લાડ પામેલા મારા ભાઈ ભીમસેન અને અર્જુન તે ઉપકારી વડિલને શી રીતે મારે ? તેથી ભીષ્મપિતામહના વધનો કોઇ બીજો ઉપાય કહો કે જે ઉપાયે એ ભીષ્મ જીતાઈને માત્ર નામથી અવશેષ રહે. "

કૃષ્ણે વિચાર કરીને કહ્યું, " રાજન્ ! ભીષ્મનો વધ કરવા માટે મને એક ઉપાય સુઝી આવ્યો છે, તે તમે સાંભળો. મહાવીર ભીષ્મપિતા સ્ત્રી, દીન, ભીરૂ, ષંઢ અને હથીઆર વગરના માણસ ઉપર પોતાના બાણ નાખતા નથી; માટે પ્રાતઃકાળે દ્રુપદરાજાના ષંઢ પુત્ર શિખંડીને આગળ કરી તમારે તેની પાછળ રહેવું. ભીષ્મ શિખંડીને ષંઢ ધારી તેની સામે બાણ નાંખશે નહીં, એટલે શિખંડી કર્ણ પર્યંત ધનુષ્ય એંચી છોડેલા બાણોથી નિઃસંશય તેમનો વધ કરી નાખશે."

કૃષ્ણે દર્શાવેલો આ ઉપાય સર્વને પસંદ પડ્યો અને તેને અભિવંદન આપી સર્વે પોતપોતાના સ્થાનમાં ચાલ્યા ગયા.

દશમે દિવસે પ્રાતઃકાળે યુધ્ધનો આરંભ થયો. શિખંડીને આગળ કરી પાંડવો ભીષ્મનો વધ કરવાની ઈચ્છાથી રણભૂમિમાં આવ્યા. પરસ્પર બાણોની વૃષ્ટિ થવા લાગી. મહાવીર ભીષ્મપિતાએ પ્રથમ પોતાના બળથી પાંડવસેનાને આકુળ વ્યાકુળ કરી દીધી. કેટલાએક વીરો ભીષ્મના ભયથી રણભૂમિમાંથી પલાયન કરી ગયા. જ્યારે પાંડવોની સેના પરાભૂત થઇ એટલે ભીમ અર્જુન વગેરેની પ્રેરણાથી શિખંડીનો રથ રણભૂમિના મોખરા ઉપર આગળ લાવવામાં આ-

ત્યો શિખંડીને જોઈ કૌરવોના સૈનિકો તેના પર બાણોનો મારો કરવા લાગ્યા, એટલે તેના રથ પાછળ રહેલા ભીમ અને અર્જુને તે બાણોના મારાને નિવૃત્ત કરી દીધો. જ્યારે ભીષ્મે પોતાની સામે શિખંડીને જોયો, એટલે તેને ષંઢ ધારી તેમણે પોતાના બાણો છોડતા બંધ કર્યાં; પરંતુ શિખંડીએ પોતાના તીક્ષ્ણ બાણો ભીષ્મની ઉપર ચાલતા કર્યાં. ભીષ્મ પોતાની પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવાને ઉભા ઉભા શિખંડીના બાણ સહન કરવા લાગ્યા. આ સમયનો લાગ જોઈ પાંડવ સેનાનો અધિપતિ ધૃષ્ટદ્યુમ્ન અને બીજા યોદ્ધાઓ ચારે તરફ બાણોની વૃષ્ટી કરી ભીષ્મ પિતામહને આચ્છાદિત કરવા લાગ્યા. આ વખતે બીજાના બાણોનો ભારે પ્રહાર થતો જોઈ ભીષ્મ પુન: પોતાના ધનુષ્યપર બાણ ચડાવી યુદ્ધ કરવા સજ્જ થઈ ગયો. તે સાથે દુર્યોધન તથા દુઃશાસન વગેરે પણ અતિવેગથી તીક્ષ્ણ બાણોનીવૃષ્ટિ કરવા લાગ્યા. અને યુદ્ધનો મોટો જંગ મચી ગયો.

આ ભયંકર દેખાવ જોઈ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું, "વીર અર્જુન! શત્રુઓએ નાશ કરેલી તારી સેનાની ઉપેક્ષા શું કેમ કરે છે? હવે આ શિખંડીની પાછળ રહી કૌરવોની સંપત્તિરૂપ લતાના મૂલરૂપ એવા ભીષ્મપિતાનું ઉન્મૂલન કરી નાંખ."

કૃષ્ણની આજ્ઞા થતાંજ અર્જુન શિખંડીના રથ ઉપર ચડી બેઠો અને તેની પાછળ રહી ભીષ્મ ઉપર બાણોની વૃષ્ટિ

કરવા લાગ્યો. ભીમસેન વગેરે ઉભા રહી ભીષ્મની રક્ષા કરવાને આવતા દુર્યોધન વગેરેના બાણોનો નાશ કરી તેમને વીખેરી નાંખ્યા. પછી અર્જુને શિખંડીની પાછળ રહી ભીષ્મપિતા ઉપર બાણોનો સમુદાય છોડવા માંડયો. એ બાણોનો વેગ અને તેને છોડવાની ચાલાકી જોઈ ભીષ્મે પોતાના સારથીને કહ્યું, " સારથિ ! આ બાણો ઘણા મર્મભેદક છે. તેમ વળી કયાંથી આવે છે, તે જોવામા આવતું નથી. આવી ચાલાકીવાળાં આ બાણો શિખંડીના નથી, પણ અર્જુનના લાગે છે. વીર અર્જુન શિવાય બીજા કોઈનું આવું હસ્તલાઘવ હોવજ નહીં. મારા વત્સ અર્જુનનો આ ધનુર્વિદ્યાનો અનુભવ લેનારો આ મારો અંતરાત્મા મૃત્યુદશામાં પણ આનંદ પામે છે. "

ભીષ્મપિતા આ પ્રમાણે પોતાના સારથિને કહેતા હતા, તેવામાં અકસ્માત્ આકાશવાણી ઉત્પન્ન થઇ કે "હે **ગાંગેય ! તારા ગુરૂએ ઉચ્ચારેલી વાણીને તું વિસરીશ નહીં.** " આ વાણી સાંભળી દુર્યોધને ભીષ્મને પુછયું, " તાત ! કોઇ ખેચર આકાશ વાણીથી તમને ગુરૂની વાણી સ્મરણમાં રાખવાની સૂચના કરે છે. તે શું છે ? "

ભીષ્મ સ્મરણ કરીને બોલ્યા—" વત્સ ! દુર્યોધન ! હું બાલ્યાવસ્થામાં મારા મોશાળમાં રહેતો હતો. તેવામાં એક વખતે કોઈ ચારણશ્રમણમુનિ આવી ચડ્યા તેમને હું માતાની સાથે વંદના કરવા ગયો. તે સમયે કૃપાળુ એવા ચારણમુનિએ

અને સાધુધર્મ અને શ્રાવકધર્મ સંભળાવ્યો. એ સમયે તે મુનિવર પાસેથી પ્રાપ્ત થયેલું ધર્મનું રહસ્ય મારા હૃદયને પ્રિય થયું અને સર્વ પ્રાણી માત્રની કલ્યાણ કરવાની ઈચ્છા મારામાં ઉત્પન્ન થઇ. પછી તે દિવસથી મેં અહિંસાધર્મનો સ્વીકાર કર્યો. અને ત્યારથી હું સર્વ પ્રાણી માત્રને આત્મ સમાન જોઉં છું, સત્ય વાણી બોલું છું, પરદ્રવ્યથી વિમુખ રહું છું; મેં રાંની ઈચ્છાનો સર્વથા ત્યાગ કર્યો છે અને પરિગ્રહનો નિગ્રહ કર્યો છે એવી રીતે એ મુનિના ઉપદેશથી અનાચારથી વિમુખ ધર્મને વિષે તત્પર, અને શ્રવણ કરેલા ધર્મને વિષે એકાગ્રબુદ્ધિ કરનારો હું સર્વ આશ્રવથી વિરામ પામ્યો. શ્રી અરિહંત દેવની પૂજા, ગુરૂની ઉપાસના, તપ, સ્વાધ્યાય, સંયમ અને દાને કરી મારા ઘણાં કર્મો છુટી ગયા અને હું તે ષટ કર્મનું આચરણ કરવા લાગ્યો. પછી પવનવેગ નામના મારા મામાએ મને સર્વ કળાઓ શીખવી હતી. એક વખતે ત્રિકાળજ્ઞ મુનિચંદ્ર નામના જ્ઞાની મુનિ આવી ચડ્યા. હું મારા મામાની સાથે તેમને વંદના કરવા ગયો. વંદના કર્યા પછી મેં એ મુનિવરને અંજલિ જોડી પુછ્યું કે, મોહરૂપ અંધકારને નાશ કરવામાં સૂર્ય સમાન એવો સર્વ સંયમ મને ક્યારે પ્રાપ્ત થશે ? મુનિએ મારા પ્રશ્નનો આ પ્રમાણે ઉત્તર આપ્યો—" ભદ્ર ! તારે સત્યવતી નામે એક કનિષ્ટ માતા પ્રાપ્ત થશે. તેણીના પુત્રોના સંબંધથી તું ઘણો કાળ ગૃહાવાસમાં રહીશ. કારણ કે, તારા જેવા વિચાર ધરાવનારા પુરૂષો બીજાઓના કાર્ય કરવામાં સ્વાર્થ માને છે, એ માટે

તું તારા પિતાની પ્રીતીને અર્થે યાવજ્જીવિત બ્રહ્મચર્ય વ્રત ધારણ કરી ગૃહાવાસમાં રહીશ અને તેથી તું આ જગતમાં **દેવવ્રત** એવા નામથી વિખ્યાત થઈશ. અનુક્રમે તું કુરૂગોત્રમાં પિતામહ નામ ધારણ કરી શત્રુથી પીડિત એવા દુર્યોધનની વતી શત્રુઓ સાથે યુધ્ધ કરી દુર્યોધનના ઋણથી મુક્ત થઇશ. તે પછી ભદ્રગુપ્તાચાર્ય નામના મારા શિષ્યની સમીપે તું શ્રધ્ધાથી ભાવશલ્યનો ત્યાગ કરી દ્રવ્યશલ્યથી ઉત્પન્ન થયેલી દુ:સહ પીડાને સહન કરનાર થઇ એક વર્ષનું આયુષ્ય બાકી રહેતાં એકાગ્રચિત્તે દીક્ષા ગ્રહણ કરીશ. તે પ્રવજ્યાનું ઉત્તમ પ્રકારે આરાધન કરી એક વર્ષને અંતે જ્યાંથી અધઃપતન થતું નથી એવા સ્વર્ગલોકમાં સુખે ગમન કરીશ." હે દુર્યોધન ! આ પ્રમાણે મને કહી તે મુનિ ત્યાંથી વિહાર કરી ચાલ્યા ગયા અને હું ત્યારથી આજ સુધી તે વાણીનો અનુભવ કરતો આવું છું. એ ખેચરો મારા સાધર્મિ, એક ગુરૂની પાસે વ્રત લેનારા, સ્વાધ્યાયી, સમાન વયવાળા અને ચતુર છે, માટે તેઓ આ સમયે અદૃશ્ય વાણીથી મને ગુરૂની વાણીનું સ્મરણ કરાવે છે.

ભીષ્મ દુર્યોધનને આ પ્રમાણે વાત કહેતા હતા, તેટલામાં તો અર્જુનના તીક્ષ્ણ બાણોથી તેમનું શરીર પૂર્ણ થઇ ગયું, રોમેરોમ બાણો વ્યાપી ગયા. તરત તેઓ નેત્ર મીંચી, મૂર્છા પામી રથના મધ્ય ભાગમાં પડી ગયા અને તેમના હાથમાંથી ધનુષ્ય ગલિત થઇ ગયું. આ વખતે જાણે બ્રહ્મચારી ભીષ્મની આવી દુરવસ્થા જોવાને અસમર્થ હોય, તેવો સૂર્ય

પોતાના સર્વસ્વ રૂપ કિરણોનો ત્યાગ કરી દ્વીપાંતરમાં ચાલ્યે ગયો. આ સમયે " હે તાત! હે તાત! " એમ આક્રંદ કરત કૌરવો અને પાંડવોએ પોતપોતાની સેનાનો નિરોધ કરી દીધો. અને બંને સેનાઓમાં ભીષ્મના વિયોગનો શોક પ્રસરી ગયો. એટલામાં ભીષ્મપિતામહના સાધર્મિ ભાઇઓ. જેઓ પ્રથમ તેના મામાને ઘેર રહ્યા હતા, તેઓ ભિષ્મપિતામહની પાસે આવી આનંદથી તેમને તેની પાસેના પર્વતની ગુહામાં ભદ્રગુપ્તાચાર્યની સમીપે લઇ ગયા હતા.

અહીં હસ્તિનાપુરમા સંજયના મુખથી એ વૃત્તાંત સાંભળી ધૃતરાષ્ટ્ર શોકથી અશ્રુપાત કરતો જ્યાં ભિષ્મપિતામહ હતા ત્યાં આવ્યો. કૌરવો અને પાંડવો પણ એ વડિલના શોકથી અશ્રુપાત કરતાં ભિષ્મની પાસે આવ્યા અને અનેક ઉપચાર કરી તેમને મૂર્છામાંથી સચેત કર્યા. જાગ્રત થયેલા ભીષ્મે કૌરવો અને પાંડવોની તરફ અમૃતમય દૃષ્ટિથી અવલોકન કર્યું. પછી તેમણે મંદમંદ શબ્દોથી કૌરવો તથા પાંડવોને કહ્યું—"વત્સો! મારા મસ્તકને આધાર નથી, તેથી મારી ગ્રીવામાં અતિવેદના થાય છે." પિતામહનું આ વચન સાંભળી કૌરવોએ તેમના મસ્તક નીચે કોમળ ઓશિકાં લાવી મુકયાં તે ભીષ્મને રૂચિકર થયા નહીં એટલે તેમણે અર્જુનની સામે જોયું, તે ઉપરથી અર્જુને તેમનો અભિપ્રાય જાણી કંકપત્ર બાણના ઓશિકાં કરી દીધા, જેથી ભિષ્મપિતામહ પ્રસન્ન થઇ ગયા. આ વખતે યુધિષ્ઠિર ભીષ્મપિતામહના શરીરને પંપાળીને બોલ્યો—" હે તાત ! આ તમોને બાણોના

શલ્ય લાગેલા છે, તે મારા ચિત્તને દુઃખિત કરે છે; તો જો તમો આજ્ઞા કરો તો હું તમારા શરીરને નિઃશલ્ય કરી તેના ઘા રૂઝાવું. કારણ કે મારા હાથમાં ઘાને રૂઝવનારી એક મુદ્રિકા છે, જેના જળના સિંચનથી ગમે તેવા ઘા પણ રૂઝાઇ જાય છે. પોતાના નામથી અંકિત એવા બાણોવડે તમને દુઃખ આપનાર આ પુત્ર અર્જુન શરમાઈ નમ્ર મુખ કરી રહ્યો છે. પૂજ્યપિતા! એ અર્જુનનું દુઃખ દૂર કરવા તમે પ્રસન્ન થાઓ અને તમારા શરીરને નિઃશલ્ય કરવાની આજ્ઞા આપો." ધર્મરાજાનાં આવાં વચન સાંભળી ભીષ્મ બોલ્યા—" વત્સ! આ દ્રવ્ય શલ્ય મને દુઃખ ઉત્પન્ન કરતા નથી, પણ વ્યથાને ઉત્પન્ન કરનારા મારા ભાવ શલ્યો છે. તેઓનો આ ભદ્રગુપ્તાચાર્ય શુદ્ધ ઉપદેશ કરી ઉદ્ધાર કરશે. આ પુદ્ગલાદિ શરીર બહિરાત્મા એજ આત્મા છે એવી જે પુરૂષમાં બુદ્ધિ રહેલી છે, તે પુરૂષનેજ આ દ્રવ્ય શલ્યે કરી દુઃખ થાય છે, પણ હે વત્સો! મને તો બાહ્ય શરીરને ભેદ કરનારા આ બાણ શલ્યો અંતરંગ ભાગમાં દુષ્કર્મ કરી થનારા મર્મનો ભેદ કરવામા સહાય કરે છે." આ પ્રમાણે કહી ભીષ્મે કૃષ્ણની સામે દૃષ્ટિ કરી અવલોકન કર્યું. પુનઃ તેમણે જણાવ્યું, " વત્સો! આ સમયે મને બહુ તૃષા લાગી છે, માટે તમે પાણી લાવી મારી તૃષાને શાંત કરો." ભીષ્મનાં આવાં વચન સાંભળતાંજ દુર્યોધને સ્વચ્છ અને સુગંધી પાણી લાવી ભીષ્મની આગળ ધર્યું. ભીષ્મે તે પાણી લેવાની ના કહી અને જણાવ્યું—

"વત્સો! જે પાણી પશુપક્ષિઓએ પીધું ન હોય અને જે પાણીનો સૂર્યના કિરણોએ સ્પર્શ કર્યો ન હોય, તેવું પાણી પીવા માટે મારૂં હૃદય ઈચ્છા કરે છે." ભીષ્મની આ માગણી પૂર્ણ થવી અશક્ય છે,' એમ ધારી કૌરવો વિચારમાં પડી ગયા. તે વખતે ભીષ્મે અર્જુનની સામે જોયું, એટલે પિતામહનો અભિપ્રાય જાણી અર્જુને પોતાના ગાંડીવ ધનુષ્ય ઉપર વરૂણાસ્ત્ર ચડાવ્યું અને કૃષ્ણની દૃષ્ટિના પાતથી પવિત્ર એવા અધઃસ્થળમાં તે બાણ મારી પૃથ્વીને છિદ્ર પાડી દીધું. તરત એ પૃથ્વીના છિદ્રમાંથી જાણે અર્જુનની કીર્ત્તિ હોય તેવી સ્વચ્છ જળની ધારા નીકળી. તેમાથી જળ લઈ અર્જુન ભીષ્મપિતાની પાસે લાવ્યો. તૃષાતુર ભીષ્મે તે જળનું પાન કરી સંતુષ્ટ થઇ ગયા. અને તે મધુર વાણીથી બોલ્યા—"વત્સ અર્જુન! તેં આ સ્વચ્છ અને શીતળ જળથી મને આનંદ આપ્યો છે. 'તું તારા બંધુઓની સાથે વિજયી થા.' એવી મારા હૃદયની આશીષ છે." આ પ્રમાણે અર્જુનને કહી ભીષ્મે દુર્યોધનને કહ્યું—"વત્સ દુર્યોધન! આપણું કૌરવકુળ ભારતવર્ષમાં શ્રેષ્ઠ ગણાય છે. મોટા પુણ્યના યોગથી એ કૌરવકુળમાં જન્મ થાય છે. આવા કૌરવકુળમાં તારો જન્મ થયો છે. તેથી તારે તારા બંધુઓમાં સંપથી વર્ત્તવું જોઈએ. નમ્રતા અને ન્યાય એ બે ગુણોનો તું સ્વીકાર કર. નમ્રતા અને ન્યાયથી પુરૂષ સત્કીર્ત્તિ ધારણ કરે છે. આ તારા બંધુઓને તેમનું રાજ્ય પાછું સોંપી તુ ન્યાયી થા. તારા ન્યાયવર્ત્તનથી જગતમાં સારી કીર્ત્તિ પ્રસરશે અને સર્વ લોકો

તને અભિનંદન આપશે. એ પાંડવોને તેમનું રાજ્ય અર્પણ કરી તારે ઇંદ્રપ્રસ્થમાં રહેવું જોઈએ. તેમ છતાં જો તું તેમની સાથે સંધિ નહીં કરે તો તારે ઘણું દુ:ખ સહન કરવું પડશે. તેં ઘણીવાર આ ભીમસેન અને અર્જુનનું સામર્થ્ય જોયું છે. એ વીરપુરૂષોની આગળ તારે સર્વ રીતે નમ્ર થવું જોઈએ. તેં અત્યારેજ આ વીર અર્જુનનું બળ જોયું છે. મારા મસ્તક ઉપર તેણે બાણમય ઓશીકા બનાવી પાતાળમાંથી સ્વચ્છ જળ ખેંચી કાઢયું. આવા સમર્થ પુરૂષની સાથે તારો વૈરભાવ ટકી શકશે નહીં. માટે તું આ તારા ધર્મબંધુ યુધિષ્ઠિરને સંપત્તિ અર્પણ કર. અને આ ભયંકર સંગ્રામમાં થનારા કુળના ક્ષયનું રક્ષણ કર."

ભીષ્મપિતામહની આ વાણી દુર્યોધનને રૂચિ નહીં. તેના હૃદયમાં ખેદ વૃદ્ધિ પામ્યો. પછી તે ધીમે ધીમે ભીષ્મપિતા પ્રત્યે બોલ્યો—"પૂજ્ય પિતામહ! નખના અગ્રભાગ ઉપર રહે એટલી પણ ભૂમિ પાંડવોને આપવાની મારી ઇચ્છા નથી." દુર્યોધનનાં આવાં વચનો સાંભળી ભીષ્મ કોપાયમાન થઈ ગયા. તેમણે "ભવિતવ્યતા બળવતી છે." એમ જાણી હૃદયમાંથી ઉંડા નિશ્વાસ મુકયો. પછી તેમણે કૃષ્ણને ઉદ્દેશીને કહ્યું—"હે હરિ! તમે આ ભરતાર્દ્ધના પતિ થઈ અરિહંત દેવના શાસનને વિવિધ પ્રકારે સંપાદન કરો."

આટલું કહી તેમના હૃદયની ભાવના પરિણામ પામી ગઈ. આ "યુદ્ધ કર્મ પાપ યુકત છે" એવું તેમના જાણવામાં

આવ્યું. પછી તેઓ પ્રવૃત્તિના વિચારમાથી નિવૃત્ત થઈ સમતા રૂપ અમૃતનો સ્વાદ કરવા લાગ્યા અને તત્કાળ શ્રી ભદ્રગુપ્તાચાર્યની પાસે તેમણે ચારિત્ર ગ્રહણ કર્યું. મહાવીરભીષ્મ હવે યોગવીર બની ગયા. તેમની યુદ્ધપ્રવૃત્તિ બીજી તરફ વળી ગઈ. તે ધર્મવીરે જ્ઞાનચક્રથી વિવિધ પ્રકારના મિથ્યાત્વનો નાશ કરવા માંડ્યો. સમતા રૂપ શક્તિથી રાગ અને દ્વેષરૂપ મોટા ગજેંદ્રોને ભેદવા માંડ્યા. નિયમને વિષે નહીં રહેલા ઇંદ્રિય રૂપ અશ્વોને ધ્યાનરૂપ ભાલાથી દમવા લાગ્યા. ક્ષમાદિક બાણોએ કરી ક્રોધાદિક વીરોના સમુદાયનો ઘાત કરવા લાગ્યા. તેમણે સર્વ અંગમાં શ્રદ્ધારૂપી કવચ ધારણ કર્યું અને સંયમના શસ્ત્રો ગ્રહણ કર્યાં. આ પ્રમાણે સજ્જ થઈ ભીષ્મપિતાએ મોહરાજાની સાથે, યુદ્ધ કરવાનો આરંભ કર્યો.

ભીષ્મની આવી વૃત્તિ જોઈ પ્રસન્ન થયેલા પાંડવો અને કૌરવોએ ભીષ્મ મુનિને વંદના કરી પોતપોતાના આવાસ પ્રત્યે ચાલ્યા ગયા હતા.

ભીષ્મ જેવા મહાવીર જ્યારે વિરક્ત થઈ ગયા, એટલે દુર્યોધનને ભારે ખેદ થઈ આવ્યો. તેનાં નેત્રો ચિંતાથી સંકોચિત થઈ ગયા. આ વખતે દ્રોણાચાર્યે દુર્યોધનને કહ્યું, "રાજન ! મહાધૈર્યવાન્ એવા તને આ શું થયું છે ? શૌર્યને દૂર કરનારી આ ચિંતા તને કયાંથી પ્રાપ્ત થઈ છે ? શાંતનુ રાજાથી ગંગાને વિષે ઉત્પન્ન થયેલા ભીષ્મપિતામહનો શોક

શામાટે કરવો જોઈએ ? એ મહાવીર ભીષ્મપિતાએ બહારના શત્રુઓની જેમ હવે અંતરના શત્રુઓ ઉપર પરાક્રમ કર્યું છે. એ સમતારૂપ મહાન્ રાજ્યસત્તાને પ્રાપ્ત થયેલા છે. ભીષ્મપિતામહ વિના હવે યુદ્ધમાં શું થશે ? એવી શંકા તું લાવીશ નહીં. ભીમ અને અર્જુનથી રક્ષણ થયેલા યુધિષ્ઠિરને હું પરાજિત કરી તારા હાથમાં સોંપીશ. ”

દ્રોણાચાર્યના આવા ભાષણથી દુર્યોધન પુનઃ ઉત્સાહિત થઈ ગયો અને પછી તેણે દ્રોણાચાર્યને પોતાની સેનાના અધિપતિ બનાવ્યા અને પોતે ત્યાંથી રણભૂમિમાં શૌર્ય દર્શાવતો ઉપસ્થિત થયો હતો.

વાંચનાર ! આ પ્રસંગમાંથી ખરેખરો બોધ ગ્રહણ કરજે અને પૂર્વના ન્યાયયુદ્ધનો તારા હૃદયમાં વિચાર કરજે. પૂર્વકાલે યુદ્ધના પ્રસંગમાં પણ આર્યયોધાઓ નીતિનું રક્ષણ કરતા હતા. સ્ત્રી, નંપુસક, ઘાયલ અને હથિયાર વિનાના માણસની સામે કોઇ પણ ધર્મયોધ્ધો યુદ્ધ કરવા તૈયાર થતો ન હતો. એ પૂર્વનીતિ સર્વ રીતે પ્રશંસાપાત્ર ગણાતી હતી. આજકાલ એ નીતિનું ગૌરવ રહ્યું નથી. વર્ત્તમાનકાળના અધમ પુરૂષો છળ કપટ કરી બીજાના પ્રાણનો નાશ કરે છે. શાંતપણે સુતેલા અશસ્ત્ર મનુષ્યનો વધ કરવાને આજકાલના ક્ષુદ્ર મનુષ્યો પ્રવર્ત્તે છે. એવી અધમ નીતિ પૂર્વકાળે પ્રવર્ત્તતી ન હતી. મહાવીર ભીષ્મે શિખંડીની સામે પ્રહાર ન કર્યો અને પોતે મરણાંત પીડા સહન કરી. એ તેમના પ્રવ-

ર્તનને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. છેવટે એ મહાવીર મોહરાજાની સાથે યુદ્ધ કરવા પ્રવર્ત્યો અને તેણે પોતાના વીરજીવનને ચારિત્રમય બનાવ્યું હતું. વાંચનાર! એ પ્રાતઃસ્મરણીય વીરનું સદા યશોગાન કરી તારા હૃદયમાં ઉત્તમ ભાવના ભાવ્યા કરજે; જેથી તારૂં જીવન આત્મકલ્યાણને સંપાદન કરવા અધિકારી થશે.





## પ્રકરણ ૪૩ મું.

### મહાયુદ્ધ—ચાલુ.

આજે યુદ્ધનો અગિયારમો દિવસ છે. દુર્યોધન દ્રોણાચાર્યને સેનાપતિ બનાવી કુરૂક્ષેત્રની રણભૂમિમાં આવ્યો છે. વીર દ્રોણાચાર્ય કૌરવસેનાની વ્યૂહ રચના કરે છે. તે જોઈ દુર્યોધન સંતુષ્ટ થઈ રણભૂમિના અગ્ર ભાગે ઉત્સાહિત થઇ ઉભો છે.

સામી તરફ પાંડવો પોતાના સૈનિકોને લઇ સજ્જ થયા છે. ભીષ્મપિતામહની દશા જોઈ તેમના હૃદયમાં ખેદ થાય છે. તથાપિ ભીષ્મપિતામહને રણભૂમિમાંથી દૂર થયેલા જોઇ તેઓ અંતરમાં વિજયની આશા રાખે છે.

ક્ષણવાર પછી બંને સેનાપતિઓની આજ્ઞા થતાં યુધ્ધનો સમારંભ થયો. પ્રથમ ગજેંદ્રોના સમુદાયનું મહાયુધ્ધ પ્રવર્ત્યું હતું. તે સાથે બંને સેનાના વીરોના બાણો આકાશમાર્ગે

છુટવા લાગ્યાં. ક્ષણવારમાં તો રણભૂમિમાં બંને પક્ષના વીરોના મસ્તકોથી ભૂમિ આચ્છાદિત થઈ ગઈ અને તેમના કબંધો નૃત્ય કરવા લાગ્યા. ગજેંદ્રોના મસ્તકોથી ગગનપ્રદેશ છવાઈ ગયો. તેમની સુંઢો જાણે વીર પુરૂષોના ભાથા હોય તેવી દેખાવા લાગી. કોઇ ગજેંદ્ર પોતાનીપર બેસનાર વીરનું મૃત્યુ થવાથી નારાજ થઇ શત્રુને મારવા તૈયાર થતો હતો. પરસ્પર યોધ્ધાઓના ગજેંદ્રોનું દંતાદંતિ યુધ્ધ જોઈ આકાશમાં રહેલા દેવતાઓને વિશેષ કૌતુક થતું હતું.

યુધ્ધ પ્રવૃત્ત થયા પછી ધનુર્વેદના મહાન્ ગુરૂ દ્રોણાચાર્ય અર્જુનની સામે યુધ્ધ કરવા આવ્યા. તેમની વચ્ચે ભયંકર યુધ્ધ ચાલવા લાગ્યું. અર્જુનની શસ્ત્રવિદ્યામાં પ્રવીણતા જોઇ દ્રોણાચાર્યને વિચાર થઈ પડ્યો કે, આ અર્જુનની ધનુષ્યકળા મારા કરતાં અધિક છે, તે ઉપરથી જણાય છે કે અર્જુનને વિષે ધનુર્વિદ્યાના શિક્ષણમાં કોઈ બીજા ગુરૂનો સંસ્કાર છે. દ્રોણાચાર્યની કેટલીએક શક્તિ જોઈ. અર્જુને વિચાર કર્યો કે, " આ ગુરૂએ મને એમની પાસે છે તેટલી સંપૂર્ણ ધનુષ્યકળા શીખવી નથી. "

આ પ્રમાણે દ્રોણાચાર્ય અને અર્જુનનું યુધ્ધ ચાલ્યા પછી બંને પક્ષમા કોઈનો જય પરાજય ન થવાથી જયલક્ષ્મી શંકામાં પડી અને સૂર્ય અસ્ત પામ્યો. એથી યુધ્ધની ક્રિયા સમાપ્ત કરવામાં આવી; અને બંને પક્ષના વીરો જયનાદ કરતા કરતા પોતાના આવા સસ્થાનમાં ચાલ્યા ગયા હતા.

આ રાત્રે દુર્યોધનની આજ્ઞાથી સંશપ્તક નામે ત્રિગર્ત્ત-દેશનો રાજા અર્જુનની પાસે આવી આ પ્રમાણે બોલ્યો—" વીર અર્જુન ! તું મહાવીર છે, તે છતાં જોઈએ તેવું તારૂં પરાક્રમ રણભૂમિમાં કેમ દેખાતું નથી ? તારૂં અતુલ ભુજા-બળ શૂરવીર પુરૂષોના જોવામાં આવતું નથી. માટે જો તું ખાસ યુદ્ધભૂમિની બહાર જુદો યુદ્ધ કરે તો તારૂં સામર્થ્ય દેખાઈ આવે. માટે આવતી કાલે પ્રભાતે કુરૂક્ષેત્રની ભૂમિથી બીજે ઠેકાણે આવી અમારી સાથે યુદ્ધ કરે તો અમે તને જાણીએ કે 'તું મહાપરાક્રમી યોદ્ધો છે' ખરો."

સંશપ્તકનાં આવાં વચન સાંભળી અર્જુન ખુશી થઈને બોલ્યો—"વીરો ! જો તમારી એવી ઇચ્છા હોય તો હું કુરૂક્ષેત્રની ભૂમિની બહાર તમારી સાથે યુદ્ધ કરવા આવીશ. તમે મને જ્યાં બોલાવશો તો પણ વીરોના પ્રાણનું આસ્વાદન કરવાને તૃષિત એવા મારા પ્રાણ તમારા અને કૌરવોના રક્તરૂપ મદ્યનું પાન કરી તૃપ્ત થવાને સમર્થ થશે. "

અર્જુનની આ વાણી સાંભળી સંશપ્તક ઉમંગથી દુર્યોધન પાસે દોડતો આવ્યો અને તેણે તે વાત દુર્યોધનને જણાવી, જે સાંભળી દુર્યોધન ખુશી થયો હતો.

બીજે દિવસે એટલે બારમે દિવસે પ્રાતઃકાળે યુદ્ધનો આરંભ થયો. દ્રોણાચાર્યે દુર્યોધન પાસે પ્રતિજ્ઞા કરી હતી કે, "હું યુધિષ્ઠિરને પકડી તને અર્પણ કરીશ." આ પ્રતિજ્ઞાથી શંકા પામેલા અર્જુને ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન અને નકુળ વગેરેને

યુધિષ્ઠિરના રક્ષણ માટે નિયુક્ત કરી પોતે સંશસક વગેરે રાજાઓની સાથે યુધ્ધ કરવા કુરૂક્ષેત્રની બહાર ગયો હતો.

સૂર્યના કિરણો જેમ દિશામંડળને આચ્છાદન કરે તેમ દ્રોણાચાર્યના બાણો પાંડવોની સેનાને આચ્છાદન કરવા લાગ્યા. દ્રોણાચાર્યની સાથે ભગદત્ત રાજા સુપ્રતીક નામના હાથી ઉ. પર ચડી પાછળ રહી મહાન્ યુધ્ધ કરતો હતો. તેના સુપ્રતીક નામના હાથીની ગર્જનાથી સૈન્યના અશ્વો પૃથ્વી ઉપર પડતા હતા. તે મહાન્ મદોન્મત્ત સુપ્રતીક હાથીના ભયથી બીજા હાથીઓ ચિત્કાર શબ્દ કરી નાસતા હતા. ભગદત્ત રાજાનાં સુપ્રતીક હાથીના મર્દનથી પાંડવોની સેનાનો આક્રંદ શબ્દ દૂરથી અર્જુનના સાભળવામાં આવ્યો. એટલે અર્જુન મારતા બાકી રહેલા સુશસક રાજાઓને છોડી ક્રોધાંધ થઇ ભગદત્તની સામે યુધ્ધ કરવા દોડી આવ્યો. અર્જુનને જોઇ ભગદત્તે પોતાનો સુપ્રતીક હાથી તેની તરફ પ્રેર્યો. પછી વીર અર્જુને ક્રોધથી એવું બાણ છોડયું કે, તેના પ્રહારથી સુપ્રતીકની સુંઢના બે ભાગ થઈ ગયા. પછી ભગદત્તે રોષથી તે ઘાયલ ગજેંદ્રને અર્જુનની ઉપર હંકાર્યો. ભગદત્તનું આવું અનુપમ શૌર્ય જોઇ આકાશમાંથી તેની ઉપર પુષ્પવૃષ્ટિ પડવા લાગી. તે પુષ્પવૃષ્ટિ પડતાં પહેલાં તો અર્જુનના બાણોની વૃષ્ટિ તેની ઉપર શરૂ થઇ ગઈ. તે બાણવૃષ્ટિએ સુપ્રતીક ગજના પ્રાણની સાથે ભગદત્તના પ્રાણ પણ હરી લીધાં હતા.

ભગદત્તના મરણથી કૌરવસેનામાં હાહાકાર થઈ ગયો

અને તે વખતે સૂર્ય પણ અસ્તાચળ તરફ વળી ગયો. સૂર્યાસ્ત થતાંજ બંને સેનામાં યુદ્ધનો નિરોધ કરવામાં આવ્યો અને સર્વે પોતપોતાની છાવણીમાં ચાલ્યા ગયા હતા.

આ રાત્રે પાંડવોના એક બાતમીદારે આવી ખબર આપ્યા કે, "ભગદત્તના વધથી ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્ય ધર્મરાજાને પકડવા માટે આવતી કાલે ચક્રવ્યૂહની રચના કરવાના છે." આવા ગુપ્ત ખબર સાંભળી પાંડવવીરો પોતાની સભા ભરી વિચાર કરવા બેઠા કે, "આપણામાં ચક્રવ્યૂહનો ભેદ કોણ કરી શકશે ?" આ વખતે અર્જુનનો પુત્ર અભિમન્યુ બોલ્યો—"પૂજ્ય પિતાઓ ! પૂર્વે જ્યારે તમે હસ્તિનાપુરથી વનવાસ કરવા નીકળી પડ્યા, ત્યારે હું દ્વારકામાં રહ્યો હતો. તે વખતે મેં તે સ્થળે "ચક્રવ્યૂહમાં કેવીરીતે પ્રવેશ કરવો" એ વાત સારી રીતે સાંભળી હતી. પરંતુ "ચક્રવ્યૂહની બહાર કેવી રીતે નીકળવું ?' એ મારા સાંભળવામાં આવ્યું નથી."

આ વખતે ભીમસેન બોલ્યો— "રાજકુમાર અભિમન્યુ ! ચક્રવ્યૂહની બહાર કેવી રીતે પડવું ?" એ શંકા તું રાખીશ નહીં. પ્રાતઃકાળે તારા પિતા અર્જુન જ્યારે સંશપ્તકોને લઈને બીજે ઠેકાણે જશે, ત્યારે અમે ચારે ભાઈઓ ચક્રવ્યૂહને ઠેકાણે રહેનારા કૌરવોને બળાત્કારે ભેદી ચક્રવ્યૂહમાંથી બહાર પડવા તને માર્ગ કરી આપીશું." આવો નિશ્ચય કરી પાંડવો અને સર્વ સભાસદો પોતપોતાને આવાસે શયન કરવાને ચાલ્યા ગયા હતા.

તેરમે દિવસે સૂર્યના કિરણો વિશ્વને પ્રકાશ કરવા સજ્જ થયાં, તે વખતે કુરૂક્ષેત્રની ભૂમિમાં બંને પક્ષના સૈનિકો યુધ્ધ કરવાને સજ્જ થઇ ગયાં. મહાવીર અર્જુન, ભીમસેન વગેરેને ધર્મરાજા તથા અભિમન્યુનું રક્ષણ કરવા નિયોજી પોતે સંશસકોને જીતવા બીજે સ્થળે ચાલ્યો ગયો હતો.

અહીં યુધ્ધભૂમિમાં દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને પકડી લેવા માટે સંસારચક્રની જેમ દુર્ભેદ એવા ચક્રવ્યૂહની રચના કરી. આ વખતે વીરકુમાર અભિમન્યુ જેમા અગ્રેસર છે, એવા પાંડવો પોતાના ધનુર્ધારી રાજાઓ સાથે યુધ્ધભૂમિમાં ઉપસ્થિત થયા. ચારે તરફથી સુવર્ણના પુંખડાવાળા બાણો છુટવા લાગ્યા. શૂરવીરોના સિંહનાદ થવા લાગ્યા અને ઘાયલ થયેલા વીરોના અંગમાંથી રૂધિરની ધારાઓ વ્હેવા લાગી. ત્યાર પછી ચારે પાંડવો અભિમન્યુને આગળ કરી મહાશૌર્યથી જેમ સમુદ્ર કલ્પાંતકાળે જગતને બુડાડવા પ્રવૃત્ત થાય, તેમ તેઓ શત્રુસેનાનો સંહાર કરવા પ્રવૃત્ત થયા.

પાંચ યમ જેમ કર્મોને જીતવા પ્રવર્ત્તે, તેમ અભિમન્યુ અને ચાર પાંડવો મળી પાંચે દ્રોણાચાર્ય રૂપ કર્મને જીતવા પ્રવર્ત્યા અને સંસારચક્રના જેવા દુર્ભેદ ચક્રવ્યૂહને ભેદવા તત્પર થયા. તે સમયે સંયમી પુરૂષ ક્ષમા વગેરે દશ પ્રકારના યતિધર્મથી જેમ ક્રોધાદિક ચાર કષાયને રોધન કરે, તેમ જયદ્રથ દશ પ્રકારે બાણ રૂપ દશ યતિધર્મે કરી ચાર પાંડવ રૂપ ચાર કષાયનું રોધન કરવા લાગ્યો.

આ વખતે વીરકુમાર અભિમન્યુએ ક્રોધાયમાન થઈ પિશાચના વિવર જેવા ભયંકર ચક્રવ્યૂહમાં પ્રવેશ કર્યો. જેમ સમુદ્ર સર્વ પર્વતોને ડુબાવે તેમ એકલા અભિમન્યુએ ચક્રવ્યૂહમાં પોતાના બાણસાગરની અંદર કોટ્યવધિ શત્રુઓને ડુબાવી દીધા. તે સમયે રાજકુમાર અભિમન્યુનું પરાક્રમ જોઈ શલ્ય, કર્ણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, કૃતવર્મા અને દુર્યોધન હૃદયમાં દહન થવા લાગ્યા. તેઓ એ બાળકનું અતુલ બળ સહન કરી શક્યા નહીં. તેવામાં કર્ણે અભિમન્યુના ધનુષ્યને તોડી નાંખ્યું. કૃપાચાર્યે તેના સારથિને માર્યો. કૃતવર્માએ તેના રથને ચૂર્ણ કરી નાંખ્યો. પછી અભિમન્યુ હાથમાં ઢાલ તરવાર લઈ પેદલ થઈ યુદ્ધ કરવા લાગ્યો. આ સમયે અશ્વત્થામાએ પોતાના બાણથી અભિમન્યુના અગ્નિ જેવા ખડ્ગને ખંડિત કરી નાંખ્યું. પછી અભિમન્યુ હાથમાં ચક્ર લઈ અનેક રાજાઓના મસ્તકોને ધડથી જુદા કરવા લાગ્યો. તે પછી ગદાના પ્રહારથી તેણે દુઃશાસનના પુત્રના પર્વત જેવા રથને તોડી નાંખ્યો. જ્યારે અભિમન્યુએ આ કામ કર્યું, એટલે કર્ણ તથા કૃપાચાર્ય વગેરે મહારથિઓ લજ્જાનો ત્યાગ કરી તેનીપર પ્રહાર કરવાને તુટી પડ્યા. તેમના બહુ મારથી તે બાળવીર જેનું મૂલ છેદાઈ ગયું છે એવા વૃક્ષની જેમ ભૂમિતળ ઉપર પડી ગયો. જ્યારે અભિમન્યુ નીચે પડ્યો એટલે જયદ્રથે આવી પોતાના ખડ્ગથી પડેલાપર પાટુની જેમ અભિમન્યુના મસ્તકને છેદી નાંખ્યું અને તે સાથેજ પોતાની કીર્તિરૂપ લતાને પણ છેદી નાંખી. આ સમયે

અભિમન્યુના શૌર્યકર્મને અને જયદ્રથના દુષ્ટ કર્મને અવલોકન કરનારા દેવતાઓના મુખને વિષે 'સાધુસાધુ એવા શબ્દની સાથે હાહા શબ્દનું મિશ્રણ થયું હતું. આ વખતે અર્જુનના પુત્ર અભિમન્યુના શૌર્યથી સંતુષ્ટ થયેલો સૂર્ય તેની પર પુષ્પવૃષ્ટિ કરવા માટે પુષ્પ લેવાને અસ્તાચળના અરણ્યમાં ચાલતો થયો. સંગ્રામની સર્વ ક્રિયા સમાપ્ત કરવામા આવી.

અભિમન્યુના મરણથી પાંડવોની છાવણીમા હાહાકાર થઇ રહ્યો હતો. સર્વના આક્રંદ શબ્દથી ગગનતળ ગાજી રહ્યું હતું. આ વખતે વીર અર્જુન સંશપ્તકોને મારી પોતાના પુત્રનો વિજયવૃત્તાંત સાંભળવા ઉત્સુક થઇ પોતાના શિબિરમા આવતો હતો, ત્યાં માર્ગમાં શિબિરના અંતઃપુરમાંથી આક્રંદ શબ્દ તેના સાંભળવામાં આવ્યો. કોઇપણ વીરપુરૂષ યુદ્ધકથા સાંભળતો તેના જોવામાં આવ્યો નહીં. અશ્વોના મુખ આગળ ઘાસ નીર્યું નથી અને હાથીઓને પિંડદાન આપતા નથી, હજારો લોકો છતાં છાવણી શૂન્ય જેવી દેખાતી હતી. આ બધો દેખાવ જોઇ અર્જુનના હૃદયમા સંશપ્તકોના વિજયથી ઉત્પન્ન થયેલા આનંદને બદલે શોક ઉત્પન્ન થઈ ગયો.

અર્જુન શોકાતુર થઈ યુધિષ્ઠિરના તંબુ આગળ આવ્યો. પોતાના જ્યેષ્ટ બંધુને પુછતાં તેણે રૂદન કરતાં કરતાં અભિમન્યુના માઠા ખબર આપ્યા; જે સાંભળી અર્જુન શોકસાગરમાં મગ્ન થઈ ગયો. ક્ષણવારે તે મહાવીરે ધૈર્યને પ્રાપ્ત કરી અભિમન્યુના મરણનું વૃત્તાંત યુધિષ્ઠિરને પુછયું, એટલે

તેણે અર્જુનને તે વૃત્તાંત કહી સંભળાવ્યું. અર્જુનને પુત્રના મરણનો શોક તો થયો હતો, પણ તે સાથે અભિમન્યુએ કરેલા પરાક્રમથી તેના હૃદયમાં પૂર્ણ સંતોષ થયો હતો. તે મહાવીર પોતાના હૃદયમાં ધૈર્ય પ્રાપ્ત કરી પોતાની સ્ત્રી સુભદ્રાની પાસે આવી મધુર વચનોથી તેણીને શાંત કરવા માંડી. "પ્રિયા ! શાંત થા, આ તારી પુત્રવધૂ ગર્ભિણી છે. તેને જે પુત્ર થશે તે આપણા નેત્રોને ઉત્સાહ આપનારો થશે. તેને આપણે અભિમન્યુ રૂપ જાણી સંતોષ માની લેવો." અર્જુનના આવા વચનોથી જ્યારે સુભદ્રાને શાંતિ મળી નહીં, એટલે અર્જુને સુભદ્રા સમક્ષ પ્રતિજ્ઞા કરી કે, "કાલે સૂર્યનો અસ્ત થયાં પહેલાં તારા પુત્રના શત્રુ જયદ્રથને હું ન મારૂં તો અગ્નિમાં પ્રવેશ કરીશ." પછી પાંડવોએ અભિમન્યુની ઉત્તરક્રિયા કરી અને "યુદ્ધને વિષે શિષ્યવૃત્તિ ધારણ કરી અર્જુન વિચારશીલ થઈ ઉભો રહ્યો, પણ પાછળથી જ્યારે દ્રોણાચાર્યે પોતાના બાણો અગ્નિની શિખાની જેમ છોડવા માંડ્યાં એટલે અર્જુને પણ પોતાના તીવ્ર બાણોની વૃષ્ટિ શરૂ કરી. પ્રથમ અર્જુને દ્રોણાચાર્યને પ્રદક્ષિણા કરી તેમણે રચેલા શકટવ્યૂહમાં ભયંકર અરણ્યની જેમ પ્રવેશ કર્યો. શકટવ્યૂહમાં રહેલા રાજાઓ અર્જુનની ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા, પણ જ્યારે અર્જુનના બાણોનો પ્રચંડ મારો ચાલ્યો, ત્યારે તેઓ વાયુના વેગને જેમ વૃક્ષો સહન કરી શકે નહીં, તેમ તેને સહન કરી

શક્યા નહીં. પુત્રશોકરૂપ અગ્નિથી તૃપ્ત થયેલા અર્જુનના હૃદયના તાપને શત્રુઓના પ્રાણરૂપ જલનું સિંચન મળવા લાગ્યું. અનેક શત્રુઓનો સંહાર કરી અર્જુને શકટવ્યૂહમાં પોતાનો દેવદત્ત શંખ વગાડયો. જે સાંભળી યુધિષ્ઠિર વગેરેને વિજયની આશા જાગ્રત થઈ આવી. જ્યારે અર્જુને કૌરવસેનાનો મહાન્ પરાભવ કર્યો, તે જોઈ દુર્યોધનનો ક્રોધાગ્નિ પ્રદીપ્ત થયો અને સત્વર તે અર્જુનની સામે યુદ્ધ કરવાને આવ્યો. અર્જુન અને દુર્યોધનની વચ્ચે ઘણીવાર ભયંકર યુધ્ધ ચાલ્યું. છેવટે નદીનો વેગ જેમ સેતુને વિદારણ કરી સમુદ્ર તરફ જાય, તેમ અર્જુન દુર્યોધનના વેગને ઉલ્લંઘન કરી યુધ્ધભૂમિમાં આગળ ચાલ્યો. ત્યાર પછી કૃષ્ણ જેના સારથી છે એવો અર્જુન જયદ્રથની શોધ કરવા લાગ્યો. ઘણીવાર શોધતાં જયદ્રથ હાથ લાગ્યો નહીં, એટલે બીજા સામા યુદ્ધ કરવા આવતા રાજાઓને તે પ્રહાર કરવા લાગ્યો. અર્જુનનો દેવદત્તશંખ ઘણીવાર સુધી નહીં સાંભળવાથી યુધિષ્ઠિરના મનમાં શંકા આવી અને તેથી તેણે અર્જુનની ખબર લેવાને પોતાના વિશ્વાસુ મિત્ર સાત્યકીને મોકલ્યો. સાત્યકીએ પોતાની ચાલાકીથી શકટવ્યૂહમાં પ્રવેશ કર્યો અને સામા થયેલા કેટલાએક રાજાઓનો પરાજય કર્યો. તે જોઈ ભૂરિશ્રવા સાત્યકીની સામે આવ્યો અને તેણે સાત્યકીનો નિરોધ કર્યો. અહિં ભૂરિશ્રવા અને સાત્યકીની વચ્ચે ભયંકર યુદ્ધ થયું. તેઓ બંને પરસ્પર રથનો ભંગ થવાથી હાથમાં ઢાલ તરવાર લઈ યુધ્ધ કરવા

. આ તરફ દ્રોણાચાર્ય યુધિષ્ઠિરને પકડવાને શકટવ્યૂહમાં યુક્તિથી યુધ્ધ કરતા હતા. તેમણે સમુદ્રને જેમ મંદરાચળ મથન કરે, તેમ પાંડવસેનાનું ભારે મથન કરવા માંડયું. આથી પાંડવસૈનિકોમાં મોટો કોલાહલ થઈ રહ્યો હતો.

શકટવ્યૂહમા આવેલા સાત્યકીનું મસ્તક છેદવાને ભૂરિશ્રવાનો હાથ સજ્જ થયો, તે વખતે કૃષ્ણે અર્જુનને કહ્યું—"અર્જુન! જે આ સાત્યકી તારે માટે મરે છે, માટે એક બાણથી ભૂરિશ્રવાના હાથ કાપી નાખ અને તેને બચાવી લે." આ પ્રમાણે કૃષ્ણ બોલતા હતા, તેવામાં સૂર્ય અસ્તાચળ ઉપર આવવા લાગ્યો. આ વખતે અર્જુનની પ્રતિજ્ઞા યાદ કરી કૌરવો ખુશી થવા લાગ્યા. "જયદ્રથ મર્યો નથી, તેથી અર્જુનને અગ્નિમાં પ્રવેશ કરવો પડશે" આવું વિચારતાં કૌરવોના હૃદયમાં અતિ આનંદ થઈ આવ્યો. આ વખતે પાંડવો ભારે ચિંતાતુર થઇ ગયા. અર્જુનની ઘોર પ્રતિજ્ઞા યાદ કરી તેઓ ચિંતાગ્નિથી દગ્ધ થવા લાગ્યા.

શ્રીકૃષ્ણના કહેવાથી અર્જુને ભૂરિશ્રવાનો દક્ષિણ કર કાપી નાંખ્યો અને તેથી તે અર્જુનની નિંદા કરતો પોતાનો રથ પાછો ફેરવી ચાલતો થયો. તેવામાં તેણે વિચાર્યું કે, "હવે આ આત્માનો નાશ કરવો યોગ્ય છે." આવું વિચારી તે પોતાના પ્રાણવાયુને યોગાભ્યાસે બ્રહ્મદ્વારાએ કરી નાશ કરવાની ઈચ્છા કરતો હતો, તેવામાં સાત્યકીએ આવી તેનો સ્વેચ્છાથી વધ કરી નાંખ્યો.

આ તરફ દેવદત્ત શંખનો નાદ નહીં સાંભળવાથી ચિંતાતુર થયેલા યુધિષ્ઠિરે અર્જુનની સંભાળ લેવા પોતાના અનુજબંધુ ભીમસેનને મોકલ્યો. ભીમસેન યોદ્ધાઓનો સંહાર કરતો કરતો શકટવ્યૂહમાં પેસી ગયો. તેનો અટકાવ કરવાને કર્ણ સામો આવ્યો ત્યા ભીમસેન અને કર્ણની વચ્ચે ભયંકર યુદ્ધ પ્રવર્ત્યું, ભીમસેને જોરથી ગદા મારી કર્ણના રથને ભાંગી નાખ્યો પછી કર્ણ બીજા રથમાં બેસી ભીમસેનની સેનાનો સંહાર કરવા લાગ્યો. સેનાને પ્રરાભૂત કરી કર્ણે ભીમસેન ઉપર બાણોનો એવો વરસાદ વરસાવ્યો કે જેથી ભીમસેન મૂર્છિત થઈને પૃથ્વીપર પડી ગયો. પછી કર્ણ ભીમસેનને પડતો મુકી અર્જુનની તરફ વળ્યો હતો. કર્ણે પ્રથમ પ્રતિજ્ઞા કરી હતી કે, "કુંતીના પુત્રોમા અર્જુનનોજ મારે વધ કરવો" એથી તેણે મર્છિત થયેલા ભીમસેનને મારવાનો પ્રયત્ન કર્યો ન હતો.

આ તરફ અર્જુન સૂર્યાસ્તનો સમય નજીક જાણી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા જયદ્રથને સચિંત થઈ શોધવા લાગ્યો. શકટવ્યૂહની રચનામાં ઘુમતા અર્જુને મધ્યભાગે રક્ષિત થઈ રહેલા જયદ્રથને જોયો. તેને જોતાંજ ધનંજયના નેત્ર ક્રોધથી રાતાં થઈ ગયાં, તેના શરીર ઉપર રોમોદ્‌ગમ થઈ આવ્યો અને અધર કંપવા લાગ્યા. તેજસ્વી અર્જુન આગળ આવ્યો તે છતાં જયદ્રથ તેની સામે આવ્યો અને તે સૂર્યની સન્મુખ જેમ દર્પણ દેદીપ્યમાન થાય, તેમ તે ક્રોધથી દેદી

ય્યમાન થઈ ગયો. તે કાળે દિશાઓને આચ્છાદન કરનારૂં, આકાશમાં રહેલા દેવતાઓને તથા પક્ષીઓને ભય આપનારૂં અને પૃથ્વીને આકુળ-વ્યાકુળ કરનારૂં અર્જુન અને જયદ્રથનું ઘોર યુદ્ધ પ્રવર્ત્યું. વિવિધ પ્રકારના શસ્ત્રો, બાણોએ કરેલા અંધકારમાં પ્રકાશ આપવા લાગ્યા. ઘણીવાર બાણયુદ્ધ ચાલ્યા પછી અર્જુને જયદ્રથના બાણોને છેદવા માંડ્યાં અને છેવટે દુર્યોધન વગેરેની રક્ષા છતાં અર્જુને એક તીક્ષ્ણ બાણથી જયદ્રથના મસ્તકને છેદી નાખ્યું. એ મસ્તકના છેદનથી સૂર્યાસ્ત પહેલાં એ વીર અર્જુનની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ અને અભિમન્યુના વૈરનો મહાન પ્રતિકાર થયો. મસ્તક જુદું પડ્યા પછી તેનું કબંધ રક્તની ધારાઓથી વ્યાપ્ત થઈ ભૂમિ ઉપર ક્ષણ વાર નૃત્ય કરી પડી ગયું. "અર્જુન જયદ્રથનો વધ કરીને પણ અદ્યાપિ યોદ્ધાઓને મારે છે" એવું જાણી તે જાણે સર્વનો કરૂણાબંધુ હોય એવો સૂર્ય સંધ્યાના અધોભાગને વિષે સત્વર ગમન કરી ગયો. યુદ્ધની પ્રક્રિયાનો નિરોધ કરવામાં આવ્યો. આ ચૌદ દિવસના યુદ્ધમાં પાંડવોએ કૌરવોની સાત અક્ષૌહિણી સેનાનો સંહાર કર્યો હતો. અર્જુને જયદ્રથને માર્યો અને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, એ ખબર જાણી દ્રોણાચાર્યને ભારે ક્રોધ ઉત્પન્ન થઈ આવ્યો અને તેથી તેમણે તે દિવસે રાત્રે પણ યુદ્ધ કરવાની આજ્ઞા આપી. કૌરવોના યોદ્ધાઓ કૃષ્ણરાત્રિમાં યુદ્ધ કરવાને તૈયાર થયા અને રણવાદ્ય વાગવા માંડ્યાં. તે વખતે જાણે રાજાઓનો સંહાર કરવાને કાલિકા આવી હોય, તેવી તે કૃષ્ણરાત્રિ ભાસવા લાગી. શ્યામ

વર્ણવાળા અંધકારરૂપ રાક્ષસે તે રણભૂમિને વ્યાપ્ત કરી દીધી; તથાપિ યોદ્ધાઓનાં શસ્ત્રોના પરસ્પર સંઘટ્ટે કરી ઉત્પન્ન થયેલા અગ્નિથી પ્રકાશ પડતો હતો. કૌરવોની સેનાને યુદ્ધ કરવા સજ્જ થયેલી જોઈ પાંડવસેના પણ સામે તૈયાર થઈ ગઈ અને બંનેની વચ્ચે ભયંકર યુધ્ધ પ્રવર્ત્યું. આ સમયે ભીમનો પુત્ર ઘટોત્કચ રણભૂમિમા યુધ્ધ કરવા આવ્યો. તેના ભયંકર નાદથી ભૂમિ અને અંતરીક્ષમાં રહેલા દેવતાઓ ગાજી ઉઠ્યા. તેણે આવી કૌરવસેનામા મોટું ભંગાણ પાડયું અને કૌરવ-સૈનિકોને આકુળ-વ્યાકુળ કરી દીધા. ભયંકર રાત્રિમાં વૃક્ષો અને પાષાણોની વૃષ્ટિ કરવા માંડી અને તેના ચરણના પ્રહારથી ભૂકંપ થવા લાગ્યા. તેણે અનેક પ્રકારનું માયાયુદ્ધ કરવા માંડયું. તેના માયાયુદ્ધથી દીપકની આગળ જેમ અંધકાર પલાયન કરે, તેમ કૌરવોના યોદ્ધાઓ પલાયન કરવા લાગ્યાં. મુખમાથી અગ્નિની જ્વાળા પ્રગટ કરતો ઘટોત્કચ યુધ્ધભૂમિમાં નૃત્ય કરવા લાગ્યો. તેણે વૃક્ષો તથા પાષાણોના પ્રહારથી કેટલાએક રથો, હાથીઓ, અશ્વો અને પેદલ યોધ્ધાઓનો નાશ કરી દીધો. ઘટોત્કચનું આવું અદ્‌ભુત પરાક્રમ જોઈ પાંડવો હર્ષ પામી ગયા. એકલા ઘટોત્કચે ક્ષણવારમા તો કૌરવસેનાને અવ્યવસ્થિત કરી દીધી અને તે સેનામાં અનેક શત્રુઓનો સંહાર થઈ ગયો.

આ દેખાવ જોઇ વીરકર્ણ તેની સામે દોડી આવ્યો; જેણે મૂર્તિમતી જયશ્રી હોય તેવી એક દિવ્યશક્તિ કે જે તેને

દેવતાઓએ આપેલી અને જે ઘણા દિવસ થયાં અર્જુનનો વધ કરવાને રાખેલી હતી, તે લઇને કર્ણ ઘટોત્કચની સામે આવ્યો. તેણે પોતાના ઉગ્રબળથી એ શક્તિ ઘટોત્કચની ઉપર ફેંકી, જેથી ઘટોત્કચ મૃતપ્રાય થઇ પૃથ્વી ઉપર પડી ગયો. ઘટોત્કચના પડવાથી કૌરવસેના હર્ષિત થઇ અને તેમને નવું જીવન પ્રાપ્ત થયું. આ વખતે પાંડવોની સેનામાં શોક પ્રસરી ગયો અને હાહાકાર વર્ત્તાઈ રહ્યો હતો. એમ કરતાં ચાર પહોર સુધી યુદ્ધના ઉત્સાહને અવલોકન કરી જાણે શ્રાંત થઇ હોય, તેવી રાત્રિ વિરત થઇ ગઇ. વિશ્વ ઉપર અરૂણોદયની રક્તપ્રભા પ્રસરી ગઇ. પ્રાતઃકાળ થતાંજ સમર્થ વીર દ્રોણાચાર્યે વિરાટરાજા અને દ્રુપદરાજા એ બંનેનો ઘાત કર્યો હતો. આથી સૂર્યના ઉદયની સાથે દ્રોણાચાર્યના પરાક્રમનો ઉદય થયો. દ્રોણાચાર્ય એટલેથીજ વિરામ પામ્યા નહિં, પણ તેઓ સમુદ્રના જળનું પ્રાશન કરનારા અગસ્ત્ય મુનિની જેમ પાંડવસેનાનું પ્રાશન કરવાને તત્પર થયા. દ્રોણાચાર્યરૂપી નવીન મેઘ બાણરૂપ જળની વૃષ્ટિ કરતાં શૂરવીર પુરૂષોના દેહરૂપ સરોવરનો તેમના પ્રાણરૂપ હંસોએ ત્યાગ કરવા માંડયો હતો. દ્રોણાચાર્યે જ્યારે પાંડવસેનામાં ભારે કેર વર્ત્તાવ્યો, ત્યારે સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન ક્રોધાતુર થઇ તેમની સામે યુદ્ધ કરવા ઉભો રહ્યો. ધૃષ્ટદ્યુમ્ન અને દ્રોણાચાર્ય બંનેની વચ્ચે તુમુલ યુદ્ધ પ્રવર્ત્યું. ગીધપક્ષીની પાંખોની જેમ હજારો બાણો છુટવા લાગ્યાં. આ બંને મહાવીરોનું યુદ્ધ

જોઇ દિવ્ય અપસરાઓ તેમના અંગનો સંગ કરવાની ઈચ્છા રાખી રાહ જોઈ ઉભી હતી. મહાવીર દ્રોણાચાર્યે પોતાના બાણોનો સમૂહ એટલો બધો વધાર્યો કે, આકાશમાર્ગે તેનો અંધકાર વ્યાપી ગયો અને તેના મંડપની છાયામાં ધૃષ્ટદ્યુમ્ન ઢંકાઈ ગયો હતો.

આ સમયે માળવ દેશના રાજાનો અશ્વત્થામા નામનો હાથી કે જે યુદ્ધને વિષે કાળ સરખો હોઇ પાંડવોની સેનાનો સંહાર કરતો હતો. તેને પાંડવપક્ષની સેનાએ મારી નાંખ્યો. તે વખતે "અશ્વત્થામા મરાયો" એમ પાંડવોના સૈનિકોએ પોકાર કરી કોલાહળ કરવા માંડયો. એ કોલાહળ સાંભળી દ્રોણાચાર્યે જાણ્યું કે, 'મારો પુત્ર અશ્વત્થામા મરાયો' તેથી પોતે સખેદ થઇ ગયા, પણ તેમના મનમાં તે વિષે શંકા હતી. પરંતુ કૃષ્ણના આગ્રહથી સત્યવાદી યુધિષ્ઠિરે પણ કહ્યું કે, 'અશ્વત્થામા હણાયો' એટલે દ્રોણાચાર્યને યુધિષ્ઠિરની વાણીમાં વિશ્વાસ હોવાથી તે વાત માની અને તરતજ તેમણે સર્વ હથિઆરોનો ત્યાગ કરી દીધો. તે વખતે યુધિષ્ઠિરે પોતાના ઉપકારી ગુરૂને જણાવ્યું કે, "અશ્વત્થામા નામનો હાથી મરાયો છે, તમારો પુત્ર મરાયો નથી." તે કાળે દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને ઉપાલંભપૂર્વક કહ્યું કે, "રાજન્! તેં તારા સત્યવ્રતનો પરિત્યાગ કર્યો તે ખોટું કર્યું." દ્રોણાચાર્ય આ પ્રમાણે કહેતા હતા, તેવામાં આકાશવાણી પ્રગટ થઈ—"હે બ્રહ્મન્! તું ક્રોધનો ત્યાગ કરી શાંતિરૂપ સુધાસ-

યુદ્ધમા સ્નાન કર અને આ યુદ્ધના રૌદ્રધ્યાનનો ત્યાગ કરી શુભધ્યાન કર તેથી બ્રહ્મલોકના સુખની સપત્તિ તારા આવવાના માર્ગની રાહ જુએ છે " આ અદશ્ય વાણી સાભળી જ્ઞાની દ્રોણાચાર્યે પોતાના હૃદયમા ચિતવ્યુ કે, " આ સમારભ અનર્થ ભય કર છે અને ક્રોધ વગેરે કષાયો આત્મજ્ઞાનને હરણ કરનાર ચોર છે " આ પ્રમાણે ચિતવી તેમણે પચપરમેષ્ઠીરૂપ મત્રનુ સ્મરણ કરતા શ્રી અરિહત ભગવાનનુ શુભધ્યાન કર્યું અને તેઓએ શુભધ્યાન રૂપ યોગ સાધન કરી બ્રહ્મદ્વારનો ભેદ કરી બ્રહ્મ નામના પાચમા દેવ લોકમા ગમન કર્યું આ વખતે ધૃષ્ટદ્યુમ્ને આવી ખડ્ગથી તેમના મસ્તકનુ છેદન કરી લીધુ આ સમયે કૌરવો અને તેમના સૈનિકો ગ્લાનિ પામી ગયા અને એક મહાન્ યોદ્ધાના વિયોગથી નેત્રોમા અશ્રુ લાવી રૂદન કરવા લાગ્યા અને પાડવોની સેનાને વિષે આનદનો ક્ષીર સમુદ્ર ઉછળી ચાલ્યો.

આ વખતે પોતાના પૂજ્ય પિતા દ્રોણાચાર્યનુ મૃત્યુ સાભળી તેનો પુત્ર અશ્વત્થામા પાડવોની સેના ઉપર ધાઈ આવ્યો તેણે પ્રથમ ઉચે સ્વરે જણાવ્યું—" આ પાડવોની સેનામા જે વીરે મારા પિતાનો વધ કર્યો હોય, કિવા જે વીરે કરાવ્યો હોય, તેમજ જેણે અનુમોદન આપ્યુ હોય, જે વીરોએ મારા પિતાનો વધ જોયો હોય અને સાભળ્યો હોય, તે સર્વે વીરોને આ મારા બાણો મારા ક્રોધરૂપ અગ્નિને વિષે હવન કરી પછી પાડવોની પૂર્ણાહૂતિ કરશે " આ

પ્રમાણે કહી અશ્વત્થામાએ બાણોનો એવો વર્ષાદ વર્ષાવ્યો કે જેથી આકાશ રૂપ સમુદ્ર છળકી રહ્યો હતો પ્રલયકાળના મેઘના જેવી તેની બાણવૃષ્ટિથી પાંડવસેનાના અનેકડો સૈનિકો પ્રાણરહિત થવા લાગ્યા પાંડવોના સૈન્યરૂપ જળને અશ્વત્થામારૂપ પ્રચંડ ગ્રીષ્મનો સૂર્ય પોતાના બાણરૂપ કિરણોથી શોષણ કરવા લાગ્યો. જ્યારે અશ્વત્થામાએ પાંડવસેનામા ત્રાસ વર્ત્તાવવા માંડયો એટલે વીર અર્જુન તેની સામે આવી યુદ્ધ કરવા સજ્જ થયો અર્જુનના દેદીપ્યમાન બાણો વાયુ જેમ ધુમસને નિવૃત્ત કરે, તેમ અશ્વત્થામાની બાણક્રિયાને નિવૃત્ત કરવા લાગ્યા તે વખતે અશ્વત્થામા વધારે રોષિત થયો અને તેણે પ્રલયકાળના અગ્નિની જેવુ **નારાયણીય** નામના ભયંકર અસ્ત્રનો પ્રયોગ કરી તે અસ્ત્ર અર્જુનની ઉપર છોડયુ તે ભયંકર અસ્ત્રને જોઈ કૃષ્ણે ઉંચે સ્વરે જણાવ્યુ કે, “ શૂરવીરો! તમે શસ્ત્ર, અસ્ત્ર અને રથનો ત્યાગ કરી આ અસ્ત્રને મસ્તક નમાવી પ્રણામ કરો એટલે તે અસ્ત્ર તત્કાળ શાંત થશે ” કૃષ્ણના આવા વચન સાભળી સર્વવીરોએ તે પ્રમાણે કર્યું, પણ એકલા ભીમે તેમ કર્યું નહિ તે મહાવીરે જણાવ્યુ કે, ઇંદ્રના ધનુષ્યને પણ ધુળના રજકણ જેવો ગણનારો હુ એ અસ્ત્રને નમવાનો નથી તે વખતે કૃષ્ણ અને અર્જુને ભીમને બળાત્કારે સમજાવી શસ્ત્રોનો ત્યાગ કરાવી તે અસ્ત્રને નમન કરાવ્યુ ” જ્યારે પોતાનુ નારાયણીય અસ્ત્ર નિષ્ફળ થયુ એટલે અશ્વત્થામાએ બીજુ આગ્નેય અસ્ત્ર

પાંડવસેના ઉપર ફેંકયું. તે અસ્ત્રના પ્રભાવથી પાંડવસેના દગ્ધ થવા લાગી. એટલે અર્જુને બ્રહ્માસ્ત્ર છોડી તેને શાંત કરી દીધું. આથી અશ્વત્થામાને ભારે ક્રોધ ઉત્પન્ન થઈ આવ્યો અને પોતાના અસ્ત્રોની નિષ્ફળતા થવાથી તેના મનમાં ગ્લાનિ ઉત્પન્ન થઇ આવી. આ વખતે કોઈ દેવતાએ ઉચ્ચેઃસ્વરે કહ્યું, હે દ્વિજપુત્ર! તું શાંત થા. આ અર્જુન અને કૃષ્ણે પૂર્વજન્મે એવું તપ કર્યું છે કે, જેથી તેમનામાં દિવ્ય પરાક્રમ પ્રાપ્ત થયું છે; માટે તેમને દેવ પણ જીતવાને સમર્થ નથી." દેવની આ વાણી સાંભળી અશ્વત્થામા વિચારમાં પડયો. તેવામાં સૂર્ય અસ્તાચળ ઉપર આરૂઢ થઇ ગયો એટલે બાર પહોરનું યુદ્ધ કરી શ્રાંત થયેલી બંને સેના પોતપોતાના શિબિર પ્રત્યે ચાલી ગઈ.

તે રાત્રે કૌરવપતિ દુર્યોધને દ્રોણાચાર્યના મરણથી ખેદ પામી પોતાની સેનાનું આધિપત્ય કર્ણને આપ્યું. હવે તેની આશારૂપ વહીનો આશ્રયરૂપ એક કર્ણજ રહ્યો હતો.

બીજે દિવસે પ્રાતઃકાળે બંને પક્ષની સેના કુરૂક્ષેત્રના વિશાળ મેદાનમાં આવી. આ યુદ્ધનો સોળમો દિવસ હતો. મહાવીર કર્ણ કૌરવસેનાની મોખરે ચાલતો હતો. પાંડવસેનાનો અધિપતિ ધૃષ્ટદ્યુમ્ન તે સેનાના અગ્રભાગે રહેલો હતો. જેમ પૂર્વ અને પશ્ચિમ સમુદ્રનો સંગમ થાય, તેમ બંને પક્ષના વીરો યુદ્ધભૂમિમાં એકઠા થયા. સેનાપતિઓની આજ્ઞાથી તેમની વચ્ચે ભયંકર યુદ્ધ ચાલવા લાગ્યું. ક્ષણવારમાં તો અનેક

સુભટો, અશ્વો અને ગજેંદ્રોનો મોટો સંહાર થઈ ગયો. મહાવીર કર્ણ પોતાના પ્રચંડ બળથી પાંડવસેના સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે પોતાનું સમગ્ર બળ અજમાવવાને સજ્જ થઈ યુદ્ધ કરતો હતો. તે પોતાના બળથી પાડવસેનાને છિન્નભિન્ન કરવા લાગ્યો. કર્ણ ધનુષ્યની પણચને કર્ણપર્યંત આકર્ષણ કરી બાણોની ભયંકર વૃષ્ટિ કરતો હતો. આ સમયે તેની સાથેજ દુઃશાસન પણ મહાયુદ્ધ કરતો હતો. દુઃશાસનની સામે ભીમસેન આવી યુદ્ધ કરતો હતો. તે બંને વીરોનો એવો ભયંકર સંગ્રામ પ્રવર્ત્યો કે, જે જોઈને આકાશના પ્રેક્ષક દેવતાઓ પણ કંપી ચાલ્યા હતા. ક્ષણવાર યુદ્ધ કર્યા પછી ભીમસેને દુઃશાસનના સારથિ સહિત રથને ભાંગી નાખ્યો અને દ્રૌપદીના વસ્ત્રના હરણનું સ્મરણ કરી ઉત્પન્ન થયેલા ક્રોધથી ભીમસેન રથ ઉપરથી ઉતર્યો અને તેણે દુઃશાસનને ખેંચી પૃથ્વી ઉપર પાડી નાખ્યો. પછી ઉંચે સ્વરે કહ્યું, **"અરે કર્મચાંડાળ ! સતી દ્રૌપદીના વસ્ત્રને ખેંચનારો તારો કયો હાથ ? તે મને બતાવ !"** આ પ્રમાણે કહી **ભીમસેને દુઃશાસનના બાહુને છોડની જેમ સમૂળો ઉખેડી નાંખ્યો અને તેના શરીરના કટકે કટકા કરી નાંખ્યા.** દુઃશાસનનો વધ થતાં જાણે વીર પુરૂષનો વધ જોવાને નારાજ થયો હોય તેમ સૂર્ય અસ્તગિરિમાં અંતર્હિત થઈ ગયો. તે વખતે ભીમસેનના ભયથી કૌરવસેના હાહાકાર કરતી પલાયન કરી ગઈ. આ વખતે વીરબાળા **દ્રૌપદી** પોતાના પતિ ભીમસેનની પાસે દોડી આવી હતી. વીર

ભીમસેને પોતાની પ્રિયાનું આલિંગન કરી પોતાને હાથે તેણીના કેશનો સ્પર્શ કર્યો અને દુઃશાસનના વધનો વૃત્તાંત આનંદપૂર્વક કહી સંભળાવ્યો, જે સાંભળી દ્રૌપદીએ આનંદ સહિત પતિને અભિનંદન આપ્યું હતું.

સૂર્યાસ્ત થયા પછી કૌરવસેના ખિન્ન થઈ પોતાની છાવણીમાં આવી હતી. દુર્યોધન પોતાના વીરબંધુના વધથી શોકાતુર થઈ પટભુવનમાં બેઠો હતો. તે વખતે કર્ણે આવી દિલાસો આપવા દુર્યોધનને કહ્યું, "રાજન્ ! પાંડવસેનાનું મસ્તક અર્જુનજ છે. જો તેનું છેદન કરવામાં આવે તો પછી તે પાંડવસેના શબના જેવી થઇ જશે પણ અર્જુનનો જે વિજય થાય છે, તે તેના સારથિની ચાલાકી છે. તો મને ઇંદ્રના સારથિ માતલીના જેવો શલ્ય સારથિ આપો કે જેથી હું અર્જુનનો પરાભવ કરૂં. અને તેના પ્રાણ લઇ તમારા બંધુશોકની નિવૃત્તિ કરૂં." કર્ણનાં આવાં વચન સાંભળી દુર્યોધને મદ્રદેશના રાજા શલ્યને બોલાવી કહ્યું કે, "હે શલ્ય ! તું આ કર્ણનો સારથિ થા." દુર્યોધનનાં આવાં વચન સાંભળી શલ્ય રીસ કરીને બોલ્યો—"દુર્યોધન્ ! તું આ શું બોલે છે ? ક્યાં સૂતપુત્ર કર્ણ અને ક્યાં હું રાજા ! રાજહંસને કાગડાનું દાસપણું કરવા જેવું આ તારૂં વચન ઉપહાસ્ય કરવા યોગ્ય છે." શલ્યનાં આવાં વચન સાંભળી દુર્યોધને કહ્યું કે, શલ્ય ! મેં તને મિત્ર ધારીને કહ્યું છે. મિત્રના કામમાં યોગ્યાયોગ્યનો વિચાર કરવાનો નથી. માટે તારે કર્ણનું સારથીપણું સ્વીકારવું જોઇએ. મિત્રનાં વિ-

જયમાં ભાગ લેવો એ મિત્રનું કર્ત્તવ્ય છે." શલ્યે વિચાર કરી કહ્યું, "દુર્યોધન ! જો તું મને મિત્ર તરીકે કહેતો હોય તો એ કાર્યનો અંગીકાર કરીશ, પણ યુદ્ધ વખતે મારાં ઉચ્ચારેલાં વચનો **કર્ણે સહન કરવાં પડશે.**" શલ્યનો આ ઠરાવ કર્ણે માન્ય કર્યો પછી કર્ણે પ્રતિજ્ઞા કરી કે—" **પ્રાતઃકાળે આ ભૂમિને અર્જુન વગરની ન કરૂં તો હું અગ્નિમાં પ્રવેશ કરીશ.**" કર્ણની આ પ્રતિજ્ઞા સાંભળી દુર્યોધન વગેરે પોતપોતાના સ્થાનમાં ચાલ્યા ગયા હતા.

બીજે દિવસે યુદ્ધનો સત્તરમો દિવસ હતો. સૂર્ય ઉદયગિરિ ઉપર આરૂઢ થયો, તે વખતે બંને સેનાના શૂરવીરો પણ કુરૂક્ષેત્રની ભૂમિ ઉપર આરૂઢ થયા હતા. બંનેની વચ્ચે ભયંકર સંગ્રામ પ્રવૃત્ત થયો. આ વખતે કર્ણે શલ્યને કહ્યું કે 'વીર અર્જુન ક્યાં છે ?' શલ્ય બોલ્યો—" **કર્ણ ! તારા મસ્તક ઉપર કાન નથી, હૃદયમાં વિવેક નથી, અને ચિત્તમાં ચૈતન્ય નથી. કારણકે જો એ બધા હોત તો તું અર્જુનને મારવાની પ્રતિજ્ઞા શા માટે કરે ? યુદ્ધમાં અર્જુનનો વિજેતા કોઇ પણ પુરૂષ નથી.**" શલ્યનાં આવાં વચન સાંભળી કર્ણ ક્રોધથી બોલ્યો—"શલ્ય ! મ્લેચ્છના જેવી વૃત્તિવાળા જેમાં લોકો વસે છે, એવા મદ્રદેશમાં રહેનારો તું સારાં વચન ક્યાંથી બોલી શકે ? તેમાં પણ તું તો એવા લોકોનો રાજા છે. તેથી તારા મુખમાંથી તો આવુંજ ભાષણ નીકળવું જોઈએ. તને મારા પરાક્રમની

ખબર નથી. જો અર્જુન મારી દષ્ટિએ પડે તો હું મારૂં સામર્થ્ય બતાવું."

આ વચન સાભળતાં શલ્ય ફરીથી બોલ્યો—" કર્ણ! પતંગ જેમ દીપકને ભક્ષણ કરવાની ઇચ્છા કરે છે, તેમ તું અર્જુનને મારવાની ઈચ્છા કરે છે. પણ છેવટ પતંગની જેમ તારી સ્થીતિ થશે. જો, આ અર્જુન કૌરવોની સેનાનો સંહાર કરતો આવે છે."

શલ્યની આવી વાણી સાભળી કર્ણ ક્રોધાતુર થઇ ગયો. પછી ક્રોધાવેશમા તે અર્જુનની સામે આવ્યો અને તેણે પોતાના તીક્ષ્ણ બાણોથી પાંડવોની સેનામાં હજારો વીરોનો સંહાર કરવા માંડયો. એવામા ધર્મરાજા કર્ણની સામે આવ્યા. કર્ણ યુધિષ્ઠિરને જોતાજ તેની સામે યુદ્ધ કરવા લાગ્યો, કર્ણ અને યુધિષ્ઠિરનું યુદ્ધ જોવાને આકાશમાર્ગે ખેચરોની શ્રેણી ભેગી થઇ ગઇ અને તે વીરયુદ્ધને કૌતુકથી જોવા લાગી. કર્ણે ક્ષણવારમાં પોતાના બાણોથી યુધિષ્ઠિરને આચ્છાદિત કરી દીધા. એટલે કૃષ્ણે અર્જુનને કહ્યું, "વીર અર્જુન! તારા જેવો અનુજબંધુ છતાં તારો જ્યેષ્ઠ બંધુ પ્રાણસંશયમાં આવી પડે, એ તારૂં પરાક્રમ લજ્જાસ્પદ છે. તું કુંતીના ઉદરથી ઉત્પન્ન થયો. તેના કરતાં તારે ઠેકાણે કન્યા ઉત્પન્ન થઈ હોત તો તે કન્યાનો પતિ ધર્મરાજાની રક્ષા કરત." કૃષ્ણનાં આ વચનોએ અર્જુનને ઉશ્કેર્યો અને તરતજ તે મહાવીર પ્રચંડ યુદ્ધ કરવામા એવો તત્પર બની ગયો કે,

તેણે પ્રથમ ઝપાટે બાણ મારી મહારથી વૃષસેનને યમપુરીમાં પહોંચાડી દીધો. વૃષસેનનો વધ થતાંજ કર્ણને ભારે ક્રોધ ઉત્પન્ન થઈ આવ્યો. તરત તેણે અર્જુન ઉપર વેગથી દોટ કાઢી. તેને જોતાંજ શ્રી કૃષ્ણે અર્જુનને ચેતવણી આપી એટલે અર્જુને કર્ણની સામે પોતાનો રથ વેગથી ચલાવ્યો. અર્જુનને સામો આવેલો જોઈ કર્ણ ક્રોધથી રક્ત નેત્ર કરી બોલ્યો—"અર્જુન! તું એમ જાણે છે કે," આ જગતમાં હું એકજ વીર છું, પણ મારી આગળ તારો એ ગર્વ રહેવાનો નથી. મેં બીજા અનેક વીરોનો વધ કર્યો છે, પણ તારો વધ કર્યા વિના હું મારા સામર્થ્યવડે સંતોષ પામતો નથી. હવે જો તારામા સામર્થ્ય હોય તો તારૂં ગાંડીવ ધનુષ્ય કુંડલાકાર કરી સજ્જ કર." કર્ણના આ વચન સાંભળી વીર અર્જુન બોલ્યો—"રાધેય! મગરૂર થા નહીં. ઉત્તમ પુરૂષો આત્મપ્રશંસા કરતા નથી. તારામાં કેટલું સામર્થ્ય છે, તેની પરીક્ષા અહિં મારી પાસે થવાની છે."

આ પ્રમાણે બંને પરસ્પર ભાષણ કરી યુધ્ધારંભ કરવા લાગ્યા. તેમના ધનુષ્યોના ટંકાર શબ્દથી ત્રણ ભુવન કંપી ચાલ્યાં અને પ્રચંડ શબ્દ કરતાં બાણો પરસ્પર અગ્નિ જ્વાળા વર્ષાવતા છુટવા માંડયાં. કર્ણે પ્રચંડ ક્રોધમાં આવી બાણવૃષ્ટિ કરવા માંડી કે જેથી અર્જુન રથ, સારથિ અને ધ્વજદંડ સાથે આચ્છાદિત થઈ ગયો. ક્ષણવારે વીરઅર્જુને પોતાના તીક્ષ્ણ બાણોથી કર્ણના બાણમંડપને વિચ્છિન્ન કરી નાંખ્યો. પછી અંગદેશના પતિ કર્ણે પન્નગ નામના અસ્ત્રનો

પ્રયોગ કરી બાણોને છોડવા માંડયાં. તેમાંથી નીકળેલા ભયંકર સર્પોએ બધી દિશાઓને આચ્છાદિત કરી દીધી. ત્યાર પછી પન્નગાસ્ત્રનો સંહાર કરવા અર્જુને ગરૂડાસ્ત્રો નાંખ્યા. જેથી એ પન્નગાસ્ત્રો વિનષ્ટ થઈ ગયા હતા. પછી કર્ણે અંધકારાસ્ત્ર ફેંકયું, તે અર્જુનને વિષે લય પામી ગયું અને ઘટોત્કચના વધે કરી શક્તિ પણ નીકળી ગઈ. એટલે તેણે નિશ્ચય કર્યો કે, " અર્જુનથી મારા દેહનો લય થવાનો, કૌરવોના ભાગ્યનો ભંગ થવાનો અને પાંડવોને સંપત્તિ પ્રાપ્ત થવાની. " આવા નિશ્ચયથી કર્ણ પોતાનામાં જેટલું સામર્થ્ય હતું તેનાથી યુદ્ધ કરવા લાગ્યો. ઘણીવાર આવું મહાયુધ્ધ થયા પછી છેવટે કર્ણનો રથ જેમ અન્યાયમાં ધર્મ બુડે, તેમ પૃથ્વીને વિષે નિમગ્ન થઈ ગયો. અજ્ઞાનમાં નિમગ્ન થયેલા વિવેકને જેમ દુર્બુધ્ધિ પુરૂષ ઉધ્ધાર કરવા સમર્થ થતો નથી, તેમ સારથીની કળામાં નિપુણ એવો શલ્ય અશ્વોને પ્રેરી રથનો ઉધ્ધાર કરવા સમર્થ થયો નહીં. પછી કર્ણ પોતે રથ ઉપરથી ઉતર્યો અને તે રથને બહાર કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો, તે વખતે અર્જુને બાણોની વૃષ્ટિ કરવા માંડી. એટલે કર્ણે કહ્યું કે, "અર્જુન! તું ક્ષત્રિયધર્મનું ઉલ્લંઘન કેમ કરે છે ? ઉત્તમ ક્ષત્રિય વીરો યુધ્ધ નહીં કરનારની સામે પ્રહાર કરતા નથી. આ વખતે શલ્યે કહ્યું, "કર્ણ! આવી દીનવાણી બોલી તું તારા કુળને લજાવે છે." આ વખતે કૃષ્ણે પણ કર્ણને કહ્યું, "કર્ણ! અભિમન્યુનો અધર્મથી વધ કરી તું ધર્મશાસ્ત્રનું રહસ્ય ભૂલી ગયો લાગે છે." કર્ણને આ પ્રમાણે કહી કૃષ્ણે

અર્જુનને ઉશ્કેર્યો એટલે અર્જુને ક્રોધ કરી કર્ણ ઉપર એવું બાણ માર્યું કે જેથી કર્ણનું મસ્તક છેદાઇને કુરૂક્ષેત્રને વિષે આકાશમાં ઉડયું. ચંપાપતિ કર્ણનું મસ્તક કુંડળ સાથે એવું શોભ્યું કે જાણે આકાશમાં સંચાર કરનારા સૂર્યના તેજનો ગોળો હોય, તેવું દેખાવા લાગ્યું. તે વખતે તેનું કબંધ "**મેં મારૂં મસ્તક દુર્યોધન મિત્રને અર્પણ કર્યું અને મારા બંધુ પાંડવોને પૃથ્વી અર્પણ કરી.**" એમ જાણી ખુશી થતું હોય તેમ નાચવા લાગ્યું.

કર્ણના મરણથી પાંડવોની સેનામાં આનંદરૂપ ચંદ્રનો ઉદય થયો અને કૌરવસેનાના મુખકમળો સંકોચ પામવા લાગ્યાં, તેટલામાંજ યુદ્ધની સમાપ્તિને સૂચવતો સૂર્ય ક્ષિતિજમાં નિમગ્ન થઇ ગયો.

તે રાત્રે કર્ણના મસ્તકના કુંડળો લઇ ભીમસેન પોતાના બંધુઓની સાથે ખુશી થતો કુંતીમાતાના ચરણમાં આવ્યો અને તેણે પોતાની માતાને કર્ણના વધની વધામણી આપી. તે સાંભળતાંજ કુંતીના નેત્રમાંથી અશ્રુધારા ચાલી એટલે યુધિષ્ઠિર વિનયથી બોલ્યો—"માતા! આજે આનંદને બદલે શોકાતુર કેમ થાઓ છો? તમારા વીરપુત્ર અર્જુન રૂપ અગસ્ત્ય કર્ણરૂપ મહાસમુદ્રનો ઘુંટડો કરી ગયો, એ તમારે આનંદ માનવાનો છે. આ વખતે શોકાશ્રુ કેમ વર્ષાવો છો?

કુંતી રૂદન કરતી બોલી—"પુત્રો! એ કર્ણ પાંડુરાજાનો પ્રથમ પુત્ર અને તમારો સહોદર બંધુ હતો. એ કર્ણને

જન્મતાંજ તેના કાનમાં કુંડળ નાંખી મેં કોઇ કારણથી ત્યજી દીધો હતો.

પાંડવોએ પોતાની માતાને કર્ણનો ત્યાગ કરવાનું કારણ પુછયું, તેથી તે માતા શરમાઈને કહી શકયા નહીં એટલે શ્રી કૃષ્ણે પાંડવોના કાનમાં એ વૃત્તાંત જણાવ્યો હતો. જ્યારે પોતાનો ભાઇ હતો, એ વાત પાંડવોના જાણવામાં આવી એટલે હૃદયમાં ભારે શોક થયો અને એ વૃત્તાંતથી પોતાને અજ્ઞાત રાખનાર કૃષ્ણને તેમણે ઠપકો આપ્યો અને કહ્યું કે—"કૃષ્ણ! આ ભ્રાતૃહત્યા અમારી પાસે શામાટે કરાવી ? અમારા આ મહા પાતકની શુદ્ધિ કયાં થશે ? પછી કૃષ્ણે કેટલોએક બોધ આપી પાંડવોના હૃદયને શાંત કર્યાં હતાં અને પોતે પૂર્વે કર્ણને સમજાવવા ગયેલ એ વાત પાંડવોની આગળ કહી સંભળાવી હતી. પછી પાંડવોએ હૃદયમાં શાંતિ ધરી કર્ણની ...યા કરી હતી.

તે રાત્રે પાંડવોએ થોડીવાર વિશ્રાંતિ લીધા પછી નાગ- ... દેવતાઓને જોયા હતા. તેમણે પાંડવોને કહ્યું કે ... અમોએ તમારૂં બંધન કર્યું હતું, તે વખતે ઇંદ્ર ...ધક દેવે તમારા ખબર નાગેંદ્રને આપ્યા. એટલે તે ...ી અમોને તેના દ્વારમાં પ્રવેશ કરતાં અટકાવ્યા હતા ... આજ્ઞા કરી હતી કે, "યુદ્ધને વિષે કર્ણનો પરાજય ક... અર્જુનની એઓ સહાયતા કરશે, ત્યાર પછી તેમણે મ... ...ને વિષે પ્રવેશ કરવો" તેની આવી આજ્ઞા પ્રમાણે અમો

સાંપ્રતકાળે કર્ણના રથના બે ચક્રો પૃથ્વીમાં નિમગ્ન કરી અર્જુનને સહાયતા કરી હતી. હવે તમે પ્રાતઃકાળે પરિવાર સહિત દુર્યોધનને મારી યુદ્ધ સમુદ્રના પારને પામશો. અમો આપની આજ્ઞા લઇ સ્વસ્થાને જઇએ છીએ.

નાગોનાં આ વચન સાંભળી ધર્મરાજાએ તેમનો સત્કાર કર્યો હતો, પછી તેઓ પોતાને સ્થાને ચાલ્યા ગયા હતા.

તેજ રાત્રે કર્ણના શોકથી વિહ્વલ બની ગયેલા દુર્યોધનને અશ્વત્થામાએ આવી કેટલાંએક ધીરજનાં વચનો કહી તેનામાં નવીન યુધ્ધોત્સાહ ઉત્પન્ન કર્યો હતો. જેથી દુર્યોધન પ્રાતઃકાળે યુદ્ધ કરવાની ત્વરા કરતો અને નવી નવી વિજયની આશા બાંધતો આખી રાત જાગ્રત રહ્યો હતો.

આજે ભારતના મહાયુદ્ધનો છેલ્લો દિવસ છે. અઢારમા દિવસનો પ્રાતઃકાળ યુધ્ધરૂપ યજ્ઞની પૂર્ણાહુતિને માટે પ્રકાશિત થયો છે. પાંડવો અને કૌરવોની અવશિષ્ટ સેના પોતાના પ્રાણનું છેલ્લું બલિદાન આપવાને કુરૂક્ષેત્રમાં આવી છે. રણભૂમિ રણવાદ્યોથી ગાજી રહી છે, અને ચારે તરફ શૂરવીરોના સિંહનાદ થઇ રહ્યા છે.

કૌરવપતિ દુર્યોધન શલ્યના આધિપત્ય નીચે પોતાની સેનાને રાખી યુધ્ધભૂમિમાં આવ્યો હતો. આ તરફ પાંડવો પણ પોતાની સેનારૂપ સરિતાને કુરૂક્ષેત્રરૂપ સમુદ્રમાં વહન કરાવતા હતા. શ્રીકૃષ્ણની ઉશ્કેરણીથી ધર્મરાજાએ સાય-

કાળ પહેલાં શલ્યને મારવાની પ્રતિજ્ઞા કરી યુદ્ધનો આરંભ કર્યો હતો. પ્રથમ શલ્ય અને યુધિષ્ટિરની વચ્ચે ભારે યુધ્ધ પ્રવર્ત્યું, તેમાં શલ્યે પોતાનાં પ્રચંડ બાણોથી યુધિષ્ટિરને મૂર્છિત કરી દીધો હતો. જ્યારે યુધિષ્ટિર મૂર્છિત થઈને પડયો, એટલે અર્જુન વગેરે પાંડવવીરોએ યુદ્ધનો પ્રવાહ પ્રચલિત રાખી કૌરવસેનાનું ભારે મથન કર્યું હતું. પછી ધર્મરાજાએ સાવધ થઈ પોતાની અમોઘશક્તિથી શલ્યને પ્રાણરહિત કરી દીધો હતો. જેથી પાંડવસેનામાં ભારે જયઘોષ ઘણા થઇ હતી.

જ્યારે પોતાનો સેનાપતિ શલ્ય મરણ પામીને ભૂતલ ઉપર પડયો. તે ખબર જાણી દુર્યોધન અત્યંત રોષાતુર થઈ ગયો. તેના નેત્રમાં રતાશ પ્રકાશી નીકળી અને હોઠ અતિશય કંપવા લાગ્યા. આ વખતે દુર્યોધન, શકુનિમામા વગેરે પોતાનો બધો પરિવાર લઈ રણભૂમિમાં આવ્યો હતો. દુર્યોધને ગ્રીષ્મ-ઋતુના સમયની જેમ પોતાનો પ્રતાપાનળ પ્રજ્વલિત કર્યો અને તે પાંડવસેના ઉપર મરણીઓ થઈ તુટી પડયો. તેના આખરનો તાપ સહન કરવાને કોઇ પણ વીર સમર્થ થઈ શકયો નહિં. દુષ્ટ શકુનિ પોતાના ભાણેજનું હિત કરવાને યુધ્ધમાં સામેલ થયો. તેણે પ્રથમ સહદેવની સામે યુધ્ધ કરવા માંડયું. આખરે સહદેવે બાણ રૂપ પાશાએ કરી પાશ-ક્રીડામાં કુશળ એવા શકુનિને હરાવી દીધો અને તેના પ્રાણરૂપ પણને ગ્રહણ કરી લીધું. જ્યારે શકુનિ કુરૂક્ષેત્રમાં શબ થઈને પડયો, ત્યારે દુર્યોધનને હૃદયમાં એવો આઘાત થયો કે તે

ક્ષણવાર મૂર્છિત થઇ ગયો હતો. પછી તરતજ જાણે ભયે ઉઠાડયો હોય તેમ ઉઠો થઇ રણભૂમિમાંથી દોડી ગયો અને હૃદયમા આકુળ-વ્યાકુળ થઈ ગયો હતો. દુર્યોધનના ભાગવાથી કૌરવ સૈન્ય નાયક વગરનું થઇ ગયું અને સર્વે ચિંતાતુર થઈ ગયા હતા. કૃપાચાર્ય, કૃતવર્મા અને અશ્વત્થામા દુર્યોધનની શોધ કરવા લાગ્યા, પણ તેમણે દુર્યોધનને કોઇ સ્થાને જોયો નહિં, એટલે તેઓ પણ હૃદયમા ભયભીત થઇ ગયા હતા.

પાંડવો પણ દુર્યોધનની શોધ કરવાને મોટા સૈન્ય સાથે તેના પગલાંને અનુસારે ફરતા ફરતા એક સરોવર પાસે આવ્યા. તે સરોવર વ્યાસ સરોવરના નામથી ઓળખાતું હતું. પેલા કૃપાચાર્ય વગેરે ત્રણે જણ 'દુર્યોધન આ સરોવમા પેસી ગયો છે,' એવું ધારી તેના તીર ઉપર તેની રક્ષા કરવાને બેઠા હતા. જ્યારે પાડવોને સૈન્ય સાથે તે સ્થળે આવતા જોયા. એટલે તેઓ એક વૃક્ષની પોલમાં સંતાઈ ગયા. કોઈ વનચરે ' આ સરોવરમા દુર્યોધન પેસી ગયો છે ' એવા ખબર આપ્યા એટલે તે પાડવોએ પોતાના સૈન્યથી તે સરોવરને ઘેરી તે સ્થળે પડાવ નાખ્યો હતો.

આ વખતે યુધિષ્ટિર સરોવરના કાંઠા ઉપર રહી દુર્યોધનને સંભળાવવા બોલ્યો—"અરે દુરાચારી ! ક્ષત્રિય થઈને આમ શું સંતાય છે ? પોતાના કુળનો નાહક સંહાર કરાવી આમ શીયાળની જેમ સંતાઈ રહ્યો છે, તેથી તેં બધા કૌરવ

કુળને કલંકિત કર્યું છે. સર્વનો સંહાર કરાવી હવે તું તારા ક્ષુદ્રપ્રાણની રક્ષા કરવા પાણીમાં પેસી ગયો છે, એ તારા જીવિતને ધિક્કાર છે. અરે પાપી ! તું ગમે ત્યાં જઇશ તોપણ અમે તને છોડવાના નથી. ” ધર્મરાજાની આવી કઠોર વાણી સાંભળી તે દુર્યોધન ભીમની સાથે ગદાયુદ્ધ કરવાનો નિશ્ચય કરી જળની બહાર નીકળ્યો હતો.

પછી દુર્યોધને ભીમસેનની સાથે ગદાયુદ્ધ કરવાનો પોતાનો વિચાર જાહેર કર્યો અને તે વાત પાંડવોએ કબુલ કરી. તેમના એ દ્વંદ્વયુદ્ધમાં યુધિષ્ઠિર વગેરે સભાસદો નીમાયા અને કુરૂક્ષેત્રની રણભૂમિને વિષે તેમના ગદાયુદ્ધનો સમારંભ થયો. જ્યારે તેમના ગદાયુધ્ધની પ્રવૃત્તિ થઇ, ત્યારે આકાશમાં દેવતાઓ, ખેચરો અને વિદ્યાધરો વિમાનોની શ્રેણીથી ઉભા રહ્યા હતા. દુર્યોધન અને ભીમસેન પોતપોતાની ગદાને સહસ્ર પ્રકારે આસપાસ ભ્રમણ કરાવવા લાગ્યા. પ્રલયકાળના મંડળાકાર થયેલા પવને ભૂમિતળથી ઉપાડી આકાશમાં ઉડાડેલા જાણે પર્વતો હોય, એવા ગદારૂપ મહાવૃક્ષને ધારણ કરનારા એ દુર્યોધન અને ભીમસેન ચિત્રવિચિત્ર મંગળાકાર ગતિએ સંચાર કરતા હતા. પછી તેઓ સામસામા સિંહનાદ કરી ગદા લઇ ધસી આવ્યા. બેમાંથી એકે આગળ કરેલા પોતાના પગને બીજો આકર્ષણ કરી તેને પોતાની પછવાડે ખેંચી પોતે આગળ જતો, ત્યારે બીજો બાહુપરાક્રમના અતિશયથી અતે દુઃસહ૫ણે બીજાના અંગ ઉપર ધસી પો-

તાની ગદાએ તેની ગદાને પ્રહાર કરી તેના હાથમાંથી તે ગદા નીચે પાડતો હતો. પછી તેઓ બંનેએ પરસ્પરનાં શરીરને ભીડી ગદાનો પ્રહાર કરવા લાગ્યા. તેમની ગદાઓના પ્રહારથી ઉત્પન્ન થયેલા નાદે 'આ જગત્ શું ફાટી જાય છે' એવી સર્વના મનમાં શંકા ઉત્પન્ન કરી હતી. બંને મહાવીરોનું ગદાયુદ્ધ પ્રચંડ બળથી પ્રવર્ત્તવા લાગ્યું. જયલક્ષ્મી કરમાં વિજયમાળ ધારણ કરી ઘણા વખત સુધી સ્તબ્ધ થઇ ઉભી રહી હતી. દુર્યોધને પોતાના સમગ્ર બળથી ભીમસેનની ઉપર એવો ગદાપ્રહાર કર્યો કે જેથી ભીમસેનનાં નેત્રો ભમી ગયાં અને તેને ચક્રી આવી ગઈ. પછી ભીમસેને પોતાના બળથી દુર્યોધનના હૃદયમાં ગદાનો એવો પ્રહાર કર્યો કે જેથી તેને કાંઈ દુઃખનો અનુભવ કરવો પડયો. પછી ગદાયુદ્ધમાં પ્રવીણ એવા દુર્યોધને ભીમસેનના મસ્તક ઉપર ઘણા જોરથી ગદાનો પ્રહાર કર્યો, જેથી ભીમસેનનું વજ્ર જેવું શરીર પણ કંપી ચાલ્યું હતું. આ વખતે અર્જુને કૃષ્ણને કહ્યું કે, " હરિ! ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ, શલ્ય અને જયદ્રથ વગેરેનો વધ કર્યા છતાં અને સાંપ્રતકાળે અમારા દેખતાં છતાં અમારા જીવિતરૂપ આ ભીમસેનને દુર્યોધન પ્રહાર કરે છે, એ બહુ અસહ્ય છે."

આ વખતે કૃષ્ણે કહ્યું, "અર્જુન! તું કહે છે તે સત્ય છે. આ દુર્યોધન ભીમસેનથી પરાભવ પામવાનો નથી. આ દુર્જય દુર્યોધનને ભીમસેન જો સાથળ ઉપર ગદાપ્રહાર કરે

તો તેનો પરાભવ થવો સુલભ છે." કૃષ્ણના આ વચન ઉપરથી અર્જુને ભીમસેનને સંકેત કરી સમજાવ્યું, એટલે બળવાન્ ભીમસેને દુર્યોધનના મસ્તકને વિષે એક ગદાનો ઘા કર્યો, એટલે દુર્યોધન બેસી ગયો. પછી તે સત્વર ભીમસેનને મારવાને બેઠો થતો હતો. તેવામાં ભીમસેને તેના ઉરૂ ઉપર ગદાનો બીજો ઘા કર્યો, જેથી મસ્તકમાં લોહીલુહાણ થયેલો દુર્યોધન પૃથ્વી ઉપર પડી ગયો. તે વખતે દેવતાઓએ ભીમસેનની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. પીડાથી નેત્રોને મીંચતો દુર્યોધન ભૂમિ ઉપર પડ્યો પડ્યો તરફડીયાં મારતો હતો. તે વખતે ભીમસેને આવી પોતાના ચરણથી દુર્યોધનના મુગટને ચૂર્ણ કરી નાખ્યો. આ સમયે ત્યાં રહેલા બળભદ્રને ગુસ્સો ચડી આવ્યો. તેમણે ઉભા થઈને કહ્યું, " આ ભીમસેનનું કર્મ ક્ષત્રિયોને નિંદવા લાયક છે. આવું કર્મ મ્લેચ્છને હાથે પણ બનતું નથી. આ શત્રુના મુગટને ભીમસેન ચરણવડે ચૂર્ણ કરે છે, એ અન્યાયને હું સહન કરી શકતો નથી. હું પાપી પુરૂષોને શાસન કરનારો છું. આ મારૂં મુશળ કોપે કરી પાંચ પાંડવોને તત્કાળ અન્યાયનું ફળ દેખાડત, પરંતુ પાંડવોના બંધુ ધર્મે મને અટકાવ્યો છે. તથાપિ આજથી હું પાંડવોનું મુખ જોવાનો નથી." આવાં વચનો બોલી બળભદ્ર રોષાતુર થઈ પોતાના તંબુ તરફ ચાલ્યા ગયા અને તે સમયે સૂર્ય પણ દ્વીપાંતર તરફ ચાલ્યો ગયો.

સૂર્યાસ્ત થયા પછી દુર્યોધનને તેવીજ સ્થિતિમાં ત્યાં

રાખી શ્રીકૃષ્ણ પાંચે પાંડવોને લઈને પોતાની છાવણીમાં આવ્યા હતા. પછી ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડીને છાવણીની રક્ષા કરવાની આજ્ઞા કરી પાંડવો ત્યાંથી કૃષ્ણ સાથે જવા નીકળ્યા હતા.

અહીં દુર્યોધન ઉરૂના ભંગથી પૃથ્વીપર પડયો હતો. તે તરફડીયાં મારી મહાદુઃખ ભોગવતો હતો. તે વખતે કૃતવર્મા, કૃપાચાર્ય અને અશ્વત્થામા એ ત્રણે દુર્યોધનની પાસે આવી તેને ધીરજ આપવા લાગ્યાં. " મહારાજ! તને અમે ધન્યવાદ આપીએ છીએ. આવી નઠારી સ્થિતિમાં આવ્યા છતાં તેં દીનતા કરી નથી અને શત્રુને નમન કરવાની ઇચ્છા રાખી નથી. રાજન્! તારા હૃદયમાં શાંતિ રાખજે. તું જીવતાંજ અમે પાંડવોની સાથે યુદ્ધ કરી તેમનો વધ કરવાની ઇચ્છા રાખીએ છીએ, અને પાડવોનાં મસ્તકો કાપી લાવી તને જો બતાવીએ તોજ અમે તારા અનૃણી છીએ. " તેમનાં આ વચનો સાંભળી દુર્યોધન પોતાની વેદનાને વિસરી ગયો અને તેણે કેટલાએક મધુર શબ્દોથી તે ત્રણેનો ઉપકાર માન્યો હતો. તેણે છેવટે કહ્યું હતું કે, " મિત્રો! હવે તમે પાંડવોની છાવણીમાં સત્વર જાઓ અને તેમના મસ્તકોને છેદી મને ઉતાવળે બતાવો. કારણ કે મારો પ્રાણ ઘણીવાર શરીરમાં રહેવા માટે ઇચ્છા કરતો નથી. " દુર્યોધનનાં આ વચનો સાભળી અશ્વત્થામા કૃતવર્મા અને કૃપાચાર્યને સાથે લઈ પાંડવોની સામે યુદ્ધ કરવા ગયો હતો. તેમણે ઘણીવાર યુદ્ધ

તો તેનો પરાભવ થવો સુલભ છે ” કૃષ્ણના આ વચન ઉપરથી અર્જુને ભીમસેનને સંકેત કરી સમજાવ્યું, એટલે બળવાન્ ભીમસેને દુર્યોધનના મસ્તકને વિષે એક ગદાનો ઘા કર્યો, એટલે દુર્યોધન મૂર્ચ્છા પામી ગયો પછી તે સત્વર ભીમસેનને મારવાને બેઠો થતો હતો તેવામા ભીમસેને તેના ઉરૂ ઉપર ગદાનો બીજો ઘા કર્યો, જેથી મસ્તકમા લોહીલુહાણ થયેલો દુર્યોધન પૃથ્વી ઉપર પડી ગયો તે વખતે દેવતાઓએ ભીમસેનની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી પીડાથી નેત્રોને મીંચતો દુર્યોધન ભૂમિ ઉપર પડ્યો પડ્યો તરફડીયા મારતો હતો તે વખતે ભીમસેને આવી પોતાના ચરણથી દુર્યોધનના મુગટને ચૂર્ણ કરી નાખ્યો આ સમયે ત્યા રહેલા બળભદ્રને ગુસ્સો ચડી આવ્યો તેમણે ઉભા થઈને કહ્યુ, “ આ ભીમસેનનુ કર્મ ક્ષત્રિયોને નિંદવા લાયક છે આવુ કર્મ મ્લેચ્છને હાથે પણ બનતુ નથી આ શત્રુના મુગટને ભીમસેન ચરણવડે ચૂર્ણ કરે છે, એ અન્યાયને હુ સહન કરી શકતો નથી હુ પાપી પુરૂષોને શાસન કરનારો છુ આ મારૂ મુશલ કોપે કરી પાચ પાંડવોને તત્કાળ અન્યાયનુ ફળ દેખાડત, પરંતુ પાંડવોના બંધુ ધર્મે મને અટકાવ્યો છે તથાપિ આજથી હું પાંડવોનુ મુખ જોવાનો નથી ” આવા વચનો બોલી બળભદ્ર રોષાતુર થઇ પોતાના તંબુ તરફ ચાલ્યા ગયા અને તે સમયે સૂર્ય પણ દ્વીપાંતર તરફ ચાલ્યો ગયો

સૂર્યાસ્ત થયા પછી દુર્યોધનને તેવીજ સ્થિતિમા ત્યા

રાખી શ્રીકૃષ્ણ પાંચે પાંડવોને લઈને પોતાની છાવણીમાં આવ્યા હતા. પછી ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડીને છાવણીની રક્ષા કરવાની આજ્ઞા કરી પાંડવો ત્યાંથી કૃષ્ણ સાથે જવા નીકળ્યા હતા.

અહીં દુર્યોધન ઉરૂના ભંગથી પૃથ્વીપર પડયો હતો. તે તરફડીયાં મારી મહાદુઃખ ભોગવતો હતો. તે વખતે કૃતવર્મા, કૃપાચાર્ય અને અશ્વત્થામા એ ત્રણે દુર્યોધનની પાસે આવી તેને ધીરજ આપવા લાગ્યાં. " મહારાજ ! તને અમે ધન્યવાદ આપીએ છીએ. આવી નઠારી સ્થિતિમાં આવ્યા છતાં તેં દીનતા કરી નથી અને શત્રુને નમન કરવાની ઇચ્છા રાખી નથી. રાજન્ ! તારા હૃદયમાં શાંતિ રાખજે. તું જીવતાંજ અમે પાંડવોની સાથે યુદ્ધ કરી તેમનો વધ કરવાની ઇચ્છા રાખીએ છીએ, અને પાડવોનાં મસ્તકો કાપી લાવી તને જો બતાવીએ તોજ અમે તારા અનૃણી છીએ. " તેમનાં આ વચનો સાંભળી દુર્યોધન પોતાની વેદનાને વિસરી ગયો અને તેણે કેટલાએક મધુર શબ્દોથી તે ત્રણેનો ઉપકાર માન્યો હતો. તેણે છેવટે કહ્યું હતું કે, " મિત્રો ! હવે તમે પાંડવોની છાવણીમાં સત્વર જાઓ અને તેમના મસ્તકોને છેદી મને ઉતાવળે બતાવો. કારણ કે મારો પ્રાણ ઘણીવાર શરીરમાં રહેવા માટે ઇચ્છા કરતો નથી. " દુર્યોધનનાં આ વચનો સાંભળી અશ્વત્થામા કૃતવર્મા અને કૃપાચાર્યને સાથે લઈ પાંડવોની સામે યુદ્ધ કરવા ગયો હતો. તેમણે ઘણીવાર યુદ્ધ

કરી ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડીનો વધ કરી પાંડવસેનાને છિન્ન-ભિન્ન કરી નાંખી હતી. તે સમયે શિબિરની રક્ષા કરવાને નિમેલા દ્રૌપદીના પાંચ પુત્રો કે જેઓ પાંચાલના નામથી ઓળખાય છે, તેઓ અશ્વત્થામાની ઉપર ચડી આવ્યા હતા. અશ્વત્થામાએ પોતાના તીક્ષ્ણ બાણોની તેમના ઉપર વૃષ્ટિ કરવા માંડી અને આખરે તેણે પોતાનાં બાણોથી દ્રૌપદીના પાચે પુત્રોને મારી નાખ્યા હતા. તેમનાં પાચે મસ્તકો છેદી લઇ કૃતવર્મા, કૃપાચાર્ય અને અશ્વત્થામા જ્યા દુર્યોધન માત્ર શ્વાસે અવશેષ રહેલો હતો ત્યા આવ્યા અને દુઃખી હાલતમા પડેલા દુર્યોધનને શીતળ જળના સિંચનથી સચેત કરી તે પાચે મસ્તકો તેની આગળ ધરી સ્થાપિત કર્યાં હતાં. પછી તેમણે કહ્યું કે, “ રાજા દુર્યોધન ! અમોએ પાંચે પાંડવોનાં મસ્તક છેદી તારી આગળ મુકયાં છે તેનું તું અવલોકન કર. ” દુર્યોધને પોતાના મંદનેત્રે અવલોક્યું, ત્યાં પાંડવોનાં મસ્તક તેના જોવામાં ન આવ્યાં. પણ પાંચે પાંચાલનાં મુખ જોવામાં આવ્યાં. એટલે તેનું મુખ શ્યામ થઈ ગયું અને તે મંદસ્વરે બોલ્યો— “ મૂર્ખો ! તમોને ધિક્કાર છે. તમારૂ આ પરાક્રમ નિંદનીય છે. તમોએ આ દુધપાન કરનારા પાંચ દ્રૌપદીના બાળપુત્રોને માર્યા છે. ” આટલું કહી તે વિશેષ મૂર્છા પામી ગયો અને ક્ષણવારમાં તેણે પોતાના પ્રાણનો ત્યાગ કરી દીધો. વાંચનાર ! અહીં ભારતનું મહાયુદ્ધ સમાપ્ત થયું છે. પાપી



દુર્યોધને પોતાના ગઢ નેત્ર અવલોકયું, ત્યાં પાંડવોના મસ્તક તેના જોવામાં ન આવ્યા પણ પાંચે પાંચાળના મુખ જોવામાં આવ્યા

( પૃષ્ટ ૬૭૮ )

ishna Press, Bombay 2

દુર્યોધન આખરે તેના દુષ્ટ કર્મનું ફળ પામ્યો છે. દુષ્ટ કર્મ કરનાર અને દુરાચારને સેવનાર પુરૂષ આખરે આવી સ્થિતિ પામે છે, એ બોધ તારે ગ્રહણ કરવાનો છે. પ્રતાપી પાંડવોનો વિજય થયો, એ તેમના સત્કર્મનું અને ન્યાયનું ફળ છે. અશ્વત્થામા બાળહત્યાનું નિંદકર્મ કરી પોતાના સહચારી કૃતવર્મા અને કૃપાચાર્યની સાથે ત્યાંથી નમ્રમુખે ચાલ્યો ગયો હતો. નિંદકાર્ય કરનારો કયો પુરૂષ પોતાનું મુખ બતાવી શકે ?



## પ્રકરણ ૪૪ મું

### જરાસંધ અને કૃષ્ણવાસુદેવ.

દુર્યોધન મરાયો અને અશ્વત્થામા, કૃતવર્મા અને કૃપાચાર્ય પાંચ પાંચાલોનો વધ કરી ચાલ્યા ગયા. આ બધી વાત સંજયે હસ્તિનાપુરમાં જઇ ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને કહી હતી. તેથી એ બંને દંપતી અતિ શોક ધરી મૂર્છિત થયાં હતાં. થોડીવારે સાવધાન થઇ તેમણે દુર્યોધનનો વિલાપ કર્યો હતો.

આ તરફ કૃષ્ણની સાથે ગયેલા પાંડવોએ દુર્યોધનના ઉરૂભંગથી નાખુશ થયેલા બળભદ્રને સમજાવી શાંત કર્યા. તે વખતે સાત્યકિએ આવી પાંચ પાંચાલોના વધની વાત કહી, તેથી તેમને ભારે દુઃખ થયું. તેમજ અંતઃપુરમાં દ્રૌપદીએ

ઉંચે સ્વરે આક્રંદ કરી મુકયું હતું. આ સમયે ચતુરબુદ્ધિ કૃષ્ણે તેમને સારી રીતે બોધ આપી શાંત કર્યા હતા.

પ્રાતઃકાળે શ્રીકૃષ્ણ અને પાંડવો પોતાના કાકા ધૃતરાષ્ટ્રનો શોક દૂર કરાવવા તેમની પાસે ગયા હતા. તેમણે ગાંધારી સહિત ધૃતરાષ્ટ્રના ચરણમાં નમન કર્યું. તે વખતે ધૃત રાષ્ટ્ર વિમુખ થઇને બેઠા એટલે કૃષ્ણે તેમને કહ્યું, રાજન્! આ પાંડુપુત્રો શું તમારા પુત્રો નથી? તેમની પિતૃભક્તિ પાંડુના જેવીજ તમારી ઉપર છે. દુર્યોધન વગેરેનો વધ થયો, એ તેમને તેમના દુરાચારનું ફળ મળ્યું છે. તે વાત તમારા જાણવામા છે. આ પાંચ પાંડવોએ ફક્ત પાંચ ગામ લઈ સંધિ કરવાની ઇચ્છા કરી હતી, પણ તમારા દુરાગ્રહી દુર્યોધને એ વાત માન્ય કરી ન હતી તેથી તમારે આ તમારા પુત્રોને અપરાધી ગણવા ન જોઇએ " કૃષ્ણનાં આવાં વચનોથી ધૃતરાષ્ટ્ર અને ગાંધારી શાંત થયાં હતાં. પછી તેમણે પાંડવોના પૃષ્ટ ઉપર હાથ મુકી કહ્યું કે, "અમારા પુત્રોએ તમારો જે અપરાધ કર્યો, તે તેમના દૈવનો અપરાધ છે, અમારા પુત્રોનો અપરાધ નથી." આ પ્રમાણે કહી તેમણે પાંડવોને આલિંગન કરી શુદ્ધ સ્નેહ દર્શાવ્યો હતો. તે પછી ગાંધારી દુર્યોધનની સ્ત્રી ભાનુમતી વગેરે વધૂઓને લઈ કુરૂક્ષેત્રના સ્મશાનમાં પોતાના પુત્રોના મુખાવલોકન કરવાને ગઈ હતી. મરણ પામેલા રાજાઓની અને બીજા મહાન્ શૂરવીરોની બીજી પણ સ્ત્રીઓ તે સ્થળે આવી હતી. તે સર્વેના આક્રંદથી ભૂમિ અને અંતરી-

ક્ષના ભાગ ગાજી રહ્યા હતા. દુર્યોધનની માતા ગાંધારી, તેની સ્ત્રી ભાનુમતી અને જયદ્રથની સ્ત્રી દુઃશલાએ કુરૂક્ષેત્રની ભૂમિમાં ભારે વિલાપ કર્યો હતો. તેમના વિલાપથી સર્વ કુદરતની રચના જાણે શૂન્ય થઈ હોય, તેમ દેખાતી હતી. આ સર્વના વિલાપમાં ભૂરિશ્રવાની સ્ત્રીઓએ પણ પોતાના વિલાપનો વધારો કરી સર્વને વિશેષ શોકમય કર્યાં હતાં.

આ સમયે યુધિષ્ઠિરે પોતાના મિત્ર સાત્યકિને પાંડુરાજાની પાસે મોકલ્યો અને તેની સાથે કહેવરાવ્યું કે "કુરૂક્ષેત્રનું યુદ્ધ પૂર્ણ થયું છે અને તમારા પ્રતાપથી અમે વિજયી થયા છીએ. પણ જ્યાંસુધી આપણા સ્નેહી કૃષ્ણનો શત્રુ જરાસંઘ જીવતો છે, ત્યાંસુધી તેને માર્યા વિના અમે આવીશું નહીં. માટે જ્યાંસુધી અમે ન આવીએ ત્યાંસુધી અમારી રાહ જોઈ તમે હસ્તિનાપુરની પ્રજાનું પાલન કરજો."

સાત્યકિની સાથે આ પ્રમાણે સંદેશો કહેવરાવી પાંડવો જરાસંઘની સાથે યુદ્ધ કરવાને તૈયાર થયા હતા.

આ સમયે જરાસંઘના સોમક નામના દૂતે આવી કૃષ્ણને કહ્યું, "કૃષ્ણ! ત્રણ ખંડનો અધિપતિ જરાસંઘ જ્યાંસુધી વિજયી છે, ત્યાંસુધી તું કૌરવોનો સંહાર કરી ગર્વ કરીશ નહીં. મહાવીર જરાસંઘ પોતાના જમાઇ કંસ અને પોતાના મિત્ર દુર્યોધનનું વૈર લેવા અતિશય ઉત્સુક છે. તેણે તને કહ્યું છે કે કુરૂક્ષેત્રની ભૂમિ રૂધિરના તરંગોથી વ્યાપ્ત અને અઢાર અક્ષૌહિણી સેનાથી આચ્છાદિત છે, તેથી કુરૂક્ષેત્રનો ત્યાગ કરી

**સનપલ્લી** ગામમાં તારો અને અમારો સંગ્રામ થશે. ત્યાં પણ સરસ્વતી નદીનો પ્રવાહ આપણા યુધ્ધનો સાક્ષી થશે."

સોમકનાં આવાં વચનો સાંભળી કૃષ્ણે દૂતને કહ્યું, "હજુ અમે યુધ્ધને માટે ક્ષુધાતુર છીએ. યુધ્ધ રૂપ ભોજન કરવા માટે આ તારૂં આમ ત્રણ અમોને ખુશકારક છે. કંસ અને કૌરવોના ગ્રાસથી હજુ મારા બાહુને તૃપ્તિ થઇ નથી, માટે તારા સ્વામી જરાસંઘને યુધ્ધ કરવા માટે સનપલ્લી ગામમાં મોકલજે. અમે ત્યાં આવ્યાજ એમ જાણજે."

કૃષ્ણનો આ સંદેશો સોમકે જરાસંઘની આગળ અક્ષરે અક્ષરરૂપે કહ્યો હતો. પછી જરાસંઘે કૃષ્ણ, અરિષ્ટનેમિ, અર્જુન અને ભીમ વગેરેની હાલત વિષે પૂછવાથી સોમક દૂતે તે સર્વના સ્વરૂપનું અને પરાક્રમનું યથાર્થ રીતે વર્ણન કરી બતાવ્યું હતું. જ્યારે સોમકે કૃષ્ણ અને પાંડવોના ઉત્કર્ષનું વર્ણન કરી બતાવ્યું, તે સાંભળી જરાસંઘ નાખુશ થયો હતો, અને તેણે તે વખતે સોમક દૂતને કેટલાંએક ગર્વનાં વચનો કહ્યાં હતાં અને પછી તરતજ તે પ્રયાણ કરી સનપલ્લી ગામપાસે વહન થતી સરસ્વતીને તીરે જયઘોષણા કરાવતો મોટા સૈન્ય સાથે આવ્યો હતો. જ્યારે જરાસંઘ રણભૂમિમાં આવ્યો એટલે કૃષ્ણને દૂતોએ ખબર આપ્યા, તેથી તેઓ પણ પાંડવોની સાથે તે સ્થળે ચડી આવ્યા હતા. વસુદેવે પૂર્વે વૈતાઢ્ય પર્વત ઉપર સંચાર કરી હજારો ઉપકારથી જે ખેચરોને મિત્ર કર્યા હતા, તે ખેચરો કૃષ્ણને સહાય કરવાને રણભૂમિમાં આવ્યા હતા.

કેટલાએક ખેચરો જરાસંધના પક્ષમાં જવાથી, તે વાત કૃષ્ણના જાણવામાં આવતાં તેમણે પ્રદ્યુમ્ન અને સાંબ નામના પોતાના પુત્રોની સાથે વસુદેવને તેમનો પરાજય કરવાને મોકલ્યા હતા.

આ સમયે અરિષ્ટનેમિ શત્રુઓના આયુધોના સમુદાયનો ઘાત કરનારી, મેરૂ પર્વતને વિષે ઉત્પન્ન થયેલી અને દેવતાઓએ પોતાના બાહુને વિષે પૂર્વે બંધન કરેલી એવી મહૌષધી વાસુદેવના બાહુને વિષે પોતાને હાથે બાંધી. ત્યારપછી વાસુદેવ વિજયયાત્રા કરવા નીકળ્યો હતો. આ સમયે ઇંદ્રનો માતલિ સારથિ આવી ભગવાન્ અરિષ્ટનેમિ પ્રત્યે બોલ્યો—"ભગવાન્! આપે યુદ્ધ કરવાની ઇચ્છા કરી તે જાણી અમારા સ્વામી ઇંદ્રે આપને માટે આ રથ અને વજ્રમય કવચ લઇ મને મોકલ્યો છે." પ્રભુ માતલિ સારથિની પ્રાર્થના અંગીકાર કરી યુદ્ધ કરવાને તે રથ ઉપર આરૂઢ થયા હતા. તે વખતે કૃષ્ણ અને અર્જુન શંખના નાદ કરી તેમને પ્રોત્સાહિત કરવાને ચારણ ભાટનું કામ કરતા હતા.

આ કાળે બંને સેના એકત્ર મળી ભયંકર યુદ્ધ કરતી હતી. જરાસંઘે પોતાની સેનાને ચક્રવ્યૂહને આકારે ગોઠવી રણભૂમિમાં સજ્જ કરી હતી. પછી દક્ષિણ ભાગમાં નેમિ અને વામ ભાગમાં અર્જુન રહી તેમણે તે ચક્રવ્યૂહનો ભેદ કર્યો હતો. આ વખતે રૂકમી નામનો જરાસંઘનો મિત્ર નેમિ

પ્રભુની સામે આવ્યો હતો, પણ સૂર્યની આગળ ખદ્યોતની જેમ તેનું પરાક્રમ પ્રભુ આગળ વ્યર્થ થયું હતું. તે કાળે બીજા લક્ષાવધિ રાજાઓ નેમિ સામે યુદ્ધ કરવા આવ્યા, પણ દયાળુ પ્રભુએ તેમનો વધ કરવાની ઈચ્છા ન કરતાં પોતાના દિવ્ય શંખને વગાડયો હતો. જેનો શબ્દ સાંભળી તે વીરરાજાઓના હાથમાંથી હથિયારો નીચે પડી ગયાં હતાં. તે સમયનો લાગ જોઇ બળભદ્રનો ભાઈ અનાદષ્ટિ આગળ આવ્યો અને તે ભયંકર યુદ્ધ કરતો હતો. શત્રુઓએ પોતાના બાણોની વૃષ્ટિથી તેને આચ્છાદિત કરી દીધો. એટલે અર્જુન તથા ભીમસેન વચ્ચે આવ્યા હતા અને તેમણે પોતાના અતુલ બળથી શત્રુઓના પક્ષને નિર્બળ કરી દીધો હતો. તેની પાછળજ સહદેવ અને નકુળ આવી લાગ્યા અને તેમણે પણ પોતાની મહાન્ શક્તિ દર્શાવી જરાસંધના પક્ષકારી રાજાઓનો ઘાણ વાળી નાખ્યો હતો. કેટલાએક નાસીને પોતાના હિરણ્યનાભ નામના સેનાપતિને શરણે આવ્યા હતા. આ વખતે બળવાન્ ભીમસેને હિરણ્યનાભને બોલાવી ભારે યુદ્ધ કર્યું અને આખરે તેનો નાશ કર્યો હતો. હિરણ્યનાભનો વધ થયા પછી સૂર્ય અસ્ત પામતાં યુદ્ધક્રિયા વિરામ પામી અને તેથી યાદવો અને તેમના સ્વામી સમુદ્રવિજય રાજા ખુશી થયા હતા. તેમણે ભીમને હૃદયથી અભિનંદન આપ્યું હતું.

બીજે દિવસે પ્રાતઃકાળે પોતાના સેનાપતિ હિરણ્યનાભના મરણથી ક્રોધાતુર થયેલો જરાસંધ રણભૂમિમાં ચડી

આવ્યો હતો. તેની સાથે તેનો મિત્ર શિશુપાળ પણ પોતાનો પરિવાર લઇ આવ્યો હતો.

અભિમાની શિશુપાળ કૃષ્ણની સામે યદ્વાતદ્વા બોલવા લાગ્યો. જે સાભળી કૃષ્ણને ભારે રોષ ઉત્પન્ન થયો હતો. તે બંને વીરોની વચ્ચે તુમુલ યુધ્ધ પ્રવર્ત્યું અને આખરે કૃષ્ણવાસુદેવે પોતાના ખડ્ગથી તેને કંસના જેવી ગતિએ પહોંચાડી દીધો હતો. પોતાના મિત્ર શિશુપાળનો વધ જોઇ અતિ પરાક્રમી જરાસંધ ક્રોધ પામી સરસ્વતીના તીરની રણભૂમિમાં આવ્યો હતો. તેણે પ્રથમ પોતાના હૃત સોમકને પુછી રણભૂમિમા સામા આવેલા સમુદ્રવિજય વગેરે યોધ્ધાઓને ઓળખી લીધા હતા. પછી જરાસંઘે પોતાનું અતુલ પરાક્રમ એવી રીતે દર્શાવ્યું કે જેથી તમામ યાદવસેનાનો ભારે ઉચ્છેદ થઇ ગયો હતો. રૂધિરની નદીઓ, અસ્થિઓના ઢગલાઓ, હાથી ઘોડાની પાળો અને કબંધોના નૃત્યો જોઇ જરાસંધ પોતાના મનનાં હર્ષ પામ્યો હતો.

આ સમયે ઇંદ્રના સારથિ માતલિએ નેમિપ્રભુને કહ્યું- "દેવ! આ રણભૂમિમાં તમારા સૈન્યને જરાસંઘે મથન કરેલું છે. તમારા શિવાય બધા મહાવીરો બેભાન થઇને પડેલા છે. માટે આ વખતે તમારે ઉપેક્ષા કરવી ન જોઇએ. જો કે આ યુધ્ધનું કર્મ સાવદ્ય છે, તોપણ ઇંદ્રે મોકલેલા આ રથને સુધ્ધ કરી કૃતાર્થ કરો. આ રથ ઉપર બેસી યુધ્ધ કરવામાં વિજય પ્રાપ્ત થાય છે."

માતલિનાં આ વચન સાંભળી નેમિકુમારે હિંસાત્મક યુદ્ધ કર્યું નહીં. પણ પોતાના ધનુષ્યના ટંકાર સાથે શંખનો નાદ કર્યો હતો. તેનો નાદ સાંભળી જરાસંઘના પક્ષના રાજવીરો મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયા હતા. તે વખતે સારથિ માતલિ પુનઃ બોલ્યો—"મહારાજ! તમારામાં જ્યારે આવું મહાપરાક્રમ છે, ત્યારે તમે શામાટે જરાસંઘની ઉપેક્ષા કરો છો ?" પ્રભુએ ઉત્તર આપ્યો—"સારથિ! જો કે આ જરાસંઘ શત્રુ છે અને મારાથી વધ્ય છે, તોપણ અહિંસાધર્મને આચરણ કરનારા મારા જેવા પુરૂષે તે વધ કરવા યોગ્ય નથી. હું મારા બંધુ કૃષ્ણના આગ્રહથી આ યુધ્ધભૂમિમાં આવ્યો છું. અહીં આવવાની મારી ઈચ્છા ન હતી. યુધ્ધમાં વિષ્ણુએ પ્રતિવિષ્ણુનો વધ કરવો એવો સર્વ ઠેકાણે નિયમ છે, તે નિયમ હમણાંજ તારા જોવામાં આવશે."

માતલિ અને નેમિકુમાર આ પ્રમાણે વાત કરતા હતા, ત્યાં જરાસંઘ પોતાના ઓગણોતેર પુત્રોની સાથે કૃષ્ણની ઉપર ક્રોધ કરી ચડી આવ્યો હતો. જરાસંઘના અઠ્યાવીશ પુત્રો તો એકલા બળરામની સામે ઉભા રહ્યા હતા. તેમને બળરામે પોતાના હળ અને મુશળથી ક્ષણવારમાં ચુર્ણ કરી નાખ્યા હતા, જ્યારે બળરામે પોતાના અઠયાવીશ પુત્રોનો વધ કર્યો, એટલે જરાસંઘે તે વૈર લેવાને બળરામના વક્ષઃસ્થળમાં ગદાનો એવો પ્રહાર કર્યો કે, જેથી તેના મુખમાંથી રૂધિરનું

વમન થઈ ગયું અને તેથી યાદવસેનામાં હાહાકાર થઈ ગયો. આ વખતે અર્જુને આવી જરાસંધને પોતાના બાણોના પ્રહારથી હઠાવી દીધો હતો. તેવામાં કૃષ્ણ આગળ આવ્યા અને તેણે પોતાના અસ્ત્રોનો એવો મારો ચલાવ્યો કે જેથી જરાસંધના અવશેષ રહેલા એકતાળીશ પુત્રોનો સંહાર થઇ ગયો હતો.

પોતાના બધા પુત્રોના સંહારથી જરાસંધના હૃદયમાં ક્રોધાગ્નિ પ્રગટ થઇ આવ્યો અને ક્રોધથી ઓષ્ટને કંપાવતો કૃષ્ણની સામે મરણીયો થઇને આવ્યો હતો. તેણે કૃષ્ણને કહ્યું કે, **"હવે તારો કાળ આવ્યો છે. તારા બચાવને માટે જે ઉપયોગી શસ્ત્ર હોય તે ગ્રહણ કર. મારી પુત્રી જીવયશાની પ્રતિજ્ઞા હવે હું પૂરી કરીશ."** આ પ્રમાણે કહી તેણે બાણોનો ભયંકર મારો ચલાવ્યો હતો. રામ અને રાવણના યુદ્ધને જોનારા દેવતાઓને પૂર્વે જે રસ આવ્યો હતો, તેવો રસ આ જરાસંધ અને કૃષ્ણના યુદ્ધમાં પ્રાપ્ત થયો હતો. ઘણીવાર યુદ્ધ કર્યા પછી જરાસંધે સ્મરણ કરી એક દિવ્ય ચક્ર હાથમાં પ્રાપ્ત કર્યું અને તે ચક્ર તેણે કૃષ્ણની ઉપર છોડયું. તે વખતે બળરામે અને યાદવસેનાપતિ અનાધૃષ્ટિએ તે ચક્ર ઉપર અનેક પ્રહારો કરવા માંડયા હતા. છેવટે અનાધૃષ્ટિએ પરિઘનો ઘા કરી તે ચક્રને નિષ્ફળ કરી દીધું. પણ તે પાછું આગળ ચાલ્યું હતું. તે ચક્રને નિષ્ફળ કરવાને સમુદ્રવિજય રાજાએ અને ભીમસેને પણ ભારે પ્રયત્ન કર્યો હતો. તથાપિ એ તેજસ્વી ચક્ર અપ્રતિહત થઈ કૃષ્ણની

આગળ આવ્યું હતું. આ વખતે સર્વ યાદવવીરો શોકાતુર થઇ ગયા હતા. પણ છેવટે એ ચક્ર કૃષ્ણની આગળ આવી શિષ્યની જેમ તેમના ચરણમાં નમી પડયું હતું. તે દેખાવ જોઇ યાદવવીરો હર્ષિત થયા હતા. પછી કૃષ્ણે તે ચક્ર હાથમાં લઇ જરાસંધને કહ્યું, "રાજેંદ્ર ! વિચાર કર. તારૂં મુકેલું આ ચક્ર મારી આગળ નમ્ર થયું છે. હવે એ મારૂંજ હથિયાર બની તારો વધ કરશે. માટે તારૂં દૈવ પ્રતિકૂળ છે. જો તારૂં હિત ઈચ્છતો હોય તો તું મગધ દેશમાં પાછો જા અને મારી આજ્ઞાથી તારા સમૃદ્ધિવાળા દેશનું રાજ્ય કર."

કૃષ્ણના આ વચન સાભળી તે માની જરાસંધે કાંઇ પણ વિચાર કર્યો નહીં. તે ઉલટો રોષાવિષ્ટ થઇ કૃષ્ણ પ્રત્યે બોલ્યો —"અરે ! તું વાચાલ થયો છે, અને આ લોઢાના કટકા રૂપ ચક્રથી મદોન્મત્ત થયો છે. પણ એ તારો ગર્વ અસ્થિના કટકાને પ્રાપ્ત કરનારા શ્વાનના જેવો છે. પણ તેથી તારૂં હિત શું થવાનું છે ?" જરાસંધનાં આ વચનો કૃષ્ણને કર્ણમાં કઠોર લાગ્યાં અને તેથી તેણે પેલું ચક્ર લીલાએ કરી જરાસંધની સામે છોડયું. અગ્નિની જ્વાળાઓને વર્ષાવતું તે ચક્ર જરાસંધની પાસે આવ્યું અને તેણે કમળના નાળની જેમ જરાસંધનું મસ્તક છેદી નાખ્યું હતું. "વાસુદેવ પ્રતિવાસુદેવને મારે છે." આ નિયમને સ્મરણ કરી પ્રસન્ન થયેલા દેવતાઓએ કૃષ્ણની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી હતી. પેલું તેજસ્વી ચક્ર જરાસંધનો નાશ કરી પાછું ફર્યું અને તેણે કૃષ્ણના હાથને અતિશય અલંકૃત કર્યો હતો.

જરાસંઘના મરણથી તેના પક્ષના રાજાઓ નિસ્તેજ થઈ ગયા અને તેઓ કૃષ્ણને શરણ થયા હતા. પછી તેઓએ સમયવર્ત્તી જરાસંઘના પુત્ર સહદેવને ત્યાં લાવી કૃષ્ણના ઉત્સંગમાં બેસાડયો હતો. પછી દયાળુ કૃષ્ણે મગધ દેશના રાજ્ય ઉપર સહદેવનો રાજ્યાભિષેક કર્યો હતો.

જરાસંઘનો વધ થયા પછી કૃષ્ણ, બળભદ્ર અને નેમીકુમાર એ ત્રિપુટીની જગત્‌માં ભારે પ્રશંસા થઈ હતી. સર્વ યાદવોએ તે વીર ત્રિપુટીની મંગલારતિ કરી પૂજા કરી હતી. પછી ઇંદ્રનો સારથિ માતલિ ખુશી થઈ પ્રભુની આજ્ઞા લઇ સ્વર્ગમાં ચાલ્યો ગયો હતો અને તે યાદવપતિ કૃષ્ણ, બળભદ્ર અને નેમિકુમારની કીર્તિને સાથે લઇ ગયો હતો.

રાજા સમુદ્રવિજયની આજ્ઞાથી મરણ પામેલા યાદવોની ઉત્તરક્રિયા કરવામાં આવી હતી અને સર્વ વીરસમાજ સરસ્વતીને તીરે કૃષ્ણ તથા નેમિકુમારની વિજયકીર્તિ ફેલાવી તેમનું યશોગાન કરતો પોતપોતાના સ્થાને ચાલ્યો ગયો હતો.

આ વખતે વસુદેવ પ્રદ્યુમ્ન અને સાંબકુમારને સાથે લઇ સમુદ્રવિજય રાજાના ચરણમાં નમી પડયા હતા. તેમને કૃષ્ણ તથા બળભદ્ર વગેરે અનુક્રમે વંદના કરતા હતા. તે વખતે ખેચરો પણ આવી કૃષ્ણને વંદના કરી બોલ્યા કે, "શ્રી કૃષ્ણ! તમે નવમા વાસુદેવ થયા છો. તેથી અમે તમારી આજ્ઞારૂપ માળાને મસ્તકપર ધારણ કરવા ઇચ્છીએ છીએ."

આ પ્રમાણે કહી તેમણે કૃષ્ણની આગળ અમૂલ્ય રત્નોની ભેટો ધરી હતી. શ્રીકૃષ્ણે પોતાને તે સ્થળે આનંદ થયો હતો, તેથી તે સ્થળને આનંદપુરના નામથી પ્રખ્યાત કર્યું હતું.

ઇંદ્રની ઉપમાવાળા શ્રીકૃષ્ણ પછી સર્વ યાદવોને લઈ ભરતના ત્રણ ખંડોને વશ કરવા પ્રયાણ કર્યું હતું. જે દેશને વિષે પર્વત સરખી કોટીશિલા એ નામની એક શીલા છે, તે દેશમાં શ્રીકૃષ્ણ આવ્યા હતા. ઉંચાઈમાં, ઘેરાવામાં અને લંબાઇમાં એક યોજન પ્રમાણવાળી તે શિલાને કૃષ્ણે ઉંચી કરી અને ઉછાળી પોતાના વાસુદેવપણાના બળની પરીક્ષા આપી હતી. તે વખતે દેવતાઓએ તેમની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી હતી.

અનુક્રમે ષટ્ખંડ દિગ્વિજય કરી કૃષ્ણ પોતાની રાજધાની દ્વારકામાં પાછા ફર્યા હતા. તે વખતે શણગારેલી દ્વારકાનગરીમાં લોકોએ અતિ ઉલટથી તેમનો પ્રવેશોત્સવ કર્યો હતો. તે પછી રાજા સમુદ્રવિજય, વસુદેવ, બળભદ્ર, પાંચ પાંડવો, મુખ્ય યાદવો, રાજકુમારો, સોળ હજાર રાજાઓ, ભરતાર્દ્ધમાં વાસ કરનારા દેવતાઓ, વસુદેવે જીતી સ્વાધીન કરેલા ખેચરો—તેઓ સર્વે મળી શ્રીકૃષ્ણને ઉંચા સિંહાસનપર બેસાડી વાસુદેવપણાનો મહાન્ રાજ્યાભિષેક કર્યો હતો; જેમાં માગધાદિ તીર્થોનાં જળ લાવવામાં આવ્યાં હતાં. તે સમયે શિવાદેવી, રોહિણી અને દેવકી વગેરે કૃષ્ણમાતાએ

તથા કુંતી વગેરે સૌભાગ્યવતી સ્ત્રીઓએ મંગળ ગીત ગાયાં હતા. આ રાજ્યાભિષેકનો મહોત્સવ જોવાને આકાશમા અનેક દેવતાઓ એકત્ર થયા હતા અને તેમણે ઉંચે સ્વરે કૃષ્ણવાસુદેવની જયઘોષણા કરી હતી. કૃષ્ણનો રાજ્યાભિષેક થયા પછી તે પ્રસંગે આવેલા અનેક સંબંધી અને સ્નેહી રાજાઓને કૃષ્ણે સારી સારી ભેટો આપી વિદાય કર્યા હતા.

પ્રિય વાચનાર ! આ પ્રસંગ પણ યુધ્ધનો હોવાથી તેમાથી વિશેષ બોધ મળી શકે તેમ નથી, તથાપિ દીર્ઘ વિચાર કરી તેમાંથી કાંઈ પણ બોધ મેળવવા પ્રયત્ન કરજે. નવમા વાસુદેવ કૃષ્ણે પ્રતિવાસુદેવ જરાસંધને જીત્યો, એ વાત તો આર્હત્‌શાસ્ત્રથી નિશ્ચયજ છે. તથાપિ પ્રતિવાસુદેવ સ્વભાવે ઉધ્ધત અને કુશીળ હોય છે, તેથી તેને વાસુદેવની શિક્ષા સહન કરવી પડે છે. કોઈ પણ માણસ કુશીલ કે દુરાચારી થાય છે, તો તેને શિક્ષા કરનાર કોઈ પણ સમર્થ વ્યક્તિ પ્રગટ થયા વિના રહેતી નથી. તેથી દરેક મનુષ્યે કુશીલ કે દુરાચારી થવું ન જોઇએ. એજ બોધ આ પ્રસંગમાંથી ગ્રાહ્ય છે.

બીજો પ્રસંગ સ્નેહ–સંબંધને લગતો છે. કૃષ્ણે પાંડવોની ઉપર પોતાનો પૂર્ણ સ્નેહ દર્શાવ્યો હતો. અર્જુનના સારથિ થઈ તેમણે યુધ્ધના વિકટ પ્રસંગે પાંડવોને હૃદયથી સહાય આપી હતી. તે ઉપકાર તથા સંબંધ ધ્યાનમાં રાખી પાંડવોએ જરાસંધના યુધ્ધમાં તેમને સહાય આપી પો-

તાનો પૂર્ણ સ્નેહ દર્શાવ્યો હતો. દરેક મનુષ્યે તેવો સ્નેહ રાખવો જોઇએ. સ્નેહ-સંબંધ પરસ્પર વધારવાથી વૃધ્ધિ પામે છે અને ઘટાડવાથી ઘટી જાય છે. પૂર્વકાળે સ્નેહ સબંધનો પ્રભાવ દિવ્ય હતો કૃષ્ણ અને પાંડવોના જેવો સ્નેહ-સબંધ દરેક કુટુંબ ધારણ કરતું હતું. વિપત્તિના વખતમા સહાય કરવી, શત્રુને શત્રુ ગણવા, મિત્રને મિત્ર ગણવા એજ પ્રાચીન સ્નેહનું સ્વરૂપ હતું. દરેક કુટુંબમા એવા સ્નેહનો વિલાસ પ્રગટ દેખાતો હતો. દુર્યોધનની સાથે અનેક સંબંધીઓએ અને મિત્રોએ પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા. જરાસંધના સંબંધથી શિશુપાળ રણભૂમિમાં સૂતો હતો. સ્નેહ-સબંધનું આવું ઉત્તમ સ્વરૂપ પૂર્વકાળે આર્ય જૈન પ્રજામા પ્રકાશી રહ્યું હતુ.

વર્ત્તમાનકાળે તેવો સ્નેહ-સંબંધ આર્ય જૈન પ્રજામાં જોવામા આવતો નથી, એ આપણી અવનતિનું અગ્ર ચિન્હ છે. સર્વ પ્રજા સ્વાર્થી બની ગઈ છે પોતાનો બચાવ થતો હોય તો સહોદર બંધુનું પણ અહિત કરવા પ્રવૃત્તિ કરવામા વિલંબ થતો નથી. માથે આવી પડેલી વિપત્તિને ભોગવવાને એકલાનેજ રહેવું પડે છે. તેને શુધ્ધ હૃદયથી સહાય આપનારા વિરલા છે આ દુરાચાર મૂળમાથી ઉચ્છેદ કરવાની પૂર્ણ આવશ્યકતા છે.






## પ્રકરણ ૪૫ મું.

### હસ્તિનાપુરપતિ યુધિષ્ઠિર.

હસ્તિનાપુરની રાજધાની આનંદ ઉત્સવથી ભરપૂર થઇ ગઇ હતી. સ્થાને સ્થાને રાજ્યભક્ત પ્રજા પોતાના ઘર શણગારી અતિ ઉમંગ દર્શાવતી હતી. અનેક દેશના નરપતિઓ પાંડવ પતિ યુધિષ્ઠિરને ભેટ ધરવા આવ્યા હતા. દ્વારકાપતિ શ્રી કૃષ્ણે પોતાના પરિવાર સાથે તે સ્થળે આવી પાંડવોના સંબંધને બતાવી આપ્યો હતો.

આજે મહારાજા યુધિષ્ઠિરને રાજ્યાભિષેક કરવાનો દિવસ હતો. કુરૂક્ષેત્રનું યુધ્ધ સમાપ્ત થયા પછી આ શાંતિમય ઉત્સવ ઉજવવાને સર્વ પ્રજા તત્પર બની ગઈ હતી. ન્યાયમૂર્ત્તિ ધર્મરાજાના રાજ્યાભિષેકના ખબર ભારતના ચારે ખુણામાં પ્રસરી રહેવાથી ભારતીપ્રજા અત્યંત હર્ષિત થઇ હતી.

પાંડવોના પ્રભાવથી અને યુધિષ્ઠિરની ધાર્મિકવૃત્તિથી ભારત પ્રજાની સાથે ઘણા ભૂપતિઓ પણ એ ઉત્સવમાં ભાગ લેવાને ઉત્સુક થયા હતા. મહારાજા યુધિષ્ઠિરે પણ પોતાના પૂજ્ય સંબંધી શ્રીકૃષ્ણની સલાહથી ભારતના ઘણા પ્રખ્યાત રાજાઓને આમંત્રણો મોકલાવ્યાં હતાં. જે આમંત્રણને માન આપી ઘણા રાજાઓ આ પ્રસંગે હસ્તિનાપુરમાં પાંડવોનું આતિથ્ય લેવાને આવી પહોંચ્યા હતા.

હસ્તિનાપુરમાં સર્વ પ્રજાએ પોતપોતાના ગૃહને વિષે ધ્વજ, પતાકા અને તોરણોની અદ્‌ભુત રચના કરી હતી. તે જોવાને આવેલા વિદેશી લોકો શ્રેણીબંધ નીકળતા હતા. હાથીઓ, ઘોડાઓ અને રથોની ભીડથી રાજમાર્ગ સાંકડા થઈ ગયો હતો. રાજદ્વારમાં સુંદર શોભા કરવામાં આવી હતી. મોતીઓના સ્વસ્તિકો અને પુષ્પાદિકનાં તોરણો રચવામાં આવ્યાં હતાં. રાજમહેલ ઉપર ચોડેલી ધ્વજ પવનથી ચલાયમાન થતી જાણે લોકોને બોલાવતી હોય તેવી દેખાતી હતી. ચોકમાં જાણે મૂર્ત્તિમાન્ મનોરંગ હોય તેવા કેશરના જળનો છંટકાવ કરવામા આવ્યો હતો.

આ સમયે પાંડુરાજા પોતાના પુત્રનો રાજ્યાભિષેક કરવા અતિ ઉત્સાહ ધરી કાર્ય કરતા હતા. તેમણે અંતઃપુરની સૈરંધ્રીઓની પાસે તૈલાદિક સુગંધી પદાર્થનું લેપન કરાવી યુધિષ્ઠિરના શરીરપર ચંદનનો અંગરાગ કરાવ્યો હતો. પુત્રવત્સલા માતા કુંતી પોતાના પુત્ર યુધિષ્ઠિરને વિવિધ જાતના અલંકારો પહેરાવી નીરખતી હતી. પછી ધર્મરાજાને ઉત્તમ શણગારેલા ગજેંદ્ર ઉપર બેસાડી મોટી સ્વારી સાથે નગરમાં ફેરવ્યો હતો. તે સ્વારીમાં પાંડવોની રાજ્યસમૃદ્ધિ ઇંદ્રના વૈભવને અનુસરતી હતી. ગજેંદ્રના ઉપર બેઠેલા યુધિષ્ઠિરને સ્રીઓ નીરખતી હતી અને મોતી, પુષ્પ તથા ધાણીથી વધાવતી હતી. ગોખ ઉપર ચડેલી હરિણાક્ષી સ્રીઓના સમુદાયે વધાવેલો ધર્મરાજા પ્રત્યેક આંગણામાં, પ્રત્યેક

મંચકમાં અને પ્રત્યેક ગૃહને વિષે પ્રજાએ સમર્પણ કરેલા માંગલિક ઉપચારોને ગ્રહણ કરતો કરતો દરબારમાં આવ્યો. તેના અગ્રભાગે પાંડુરાજા, બંને બાજુ કૃષ્ણ વગેરે અને પૃષ્ટ ભાગમાં ભીમસેન વગેરે બંધુઓ ચાલતા હતા. સ્વારી દરબારમાં આવી એટલે ધર્મરાજાએ રાજ્યગૃહમાં પ્રવેશ કર્યો. તે વખતે કુંતીએ આવી દહીં, દુર્વા અને અક્ષત વગેરેથી ધર્મરાજાનું મંગળ કૃત્ય કર્યું હતું.

જ્યારે બરાબર શુભ મુહૂર્ત્તમાં પ્રવેશ થયો એટલે શ્રી કૃષ્ણે અને પાંડુરાજાએ યુધિષ્ઠિરને રાજ્યસિંહાસન ઉપર બેસાર્યો. તે સમયે મંગળ વાદ્યોના શબ્દો અને જયધ્વનિથી રાજદ્વાર ગાજી ઉઠયું હતું. સિંહાસનપર વિરાજિત થયેલા ધર્મરાજાને તે વખતે બીજા રાજાઓ તરફથી નજરાણા અને ભેટો ધરવામાં આવી હતી. પૂર્વે સમુદ્રના અધિષ્ઠાયક દેવોએ આપેલો રત્નજડિત મુગટ શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરના મસ્તક ઉપર આરોપિત કર્યો. તે પછી વિવિધ પ્રકારના પોશાકો તેમને આપવામાં આવ્યા હતા. પછી તે વિશાળ મંડપમાં મોટી સભા ભરવામાં આવી હતી અને વારાંગનાઓનું નૃત્ય થવા માંડયું હતું.

જ્યારે અજાતશત્રુ યુધિષ્ઠિર હસ્તિનાપુર ( દિલ્લી ) ના સિંહાસનપર બેઠા, તે દિવસે અતિ આનંદ પામેલા પ્રજાલોકોએ વાજીંત્રોના નાદ સાથે તથા સંગીતના સુર સાથે બધી રાત્રિ જાગરણ કરી મહાન્ ઉત્સવ કર્યો હતો.

મહારાજા યુધિષ્ઠિરે રાજ્યાધિરૂઢ થઈ નીતિ અને ધર્મથી પ્રજાપાલન કરવા માંડયું. તેઓ માતપિતાની ભક્તિપૂર્વક રાજનીતિ ચલાવતા હતા. ઉત્તમ નીતિવાળા પ્રમાણિક મંત્રિઓને નીમી રાજ્યનો કારોબાર સારીરીતે ચલાવતા હતા. જેવી રીતે કુંતી અને પાંડુની તેઓ ભક્તિ કરતા, તેવીજ રીતે ગાંધારી અને ધૃતરાષ્ટ્રની પણ આદરપૂર્વક ભક્તિ કરતા હતા. સર્વ રાજકુટુંબ ઉપર તેમનો સમાનભાવ હતો. તેના પ્રતાપી રાજ્યમાં અહિંસા ધર્મની ઉત્તમ પ્રવૃત્તિ થઈ હતી. વિમાનના જેવાં રચેલાં જિનાલયોમાં પૂજાભક્તિ થતી હતી. પર્વના પવિત્ર દિવસોમાં રાજ્યની સમૃદ્ધિથી સુશોભિત એવા ધાર્મિક ઉત્સવો થતા હતા. ચતુર્વિધ સંઘ પોતપોતાના ધર્મ પ્રમાણે વર્ત્તી સદાચારથી ચાલતો હતો. મહારાજા યુધિષ્ઠિરે દીન અને અનાથ લોકોના ભોજનને માટે ઉત્તમ પ્રકારનાં સદાવ્રતો બાંધ્યાં હતાં. સર્વ પ્રકારની કેળવણી આપવાને મોટાં મોટાં જ્ઞાનાલયો અને કળાલયો સ્થાપિત કર્યાં હતાં. મહારાજા પોતે અંતરમાં આસ્થા ધારણ કરી જિનેશ્વરોના ચૈત્યાદિકની યાત્રાઓ કરતો અને કરાવતો હતો. મહારાજા યુધિષ્ઠિરે પોતાની દિનચર્યામાં ધાર્મિક અને સાંસારિક કાર્યોની વ્યવસ્થા કરી હતી અને તે પ્રમાણે તે નિયમથી વર્ત્તતો હતો. તેના ધર્મરાજ્યમાં કોઈ પણ પ્રજાજન દુઃખી ન હતો. મિથ્યાત્વ, અસત્ય, છળ-કપટ, દંભ, આડંબર અને બીજા દુરાચારો પ્રજામાંથી નષ્ટ થઈ ગયા હતા.

યુધિષ્ઠિરનું આવું ધર્મરાજ્ય જોઈ તેના સંબંધીઓ ઘણાજ ખુશી થતા હતા. દ્વારકાપતિ કૃષ્ણ તેને અભિનંદન આપી પ્રસન્ન થતા હતા. શ્રીકૃષ્ણ કેટલોક વખત યુધિષ્ઠિરની રાજધાનીમાં રહી પછી પોતાના પરિવાર સાથે દ્વારકામાં ગયા હતા. પોતાની રાજધાનીમાં જતી વખતે કૃષ્ણે " ધર્મરાજા ! આ ભૂમિમાં તમે વિજયી થાઓ " એવી આશીષ આપી હતી.

પાંડવ અને કૌરવનું મહાયુદ્ધ સમાપ્ત થયા પછી ભારતભૂમિમાં ઘણો કાળ શાંતિ રહી હતી. ભારતીપ્રજા પાંડવોના પ્રભાવથી પ્રસન્ન થઈ તેમનું યશોગાન કરતી હતી. પ્રતાપી પાંડવોનું અને કૃષ્ણવાસુદેવનું રાજ્ય ભારતની સર્વ પ્રજાને સુખદાયક થઈ પડયું હતું. સર્વ સ્થળે શાંતિ, સુખ, ઉદય, સમૃદ્ધિ અને સંપનું રાજ્ય ચાલતું હતું. બાંધવ સહિત પાંડુપુત્ર ધર્મરાજાએ પોતાના રાજ્યમાં ન્યાયરૂપ વૃક્ષનું આરોપણ કરી તેને સુચરિતરૂપ જળના સિંચનથી વૃદ્ધિ પમાડયું હતું; જે વૃક્ષમાંથી પુણ્ય અને યશ રૂપ બે ફળ પ્રાપ્ત થયાં હતાં.

પ્રિય વાંચનાર ! આ યુધિષ્ઠિરના ધર્મરાજ્યનો પ્રસંગ વાંચી તારા હૃદયને અપૂર્વ આનંદ ઉત્પન્ન થયો હશે. ધર્મ, નીતિ અને પ્રમાણિકતાથી વર્ત્તનાર પુરૂષનો પરિણામે જય થાય છે, એ વાત આ યુધિષ્ઠિરના ચરિત્ર ઉપરથી સિદ્ધ થાય છે. પૂર્વકર્મના યોગે યુધિષ્ઠિરે અનેક આપત્તિઓનો અનુભવ

કર્યો હતો, પણ આખરે તેની પવિત્ર મનોવૃત્તિ અને સદા ચારમાં પ્રવૃત્તિ સફળ થયા વિના રહી નહીં. તેની સત્પ્રવૃત્તિએ તેને વિજય આપી ભારતવર્ષની મુખ્ય રાજધાની ઉપર આરૂઢ કર્યો અને તેની ચંદ્રિકા જેવી ઉજ્વલ કીર્ત્તિને દશે દિશામાં પ્રકાશિત કરી; એટલુંજ નહીં પણ તેના જીવિત પછી તેનું અમર નામ આ જગત્ ઉપર રાખી યાવચ્ચંદ્રદિવાકર તેનું યશોગાન ભારતીય પ્રજાની પાસે કરાવશે. આ ઉપરથી વાંચનાર! તું કેટલો બધો ઉત્તમ બોધ મેળવી શકીશ? તેનો વિચાર કરજે. જો તારા પવિત્ર હૃદયમાં એ બોધને સ્થાપિત કરીશ તો તું તારા જીવનના માર્ગને સારી રીતે સુધારી શકીશ. કદિ આર્ય યુધિષ્ઠિરના જેવી તારામાં શક્તિ ન હોય તો તું નાસીપાસ થઇશ નહીં. છેવટે એવી પવિત્ર ભાવના ભાવીને તારા આત્માને પુણ્યનો બંધ કરાવજે.



# પ્રકરણ ૪૬ મું.

## રાજર્ષિ ભીષ્મ.

વિવિધ પ્રકારનાં વૃક્ષોથી વિરાજિત એવા પર્વતની ગુહામાં એક મહામુનિ બેઠા છે. પર્વતની આસપાસ અનેક જાતના કુદરતી દેખાવો નજરે પડે છે. તે સ્થળની આસપાસ ...તિ પ્રસરી રહી છે. તેનો દરેક પ્રદેશ મુનિધર્મના પવિત્ર

પરમાણુઓથી પ્રસરી ગયો છે. કોઈ પણ પ્રાણી તે સ્થળે હિંસા, વૈર કે દ્વેષને ધારણ કરી શકતું નથી. સિંહની કેશ વાળ પકડી કપિનું બાળક રમે છે. મુગ્ધ મૃગ વ્યાઘ્રના ઉત્સંગમાં બેઠો છે. વરૂ અને શ્વાનનાં બચ્ચાં સાથે ક્રીડા કરે છે. પક્ષિઓના સમાજ વચ્ચે બેઠો બેઠો બાજપક્ષી શબ્દ કરતો આનંદ બતાવે છે.

આ સ્થળે બેઠેલા મુનિની આસપાસ બીજા ગીતાર્થ મુનિઓ બેઠેલા છે અને તેઓ ત્રિકરણ શુદ્ધિથી તે મહામુનિની સેવા કરે છે. તે મહાનુભાવ તૃણશય્યાપર સુતા છે, અને સદા આત્મધ્યાન કરે છે. **"દેહથી આત્મા ભિન્ન છે"** એવો નિશ્ચય કરી એ મહાત્મા એકાગ્રચિત્તે તેનુંજ મનન કરે છે. તેમના દક્ષિણ ભાગમાં જાણે સંસારને ભંગ કરવાનો મુદ્દગર હોય તેવું રજોહરણ પડેલું છે, તેમની સામે દેવતાઓ અને ખેચરો આવી વંદના કરતા ઉભા છે.

આ વખતે એક તેજસ્વી પુરૂષ અશ્વ ઉપર ચડી ત્યાં આવ્યો. તેણે ઉત્તમ પ્રકારનો રાજપોશાક ધારણ કરેલો હતો. તેના હાથમાં વિજયચિન્હ તરીકે એક ખડ્ગ રહેલું હતું, તેની સાથે ઘણા લોકોનો પરિવાર આવતો હતો. જ્યારે તે મહાપુરૂષ મુનિના ગુહાદ્વાર પાસે આવ્યો એટલે તે અશ્વ ઉપરથી ઉતરી ગયો અને પોતાના સૈનિકોને અને અશ્વને ત્યાં રાખી પોતે એકલો ખડ્ગાદિકનો ત્યાગ કરી મુનિ પાસે આવ્યો. તેણે પ્રેમ અને ભક્તિપૂર્વક તે મુનિને વંદના કરી. તેની સાથે આ-

ચેલા બીજા મુખ્ય પુરૂષોએ પણ એ મહા મુનિને વંદના કરી હતી. વંદના કરતાં કરતાં તે તેજસ્વી પુરૂષના નેત્રમાંથી અશ્રુ ધારા ચાલવા લાગી અને ગદ્ગદિત સ્વરે તેણે મુનિને સુખ-શાતા પુછી હતી.

વાંચનારને આ બનાવ અપૂર્વ લાગશે, પણ જ્યારે તે વિચાર કરશે ત્યારે તેની મનોવૃત્તિમા આ વૃત્તાંતનો પ્રકાશ પડ્યા વિના રહેશે નહીં; તથાપિ લેખક પોતાનું કર્તવ્ય સમજી અહીં તેનું સ્પષ્ટીકરણ કરવા યોગ્ય ધારે છે.

જે મહામુનિ પર્વતની ગુહામાં રહેલા છે, તે આપણી કથાના એક પ્રખ્યાત નાયક ભીષ્મપિતામહ હતા. તે મહાવીર કુરૂક્ષેત્રના યુદ્ધમાંથી નિવૃત્ત થઇ ભદ્રગુપ્તાચાર્ય પાસે દીક્ષિત થઈ આ સ્થળે રહેલા છે. તેમણે મનોભાવનાના બળથી ચારિત્ર લેતાંજ અધ્યાત્મજ્ઞાનને સંપાદન કર્યું હતું. તેથી અનેક ગીતાર્થો તેની સેવાભક્તિ કરવાને ત્યાં હાજર રહ્યા હતા.

જે તેજસ્વી અને રાજવેષધારી પુરૂષ મોટા પરિવાર સાથે તે સ્થળે આવ્યો હતો, તે હસ્તિનાપુરનો મહારાજા યુધિષ્ઠિર રાજ્યાસનપર વિરાજિત થયા પછી પોતાના પૂર્વોપકારી પિતામહને વંદના કરવાને આવ્યો છે. તેની સાથે ભીમસેન વગેરે તેના બંધુઓ અને મુખ્ય મુખ્ય પુરવાસીઓ આવેલા છે. મહારાજા દુર્યોધન પંચકલ્યાણિક નામના અશ્વ ઉપર બેસીને તે સ્થળે આવ્યો હતો. જ્યારે તેણે તે રાજર્ષિના આશ્રમમાં પ્રવેશ કરવા માંડ્યો, ત્યારે તેણે મુગટ, શ્વેત છત્ર,

ઉપાન, ખડ્ગ અને બે ચામરોનો ત્યાગ કર્યો હતો. તેણે ઉત્તરાસંગ કરી ત્રણ પ્રદક્ષિણા કરી તે ભીષ્મમુનિને વંદના કરી હતી. ભીમસેન વગેરે પાંડવોએ પણ તે મહાનુભાવને ભક્તિથી વંદના કરી હતી. પોતાના ઉપકારી પિતામહનો પૂર્વસ્નેહ તથા ઉપકાર યાદ કરી પાંડવોના નેત્રોમાંથી અશ્રુધારા ચાલી હતી.

જ્યારે યુધિષ્ઠિર અને પાંડવો મહામુનિ ભીષ્મને વંદના કરી આગળ ઉભા રહ્યા, ત્યારે મહાનુભાવ ભીષ્મમુનિએ નાસાગ્ર દૃષ્ટિ કરી તેમને અવલોકયા હતા. પોતાના પૂર્વ સંબંધી પાંડવોને જોઈ સ્વાભાવિક રીતે તેમના હૃદયમાં સ્નેહ આવી ગયો અને તેથી તેમણે જન્મથી ધનુષ્યના યોગે કઠણ થયેલા પોતાના હાથને તે પાંડવોના પૃષ્ટ ભાગ ઉપર વારંવાર ફેરવવા લાગ્યા.

આ સમયે પિતૃભક્ત યુધિષ્ઠિર વિનયથી યુક્ત થઈ બે અંજળી જોડી મહાનુભાવ ભીષ્મ પ્રત્યે બોલ્યો—"પ્રભો ! આજે આપના પવિત્ર દર્શનથી મારો પાપી આત્મા પવિત્ર થયો છે. હું આ સંસારસાગરમાં મગ્ન થઈ ગયો છું. મેં રાજ્યલક્ષ્મીને માટે મારા સગોત્ર બંધુઓનો નાશ કર્યો છે. તૃષ્ણાના વેગ રૂપ ચોરે મારો વિવેક રૂપ નિધિ ચોરી લીધો છે. જો મારો એ વિવેકરૂપ નિધિ ન ચોરાયો હોત તો હું રાજ્યને માટે સર્વ બાંધવોનો નાશ શામાટે કરૂં ? બંધુઓના નાશથી મેળવેલી આ રાજ્યલક્ષ્મીને ધિક્કાર છે. હે પિતા ! સાંપ્રતકાળે તમે પરલોકને વિષે પ્રસ્થાન કરવા તૈયાર થયા છો.

હવે છેવટે પ્રસન્ન થઈને અમને ઉપદેશ આપો. તમારા ઉપદેશથી કુળક્ષયના મહાપાપમાંથી હું મુક્ત થઈ શકીશ. તમે અમારા પ્રથમથીજ ઉપકારી છો. પૂર્વે તમારા રાજ્યધર્મના ઉપદેશથી અમે સર્વરીતે સુખી થયા હતા અને હવે આ વખતે આત્મધર્મના ઉપદેશથી અમને નિષ્પાપ અને પવિત્ર કરો. તમે અમારા સાંસારિક અને ધાર્મિક બંને જીવનના ઉપકારી છો."

ધર્મરાજાનાં આવાં વચન સાંભળી ભીષ્મમુનિ પ્રસન્ન થઈને બોલ્યા—"યુધિષ્ઠિર! મેં જે તને પૂર્વે ઉપદેશ આપ્યો હતો, તેવો ઉપદેશ હવે મુનિ રૂપે મારાથી આપી શકાય તેમ નથી. કારણકે તે અર્થ અને કામનો ઉપદેશ હતો. મારા મુનિસ્વરૂપને ઘટે તેવો હું તને ધર્મ તથા મોક્ષનો ઉપદેશ આપું, તે તું એકચિત્તે શ્રવણ કરજે અને તારા હૃદયમાં તે સ્થાપિત કરજે. ભદ્ર યુધિષ્ઠિર! આપણા **આર્હતશાસ્ત્રમાં દાન, શીળ, તપ** અને **ભાવ**—એવા ચાર પ્રકારના ધર્મ કહેલા છે, તે ચતુર્વિધ ધર્મ ચારે વર્ણોને કલ્યાણકારક થાય છે. તેમાં દાન એ સ્વર્ગ તથા મોક્ષનું બીજરૂપ છે. એ દાનના ત્રણ પ્રકાર પડે છે. મૃત્યુથી ભય પામેલા એવા પ્રાણીઓને અભય આપવું એ અભયદાન પહેલા પ્રકારમાં આવે છે. બીજું જ્ઞાન દાન છે. એ દાનમાં તત્ત્વાર્થ સિદ્ધિને આપનારા આગમોનો અભ્યાસ કરાવવાનું છે. "**બીજાના અંતરનું અજ્ઞાન રૂપ અંધકારને**

દૂર કરનારૂં જ્ઞાનનું દાન સર્વ દાનોમાં ઉત્તમ દાન છે." એ દાનના દિવ્ય પ્રભાવથી અનેક આત્માઓ મોક્ષગામી થયેલા છે. એ જ્ઞાનદાનમાં અભ્યાસી સાધુઓ અને ગૃહસ્થોને પૂર્ણ સહાય આપવાથી જ્ઞાનાવરણીય કર્મ દૂર થઈ અનેક પુણ્ય બંધાય છે. કારણકે જ્ઞાનના દાનને પામેલો આત્મા જ્ઞાનરૂપ દીપકે કરી અંતરંગ એવા અજ્ઞાનસમૂહને ખંડન કરી શકે છે અને તેથી સાધુઓનો સંયમ સિદ્ધિપદને પ્રાપ્ત કરી શકે છે. ત્રીજું પાત્રદાન કહેવાય છે. એમાં સુપાત્રને અન્ન તથા વસ્ત્ર વગેરે ઉપયોગી વસ્તુનું દાન કરવામાં આવે છે. એ દાનથી પણ અન્યને સંતોષિત કરવાથી અગણિત પુણ્ય બંધાય છે. આ ત્રણ પ્રકારનાં દાન આર્હતવાણીથી પ્રગટ થયેલાં છે અને તેનો ઉત્કૃષ્ટ પ્રભાવ મહાત્મા તીર્થંકરોએ પ્રરૂપેલો છે.

હે યુધિષ્ઠિર! સંપત્તિ, સૌભાગ્ય, આરોગ્ય, આજ્ઞા, ઐશ્વર્ય, ગુણોન્નતિ અને યોગ્યતા—એ સર્વે દાનરૂપ કલ્પવૃક્ષના પલ્લવો છે.

ભદ્ર ! ધર્મનો બીજો પ્રકાર શીળ છે. દેશથી અને સર્વથી વિરતિ થવી એ શીળનું યથાર્થ સ્વરૂપ છે. એ શીળના પ્રભાવથી અનેક પુરૂષો અને સ્ત્રીઓ આ સંસારસમુદ્રના તરનારા થયેલા છે. પાપે કરી પુષ્ટ થયેલા પુરૂષો કદિ કોઈ ગુણને લઈને દાન તો આપી શકે છે, પણ ઉત્તમ પ્રકારનું શીળવ્રત પાલન કોઇકજ સમર્થ કરવાને થાય છે.

ભાઈ યુધિષ્ઠિર ! ધર્મનો ત્રીજો પ્રકાર **તપ છે.** બાહ્ય અને આંતરતપ મળીને તે તપના બાર પ્રકાર છે. કર્મના મર્મનું છેદન કરનારાં સાધનોમાં તપ એ મુખ્ય સાધન છે. એ તપ લૌકિકકાર્યોમાં પણ પુરૂષના મનોરથની સિદ્ધિ કરવા માટે સમર્થ થાય છે. જયદ્રથે ચક્રવ્યૂહમાં જે પરાક્રમ બતાવ્યું હતું, તે તેના તપનો પ્રભાવ હતો. પૂર્વે તેણે સકામ તપ કરી એ વરદાન મેળવ્યું હતું. જો કે તેણે તમારો વધ કરવાની ઈચ્છા કરી હતી, પણ તમારા પ્રબળ પુણ્યના પ્રભાવથી દેવતાએ તેને તેવું વરદાન આપવા ના કહી હતી.

" ભાઈ યુધિષ્ઠિર ! હવે તને ચોથા ભાવધર્મ વિષે કહું, તે તું એકચિત્તે સાભળજે. જેને સિદ્ધરસની ઉપમા અપાય છે એવો ભાવધર્મ અત્યંત દુર્લભ છે. એ ભાવધર્મને લઈનેજ દાન, શીળ અને તપધર્મ કલ્યાણકારી થાય છે. કર્મનો નાશ કરી મોક્ષને પ્રાપ્ત કરવામાં ભાવધર્મ એક મુખ્ય સાધન છે. ભાવધર્મની પ્રાપ્તિ થયા વિના ચારિત્રધર્મનું ફળ મળી શકતું નથી; તેથી મોક્ષની ઈચ્છાવાળા પુરૂષે એ ભાવધર્મ અંગીકાર કરવો જોઈએ.

ભાઈ યુધિષ્ઠિર ! આ પ્રમાણે દાન, શીળ, તપ અને ભાવ એ ચાર પ્રકારના ધર્મનું સ્વરૂપ મેં તને સંભળાવ્યું છે. તું હવે અર્થ તથા કામ એ બે પુરૂષાર્થને દૂર કરી ધર્મ અને મોક્ષનું આરાધન કર. એ બંને પુરૂષાર્થની ઉપાસનાથી તું સુદ્ર સંબંધી સર્વ પાપમાંથી મુક્ત થઈશ. અને તારા જીવ-

નનો છેડો સર્વ રીતે સાર્થક થઇ તને આત્મજ્ઞાનનો સંપાદક થશે." ભીષ્મમુનિની આ વાણી સાંભળી યુધિષ્ઠિર આનંદિત થઇ ગયો અને તેણે હૃદયથી એ રાજર્ષિનો ઉત્તમ બોધ અંગીકાર કર્યો હતો.

આ વખતે ભદ્રગુપ્તાચાર્યે ભીષ્મમુનિને કહ્યું, "મહાભાગ! હવે તમારો અંતસમય નજીક આવેલો છે. માટે **યોગારાધન કરો**" ગુરૂની આવી આજ્ઞાને અનુસરી ભીષ્મમુનિએ યોગારાધન કરવા માંડયું. આઠ પ્રકારના જ્ઞાનાચારમાં મને કાંઇ પણ અતિચાર પ્રાપ્ત થયા હોય, તે સર્વ અતિચારોને હું શુદ્ધ ચિત્તથી નિંદુ છું અને આઠ પ્રકારના દર્શનાચારને વિષે ઉત્પન્ન થયેલા સંપૂર્ણ અતિચારોને હું સમાહિતચિત્તે નિંદું છુ. પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચનની માતાઓમાં જે મને કાંઇ અતિચાર થયા હોય, તેમનો હું ત્યાગ કરૂં છું. બાર પ્રકારના તપમાં લાગેલા અતિચારને હું ગર્હું છું. મેં ધૈર્યથી જે કાંઈ વીર્યગોપન કર્યું હોય, કરાવ્યું હોય અને અનુમોદ્યું હોય, એ ત્રણ પ્રકારના દુરાત્મપણાને હું મન, વચન અને કાયાથી નિંદુ છું. સૂક્ષ્મ અને બાદર જીવોના ભેદરૂપ સ્થાવર તથા ત્રસ જીવોને વિષે કરેલા ત્રિવિધ પ્રાણાતિપાતને હું નિંદુ છુ. હાસ્ય, લોભ, ભય અને ક્રોધ—એઓએ કરી જે મેં બીજાઓને પીડા કરી હોય અને કાઇ મૃષાવાદ બોલ્યો હોઉં તેની હું ગર્હા કરૂં છું. આજ સુધીમા અલ્પ અથવા વિશેષ બીજાઓની વસ્તુઓને

મેં ગ્રહણ કરી હોય, તિર્યંચ, મનુષ્ય અને દેવ સંબંધી અબ્રહ્મચર્યનું સેવન કર્યું હોય, ધન-ધાન્ય અને પશુ વિગેરે સર્વ વસ્તુ ઉપર મૂર્છા કરી હોય, અને રાત્રિભોજન કર્યું હોય તે સર્વને મન, વચન અને કાયાએ કરી હું નિંદુ છું. આ સમયે હું ચતુર્વિધ આહારનો ત્યાગ કરૂં છું. સૂત્ર અને અર્થે કરી ચાર મહાવ્રતોને એકાગ્રચિત્તે ફરી પરાવર્તન કરી ઉજ્વળ કરૂં છું. દુર્ભાષણ તથા દ્રવ્યના અપહરણથી મેં જે લોકોને આજ પર્યંત પીડા કરી હોય, તે મારા અપરાધ સાંપ્રતકાળે ક્ષમા કરો. દેવપણામાં, નારકીપણામાં, મનુષ્યપણામાં અને તિર્યંચપણામા મેં દેવ, નારકી, મનુષ્ય કે તિર્યંચો દુઃખી કર્યા હોય તો તે મારા સર્વ અપરાધો ક્ષમા કરો. લક્ષ્મી, રૂપ, મિત્રસંયોગ, જીવિત, યૌવન અને બળ એ સર્વે વાયુએ કંપાવેલા સમુદ્રના તરંગ જેવા ચપળ છે. રોગ, મૃત્યુ, જરા, જન્મ અને દીનતા વિગેરે દુઃખોથી વ્યાપ્ત એવા આ શરીરને જૈનધર્મનુંજ શરણ છે. તે શિવાય બીજું કોઈ શરણ નથી. આ સંસારમાં જીવ એકલોજ જન્મે છે, એકલોજ મરણ પામે છે અને પોતાના કૃતકર્મોને ભોગવે છે. આ જીવ શરીરથી ભિન્ન છે. તેમજ જેટલી પૌદ્ગલિક વસ્તુઓ છે, તેઓથી આ જીવ ભિન્ન છે, એવું છતાં અજ્ઞ પુરૂષ તેમાં વૃથા મોહને પામે છે. ચરબી, રૂધિર, વિષ્ટા, મૂત્ર, માંસ અને અસ્થિથી અપવિત્ર એવો આ દેહ છે. તેમાં સુજ્ઞ પુરૂષ મોહ પામતો નથી. મૂલ્ય આપીને વેચાતી લીધેલ પર્ણકૂટીના જેવું આ શરીર

લાલન-પાલન કરેલું આ વિનશ્વર શરીર ધર્મનો આશ્રય કરશે ત્યારે છોડી દેવા યોગ્ય છે; કારણ કે તેને મૃત્યુ અવશ્ય પ્રાપ્ત થવાનું છે. એ માટે બુદ્ધિમાન્ પુરૂષે તેવીરીતે મરણ પામવું કે, જે રીતે ફરી ફરી જન્મ પ્રાપ્ત થાય નહીં અને મૃત્યુ પણ પ્રાપ્ત થાય નહીં. એ માટે સાંપ્રતકાળે અરિહંત ભગવંતો સમસ્ત સિદ્ધો, ગુણોથી ઉત્કૃષ્ટ એવા સાધુઓ અને અરિહંત-ભાષિત ધર્મ—એ ચારનું મને શરણ થાઓ. અધુના સમસ્ત સાધુઓ એજ મારા બંધુઓ છે, ધર્મ એજ મારો સ્વામી છે અને ગુરૂ એજ મારા પિતા છે. એ વિના કર્મના બંધે કરી પ્રાપ્ત થયેલું ભવિપણું તેમાં પોતાનું કે પારકું એવું મારે કોઇ નથી. વળી સંસારસમુદ્રને વિષે નૌકા રૂપ એવા પૂર્વે થયેલા, આગળ થનારા અને વર્ત્તમાનકાળે જેઓ વિદ્યમાન છે એવા શાશ્વત અરિહંતોને મારો નિરંતર નમસ્કાર છે. તે શિવાય સિધ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો અને સર્વ સાધુઓને મારી વંદના છે. હવે હું સાવદ્યયોગ તથા બાહ્ય અને અંતરંગ ઉપાધિનો ત્યાગ કરૂં છું. સમાધિના યોગે કરી ચાર પ્રકારના આહારનું પ્રત્યાખ્યાન કરૂં છું અને આ છેવટના શ્વાસ વખતે મારા શરીરનો પણ ત્યાગ કરૂં છું."

આ પ્રમાણે કરી મહામુનિ ભીષ્મે પોતાના ગુરૂ તથા બીજા સાધુસાધ્વીઓની ક્ષમા માગી અને પોતે શાંત થઇ રહ્યા. તે વખતે યુધિષ્ઠિરે તેમની પાસે પોતાના પૂર્વોપકાર પ્રગટ કરી તેમની ક્ષમા માગી હતી. પછી અર્જુને તેમના શરીરપર લગાવેલા બાણોને માટે અફસોસ કરી ક્ષમા માગી હતી.

પછી ભીષ્મમુનિએ ફરીવાર તે પાંડવોના પૃષ્ટ ઉપર પોતાનો હાથ મુકયો હતો. ત્યારપછી તે મહાનુભાવ શુકલધ્યાન ધ્યાતા થકા સંસારસમુદ્રને પાર પામનારા આત્મસ્વરૂપને જાણી અને પંચપરમેષ્ઠીનો આત્મા અને પોતાના આત્માનું એકત્વ વિચારી ધ્યાન કરતાં તેમની નાસિકાનો શ્વાસવાયુ બંધ થયો અને તરતજ તેઓ પ્રાણરહિત થઈ અચ્યુત નામના બારમા દેવલોકમાં પ્રાપ્ત થયા હતા.

તે પછી અશ્રુપાત કરતા દેવતાએ, ખેચરોએ અને પાંડવોએ એ મહામુનિના દેહનો ચંદનના સુગંધી કાષ્ઠોથી સંસ્કાર કર્યો હતો. પછી તેમના ગુરૂ શ્રીભદ્રગુપ્તાચાર્ય પાંડવોને બોધ કરી ત્યાંથી બીજે વિહાર કરી ચાલી નીકળ્યા હતા. પછી દેવો, ખેચરો અને ગાંધર્વો તે ભીષ્મમુનિના ગુણગ્રામને ગાતા ગાતા સ્વસ્થાને ચાલ્યા ગયા અને પાંડવો એ ઉપકારી પિતામહનું સ્મરણ અને શોક કરતા હસ્તિનાપુરમાં આવ્યા હતા.

પ્રિય વાંચનાર ! આ લોકમાં વીરકીર્ત્તિ સંપાદન કરી પરલોકમાં દેવપદવી પ્રાપ્ત કરનાર મહાત્મા ભીષ્મપિતામહના જીવનનો વિચાર કરી તેમાંથી ઉત્તમ બોધ ગ્રહણ કરજે. એ મહાનુભાવે પોતાના વીર જીવનને દીપાવી ધાર્મિક જીવનની ઉન્નતિ કરી છે. દરેક ભવિ મનુષ્યે એવી ઉન્નતિ કરવી જોઈએ. આ લોક અને પરલોકના ભયને પણ ભય આપનાર ભીષ્મના જીવનની ભાવના ભાવવા જેવી છે. તેના જીવનમાંથી સત્ય, દઢતા, ટેક, સાહસ, હિંમત, અને ધૈર્ય વગેરે

ઘણા ગુણો શિક્ષણીય છે. તે સાથે પાલક-પોષકના મહાન્ ઉપકારને માન આપવાનો ઉત્તમ ગુણ ભીષ્મના જીવનનું ઉદયશિખર છે. પાંડવો પોતાને અતિ પ્રિય હતા, તે છતાં પોતે જેનું અન્ન ખાય છે અને જે પોતાનો પાલક-પોષક છે, એવા દુર્યોધનની સહાય કરવા તેઓ પાંડવોની સામે આવ્યા હતા. આ મહાન્ ગુણને લઈ ભીષ્મ પોતાના યશ:શરીરને આ જગત્ ઉપર કાયમ મુકી ગયા છે.

વર્ત્તમાનકાળે જેઓ પોતાના પાલક-પોષક અને જેઓ પોતાના અન્નદાતા તથા આશ્રયદાતા છે, તેમની તરફ ઉપકારને બદલે અપકાર કરવાની વૃત્તિવાળા અર્થાત્ જેનું ખાય તેનુંજ ખોદનારા ખળ પુરૂષોનું જીવન ધિક્કારને પાત્ર છે. તેવા પુરૂષોએ આ ભીષ્મના જીવનમાંથી ઉત્તમ બોધ લઈ પોતાના જીવનને સન્માર્ગે દોરવુ જોઈએ. એવા એવા દુર્ગુણી પુરૂષોના ઉદ્ધાર કરવામાજ આવા લેખકની સાર્થકતા છે.

મહાનુભાવ ભીષ્મનું સ્થૂળ શરીર અદૃશ્ય થયું છે. તથાપિ તેમનું યશ:શરીર યાવચ્ચંદ્રદિવાકર સુધી આ ભારત ભૂમિમાં રહેલું છે. ભારતીયપ્રજા એ મહાનુભાવના ગુણોને સદાકાળ ગાયા કરતી આવી છે, વર્ત્તમાનકાળે ગાય છે અને ભવિષ્યમાં ગાશે.

વીર શાસનના પ્રભાવિક દેવતા એવા પ્રભાવિક પુરૂષોનાં ચરિત્રો વાંચવાની, સાંભળવાની અને મનન કરવાની જૈન પ્રજાને સદાકાળ પ્રેરણા કરો.



## પ્રકરણ ૪૭ મું.



### નેમિનાથનું નિર્મળ ચરિત્ર.

સુવર્ણમયી દ્વારિકાનગરીમાં મહારાજા કૃષ્ણ રાજ્ય-સંપત્તિનું મહાસુખ સંપાદન કરતા હતા. ધાર્મિક અને સાંસારિક પ્રવૃત્તિથી પોતાના જીવનનો પ્રવાહ વહન કરતા હતા. રાજા સમુદ્રવિજયની આજ્ઞાને અનુસરી પ્રજાવર્ગમાં પોતાનો પ્રભાવ દર્શાવતા હતા. શ્રીકૃષ્ણની અદ્ભુત લીલા ભારતી પ્રજા ઉમંગથી ગાતી હતી. એ ભવિષ્યના જિનેશ્વરનું ચમત્કારીક ચરિત્ર જોઇ લોકો ચમત્કાર પામી જતા હતા.

એક વખતે પવિત્ર ચરિત કૃષ્ણ પોતાના આવાસગૃહમાં બેઠા હતા, તેવામાં કેટલાએક તેમના મિત્રો આવ્યા. કૃષ્ણે તેમને આદર આપી બેસાર્યા. વાતચિત કરતાં તેમણે કૃષ્ણને કહ્યું, મહારાજ! આપનો બંધુ નેમિકુમારની મનોવૃત્તિ જુદાજ પ્રકારની થઇ ગઈ છે. આપણા કોક નામના દૂતે એ ખબર મહારાજા યુધિષ્ઠિરને આપ્યા છે. " કોક દૂતે યુધિષ્ઠિરને કેવા ખબર આપ્યા તે વૃત્તાંત કહો. " કૃષ્ણે ઇંતેજારીથી પુછ્યું. તેઓ વિનયથી બોલ્યા—" મહારાજ! કોક દૂત અહિંથી હસ્તિનાપુર ગયો હતો. તેણે યુધિષ્ઠિરને ખબર આપ્યા કે, રાજાસમુદ્રવિજયના પુત્ર નેમિકુમાર કોઈની સાથે

ક્રીડા કરતા નથી અને સદા શાંતચિત્તે એકાંતમાં રહે છે." પોતાના પુત્રની આવી વૃત્તિ જોઈ શિવાદેવીએ સમુદ્રરાજાને કહ્યું કે, "સ્વામી ! નેમિકુમાર સદા શાંત રહે છે. કોઈપણ સ્ત્રીની સાથે બોલતા નથી, તેમ કોઈની સાથે રમતા નથી. પુત્રનું એવું ચરિત્ર જોઇ મારા મનમાં ચિંતા રહે છે. તેથી કોઈ પણ યુક્તિથી નેમિકુમારનો વિવાહ કરાવો." શિવાદેવીનાં આવાં વચન સાંભળી રાજા સમુદ્રવિજયે નેમિકુમારને એકાંતે બોલાવીને પુછયું—"પુત્ર ! તું અમારા મનને પ્રસન્ન કરવાને વિવાહ કર. તને વિવાહિત થયેલો જોવાને અમે ઘણા આતુર છીએ." પિતાનાં આ વચન સાંભળી નેમિકુમારે કહ્યું કે, "પિતાજી ! કોઇપણ સ્ત્રી અદ્યાપિ મારે વિવાહ કરવાને યોગ્ય નથી, માટે વિવાહ કરવાની મારી ઈચ્છા નથી." આ વખતે શિવાદેવીએ આવીને કહ્યું, "વત્સ ! જો તારી ઈચ્છા હોય તો ઉગ્રસેન રાજાની પુત્રી **રાજીમતી** નામે સુંદર કન્યા છે તેની સાથે તારો વિવાહ કરવા યોગ્ય છે." માતાપિતાનો આવો આગ્રહ જોઈ નેમિકુમાર બોલ્યા—"હું તમારી આજ્ઞાને તાબે થઇ એ વાત અંગીકાર કરીશ; પરંતુ તે વાત બનવાને કોઈ યોગ્ય કાળ જોઈએ તેવો સમય આવે ત્યાંસુધી તમે રાહ જુવો." કુમારનાં આ વચન સાંભળી તેઓ તે વખતે કાંઈ બોલ્યા નહીં

એક વખતે એવું બન્યું કે શ્રીકૃષ્ણ સભામાં બેઠા હતા, તેવામા એક પ્રચંડ ધ્વનિ સાંભળવામાં આવ્યો. તે

ધ્વનિ સાંભળતાંજ સર્વ સભ્યજનો મૂર્છિત થઈ ગયા. તે વખતે ચારૂકૃષ્ણ નામનો એક પુરૂષ ત્યાં આવ્યો અને તેણે કૃષ્ણને કહ્યું, "મહારાજ ! નેમિકુમાર કેટલાએક કુમારોના ટોળા સાથે તમારી આયુધશાળામાં દાખલ થયા અને તેમણે તમારા પાંચજન્ય શંખનો નાદ કર્યો. મેં તેમને ઘણા વાર્યા, તોપણ તે રહ્યા નહીં. પછી હું તમને કહેવા આવ્યો છું." તે સાંભળી કૃષ્ણ વિચારમાં પડ્યા, ત્યાં નેમિકુમાર સભામાં આવ્યા. કૃષ્ણે નેમિકુમારને પૂછ્યું, "ભાઇ ! એ મારા શંખને મોટા પરાક્રમી પુરૂષો લેવાને પણ સમર્થ થયા નથી, તો તમે શી રીતે સમર્થ થયા ? માટે મારે તમારી ભુજાનું પરાક્રમ જોવું છે." નેમિકુમારને એ વાત કરી પછી કૃષ્ણે પરિઘના જેવો પોતાનો બાહુ આડો ધરી રાખ્યો. પરાક્રમી નેમિકુમારે કમળના નાળની જેમ તેને નમાવી દીધો. પછી જ્યારે નેમિકુમારે પોતાનો હાથ આડો ધર્યો ત્યારે શ્રીકૃષ્ણ તેને નમાવી શક્યા નહીં. પોતાના બંધુનું આવું અતુલ પરાક્રમ જોઇ કૃષ્ણે તેમની ભારે પ્રશંસા કરી હતી. પછી કૃષ્ણના મનમાં શંકા આવવાથી તેણે બળભદ્રને તે વાત જણાવી એટલે બળભદ્રે કહ્યું કે, "નેમિકુમાર આપણા રાજ્યની ઈચ્છા કરતા નથી. તેઓ કોઇ મહાત્મા થવાના છે. તેમના જન્મ વખતે તેમની માતા શિવાદેવીએ ચૌદ સ્વપ્નાં જોયાં હતાં; તે વખતે એક વિદ્વાન્ જોષીએ તેમનું ઉત્તમ ભવિષ્ય કહ્યું હતું."

આ પ્રમાણે કૃષ્ણ અને બળરામ વાતચિત કરતા હતા, તેવામાં આકાશવાણી થઈ કે, " **નેમિકુમાર એકવીશમા તીર્થંકર થશે.** તેઓ તમારા રાજ્યને ગ્રહણ કરશે નહીં " તે પછી કૃષ્ણ તેમની ઉપર અતિ સ્નેહ દર્શાવતા અને તેમની સાથેજ રહેતા હતા. કૃષ્ણે નેમિકુમારને સંસારમાં આસક્ત કરવાને અનેક પ્રકારની યોજનાઓ કરી, તોપણ નેમિકુમાર શુદ્ધ રહ્યા હતા. રાજા સમુદ્રવિજયના કહેવાથી કૃષ્ણે પોતાની સ્ત્રીઓને નેમિકુમારને મોહિત કરવા આજ્ઞા કરી અને તે સ્ત્રીઓએ ઘણો પ્રયત્ન કર્યો, તે છતાં નેમિકુમાર વિકારી થયા ન હતા.

એક વખતે કૃષ્ણ નેમિકુમારને લઈ રૈવતગિરિમાં ગયા. તે પ્રસંગે નગરવાસીઓ અને અનેક સ્ત્રીઓને સાથે રાખ્યા હતા. ત્યાં સુંદર રમણીઓ યથેચ્છ પ્રકારે વિલાસ કરતી હતી. તોપણ જિતેંદ્રિય નેમિકુમાર ચલાયમાન થયા નહીં. કૃષ્ણની સત્યભામા, વિગેરે સ્ત્રીઓએ નેમિકુમારને ચલાયમાન કરવા ભારે પ્રયત્ન કર્યો હતો, તે બધો એ તરૂણ યોગીની પાસે વૃથા થયો હતો.

આ વખતે રાજા સમુદ્રવિજય અને શિવાદેવી તે સ્થળે આવી પહોચ્યાં. માતા શિવાદેવીએ પોતાના પુત્રને અતિ આગ્રહ કરી વિવાહ કરવાની વાત અંગીકાર કરાવી હતી અને પછી તેઓ બધાં દ્વારકામાં આવ્યાં હતાં. રાજા સમુદ્રવિજયે ઉગ્રસેનને ઘેર તેની પુત્રી રાજીમતિનું માગું કર્યું અને તેણે તે વાત ઉમંગથી કબુલ કરી હતી.

પછી ક્રૌષ્ટુકિ નામના જોષીએ લગ્નનો દિવસ નક્કી કરી આપ્યો, તે પછી તેમના વિવાહની ધામધુમ દ્વારકામાં શરૂ થઈ હતી. આપ પરિવાર સહિત તે પ્રસંગે પધારો. આ પ્રમાણે કહી તે કેરકે રાજા યુધિષ્ઠિરને કુંકુમપત્રિકા સર્વની સમક્ષ વાંચી સંભળાવી હતી. તેમાં રાજા યુધિષ્ઠિરને કુંતી માતા સાથે પરિવાર સહિત આવવાને આમંત્રણ કર્યું હતું. તે કેરક આજે આપણી દ્વારકાનગરીમાં આવ્યો છે અને તે કહે છે કે, હસ્તિનાપુરપતિ યુધિષ્ઠિર રાજા થોડા દિવસમાં અહીં આવી પહોંચશે.

આ પ્રમાણે તે યાદવ મિત્રોના મુખથી બધો વૃત્તાંત જાણી કૃષ્ણ હૃદયમાં ખુશી થયા હતા. પોતાને પ્રિય પાંડવોનો સમાગમ થશે, એ વાત જાણી તેમના હૃદયમાં આનંદના અંકુર સ્ફુરી રહ્યા હતા.

આ વખતે એક દૂતે આવી ખબર આપ્યા કે, "હસ્તિનાપુરપતિ ધર્મરાજા પોતાની માતા કુંતી સાથે પરિવાર સહિત આવે છે." આ ખબર સાંભળતાંજ કૃષ્ણનો આનંદસાગર ઉછળી ગયો. તરતજ તે યાદવપતિ મોટી સ્વારી સાથે પાંડવોની સામે ગયા. અને તેમને આદર-માનપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો. નેમિકુમારના વિવાહમંગળથી સુશોભિત એવા રાજા સમુદ્રવિજયના દરબારમાં પાંડવોએ પ્રવેશ કર્યો.

શિવાદેવી કુંતીના ચરણમાં નમન કરી અને તેમને સ્નેહથી આલિંગન કરી બોલ્યાં—"માતા! નેમિકુમારનું

વિવાહ સંબંધી માંગળિક કૃત્ય તમારેજ કરવાનું છે." શિદેવીનાં આ વચન કુંતીને કર્ણમાં અમૃત તુલ્ય લાગ્યાં હતાં. પછી તરતજ તેણીએ વિવાહમાંગલ્યનો આરંભ કર્યો હતો.



## પ્રકરણ ૪૮ મું.

### નેમિનાથનું નિર્મળ ચરિત્ર—ચાલુ.

### સતી રાજીમતી.

એક નવરંગિત રાજમહેલમાં સુંદર બાળા શૃંગાર ધારણ કરી ઉભી છે. તેની આગળ સ્ત્રીઓનો સમૂહ માંગલ્ય વસ્તુ હાથમાં લઈ તે બાળાને વિવાહ માંગલ્ય કરે છે. કોઇ તેના લલાટ ઉપર તિલક કરે છે, કોઇ તેના શરીર ઉપર પીઠીનો રંગ સુધારે છે, કોઇ તેના આભૂષણોની શોભામાં વધારો કરે છે અને કોઇ તેણીનું ઉપહાસ્ય કરતી તેની સાથે વાર્તાલાપ કરે છે.

આ વખતે માંગલ્યના વાજિંત્રોનો ધ્વનિ તેણીના સાંભળવામાં આવ્યો. તે ધ્વનિ સાંભળતાંજ ત બાળા સંભ્રમથી પોતાના મહેલના ગોખ પાસે આવી ઉભી રહી. તેણીની સાથે તેની સખીઓ પણ ત્યાં આવી ઉભી રહી. સખીઓથી પરિવૃત થયેલી તે બાળા વાજિંત્રોના ધ્વનિ સાથે આવતા તે વરઘોડાને જોવા ઉત્સુક થઈ હતી.

તે વરઘોડો ત્યાંસુધી આવ્યો નહીં. વિવાહ માટે ચડી આવેલો વર પાછો ગયો અને વરઘોડાનો બધો સાથ વીંખાઇ વેરાઇ ગયો.

આ વખતે કોઈએ આવી ખબર આપ્યા કે, " પરણવાને આવનારો વર પાછો ગયો છે અને તે વૈરાગ્ય ઉપજવાથી પરણવાની ના કહે છે. વિવાહનું બધું કામ બંધ રહેશે. " આ ખબર સાંભળતાંજ તે ગોખ ઉપર ઉભેલી બાળા જાણે વજ્રઘાત થયો હોય એમ મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગઈ અને તેની સખીઓ અને દાસીઓ આકુળ-વ્યાકુળ બની ગઈ.

વાંચનાર ! આ પ્રસ્તુત પ્રસંગને અનુમાનથી જાણી શકાશે. તથાપિ તેનું વિવેચન કરવાની જરૂર છે. જે બાળાને સ્ત્રીઓ માંગલ્યશૃંગાર ધરાવતી હતી અને પછી જે વાજિંત્રોનો ધ્વનિ સાંભળી ગોખ ઉપર પરિવાર સાથે આવી હતી, તે ઉગ્રસેનની પુત્રી રાજીમતી હતી. તેની સાથે વિવાહ કરવાને સમુદ્રવિજયરાજાના નેમિકુમારે અંગીકાર કર્યું હતું, તેઓનો વરઘોડો વિવાહ કરવાને ઉગ્રસેનના મહેલમાં આવતો હતો. જે જોવાને માટે રાજીમતી કન્યા ઉમંગથી ગોખ ઉપર આવી હતી. વરઘોડો જ્યારે શ્વસુરગૃહની નજીક આવ્યો, ત્યાં કેટલાંએક પ્રાણીઓનો દીન અને કરૂણ સ્વર નેમિકુમારના સાંભળવામાં આવ્યો, તે સાંભળતાંજ નેમિકુમારે પોતાની પાસે રહેલા એક સેવકને તેની તપાસ કરવા મોકલ્યો. સેવક તપાસ કરીને આવ્યો અને તેણે નેમિકુમારને જણાવ્યું કે, " આ-



જેમાં કસાઈઓ પ્રાણીઓની હિંસા કરે છે. એવા વિવાહના ઉત્સવની મારે જરૂર નથી.
(પૃષ્ઠ ૭૨૭)

જના વિવાહ નિમિત્તે વિવાહનું ખાણું તૈયાર થાય છે, અને તેમાં માંડવીઆ અને જાનૈયાના ભોજનને માટે પશુઓનો મોટો સંહાર થાય છે, તે પશુઓનો આ ધ્વનિ સંભળાય છે." સેવકનાં આ વચનો સાંભળતાંજ નેમિકુમારે પોતાનો રથ પાછો વળાવ્યો અને તે પશુહિંસાનો અટકાવ કરી તે ઉપરથી વૈરાગ્યભાવના પ્રગટ થતાં પોતે સંયમ લેવાને ઉત્સુક થઇ ચાલતા થયા. તે સમયે સમુદ્રવિજય, શ્રીકૃષ્ણ, બળભદ્ર અને બીજા યાદવો તથા શિવાદેવી, કુંતી વિગરે સ્ત્રીઓ પોતપોતાના વાહનોનો ત્યાગ કરી વરઘોડામાંથી જુદાં પડી નેમિકુમારની પાછળ ગયાં. તેમણે "કુમાર આવા ઉત્સાહથી શામાટે વિમુખ થાઓ છો ?" એમ કહી તેમને સમજાવવા માંડયા. તે વખતે મહાનુભાવ નેમિકુમારે તેમને કહ્યું, "જેમાં કસાઇઓ પ્રાણીઓની હિંસા કરે છે, એવા વિવાહના ઉત્સવની મારે જરૂર નથી. કસાઈઓથી પરિવેષ્ટિત એવા તે પ્રાણીઓને જોઈ 'મારો જીવાત્મા પણ કર્મરૂપી શત્રુઓએ વેષ્ટિત છે' એમ મારા જોવામાં આવ્યું છે. માટે એ શત્રુઓથી આત્માને મુક્ત કરવાને હું આગળ યત્ન કરૂં છું. વળી જ્ઞાનાવરણીય વગેરે આઠ કર્મોએ મને ઘેરી લીધો છે. તેથી મારે પ્રથમ એ કર્મોની સામે પગલાં લેવાનાં છે. મને યાદ આવે છે કે, એ કર્મોરૂપી ભયંકર શત્રુઓએ મને ઘણીવાર દુઃખી કર્યો છે. નરક, તિર્યંચ અને મનુષ્યના ભવમાં તેઓએ મારી પુંઠ પકડી મને રીબા-

એ વાત મેં અગાઉથી જાણી હતી. હે સ્વામિ નેમિકુમાર! તમારા જેવા પવિત્ર પુરૂષની સાથે મારા જેવી દુર્ભાગીનો યોગ ક્યાંથી થાય ? તમે મારો આમ અચાનક ત્યાગ કરો, એ યોગ્ય ન કહેવાય. ચંદ્ર પોતાને કલંકિત કરનાર મૃગને ત્યજી દેતો નથી. ત્રણ લોકના મનોરથને પૂર્ણ કરનારા એવા તમે આ મૃત્યુ લોકમાં વસનારી સ્ત્રીનો ત્યાગ કરનારા કેમ થયા ? હે નાથ! હવે મારા અંગ ઉપર રહેલા આભૂષણો મારે શા કામનાં છે ? કારણ કે તેનું પ્રેમથી અવલોકન કરનારા તમે જુદા પડ્યા છો. હે સ્વામી ! તમે મારો ત્યાગ કર્યો, પણ હું તમને છોડનારી નથી. માટે સર્વ પ્રકારે તમારૂંજ શરણ છે."

આ વખતે તેણીની સખીઓએ બીજા વરને વરવા માટે રાજીમતીને કહેવા માંડયું, એટલે સતી રાજીમતી ક્રોધાતુર થઈને બોલી—"સખીઓ ! મારી આગળ એવું અનુચિત ભાષણ કરશો નહીં. હું નેમિશ્વર વિના બીજા કોઈને વરવાની નથી. મારાં પૂજ્ય માતાપિતાએ મને વાગ્દાનથી જેની સાથે જોડી છે, તેજ મારૂં શરણ છે. કદિ તે સ્વામી મારો ભોગસુખનો ભર્ત્તા થયો નહીં, તો હવે એજ નેમિવર મારા વ્રતનો ભર્ત્તા થશે."

રાજીમતીની આવી નિશ્ચિત વાણી સાંભળી તેની સખીઓ અને તેના સંબંધીઓ કાંઈ પણ બોલી શક્યા ન હતા.

આ તરફ નેમિકુમાર શ્રાવણ શુકલ ષષ્ઠીને દિવસે ચારિત્ર લઈ ચાલી નીકળ્યા હતા. તેઓ રૈવતગિરિના સહસ્રામ્ર વનમાં આવીને રહ્યા હતા. તે સમયે તેમને મનઃપર્યવજ્ઞાન પ્રાપ્ત થયું હતું. જેથી નારકીના જીવોને ક્ષણવાર સુખ થયું હતું. જ્યારે મહાનુભાવ નેમિપ્રભુ સ્વતઃ દીક્ષિત થયા, ત્યારે તેમની સાથે બીજા હજારો રાજાઓએ પ્રવ્રજ્યા ગ્રહણ કરી હતી. આ વખતે ઇંદ્ર, કૃષ્ણ અને પાંડવો વગેરેએ આવી તેમને વંદના કરી હતી. તેઓ વંદના કરી પોતપોતાના સ્થાનમાં ચાલ્યા ગયા હતા.

નેમિપ્રભુએ ગોકુળને વિષે રહેલા વરદત્ત રાજાના ઘરમાં નિર્દોષ અન્નથી પારણું કર્યું હતું. જે વખતે દેવતાઓએ તેના ઘરમાં રત્નોની વૃષ્ટિ અને ચેલોત્ક્ષેપ કરી દુંદુભિના નાદ કર્યા હતા. તે પછી તે મહાનુભાવ સર્વ જનોને ઉપકાર કરવાને પૃથ્વીમાં વિહાર કરતા હતા. કેટલોક વિહાર કરી પાછા તેઓ સહસ્રામ્ર વનમાં આવ્યા હતા. અને ત્યાં આશ્વિન માસની અમાવાસ્યાને દિવસે તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું. તે વખતે ઇંદ્રોએ આવી તેમનું સમવસરણ રચ્યું હતું. તેમાં તે મહાનુભાવે વિરાજિત થઈ ઉત્તમ દેશના આપી હતી.

એક વખતે શ્રીકૃષ્ણ દ્વારકામાં નેમિપ્રભુના ગુણોનું સ્મરણ કરતા પોતાની સભામાં બેઠા હતા, તેવામાં રૈવતગિરિના બગીચાના માળીઓએ આવી ખબર આપ્યા કે, "નેમિનાથ

પ્રભુ તીર્થંકર થયા છે." આ ખબર સાંભળી કૃષ્ણ પોતાના કુટુંબનાં તમામ મનુષ્યો અને પાંડવોને લઇ તેમને વંદન કરવાને રૈવતગિરિ પર આવ્યા અને ભક્તિથી સમવસરમાં બેઠેલા પ્રભુને વંદના કરી હતી. આ સમયે સતી રાજીમતી પણ પોતાના સ્વામીને પૂજ્યભાવથી વંદના કરવાને આવી હતી. વિશ્વોપકારી પ્રભુએ તે વખતે નીચે પ્રમાણે દેશના આપી હતીઃ—

"ભવ્યો ! આ જગત્‌માં સર્વ પ્રાણીઓનું આયુષ્ય પવને હલાવેલા કમળપત્રના જેવું ચંચળ છે. સંપત્તિ શીળરૂપ નદીના વેગનો ઘાત કરનારી છે. યૌવન સંધ્યાકાળના વાદળના જેવું ક્ષણિક છે. શરીર વિપત્તિરૂપ રોગોનું મંદિર છે. સ્ત્રી, પુત્ર, મિત્ર વિગેરે સર્વ પરિવાર અતિ દુઃખ ઉત્પન્ન કરનારા છે. તેથી આ અસાર સંસારમાં જ્ઞાન, સમ્યકત્વ અને ચારિત્ર એજ સારરૂપ છે. જીવ, અજીવ વિગેરે તત્વનો સમ્યગ્‌જ્ઞાનથી વિચાર કરનારો જીવ ત્યાગ કરવા યોગ્ય નાશવંત વસ્તુનો ત્યાગ કરી અને ગ્રહણ કરવા યોગ્ય આત્મવસ્તુનો સ્વીકાર કરી મુક્ત થઇ શકે છે. ઘણું કરીને પ્રાણીને ઇંદ્રાદિકની પણ સંપત્તિ સુલભ છે, પરંતુ સિદ્ધિસુખના નિધિરૂપ સમ્યકત્વ અતિ દુર્લભ છે. કેટલાએક પુરૂષોને પૂર્વનાં ઘણાં કર્મ નાશ પામવાથી ચારિત્ર પ્રાપ્ત થાય છે, તે માટે સુખોનું કારણ એવા ચારિત્રની પાસે ચિંતામણી રત્ન પણ તુચ્છ છે, તેથી વિવેકી પુરૂષોએ પોતાના મનરૂપ મયૂરના હર્ષને માટે

આ સંસારરૂપ દાવાનળની જ્વાળાઓનો નાશ કરવાને સંચ-મરૂપ નવીન મેઘનો આશ્રય કરવો યોગ્ય છે. ”

પ્રભુની આ દેશના સાભળી વરદત્ત વિગેરે બે હજાર રાજાઓએ પ્રભુની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી હતી. પછી પોતાની ઉપર પૂર્વના આઠ ભવથી પ્રીતિવાળી એવી સતી રાજીમતીને તેમણે દીક્ષા આપી હતી. ઉગ્રસેન વિગેરે દશાર્હ રાજાઓએ તેમની પાસેથી શ્રાવકધર્મ અંગીકાર કર્યો હતો. અને રોહિણી, દેવકી વિગેરે સ્ત્રીઓએ શ્રાવિકાવ્રત ગ્રહણ કર્યું હતું. પ્રભુ આ પ્રમાણે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી ત્યાંથી વિહાર કરી બીજે સ્થળે ચાલ્યા ગયા હતા. ઇંદ્રાદિક દેવતાઓ, કૃષ્ણ અને પાંડવો પણ પોતપોતાને સ્થાને રવાના થયા હતા.

શ્રીકૃષ્ણ પોતાના કુટુંબ સાથે દ્વારકામાં ગયા અને પાંડવો પોતાના કુટુંબ સાથે હસ્તિનાપુરમા આવ્યા હતા.

પ્રિય વાંચનાર! આ પાડવ ચરિત્રના મુખ્ય વિષયમાં ભગવંત શ્રીનેમિનાથપ્રભુના ચરિત્રનો અવાંતર વિષય આવેલો છે. એ મહાનુભાવ પ્રભુનું ચરિત્ર સર્વ સ્થળે પ્રખ્યાત છે, તથાપિ તેવા મહાત્માઓનાં ચરિત્રો પુનઃ પુનઃ અવગાહન કરવાથી વાચક અને શ્રોતા બંનેને વિશેષ લાભ થાય છે. તેથી આ સ્થળે ગ્રંથના પ્રસંગને લઇને તે ચરિત્ર આપવામા આવેલું છે. એ ચરિત્રમાંથી જે બોધ લેવા યોગ્ય હોય, તે તું તારી મેળે સ્વતઃ વિચારી ગ્રહણ કરી લેજે. ભગવાન્ નેમિપ્રભુની

મનોવૃત્તિ કેવી દ્દઢ હતી. તેમની જિતેંદ્રિયતા, તેમની ભોગ તરફ વિમુખતા અને વૈરાગ્યભાવના કેવી પ્રબળ છે, એનો તું ક્ષણવાર વિચાર કરજે. કદિ એવા મહાત્માઓનું અનુકરણ આપણા જેવા પામર પ્રાણીઓથી સર્વરીતે ન થઇ શકે, પરંતુ તેમના પ્રવર્ત્તનની હૃદયમાં ભાવના ભાવ્યા વિના રહીશ નહીં. એ ભાવના પણ તારા જીવનને સુધારવા ઘણીજ ઉપયોગી થઇ પડશે.

વાંચનારી બ્હેનો! તમારે પણ આ પ્રસંગમાં સતી રાજીમતીનું ચરિત્ર મનન કરવા યોગ્ય છે. સતી રાજીમતી એક રાજકુળમાં ઉછરેલી હતી. વિષયભોગનાં સર્વ સાધનો તેણીને સુલભ હતાં; તથાપિ નેમિકુમારની સાથે પોતાનો વિવાહ ન થયો, તો પણ એ મહાનુભાવાએ વિષય ભોગને માટે બીજો વિચાર કર્યો નહીં. એટલુંજ નહીં પણ ફક્ત વાણીથી વરેલા એ પતિનું શરણ લઇ આ અસાર સંસારનો ત્યાગ કરવા તત્પર થઇ અને આખરે તેજ પ્રભુને હાથે દીક્ષિત થઈ અને વિહાર કરી વિશ્વોપકારિણી થઇ પોતાના આત્માની ઉદ્ધારિણી થઇ હતી. આ પવિત્ર સતીના જીવન ઉપરથી સર્વ શ્રાવિકા બ્હેનોએ ઉત્તમ બોધ ગ્રહણ કરવાનો છે અને સદા તે સતી [illegible] ભવ્ય ભાવના ભાવવાની છે.



# પ્રકરણ ૪૯ મું.

## દ્રૌપદી હરણ અને કૃષ્ણકોપ.

પૂર્વ સમુદ્ર પોતાના તરંગોથી ઉછળી રહ્યો છે. અનેક જળચરો તે તરંગની સાથે ઉછળી નૃત્ય કરે છે. તીર ઉપર અનેક જાતનાં પક્ષીઓ શ્રેણીબંધ બેઠાં છે. અનેક વનચરોનાં બાળકો સમુદ્રના તીર પર પડેલાં અસ્થિનાં રમકડાં શોધતાં ફરે છે. વિવિધ આકૃતિનાં વહાણો સઢ ચડાવી જળમાર્ગે પસાર થતાં જોવામાં આવે છે.

આ પૂર્વ સમુદ્રના તીર ઉપર પાંચે પાંડવો શોકાતુર થઈ બેઠા હતા. તેમના મુખ ઉપર પૂર્ણ ગ્લાનિ પ્રસરી રહી હતી. તેમનું મહાન્ પરાક્રમ પ્રતિહત થઈ ગયું હતું. પાંચે બંધુઓ પરસ્પર મુખાવલોકન કરી નિઃશ્વાસ નાંખતા હતા અને દુઃખમાંથી મુક્ત થવાના અનેક ઉપાયો મનમાં ચિંતવતા હતા.

આ વખતે જાણે તેમના મનની પીડા જાણતા હોય તેમ શ્રીકૃષ્ણ પોતાના અલ્પ પરિવાર સાથે તે સ્થળે આવી ચડ્યા. કૃષ્ણને જોતાં જાણે પ્રાણ આવ્યા હોય, તેમ પાંડવો બેઠા થયા અને સત્વર પ્રેમના આવેશથી કૃષ્ણને મળવા દોડી આવ્યા. શ્રીકૃષ્ણ પણ પોતાના સંબંધી પાંડવોને જોઇ હૃદયમાં સાનંદાશ્ચર્ય થઇ ગયા. પાંડવોના મુખ ઉપર ગ્લાનિ જોઈ કૃષ્ણ

બોલ્યા—"પાડવો ! તમારી મુખમુદ્રા ઉપર ગ્લાનિ કેમ દેખાય છે ? આમ પરિવાર રહિત સમુદ્રકાંઠે આવવાનું શું પ્રયોજન છે ?" પાંડવોએ કહ્યું, "મહારાજ ! અમોને શોક થવાનું કારણ આપ સારી રીતે જાણો છો તે છતાં પ્રશ્ન કેમ કરો છો ?" કૃષ્ણે કહ્યું, "ભદ્ર ! તમારી માતા કુંતીએ મને જે વાત કહી છે, તે મારા જાણવામા છે. તે શિવાય કદિ બીજું કોઈ કારણ હોય તે જાણવાને માટે મેં પ્રશ્ન કર્યો છે."

પાડવોએ કહ્યું, "મહાશય ! અમારા શોકનું કારણ તેજ છે. કોઈ દુરાચારી પુરૂષ અકસ્માત્ દ્રૌપદીને હરી ગયો છે અમે ઘણી શોધ કરી, તોપણ તે ચોર તથા દ્રૌપદીનો પત્તો લાગતો નથી. તેની શોધને માટે અમે ભમીભમીને આ સમુદ્રના તીર ઉપર શ્રાંત થઇ બેઠા હતા. આ વખતે આપનો સમાગમ અમોને વિશ્રાંતિ આપનારો થઈ પડ્યો છે."

કૃષ્ણે પ્રેમપૂર્વક કહ્યું, પાંડવો ! તમારા જેવા પ્રતાપી અને પરાક્રમી પુરૂષોની હાજરીમાં દ્રૌપદીનું હરણ થયું એ મને ઘણુંજ આશ્ચર્ય થયું છે. સિંહની હાજરીમાં તેની ગુહામાં પેસી શૃગાળ ચોરી કરી જાય, તેવોજ આ બનાવ બન્યો છે. "તે શી રીતે બન્યું છે ?" એ મને વારંવાર આશ્ચર્ય થયા કરે છે. માટે તમે તે હકીકત કહી સંભળાવો.

"એક વખતે રાજમંદિરની અગાશી ઉપર ધર્મરાજા સાથે દ્રૌપદી સુખે સુતા હતા. તેવામાં કોઇ પુરૂષે ગુપ્ત રીતે અકસ્માત્ તેણીનું હરણ કર્યું. પ્રાતઃકાળે ધર્મરાજાએ જા-

ગીને જોયું, ત્યાં દ્રૌપદી જોવામાં આવી નહીં. પછી અમે ઘણી શોધ કરી પણ કોઈ ઠેકાણે તેણીનો અને તેને હરી જનાર ચોરનો પત્તો લાગ્યો નહીં. પછી જ્યારે અમે અતિ દુઃખથી મુંઝાયા ત્યારે કુંતી માતાને આપની પાસે મોકલ્યાં હતાં. પછી તે વાત કુંતીએ આપને કહી હશે. ”

પાંડવોનાં આ વચન સાંભળી કૃષ્ણે કહ્યું, “ ભદ્ર ! કુંતીએ મને ખબર આપ્યા પહેલાં દ્રૌપદીના હરણની વાત નારદ મુનિએ કહી હતી. અને તેથી હું આ સ્થળે શોધ કરવા નીકળ્યો છું. ” “ નારદે આપને તે ચોરનો પત્તો આપ્યો છે કે નહી ? ” પાંડવોએ પ્રશ્ન કર્યો કૃષ્ણ બોલ્યા—નારદે મને આવીને કહ્યું છે કે, ‘ ધાતકી ખંડમાં **અમરકંકા** નામે નગરી છે. તે નગરીના રાજા પદ્મનાભના ઘરમાં દ્રૌપદીના જેવી કોઈ સ્ત્રી તેના જોવામાં આવી છે. ’ નારદના મુખથી આ ખબર સાંભળી મેં કુતીને તમારી પાસે મોકલ્યા હતાં અને તેમને કહ્યું હતું કે, ‘ પૂર્વ દિશાના સમુદ્રને તીરે તમે પાંડવોને મોકલજો. તે સ્થળે હું પાંડવોને મળીશ અને ત્યાં દ્રૌપદીનો પત્તો લાગશે. ’ તમે કુંતીમાતાના કહેવાથી આ રસ્તે આવ્યા હશો. અહિં આપણો મેળાપ થયો એ સારૂં થયું. હવે હું દ્રૌપદીને મેળવવાનો ઉપાય કરીશ. ”

આ પ્રમાણે કહી કૃષ્ણે તે સમુદ્રને કાઠે રહી **અષ્ટમતપ** કર્યું, એટલે ત્યાં તે સમુદ્રનો અધિષ્ઠાયક લવણનિધિપતિ પ્રગટ થયો. તેણે આવી કૃષ્ણને કહ્યું કે, “ **મને આજ્ઞા**

આપો. મારે શું કરવાનું છે ? " કૃષ્ણે તે દેવને દ્રૌપદીના હરણની વાત કહી સંભળાવી. તે સાંભળી લવણનિધિપતિ અંજલિ જોડી બોલ્યો—"મહારાજ ! મેં જ્ઞાનના બળથી દ્રૌપદીના હરણની મૂળ વાત જાણી લીધી છે. " તે સાંભળો— " એક વખતે નારદમુનિ આકાશમાર્ગે દ્રૌપદીના મંદિરમાં આવી ચડ્યા હતા, તે વખતે દ્રૌપદી ગૃહકાર્યમાં આસક્ત હોવાથી તેમને કાંઈ આદરમાન આપી શકી નહીં, તેથી નારદ મુનિ ક્રોધાતુર થઈ ધાતકીખંડમાં આવેલા અમરકંકા નગરીના રાજા પદ્મનાભની આગળ તે દ્રૌપદીના સૌંદર્યનું વર્ણન કર્યું, તે ઉપરથી મોહિત થયેલા પદ્મનાભે દ્રૌપદીનું હરણ કર્યું છે." તે દેવની આ વાત સાંભળી કૃષ્ણ અને પાંડવો ચકિત થઈ ગયા. પછી તે દેવતાએ કહ્યું કે, " જો તમારી આજ્ઞા હોય તો તે પદ્મનાભને સૈન્ય સહિત સમુદ્રમાં ફેંકી દઈ દ્રૌપદીને લાવી તમને અર્પણ કરૂં." કૃષ્ણે કહ્યું, " દેવ ! તમે તેમ કરવાને સમર્થ છો. પણ જો એ કામ તમારે હાથે થાય તો અમને યશ મળે નહીં. માટે પાંચ પાંડવો અને હું—અમે છએ જણને આ સમુદ્રનુ ઉલ્લંઘન કરાવી ધાતકીખંડમાં લઇ જાઓ . " કૃષ્ણની આવી વાણી સાંભળી તે પ્રભાવિક દેવે તે છ જણને તેમના રથ સહિત અમરકંકા નગરીની પાસે પહોંચાડી દીધા. ત્યાં જઈ કૃષ્ણે પોતાના દારૂક સારથિને પદ્મનાભની પાસે કહેવા મોકલ્યો. તેણે આવી પદ્મનાભને કહ્યું કે, "પ્રતાપી કૃષ્ણ અને પાંડવો તારી નગરીની બાહેર આવેલા છે. તું તેમની પાસે આવી દ્રૌપદીને સોંપી દે, નહીં તો યુદ્ધ કરવા

તૈયાર થા." માની પદ્મનાભે દારૂકને ઉત્તર આપ્યો કે, "તારા કૃષ્ણ અને પાંડવોને કહેજે કે, તેઓ યુદ્ધ કરવાને તૈયાર થાય. હું તેમનો ક્ષણમાત્રમાં ગ્રાસ કરી જઈશ."

દારૂકે આવી તે ખબર કૃષ્ણને કહ્યા. તેવામાં તો મોટી સેના સજ્જ કરી પદ્મનાભ તેમની સામે ચડી આવ્યો. તેને આવતો જોઇ પાંચે પાંડવો ક્રોધાતુર થઇ તેની સામે યુદ્ધ કરવાને આવ્યા. તે વખતે કૃષ્ણે પાંડવોને જણાવ્યું કે, "તમે પદ્મનાભની સાથે યુદ્ધ કરવા સમર્થ નહીં થાઓ. માટે હુંજ તેની સાથે યુદ્ધ કરૂં." કૃષ્ણનાં આ વચનથી પાંડવોએ કહ્યું, "મહારાજ! એ પદ્મનાભને અમે ક્ષણમાં હરાવી શકીશું. તેમાં આપને પરિશ્રમ લેવાની જરૂર નથી. સમુદ્રના જળને શોષણ કરનાર વડવાનળની પાસે ટાંકીના જળનું શોષણ કરાવવું તે યોગ્ય નથી. એ ક્ષુદ્ર પદ્મનાભ અમોને શું કરવાનો હતો?" આ પ્રમાણે કહી પાંડવો તેની સામે યુદ્ધ કરવાને તૈયાર થઈ ગયા. તેઓની વચ્ચે થોડીવાર મોટો ભયંકર સંગ્રામ ચાલ્યો. પછી પદ્મનાભ પોતાની જાતે આવ્યો અને તેણે બાણોનો એવો પ્રચંડ મારો ચલાવ્યો કે જેથી પાંડવો તેને સહન કરી શકયા નહીં અને જર્જર થઇ કૃષ્ણના શરણે આવ્યા. તેમણે કૃષ્ણને કહ્યું, "હરિ! પદ્મનાભને જીતવાને અમે સમર્થ નથી. તમે વાસુદેવજ સમર્થ છો." પાડવોના આ વચન સાંભળી કૃષ્ણ પદ્મનાભની સામે યુદ્ધ કરવા આવ્યા. સમર્થ વિષ્ણુએ પ્રથમ તો પોતાના પાંચજન્ય

શખનો નાદ કર્યો એ શખના નાદથીજ પદ્મનાભની સેનાનો તૃતીયાશ નાશ પામી ગયો પછી તેમણે ધનુષ્યનો ટંકાર કર્યો, ત્યા એક તૃતીયાશ નાશ પામી ગયો આથી પદ્મનાભ ગભરાઈ ગયો અને બાકી રહેલા સૈન્યને લઈ તે પોતાની નગરીમા નાશીને પેસી ગયો જ્યારે પદ્મનાભ નાશી ગયો એટલે કૃષ્ણે તેને ભય પમાડવાને નારસિ હસ્વરૂપ ધારણ કર્યું અને તે ભ ય કર સ્વરૂપે પોતાના ચરણના ઘાતથી પૃથ્વીને ક પાયમાન ક રવા માડી આ સમયે પદ્મનાભની રાજધાની અમરક કા નગ રીનો મજબૂત કીલ્લો તુટી પડ્યો રાજમ દિરો અને પ્રજાવર્ગ ની મોટી હવેલીઓ જમીનદોસ્ત થઇ અને લોકોમા હાહાકાર વર્ત્તાઇ રહ્યો કેટલાએક લોકો મૂર્છિત થઈ ગયા, કેટલાએક દટાઇ ગયા અને કેટલાએક બેભાન થઈ ગયા આ વખતે પ દ્મનાભે પોતાના અ ત પુરમા પવિત્રતાથી રહેલી દ્રૌપદીને વિન તિપૂર્વક કહ્યુ, " દેવી ! મારો અપરાધ ક્ષમા કર અને આ કૃષ્ણથી મારી રક્ષા કર " આ પ્રમાણે કહી તે દ્રૌપદીના ચરણમા નમી પડ્યો તે વખતે દ્રૌપદીએ પદ્મનાભને કહ્યુ, "પદ્મનાભ ! જો તુ સ્ત્રીવેષ ધારણ કરી અને મને આગળ કરી કૃષ્ણના શરણે જઈશ, તો તારા પ્રાણનુ રક્ષણ થશે નહી તો તારો વિનાશ થઈ જશે " દ્રૌપદીના આ વચન પદ્મનાભે માન્ય કર્યા અને તરતજ સ્ત્રીવેષ ધારણ કરી દ્રૌપદીને આગળ ધરી નારસિ હરૂપ કૃષ્ણની પાસે આવ્યો કૃષ્ણ પદ્મનાભને દ્રૌ પદી સાથે સ્ત્રીવેષે આવેલો જોઈ પ્રસન્ન થયા અને પોતાનુ નૃસિ હરૂપ ત્યાગ કરી શાત થઈને બોલ્યા—" પદ્મનાભ !

હવે તું નિર્ભય છે, પણ તેં દ્રૌપદીનું શામાટે હરણ કર્યું ? અને તે કેવી રીતે કર્યું ? તે વૃત્તાંત મને કહી સંભળાવ."

કૃષ્ણના આવાં વચન સાંભળી પદ્મનાભ બોલ્યો—"મહાનુભાવ! એક વખતે નારદમુનિએ આવી મારી પાસે દ્રૌપદીના સ્વરૂપનું ભારે વર્ણન કર્યું, તે ઉપરથી મોહિત થઈ હું હસ્તિનાપુરમાં આવ્યો હતો. ત્યાં અવસ્વાપિની વિદ્યાનો પ્રયોગ કરી હું દ્રૌપદીને હરી લાવ્યો હતો. દ્રૌપદી મારા મંદિરમાં આવી જાગ્રત થયાં તે વખતે તે સંભ્રમિત થયાં હતાં. પછી મારો વૃત્તાંત સાંભળી તેઓ વિચારમાં પડ્યાં હતાં. મેં તેમને મારો પતિ તરિકે સ્વીકાર કરવા ઘણો આગ્રહ કર્યો, ત્યારે તેમણે દીર્ઘવિચાર કરી મને કહ્યું કે, "રાજન્! આજથી છ માસ સુધીમાં મારો કોઈપણ સંબંધી આ સ્થળે નહીં આવે તો પછી હું તારા વચનનો સ્વીકાર કરીશ." તે પછી થોડાજ દિવસ પછી તમે અહીં આવી ગયા. એ મહાસતિનું શીળ અખંડિત છે અને તે ખરેખર ભારતવર્ષની દેવી છે." પદ્મનાભનાં આવાં વચનો સાંભળી કૃષ્ણ અને પાંડવો પ્રસન્ન થયા અને તે પછી તેઓ દ્રૌપદીને લઈને ત્યાંથી પાછા વળ્યા હતા.

આ સમયે ચંપાનગરીમાં પુષ્પભદ્રક નામના ઉદ્યાનમાં મુનિસુવ્રત નામના તીર્થંકરનું સમવસરણ થયું હતું. તે સમવસરણમાં કપિલ નામે વાસુદેવ તેમની દેશના સાંભળતો હતો. જ્યારે શ્રીકૃષ્ણે પદ્મનાભને જીતવા પાંચજન્ય

શંખનો નાદ કર્યો હતો, તે નાદ સાંભળી કપિલવાસુદેવે મુનિસુવ્રતપ્રભુને પ્રશ્ન કર્યો કે, "ભગવન્! મારા જેવા શંખના જેવો આ નાદ કયાં થાય છે?" તે વખતે ભગવંતે પદ્મનાભ અને કૃષ્ણનો વૃત્તાંત કહી સંભળાવ્યો હતો. ભગવંતના મુખથી એ વૃત્તાંત સાંભળી કપિલે પુનઃ પ્રશ્ન કર્યો—"ભગવન્! આ ખંડમાં આવેલા કૃષ્ણવાસુદેવનો સત્કાર કરવાની મારી ઇચ્છા થાય છે." ભગવંતે કહ્યું, "વાસુદેવ! તીર્થંકર, ચક્રવર્ત્તી, વાસુદેવ અને પ્રતિવાસુદેવ—એઓનો પરસ્પર સંગમ થવો, એ પ્રકાર કદિ પણ થતો નથી, પૂર્વે થયો નથી અને ભવિષ્યમાં કદિ પણ થનાર નથી. તેમ છતાં જો તારી ઇચ્છા હોય તો અહીંથી કૃષ્ણ જાય, ત્યારે તેના રથની ધ્વજાનું તું અવલોકન કર." પ્રભુના આ વચન સાંભળી કપિલવાસુદેવે દૂરથી કૃષ્ણના રથને જોયો. અને 'મારો તમને સત્કાર છે' એવા અક્ષરોનો ઉચ્ચાર કરતાં શંખનો નાદ કર્યો. તે નાદ સાંભળી કૃષ્ણે 'તમારૂં પ્રેમ ભરેલું સ્વાગત અમને પ્રાપ્ત થયું છે' એવા અક્ષરોને ઉચ્ચારતાં શંખનો સામો ધ્વનિ કર્યો. તે પછી કપિલવાસુદેવ ત્યાંથી પદ્મનાભની રાજધાની અમરકંકા નગરીમાં ગયો હતો અને ત્યાં તેણે અન્ય દ્વીપમાંથી સ્ત્રીનું હરણ કરનાર પદ્મનાભના અન્યાયને માટે તેને પદભ્રષ્ટ કર્યો હતો. અને તેના રાજ્યાસન ઉપર તેના પુત્રને બેસાડી તેને હદપાર કર્યો હતો.

કૃષ્ણ અને પાંડવો દ્રૌપદીને લઇ જુદા જુદા રથમાં

જતા હતા, માર્ગે યુધિષ્ઠિરે દ્રૌપદીને પુછયું કે, "દેવી! તમે પદ્મનાભને છ માસનો વાયદો શા આધારે આપ્યો હતો? કદિ અમે છ માસ સુધીમાં ન આવી પહોંચતે તો તમે પછી શું કરતે?" સતીએ કહ્યું, સ્વામી! તે વખતે મેં મારા મનમાં ચિંતવ્યું હતું કે, "એક માસમાં મારા પતિ અહીં આવી મને નહીં લઈ જાય તો પછી **અનશનવ્રત** લઇ હું **મરણ પામીશ.**" સતીનો આ ઉત્તર સાંભળી જ્યેષ્ઠ પાંડવ યુધિષ્ઠિર હૃદયમાં પ્રસન્ન થયો હતો. શ્રીકૃષ્ણ પાંડવો સાથે જે પ્રમાણે આવ્યા હતા, તે પ્રમાણે સમુદ્રને ઉતરી તેના તીર ઉપર આવ્યા હતા. તે વખતે કૃષ્ણે પાંડવોને કહ્યું કે, "મારે આ લવણસમુદ્રના પતિની સાથે કેટલીએક વાતચિત કરવી છે, તે વાતચિત કરી હું આવું ત્યાંસુધીમાં તમે આ ગંગાનદીને ઉતરી ચાલતા થાઓ." કૃષ્ણની આવી આજ્ઞાથી પાંડવો સુવર્ણની નૌકામાં બેસી સાડીબાસઠ યોજન વિસ્તીર્ણ એવી ગંગાનદીને ઉતરી ગયા હતા. ગંગાને ઉતર્યા પછી પાંડવોને કૃષ્ણનું સામર્થ્ય જોવાની ઈચ્છા થઇ એટલે તેમણે કૃષ્ણને લેવા સોનાની નૌકા મોકલી નહીં. આ તરફ કૃષ્ણ સમુદ્રના અધિષ્ઠાયકને મળી ગંગાતીરે આવ્યા, ત્યાં પાડવોએ સુવર્ણનૌકા મોકલેલી જોવામાં ન આવી એટલે કૃષ્ણે એક હાથમાં રથ રાખી અને બીજે હાથે તરી ગંગાનદીને ઉતરી ગયા. તેમનું આ સામર્થ્ય જોઇ પાંડવો ચકિત થઇ ગયા. કૃષ્ણે જ્યારે નૌકા ન મોકલવાનું કારણ પુછયું, એટલે પાંડવોએ જે યથાર્થ હતું તે કહ્યું. તે ઉપરથી કૃષ્ણને પાંડવો

ઉપર ક્રોધ ચડી આવ્યો. તે તામ્રનયન કરી બોલ્યા–" પાંડવો ! તમે મારૂં સામર્થ્ય ઘણીવાર જોયું છે, તે છતા સાંપ્રતકાળે જો જોવું હોય તો જુવો." એમ કહી કૃષ્ણે લોહદંડનો ઘા કરી પાંડવોના રથ ભાગી નાખ્યા અને કહ્યું કે, " પાંડવો ! જો તમે મારી પૃથ્વી પર વાસ કરશો તો કુટુંબ સહિત તમારી સેના નાશ પામશે." આ પ્રમાણે કહી કૃષ્ણ દ્વારકામાં ચાલ્યા ગયા. અને પાંડવો હસ્તિનાપુર તરફ આવ્યા હતા. પાંડવોએ પોતાના માતાપિતા પાંડુ અને કુંતીને કૃષ્ણના કોપની વાર્ત્તા કહી, તે સાંભળી તેમને મનમાં ખેદ ઉત્પન્ન થયો હતો. પછી પાંડુએ પોતાની સ્ત્રી કુંતીને કૃષ્ણને શાંત્વન કરવા તેની પાસે મોકલી હતી.

પ્રિય વાચનાર ! આ દ્રૌપદીના હરણનો પ્રસંગ બોધનીય છે. વિષયી પદ્મનાભ નારદના કહેવાથી દ્રૌપદીને હરી લાવ્યો, એ તેણે અવિચારી કામ કર્યું હતું અને તેના અવિચારનું તેને ફળ પણ અનુભવવું પડયું હતું. દુરાચારી પુરૂષને તેના દુરાચારનું ફળ મળ્યા વિના રહેતું નથી. એ ખરેખરો બોધ આ સ્થળે ગ્રહણીય છે સતી દ્રૌપદી પદ્મનાભના ઘરમાં રહ્યાં હતાં, તથાપિ તે પોતાનું શીળ સાચવી શક્યાં હતાં. તેણીએ પદ્મનાભને સમજાવી રાખ્યો હતો. જો કદિ સતીએ આપેલો વાયદો પૂરો થતાં સુધીમાં પાંડવોમાંથી કોઇ પણ સતીની સંભાળ લેવા ન જઇ શકયું હોત તોપણ એ સતી પોતાનું શીળ ગુમાવત નહીં; કારણ કે તેણીએ પ્રથમથીજ અનશન

જન કરી મરણને શરણ થવાનો નિશ્ચય કર્યો હતો. ધન્ય છે એ પવિત્ર સતીને. પૂર્વકાળે ભારતભૂમિ ઉપર આવી પવિત્ર જૈન સતીઓ પ્રગટતી હતી

વાંચનારી બ્હેનોએ આ વાત લક્ષમા રાખી પોતાના શીળ તરફ અખંડભાવ ધારણ કરવો જોઈએ. તેમણે પોતાની મનોવૃત્તિમાં દ્રૌપદીના પવિત્ર શીળની ભાવના ભાવવી જોઇએ.

વાંચનાર! આ પ્રકરણમાંથી એક ખાસ બોધ લેવા યોગ્ય પાંડવો ઉપર થયેલા કૃષ્ણના ક્રોધનો છે. કોઈપણ પોતાના, આપ્તજનના સ્વભાવની કે બળની ઉપહાસ્ય રૂપે કદિપણ પરીક્ષા કરવી નહીં. એવી પરિક્ષા કરવાથી વખતે પોતાના હિતકારી મનુષ્યના હૃદયમા પોતાના સ્નેહીજન તરફ પણ અભાવ ઉત્પન્ન થઇ આવે છે. પાંડવોએ કૃષ્ણના બળની પરીક્ષા કરવાને ગંગાનદી ઉતરવા નૌકા મોકલી નહીં, તેમાથી કૃષ્ણ જેવા મોટા માણસને પણ ક્રોધ ઉત્પન્ન થયો હતો, તો બીજા સામાન્ય મનુષ્યની શી વાત કરવી? આ ઉપરથી સર્વ મનુષ્યે ખરેખરો બોધ લેવાનો છે. હૃદયની સ્વાભાવિક રીતે એવી ઇર્ષણા ઉત્પન્ન ન થાય, તેને માંટે સદા સાવચેતી રાખવી જોઇએ. ગમે તેવો ઉત્તમ અને ગુણી મનુષ્ય હોય તે પણ કોઈ વાર ક્રોધાદિક કષાયને વશ થઈ જતાં વાર લાગતી નથી. કષાયની એવી પ્રબળતા જોઈને આપણા મહા પુરૂષોએ તેમનો સર્વથા ત્યાગ કરવાનું કહેલું છે. એ કષાયની ઉત્પત્તિ

મૂળ કારણ સ્ત્રી, વાદવિવાદ, ઉપહાસ્ય અને પરીક્ષા કરવાનું કૌતુકજ છે. એવાં કારણો ઉત્પન્ન ન થાય, તેને માટે સદા સાવધાની રાખવાની આવશ્યક્તા છે.

---

# પ્રકરણ ૫૦ મું.

## કૃષ્ણવિયોગ.

કૃષ્ણના કોપથી પાંડવોએ હસ્તિનાપુરનો ત્યાગ કર્યો હતો અને તેઓ કૃષ્ણની ઈચ્છાથી દક્ષિણ સમુદ્રના તીર ઉપર પાંડુમથુરા નામે એક નગરી વસાવી તેમાં રહ્યા હતા. શ્રીકૃષ્ણે હસ્તિનાપુરના સિંહાસન ઉપર અભિમન્યુથી ઉત્તરાને વિષે ઉત્પન્ન થયેલા પરીક્ષિતનો અભિષેક કર્યો હતો. પાંડુમથુરા નગરીમાં રહેલા પાંડવોના સાંભળવામાં આવ્યું કે દ્વારકા નગરીનો દાહ થઈ ગયો, તેથી તેઓ હૃદયમાં અતિ દુઃખ પામતા હતા અને તે ખબર જાણવાને માટે અતિ ઉત્સુક થઈ રહ્યા હતા.

પ્રતાપી પાંડવોની વૃત્તિ આ વખતે ધાર્મિક કાર્યોમાં વિશેષ પ્રવૃત્ત થઈ હતી. તેઓ આર્હતધર્મની ઉપાસના કરવાને સદા તત્પર રહેતા હતા. દીન, અનાથ અને દુઃખી જનને આશ્રય આપતા હતા. સદા પરોપકાર અને દાન આપવામાં તેઓ તત્પર રહેતા હતા. તેમનાં માતાપિતા

પાંડુરાજા અને કુંતી પોતાના હૃદયમાં આ સંસારની અસારતાનું ચિંતવન કરતા અને શ્રીનેમિશ્વર ભગવંતના જેવી પવિત્ર વૃત્તિની ભાવના ભાવતા હતા.

એક વખતે કૃષ્ણના પૂર્વસ્નેહનું સ્મરણ કરી હૃદયમાં પરિતાપતા પાંડવો પોતાના મહેલના એક ભાગમાં બેઠા હતા. તેમની સામે ઉચ્ચ આસન ઉપર ધર્મરાજા બીરાજ્યા હતા. તેઓ સર્વનું સાંત્વન કરતા હતા અને વિવિધ પ્રકારની ઉપદેશની વાર્તાઓ કરતા હતા. આ વખતે દ્વારપાળે આવી ખબર આપ્યા કે "કોઇ તેજસ્વી કુમાર આપને મળવા માટે આવેલ છે અને તે આપની પાસે સત્વર આવવાની ઈચ્છા રાખે છે." દ્વારપાળના આ વચન સાંભળી યુધિષ્ઠિરે તેને પ્રવેશ કરાવવાની આજ્ઞા આપી એટલે દ્વારપાળે તે પુરૂષને અંદર પ્રવેશ કરાવ્યો. તે પુરૂષને જોતાજ પાંડવો ઉભા થયા અને તેને પ્રેમથી મળી ઉચ્ચ આસન ઉપર બેસાર્યો હતો. ધર્મરાજા સ્નેહ દર્શાવતા બોલ્યા—"ભ્રાત જરાકુમાર! તમારા મુખ ઉપર શ્યામતા કેમ પ્રસરી ગઈ છે? દ્વારકાની શી ખબર છે? આપણા સ્નેહીઓ અને સંબંધીઓ ખુશીમાં તો છે?" યુધિષ્ઠિરે જ્યારે આ પ્રમાણે પુછયું, એટલે જરાકુમાર ખિન્ન વદને બોલ્યો—"ભ્રાત! જ્યારે નેમિભગવાન વિહાર કરતા આવી ચડ્યા હતા ત્યારે કૃષ્ણ પોતાના કુટુંબને લઇને તેમને વંદના કરવા ગયા હતા તે વખતે દેવકીએ પ્રભુને પુછયું કે "ભગવન્ મારા ઘરને વિષે કૃષ્ણના જેવા

સ્વરૂપવાળા છ સાધુઓ આવ્યા હતા, તેનું શું કારણ હશે ?" પ્રભુએ ધ્યાન કરી કહ્યું, "દેવી ! પૂર્વે મદ્દિલપુરને વિષે નાગ નામના સારથિને સુલસા નામે સ્ત્રી હતી. તેણીએ સંતતિ થવાને માટે હરિણૈગમેષિદેવની આરાધના કરી હતી. તે દેવે પ્રસન્ન થઈને સુલસાને કહ્યું કે-" તને પુત્રો થશે પણ તે જીવવાના નથી અને વસુદેવની સ્ત્રી દેવકીને છ પુત્રો જીવનારા છતા કંસ તેને મારવાનો છે, તો તેણીના પુત્રોને હું તારી પાસે આકર્ષણ કરી લાવીશ અને તારા પુત્રોને તેણીની પાસે લઈ જઈશ." આ પ્રમાણે કહી તે દેવ તમારા છ પુત્રોને ઉત્પત્તિ વખતેજ સુલસા પાસે લઈ ગયો હતો, અને સુલસાના પુત્રો તમારી પાસે લાવ્યો હતો. એ વાત તમારા સમજવામા આવી નથી. એ તમારા છ પુત્રો સુલસાને ઘેર જીવ્યા હતા અને મેં તેમને દીક્ષા આપી છે. તેઓ છેવટે મોક્ષગામી છે. તેથી તમે જે કૃષ્ણના જેવા છ મુનિઓ જોયા હતા. તે તમારા પુત્રો છે." પ્રભુની આ વાણી સાંભળી દેવકીના સ્તનમાથી દૂધની ધારા છુટી હતી. પછી તેણીએ પોતાના કૃષ્ણ વિગેરે પુત્રોની સાથે તેમને વંદના કરી હતી.

આ વખતે કૃષ્ણે નેમિપ્રભુને પુછયું કે-" ભગવન્ આ મારી દ્વારકાનગરીનો ક્ષય અને મારૂં મૃત્યુ સ્વતઃ થશે કે કોઈ બીજાથી થશે ?" કૃષ્ણનાં આ વચન સાંભળી પ્રભુ બોલ્યા—" કૃષ્ણ ! આ તમારી સુવર્ણમય દ્વારકાનગરીનો ક્ષય દ્વૈપાયન નામના રૂષિથી થશે અને તમારા સ્નેહયુક્ત બંધુ

**જરાકુમારથી તમારો વધ થશે."** પ્રભુનાં આ વચન સાંભળી કૃષ્ણ અને બીજા સભાસદો આશ્ચર્ય પામી ગયા. તે વખતે હું ત્યાં પર્ષદામાં બેઠેલો હતો. મને ઉદ્દેશીને બધાએ કહેવા લાગ્યા કે "આ જરાકુમાર ભ્રાતૃઘાતી થશે, માટે તેને ધિક્કાર છે." પછી "મારાથી મારા ભાઈ કૃષ્ણનો ઘાત ન થાય" એવું વિચારી હાથમાં ધનુષ્ય લઈને હું જંગલમાં ચાલ્યો ગયો હતો. કૃષ્ણ પોતાની ફુઈ કુંતી કે જે તમારી માતા, તેમને લઈ દ્વારકામાં ગયા હતા. દ્વૈપાયન મુનિના સાંભળવામાં આવ્યું કે, "તેને હાથે દ્વારકાનો દાહ થવાનો છે." તેથી તે ષષ્ઠતપ કરતો અને બ્રહ્મચર્યને પાળતો વનમાં ચાલ્યો ગયો હતો.

કૃષ્ણે વિચાર કર્યો કે, કુળનો ક્ષય અને નગરીના દાહનું કારણ મદિરા છે, તેથી તેમણે કદંબ નામના પર્વત ઉપર કાદંબરી નામની ગુફામાં રહેનારા મદ્યોત્પાદક સર્વ લોકોને તેનો ત્યાગ કરાવ્યો હતો. જ્યારે મદિરાનો પ્રચાર બંધ કર્યો, એટલે તેના રસથી સર્વ કુંડ ઉભરાઇ ગયા હતા.

આ સમયે બળદેવનો સિદ્ધાર્થ નામનો સારથિ આવી બળદેવને કહેવા લાગ્યો–દેવ! જો તમારી આજ્ઞા હોય તો હું દીક્ષા લઉં. કારણ કે દ્વારકાનગરીનો દાહ મારાથી જોઈ શકાશે નહીં. બળદેવે તેને દીક્ષા લેવાની આજ્ઞા આપી અને જણાવ્યું કે–"હું જો કોઇ આપત્તિ વખતે મોહ પામું, તો આવીને સ્નેહથી મને પ્રતિબોધ કરજે." સિદ્ધાર્થે તે વાત કબુલ કરી

નેમિશ્વર પ્રભુ પાસે આવી દીક્ષા લીધી અને તે છ માસિક તપ કરી સ્વર્ગે ગયો હતો.

હે રાજા યુધિષ્ઠિર! ' કૃષ્ણનો વધ મારે હાથે ન થાય " એવી ધારણાથી હું ધનુષ્ય લઇ એકલો વનમાં ચાલ્યો ગયો હતો. હું ભીલના જેવી વૃત્તિથી આજીવિકા ચલાવતો વનમાં આમતેમ ફરતો હતો.

એક વખતે મેં હરિણ ધારીને એક વૃક્ષ નીચે બાણ છોડયું. પછી હું તે બાણ પાછું લેવાને તે સ્થળે ગયો. ત્યાં એવો શબ્દ ઉત્પન્ન થયો કે, "અહો! આ સુખે સુતેલા નિરપરાધિ માણસને કયા નિર્દય પુરૂષે પગમાં પ્રહાર કર્યો? આ બાણ મારનાર પુરૂષ જો પોતાનાં નામ–ગોત્ર જણાવશે તો હું તેના બાણનું પ્રતિસંધાન કરીશ." આ વાણી સાંભળી ' આ તો હરણને બદલે કોઈ મનુષ્યનો વધ થઈ ગયો ' એમ શોક કરતો હું તેની પાસે દોડી આવ્યો, ત્યાં મેં કૃષ્ણને જોયા એટલે મારા મનમાં અતિશય ખેદ ઉત્પન્ન થયો. મેં ઉંચે સ્વરે જણાવ્યું, " કૃષ્ણ! વસુદેવની જરાદેવીથી ઉત્પન્ન થયેલો જરાકુમાર નામે તમારો બંધુ છું. મેં ઘાતકીએ હરિણના ભ્રમથી તમારો વધ કર્યો છે અને નેમિભગવાનની વાણી સત્ય થઇ છે." આટલું કહી હું મૂર્છા પામી ગયો અને કૃષ્ણની આગળ મેં ઘણો શોક કર્યો હતો.

ભ્રાત યુધિષ્ઠિર! પછી મેં કૃષ્ણને પુછયું કે પૂજ્ય બંધુ! હું ઘણા દિવસ થયાં તમારો વધ મારે હાથે ન થાય, એવી ધાર-

ત્યાથી વનમાં વનચર થઈ ભમું છું. મારી એ ધારણા તો આ વખતે નિષ્ફળ થઈ છે. મારા જવા પછી દ્વારકાની શી સ્થિતિ થઈ ? તે મને જણાવો. આપણા પૂજ્ય વડિલો કુશળ છે કે નહીં ? કૃષ્ણે મંદ સ્વરે કહ્યું, " બંધુ જરાકુમાર ! ભગવાન્ નેમિપ્રભુએ દ્વારકાના દાહની વાત કહ્યા પછી સર્વ પુરવાસીઓએ મદિરાનો ત્યાગ કરી દીધો હતો એવી રીતે છ માસ વીત્યા પછી કદંબવનનો રક્ષક માળી આવી કહેવા લાગ્યો કે, "દેવ ! આપની આજ્ઞાથી કદંબવનનીમદિરાનો ત્યાગ કરવામાં આવ્યો છે, તે છતાં કોઈ એક પુરૂષ આવી તેમાંથી મદિરા લઈ ગયો અને તેણે દ્વારકામાં આવી શાંબકુમારને તેનો નજરાણો કર્યો. જેથી શાંબકુમાર લલચાઈને બીજા કુમારોની સાથે તે કદંબવનમાં આવ્યા હતા અને તેમણે યથેચ્છ પ્રકારે મદ્યપ્રાશન કર્યું. પછી મદિરાથી ઉન્મત્ત થઈ એકાંત સ્થળે તપસ્યા કરતા એવા દ્વૈપાયનને ખીજવ્યો છે, જેથી દ્વૈપાયનમુનિ કોપ કરીને દ્વારકાનું દહન કરવા આવ્યો છે, મેં તેને નજરે જોયો છે, તેથી હું આપને ખબર કરવા આવ્યો છું." માળીનાં આવાં વચન સાંભળી હું બળરામને લઈ તે મુનિના ક્રોધને શાંત કરવા તેની પાસે વનમાં ગયો હતો. મેં તે ક્રોધી મુનિને નમ્રતાથી સાંત્વન કરવા માંડયો, પણ તે કોઈ રીતે શાંત થયો નહીં અને તેણે કહ્યું કે, " હે કૃષ્ણ ! તું અને બળરામ શિવાય દ્વારકાના સર્વ લોકોનો નાશ થઈ જશે." મેં તેને સાંત્વન કરવા પ્રયત્ન કરવા માંડયો, પણ અમારા તે સર્વ પ્રયત્ન નિષ્ફળ થયો. પછી અમે દ્વારકામાં [illegible]

આગળ તે વાત પ્રગટ કરી અને સર્વ લોકોને ધર્મારાધન કરવાની સલાહ આપી. આ વખતે કૃપાળુ નેમિશ્વરપ્રભુ ત્યાં આવી ચડ્યા અને તેમણે પોતાના માતાપિતાને, પ્રદ્યુમ્ન વગેરે રાજકુમારોને, રૂકમણિ વિગેરે મારી સ્ત્રીઓને અને મરણના ભયથી આકુળ–વ્યાકુળ એવા દ્વારકાવાસી લોકોને દીક્ષા આપી હતી. તે વખતે મેં તેમને દ્વારકાનો વધ કયારે થશે ? એવું પુછયું, એટલે તેમણે "આજથી બાર વર્ષે દ્વારકાનો નાશ થશે " એમ કહ્યું હતું. પછી તેઓ ત્યાંથી વિહાર કરી ચાલ્યા ગયા હતા. તે પછી છઠ અને ચતુર્થ તપ કરનારા એવા દ્વારકાવાસી લોકોને અગીયાર વર્ષ નીકળી ગયાં હતા. જયારે બારમું વર્ષ પુરૂં થવા આવ્યું, એટલે 'દ્વૈપાયન મુનિ નષ્ઠ થયો હશે ' એવું ધારી તે લોકો પ્રમાદમાં પડયા અને મદિરાનું સેવન કરવા લાગ્યા અને આ વખતે દ્વારકામાં અનેક ઉત્પાત થવા લાગ્યા. તેવામાં કોઈ પુરૂષે આવી અમારા દેખતાં કાષ્ઠો પૂરી દ્વારકામાં અગ્નિ પ્રગટ કર્યો, અને તેના ધુમાડાથી બધી નગરી વ્યાપ્ત થઇ ગઇ. જયારે તે અગ્નિએ ભયંકર રૂપ પ્રગટયું, એટલે હું અને બળદેવ વસુદેવ, દેવકી, રોહિણી વિગેરેને રથમાં બેસારી નગરીની બહાર કાઢવા પ્રયત્ન કરવા લાગ્યા, પણ દૈવયોગે ઘણો પ્રયત્ન કર્યા છતાં તે રથના ઘોડાઓ આગળ ચાલ્યા નહીં. તે વખતે કોઇ પુરૂષે નગરીના દરવાજા બંધ કરી દીધા. બળભદ્રે મહાન્ યત્ન કરી તે દરવાજો ઉઘાડયો, પણ તે રથ ત્યાંજ ભાંગી પડયો. તે વખતે આકાશમાં રહી તે પુરૂષે જણાવ્યું કે "કૃષ્ણ ! માતા-

**પિતાના રક્ષણ માટે વૃથા પ્રયત્ન શા માટે કરે છે ?** હું દ્વૈપાયનમુનિ કોપ કરી નગરીસહ વર્તમાન સર્વને બાળવા આવ્યો છું. **નગરવાસીઓએ આજ સુધી જિનપૂજા અને તપસ્યા કરેલી તેથી મારૂં** બળ ચાલ્યું ન હતું, પણ હવે તેઓ પ્રમાદમાં પડ્યા છે, તેથી મને અવકાશ પ્રાપ્ત થયો છે. તમે બંને એકલા બાહેર નીકળી જાઓ. તમારા માતાપિતાનો બચાવ થાય તેમ નથી." તે મુનિના આ વચન સાંભળી માતાપિતાએ અમને બહાર નીકળવાનું કહ્યું અને પોતે પંચપરમેષ્ઠીનું ધ્યાન ધરી સર્વ પ્રત્યે મિથ્યા દુષ્કૃત્ય આપી અને ખમાવી એ મુનિના કોપાનળમાં આહુતિરૂપ થઈ ગયા અને અમે અધમ પુત્રો માતપિતાને છોડી બહાર નીકળી ગયા હતા. ભાઈ જરાકુમાર ! તે વખતે દહન થતાં દ્વારકાવાસીઓએ જે આર્ત્તશબ્દ કર્યો છે, તેનું સ્મરણ થતાં અત્યારે પણ મને મહાશોક ઉત્પન્ન થાય છે. પછી મેં ઘણો અફસોસ કરવા માંડ્યો એટલે બળરામે મને શાંત કર્યો. અને નેમિશ્વર ભગવાનના ઉપદેશનું મને સ્મરણ કરાવ્યું હતું. પછી અમે ભસ્મીભૂત થયેલી દ્વારકાને છોડી પાંડવોની નગરીમાં જવા નીકળ્યા, ત્યાં માર્ગમાં હસ્તિકલ્પનગરના ઉપવનમાં આવી ચડ્યા, ત્યાં મને ઘણી ક્ષુધા લાગી. બળભદ્ર મારે માટે ભોજન લાવવાને તૈયાર થયા, એટલે મેં તેને કહ્યું, "ભાઈ! આ હસ્તિકલ્પનગરમાં ધૃતરાષ્ટ્રનો અચ્છદંત નામનો પુત્ર રાજ્ય કરે છે. તે કદિ તમને પાંડવોના પક્ષપાતી ધારી કાંઇ અનિષ્ટ કરવા આવે તો તમે સિંહનાદ કરજો. એટલે તે

સાભળી હું તમારી સહાય કરવા દોડી આવીશ." મારી સૂચના ધ્યાનમા રાખી બળભદ્રત્યા ગયા. ત્યા તેનો સિંહનાદ સાંભળી હુ તેની સહાય કરવા દોડી ગયો. ત્યા બંધ કરેલા દરવાજાને પગના પ્રહારથી તોડી નાખી નગરમા પેઠો. ત્યા હાથીના બધનનો સ્તંભ લઈ અચ્છદંતની સેના ઉપર પ્રહાર કરતા બળભદ્રને મેં અવલોકયો. પછી જ્યારે હાથમા પરિઘ લઇ હુ તેની સામે ગયો એટલે અચ્છદંત મારાથી ભય પામી મારે શરણુ થઈ ગયો. પછી તેની પાસેથી વિવિધ જાતનાં ભોજન લઇ અમે બને પાછા વનમા આવ્યા ભોજન જમી રહ્યા પછી અમે કૌશાંબ નામના જગલમા આવ્યા. ત્યા ફરતા મને તૃષા લાગી. બળભદ્ર મારે માટે જળ શોધવા ગયા, પછી હુ પીતાંબર ઓઢી જરા આડો થઈ બેઠો, ત્યા તેં હરિણની ભ્રાતિથી મને બાણ માર્યું હે ગજપુત્ર! આ પ્રમાણે મારી કથા તને કહી સંભળાવી

હે યુધિષ્ઠિર રાજા! કૃષ્ણના મુખથી દ્વારકાના દહનની વાત સાભળી તે વખતે ઘણો અફસોસ થયો હતો. પછી કૃષ્ણે મને શાત કરીને કહ્યું કે–" ભાઈ જરાકુમાર! હવે ક્ષણવારમા મારૂ મૃત્યુ થવાનું છે. હુ શ્રીનેમિશ્વરપ્રભુના ચરણકમળનું ધ્યાન કરૂ છુ. તું વિલાપ છોડી આ મારો કૌસ્તુભમણિ લઇ પાડવોની પાસે ચાલ્યો જા જો તું અહીં રહીશ તો મારો ઘાત કરનાર એવા તને બળભદ્ર મારી નાખશે." કૃષ્ણનાં આવા વચન સાભળી હુ મારૂં બાણ કૃષ્ણના પગમાથી બહાર ખેંચી અને કૌસ્તુભમણિ લઈને તમારી પાસે આવ્યો છું.

જરાકુમારના મુખથી દ્વારકાના દાહનો અને કૃષ્ણના કાળધર્મનો વૃત્તાંત સાંભળી પાંડવો શોકગ્રસ્ત થઇ ગયા હતા. તેમના હૃદયમાં શોક થયા પછી તરતજ શ્રુતજ્ઞાન ઉત્પન્ન થઈ આવ્યું હતું. એ પવિત્ર જ્ઞાનના પ્રભાવથી તેમની મનોવૃત્તિમાં વૈરાગ્યભાવના પ્રગટ થઈ આવી. તત્કાળ તેઓ આ સંસારની અસારતા વિચારવા લાગ્યા અને તે સદ્વિચારથી હૃદયમાં સંયમની ભાવના ભાવવા લાગ્યા. પાંડવોના હૃદયમાં એવો વિવેક ઉત્પન્ન થયો કે જે વિવેકે તેમના શોકનો નાશ કરી ચિત્તવૃત્તિમાં રહેલા ચારિત્રરૂપ મહારાજાને બતાવ્યો હતો. એ ચારિત્રરૂપ મહારાજાને યતિધર્મ અને શ્રાવકધર્મરૂપી બે કુમારો હતા. સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ પ્રધાનો હતા. અને તેની સમીપ સંતોષ વગેરે વફાદાર સેવકો હાજર રહેતા હતા. વિરક્ત થયેલા પાંડવોએ પછી જરાકુમારનો ઉપકાર માની પોતે સંયમ લેવાનો નિશ્ચય કર્યો હતો.

પ્રિય વાંચનાર ! દ્વારકા જેવી સુવર્ણમય નગરીનો નાશ અને કૃષ્ણના જેવા બળવાન્ વાસુદેવનું એક પારાધિને હાથે જંગલમાં મરણ—એ બનાવ ઉપરથી તને ઘણો બોધ મળી શકે તેમ છે. કર્મની શક્તિ કેવી અદ્ભુત છે ? રાજાને રંક અને રંકને રાજા કરનાર કર્મની આગળ કોઇનું સામર્થ્ય ચાલતું નથી. આવી કર્મની ગતિ અને શક્તિ જોઈ કોઈએ અભિમાન કે ગુમાન રાખવાનું નથી. આ જગતમાં ઉદય

અને અસ્તનું મહાન્ અદ્દભૂત ચક્ર ફર્યા કરે છે. જે વ્યકિત ઉદયશિખર પર આવી, તે અસ્તના શિખર પર જવાનીજ. સુવર્ણમય દ્વારકાનો દાહ અને મહાસમર્થ વીર કૃષ્ણનો જંગલમાં કાળ, એ ઉદયાસ્તનો પ્રભાવ પૂર્ણ રીતે દર્શાવી આપે છે.

## પ્રકરણ ૫૧ મું.



### ધર્મઘોષમુનિ.

એક પવિત્ર સ્થાનમાં મહા મુનિ બેઠા બેઠા સ્વાધ્યાય ધ્યાન કરે છે. તેમની શાંતમુદ્રા પ્રેક્ષકોના હૃદયમાં શાંતિનું સિંચન કરી રહી છે. તેમના શાંત પ્રભાવથી આસપાસ સર્વ પ્રાણીઓ નિર્વૈર થઇ રહેલા છે. જાણે સર્વ સ્થળે શાંતિનું સામ્રાજ્ય પ્રવર્ત્તતું હોય તેવો દેખાવ થઇ રહ્યો છે. એ મહા નિના હૃદયમાં ઉત્પન્ન થતા વિચારોમાં આત્મચિંતન, વિ-ેપકાર અને કરૂણાનીજ સ્ફુરણા થઇ રહી છે. અધ્યાત્મજ્ઞાની પ્રભા તેમના પરિણામને પ્રકાશિત કરી રહી છે. જ્ઞાન, ર્શન અને ચારિત્ર એ ત્રણ દિવ્ય રત્નોની કાંતિથી તે કમ-ય બની ગયા છે.

આ સમયે તેમની પર્ષદામાં પાંચ પુરૂષોએ પ્રવેશ ર્યો તે પાંચે પુરૂષોની પ્રકૃતિમાં રૂપાંતર થઈ ગયું છે. વીર-સને દબાવી શાંતરસે તેમની પર વિજય મેળવ્યો છે. તેમના

મનઃપરિણામ સત્વ ગુણનું પોષણ કરી રહ્યા છે. તે પુરૂષોએ આવી એ મહા મુનિને વંદના કરી. અને વિનય દર્શાવી તેમની સમીપે બેઠા. તે પુરૂષોની પ્રચંડ આકૃતિ અને મનોવૃત્તિ જોઇ તે મહાનુભાવે તેમને ઓળખી લીધા અને તેમના મનની ભાવના જાણી લીધી.

વાંચનાર ! પાંચની સંખ્યા ઉપરથી અને ચાલતા પ્રસંગથી તે પાંચે પુરૂષોને ઓળખી શકયા હશો, પણ પેલા મહામુનિને ઓળખી શકયા નહીં હો. તે મહા મુનિધર્મઘોષ નામે પ્રખ્યાત મુનીશ્વર હતા. પાંડવોના ચરિત્ર સાથે એ મહા મુનિનું ચરિત્ર પ્રખ્યાત છે. તેમના નિર્મળ તપનું અને તેમના શુદ્ધ ચારિત્રનું યશોગાન ભારતીય પ્રજા કરતી હતી. જ્યારે જરાકુમારે કૃષ્ણના દેહનો વિનાશ અને દ્વારકાનો સર્વ સંબંધી સહિત દાહની વાર્ત્તા કરી ત્યારે પાંડવો હૃદયમાં વૈરાગ્ય પામી એ મહામુનિને શરણે આવ્યા હતા. વળી જરાકુમારે કૃષ્ણની બધી હકીકત કહી હતી. પણ બળભદ્રનું પછવાડે શું બન્યું ? એ જાણવાની તેમની પ્રબળ ઇચ્છા પ્રગટ થઈ હતી. એ ઇચ્છા પૂર્ણ કરવાની પણ તેઓની આકાંક્ષા હતી.

પાંડવોએ મહામુનિ ધર્મઘોષસૂરિને વંદના કરી તરતજ પ્રશ્ન કર્યો. " ભગવન્! દ્વારકાપતિ કૃષ્ણ પંચત્વને પામ્યા અને દ્વારકાનગરીનું દહન થયું. એ વાત જરાકુમારે અમોને કહી છે, પણ પછવાડે બળભદ્રની શી ગતિ થઇ ? એ અમારા જાણવામાં આવ્યું નથી. માટે આપ જ્ઞાનદષ્ટિથી અવલોકી એ

વૃત્તાંત અમોને જણાવો. જે વૃત્તાંત સાંભળી અમારી વૈરાગ્યભાવના પુષ્ટ થશે."

પાંડવોનો આવો પ્રશ્ન સાંભળી મહાજ્ઞાની ધર્મઘોષમુનિ બોલ્યા—"રાજન્! કૃષ્ણને મૃત્યુ પમાડી જરાકુમાર ચાલ્યો ગયો, તે પછી બળભદ્ર જળ લઇ કૃષ્ણની પાસે આવ્યા હતા. તેણે કૃષ્ણને જાગ્રત કરવા માંડયા, ઘણા ઉંચે શબ્દોથી બોલાવ્યા, પણ જ્યારે તેમને કાંઇ પણ ઉત્તર મળ્યો નહીં એટલે તેમણે ઓઢેલું વસ્ત્ર ખેંચ્યું, ત્યાં કૃષ્ણનું અચેતન શરીર જોવામાં આવ્યું. ચરણ ઉપર બાણના ઘાનું રૂધિર નજરે પડયું. તે જોઇ તેઓ ઘણા સશોક થઇ આશ્ચર્ય પામી ગયા. "મહાંધ અને પાતકી એવા કયા પુરૂષે આ મારા પરાક્રમી બંધુનો વધ કર્યો હશે?" એવું ચિંતવતાં તે ક્ષણવાર મૂર્છિત થઈ ગયા. ઘણીવારે સાવધાન થઇ તેમણે પોતાના બંધુના પૂર્વપ્રેમનું સ્મરણ કરી એવો વિલાપ કર્યો કે, જેથી તે સ્થળે સ્થાવર જંગમ પદાર્થો પણ રૂદન કરવા લાગ્યા.

એમ કરતાં શોકના આવેશથી તેઓ ગાંડા બની ગયા અને કૃષ્ણ જીવતા છે, એવું માની તેના શબને સ્કંધ ઉપર લઇ જંગલમાં ફરવા નીકળ્યા. એમ ફરતાં ફરતાં છ માસ વીતી ગયા. એમ કરતાં વર્ષાઋતુ આવી. એક વખતે ફરતા ફરતા બળરામ કોઇ પર્વતને માર્ગે આવી ચડ્યા. તે રસ્તે પર્વતની શિલા સાથે અફળાઇ ચુર્ણ થયેલા રથને સુધારવા બેઠેલો કોઇ પુરૂષ તેમના જોવામાં આવ્યો. તેને જોઇ બળભદ્રે

કહ્યું, "અરે મૂર્ખ ! આ પ્રમાણે ચૂર્ણ થઇ ગયેલો રથ સારે થવાનો નથી, તું વૃથા શ્રમ શામાટે કરે છે ?" તેણે ઉત્તર આપ્યો "ભાઈ ! આ તારો બંધુ મરણ પામ્યો છે, તે છતાં તેને તું જીવતો ધારે છે તો આ મારો રથ પાછો સારો થઇ કેમ નહીં ચાલે ?" બળદેવે તેને કહ્યું, તું મૂર્ખ લાગે છે. મારો બંધુ મરી ગયોજ નથી. તે પછી આગળ ચાલતાં શિલા ઉપર બીજ વાવી કમળ ઉગાડનાર, દાવાનળમાં દગ્ધ થયેલા વૃક્ષને સિંચન કરી પલ્લવિત કરનાર અને મરેલ ગાયના શબના મુખમાં દુર્વાના ગ્રાસ આપનાર, પુરૂષો તેના જોવામાં આવ્યા હતા. બળભદ્રે તેમને વૃથા શ્રમ કરતા જોઈ કહ્યું હતું, તે ઉપરથી તેઓએ તેમને સામાં વચનો કહ્યાં હતાં. તે છતાં બળભદ્રે તેમને મૂર્ખજ ગણી કાઢ્યા હતા. પછી થોડે જતાં બળભદ્રના મનમાં વિચાર થયો કે, "શું આ મારા બંધુનું મરણ સત્ય હશે ?" તેવામાં એક દિવ્યમૂર્ત્તિ દેવ આવી તેમની સામે ઉભો રહ્યો. અને તે બોલ્યો-"બળભદ્ર! હું તમારો સારથિ સિદ્ધાર્થ છું. તપના પ્રભાવથી હું આવા દેવસ્વરૂપને પામ્યો છું. તમે પૂર્વે મને પ્રાર્થના કરી હતી કે "હે સિદ્ધાર્થ ! જ્યારે હું દુઃખમાં આવી પડું, ત્યારે મારો ઉદ્ધાર કરજે." એ તમારી પ્રાર્થનાનું સ્મરણ કરી હું અહીં આવ્યો છું. રસ્તામાં તમને જે જે દેખાવો જોવામાં આવ્યા, તે દેખાવો મારા વિકુર્વેલા હતા. અને તે તમને બોધ આપવા માટેજ વિકુર્વ્યા હતા. "ભદ્ર ! પૂર્વે નેમિશ્વર ભગવાને જરાકુમારથી કૃષ્ણનું મૃત્યુ કહ્યું હતું, તે પ્રમાણે થયેલું છે. આર્હત્

વાણી કદિ પણ મિથ્યા થતી નથી. આ તમારા સ્કંધ ઉપરથી કૃષ્ણના શબને છોડી દો અને અનર્થને કરનારા એવા આ મોહમાંથી તમારા આત્માને મુક્ત કરો. મોહજ આ સંસારનું કારણ છે." સિદ્ધાર્થનાં આ વચનોએ બળભદ્રના હૃદય ઉપર સારી અસર કરી. તત્કાળ તેણે વિનયપૂર્વક જણાવ્યું, "બંધુ સિદ્ધાર્થ ! તેં અવસરે આવી મારા આત્માનો ઉદ્ધાર કર્યો છે અને મને મોહરૂપ દાવાનળમાંથી બચાવ્યો છે. હવે મારે શું કરવું ? તેને માટે સલાહ આપ." સિદ્ધાર્થ પ્રસન્ન થઈ બોલ્યો—"બળભદ્ર ! ત્રણ લોકના કલ્પવૃક્ષ અને દુઃખની મહા પીડામાંથી મુક્ત કરાવનારા **નેમિનાથ પ્રભુનું શરણ લ્યો.** અને કલ્યાણરૂપ અમૃતની વૃષ્ટિ માટે વર્ષાઋતુ જેવી જૈનદીક્ષા નેમિશ્વર પાસે લઈ શાશ્વત સુખસંપત્તિનો ઉપભોગ કરો." સિદ્ધાર્થની આ સલાહ બળભદ્રે માન્ય કરી, પછી તે દેવ ત્યાંથી પોતાના સ્થાનમાં ચાલ્યો ગયો હતો.

જેના હૃદયમાં સમતાની છાયા પ્રસરી રહી છે અને મોહરૂપ મલિન અંધકાર નાશ પામેલું છે એવા બળભદ્ર સંયમ લેવા ઉત્સુક થઈ ત્યાંથી આગળ ચાલ્યા. ત્યાં વિદ્યાધર નામે એક મુનિ તેમના જોવામાં આવ્યા. આ મુનિને બળભદ્રને બોધ આપવા માટે નેમિશ્વર પ્રભુએ મોકલ્યા હતા. મુનિને જોતાંજ બળભદ્રે તેમને વંદના કરી. મુનિ ધર્મલાભની આશીષ આપી બોલ્યા—"ભદ્ર ! જગતના કલ્યાણકારી શ્રીનેમિશ્વરપ્રભુની આજ્ઞાથી હું તને પ્રતિબોધ કરવા આવ્યો છું. બળભદ્ર ! હવે તમારો આ સમય પુણ્યની પુષ્ટિને માટે યોગ્ય છે.

તમારૂં જીવન તમારે નિવૃત્તિમાર્ગમાં જોડવું જોઇએ. તમારી મનોવૃત્તિમાં હવે અધ્યાત્મ ધર્મરૂપ ચંદ્રનો પ્રકાશ પાડવો જોઇએ. તમે હવે ચારિત્રમાર્ગની આરાધના કરો." વિદ્યાધર મુનિનાં આ વચનો સાંભળી બળભદ્ર સર્વ સાવદ્ય કર્મથી વિરત થવાને તત્પર થયા અને તેમણે તે મુનિ પાસે અધ્યાત્મ વિદ્યાનું રહસ્ય જાણી ચારિત્રધર્મને અંગીકાર કર્યો. તેઓ ભારતના ઘણા પ્રદેશમાં વિહાર કરી ધર્મરૂપ અમૃતરસના શાંત તરંગોવડે લોકોની ઉપર અતિ ઉપકાર કરવા લાગ્યા. એક તરફ નેમિશ્વર ભગવાન્ અને બીજી તરફ બળભદ્ર એમ તેઓ સૂર્ય અને ચંદ્રની જેમ વિહાર કરતાં સર્વ લોકોને પ્રતિબોધ આપવા લાગ્યા હતા.

બળભદ્રનું આ પ્રમાણે વૃત્તાંત કહી મહામુનિ ધર્મઘોષે જણાવ્યું કે, "હે પાંડવો! હવે તમારે પણ તમારા બંધુ બળભદ્રને અનુસરવું જોઇએ. રામ અને કૃષ્ણે સ્વીકારેલા માર્ગને અનુસરી તમે તમારૂં પશ્ચિમ જીવન સાર્થક કરો. તમે યુદ્ધ કરી શત્રુઓનો નાશ કર્યો. પછી રાજ્ય કર્યું અને નિરૂપમ સુખનો ઉપભોગ કર્યો. હવે તમારે આ સંસારમાં ઉપભોગ કરવા યોગ્ય કોઈપણ વસ્તુ અવશેષ રહી નથી. કેવળ તમારે અદ્વૈત સુખ ભોગવવાનું રહેલું છે. માટે હવે ત્વરા કરો. વૃથા કાળક્ષેપ કરવો યોગ્ય નથી. કારણ કે કાળનો વિશ્વાસ કરવો નહીં. તે તમને અચાનક આવી આક્રાંત કરી લેશે. કૃષ્ણ જેવા સમર્થ પુરૂષને પણ તેણે અચાનક પકડ્યા હતા."

મુનિવર્ય ધર્મઘોષસૂરિનો આ ઉપદેશ સાંભળી પાંડવોના વૈરાગ્યમાં અકસ્માત્ વૃદ્ધિ થઈ ગઈ. તેમનો સંયમનો ઉત્સાહ ચંદ્રના પ્રકાશથી સમુદ્રની જેમ વધવા લાગ્યો અને મનઃપરિણામમાં અકસ્માત્ ફેરફાર થઈ ગયો હતો. પછી તત્કાળ તે મહાવીરોએ મહાનુભાવને વંદના કરી અને તેમના ઉપદેશની ભાવના ભાવતા ભાવતા ત્યાંથી પુનઃ પોતાની નગરી તરફ વિદાય થયા હતા.



## પ્રકરણ ૫૨ મું.

### પાંડવનિર્વાણ અને ઉપસંહાર.

પરમ શાંતિ સુધાસાગર શ્રીધર્મઘોષમુનિવરના ઉપદેશથી પાંડવોના હૃદયમાં સંયમ લેવાની પવિત્ર ધારણા પ્રગટ થઈ હતી. હવે તેમણે પોતાના જીવનને સન્માર્ગનો સાથી બનાવ્યો હતો. તેઓ રાજ્યમાં આવી આર્હત્ ધર્મના સાતક્ષેત્રોમાં પોતાની રાજ્યલક્ષ્મીનો ઉપભોગ કરવા લાગ્યા. અનાથ-નિરાધાર અને દુઃખી જનોનો ઉદ્ધાર કરવા માંડ્યો પરમ ઉદારતાથી દાનધર્મ કરી તેઓ ખરેખરા દાનવીર બન્યા હતાઃ છાત્રશાળા, જ્ઞાનશાળા અને ધર્મશાળાની ઉત્તમ યોજના કરી તેમણે પોતાના દ્રવ્યને ઉપયોગી કર્યું હતું. દરિદ્ર પુરૂષોને સુવર્ણમુદ્રાનાં દાન કરી

પોતાની અસાધારણ ઉદારતા દર્શાવી હતી. સાત ક્ષેત્રોમાં અસંખ્ય ધન વાવીને દુર્ગતિરૂપ અંધ કૂપમાંથી પોતાનો ઉદ્ધાર કરવા તત્પર થયા હતા. આ પ્રમાણે સુકૃતોની શ્રેણી પર આરૂઢ થઈ પાંડવોએ પોતાના રાજ્ય ઉપર જરાકુમારને બેસાર્યો હતો અને પોતે સર્વોપાધિથી મુક્ત થઈ ચારિત્રારાધન પર તત્પર થયા હતા. તે સમયે તેમણે હૃદયમાં દયા લાવી કારાગૃહમાં પડેલા કેદીઓને મુક્ત કર્યા હતા. પછી સતી દ્રૌપદીને સાથે લઈ ઐરાવત જેવા ગજેંદ્રો ઉપર ચડી પાંડવો સુવર્ણવૃષ્ટિ કરતા કરતા દીક્ષા લેવાને નગરની બાહેર નીકળ્યા હતા. હજારો લોકો તેમનાં દર્શન કરી તેમની વૃત્તિને ધન્યવાદ આપતા હતા. તેમની પાછળ તેમના સામંતો અને સચિવો તેમના એ સુકૃતને અનુમોદન કરતા ચાલતા હતા. જાણે મૂર્તિમાન પંચમહાવ્રત હોય તેવા તે પાંડવોની સાથે મૂર્તિમતી ક્રિયાના જેવી સતિ દ્રૌપદી ચારિત્રરત્નના અલંકારને ધારણ કરવાને ઉત્સુક થઈ શોભતી હતી.

પાંડવો અને દ્રૌપદી નગરની બહાર નીકળી ધર્મઘોષ મુનીના ચરણ સમીપે આવ્યા હતા. તેઓ ગજેંદ્ર ઉપરથી નીચે ઉતરી અને રાજચિન્હોનો પરિત્યાગ કરી તે મહા મુનિની સમીપે વિનીત થઈ ઉભા રહ્યા. તેમણે વિનીત વાણીથી મુનિને પ્રાર્થના કરી, “સ્વામિન્! તમારા હસ્તસ્પર્શથી અમારા મસ્તકને પવિત્ર કરો. અને દીક્ષાનું મહાદાન આપી અમને કૃતાર્થ કરો.” આ પ્રમાણે કહેતાંજ તેમનાં શરીર

રોમાંચિત થઈ ગયાં અને તેમનાં નેત્રોમાંથી આનંદાશ્રુ ચાલવા લાગ્યાં. પાંડવોનો આવો વ્રતોત્સાહ અને પવિત્ર ભાવના જાણી મહામુનિ હૃદયમાં પ્રસન્ન થઈ ગયાં અને હૃદયથી તેમને અભિનંદન આપવા લાગ્યા.

શુભ મુહૂર્ત્તે મહામુનિ ધર્મઘોષસૂરિએ દ્રૌપદી સહિત પાંડવોને દીક્ષા આપી. પછી પ્રધાનો અને પુરજનો તેમને વંદના કરી હળવે હળવે પોતાના સ્થાનમાં ચાલતા થયા અને પછી પાંડવો ગુરૂ પાસે ક્રિયાક્રમનો અભ્યાસ કરી શરીરમાં પણ નિઃસ્પૃહ થઇ પૃથક્ પૃથક્ દેશમાં વિહાર કરી ગયા હતા. સતી દ્રૌપદી પ્રવર્ત્તિનીના પરિવારમાં સામિલ થઈ વિહાર કરતી હતી.

ધર્મવીર પાંડવોનાં ચારિત્રજીવનનો આરંભ અસાધારણ હતો. શમરૂપ સુધાનું પ્રાશન કરી તેઓ તૃપ્ત થયા હતા. ઇંદ્રિયરૂપ દુષ્ટ અશ્વોને તેમણે વશીભૂત કર્યા હતા. આલસ્ય, પ્રમાદ વિગેરે દુર્ગુણોનો તેમણે દૂરથીજ ત્યાગ કર્યો હતો. નિદ્રારૂપ નારીના મુખકમળનું તેઓ અવલોકન કરતા ન હતા. તેઓ સદા દ્વાદશાંગીનું અધ્યયન કરતા અને તેનુંજ મનન કરતા હતા. રસેંદ્રના સંસ્કારથી જેમ લોહધાતુ સુવર્ણપણાને પામે છે, તેમ પાંડવો શ્રુતરૂપ સંસ્કારે કરી ઉત્તમ પ્રકારની ગીતાર્થતાને પ્રાપ્ત થયા હતા. સતી દ્રૌપદી પણ પ્રવર્ત્તિનીના ચરણ કમળની ઉપાસના કરતી અનુક્રમે તપ, જ્ઞાન અને વિવેકની પરમ સ્થિતિને પામી હતી. મહર્ષિ પાંડવો

પોતાના પૂર્વપરાક્રમને કર્મરૂપ શત્રુઓનો વિજય કરવા પ્રગટ કરતા હતા. તેઓ ઉત્તમ પ્રકારના દુષ્કર અભિગ્રહવડે ઉત્કૃષ્ટ તપ આચરતા હતા.

શ્રીમાન્ પરાક્રમી ધર્મરાજાએ પોતાના આત્મામાં શાંતિરૂપ હિમસમુદાયનો એવો ઉદય કર્યો કે જેથી તેણે મહામોહરૂપ ગ્રીષ્મઋતુનો આરંભ વ્યર્થ કરી દીધો હતો. એ રાજર્ષિના ચિત્તરૂપ અંતઃપુરને તાબે કરવા ચડી આવેલા કામાદિક અંતરંગ શત્રુઓ તેની શાંતિરૂપ વિશાળ ખાઇની અંદર ડુબી ગયા હતા. મહા પરાક્રમી ભીમમુનિ એ ખરેખર ભીમમુનિ બન્યા હતા. તેનું મહાબળ પૂર્વે જેમ બાહ્ય શત્રુઓને દુર્લંઘ્ય થયું હતું, તે સાંપ્રતકાળે મોહાદિક શત્રુઓને દુર્લંઘ્ય થયું હતું. પૂર્વે જે ભીમ ભયંકર ગદાએ સર્વ શત્રુઓને નાશ કરનારો હતો, તે ભીમ અત્યારે મહામુનિ થઇ ક્ષમારૂપ ગદા લઈ કામાદિક શત્રુઓને નાશ કરનારો થયો હતો. પૂર્વે જે મહાવીર અર્જુને પોતાના ગાંડીવ ધનુષ્યથી રાધાવેધ કરી દ્રૌપદીને હસ્તગત કરી હતી, આજે તે અનગાર અર્જુન પ્રશમરૂપ ગાંડીવ લઇ શમતારૂપ રાધાનો વેધ કરી પરમાનંદની સંપત્તિને હસ્તગત કરવા તૈયાર થયો હતો. નકુળ અને સહદેવ તપરૂપ સમુદ્રથી ઉત્પન્ન થયેલા શમરૂપ અમૃત વડે સંપૂર્ણ તૃપ્ત થયા હતા.

આ પ્રમાણે ધર્મવીર પાંડવોનું ચારિત્રજીવન પ્રસાર થતું હતું. તેમની મનોવૃત્તિ એકાગ્રતા ધારણ કરી પંચપર-

મેષિતું ચિંતવન કરતી હતી. તેમણે પોતાના મનને સર્વ પ્રવૃત્તિમાંથી નિવૃત્ત કરી આર્હત તત્ત્વની ઉપાસનામાં લગ્ન કર્યું હતું. તેઓ અતુલ મનોબળ ધારણ કરી દુઃસાધ્ય અભિગ્રહ કરતા હતા. ભાલાની અણી ઉપર રહે તેટલું અન્ન આહારમાં લેવાનો ભીમમુનિએ અભિગ્રહ કર્યો હતો. અને એવા અભિગ્રહને પાર પાડવાને તે સમર્થ થયા હતા. એવા એવા દુષ્કર અભિગ્રહ ધારણ કરતા તે પાંડવો પૃથ્વી ઉપર વિહાર કરતા હતા અને ધર્મોપદેશ આપી ભારતવર્ષની સર્વ જૈન પ્રજા ઉપર ભારે ઉપકાર કરતા હતા.

આ પ્રમાણે ઘણાં વર્ષો પ્રસાર કરી પૃથ્વી પર વિહાર કરતા પાંડવો એક વખતે કોઈ રમણીય પર્વત પાસે આવી ચડ્યા હતા. એ પર્વતના પ્રદેશની આસપાસ વિવિધ વૃક્ષોની ઘટા આવી રહી હતી. મંદ, શીતળ અને સુગંધી પવન વાતો હતો. તે પ્રદેશની સમીપે એક રમણીય ભાગ દેખાતો હતો. પર્વતના ઝરણાંઓની બનેલી એક સુંદર સરિતા તેની પાસે વહેતી હતી. એક તરફ સિંહ, મૃગ અને સસલાં સાથે રહી ક્રીડા કરતાં હતાં. કોઈ પણ પશુ કે પક્ષી ક્રૂરતા કે વૈરભાવવાળું જોવામાં આવતું ન હતું. સર્વ સ્થળે શાંતિ પ્રસરી રહી હતી.

આ રમણીય પ્રદેશ જોઇ પ્રસન્ન થયેલા પાંડવો ત્યાંથી પ્રસાર થયા, ત્યાં પોતાના ઉપકારી ગુરૂ શ્રીધર્મઘોષમુનિ તેમના જોવામાં આવ્યા. એ શાંત મૂર્ત્તિનું દર્શન

છતાંજ પાંડવમુનિઓના હૃદયમાં અનહદ આનંદ ઉત્પન્ન થઇ આવ્યો, તેમનાં અંગરોમાંચિત થઇગયાં અને નેત્રોમાંથી આનંદાશ્રુનીધારાઓ ચાલી. ગુરૂભક્તિથી ભાવિત થયેલા પાંડવમુનિઓ ઉલટ લાવી ગુરૂના ચરણકમળમાં નમી પડ્યા અને પછી વિધિથી તેમણે ગુરૂને વંદના કરી. ગુરૂએ તેમને હર્ષથી બેઠા કર્યા અને પોતાનું શિષ્યવાત્સલ્ય દર્શાવ્યું. પરસ્પર સુખ શાતા પુછયા પછી ગુરૂએ અમૃતમય વાણીથી તેમને દેશના આપી તે દેશનારૂપ અમૃતધારાને પાડવોએ પ્રેમથી પોતાના હૃદયકમળમાં ઝીલી લીધી.

પછી વિસ્મય પામેલા પાડવોએ વિનયથી પ્રશ્ન કર્યો—"ભગવન્ ! આ રમણીય પ્રદેશ જોઇ અમે સાનંદાશ્ચર્ય થયા છીએ. સ્વભાવે ક્રૂર એવા પ્રાણીઓ આ સ્થળે નિર્વૈર અને શાંત થઇ રહેલા છે. તેમજ આ પ્રદેશને અવલોકતા અપાર શાંતિ અને હૃદયની પ્રસન્નતા ઉત્પન્ન થાય છે. તેનું શું કારણ હશે ? એ તમારા આગમનનો પ્રભાવ છે અથવા કોઇ બીજું અલૌકિક કારણ છે ? " પોતાના પ્રિય શિષ્યોનો આ પ્રશ્ન સાભળી ગુરૂએ પોતાની પવિત્ર ગિરા પ્રગટ કરી. "ભદ્ર ! પૂર્વે મહાનુભાવ બળભદ્રમુનિ વિહાર કરતાં આ સ્થળે આવ્યા હતા. તે મહામુનિએ આ સ્થળે માસક્ષમણ વ્રતનો આરંભ કર્યો હતો. તપસ્યાના પ્રભાવથી એ મહામુનિના સુંદર શરીરને વિષે વિશેષ સૌદર્ય પ્રગટ થઇ આવ્યું હતું. આ સમયે કોઇ સુંદર સ્રી નાના બાળક સાથે આવેલા કુવા ઉપર જળ ભરવાને આવી હતી તેણી આ સુંદર મુનિને જોઇ

મોહિત થઇ ગઇ. મોહથી બેભાન થયેલી તે ભામિનીએ ઘડાના કાંઠા ઉપર નાખવા તૈયાર કરેલી રજ્જુ પોતાના બાળકના ગળામાં નાંખી દીધી અને તેને કૂવામાં ઉતારવા લાગી, તેવામાં બળભદ્રમુનિની દૃષ્ટિ તે ઉપર પડી એટલે તેઓ તે સ્રીની પાસે આવ્યા અને તેણીને પ્રતિબોધ આપી પોતાના રૂપની નિંદા કરતા પાછા ફર્યા હતા. આ વખતે મહામુનિ બળભદ્રે એવો અભિગ્રહ કર્યો કે, " વનના કાષ્ઠના ભારા હરણ કરનારા પુરૂષોએ આપેલું અન્નાદિક મળે તો હું પારણું કરીશ, અન્યથા નહીં. " તેમનો આવો દુષ્કર અભિગ્રહ આખરે પૂર્ણ થયો હતો અને તે મહા મુનિએ તેજ પ્રકારે પારણું કર્યું હતું. પછી તે કાષ્ટવાહી પુરૂષોએ એ તેજસ્વી બળભદ્રની વાર્ત્તા નગરમાં જઈ રાજાઓને જણાવી. તે સાંભળી રાજાઓએ ચિંતવ્યું કે " એ પુરૂષ તપસ્યા કરી મહાન્ પરાક્રમ મેળવી આપણું રાજ્ય ગ્રહણ કરવાની ઈચ્છા કરે છે, માટે તેનો વધ કરવો જોઈએ. " આવું ચિંતવી તે રાજાઓ શસ્ત્રાસ્ત્ર ધારણ કરી અને વાહનો પર આરૂઢ થઈ બળભદ્રમુનિને મારવા ધસી આવ્યા. આ વખતે બળભદ્રનો પૂર્વોપકારી સિદ્ધાર્થદેવ ત્યાં આગળ પ્રગટ થયો અને તેણે હજારો સિંહના રૂપો વિકુર્વી તે રાજાઓને ભયભીત કરી દીધા. તેમની સેના ચિત્રવત્ થઇ ગઇ. પછી તેઓએ આવી બળભદ્રમુનિના ચરણમાં વંદના કરી, ત્યારથી બળભદ્રમુનિનું ' નરસિંહ ' એવું નામ લોકમાં વિખ્યાત થયું હતું. તે પછી આ સ્થળે કેટલાએક તિર્યંચ પ્રાણીઓએ બળભદ્રમુનિની

દેશના સાંભળી હતી. દેશનાના શ્રવણથી તે પુણ્યવંત પ્રાણીઓએ તે મુનિ પાસેથી જુદાં જુદાં વ્રતો અંગીકાર કર્યાં હતાં. તે બળભદ્ર મુનિનો કોઈ પૂર્વ સંબંધી હરિણરૂપે થઈ આ વનમાં રહેતો હતો. તે હમેશાં તે મહામુનિની દેશના સાંભળવા આવતો અને તે સંકેતથી કાષ્ટના ભારાવાળાઓને બતાવી મુનિને માટે આહારનો યોગ કરી આપતો હતો. બળભદ્રમુનિ તે હરિણની પાછળ જઇ કાષ્ઠવાહી લોકો પાસેથી ભિક્ષા ગ્રહણ કરતા હતા. એક વખતે તે હરિણ રથકારની પાસે બળભદ્રમુનિને લઈ ગયો. મુનિને જોતાંજ તે રથકાર પ્રસન્ન થયો અને પોતાના આહારમાંથી અતિ ભક્તિવડે મુનિને પ્રતિલાભિત કર્યા હતા. તે રથકારનો અપ્રતિમ શુદ્ધ ભાવ જોઈ તે હરિણ પોતાના હૃદયમાં તેવા ભાવ ભાવવા લાગ્યો. એક તરફ બળભદ્ર જેવા પાત્ર, બીજી તરફ રથકાર જેવો ભાવિક દાતા અને ત્રીજી તરફ હરિણની ભાવના—આવા ઉત્તમ ત્રિપુટીના યોગ વખતે ત્યાં આવેલું એક મહાન્ વૃક્ષ તુટી પડયું અને તેથી તે ત્રણેનું ત્યાં મરણ થયું. તેઓ ત્રણે બ્રહ્મદેવલોકમાં સમાન સંપત્તિવાળા દેવતા થયા હતા.

આ પ્રમાણે અતિ ચમત્કારી એવા બળભદ્રમુનિના દિવ્ય સામર્થ્યથી આ વન અદ્યાપિ શાંત અને નિર્વૈર પ્રાણીઓથી યુક્ત છે. તે મહામુનિ બળભદ્રની કલ્યાણરૂપ અક્ષય કીર્ત્તિને ફેલાવે છે. ”

શ્રીમાન ધર્મઘોષમુનિના મુખથી આ વૃત્તાંત સાંભળી

પવિત્ર પાંડવમુનિઓ આશ્ચર્ય પામી ગયા. અને તેઓ ખેદ કરવા લાગ્યા–" અહો ! અમે કેવા નિર્ભાગી ! કે એવા પરમ પવિત્ર અને તપસ્વી બળભદ્રમુનિનાં અમારે દર્શન થયાં નહીં. ઐશ્વર્યથી અલકૃંત એવા એ અનગાર શિરોમણિને અમે વંદના કરી શકયા નહીં. જગતનું કલ્યાણ કરનારા એ મહાનુભાવ અમારા દૃષ્ટિમાર્ગમાં આવ્યા નહીં અને તેમની દેશનાએ સાભળી નહીં, એજ અમારૂં અલ્પ પુણ્ય છે. માટે હવે સાંપ્રતકાળે શ્રીનેમીશ્વરપ્રભુના ચરણકમળની વંદના થાય તો આપણા સર્વ પાતકોને જળાંજળિનું દાન થશે અને આપણું વ્રતગ્રહણ પણ કૃતાર્થ થાય. પણ એ પરમ પવિત્ર ત્રૈલોકયઉદ્ધારક પ્રભુ કયાં વિચરતાં હશે ? એ આપણે જાણતા નથી." પાંડવોની આ ધારણા જાણનારા અને પોતાના જ્ઞાનથી ત્રૈલોકયનું અવલોકન કરનારા તે ધર્મઘોષ મુનિવર બોલ્યા—"ભદ્ર ! સાંપ્રતકાળે શ્રીનેમિપ્રભુ આર્ય દેશ, અનાર્ય દેશ અને મધ્ય દેશને વિષે અનુક્રમે વિહાર કરી વિવિધ પ્રકારના પ્રાણીઓને બોધ કરી અધુના પોતાનો નિર્વાણ સમય નજીક જાણી રૈવતગિરિ ઉપર વિરાજિત થયા છે." મુનિશ્વરનાં આ વચન સાંભળી પાંડવોએ કહ્યું, " ગુરો ! જો શ્રી નેમીશ્વરપ્રભુનું સત્વર નિર્વાણ થનાર છે, તો આપ પણ કૃપા કરી અમારી સાથે વિહાર કરો અને અમારી સાથેજ એ જગત્પતિના ચરણનાં દર્શન કરો. " પાંડવમુનિઓની આ પ્રાર્થના સ્વીકારી મુનીશ્વર ધર્મઘોષમુનિએ પાંડવોની સાથે ત્યાંથી વિહાર કર્યો હતો. વિહાર કરતાં તેઓએ

માર્ગમાં આવેલા હસ્તિકલ્પનગરમાં પ્રવેશ કર્યો. ત્યાં પાંડવોએ માસક્ષમણનું પારણું કરતાં એવો અભિગ્રહ ગ્રહણ કર્યો કે, "આ નગરથી રૈવતગિરિ બાર યોજન દૂર છે, માટે સવારે ગમન કરી સાયંકાળ પર્યંતમાં ત્યાં પહોંચવું અને પછી અમારો પારણાવિધિ થાઓ." આ પ્રમાણે અભિગ્રહ લઈ તેઓ રૈવતગિરિને માર્ગે ચાલ્યા. તેવામાં જેનું મુખ ગ્લાન થયેલું છે એવા કોઈ ચારણમુનિ આવી ચડયા, તેમણે ધર્મઘોષમુનિને વંદના કરી કહ્યું કે, "ત્રણલોકના મહોપકારી પ્રભુ નેમીશ્વરભગવાન રૈવતગિરિપર આવ્યા હતા. ત્યાં દેવતાઓએ સમવસરણ રચ્યું હતું, તે સમવસરણમાં વિરાજિત થયેલા પ્રભુએ ધર્મદેશના આપી અનેક આત્માઓને ધર્મ પમાડયો. પછી ભગવાન્ સહસ્ર વર્ષનું આયુષ્ય પૂર્ણ થતાં પરમાનંદમય અને નિરાબાધ એવા નિર્વાણપદવીને પ્રાપ્ત થાય છે. તે વખતે પ્રદ્યુમ્ન તથા સાંબ વિગેરે કુમારો, રથનેમિ વિગેરે તેમના ભાઈઓ, રૂક્મિણી વિગેરે કૃષ્ણની આઠ સ્ત્રીઓ, રાજીમતી વિગેરે ઘણી સાધ્વીઓ અને બીજા મુનિવરો પણ તેજ કાળે મોક્ષપદને પામ્યા છે. નેમીશ્વરપ્રભુની માતા શિવાદેવી, સમુદ્રવિજય વિગેરે દશાર્હો દેવત્વને પામ્યા છે, ઇંદ્રાદિક દેવતાઓએ પ્રભુના પવિત્ર શરીરની ઉત્તરક્રિયા કરી છે. પછી ઇંદ્રે પ્રભુના અગ્નિસંસ્કારથી પવિત્ર એવી રત્નશિલાને વિષે શ્રીનેમિપ્રભુના મંદિરનું નિર્માણ કર્યું, તેમાં તે પ્રભુની પ્રતિમાનું સ્થાપન કરી વારંવાર તેમની

વંદના કરી છે અને તે પછી દેવતાઓ, રાજાઓ અને બીજા લોકોના સમૂહ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા છે."

વિદ્યાચારણ મુનિની આવી વાણી સાંભળી પાંડવોના હૃદયમાં શોકમય દશા પ્રગટ થઇ આવી. તેઓ બોલ્યા કે "શ્રીબળભદ્રમુનિ અને નેમિભગવાનનાં દર્શન થયાં નહીં, તેથી અમારાં વિપરીત ભાગ્ય છે. જે પુરૂષો એ નેમિપ્રભુના હસ્તકમળથી દીક્ષાદાન પામ્યા છે અને તેમની વાણીસુધાનું પાન કર્યું છે, તેઓના પૂર્ણ સદ્દભાગ્ય છે અને તેમનો જન્મ સફળ છે. અમારૂં આ તપરૂપ વૃક્ષ જો પ્રભુની વાણીરૂપ અમૃતે સિંચન થયું હોત તો એ મહાવૃક્ષમાંથી અમને મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થાત. પણ ભાગ્યશૂન્ય પુરૂષોના મનોરથ સફળ થતા નથી. અમોએ પ્રભુનાં દર્શન કર્યાં પછી પારણા કરવાનો જે અભિગ્રહ લીધો છે, તે અભિગ્રહ અમારે ધારણ કરવાનો છે. હવે એ અભિગ્રહ આગળ અંગીકાર કરી અહીં નજીક આવેલા સિદ્ધાચળગિરિને વિષે આરોહણ કરી અમારા મનમાં જે અભિષ્ટ કર્ત્તવ્ય છે, તેને અમે પૂર્ણ કરીશું; કારણકે આ પવિત્ર ગિરિ ઉપર પૂર્વે પુંડરીક પ્રમુખ કોટીગમે મુનિઓ પોતાનાં સર્વ કર્મોનો નાશ કરી મોક્ષને પ્રાપ્ત થયેલા છે." આવો વિચાર કરી મહા મુનિ પાંડવો એ મહાતીર્થમાં આવ્યા હતા. તેમની સાથે મહામુનિ ધર્મઘોષસૂરિ પણ તે સ્થળે પધાર્યા હતા. પવિત્ર રાજર્ષિ પાંડવો એ તીર્થરાજના શિખર ઉપર આરૂઢ થયા અને ત્યાં પોતાના ઉપકારી ગુરૂ

ધર્મઘોષસૂરિની પાસે આરાધનવિધિથી અનશનવ્રતનો અંગીકાર કરી તેઓ શુદ્ધ ધ્યાનમાં મગ્ન થયા હતા. આ વખતે પવિત્ર પાંડવો જગતના સર્વ જીવોને સ્વાત્મતુલ્ય અવલોકન કરતા, સૌમ્યરૂપ સમુદ્રમાં મગ્ન થતા, શાંત અંતઃકરણને ધારણ કરતા, ધ્યાન, સમાધિના બંધ પ્રબંધની મૈત્રીથી સ્થિર બુદ્ધિને વહન કરતા તે પાંડવો જાણે મોક્ષમંદિર પર આરોહણ કરવાની નિસરણી હોય તેવી ક્ષપકશ્રેણી પર આરૂઢ થઈ અખિલ પદાર્થોના અવલોકનને આપનાર કેવળજ્ઞાનને પ્રાપ્ત થયા હતા. તે વખતે તેમણે દેવ, મનુષ્ય અને અસુરાદિકને શુદ્ધ ધર્મોપદેશ આપી એક મુહૂર્ત્ત માત્ર દશમયોગને સેવન કરનારા તે પાંડવો ક્ષણવાર અયોગિ ગુણસ્થાનમાં વિશ્રાંતિ લઈ અક્ષય સુખવાળા મુક્તિપદને ધર્મઘોષમુનિ સાથે પ્રાપ્ત થયા હતા. તે પછી પોતાના પાંડવપતિઓને ઉદ્દેશી ગમન કરનારી અને નિર્મળ અનશનવ્રતથી પવિત્ર થયેલી સતી દ્રૌપદી શુદ્ધ ધ્યાનના યોગથી વિલય પામી અતુલ સંપત્તિવાળા બ્રહ્મદેવલોકમાં ગઈ હતી. આ વખતે દેવતાઓએ કલ્પવૃક્ષનાં કાષ્ઠો લાવી તે મહાનુભાવોના મૃતશરીરને અગ્નિસંસ્કાર કર્યો હતો. પછી તે સ્થળે પાંડવોના નિર્વાણનો મહોત્સવ મહાન્ ઉત્સાહથી કરવામાં આવ્યો હતો.

ભારતવર્ષના મહાન્ યુદ્ધવીર અને ધર્મવીર પ્રતાપી પાંડવો આ જગતમાં અક્ષય કીર્ત્તિ પ્રસરાવી અને પોતાનું નામ અમર કરી સિદ્ધગિરિના મહાતીર્થમાં નિર્વાણ પામ્યા છે. તેમની

ધર્મકીર્ત્તિનો પવિત્ર સ્થંભ સિદ્ધગિરિ ઉપર તેમની દિવ્ય કીર્ત્તિને સૂચવે છે. એ પ્રાતઃસ્મરણીય મહાનુભાવ પાંડવોના ચરિત્રને ભારતીય પ્રજા અદ્યાપિ ગાય છે અને તત્સમાન થવાની ભાવના ભાવી આત્મકલ્યાણ કરે છે. એ પાંડવચરિત્રની ગ્રથના વિવિધરૂપે ગુંથવામાં આવી છે. તેમાંથી વ્યવહારનું કૌશલ્ય મળે છે. શબ્દજ્ઞાન સંપાદિત થાય છે, વિનયાદિ ગુણો પ્રાપ્ત થાય છે, વાણીનું ચાતુર્ય ઉપલબ્ધ થાય છે અને ત્રૈલોક્યને અભયદાન કરનાર ધર્મ પણ મેળવી શકાય છે. અદ્ભુત તેજસ્વી એવા શ્રીનેમીશ્વર ભગવાન, બળભદ્ર, વાસુદેવ, પ્રતિવાસુદેવ, પાંડવ, કૌરવ, ભીષ્મપિતામહ, કર્ણ, દ્રોણાચાર્ય વિગેરે ઘણા મહાવીરોના પરાક્રમરૂપ આભૂષણોથી અલંકૃત એવું એ ચરિત્ર સર્વ જૈન બાળકોએ, તરૂણોએ, વૃદ્ધોએ અને બાળ, તરૂણ તથા વૃદ્ધ શ્રાવિકાઓએ મનન કરવા યોગ્ય, શ્રવણ કરવા યોગ્ય અને પઠન કરવા યોગ્ય છે.

यावत्संसारतापादिनिकरभिदुरा वाग्जिनानां मुनीन्द्र-
प्रज्ञाकान्तावगाढा विधुरयति सुधादीर्धिकादर्पमुद्राम् ।
तावन्निर्निद्रकान्तस्वरकमलकलां पुष्पदश्रांतमस्यां,
विश्वं विद्वद्विरेफार्पितमहिममहाकाव्यमेतद्विनोतु ॥ २ ॥

"આ સંસારના તાપરૂપી પર્વતોને નાશ કરવામાં વજ્ર સરખી અને મુનિવરોની બુદ્ધિરૂપ સ્ત્રીઓએ સ્નાન કરવા અવગાહન કરેલી શ્રી જિનવાણીરૂપ વાપિકા જ્યાંસુધી અમૃ-

તવાપિકાની ગર્વમુદ્રાનો તિરસ્કાર કરે છે, ત્યાસુધી તે જિન વાણીરૂપ વાપિકાને વિષે વિદ્વાનરૂપ ભ્રમરાઓએ જેનો મહિમા પ્રગટ કર્યો છે એવી સુવર્ણકમળની કળાને ધારણ કરનાર આ પાંડવચરિત્રરૂપ મહાકાવ્યને આ જગત્ યથેચ્છ પણે સેવન કરી તૃપ્તિ પામો. અર્થાત્ જ્યાસુધી જિનવાણી આ જગત્મા વિદ્યમાન રહે ત્યાસુધી આ પાંડવચરિત્ર વિદ્યમાન રહો અને જૈન વિદ્વાનો યથેચ્છ રીતે તેનો લાભ પ્રાપ્ત કરો.



# મહાન ગ્રંથ પૂજા સંગ્રહ.

## ભાગ ૧-૨-૩-૪-૫-૬ ( સચિત્ર )

અગાઉથી ડીપોઝીટ રૂા. ૧ મોકલી ગ્રાહક થનાર પાસેથી કિંમત રૂા. ૨ાા પાછળથી કિંમત રૂા. ૩ાા

આજ સુધીમાં પુજા સંગ્રહની ઘણી ચોપડીઓ છપાઈ પ્રસિદ્ધ થયેલી છે, પણ તે ચોપડીઓમાં પુજા ભણાવવાની વિધિ પુજાઓ સાથે નહીં જણાવેલી હોવાથી ઘણા ભાઇઓને પુજાઓ ભણાવવાની અગવડો પડે છે; તે અગવડો દુર કરવાના સબબથી અમે બધી પુજાઓની વિધિ દરેક પુજાની પહેલાં દાખલ કરી છે તેથી પુજા ભણાવવાવાળાને કશી અડચણ પડે નહીં, તેમ પોતાની મેળે પુસ્તકમાં જોઇતે સામાન વિગેરે મેળવી શકે. આ બુકના ૬ ભાગ પાડવામાં આવ્યા છે.

પહેલા ભાગમાં—ચાર જાતનાં સ્નાત્ર વિધિ સાથે ૧ પંડિત શ્રી વિરવિજયજીકૃત ૨ શ્રી દેવપાલ કવિકૃત ૩ પંડિત શ્રી દેવચંદજીકૃત. ૪ પંડિત શ્રી રૂપવિજયજીકૃત. પુજાઓમાં પંચકલ્યાણકનીપુજા, પિસ્તાલીશ આગમની પુજા, નવાણું પ્રકારી પુજા, બારવ્રતની પુજા અને ચોસઠપ્રકારની પુજા, એ રીતે દાખલ કરવામાં આવ્યું છે.

બીજા ભાગમાં—પંડિત શ્રી રૂપવિજયજીકૃત પુજાઓ, તેમાં પંચકલ્યાણકની પુજા, પંચજ્ઞાનની પુજા, વિશસ્થાનકની પુજા, અને પિસ્તાલીશ આગમની પુજા. શ્રી દેવવિજયજીકૃત અષ્ટપ્રકારી પુજા, ઉત્તમવિજયજીકૃત અષ્ટપ્રકારી પુજા. એ રીતે પુજાઓ દાખલ કરવામાં આવેલી છે.

ત્રીજા ભાગમાં—શ્રી વિજયલક્ષ્મીસુરિકૃત વીશસ્થાનકની પુજા, શ્રી સકલચંદજીકૃત સત્તરભેદી પુજા, એકવિશપ્રકારી પુજા. શ્રીમદ યશોવિજયજીકૃત નવપદની પુજા, શ્રી પદ્મવિજયજીકૃત નવપદની પુજા, ધર્મચંદજીકૃત નંદીશ્વરદ્વીપની પુજા અને પંડિત શ્રી દીપવિજયજીકૃત અષ્ટાપદની પુજા, તથા પંડિત શ્રી ઉત્તમવિજયજી કૃત પંચતીર્થની પુજા અચળ

ગચ્છના આચાર્ય શ્રી મેઘરાજ મુનિકૃત સત્તર ભેદી પુજા એ રીતે પુજાઓ દાખલ કરવામાં આવેલી છે.

**ચોથા ભાગમાં**—શ્રીમદ્ આત્મારામજીકૃત પુજાઓ. તેમાં અષ્ટપ્રકારી પુજા, નવપદની પુજા, સત્તરભેદી પુજા, વિશસ્થાનકની પુજા. શ્રી કુંવરવિજયજીકૃત અષ્ટપ્રકારી, શ્રી બુદ્ધિસાગરજી મહારાજની બનાવેલી વાસ્તુ પુજા, પંડિત શ્રી વીરવિજયજીકૃત અષ્ટપ્રકારી પુજાના દુહા અઢીમે અભિષેક, જિન નવ અંગ પુજાના દુહા, આરતિઓ, મગળદીવો મંગળચાર વિગેરે.

**ભાગ પાંચમામાં**—શ્રી રાજેન્દ્ર સરીશ્વરજીકૃત, શ્રી હંસવિજયજીકૃત શ્રીવલ્લભવિજયજીકૃત તથા જૈનોના મહાન્ દાદા જીનદત્તસુરિશ્વરજીની પુજાઓ આવશે.

**છઠ્ઠા ભાગમાં**—અમદાવાદ અને પાટણના દેરા ઉપાશ્રય વિગેરેની વિગત દર્શાવવામા આવી છે.

---